# આત્મકથા

## ભાગ છઠ્ઠો

# છેલ્લાં વહેણ

લેખક
ઈન્દુલાલ યાજ્ઞિક

સંપાદક
ધનવન્ત ઓઝા

મહાગુજરાત સેવા ટ્રસ્ટ : અમદાવાદ.

[ (C) સર્વ હક્ક મહાગુજરાત સેવા ટ્રસ્ટને સ્વાધીન છે. ]

આવૃત્તિ પહેલી : ૧૯૭૩

પ્રત : ૧૨૫૦

કિંમત : વીસ રૂપિયા

૬૯૭૫૪

પ્રકાશક :
ધનવન્ત ઓઝા,
મંત્રી : મહાગુજરાત સેવા ટ્રસ્ટ,
રામબલિ બિલ્ડીંગ, મિશન રોડ,
ભદ્ર, અમદાવાદ.

મુદ્રક :
પુ. મો. બ્રહ્મભટ્ટ
જયશ્રી મુદ્રણ,
૬૧, અવનિકાપાર્ક,
ખાનપુર, અમદાવાદ.

મહાગુજરાત આંદોલનના અને
સંગ્રામસમિતિના સંગ્રામના વીર
શહીદોની સનાતન સ્મૃતિને

અર્પણ

—સંપાદક

# અનુક્રમણિકા

# તસવીરો

# આત્મકથાની કથા

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકની આત્મકથાનો છેલ્લો ભાગ એમના દેહાંત પછી લગભગ એક વર્ષે પ્રસિદ્ધ થાય છે, ત્યારે આ આત્મકથાની સમગ્ર કથા આલેખવામાં ઔચિત્ય લેખાશે.

ઈન્દુભાઈની આત્મકથા એ સામાન્ય સ્વરુપની આત્મકથા નથી. તેના સ્વરુપના વૈશિષ્ટય વિષે પહેલા ભાગની પ્રસ્તાવનામાં ઈન્દુભાઈએ પોતે જ સ્પષ્ટતા કરી છે એમણે કહ્યું છે : 'સામાન્ય રીતે લખાતી આત્મકથામાં લેખક જ તેનો નાયક હોય છે. પણ આ પુસ્તકના વાચક જોઈ શકશે કે આદિથી અંત સુધી તેમાં ઝળકતાં અને સુગંધીદાર અનેક માનવપુષ્પો નીચે હું તો એક સૂત્રરુપે ઢંકાઈ જાઉં છું–કવચિત કોઈ પ્રભાવશાળી વ્યક્તિઓથી વિવિધ દિશામાં ખેંચાઈ જાઉં છું, અર્થાત્ આ જીવનકથાનો નાયક હું નથી પણ ગુજરાતની પ્રજા છે, કંઈક અંશે તેના અનેક સેવકો અને ઘડવૈયા છે.'

આ સ્વરુપની દસ્તાવેજી ઈતિહાસમૂલક આત્મકથાનો વિસ્તાર ઘણો મોટો થઈ ગયો છે. છેક ૧૯૫૪ના જુલાઈમાં આ આત્મકથાનું લેખન આરંભાયું હતું અને વચ્ચે વચ્ચે અટકીને, ફરી ફરીને પાછું શરુ થતું હતું. ઈન્દુભાઈ ઉપર સેરીબ્રલ હેમરેજનો આઘાત આવ્યો તેની આગળના દિવસ સુધી એમણે આત્મકથાના લેખનનું કાર્ય કર્યું હતું. એમણે ૧૯૫૮ના ઓગસ્ટમાં શહીદસ્મારક સત્યાગ્રહનો આરંભ થયો ત્યાં સુધીની કથા આલેખી હતી. એ પછીના કાળની કથા બહુમૂલ્ય છે. ઈન્દુભાઈના જિવનનો કીર્તિકળશ મહાગુજરાત આંદોલનમાં જેટલા પ્રમાણુમાં મંડાયો હતો એથીયે

વિશેષ તો આ પછીના કાળમાં મંડાયો હતો એવો નિર્ણય ગુજરાતનો ઇતિહાસ અવશ્ય આપશે. ઈ. સ. ૧૯૬૩ થી ઈ.સ.૧૯૬૬ના અંત સુધી ઇન્દુભાઈ સામાન્યતઃ ગુજરાતની જનતાનો અને સવિશેષ અમદાવાદના ક્રાંતિકારી કામદાર આંદોલનનો હૃદય ધબકાર બની રહ્યા હતા. અમદાવાદના ઇતિહાસમાં કદાચ કોઈને પણ નથી મળી એવી લોકચાહના આ કાળમાં ઇન્દુભાઈને મળી હતી.

આ બધા કાળની યથાર્થ તસવીર ઝિલાય અને ઇન્દુભાઈની શૈલીએ એનું આલેખન થાય એ દૃષ્ટિએ ઇન્દુભાઈના નિકટવર્તી સ્વજનોએ આત્મકથાનું અધૂરું રહેલું કાર્ય પૂર્ણ કરવાની જવાબદારી મને સોંપી. પણ હું મારી મર્યાદા સમજું છું. ક્યાં જનતાના કદમ સાથે કદમ મિલાવતા અને 'શ્રમજીવી વિરાટનો હાથ પકડીને' આગળ વધવાનો પુરુષાર્થ કરતા ઇન્દુભાઈ અને ક્યાં હું ? એમની શૈલીનું અનુકરણ શક્ય નથી. એમની દૃષ્ટિ પૂરેપૂરી ખિલવવાનું પણ અશક્ય છે. આ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢીને જે કાળની કથા અધૂરી રહી છે, એ કાળની કથા મળી રહે એ રીતે ઇન્દુભાઈના જ એ પછીના કાળના લેખનમાંથી અને કથનમાંથી સંપાદન કરવાનું મને યોગ્ય લાગ્યું છે અને હું આશા રાખું છું કે અધિકારી વાચકોને પણ એ યોગ્ય લાગશે.

ઇન્દુભાઈની આત્મકથાનું સંપાદન કરવાના મારા અધિકાર વિષે થોડુંક કહેવું જોઈએ. ઇન્દુભાઇ સાથેના મારા પરોક્ષ અને પ્રત્યક્ષ સંબંધની થોડીક વાત આ દૃષ્ટિએ કહેવાની જરુર છે.

ઇન્દુભાઈના નાના ભાઈ ડૉ. રમણલાલ યાજ્ઞિક મારા જ્યેષ્ઠબંધુ શ્રી. વિજયરામ પ્રિતમરામ ઓઝાના ઘનિષ્ટ વડીલ મિત્ર હતા. એટલે હું ઘણી નાની વયે એમના પરિચયમાં આવ્યો. ઇન્દુભાઈ વિષે એમની પાસેથી સાંભળ્યું. કંઈક મોટો થયો એ

પછી તો ઈન્દુભાઈના લખાણો પણ વાંચતો થયો. ૧૯૩૫ માં ઈન્દુભાઈ પાંચ વર્ષના વિદેશવાસ પછી સ્વદેશમાં પાછા આવ્યા. પાછા આવ્યા ત્યારે એ રમણુભાઈને ત્યાં આવ્યા હતા. ત્યાં સુધીમાં હું ઉદ્દામ વૈજ્ઞાનિક સમાજવાદી દૃષ્ટિ સ્વીકારતો થઈ ગયો હતો. ઈન્દુભાઈ ઉપર પણ એ દૃષ્ટિનો કંઈક પ્રભાવ તો હતો જ એટલે રમણુભાઈને ત્યાં અમે મળ્યા ત્યારે એમણે ઈન્દુભાઈને મારો ભાવપૂર્વક જે પરિચય આપ્યો તેથી અમારી વચ્ચે એક પ્રકારની ગાંઠ બંધાઈ ગઈ. એ પછી તો ઈન્દુભાઈ સાથેનો મારો સંપર્ક સતત ચાલતો રહ્યો. શ્રી. અમૃતલાલ શેઠ અને શ્રી. કકલભાઈ કોઠારી સાથે ઈન્દુભાઈને ઘણો જૂનો સંબંધ હતો. અમૃતલાલભાઈ અને કકલભાઈ મારા સ્વજનો હતા. આ મૈત્રિસામ્યને પરિણામે ઈન્દુભાઈનો મારા તરફનો પક્ષપાત વધ્યો. એ સમયથી એટલે કે છેક ૧૯૩૬થી ઈન્દુભાઈના તમામ લેખનકાર્યમાં હું રસ લેતો અને ઈન્દુભાઈ આગ્રહપૂર્વક મને તેમાં ઉત્તેજતા. કિસાનસભાની પ્રવૃત્તિમાં ઈન્દુભાઈના જે સાથીઓ હતા એ સૌ મારા મિત્રો હતા. ઈન્દુભાઈએ આશ્રમપ્રવૃત્તિ શરુ કરી ત્યારે તેના આરંભથી તેમાં રસ લેવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. આશ્રમની મુસીબતોના કાળમાં અમે કેટલાક મિત્રોએ ઈન્દુભાઈની ષષ્ઠીપૂર્તિ ઊજવવાનું વિચાર્યું. આમાં શ્રી. કકલભાઈ કોઠારી, શ્રી. રતિલાલ ખુશાલદાસ પટેલ, શ્રી. ભાસ્કરભાઈ સેતલવડ અને હું મુખ્ય હતા. આ ષષ્ઠીપૂર્તિ નિમિત્તે 'આપણા ઈન્દુભાઈ' નામનો જે ગ્રંથ પ્રસિધ્ધ થયો છે, તેનું સંપાદન મને સોંપાયું હતું. તેમાં ઈન્દુભાઈનું એ સમય સુધીનું ચરિત્ર લગભગ દોઢસો પૃષ્ઠમાં આલેખાયું છે. ઈન્દુભાઈનું ચરિત્ર આલેખવા માટે પૂરક સામગ્રી તો પ્રાપ્ય હતી પણ તેનું સાદ્યંત દેહબંધારણ બાંધી શકાય એવી સમયાનુસારી માહિતી પ્રાપ્ય ન હતી. એટલે ઈન્દુભાઈ સાથે નેનપુરમાં એમના આશ્રમમાં રહીને

એમને પ્રશ્નો પૂછીને મેં જરુરી સામગ્રી મેળવી. જ્યારે હું એમને પ્રશ્નો પૂછતો ત્યારે ઉત્તરમાં મને જે કથા એ કહેતા તેમાં ગુજરાતના પ્રવાહોનાં તાદશ ચિત્ર મને દેખાતાં. એ આલેખવાનું મારું સામર્થ્ય ન હતું એટલે એ સમયથી જ હું ઈન્દુભાઈને પોતાના જિવનના અનુભવોનું આલેખન કરવાનો આગ્રહ કરતો. ષષ્ઠીપૂર્તિના સમયથી તો આચાર્ય શ્રી. સુરેન્દ્રભાઈ દેસાઈ, શ્રી. ભોગીલાલ ગાંધી, રવિશંકર મહેતા અને એવા અન્ય સ્વજનોએ ઈન્દુભાઈને આત્મકથા લખવાનો આગ્રહ કરવાનું શરુ કર્યું હતું.

આ બધાને પરિણામે ૧૯૫૪ના જુલાઈમાં ઈન્દુભાઈએ આત્મકથા લખવાનો નિર્ણય લીધો. એ નિર્ણય લીધો ત્યારે યે હું નેનપુરમાં હતો. વૈજ્ઞાનિક દષ્ટિની આત્મકથાના આલેખનમાં વ્યકિતનિષ્ઠ નિરુપણ ન હોય એને અંગેની ઘણી ચર્ચા અમે કરી હતી. આત્મકથા માટે જે સામગ્રી મેળવવાની હતી, એ મેળવવામાં પણ મેં સહકાર આપ્યો હતો. એના પ્રથમ ભાગમાં જે તસવીરો મૂકાઈ છે, એમાંની કેટલીક મેં મેળવી આપી હતી. લખાણ શરુ થયું ત્યારે એ જેમ લખાતું ગયું તેમ હું આશ્રમમાં રહીને એ વાંચતો જતો હતો. મુદ્રણ માટેની આખરી પ્રત મુદ્રણાલયને સોંપાય તે પહેલાં અચૂક ઈન્દુભાઇ મને એ વાંચવા આપતા અને મહદ્ અંશે એને અંગે જે સૂચનો હું કરું તેના તરફ લક્ષ પણ આપતા.

છેલ્લો ભાગ લખતા હતા ત્યારે વારંવાર મને 'માતૃભૂમિ'ના કાર્યાલય ઉપર ફોન કરીને હકીકતો અંગે અને તારીખો અંગે એ પૂછતા.

આમ અઢાર વર્ષના સુદીર્ઘ કાળ દરમિયાન આ આત્મકથાનું જે ઘડતર થયું, એ ઘડતરનો હું સાક્ષી રહ્યો છું એટલું જ નહિ

પણ એમાં સતત સાથ આપવાનું કર્તવ્ય બજાવવાનું મને પ્રાપ્ત થયું છે.

આ બધું છે અને તોયે મારી ભાષામાં અને મારી શૈલીમાં આત્મકથા અપૂર્ણ રહી એ પછીના કાળની કથા જો હું કહું તો એ ધૃષ્ટતા જ લેખાય એમ મને લાગે છે. એટલે જ મેં માત્ર સંપાદન દ્વારા શેષ કથાનું નિરૂપણ કરવાનો માર્ગ સ્વીકાર્યો છે.

× × × ×

પોતાના જિવનના અનુભવો વિષે નોંધ કરવાનો વિચાર તો ઈન્દુભાઈને છેક ૧૯૨૩–૨૪માં આવ્યો હતો. અસહકાર આંદોલન નિમિત્તે એ સાબરમતી જેલમા હતા ત્યારે અંતર્મુખ બનવાની તક એમને મળી હતી. ભૂતકાળનાં સ્મરણો વિષે એમણે ત્યારે વિચાર કર્યો અને તેને અંગે નોંધ પણ કરી. થોડી નોંધ થયા પછી એમને આ પ્રવૃત્તિ નિરર્થક લાગી તોયે એમની એ સ્મરણ-યાત્રાને પરિણામે જે સ્ત્રીરત્નોએ એમના ચિત્તતંત્ર ઉપર સંસ્કાર પાડયા હતા તેમના જિવનને આધારે 'કુમારનાં સ્ત્રીરત્નો' એવા નામથી છ લઘુ કથાઓનો એક સંગ્રહ એમણે રચ્યો.

૧૯૪૦–૪૧ માં ફરીને જેલમાં જવાનું થયું. ત્યારેયે પોતાના જિવનના અનુભવોને આધારે સ્વાનુભાવરસીક નવલકથા લખવાની વૃત્તિ એમને થઈ આવી. પણ તેનું ત્યારે કંઈ પરિણામ આવ્યું નહીં. ષષ્ઠીપૂર્તિ પછી અનેક મિત્રોએ જે સૂચનો કર્યાં હતાં તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. પૂર્ણાપૂર્તિના અભિનંદનગ્રંથ માટેના એક લેખમાં શ્રી. ભોગીલાલ ગાંધીએ લખ્યું હતું : 'છેલ્લા પચીસ વર્ષના ગુજરાતના ઘડતરના તમે સાક્ષી છો. પાંચ સાત વરસે તમે સમગ્ર વિચારસરણી, જિવનસરણી અને જિવનસ્થાન પણ બદલ્યાં છે. દેશ વિદેશમાં તમે લાંબો નિવાસ કર્યો છે અને વિસ્તૃત સફર કરી છે, તેથી તમારે છેલ્લી અડધી સદીના ગુજરાતના

સર્વાંગી વિકાસનો કડીબધ્ધ ઇતિહાસ આપવો જોઇએ; નહીં તો પછીની પેઢીના માણસોને તે બધી સામગ્રી છુટા છવાયા અસંખ્ય ગ્રંથોમાંથી એકઠી કરતાં મુસીબત પડશે ને તોય કદાચ તે પુરા સફળ ન પણ થાય'

આ પછી ઇન્દુભાઇએ આત્મકથા લખવાનો નિર્ણય કર્યો. પણ એમાં પોતાના વ્યકિતગત જિવનની કથા આલેખવાને બદલે ગુજરાતની પ્રજાના સંસ્કારજિવનની કથા લખવાનો વિચાર પ્રેરક અને પ્રવર્તક બન્યો હતો.

તોયે મંથન ચાલતું હતું. નવલકથા લખવી કે આત્મકથા? એ વખતે મેં અને અન્ય મિત્રોએ સૂચવ્યું કે નવલકથા લખવામાં સફળતા મળવા વિષે શંકા રહે, આત્મકથા તો નિઃસંદેહ ઉપયોગી સામગ્રી આપે જ.

અધકચરું કંઇ કરે તે ઇન્દુભાઇ નહિ. આત્મકથા લખવાનો નિર્ણય થયો એટલે એમણે પોતાના સમયના પ્રવાહો વિષે, સમય વિધાયક મહાજનો વિષે અને એવો બીજો અભ્યાસ શરુ કર્યો. પહેલાં નડિયાદના ઇતિહાસ વિષે અને એ નગરના પોતાના કાળના જિવન વિષે એમણે નિરુપણ કર્યું હતું. એ પછી તો જે પ્રવાહો વહ્યા તેમાં ઇન્દુભાઇ પણ સામેલ હતા. એની બેસંટના હોમરુલ આંદોલનમાં અને પછી ગાંધીજીના અસહકાર આંદોલનમાં એ જોડાયા હતા. એ બધાની કથા એમણે આલેખી છે અને એ બધા અનુભવોમાંથી એમનું જે ઘડતર થયું તેનો પરિચય આપ્યો છે.

આ સ્વરુપે નિરુપણ કરતાં પહેલા ભાગને અંતે ઇન્દુભાઇ પોતાના આયુષ્યનાં માત્ર પચીસ વર્ષની કથા આલેખી શકયા. આત્મકથા લાંબી થશે એવો ખ્યાલ એમને આવી ગયો. પણ ત્યારે તો એમની કલ્પના ચાર ભાગમાં ૧૯૫૬ સુધીના જિવનને આવરી

લેવાની હતી. ૧૯૫૬ પછીના વર્ષોમાં એમના જિવને જે નવો વળાંક લીધો તેની તો તેમને કલ્પના પણ ન હતી.

પહેલો ભાગ ૧૯૫૫ના એપ્રીલની પંદરમી તારીખે પ્રસિદ્ધ થયો. બીજા ભાગનું લેખન ત્યારે આરંભાઈ ગયું હતું. સાત મહિનામાં તો બીજો ભાગ પ્રસિદ્ધ પણ થયો. આ બીજા ભાગમાં માત્ર ચાર વર્ષની કથા છે. ભારતની રાષ્ટ્રીય અસ્મિતાના વિકાસના ઇતિહાસમાં અતિ મહત્વનાં એવાં એ વર્ષો છે એટલે તો તેમાં યથાર્થરીતે જ આટલો વિસ્તાર થયો છે. ગુજરાતના ઇતિહાસમાં અને ગુજરાતના ઘડતરમાં જેમના પ્રદાનનું બુનિયાદી મહત્વ છે એવા મહાજનો વિષે આ ભાગમાં ઉપયોગી નિરુપણ છે.

એ પછીનો સમય પણ ખૂબ મહત્વનો છે. ઇન્દુભાઈ માટે એ ભારે મનોમંથનનો સમય છે. એ કાળમાં અસહકારનો અને ગાંધીજી સાથે કારાવાસમાં રહેવાનો અનુભવ એમને મળ્યો હતો. એ કાળમાં ગુજરાતના કોંગ્રેસી અગ્રણીઓ સાથે અને પછીથી ગાંધીજી સાથે પણ એમને મતભેદો થયા હતા એટલે ત્રીજા ભાગમાં તો એ માત્ર ત્રણ વર્ષનું જ નિરુપણ કરી શક્યા. આ ત્રીજો ભાગ પણ પહેલા બે ભાગના અનુસંધાનમાં સળંગ લખાયો હતો. એ બીજા ભાગ પછી દસ મહિને પ્રસિદ્ધ થયો હતો. શૈલીની દૃષ્ટિએ આ પહેલા ત્રણ ભાગમાં એકસૂત્રતા રહી છે.

આ પછી ૧૯૫૬ના ઓગસ્ટથી આરંભાયેલાં મહાગુજરાત આંદોલનને પરિણામે આત્મકથાના લેખનની પ્રવૃત્તિ અટકી ગઈ. એ પછી સંગ્રામસમિતિનું આંદોલન આવ્યું. એ જુવાળમાંથી ઇન્દુભાઈ જ્યારે મુક્ત થયા ત્યારે છેક ૧૯૬૮માં ચોથો ભાગ લખવાની પ્રવૃત્તિ તેમણે હાથ ધરી. આમ બાર વર્ષ પછી ચોથો ભાગ પ્રસિદ્ધ થયો. એમાં ઇ.સ ૧૯૨૪ થી ૧૯૩૫ સુધીની કથાનું આલેખન થયું છે.

૧૯૬૯ ના જાન્યુઆરીમાં ચોથો ભાગ પ્રસિદ્ધ થયો. ઈન્દુભાઈ માટે એ સમય ભારે મનોમંથનનો હતો. ભારતીય જાહેર જિવનમાં અંધકાર દેખાતો હતો. પ્રકાશનાં જે કંઈ ચિહ્નો હતાં એ તો ગુજરાતથી ખૂબ દૂર હતાં. આત્મકથાનો જે પાંચમો ભાગ એમને લખવાનો હતો, તેમાં જે સમયનું આલેખન થવાનું હતું એ સમય પણ ઘણો મહત્વનો હતો. ભારતીય રાજકારણમાં ક્રાંતિકારી મહત્વનો લેખાશે એવો દાયકો શરુ થયો હતો. કોંગ્રેસના નેતામંડળમાં વિખવાદ ચરમ કક્ષાએ પહોંચ્યો હતો. ૧૯૬૯નું આખું વર્ષ કોંગ્રેસની યાદવાસ્થળીના પ્રારંભનું નિર્ણાયક વર્ષ રહ્યું. એટલે એ વર્ષમાં આત્મકથાના પાંચમા ભાગના લેખનની પ્રવૃત્તિ મંદ રહી. ઈન્દુભાઈએ એ વર્ષમાં ગાંધી જન્મશતાબ્દીની પ્રવૃત્તિ તરફ લક્ષ આપ્યું. એ પછીના વર્ષમાં એમણે લેનિનની જન્મશતાબ્દી ઉજવવા પાછળ લક્ષ આપ્યું. આટલો સમય પસાર થયો ત્યાં સુધીમાં આંદોલનના અને સંગઠનના રાજકારણમાંથી મુક્ત થઈને 'પ્રકાશ અને પ્રેમ' ની પ્રવૃત્તિ જનતામાં પ્રવર્તાવવા માટે ઈન્દુભાઈ તૈયારી કરી રહ્યા હતા. મહાગુજરાત સેવા ટ્રસ્ટ દ્વારા આ પ્રવૃત્તિ ચલાવવાના એમના મનોરથ હતા. આ નિર્ણય થયા પછી અને તેને અંગે પ્રવૃત્તિનો કંઈક આરંભ કર્યા પછી ઈન્દુભાઈએ કંઈક સ્વસ્થતા પ્રાપ્ત કરી હતી. એમની આ સ્વસ્થતાપ્રાપ્તિનું પ્રતિબિંબ ૧૯૭૦ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે એમના જન્મદિવસે અમદાવાદમાં હેરલ્ડ લાસ્કી ઈન્સ્ટીટ્યુટમાં અપાયેલા પ્રવચનમાં ઝિલાયું છે. ઈન્દુભાઈ જો જીવ્યા હોત તો એ કયે માર્ગે ચાલ્યા હોત? આ પ્રશ્નનો ઉત્તર આ પ્રવચનમાં આ કંડીકામાં આપણને મળે છે: 'આજે મારા જિવનનાં ૭૮ વર્ષ પૂરાં કરી હું ૭૯ મા વર્ષમાં પ્રવેશું છું, ત્યારે મેં એક સંકલ્પ કર્યો છે. રાજકાજમાં મેં ઘણાં વરસ ને દાયકા ગાળ્યા. એના કરતાં વધારે પાયાનું કામ હવે કરવા માગું છું. મારા દિલમાં એવી

અભિલાષા જાગી છે કે વ્યાપક અર્થમાં રચનાત્મક કાર્ય અને જ્ઞાન-પ્રચારનો દીપ લઈને હવે હરું ફરું. અલબત્ત, રાજકારણમાંથી મેં સદંતર સંન્યાસ લીધો નથી, પણ એની રોજબરોજની માથાકૂટોથી હું હવે છૂટી ગયો છું. સાહિત્યની સેવા ને પુસ્તક પ્રકાશન મેં શરુ કર્યાં છે. 'Light and Love'–પ્રકાશ ને પ્રેમની સાધના માટે લોકોને તૈયાર કરવાને હું હવે યોજનાઓ ઘડી રહ્યો છું.'

આ સ્વસ્થતા આવી એટલે એમણે આત્મકથાના પાંચમા ભાગનું લેખન ૧૯૭૦ના આરંભથી પુનઃ હાથ ધર્યું હતું. આ પ્રવચન અપાયું ત્યારે તેનું પહેલું પ્રકરણ તો પુરું થયું હતું. એ પછી આગળના કોઈપણ ભાગ કરતાં વધુ વિસ્તૃત અને ૧૯૩૫થી ૧૯૫૬ સુધીના ૨૧ વર્ષની કથા આલેખતો આ ભાગ સડસડાટ પૂરો થઈ ગયો. એમાં ઈન્દુભાઈના જિવનનો એક મહત્વનો યુગ પુરો થયો. એ યુગને અંતે એ નિરાશા અનુભવતા હતા. પણ ત્યાં એમને સંજીવની મળી ગઈ. ૧૯૫૬નું આંદોલન આવ્યું અને એમના આંતર અને બાહ્ય જિવનમાં ભારે પલટો આવી ગયો. ૧૯૭૧ના સપ્ટેમ્બરમાં આત્મકથાનો આ પાંચમો ભાગ પ્રસિદ્ધ થયો.

એ પછી થોડા મહિના મનોમંથનના અને જાહેર જિવનની ધમાલના આવ્યા. પણ એ પહેલાં આત્મકથાના છેલ્લા ભાગ માટેની કેટલીક તૈયારી થઈ ગઈ હતી. જે શિક્ષણાત્મક પ્રવૃત્તિ એ ચલાવવા માગતા હતા, તેને માટે ભૂમિકા બંધાઈ રહી હતી. એટલે તો ૧૯૭૨ના આરંભ પછી જાહેર જિવનની રોજબરોજની ધમાલમાં પડવાનું એમણે છોડી દીધું હતું. આત્મકથાના છેલ્લા ભાગનું લેખન એમણે ગંભીરતાપૂર્વક હાથ ધર્યું હતું. મહાગુજરાતના ઐતિહાસિક સંગ્રામના પ્રથમ કાંડની કથા તો પુરી થઈ ગઈ હતી. એ સંગ્રામના મુખ્ય સૂત્રધારને હાથે એ લખાઈ એ ગુજરાતના ભાવિ ઈતિહાસકાર માટે ઘણી ઉપયોગી સામગ્રી બની રહેશે. મહાગુજરાતના

સંગ્રામનો બીજો કાંડ ૧૯૫૮માં આરંભાયો. શહીદ સ્મારકની રચના જનતાએ કરી. અવિવેકી સત્તાધીશોએ એ સ્મારકની ખાંભી ઉખેડી નાખીને શહીદોની સ્મૃતિનું અપમાન કર્યું. તેનો પ્રતિકાર સત્યાગ્રહ દ્વારા કરવાનો નિર્ણય લેવાયો. અહીં સુધીની કથા ઇન્દુભાઇએ આલેખી છે. પણ એ પછીના કાળ વિષે માહિતી મળી રહે એવી વિપુલ દસ્તાવેજી સામગ્રી એમણે જ એકત્ર કરીને રાખી હતી. ૧૯૫૮ થી ૧૯૭૨ સુધીની એમની ડાયરીઓ પણ હતી. મારે તો ફાઇલોના ગંજમાં, સામયિકોના લેખોમાં, ઇન્દુભાઇએ આપેલી મુલાકાતોના અહેવાલોમાં વગેરેમાં જે સામગ્રીનો ગંજ ખડકાયો હતો તેમાંથી વિવેકપૂર્વક તારવણી કરવાની હતી.

૧૯૫૮ પછીના આ કાળમાં સંગ્રામસમિતિનું જે આંદોલન ચાલ્યું તેની કથા ઇન્દુભાઇના જ શબ્દોમાં સચવાયેલી છે. એવી જ રીતે ગાંધી જન્મશતાબ્દી, લેનિન જન્મશતાબ્દી વગેરે વિષેની માહિતી પણ એમના જ શબ્દોમાં સચવાયેલી છે. એમના લખાણોમાં અને મુલાકાતોમાં એમનું મનોમંથન પ્રતિબિંબ પામ્યું છે. એમાં જે થોડું ઊણું રહ્યું હશે એ એમની છેવટના સમયની ડાયરીમાંથી મળ્યું છે.

આ બધી સામગ્રીનો ઉપયોગ કરવા જતાં ઘણું ઘણું છોડી દીધું છે તે છતાં આ છેલ્લા ભાગનો વિસ્તાર આગળના કોઇપણ ભાગ કરતાં વધુ થયો છે. એ વધુ થયો એ સ્વાભાવિક છે. ઇન્દુભાઇના જિવનના ૬૪ વર્ષને અંતે એમને ભલે નિરાશા હતી, ભલે એમણે એ નિરાશાને પરિણામે અનુભવેલાં મનોમંથનને વાચા આપતાં લખ્યું: 'મારી જાત પર બહુ નફરત આવી. બધીય નિષ્ફળ લડતનો હામી થવાનું જ મેં પસંદ કર્યું! હવે ભડ બેઠો છું; પાટેથી ઊતર્યો છું! બેવકૂફ અને બેવફા ગણાયો! પરિણામ

શૂન્ય ! ચોસઠ વર્ષ પર નજર નાખું છું તો મોટો ભમરડો દેખાય છે !

હું અનેક મિત્રોને મળવા જાઉં છું પણ અહીં તો ભાગ્યે જ કોઈ મળવા આવે છે. જાણે મારી કોઈને પરવા જ ન હોય એમ લાગે છે. તેથી જિંદગી ક્વચિત કંટાળો આપે છે. નકામા શહેરમાં ભટકીને લોકોનાં બારણાં વારંવાર ખખડાવવામાં કંઈક માનહાનિ પણ થાય છે. કોઈને મારી કિંમત નથી તો શા માટે અંઓળ કાટલા જેવો અથડાઉં છું ? હવે જિવનમાં જે થોડાં વર્ષ રહ્યાં છે, તેનો ઉત્તમ ઉપયોગ કરવાનું મને કેમ સૂઝતું નથી ?'

આ નોંધ એમણે કરી એ પછીના જ કાળનું નિરુપણ છેલ્લા ભાગમાં છે. જે મૂલ્યાંકન એમણે કઠોર બનીને પોતાનું કર્યું એ વાસ્તવિક તો ન હતું. એ ચોસઠ વર્ષમાં એમણે જે કર્યું એટલું જ કર્યું હોત તોયે ગુર્જરીના કીર્તિમંદિરમાં એમનું આસન અવશ્ય મંડાયું હોત અને પ્રથમ પંકિતમાં જ મંડાયું હોત. પણ એ પછીનો કાળ તો ઉત્તમોત્તમ હતો. ગુજરાતના જયોતિર્ધરો કોણ ? આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર માગવામાં આવે તો એ નામાવલીમાં ભલે બીજાં નામો વિષે મતભેદ રહે પણ એમાં છેલ્લું નામ દેદીપ્યમાન અક્ષરોએ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનું જ આલેખાશે એમ નિઃસંદેહ કહી શકાય. ચોસઠ વરસે એમણે નિરાશા અનુભવી પણ એંસી વર્ષે એ આવી કોઈ નિરાશા અનુવતા ન હતા. એમની નજર સામે ભાવિનો સ્પષ્ટ નકશો હતો. એમની સામે સ્પષ્ટ કાર્યક્રમ હતો. એમણે ડાયરીમાં નોંધ્યું છે : 'હું મારા નવા કાર્યની પ્રસ્થાનત્રયીનો વિચાર કરતે કરતે તેને માટે રચવાના તંત્રનો વિચાર કરતો ગયો ત્યારે ગામ, શહેર, નગરમાં સમિતિઓ રચવાનો વિચાર કર્યો. પછી એમ થયું કે જનતાનું સંગઠન કરી તેની શકિત જમાવીને પરિવર્તન કરવું છે, તેથી જનતા શક્તિસમિતિ અથવા જનતા

સંગઠનસમિતિ એવાં નામ વિચાર્યાં પછી સ્ફુરણા થઈ કે આ બધું કાર્ય તો જનતાની મૂળભૂત મુક્તિ સાધવાને કરવું છે; તેથી તેને માટે નવા તંત્રને જનતા મુક્તિસમિતિ નામ આપવાનું વિચારવું.' આમાં ક્યાંય નિરાશા છે ?

આવા, નિરાશામાંથી પ્રકાશ અને પ્રેમ પ્રગટાવતા, જનતાની મુક્તિનું આંદોલન આરંભવાના મનોરથ તરફ દોરી જતા, ઐતિહાસિક સંગ્રામો દ્વારા મહાગુજરાતની સિદ્ધિ લાવતા અને કામદારોમાં ક્રાંતિકારી જુવાળ પ્રગટાવતા કાળનાં અઢાર વર્ષની કથાનું આલેખન ઈન્દુભાઈની આત્મકથાના આ છઠ્ઠા ભાગમાં થયું છે. એ છઠ્ઠા ભાગને ઈન્દુભાઈએ પોતે જ 'છેલ્લાં વહેણ' એ નામ આપ્યું હતું.

છઠ્ઠા ભાગમાં આરંભના ત્રણસો ત્રેવીસ પૃષ્ઠ ઈન્દુભાઈએ જ લખ્યાં છે. એ પછી ચાર પૃષ્ઠમાં એમના જિવનનાં છેલ્લાં ચૌદ વર્ષનું વિહંગાવલોકન સંપાદક તરીકે મેં કર્યું છે. સત્તર ઓગસ્ટ ૧૯૫૮થી એમની સભાનાવસ્થા હતી ત્યાં સુધીની માહિતી સમયાનુક્રમે મળે એ રીતે એમની ડાયરીમાંથી નોંધ ઉતારી છે. એમની ડાયરીનું છેલ્લું પૃષ્ઠ તાદૃશ સ્વરુપે છાપીને એમની ડાયરી લખવાની પદ્ધતિનો પરિચય આપ્યો છે. ડાયરીમાંની આ સામગ્રીએ ત્રેવીસ પૃષ્ઠ રોકયાં છે. એ પછી ૩૮૧ પૃષ્ઠમાં ૫૭ પરિશિષ્ઠો દ્વારા છેલ્લાં લગભગ ૧૪ વર્ષની પ્રવૃત્તિની કથા આલેખાઈ છે.

× × × ×

ઈન્દુભાઈની આત્મકથાના આ છેલ્લા ભાગનું સંપાદન કરીને હું કૃતકૃત્ય થયો છું. મહાગુજરાત સેવા ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ આ કાર્ય હું પાર પાડી શકું એ માટે મને બધી સગવડ આપી છે અને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે એ માટે હું એમનો આભારી છું.

ઇન્દુભાઈના સ્મારકની પ્રવૃત્તિમાં પ્રથમ સ્થાન આ આત્મકથાના પ્રકાશનને આપીને ઇન્દુભાઇના અક્ષરદેહનું અવિનાશી મહત્વ એમણે સ્વીકાર્યું છે. ઇન્દુભાઈના અમૂર્ત રહેલાં અન્ય સ્વપ્નોને સાકાર કરવાની નિષ્ઠા અને તમન્ના એમનામાં છે એમ મેં જોયું છે. આ આત્મકથાના છેલ્લા ભાગના પ્રકાશન પછી સ્મારકપ્રવૃત્તિ વધુ વેગથી ચાલશે એવી મારી શ્રદ્ધા છે.

સામગ્રીના ગંજ તપાસવાનું કામ કઠણ હતું. એ કરતાં કરતાં ઘણીવાર ખૂટતી કડી પૂરવા માટે સ્મૃતિ ઉપર આધાર રાખવાનો રહેતો. પણ માત્ર મારી જ સ્મૃતિના આધારે ચાલવાનું મને ઉચિત લાગ્યું નથી. મારી સ્મૃતિને સહાયક બનવાનું કર્તવ્ય ઇન્દુભાઈ સાથે છેલ્લા સોળ વર્ષ દરમિયાન રહેલા શ્રી. છગનભાઈ હડિયેલે સદ્‌ગત તરફના ભક્તિભાવથી ઉત્સાહપૂર્વક બજાવ્યું છે. વિખેરી સામગ્રીને વ્યવસ્થિત સ્વરુપે ગોઠવવામાં પણ એમણે સાથ આપ્યો છે.

આ ગ્રંથમાં ૧૯ તસવીરો મૂકવામાં આવી છે. તસવીરોની પસંદગીમાં પૂર્વે પ્રસિદ્ધ થઇ ગયેલા આત્મકથાના ભાગોમાં ઈન્દુભાઈએ જે ધોરણ સ્વીકાર્યું હતું એ જ ધોરણ સ્વીકાર્યું છે. દસ તસવીરો તો ઇન્દુભાઈએ યોજેલા એક તસવીર પ્રદર્શનની તસવીરોમાંથી પસંદ કરી છે. જે પરિવારો સાથે આ સમય દરમિયાન ઇન્દુભાઈ ઘનિષ્ટ સંબંધમાં હતા, તે પરિવારોની તસવીર એમની પાસેથી મેં મેળવી છે. સદ્‌ગત તરફના પ્રેમભાવને પરિણામે એ સૌએ આમાં મને સહકાર આપ્યો છે. ડૉ. વાસુદેવ ત્રિપાઠીએ ત્રણ ઉપયોગી તસવીરો આપી છે. 'મુક્કો બતાવતા ઈન્દુભાઈ' ની લાક્ષણિક તસવીર એમના સૌજન્યનું પરિણામ છે.

સવિશેષ ઉલ્લેખ ત્રણ તસવીરોનો કરવો જોઇએ. ઈન્દુભાઈની એમના જિવનકાળ દરમિયાનની છેલ્લી તસવીર તારીખ ૨૩ એપ્રિલ ૧૯૭૨ના દિવસે લેવાઈ હતી. આત્મકથા માટે 'જનતંત્ર' ની

સામગ્રીનો ઉપયોગ ઈન્દુભાઈ કરવા માગતા હતા. એ વૃત્તપત્રની ફાઈલ લેવા એ પત્રના એક સમયના તંત્રી શ્રી. હરીપ્રસાદ પંડયાને ત્યાં એ દિવસે એ ગયા હતા. ત્યાં તસવીરકાર શ્રી. જી. એચ. માસ્ટરે એમની તસવીર ખેંચી હતી. આ તસવીરની નકલ આપવા માટે હું એમનો આભાર માનું છું. ઇન્દુભાઈનું દેહાંત પછીનું અંતિમદર્શન કરાવતી તસવીર અને શહીદસ્મારક પાસે લેવાયેલી એમની અંતિમયાત્રાની તસવીર તસવીરકાર શ્રી. ભાલચંદ્રે આપી છે. એમનો પણ હું આભારી છું.

આત્મકથાના આ છેલ્લા ભાગના પ્રકાશનથી મહાગુજરાત સેવા ટ્રસ્ટ જે પ્રકાશન પ્રવૃત્તિનો આરંભ કરે છે, એ ફૂલશે અને ફાલશે એવી શ્રદ્ધા સાથે ગુજરાતી વાચકો સમક્ષ આ ગ્રંથ મૂકતાં હું પરમ-સંતોષના ભાવ અનુભવું છું.

યાજ્ઞિકનગર, (નેનપુર)

જુલાઈ ૧૯૭૩ ધનવન્ત ઓઝા

૧

# દાઝયા ઉપર ડામ

સન ૧૯૫૬ના ઑગસ્ટની આઠમી–તારીખે બપોરે અમદાવાદના કૉંગ્રેસભવન પર સેંકડો વિદ્યાર્થીઓનું સરઘસ પહોંચ્યું અને દોઢેક વાગે તેમના પર બંદૂકની ગોળીઓ સટા-સટ કરતી છૂટી. આ અસાધારણ અને ચમત્કારિક બનાવની પાછળના કડીબદ્ધ ઈતિહાસ પર જરા નજર ફેરવીએ.

ગાંધીજીએ નાગપુરની કૉંગ્રેસમાં (૧૯૨૦) અસહકારની યુગવર્તી લડત શરૂ કરીને દેશના રાજકારણનાં સૂત્ર હાથમાં લીધાં, તે પછી થોડા જ માસમાં નાગપુરની બેઠકમાં તેમણે કૉંગ્રેસનું જે નવું બંધારણ રજૂ કર્યું, તેમાં ભાષાવાર અલગ અલગ પ્રાંતિક-સમિતિઓ રચવાની ભલામણ કરેલી. તે મુજબ ગુજરાત, મહાકોશલ, આંધ્ર, કેરલ વગેરે વિભાગની કૉંગ્રેસની નવી પ્રાંતિક સમિતિઓ સ્થપાઈ. ત્યારે જ ગાંધીજીએ સ્વરાજ્ય મળે ત્યારે આવાં જ ભાષાવાર રાજ્યો સ્થાપવાનો આદેશ આપ્યો હતો.

સન ૧૯૪૭માં ભારત આઝાદ થયું તે પછી સરદાર વલ્લભભાઈના આદેશ મુજબ દેશી રાજ્યો કેન્દ્રીય તંત્રમાં વિલીન થયાં અને પછી સન ’૪૮માં સૌરાષ્ટ્રનાં બધાં રાજ્યોનું એક એકમ રચાયું,[1] ત્યારે તેના જોડાણના ખતપત્રમાં નવા રાજ્યને બાકીની ગુજરાતી

૧. સરદારશ્રીના આશીર્વાદથી ઢેબરભાઈની આગેવાની નીચે તા. ૧૫–૨–૪૮ના રોજ સૌરાષ્ટ્રના એકમનું મંગલાચરણ થયું હતું. જામસાહેબ તે રાજ્યના રાજપ્રમુખ નિમાયા હતા.

પ્રજા સાથે જોડવાની છૂટ અપાઈ હતી. વળી સૌરાષ્ટ્રરાજ્યની સ્થાપનાને પ્રસંગે સરદારે કચ્છ સમેત સમગ્ર ગુજરાતી પ્રજા એક તંત્રમાં એકત્ર થાય એવી ઇચ્છા વ્યક્ત કરી હતી.

પછી એપ્રીલ માસમાં મુંબઈમાં પ્રખર સાક્ષર કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે મહાગુજરાત સંમેલન મળ્યું, તેમાં ગુજરાતી બોલતી સમસ્ત પ્રજાનું મહાગુજરાત તરીકે સુસંગઠિત એકીકરણ કરવાનો ગુજરાતી જનતાનો મક્કમ નિર્ધાર જાહેર કરવામાં આવ્યો.

મુંબઈની પરિષદના ઠરાવમાં અંગ્રેજોએ સ્થાપેલા મુંબઈ રાજ્યમાં, બહારનાં તત્ત્વોની સત્તા નીચે ગુજરાતનો આર્થિક અને સાંસ્કારિક વિકાસ રુંધાયાનો ઉલ્લેખ હતો પણ ગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવાની હાકલ કરી નહોતી. પછી થોડા જ માસમાં મુંબઈના પંતપ્રધાન શ્રી ખેર અને મોરારજીભાઈએ ડાંગનો બે દિવસનો પ્રવાસ કરીને મરાઠીને જ તેની સાચી ભાષા તરીકે ઠોકી બેસાડી, ત્યારે ગુજરાતની સંસ્કારી પ્રજાને પહેલીવાર ભારે આઘાત થયો. તરત ગુજરાતના સંગીત સમ્રાટ પંડિત ઓમકારનાથે સામી સિંહગર્જના કરી. ગુજરાત સાહિત્ય સભાએ અને વર્તમાનપત્રોએ સરકારી વિધાન સામે મોરચા માંડયા. આ નવજાગૃતિના પરિપાકરૂપે સન ૧૯૫૧-માં સર પુરુશોત્તમદાસની આગેવાની નીચે મહાગુજરાત સીમા સમિતિ રચાઈ. પછી થોડા જ માસમાં તેના તરફથી વલ્લભવિદ્યા-નગરમાં પ્રતિષ્ઠિત વિદ્વાનોની આગેવાની નીચે પરિષદો ભરાઈ. પરિષદે બધાં પાસાંનો વિચાર કરીને ઉત્તરે અરવલ્લી પહાડથી આબુ પ્રદેશ, ડુંગરપુર, વાંસવાડા, પૂર્વમાં પશ્ચિમ ખાનદેશ અને દક્ષિણે ડાંગ અને ઉમરગામ સુધીનો પ્રદેશ ગુજરાતમાં સમાવવાનો ઠરાવ કર્યો.

આમ ડાંગ અને પશ્ચિમ-ખાનદેશ સહિત બધો પ્રદેશ ગુજ-

રાતમાં સમાવવાનું આંદોલન ચાલ્યું. તેથી ઘણાં વરસથી સ્થપાયેલી સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિએ ડાંગ અને મુંબઈ સહિત મહારાષ્ટ્ર રાજ્યની માગણી હાંસલ કરવાને તોફાની લડત ચલાવવા માંડી. તેના છાંટા ડાંગ, ધરમપુર, વાંસદા સુધી ઉડતા ગયા.

આવી રીતે ગુજરાતી અને મરાઠી લોકો વચ્ચે ઠંડી લડત શરુ થઈ ત્યારે વલ્લભવિદ્યાનગરના સર્જક ભાઈલાલભાઈ પટેલના પુરુષાર્થથી પહેલી મહાગુજરાત પરિષદ અમદાવાદના જાણીતા ધારાશાસ્ત્રી હિંમતલાલ શુકલના પ્રમુખપણા નીચે સન ૧૯૫૨માં મળી, તેમાં રાજકારણથી અલિપ્ત રહેલા પણ મહાગુજરાતના રસીયા સમાજસેવકો અને બીજા સ્થાનિક પ્રજાજનો એકત્ર થયા. આ પરિષદ પહેલીવાર મહાગુજરાતનું જુદું રાજ્ય રચવાની સ્પષ્ટ ઘોષણા કરવાને મળવાની હતી એમ જાણીને અને મુંબઈ શહેર મહારાષ્ટ્રમાં જવાની બ્હીકથી, ગુજરાતની કોંગ્રેસે પરિષદનો બહિષ્કાર પોકાર્યો. [1] છતાં મારા જેવા સેંકડો ગુજરાતના ઝંડાધારીઓના પૂરા પીઠબળથી આ પરિષદે અગાઉ સીમા સમિતિની પરિષદે આંકેલા સરહદના પ્રદેશો સાથે મહાગુજરાતના અલગ રાજ્યની માગણી પહેલીવાર પૂરા આનંદોત્સાહથી રજૂ કરી. પછી સન '૫૨ની આખરે ગુજરાતના ભીષ્મપિતામહ સમા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ રજૂ કરેલો ઠરાવ સર્વાનુમતે મંજૂર રાખીને ગુજરાતી સાહિત્ય પરિષદે પણ જનતાની આ માગણી પર સંમતિની મ્હોર મારી.

---

૧. કમનસીબીની બિના તો એ હતી કે જીવનભર ગુજરાતની અસ્મિતા ખિલવવાને અનેક પુસ્તકો લખનાર અને સંમેલનો ભરનાર કનૈયાલાલ મુન્શી તે વખતે ઉત્તરપ્રદેશના ગવર્નર હતા. તેમણે મુંબઈના ગુજરાતી ધનાઢ્યોની માફક મુંબઈ ખોવાની બ્હીકથી જ આ પરિષદનો વિરોધ કરવાને ખાસ નિવેદન પ્રગટ કર્યું.

સન ૧૯૪૮માં શિરોહીના પ્રજામંડળના પ્રમુખ ગોકુળભાઈ ભટ્ટની આગેવાની નીચે પસાર થયેલા ઠરાવ મુજબ આબુનો પ્રદેશ મુંબઈ રાજ્યમાં ભેળવ્યો હતો. પછી ઝાબુઆ, વાંસવાડા, ડુંગરપુર અને ડાંગનાં અનેક મંડળોએ ગુજરાતમાં ભળવાની માગણી કરી. તેથી સન '૫૩ના આરંભથી સાંગોપાંગ મહાગુજરાત રચવાનો નાદ ગુજરાતમાં ચોપાસ ફેલાતો ગયો. [1]

મહાગુજરાત પરિષદમાં ભાગ લઈને હું મહાગુજરાતના રંગે નવેસર રંગાયો. તેથી સન '૫૨માં વાંકલમાં કિસાનપરિષદ મળી ત્યારે તેમાં મહાગુજરાતની માગણીનો ઠરાવ પહેલીવાર પસાર કરવામાં આવ્યો. ગુજરાતના નવા આંદોલનની ઓર અસર મહારાષ્ટ્ર પર પડી તેથી ત્યાં પણ સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિની લડતમાં નવું જોમ આવ્યું. વળી સન '૫૨ ની ચૂંટણીના જાહેરનામામાં કોંગ્રેસે ભાષાવાર રાજ્યરચના કરવાનો સિદ્ધાંત ફરીથી સ્વીકાર્યો, તેથી ફરી દેશભરમાં જામેલી ભાષાકીય રાજ્યોની માગણીઓ બધી દૃષ્ટિથી તપાસીને યોગ્ય ભલામણ કરવાને એક કમિશન સન '૫૩ની આખરે નિમાયું.

આ કમિશન દેશભરમાં ફરતું ગયું, તેમ તેમ તેની આગળ કેરલ, કર્ણાટક, મહારાષ્ટ્ર વગેરે પ્રાંતની સંસ્થાઓએ પોતપોતાની માગણી રજૂ કરી. તેમ ગુજરાત તરફથી મહાગુજરાત પરિષદે પોતાનું જુદું એકભાષી રાજ્ય રચવાની સ્પષ્ટ માગણી કરી. ધનવન્ત ઓઝાએ 'ગુજરાત દર્શન' નામના માહિતી અને તર્કબદ્ધ દલિલ આપતા ગ્રંથ દ્વારા ગુજરાતનો દાવો સમર્થ રીતે રજૂ કર્યો અને સૌએ એ ગ્રંથનો ઉપયોગ કર્યો.

---

૧. આ પરિષદના દક્ષિણવિભાગની પરિષદ '૫૩ના જાનેવારી માસમાં વાંસદામાં નવસારીના આગેવાન વકીલ બાપુભાઈ ઘેલાભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી.

આ કમિશનનો હેવાલ સન ૧૯૫૫ની આખરે પ્રગટ થયો એટલે તરત દેશભરમાં નવી ચળવળ શરૂ થઇ. આ કમિશને આખુ, કર્ણાટક અને વિદર્ભ વિનાનું પણ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને મરાઠાવાડ સહિત મુંબઇ રાજ્ય રચવાની ભલામણ કરી. તેથી મહાગુજરાતની જનતામાં નિરાશા ફેલાઇ, ત્યારે મુંબઇના ગુજરાતી શ્રીમંતોએ અને કોંગ્રેસી મંડળોએ રાહતનો દમ ખેંચ્યો.

પછી મોરારજી દેસાઇની આગેવાની નીચે મળેલી ગુજરાત પ્રાંતિક સમિતિની સભામાં કમિશનના હેવાલની ચર્ચા થઇ, તે વિષે એકંદર સંમતિ દર્શાવવામાં આવી તેની સાથે 'સર્વોચ્ચે' જાહેર કર્યું કે જો આ મોટા થતા મુંબઇ રાજ્યમાં વિદર્ભને ઊમેરવામાં આવશે તો તેનો સ્વીકાર કરીએ એવા અમે મૂર્ખ નથી; વળી ગુજરાત, મુંબઇ શહેર અને મહારાષ્ટ્રનાં ત્રણ રાજ્યની મનગમતી યોજના રજૂ થાય તો તેનો હાર્દિક સ્વીકાર કરવાની ખ્વાહિશ પણ તેમણે બતાવી.

મુંબઇ રાજ્યના પંતપ્રધાન મોરારજી દેસાઇએ મુંબઇના ગુજરાતી શ્રીમંતો સાથે મળીને તૈયાર કરેલી ત્રણ રાજ્યની યોજના[1] પદના આરંભમાં દિલ્હી સરકારે મંજૂર કરી. પછી તે મુજબનો કાયદો સંસદમાં તેણે રજૂ કર્યો. તે પસાર થતાં તેમાં સુધારા–વધારા કરવા માટે સંસદની સંયુક્ત કમિટી પણ નિમાઇ. નવી યોજનાથી મહાગુજરાતનું સ્વપ્ન ઓચિંતુ સાકાર થવાની આશાથી ગુજરાતની સમગ્ર પ્રજામાં આનંદોત્સાહનું મોજું ફરી વળ્યું. વળી સંસદની સંયુક્ત કમિટીનું કામ આગળ ધપતું ગયું. તેમ ગુજરાતમાં અમદાવાદમાં પાટનગરની અને સચિવાલયની વ્યવસ્થા કરવા માટે

---

૧. ત્રણ રાજયની આ યોજના દિલ્હી સરકારના નાણાંપ્રધાન સી. ડી. દેશમુખને નાપસંદ હતી. આ યોજના પ્રધાનમંડળે ચર્ચા કરીને મંજૂર કરી નહોતી, તે મુદ્દા પર તેમણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું.

મુંબઈના ગુજરાતી પ્રધાનો ગુજરાતમાં પ્રવાસ કરતા ગયા. આવી પ્રવૃત્તિ જુલાઈની આખર સુધી ચાલુ રહી, તેથી મહાગુજરાતની સિદ્ધિ હાથવેંતમાં દેખાતાં ગુજરાતભરમાં અને ખાસ કરીને જુવાનોમાં આનંદોત્સાહ વધતો ગયો.

બીજી પાસ વરસો સુધી મુંબઈ સહિત મહારાષ્ટ્ર સ્થાપવાને પ્રચંડ આંદોલન ચલાવ્યા પછી મુંબઈ શહેરને જુદું પડાતું જોઈને મુંબઈની મરાઠી પ્રજાએ ખૂબ ઉશ્કેરાઈને પ્રચંડ આંદોલન જગાવ્યું. એક બાજુથી મહારાષ્ટ્ર સમિતિએ સરકારને અને સંસદને કડક નિવેદન અને પ્રતિનિધિમંડળ મોકલ્યાં. બીજી બાજુ નવી યોજના માટે મુંબઈના ગુજરાતીઓને જ જવાબદાર ગણીને મરાઠી લોકનાં ટોળાંઓ ગુજરાતીઓના જાનમાલ પર હલ્લા કરવા માંડયા. સરકારે આ તોફાનો દબાવવાને ગોળીબાર કર્યા, તેના ભોગ બનનાર શહીદોને મહારાષ્ટ્ર-સમિતિએ ભાવિક અંજલિ આપવા માંડી. બીજી પાસ મુંબઈમાં ગુજરાતીઓના ધંધારોજગાર પર આફત આવતાં હજારો ગુજરાતીઓએ જરૂરી માલ–મત્તા લઈને પોતાના વતન તરફ દોટ મૂકી. ખરેખર મુંબઈના શેઠીઆઓએ સંયુક્ત મહારાષ્ટ્ર સામે જે અવાજ ઉઠાવેલો તેનું વેર ગરીબ ગુજરાતીઓ અને તેમની દુકાનો પર લેવાયું. આ કપરી પરિસ્થિતિના પડઘા સારા ગુજરાતમાં પડયા.

આમ મુંબઈનાં ખૂનામરકી અને દમનકાંડ ફાલ્યા પછી પણ ગુજરાતનું રાજ્ય નજીક આવતું જોઈને ગુજરાતીઓ પોતાના રાજ્યની સ્થાપનાની કાગને ડોળે વાટ જોઈ રહ્યા, પણ દિલ્હી સરકારની પાસે મુંબઈમાં ચાલતા દંગાફીસાદ અને ગોળીબારના પૂરા હેવાલ આવતાં ત્રણ રાજ્યની યોજના વિષે સરકારી અને સંસદમંડળોમાં શંકા ફેલાવા માંડી. મુંબઈ શહેરનું રાજ્યતંત્ર મહારાષ્ટ્રથી જુદું પાડતાં મુંબઈના પાણી અને વીજળીના પ્રવાહનાં તંત્ર મહારાષ્ટ્રમાં હોવાથી તેની સલામતી વિષે ભલભલા રાજપુરુષોના

દિલમાં ઘેરી ચિંતા થઈ. પરિણામે ઑગસ્ટની પહેલી તારીખે લોકમાન્ય ટિળકની જન્મજયંતી સરકારના પ્રોત્સાહનથી ઉજવાયા પછી ઉદ્યોગપતિ તુલસીદાસ કીલાચંદ, સમાજવાદી અશોક મહેતા વગેરે અગ્રેસરોએ ત્રણ રાજ્યની યોજના રદ કરીને વિદર્ભ સમેત મહા દ્વિભાષી રાજ્યની યોજના પર સંસદસભ્યોની સહીઓ લેવા માંડી.

આ નવી હિલચાલમાં ગુજરાતના રાજ્યનો અસ્ત થતો જોઈને પહેલવહેલા ચોંકી ઊઠયા અમદાવાદના વિદ્યાર્થીઓ. ઑગસ્ટના આરંભથી આ વિષે જે હેવાલ છાપામાં પ્રગટ થતા તેનું અમંગલ પરિણામ સાતમીએ ચોખ્ખું દેખાયું. તે દિવસે દ્વિભાષી રાજ્યની યોજનાની પ્રગતિના સમાચારથી ચિંતાતુર થયેલા કૉલેજના વિદ્યાર્થીઓનું એક જૂથ કૉંગ્રેસભવન પર પહોંચ્યું. અંદર જઈ આગેવાનો પાસેથી તેમણે ખુલાસો માગ્યો ત્યારે તેમને જવાબ મળ્યો કે હજી કંઈ ચોક્સ ખબર મળી નથી.[1] પણ કાલે કંઈ પાકી બાતમી મળશે માટે કાલે આવજો.

આઠમી ઑગસ્ટનો દિવસ સને '૪૨માં કૉંગ્રેસની મહાસમિતિએ અંગ્રેજોને 'હિન્દ છોડો'ની હાકલ કરીને ઐતિહાસિક બનાવ્યો હતો, તેજ પવિત્ર દિવસે સવારે છાપા વાંચતાં ગુજરાતના લોકોને સનાનના સમાચાર મળ્યા કે ત્રણ રાજ્યની યોજના રદ કરીને દિલ્હી સરકારે મુંબઈનું વિદર્ભ સહિત મહાદ્વિભાષી રાજ્ય સ્થાપવાનું ઠરાવ્યું છે; અને મહાગુજરાતને મિટાવી દેવાનો કાળો કાયદો સંસદે મંજૂર કર્યો છે.

---

૧. એક અગ્રેસરે એમ કહેલું જાણ્યું છે કે કોઈ મહારથીએ તેમને દિલ્હીથી ટેલિફોન પર કહ્યું: 'માટીનો પેંડો ચાક પર ચઢયો છે; પણ ખબર નથી કે તેમાંથી ઘડો થશે કે ગાગર' ત્યારે કોઈએ કહ્યું કે કુંભાર જેટલું યે આવા આગેવાન નથી જાણતા !

વરસના આરંભથી ગાંધીજી અને સરદારે પોષેલાં જે સ્વપ્નમાં ગુજરાતની પ્રજા રાચતી હતી તેના પર ઓચિંતી વીજળી પડી. મહાગુજરાતની યોજના છેલ્લી ઘડીયે ચકચાચૂર થઈ. સારા ગુજરાતની પ્રજાના સોનેરી અરમાનો ભસ્મિભૂત થયાં.

પ્રથમ તો અમદાવાદમાં જે ઘોર નિરાશા વ્યાપી, તેમાંથી જલદ પ્રવૃત્તિ તરત જાગી ઊઠી. મહાગુજરાતની વાત વીજળીવેગે ફેલાતાં બધી શાળાઓ અને બજારો બંધ થવા લાગ્યાં. રાયપુર-ચકલા જેવા જાગૃત વિસ્તારમાં વિદ્યાર્થીઓ અને જુવાનીયાઓની સભા મળી. તેમાં બ્રહ્મકુમાર ભટ્ટે જનતાના પ્રચંડ વિરોધને વાચા આપી. તરત ત્યાંથી એક સરઘસ કોંગ્રેસભવન આગળ વિરોધ પોકારવાને નીકળી પડ્યું.

વળી તેજ દિવસે વીજળીક ઝડપથી સવારે લૉ કોલેજના મેદાનમાં વિદ્યાર્થી આગેવાનોની સભા મળી. દેશની રાષ્ટ્રીય વિદ્યાર્થી-સમિતિ[૧] તરફથી બોલાવેલી આ સભામાં મહાગુજરાતની સિદ્ધિ માટે, ભાવિ લડતનો કાર્યક્રમ ઘડવાને પંદરેક સભ્યોની 'મહાગુજરાત વિદ્યાર્થી પગલાં સમિતિ' નિમવામાં આવી. તરત જ આ સમિતિએ મળીને સંસદના કોંગ્રેસીપક્ષે અને મધ્યસ્થ સરકારે મુંબઈમાં દ્વિભાષી રાજ્ય સ્થાપવાનો જે નિર્ણય કર્યો હતો, તેનો સખત વિરોધ કર્યો. તેની સાથે આ સભાએ નવમી ઓગસ્ટના શહીદ દિને ગુજરાત કૉલેજમાં કીનારીવાલાને અંજલિ આપવાને એક સભા ભરવાનો અને દ્વિભાષી રાજ્યના નિર્ણયના વિરોધમાં નવમીએ હડતાળ પાડવાનો ઠરાવ કર્યો.

૧. તેનું નામ અંગ્રેજીમાં National union of students હતું અને તેના પ્રમુખ દા. શેલત હતા. પહેલેથી જ તેમણે અમદાવાદના રાષ્ટ્રીય વિદ્યાર્થીમંડળ સાથે સહકાર સાધી આ પ્રવૃત્તિ આદરી હતી.

બીજી પાસ બપોરે કૉલેજો ઉઘડતાં જ જોશીલા વિદ્યાર્થી-ઓએ હડતાળ પાડવાનું અને કોંગ્રેસભવન પર મોરચો લઈ જવાનું નક્કી કર્યું. આગલી સાંજની વાતો યાદ કરીને પહેલાં એન્જિ-નિયરીંગ કૉલેજ આગળ ભેગા થતા વિદ્યાર્થીઓએ હાથમાં ચોપ-ડીઓ અને સાયકલો લઈને કોંગ્રેસહાઉસ તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં એલ ડી. કૉલેજ, અને કૉમર્સ કૉલેજ આવી ગઈ ત્યારે તેના વિદ્યાર્થીઓ સરઘસમાં જોડાયા. વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ ત્યારે તે 'વી વૉન્ટ મહાગુજરાત' 'અમારે જોઈએ મહાગુજ-રાત' અને 'મહાગુજરાત ઝીંદાબાદ'—વગેરે સૂત્રો બુલંદ અવાજે પોકારતા ચાલ્યા. લાલ દરવાજે થઈને પહેલાં મજૂરમહાજનના મકાન પર તેઓ પહોંચ્યા. વિદ્યાર્થીઓના મોટા ટોળાએ ત્યાં થોડી-વાર સૂત્રો પોકાર્યાં, ત્યાર પછી મહાજનના મહામંત્રી શ્યામપ્રસાદ વસાવડા તેમને મળ્યા. જ્યારે વિદ્યાર્થીઓએ દિલ્હીની ઘટના વિષે તેમને પૂછ્યું ત્યારે જવાબ મળ્યો: 'આ તો મજૂરોની સંસ્થા છે; તેને રાજકારણ સાથે કંઈ લેવા દેવા નથી.'

દરમિયાન કેટલાયે વિદ્યાર્થીઓ કોંગ્રેસહાઉસ પર પહોંચી ગયા હતા. તે વખતે મકાનમાં ત્રિકમભાઈ પટેલ, મગનભાઈ રણછોડભાઈ પટેલ, જમનાશંકર પંડ્યા વગેરે આગેવાનો હાજર હતા. તેમની પાસેથી પૂરી હકીકત મળતાં વિદ્યાર્થીઓએ કોંગ્રેસભવનના પાછળના મેદાનમાં સરકારી નિર્ણયના વિરોધમાં સભા ભરવાની પરવાનગી માગી, તે ન મળી. તેથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ કોંગ્રેસભવનમાં તેમજ પાછળના મેદાનમાં દાખલ થયા અને કોંગ્રેસના આગેવાનો સાથે રકઝક કરતા ગયા.

આવી રીતે ધમાલ ચાલતી હતી, તે દરમિયાન હજારેક વિદ્યા-ર્થીઓ અને બીજા લોકો કોંગ્રેસભવનની બહારના મોટા ચોગાનમાં ભેગા થયા. ત્યાં જામેલા હજારેકના ટોળાએ મહાગુજરાતનાં સૂત્રો

જ બુલંદ અવાજે પોકારવા માંડયાં, ત્યારે મકાનમાં પેઠેલા કોઇ તોફાની જુવાનોએ કોઇ ફાઇલ ને દફતરો ઊથલાવવા માંડયાં. આવી ધમાલ થતી જોઇને કોઇ કોંગ્રેસી આગેવાનોએ સશસ્ત્ર પોલીસને બોલાવી. આ બંને ખબર પડતાં કલેકટર લલિતચંદ્ર દલાલ અને ડી. એસ. પી. મીરાંડા પણ ત્યાં આવી પહોંચ્યા. એવામાં કોઇ કોંગ્રેસી અગ્રેસરે એક વિદ્યાર્થીનું અપમાન કરીને તેને પોલીસની મદદથી મકાનમાંથી બહાર કાઢયો.

ત્યાં સુધી જે ધમાલ કોંગ્રેસભવનમાં અને બહાર કંઇક ઠંડકથી ચાલતી હતી, તેમાંથી એકદમ બંદૂકધારી પોલીસને જોઇને સામા ચોગાનમાં ઊભેલા છોકરાઓએ બાજુના ઈંટોના ઢગલામાંથી કંઈ રોડાં કોંગ્રેસભવન પર ફેંકવા માંડયાં. કોઇ રોડાં એક પોલીસ-અધિકારીના માથા પર પડતાં પોલીસે કોંગ્રેસભવનના ઓટલા પર લાઇનબંધ ગોઠવાઇને વિદ્યાર્થીઓના ટોળા પર બંદૂકો તાકી.[1]

આમ બપોરે ૧–૪૫ વાગે એ ભવન આગળ જમા થયેલા હજારથી વધારે જુવાનો ખુબ ઉશ્કેરાઈને મહાગુજરાતનાં સૂત્રો બુલંદ અવાજે પોકારતા હતા. ભલે પોલીસો બંદૂકો સામી તાકીને

૧. આ બનાવ પછી ડી. એસ. પી. એ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થને કહેલું: ગોળીબાર ભારે ભૂલને લીધે થઇ ગયો; એક મોટા પોલીસ અમલદાર કોંગ્રેસભવનના ઓટલા પર ઊભા હતા ત્યારે થોડા પથરા ટોળામાંથી અમારા તરફ પડતા હતા, તેવામાં કદાચ સલામતીને ખાતર પેલા અમલદારે પોતાની વિલાયતી ટોપી આંખ પરથી નીચે ઊતારી તે પરથી બધાને એવો શક ગયો કે એને આંખ પર પથ્થર વાગ્યો; ખરું જોતાં તેમને આંખ પર કંઈ ઈજા થઇ જ નહોતી. છતાં ચોપાસ આંખની ઈજાની વાત પોલીસમાં ફેલાઇ અને તેથી જાણે જાન બચાવવાને પોલીસે ગોળીઓ છોડી!

ઊભા હોય! પણ ગોળીબારની કંઈ ચેતવણી અપાઈ નહિ, ૧૪૪ કલમ જાહેર થઈ નહિ! છેવટે લાઠી ચલાવ્યા કે ટીયરગેસ છોડયા વિના સીધો કંઈ ગોળીબાર તે થાય?

છતાં ગાંધીજી સરદારે સત્ય, અહીંસાના મંદિર સમા સ્થાપેલા ભવનમાંથી સનાસન કરતી ગોળીઓ નિર્દોષ યુવાનો પર છૂટી. પહેલાં તો પુનમચંદ [1] નામનો એક ધંધાદારી યુવક શહીદ થયો— તેની ખોપરી જુદી પડતાં થોડીવારમાં તે એક થાળીમાં મૂકીને થોડા વિદ્યાર્થીઓ ગુજરાત કલબમાં બેઠેલા આગેવાન ધારાશાસ્ત્રીઓને બતાવવા ગયા. તે વખતે ગોળીબાર ચાલુ રહ્યો તેથી એક બાજુએ કૌશિક[2] ઈંદુલાલ વ્યાસ અને સુરેશ [3] જયશંકર ભટ્ટ ગોળીનો ભોગ બનીને ચિરનિંદ્રામાં પોઢી ગયા.

---

૧. પુનમચંદ ૧૬ વરસનો જુવાન, મૂળ બનાસકાંઠાના થરાદનો વતની, અમદાવાદમાં કાપડની દુકાને નોકરી કરતો હતો.

૨. કૌશિક ૧૮ વરસનો સેન્ટ ઝેવિયર્સ કોલેજમાં પહેલાં વરસના વર્ગમાં ભણતો હતો અને તેના માતા પિતાના એકના એક આધારસમાન હતો. તેઓ નિઃસાસા નાખતાં બોલ્યાંઃ અમારું સર્વસ લૂંટાઈ ગયું છે; અમારી જિંદગી ખારી થઈ છે; જીવવાની ઈચ્છા રહી નથી.

૩. સુરેશ ૧૭ વરસે ઠાકર્સ હાઈસ્કૂલમાં ભણતો હતો. તેણે બે મહિના પહેલાં મ્યુનિસિપલ સ્નાનાગારમાં એક છોકરાને ડૂબતો બચાવ્યો હતો. બે દિવસ પહેલાં સુરેશે ઘરની દીવાલ પર લખેલું "રે! પામર મનુષ્ય, તું માયાને છોડી દેજે. માયા એજ કલ્પના છે, તે કોઈની થવાની નથી કે થશે પણ નહિ. એટલે તું માયાને ત્યજીને સુખી થા.'

તેના નાના ભાઈએ પોલીસની તૈયારી જોઈને તેની સાથે ઘેર જવા કહ્યું. એ ભાઈ તરત ગયો પણ સુરેશ અડીખમ ઊભો રહ્યો અને શહીદ થયો.

કોંગ્રેસભવનના ચોકમાં અબ્દુલભાઈ[1] પીરભાઈ ચોથા શહીદ થયા. આવો ભયંકર ગોળીબાર ઓચિંતો થયો છતાં ત્યાં હાજર રહેલા કોઈ અધિકારીએ કંઈ જવાબદારી સ્વીકારી નહિ.[2]

પહેલા શહીદ પુનમચંદની છૂટી પડેલી ખોપરી ગુજરાત કલબમાં કોઈ છોકરા લઈ ગયા, તે જોઈને ત્યાં બેઠેલા સર્વને અરેરાટી છૂટી. ધારાશાસ્ત્રી હિંમતલાલ શુકલ તરત ત્યાંથી ઉઠીને કલેક્ટર અને ડી. એસ. પી. ને ગોળીબાર અટકાવવા કહેવા ઉપડયા પણ રસ્તામાં તેમણે બીજા ગોળીબાર સાંભળ્યા. તેમણે સગી આંખે જોયું કે પહેલા ગોળીબારથી લોકો ચોપાસ નાસભાગ કરી વિખરાતા હતા અને કંઈ પથરા–કાંકરા પોલીસ પર પડતા નહોતા. તે વખતે હાજર રહેલા બીજા ગૃહસ્થોએ પણ હિંમતલાલના આવા નિવેદનને ટેકો આપ્યો.

૧. અબ્દુલભાઈ ૧૭ વરસે એક છીપાના કારખાનામાં નોકરી કરતા; તેમના ગરીબ પિતાએ પુત્રની શહાદતને અંજલિ આપીને કહ્યું: 'એક તો શું હજી બીજા ચાર છોકરા છે— જરૂર હશે તો તે પણ મહાગુજરાત માટે આપવા તૈયાર છું.

૨. આ પહેલા ગોળીબાર માટે કલેક્ટર કે ડી. એસ. પી. હાજર હતા છતા તેમણે તે માટે કંઈ હુકમ આપ્યાનો ઇન્કાર કર્યો. છેવટે છાપામાં એવું નિવેદન પ્રગટ થયું કે પોલીસે પોતાના બચાવ માટે ગોળીબાર કર્યા હતા !

આવી રીતે આઠમીએ બપોરે કુલ ચાર જુવાનો શહીદ થયા. બીજા બે પહેલા ગોળીબારમાં ઘવાયા, તે પછીથી શહીદ થયા. ત્યાં પોલીસે કુલ ૨૯ ગોળીઓ છોડી તેનાથી બીજા સો-એક ઘવાયા અને આશરે પચાસેક ઇસ્પિતાલમાં દાખલ થયા. [1]

આ રાક્ષસી ગોળીબાર અને તેથી જુવાનોનાં ખૂન થયા પછી અસંખ્ય સાયકલસ્વારો અને બીજા શહેરમાં ચોપાસ આ ભયાનક બાતમી આપતા ગયા, તેથી લોકોનાં મોટાં ટોળાં કોંગ્રેસભવન પર જામતાં ગયાં. શહેરમાં બધી ખબર પડતાં ચોપાસ હાહાકાર વ્યાપી ગયો પણ હવે લોકો ગોળીબારથી ગભરાઈને ઘરમાં બેસી રહેવાને બદલે મરણીયા થઈને રાજમાર્ગો પર પોલીસ સિપાઈઓ સાથે ગેરીલા યુદ્ધમાં ટકરાતા ગયા. પોલીસ બંદૂક લઈને દોડે એટલે લોકો નાસી જાય, પોલીસ પાછા તેમને ઠેકાણે જાય એટલે ફરીથી લોકો તેમની પાછળ દોડે, પોલીસને ખીજવે, કોઈ પથરા કે ધૂળ ફેંકે અને ભારે શોર મચાવી મૂકે. પોલીસ ફરી દોડીને કોઈને ટીપે અથવા અશ્રુવાયુના ટોટા ફોડે એટલે લોકો પાછા

---

૧. આઠમીએ બપોરે જે ઘમસાણ કોંગ્રેસભવન આગળ જામ્યું હતું, તે દરમિયાન ગુજરાત કલબ આગળ ઊભેલી ત્રિકમલાલ પટેલની મોટર, તેમની સામે રાજકીય ખુન્નસથી બાળવામાં આવી. બીજી પાંચ છ સરકારી મોટરો કોંગ્રેસભવન આગળ ઊભી હતી તેને પણ આગ લાગવાથી નુકસાન પહોંચ્યું. આ ગાડીઓને આગ લાગી ત્યારે ફાયરબ્રીગેડના માણસો પર પથ્થરમારો થતો ને મહા-મુસીબતે તેઓ પોતાનું કામ કરતા. વળી તે વખતે જામેલા તોફાની વાતાવરણમાં કોઈએ કોંગ્રેસભવનમાંથી મોરારજીભાઈની છબી ઉપાડી લાવીને ગુજરાત કલબ આગળ બાળી મૂકી.

નાસભાગ કરે. આવી સંતાકુકડીની લડત શહેરમાં ઘણે ઠેકાણે ચાલુ થઈ.

કોંગ્રેસભવન આગળ સાંજે ધમાલ કંઈક નરમ પડયા પછી જનતાને શાંતિનો સંદેશ આપવાને લાલદરવાજાના મેદાન પર વિદ્યાર્થી-સમિતિના આગેવાન—રતિલાલ ખુશાલદાસના[1] પ્રમુખપણા નીચે એક જાહેર સભા ભરવામાં આવી. સભાના સ્થળે સેંકડો વિદ્યાર્થીઓ શાંતિથી બેસી ગયા. સભામાં ગોળીબારની સખત ટીકા કરીને અને મહાગુજરાત માટે શાંતિમય લડત ચાલુ રાખવાને રતિભાઈએ અને અક્ષયકુમારે ભાષણ કર્યાં. તે વખતે પૂરી શાંતિ હતી છતાં સભા પર ગોળીઓ છૂટી. બે માણસને ઈજા થઈ તે પૈકી મદ્રાસના વતની ગોવિંદ સ્વામી વીરમન સ્વામી શહીદ થયા. આવા તદ્દન અકારણ ગોળીબારથી સારીયે જનતા વધારે વિફરી.

પછી તો શહેરમાં ગલીએ ગલીએ અને પોળે પોળે ગોળી-બારની અને શહીદીની વાતો વીજળીક વેગે ફેલાઈ ગઈ. તેથી લોકોમાં ઉશ્કેરાટ ફેલાતાં કોંગ્રેસીઓનાં સરકારી અને અર્ધસરકારી મકાનો પર લોકોના હુમલાનું અને પોલીસના લાઠીમાર અને અશ્રુવાયુનું તાંડવ સારા શહેરમાં મોડી રાત સુધી ચાલી રહ્યું.

રાત પડયા પછી લાલદરવાજે વીજળીઘરના ભોંયરાના ભંડારમાં લોકોના ટોળાએ ભાંગફોડ કરીને આગ ચાંપી. તેથી કેટલોયે સામાન

---

૧. રતિભાઈ બારેક વાગ્યાથી ત્રિકમલાલનો ફોન મળતાં કોંગ્રેસભવનમાં ગયા. ત્યાં આગેવાનો અને વિદ્યાર્થીઓ વચ્ચે જે સંઘર્ષ જાગ્યો તેના અને પછી ગોળીબારના સાક્ષી હતા. રીતસર સભા ભરીને પરિસ્થિતિ સમજાવવાની તેમની વાત કોંગ્રેસી આગે-વનોએ ના માની અને ગોળીબાર થયો. છેવટે સમી સાંજે પાસે લાલદરવાજાના મેદાન પર તેમણે સભા ભરી.

સળગી ગયો અને મોટો ભડકો થયો. તેવી રીતે રીલીફરોડ પર સહકારી ભંડાર લૂંટવામાં આવ્યો. ત્યારે લોકોના ઉશ્કેરાયેલા ટોળાને વિખેરવાને એ દિવસે ત્રીજીવાર ગોળીબાર થયો અને તેથી કોઈ ઘાયલ થયાં.

આખા શહેરમાં લોકો અને પોલીસ વચ્ચે સાઠમારી જામી ગઈ. તેથી કલેકટરે સાત દિવસ માટે ૧૪૪મી કલમ શહેરમાં લાગુ કરી અને પાંચથી વધુ માણસોને ભેગા થવાની મનાઈ ફરમાવી. વળી અમદાવાદ શહેરમાં કોટના અંદરના વિસ્તારમાં રાતના નવથી સવારના સાત વાગ્યા સુધી કરફ્યુ જાહેર કર્યો તેથી સરકારની ખાસ રજાચિઠ્ઠી વિના કોઈ સરિયામ રસ્તા પર ફરકી શકે નહિ પણ મોટે ભાગે આ હુકમ મોટા રાજમાર્ગો પર પોલીસ ફરતી હોય ત્યાં જ પળાયો. તેથી રાતમાં અનેક પોલીસચોકીને લોકોએ આગ લગાવી, અને ઘણાં બસસ્ટેન્ડ અને વીજળીના થાંભલા તોડી પાડયા.

અમદાવાદના ગોળીબારની ખબર બહારગામ ફેલાતાં તે જ દિવસે નડિયાદ, આણંદ, વડોદરા, મહેસાણા, રાજકોટ વગેરે શહેરોમાં હડતાલો પડી. મુંબઈમાં ખબર ફેલાતાં કેટલાંક બજારો અને શાળાઓ બંધ થયાં. છેક દિલ્હીમાં ઘેરા પડઘા પડયા.

અમદાવાદના રાષ્ટ્રિય વિદ્યાર્થીમંડળે[1] અને તેનાથી પ્રેરાયેલી મહાગુજરાત વિદ્યાર્થી સમિતિએ સાંજે સાથે મળીને દ્વિભાષી-

---

૧. અમદાવાદના જાણીતા વિદ્યાર્થીમંડળના મંત્રી તે વખતે હરિહર ખંભોળજા, પ્રબોધ રાવળ અને હરિપ્રસાદ વ્યાસ હતા. તેના સલાહકાર મંડળમાં રતિલાલ ખુશાલદાસ, હિંમતલાલ શુક્લ, સારાભાઈ કાશી પારેખ, કક્કલભાઈ કોઠારી, રામપ્રસાદ કોન્ટ્રાકટર હતા.

રાજ્યની રચનાનો તેમજ વિદ્યાર્થીઓ પર થયેલા પાશવી ગોળીબારનો સખ્ત વિરોધ કર્યો અને તેની જવાબદારી નક્કી કરવાને એક અદાલતી કમિશન નિમવા માગણી કરી. વળી બીજે દિવસે–નવમીએ સવારે બધી શાળાના વિદ્યાર્થીઓને મહાગુજરાતના શહીદોને અંજલિ આપવા અને બપોરે ગુજરાત કોલેજમાં સ્થાપેલા કીનારીવાલાના શહીદ સ્મારકને અંજલિ આપવા હાજર રહેવા ખાસ અપીલ કરવામાં આવી.

ગુજરાત કલબમાં બેઠેલા આગેવાન વકીલોએ તો પુનમચંદની લોહીભીની ખોપરી જોઈ હતી અને ગોળીબારના ભડાકા સાંભળ્યા હતા. તેથી તેમણે વકીલમંડળની રીતસરની સભા બોલાવીને ગોળીબારનો વિરોધ કરવાનો ઠરાવ કર્યો તેમાં જણાવ્યું કે. કોંગ્રેસહાઉસના મકાનમાંથી કરેલ ગેરડહાપણ ભરેલા, અવિચારી, જંગલી અને અમર્યાદ ગોળીબારમાં માર્યા ગયેલા નિર્દોષ યુવાનોની સખેદ નોંધ લે છે...પોલીસના આવા પગલાની તરત જ સ્વતંત્ર ન્યાયી તપાસ કરવાને માટે પંતપ્રધાનને વિનંતિ કરવામાં આવે છે' વળી વકીલમંડળે ગોળીબારની તપાસ કરવાને વામનરાવ ધોળકીયાના પ્રમુખપણા નીચે પાંચ સભ્યોની [1] એક કમિટી નીમી.

આઠમીએ સવારે કોલેજના વિદ્યાર્થીઓએ જ હડતાલ પાડીને કોંગ્રેસભવન પર કૂચ કરી હતી અને ત્યાં જ તેમના પર ગોળીબાર થયો હતો, તેથી અમદાવાદની કોલેજોના આચાર્યો મુકુંદ ઠાકોર, એસ. વી. દેસાઈ, દા. અશ્વિન ત્રિવેદી, એસ. આર. ભટ્ટ વગેરેએ વિદ્યાર્થીઓને શાંતિ જાળવવાની ખાસ અપીલ કરી.

૧. સભ્યોનાં નામ : (૧) વામનરાવ ધોળકીયા (પ્રમુખ) (૨) સી. સી. પરીખ (૩) પી. બી. દેસાઈ (૪) બી. કે મહેતા અને (૫) એમ. સી. મહેતા હતાં.

ઉપરાંત ગુજરાતના સામ્યવાદી પક્ષ, પ્રજાસમાજવાદી પક્ષ, મિલ કામદાર યુનિયન, જનસંઘ, ક્ષત્રિય સભા વગેરે અનેક મંડળો, પક્ષો અને સંસ્થાઓએ વિદ્યાર્થીઓ પર થયેલા બેફામ ગોળીબારનો સખત વિરોધ કર્યો. વળી અમદાવાદ શહેર કોંગ્રેસના પ્રમુખ ત્રિકમલાલ પટેલ અને તેમના મંત્રીઓ જમનાશંકર પંડ્યા, કે. ટી. દેસાઈ, પુરૂષોત્તમ છીંકણીવાળા વગેરેએ ગોળીબારથી થયેલું દુઃખ જાહેર કર્યું અને દિલ્હીમાં દ્વિભાષી રાજ્ય રચવાના થયેલા નિર્ણયનો વિરોધ કર્યો.

તે દિવસે હું નેનપુર પાસે આશ્રમમાં હતો ત્યાં છાપામાં દ્વિભાષી રાજ્ય સ્થાપવાનો આખરી નિર્ણય વાંચીને હું પણ સમસમી ગયો. તરત જ મેં નિવેદન કર્યું, તેમાં લખ્યું કે મહાગુજરાતનું સ્વપ્ન ધૂળમાં રોળીને સરકારે ગુજરાતને છેહ દીધો છે અને હવે મરાઠી પ્રજાની જંગી બહુમતીવાળું[1] રાજ્ય સ્થપાશે તે

---

૧. લોકભાષાવાર અલગ રાજ્ય રચાય એ સિદ્ધાંત મહાગુજરાતની માગણીના પાયામાં હતો જ: તેની સાથે ગુજરાતમાં એ જાણીતું જ હતું કે મુબંઇ રાજ્યમાં મહારાષ્ટ્રિયનોની સંગીન વધુમતિ હોવાથી રસ્તા, નહેરો, વીજળી વગેરે અનેક ખાતામાં ભારે અન્યાય થયો છે. હવે વરાડનો પ્રદેશ મહારાષ્ટ્રમાં ઉમેરાતાં મહારાષ્ટ્રિયનોની સંખ્યા હવે ૬૦ ટકા અને ગુજરાતીઓની ૩૨ ટકા થાય એટલે ગુજરાતનો વિકાસ રૂંધાય જ એ દેખીતું હતું. પંચવર્ષીય યોજના મુજબ ગુજરાતમાં ૫૮ કરોડ અને મહારાષ્ટ્રમાં ૭૫ કરોડ ખર્ચવાના હતા; છતાં હકીકતે ગુજરાતમાં ૨૩ કરોડ ખર્ચાયા અને મહારાષ્ટ્રમાં એક અબજ ઉપર ખરચાયા. આમ ંગી બહુમતિ નીચે ગુજરાતનો વિકાસ રૂંધાય એ પૂરવાર કરકરવાની શી જરૂર ?

ગુજરાતની પ્રજા કદી સાંખશે નહિ અને સૌરાષ્ટ્ર અને કચ્છની પ્રજાને પણ તે કડવું ઝેર જેવું લાગશે. છેવટે મેં ઉમેર્યું કે સંસદના કાયદાને રાષ્ટ્રપતિ સંમતિ આપે ત્યારે જ તે અમલમાં આવે છે. તેથી આ કાયદાને નામંજૂર કરવાની અરજીઓ પર ગુજરાતની હજારો લોકોની સહીઓ લઈને તે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને મોકલવાની મેં સર્વને વિનંતિ કરી.

નવમી ઓગસ્ટનો સન ૧૯૪૨ની આઝાદીની લડતનો ઐતિહાસિક દિન ઉગ્યો ત્યારે ગુજરાતમાં ચોપાસ હડતાલ પડી અને ઉશ્કેરાયેલાં ટોળાં કંઈક છમકલાં કરતાં રહ્યાં. તે દિવસે પ્રકટ થયેલાં છાપાંએ લોક લાગણીનો સારો પડઘો પાડયો. ગુજરાતસમાચારે લખ્યું : અમદાવાદમાં કોંગ્રેસહાઉસ પાસે કોલેજના વિદ્યાર્થીઓના દેખાવો પછી જે અત્યંત કરુણ બનાવો બન્યા છે તેથી અમારું હૈયું વલોવાઈ રહ્યું છે. ગુજરાતમાં થયેલા ઘોર અન્યાયને અંગે સ્વયંભૂ પ્રગટી ઉઠેલા રોષને સાચે રસ્તે વાળનારી નેતાગીરીને અભાવે નિર્દોષ યુવાનોનું ઉછળતું લોહી કોંગ્રેસહાઉસ સામેના ચોગાનમાં છંટાયું અને નિર્દોષોની લાશો પડી છે. પોલીસે લીધેલાં—હિચકારાં પગલાં પ્રત્યે નફરત દર્શાવી, એ વિદ્યાર્થીઓને શોકાંજલિ આપી આજ પુરતું અમે મૌન સેવવું જ ઉચિત માનીએ છીએ.'

સંદેશ, જનસત્તા, પ્રભાત વગેરે દૈનિકપત્રોએ પણ દ્વિભાષી રાજ્યનો સખત વિરોધ કરી ગોળીબારની નિષ્પક્ષ તપાસની માગણી કરી. આ બધાં પત્રોની હજારો નકલો, ગુજરાતભરમાં વંચાતી ગઈ, અમદાવાદમાં અને બહારગામ વિરોધ અને નફરતની લાગણી જામતી ગઈ, હડતાલો પડતી ગઈ, સરઘસો નીકળતાં ગયાં અને કોંગ્રેસીઓ અને સરકારી મકાનો પર કંઈક કંઈક હુમલા થતા ગયા.

તે દિવસે સવારે મેં નેનપુર સ્ટેશને જઈને ગુજરાત સમાચાર વાંચ્યું ત્યારે જ મને અમદાવાદના ભયંકર ગોળીબારની ખબર પડી. જલતે દિલે હું અમદાવાદ સ્ટેશને[1] પહોંચ્યો ત્યારે ત્યાં કરફ્યુનો અમલ ઓચિંતો શરૂ થયો હતો. તેથી જેમ તેમ પોલીસની નજર ચુકાવીને હું કપાસીયા બજારમાં આવેલી જનસત્તાની ઓફિસે પહોંચ્યો. તેના તંત્રી રમણભાઈ શેઠને મળીને શહેરની બધી ખબર જાણી લીધી. પછી તેમની રજાચિઠ્ઠીના આધારે હું તેમની ગાડીમાં બેસી ભદ્રમાં મહાગુજરાત પરિષદના પ્રમુખ હિંમતભાઈ શુકલની ઓફિસમાં પહોંચ્યો. ત્યાં ઘણાં વકીલો અને બીજા મિત્રોને મળતાં તેમની સાથે ગરમા ગરમ ચર્ચામાં ગુંથાયો. થોડા વખતમાં ત્યાં વિદ્યાર્થીસમિતિના અગ્રણી સલાહકાર રતિલાલ ખુશાલદાસ મળ્યા. તેમની સૂચનાઓથી હું તરત ગુજરાત કૉલેજના દરવાજા પાસે શહીદ કીનારીવાળાને અંજલિ આપવાને વિદ્યાર્થીસમિતિએ બોલાવેલી સભામાં જવા ઉપડયો.

ખાંભી પાસેના દરવાજે પહોંચ્યો ત્યારે જે અદ્ભૂત દશ્ય જોયું તે હજી મારી આંખ આગળથી ખસતું નથી. દરવાજાની બહાર એક જીપમાં લાઉડસ્પીકર મૂકેલું હતું અને ત્યાંથી જે સંગીત વહેતું હતું, તે કૉલેજના વિશાળ ચોગાનમાં શહીદોને અંજલિ આપવાને ભેગા થયેલાં હજારો વિદ્યાર્થીઓ સાંભળતા હતા. આ સભામાં શુભ્ર વસ્ત્રોમાં સજ્જ થયેલી સેંકડો વિદ્યાર્થીનીઓ ખાસ

૧. તે દિવસે ઘીકાંટામાં આવેલા જયંતિ દલાલના છાપખાનામાં છપાતા આત્મકથાના ત્રીજા ભાગના પ્રૂફ તપાસવા જતો હતો પણ સ્ટેશન પર ગોળીબારની ખબર પડતાં મારો કાર્યક્રમ બદલાઈ ગયો.

ધ્યાન ખેંચતી હતી. હું જ્યારે દરવાજામાં દાખલ થઈને કીનારી-વાલાની ખાંભી આગળ પ્રભાતના તંત્રી કકલભાઈ કોઠારીની પાસે બેઠો ત્યારે—

દિન ખૂનકે હમારે

યારો ન ભૂલ જાના

એ ગીત અત્યંત હૃદયભેદક સ્વરે ગવાતું હતું અને ચોપાસ હજારો ભાઈ–બહેનો નિરવ શાંતિમાં સાંભળતાં હતાં. આ ગીત સાંભળતાં ઘણાયે નવા શહીદોની યાદમાં થોડાં આંસુ સાર્યાં. તે પછી તરત જ જ્યારે

જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણુ પરભાત

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી
પ્રેમશૌર્ય અંકિત,
તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ,

તે રંગ થકી પણુ અધિક સરસ રંગ,
થશે સત્વરે માત,

શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે,
વીતી ગઈ છે રાત
જન ઘૂમે નર્મદા સાથ
જય જય ગરવી......

આ ગીત ગવાયું ત્યારે જાણે કવિએ દ્વિભાષી રાજ્ય સ્થપાયું ત્યારે મહાગુજરાત સ્થાપવાની લડતનો પાનો ચઢાવવાને લખ્યું હોય—જાણે ગુર્જર રાજ્યનું નવું રાજગીત સાંભળતો હોઉં

એમ લાગ્યું. વળી તેમાં વનરાજ અને સિદ્ધરાજની યાદ આપી તેથી જૂના ઈતિહાસની યાદ જાગૃત થઈ અને નવી લડતમાં ઝુકાવવાને તૈયાર થયો.

સભાનો આરંભ કરતાં બુલાખી નવલખાએ કહ્યું કે અમને ખ્યાલ આવતો નહોતો કે અમારે વધુ શહીદોને અંજલિ આપવી પડશે. મહાગુજરાતની માગણી કરતા જે વિદ્યાર્થીઓનું લોહી અહિંસાના સ્થાન સમા કોંગ્રેસહાઉસ આગળ રેડાયું છે, તેમને અંજલિ આપવાની છે.

પછી હરિહર ખંભોળજાએ કહ્યું કે અંગ્રેજો ગયા પછી પણ ગોળીબારને દેશવટો દેવાયો નથી; પણ હવે પહેલાંની માફક પથ્થરનો જવાબ ગોળીબારથી જ અપાયો છે; આપણી લડત કોઈની સામે નથી પણ મહાગુજરાત મેળવવા માટે છે.

પછી પૂર્ણ શાંત વચ્ચે ઊભા થઈ મેં કહ્યું કે મહાગુજરાતની લડતમાં વિદ્યાર્થીઓએ જ શહીદી વહોરીને ભારે ભોગ આપ્યા છે. અને આજે આ લડત ચલાવવામાં પણ તમે વિદ્યાર્થીઓએ જ આગેવાની લીધી છે માટે તમને ધન્યવાદ આપું છું. પછી કેન્દ્રના ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતે અને મોરારજીભાઈએ દ્વિભાષી રાજ્યનો વિરોધ કરનારને ધમકીઓ આપી છે, તેને મેં ઘણી જ બેહૂદી ગણાવી. પછી મેં સર્વને એવી પ્રતિજ્ઞા લેવા કહ્યું કે મહાગુજરાત સ્થપાય નહીં ત્યાં સુધી આપણે જંપીને બેસીશું નહિ અને સરકારને જંપીને બેસવા દઈશું નહિ. છેવટે સમગ્ર જનતાને ગાંધીજીના શાંતિમય માર્ગે લડત ચલાવીને અચૂક વિજય મેળવવાની ખાતરી આપી. અંતે આ સભાએ શહીદ થયેલા વિદ્યાર્થીઓને અંજલિ આપવાનો અને ગોળીબારની નિષ્પક્ષ અદાલતી તપાસ કરવાનો સરકારને આગ્રહ કર્યો.

સભા પૂરી થયા પછી હું રતિભાઈ સાથે તેમને ઘેર ગયો. ત્યાં થોડીવારમાં હિંમતભાઈ શુકલ, કક્કલભાઈ કોઠારી, નિરૂભાઈ દેસાઈ વગેરે અનેક આગેવાનો આવી ગયા. તરત શહેરમાં ચાલુ રહેલાં તોફાન, ભાંગફોડ, આગ, લાઠીમાર, ગોળીબાર વગેરે પરિસ્થિતિની ચર્ચા શરૂ થઈ. આરંભમાં કોઈ અગ્રણીને પ્રમુખસ્થાને ચૂંટીને રીતસર કંઈ ઠરાવ કરવાની વિચારણા થઈ પણ પછી શહેરમાં ચાલી રહેલ, ધમસાણને અટકાવવાને જ એક પ્રતિનિધિમંડળ કલેકટર દલાલને મળવાને મોકલવાનું નકકી થયું. તરત શહેરના પ્રતિનિધિઓ તરીકે હિંમતલાલ શુકલ, વામનરાવ ધોળકીયા, રતિલાલ ખુશાલદાસ અને બે વિદ્યાર્થી પ્રતિનિધિઓ કલેકટરને મળવા ગયા. તેમણે શહેરમાં થતા ગોળીબાર બંધ કરવા કલેકટરને વિનંતિ કરી. કલેકટરે જ્યારે લોકોની ભાંગફોડનું બ્હાનું કાઢ્યું ત્યારે અશ્રુવાયુના ટોટાથી અને ગોળીબારથી લોકો ઉશ્કેરાઈને તોફાને ચઢે છે, એમ અગ્રણીઓએ જણાવ્યું.

કલેકટરને મળવાને અમારા પ્રતિનિધિઓ વિદાય થયા તે પછી બાકીનાની સભા ચાલુ રહી, ત્યારે ખબર પડી કે એક મોટા શેઠને ઘેર મ્યુનિસિપલ કોર્પોરેશનના મેયર ચિનુભાઈ શેઠ ને બીજા મિલ-માલિકો અને વેપારીઓ શહેરની પરિસ્થિતિ વિષે વિચાર કરવા ભેગા થયા છે. પછી તેમના નિવેદનની ખબર પડી કે તેમણે આઠમીના અમાનુષી ગોળીબારથી નિર્દોષ જુવાનોના જાન ગયા તેથી થયેલો ભારે આઘાત જણાવ્યો; પછી દ્વિભાષી રાજ્ય સ્થાપવાના સરકારના નિર્ણય સામે યોગ્ય પગલાં લેવા અને મહાગુજરાતની રચના કરવાને જરૂરી પગલાં લેવામાં જનતાને સહકાર આપવાની ખાતરી આપી અને જનતાને આ કપરા સંજોગોમાં સંપૂર્ણ શાંતિ રાખવાની અપીલ કરી. બીજે દિવસે આ નિવેદન પ્રગટ થયું. તેના પર ચિનુભાઈ મેયર ઉપરાંત શેઠ અમૃતલાલ હરગોવિંદ-

દાસ, આચાર્ય એસ. વી. દેસાઈ, નિરૂભાઈ દેસાઈ, વિદ્યાબેન નીલકંઠ, હિંમતલાલ શુકલ, કક્કલભાઈ કોઠારી, રતિલાલ ખુશાલદાસ, સારાભાઈ કાશીપારેખ વગેરેએ સહીઓ કરી હતી.

વળી તે જ દિવસે શહેરની સ્ત્રીઓ અને તેમના મંડળોની સભામાં પણ તાજી પરિસ્થિતિ વિષે વિચાર કરવામાં આવ્યો. તેમના ઠરાવમાં જણાવ્યું કે ગઈ કાલે નિર્દોષ નવલોહિયા જુવાનોને કશી પણ ચેતવણી આપ્યા વગર ગોળીથી વીંધી નાંખવામાં આવ્યા, તે કાળજા વલોવી નાખનાર બનાવને અમદાવાદની સ્ત્રીઓ ધિક્કારી કાઢે છે. ગોળીબાર ફરી નહિ થાય એવી શહેરની માતાઓ અને બહેનો આશા રાખે છે અને ગોળીબારની સંપૂર્ણ જાહેર તપાસ કરવાની માગણી કરે છે. આ ઠરાવ કરવામાં વિદ્યાબેન નીલકંઠ, શારદાબેન મહેતા, શહીદ સુરેશના માતા—સવિતાબેન ભટ્ટ, રંજનબેન દલાલ, વિનોદિની નીલકંઠ, વીરબાળા નાગરવાડિયા વગેરે બહેનો સામેલ હતી.

બીજા અનેક કામદારોનાં, વેપારીઓનાં અને જાહેર મંડળોએ પણ આવા જ ઠરાવ પસાર કર્યા. જે વ્યક્તિઓએ વિરોધમાં નિવેદન કર્યાં તેમાં જયંતિભાઈ દલાલનું નામ નોંધપાત્ર હતું.

આવી રીતે આગલા દિવસના હત્યાકાંડ વિષે નિવેદનો થતાં હતાં, ત્યારે અમદાવાદ શહેરમાં ઠામ ઠામ તોફાનો અને ગોળીબારની રમઝટ ચાલુ રહ્યાં. તે દિવસે હું શહેરમાં ફરવા નિકળ્યો ત્યારે કેટલાક રસ્તા પર તાર અને ટેલિફોનના થાંભલા તેમજ પોલીસચોકીઓ અને મ્યુનિસિપાલિટીના બસસ્ટેન્ડના કાટમાળ રસ્તા પર નાખીને પોલીસની મોટર અને બસ માટે અંતરાયો ઊભા કર્યા હતા. અમારા કોઈ કાર્યકરોને ઓળખીને લોકો આવો કાટમાળ પાછો ખસેડી લેતા અને પાછો પોલીસની દોડાદોડ રોકવાને

રસ્તો બંધ કરતા, પોલીસ ગમેતેમ કરીને રસ્તા પર આવતા તો લોકો તેમના પર પથરા મારીને પોળોમાં નાસી જતા. પોલીસ લાઠીઓ વિંઝતા, અશ્રુવાયુના ટોટા ફેંકતા કે ગોળી ચલાવતા પસાર થઈ જાય ત્યારે પાછો રસ્તો રોકીને તેઓ કોઈ કોંગ્રેસીની દુકાન કે સરકારી મકાન પર ધમાલ મચાવતા.

આવી સાઠમારીમાં નવમીના રોજ કાન્તિલાલ પરમાર[1] ગુલામહુસેન મોમીન,[2] હિરાલાલ વોરા[3] અને વિષ્ણુપ્રસાદ શાસ્ત્રી ગોળીબારનો ભોગ બન્યા. આ બધાયે કાચા જુવાનીયા હતા. તેમાં એક પગે ખોડવાળા વિષ્ણુપ્રસાદનો કિસ્સો ઘણો કરૂણાજનક હતો. ગાંધીમાર્ગ પર પડતી મામુનાયકની પોળના રહેવાસી એ ૨૬ વરસનો જુવાન

૧. કાન્તિલાલ (વય વરસ ૨૨) તેના નાનકડા દસ વરસના ભાઈની ભાળ કાઢવા નીકળ્યો ત્યારે ટિળકરોડ પર ઓરીએન્ટલ બિલ્ડિંગન પાસેથી પસાર થતાં તેના માથામાં ગોળી વાગતાં તે ઢળી પડયો. તેના માતાપિતા સૌરાષ્ટ્રમાં ચલાલા પાસે સરવડા ગામમાં રહેતાં. આ ખબર સાંભળી તેઓ દુઃખમાં ડૂબી ગયાં.

૨. ગુલામહુસેન (વય વરસ ૨૨) મિલમાં નોકરી કરતો, સાડીઓ પર છાપકામ કરતો અને છાપાંની ફેરી કરતો. સવારથી તે ગયો પછી બપોરે ઘેર પાછો ન આવ્યો, ત્યારે તપાસ કરતાં માલૂમ પડયું કે ટિળકરોડ પર ગોળી વાગતાં ત્યાંજ ઢળી પડયો હતો. તેનાં માતાપિતાનું દુઃખ વર્ણવી શકાય એમ નહોતું.

૩. ત્રીસ વરસના હિરાલાલ વોરા ટિળકરોડ પર એક ઓળખીતા શાકવાળાની દુકાનમાં પાણી પીવા ગયા, ત્યાં દુકાનનું બારણું વીંધીને પોલીસની ગોળીએ તેમનો ભોગ લીધો.

રાજમાર્ગ પર મોટા ટોળાની સાથે ફરતો હતો. ઓચિંતો પોલીસનો હુમલો આવ્યો ત્યારે બીજા બધા પોળમાં નાસી ગયા પણ પગની ખોડને લીધે વિષ્ણુપ્રસાદ પોળના દરવાજા સુધી પહોંચ્યો ત્યાં તે કાળમુખી ગોળીથી ઠાર થયોઃ તે અપંગ હોવા છતાં વરસોથી સાચો સમાજસેવક હતો અને તે શહીદ થયો ત્યારે તેની સેવાની સુવાસ પાછળ મૂકતો ગયો.

આવા ગોળીબારની વચ્ચે તોફાનો થતાં જોઈને કલેક્ટરે બપોરે બે વાગ્યાથી ૨૪ કલાકનો કરફ્યુ લગાવી દીધો. તોયે પોલીસ અને પ્રજાની લડાઈ તો જ્યાં ત્યાં ચાલુ જ રહી.

નવમી તારીખે પણ ગુજરાતભરમાં અને બહાર મુંબઈ, દિલ્હી જેવા દૂરના વિસ્તારમાં અમદાવાદના ગોળીબારની ખબર પડતાં આગેવાનો ચિંતાતુર થયા. ખાસ કરીને ગુજરાત અને સૌરાષ્ટ્રના મોટા ગામ–શહેરોમાં હડતાલો પડી. સરઘસો નીકળ્યાં અને સભાઓ થઈ. બધાએ ગોળીબારને વખોડીને તેની નિષ્પક્ષ તપાસની માગણી કરી. મહાગુજરાતના રાજ્યની માગણી કરવાને 'અમારે જોઈએ મહાગુજરાત' અને 'મહાગુજરાત ઝીંદાબાદ'ની વીરહાક ચોતરફ વાગી રહી.

નડિયાદમાં અમદાવાદના ગોળીબારના ઘેરા પડઘા પડયા. એ શહેરમાં બધી દુકાનો, બજારો, નિશાળો વગેરે સરકારી દમનના વિરોધમાં બંધ થયાં. છતાં જૂના શિરસ્તા મુજબ સન '૪૨ની લડતની યાદમાં ખેડા જિલ્લા યુવક કોંગ્રેસની સભા સંતરામ મંદિરમાં ભરવામાં આવી. તરત છોકરાઓનું મોટું ટોળું સભાસ્થાનને ઘેરી વળ્યું. તેમની અને કોંગ્રેસીઓની વચ્ચે જે ઝપાઝપી થઈ, તેમાં યુવકકોંગ્રેસના પ્રમુખ ચંન્દ્રકાન્ત શાહ, કાર્યકર વાસુદેવ ભટ્ટ વગેરેને મૂઢ માર પડયો. ત્યાં જતા બાંધકામખાતાના નાયબપ્રધાન બાબુભાઈ

જશભાઈની મોટર રસ્તામાં રોકવામાં આવી અને તેમના રાજીનામાની માગણી થઈ. તેમણે થોડીવાર ભાષણ કરીને રાજીનામું નહિ આપવાનો નિર્ણય જાહેર કર્યો. છેવટે વધુ તોફાન થતાં તેમને સભા બંધ કરવી પડી.

ગુજરાતભરમાં મહાગુજરાતના પોકાર કરતાં ટોળાં સફેદ ટોપીઓ ઊતરાવતાં અને કવચિત મોરારજીની નનામી કાઢીને બાળતાં. કવચિત એસ. ટી.ની બસ પણ રોકવામાં આવતી અને કોઈ રેલગાડીઓમાં પણ વખતો વખત સાંકળ ખેંચીને તેને ઊભી રાખવામાં આવતી

સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી પહોંચેલી આ ચળવળની અસર મુંબઈમાં પડતાં ત્યાં અનેક ગુજરાતી ગુમાસ્તા અને પ્રજાજનોનાં મંડળોએ અમદાવાદના ગોળીબારના વિરોધમાં હડતાલ પાડી. દિલ્હીની લોકસાભામાં સામ્યવાદી પક્ષે બધી કાર્યવાહી સ્થગિત કરવાની દરખાસ્ત મૂકી, તે પ્રમુખે નામંજૂર કરી. ઉપરાંત દ્વિભાષી રાજ્ય રચવાનો સુધારો સરકાર તરફથી ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતે મૂકયો, તેને પ્રજાસમાજવાદી અશોક મહેતાએ ટેકો આપ્યો. મત લેતાં તે ૨૪૧ વિરૂદ્ધ ૪૦ મતે પસાર થયો. આમ સંસદે દ્વિભાષીરાજ્ય રચવાનો કાયદો પસાર કર્યો. આમ મહાગુજરાતની યોજનામાં આગ ચાંપીને દ્વિભાર્ષા રાજ્યમાં બહુમતિ ધરાવતી મરાઠી પ્રજાના શાસનની ધૂંસરી ગુજરાતની રાંકડી પ્રજા પર લાદવાના દિલ્હી સરકારનો નિર્ણય રોશન થયો.

નવમીએ રાતે જ્યારે હું સૂતો ત્યારે મારા જીવનની દિશા પલટાઈ ગઈ. ગુજરાતમાં હવે જે શકવર્તી લડત શરૂ થઈ, તેમાં ખરું જોતાં સન ૧૯૧૭માં ગાંધીજીના પ્રમુખપણા નીચે મેં ગુજ-

રાંત રાજકીય પરિષદ [1] ભરી ત્યારથી હું જોડાયેલો જ હતો. તે પહેલાં મેં સન ૧૯૧૫માં ગુજરાતમાં નવજીવન પ્રગટાવવાને 'નવજીવન અને સત્ય' માસિક શરૂ કર્યું ત્યારથી હું ગુજરાતની ધરતી અને પ્રજાનો ભગત બન્યો હતો. પછીથી ગાંધીજીએ કોંગ્રેસતંત્રમાં ભાષાવાર પ્રાંતિક સમિતિઓ રચવાનો સિદ્ધાંત સ્વીકારીને મહાગુજરાતની રચનાની આગાહી કરી હતી. [2] તેમના પટ્ટશિષ્ય સરદાર વલ્લભભાઈએ સૌરાષ્ટ્ર રાજ્યની સ્થાપનાને દિને ગુજરાત સમસ્તની રચના જોવાનું સ્વપ્ન સેવ્યું હતું. ગુજરાતની રાજ્યરચના ત્રણ રાજ્યની યોજનાને નામે જાહેર થઇ. ત્યારે મુંબઈના ગુજરાતી-વિરોધી તોફાનોથી જાગૃત થયેલી ગુજરાતની નવજુવાન પેઢીએ ગુજરાતના અલગરાજ્યની યોજનાને પૂરા દિલથી વધાવી લીધી. તેનાં પર છેલ્લી ઘડીએ વીજળી પડી ત્યારે સ્વયંભૂ રોષ અને આવેશથી પ્રેરાઈને તેણે મરણીયા જંગમાં ઝૂકાવ્યું.

આઠમી તારીખે આ નવજુવાનોની પહેલી અગ્નીપરીક્ષા થઈ. અગાઉ સન ૧૯૧૯માં ગોળીબાર થયેલા ત્યારે લોકો ઘરમાં પૂરાઈ રહેલા, તે મેં સગી આંખે જોયેલું. હવે આઠમીના ભયંકર તાંડવ પછી નવમીની સવારે વિદ્યાર્થીઓની ભવ્ય સભા–મેં જોઈ અને ગુજરાતભરમાં હડતાલો અને સભા સરઘસો મારફત વ્યક્ત થતો નવજાગૃતિનો ઊભરાતો જુવાળ પારખ્યો. સારાયે કચ્છથી ડાંગ અને ઉંબરગામ સુધી આ પૂર ફરી વળેલાં જોઈને મારો નવો

૧. એ પરિષદમાં પ્રમુખ તરીકે ભાષણ કરતાં ગાંધીજીએ કહેલું કે તેલુગુ ભાષા બોલતા આંધ્રના લોકો કેળવણીના પ્રદેશમાં મૂળભૂત સુધારા માગે છે અને તેમને જુદું રાજ્ય પણ જોઈએ છે. આ બધું જરૂર તેમને મળશે એવી શ્રદ્ધા તેમણે દર્શાવી હતી.

૨. આ વિષે ગાંધીજીના આ શબ્દો હતાઃ ગુજરાતમાં સૌરાષ્ટ્ર ને કચ્છ ભળે એટલે મહાગુજરાત થયું.

ધર્મ સમજાયો. મેં અંતરની પ્રેરણાથી સવારે જે ભાષણ કર્યું હતું, તે મુજબ હું પણ જનતાને જાગૃત કરવા અને દ્વિભાષી રાજ્યના ભૂકકા બોલાવવા તૈયાર થયો.

આગલે જ દિવસે પૂરી માહિતી નહિ મળેલી ત્યારે મેં નિવેદન કરેલું કે દ્વિભાષીના કાયદા પર રાષ્ટ્રપતિ સહી ન કરે તો તે નીષ્ફળ જાય. પછી વધારે વિચાર કરતાં માલુમ પડયું કે ભલે દિલ્હીની સંસદ સર્વોચ્ચ ધારામંડળ હોય, છતાં પ્રજામત જ છેવટે સર્વોપરી છે અને જો ગુજરાતની જનતા જાન ફેસાની કરીને પ્રજામતને બુલંદ બનાવે તો સંસદને પણ તેનો કાયદો ફેરવવો જ પડશે.

પણ તે માટે પ્રેરણા કોણ આપશે? હવે ગાંધીજી કે સરદાર તો નહોતા. કોંગ્રેસના પ્રતિષ્ઠિત આગેવાનો તો જવાહરલાલ નેહરૂની આગેવાની નીચે સામે પાર ખડા છે. પછી ગઈ કાલે જ જાન કુરબાન કરનાર શહીદો પર મારું દિલ એકાગ્ર થયું. ગાંધી અને સરદારે રચેલા કોંગ્રેસભવન અને સરદાર સ્મૃતિભવનની વચ્ચેના ચોગાનમાં જ કોઈ જુવાનની ખોપરી તૂટી ને કોઈનાં આંતરડાં નીકળી ગયાં. આ ઐતિહાસિક સ્થાનક મહાગુજરાતનું સમરાંગણ બન્યું. ત્યાં અનેક નવજુવાનોની શહીદીથી સારા ગુજરાતના લાખો નર-નારીઓને પ્રેરણા મળવા માંડી છે. તેથી જ દૂર દૂરના શહેરો અને ગામડામાં નવી લડતની પ્રવૃત્તિ રોજ જામતી જ જાય છે.

આમ શહીદોના લોહીથી પવિત્ર થયેલું એ ચોગાન ગુજરાતની જનતા માટે તીર્થધામ બની રહ્યું. તેમ નવી લડત માટે તે નવું પ્રેરણાસ્થાન બની ગયું. હવે એ લોહીભીની ધરતી પર પોઢેલા શહીદોના ભવ્ય બલિદાનમાંથી અખૂટ પ્રેરણા મેળવીને હું મહાગુજરાતનો જંગ ખેલવાને તૈયાર થયો.

૨

# વિરાટનો ચમત્કાર

દશમી તારીખે સવારે અમદાવાદનાં વર્તમાનપત્રોએ જે હેવાલ અને લેખ પ્રગટ કર્યા તે પરથી આઠમીથી શરૂ થયેલ ગોળીબારથી બે રાતમાં જનતાના માનસમાં આવેલી સમૂળી ક્રાંતિનો ખ્યાલ આવી ગયો.

તે દિવસે સવારે ગુજરાત સમાચારના તંત્રીએ લખ્યું : 'અમદાવાદમાં બુધવારે (આઠમીએ) જે બનાવો બની ગયા, તે અત્યંત દુઃખદ છે. ગુજરાતને થયેલા ઘોર અન્યાય સામે ભભૂકેલો પ્રજાનો રોષ જ્યારે મર્યાદામાં રહીને વ્યક્ત થઈ રહ્યો હતો, ત્યારે ગોળીબારનાં જે કારમાં પરિણામ પલટાવનારાં પગલાં લેવામાં આવ્યાં તેથી વાતાવરણના ઘૂઘવાટમાંથી અનિચ્છિનીય ભડકો થયો છે. જે દેખાવો કોઈ પક્ષ તરફથી ખાસ પૂર્વ યોજિત હોવાનું જણાયું નથી એમાં વધુ ઉશ્કેરણી ફેલાઈ જતાં મામલો કાબૂ બહાર જતો રહ્યો છે.

'ગુજરાત પ્રાંતિક સમિતિ'ના અગ્રેસરોથી માંડીને તમામ સંસ્થાઓએ જેની માગણી કરી હતી એજ ગુજરાતના અલગ રાજ્યની માગણીને આ વિદ્યાર્થીઓ બુલંદ બનાવતા હતા ને ?...એ ઉશ્કેરાટને લોહી છાંટીને શાંત કરવાની એ ચેષ્ટા હોય તો તે ભયંકર રીતે ભૂલ ભરેલી હતી.

તે દિવસે સવારે 'જનસત્તા' એ તો તંત્રીલેખને સ્થાને કાળા ચોકઠામાં ફક્ત એટલા જ શબ્દો લખ્યાં; 'હુતાત્માઓને, ઉન શહીદોકી યાદમેં, જીન્હોને અપને ખૂનકો સીંચા.'

ખરેખર, આઠમીને દિવસે મહાગુજરાતનું જે સ્વપ્ન સરકારે જ ખિલવ્યું હતું તેને છેલ્લી ઘડીયે ધૂળમાં રોળીને પ્રજાના દિલ પર જીવલેણ ઘા કર્યો. નવજુવાનોએ એ અસહ્ય કુઠારાઘાત સામે પોકાર કર્યો ત્યારે જાણે દાઝયા પર ફરી ડામ દેવાને ગોળીબાર કર્યા. પછી શહીદોની અને ઘવાયેલાની સંખ્યા વધતી ગઇ ત્યારે છેક હળવા ગણાય એવા પ્રમાણમાં તોફાન કરવાના આરોપસર સેંકડો જુવાનોની ધરપકડ થતી ગઈ.

પહેલી તો રાજકીય ક્રાંતિ સરજાઇ. ગાંધીજી અને સરદારના સંસ્કારથી કોંગ્રેસનો ગઢ ગણાતું અમદાવાદ જાણે એક રાતમાં કોંગ્રેસનું કટ્ટર વિરોધી થઈ ગયું. એક રાતમાં માથા પર મૂકાતી ધોળી ટોપી અદશ્ય થઇ ગઈ; જો કોઈ પહેરે તો તેનું આવી બન્યું.[1]

૧. ગાંધીજીએ જ આવા પરિવર્તનની આગાહી કરી હતી. 'આપણી રાજસત્તા બ્રિટિશરોની માફક બંદૂકના જોરે ટકી નહિ શકે. અનેક ત્યાગ અને તપ વડે કોંગ્રેસે પ્રજાનો વિશ્વાસ સંપાદન કર્યો છે. પણ જો આજની ઘડીયે કોંગ્રેસવાળાઓ પ્રજાને દગો દેશે તો, અને સેવા કરવાને બદલે માલિક બની જશે તથા ધણીપણું આદરશે તો કદાચ હું જીવું કે ન જીવું, પણ આટલા વરસના અનુભવોના આધારે આ આગાહી કરવાની હિંમત કરું છું કે **દેશમાં બળવો ફાટશે, ધોળી ટોપીવાળાને પ્રજા વીણી વીણીને મારશે** અને કોઈ ત્રીજી સત્તા તેનો લાભ લેશે.' જુઓ શ્રી. મનુબેન ગાંધીનું પુસ્તક 'બિહારની કોમી આગમાં.'

વળી સન ૧૯૧૯માં ગાંધીજીની ધરપકડથી અમદાવાદમાં પહેલાં તોફાન થયા પછી લશ્કરના ગોળીબારથી લોકો ગભરાઈને ઘરમાં ભરાઈ રહેતા. પણ તેને ૩૭ વરસ વહી ગયા પછી નવો જ ઈતિહાસ રચાયો. જેમ ગોળીબાર થતા ગયા અને ટીયરગેસના ટોટા ફૂટતા ગયા તેમ લોકો તારના થાંભલા, દૂધની કેબિનો અને બસનાં છાપરાં તોડીને રસ્તામાં અંતરાય નાખતા અને પોલીસની ગાડીઓને રોકતા, તેમની સામે ઈંટ–રોડાનો મારો ચલાવી ગેરીલા લડાઈ પણ લોકો ખેલતા. બે દિવસમાં નડિયાદ, વડોદરા, ભરૂચ, સૂરત, મહેસાણા, રાજકોટ જેવા મોટા શહેરમાં આવી ગેરીલા લડાઈઓ ખેલાતી ગઈ. બીજા સેંકડો નાના ગામોમાં અને શહેરોમાં શાળાઓ અને દુકાનોની હડતાલ તો રોજિંદા ઉત્પાત બનતા ગયા. મહાગુજરાતના સ્વાન પર ઘા થતાં સારીયે પ્રજા જાણે રણે ચઢી અને કોંગ્રેસી-શાસનની કટ્ટર દુશ્મન બનીને તેની સામે બેઠા બળવો પોકારવા લાગી.

દશમીને દિવસે અમદાવાદમાં ત્રણ જુવાનો સુરેન્દ્ર [1] રાધેલાલ પટેલ [2] ગોવિંદશંકર નાઈ અને વાસુદેવ વસાવા [3] ગોળીથી ઘવાઈને શહીદ થયા. અમદાવાદથી ૧૮ માઈલ દૂર આવેલા કલો-

---

૧. સુરેન્દ્ર પટેલે વીસ વરસની વયે બે મહિના પહેલાં પિતા ગુમાવ્યા હતા. તેને દરિયાપુરમાં ગોળી વાગી, તે આરપાર નીકળી-ગઈ ને બીજા સાથીઓને પણ ઘાયલ કરતી ગઈ. તે ઇસ્પિતાલમાં ૧૬મીએ શહીદ થયો.

૨. વીજાપુર તાલુકાના ગામનો ૧૨ વરસનો ગોવિંદ હજામતનું કામ કરી નિર્વાહ કરતો. સુરેન્દ્રને વાગેલી ગોળીથી તે કાચો બાળક તરત જ શહીદ થયો.

૩. વાસુદેવ ૩૭ વરસની વયે મિલમાં નોકરી કરતો ઘીકાંટા-રોડ પર પસાર થતાં તેને ગોળી વાગી તેજ ક્ષણે તે મૃત્યુ પામ્યો.

લમાં પણ તે દિવસે પહેલો ગોળીબાર થયો અને બે બાળક અને એક જુવાન તેના ભોગ બન્યાં.

કલોલમાં અનેક મોટી કાપડની અને બીજી મિલ છે. ત્યાં હજારો કામદારો વસે છે. 'નવજીવન મિલ' ના જ રાજમાર્ગ પર સવારમાં ચોપાસ ચાલતા જુલમના સમાચાર વાંચીને લોકો ભેગા થયા તેમને વિખેરવાને પોલીસે કારમો લાઠીમાર કર્યો, તેથી ઉશ્કેરાટ જામી ગયો, તે વખતે પોલીસે એક કામદારનો પીછો પકડીને છેવટે મિલમાં જઈને તેના પગના નળામાં લાઠી મારીને ઘાયલ કર્યો. તરત બધી મિલો અને બજાર બંધ થઈ ગયાં. પછી હજારો કામદારોએ ભેગા થઈને મહેન્દ્ર મિલથી મોરારજીની નનામી કાઢી અને મજૂર-મહાજનની કચેરી આગળ તે બાળવામાં આવી. ત્યાં પોલીસે આવીને લાઠી ચલાવી એટલે તરત તો બધા વિખેરાઈ ગયા પણ બપોરે ફરીથી કામદારો અને બીજા લોકો શહેરના ટાવર આગળ ભેગા થયા. તેમને જોતાવેંત પોલીસ લાઠી લઈને ધસી ત્યારે કેટલાક નાસવા લાગ્યા અને બીજાએ પથ્થરબાજી ચલાવી. આમ કલાકેક સુધી પ્રજા અને પોલીસ વચ્ચે સંગ્રામ ચાલ્યા પછી કંઈ જ ચેતવણી આપ્યા વિના પોલીસે ગોળીબાર કર્યો. તેથી પાસે તળાવ પાસેથી જતા રસ્તાની બે બાજુ પર જતા બે છેક નાના કિશોર કાન્તીલાલ[1] ચંદુલાલ

---

૧. ચૌદ વરસના ચંદુલાલ તો સવારમાં જ તેની માતાને કહેલું કે 'હું શહીદ થાઉં તો કેવું સારું ?' તેના પિતાની સાથે જવાને બદલે તે 'હું ઝાંપે બેઠો છું' એમ કહી ફરવા નીકળ્યો. તે લોકોના ટોળામાં ભરાયો ત્યાં એક બુઢ્ઢાને નાસતા જોઈને કહ્યું: 'નાસો છો શું ! મહાગુજરાત માટે ગોળી ખાવી પડે તો પણ શું ?' પછી તળાવ પર જતો હતો ત્યારે બીજા શહીદ અલીભાઈને વાગેલી ગોળી ચંદુલાલની ખોપરી વીંધીને ચાલી ગઈ.

નાયક અને અલીભાઈ[2] ગનીભાઈ ગોળી વાગતાં જ શહીદ થયા. વળી ત્યાંથી ગામ તરફ તાંકેલી એક ગોળી કારીગર છનાભાઈ[3] સુથારને વાગી તે ત્યાં જ ધરતી પર પડતાં શહીદ થયો.

ગોળીબારથી ગભરાઈને તે વખતે તો લોકો ગાંધીચોક છોડીને વિખરાયા, પણ સાંજે પાંચના સુમારે ફરી ટોળાંએ ભેગાં થઈને મજૂરમહાજનની ઓફિસનું રાચરચીલું તોડી નાખ્યું અને તેના મંત્રી અને ધારાસભ્ય કેશવલાલ પટેલના સાબુના કારખાનાને પણ નુકસાન પહોંચાડ્યું.

આવી રીતે કલોલમાં આગ ફેલાઈ. માત્ર મહેસાણા જિલ્લામાં નહિ પણ આખા ગુજરાતમાં તેની ઘણી અસર થઈ.

તે દિવસે અમદાવાદના વેપારી મહામંડળે ગોળીબારનો વિરોધ કરવાને અને મહાગુજરાતની માગણી કરવાને ઠરાવો કર્યા. કોઈ વધુ કોંગ્રેસીઓએ પોતાના પદનાં રાજીનામાં આપ્યાં. વધારે મહત્ત્વનો નિર્ણય તો તે દિવસે મહાગુજરાત વિદ્યાર્થીસમિતિના આશ્રયે અનેક વિદ્યાર્થીમંડળોના પ્રમુખ અને મંત્રીઓની સભા મળી તેમાં મહાગુજરાતની લડત ગુજરાતવ્યાપી બનાવવાનો, તે થાય ત્યાં સુધી હડતાલ ચાલુ રાખવાનો અને ૧૩મી ઓગસ્ટે શહીદદિન

---

૨. કલોલમાં ગાંધીચોકની ઉત્તરે આવેલા તળાવેથી પાછા ફરતા ૧૮ વરસના અલીભાઈનું પેટ વીંધીને ગોળી ચાલી ગઈ. તરત અલીભાઈએ પેટ પર હાથ દબાવી નજીકની ઓળખીતાની દુકાને જઈને કહ્યું : 'મને ગોળી વાગી છે.' પછી તરત જ તે શહીદ થયો.

૩. વીસ વરસના છનાભાઈ મિલ પર જવાને તેમના ઘરની બહાર નીકળ્યા તેવાજ ગોળીથી છાતીમાં ઘવાયા તે ગર્ભવતી વિધવા મૂકીને ગયા તેથી ઘરને અપાર દુઃખ ઘેરી વળ્યું.

પાળવાના ઠરાવ થયા. વળી રાષ્ટ્રપતિ ડા. રાજેન્દ્રપ્રસાદ અને વડાપ્રધાન નેહરુને મહાગુજરાત સ્થાપવા માટે તાર કરવાની સર્વ મહાજનોને વિનંતિ કરવાનું અને ઓગસ્ટનો આઝાદીદિન ઘણી સાદાઈથી પાળવાનું ઠરાવવામાં આવ્યું.

આવું ઘમસાણ ચોતરફ ચાલી રહ્યું હતું ત્યારે નેનપુર આશ્રમમાં બેસીને મહાગુજરાતનો પ્રચાર પવનવેગે કરવાનો કાર્યક્રમ મેં ઘડી કાઢ્યો. બારમી તારીખે ગુજરાત કિસાનસભાની કમિટી ભરૂચમાં મળવાની હતી એટલે ત્યાં રાતે જાહેર સભા ભરવાની સૂચના મિત્રોને મોકલી. ત્યાં જતાં વલ્લભવિદ્યાનગર જઈને તેના સર્જક ભાઈલાલભાઈની સલાહ લેવાનું નક્કી કર્યું અને તેરમીએ સુરત જઈ ત્યાં પણ સભા રાખવા મિત્રોને વિનંતિ કરી. તે દિવસે શહીદદિનની ઉજવણીનો ઠરાવ અગીયારમીએ સવારે મેં જોયો તેથી સુરતમાં શહીદીના સંદેશ આપવાને હું તૈયાર થયો. વળી અમદાવાદ અને કલોલના ગોળીબારના ખબર વાંચીને મારો પીત્તો વધારે ઉકળી ગયો.

વળી દ્વિભાષી રાજ્યની રચનાનો ખરડો છેલ્લીવાર લોકસભામાં ચર્ચાયો ત્યારે પં. નેહરુ અને વિરોધપક્ષના ભાઈઓ વચ્ચે ખૂબ ટપાટપી થઈ. અમદાવાદના તોફાનો અને ગોળીબારને અનુલક્ષીને પંડિતજીએ શેરીઓમાં ખુલ્લી રીતે હિંસાનો આશરો લેવાની મનોવૃત્તિ વખોડી કાઢી. આ નિવેદન દરમિયાન વિરોધપક્ષોએ જ્યારે ટીકા કરી કે અમદાવાદનાં તોફાનો ગોળીબારની ઉશ્કેરણીથી થયાં છે અને ગુજરાતમાં દ્વિભાષી રાજ્ય સ્થાપવાના નિર્ણયને લીધે તોફાનો થયાં છે, ત્યારે પંડિતજી ખુબ ઉશ્કેરાઈ ગયા. ખરડો ૨૪૧ વિરુદ્ધ ૪૦ મતે પસાર થયો.

અગીયારમીએ બપોરે મુંબઈ લોકલમાં હું નેનપુરથી ઉપડયો. પણ નડિયાદ સ્ટેશને સિગ્નલ ન મળતાં ગાડી કોંગ્રેસભવન પાસેના ફાટક પર ઊભી રહી, ત્યારે પશ્ચિમદિશાએ સેંકડો માણસોનાં ટોળાં દેખાયાં. જોતજોતામાં તો આ લોકો તોફાને ચઢયા અને તેમણે મારી ગાડી પર પથ્થરમારો શરૂ કર્યો. તરત ઉતારૂઓએ બધી બારીઓ બંધ કરી અને સલામતી ખાતર બેઠક પરથી ઊતરીને નીચે બેઠા. પછી માલૂમ પડયું કે દ્વિભાષી રાજ્યના સ્થાનિક પ્રધાન બાબુભાઈ પટેલ પર નવમીએ હુમલો થયા પછી દશમીએ તેમના ભાઈઓ પર હુમલો થયો હતો. અગિયારમીએ હજારો માણસનું ઉશ્કેરાયેલું ટોળું શહેરમાંથી કૂચ કરીને કોંગ્રેસભવનથી જરા આગળ આવેલા બાબુભાઈને બંગલે પહોંચી ગયું અને તેમના રાજીનામાની માગણી કરતું ગયું. કેટલાક લોકો બંગલામાં ઘૂસી ગયા તેથી બાબુ-ભાઈના એક ભાઈ મધુભાઈએ પોતાના બચાવ માટે પિસ્તોલમાંથી ગોળીબાર કર્યા. આથી વળી વધારે ઉશ્કેરાયેલા લોકોએ બંગલામાં ભાંગફોડ શરૂ કરી અને થોડાક સરસામાનને આગ ચાંપી. આવી પરિસ્થિતિ જોઈને ત્યાં પોલીસ આવી પહોંચી ને તેણે તરત લાઠી ચલા-વવા માંડી. તેની કંઈ અસર ટોળા પર ન થવાથી પોલીસે ગોળીબાર કર્યો તેથી એક કિશોર અરવિંદ પટેલ [1] અને એક જુવાન

---

૧. સોળ વરસના અરવિંદે જુવાન રણછોડને ઢળી પડતો જોયો. પછી પાછા ફરતાં જ તેની પીઠમાં ગોળી વાગી. તેને ઇસ્પિતાલમાં ખસેડયો ત્યારે તેણે તેના સાથીને કહ્યું: 'મને નકામો માર્યો છે' પછી તેણે ડૉકટરને કહ્યું: મને સારું છે, પહેલું પેલા ભાઈને [રણછોડનો] વાગ્યું છે, તેમની પહેલી કાળજી લો. પણ ત્યારે તો રણછોડ શહીદ થઈ ચૂકયો હતો અને પછી અરવિંદ પણ એ પદ પામ્યો.

રણછોડભાઈ[1] શહીદ થયા. ત્યાંથી વિખરાતાં ટોળું રેલવેલાઈન તરફ વળ્યું અને અમારી ગાડી પર પથ્થરમારો ચલાવ્યો. છતાં ગોળીબાર અને નવી શહીદીના ખબર તો પછીથી મળ્યા.

આણંદ સ્ટેશને ઊતરીને વિદ્યાનગર જઈ ભાઈલાલભાઈને મળ્યો. મહાગુજરાતના નવા આંદોલનની પહેલી ઘડીથી તે છેવટે સન ૧૯૬૦માં ગુજરાતના જુદા રાજ્યની સ્થાપના થઈ ત્યાં સુધી તે મારા સર્વોત્કૃષ્ટ સલાહકાર રહ્યા. તરત તો મેં અમદાવાદના ગોળીબારની અને નડિયાદ સ્ટેશને મારી ગાડી પર થયેલા પથ્થરમારાની વિગતવાર હકીકત કહી. નડિયાદનાં તોફાન અને ગોળીબારની જે પૂરી વિગત મને પછી મળેલી, તે તેમને સંભળાવી. અમારી ચર્ચા મોડી સાંજે ચાલતી હતી, ત્યારે વિદ્યાલયના વિદ્યાર્થીઓએ ગોઠવેલી મોટી સભામાં ભાષણ કરવાનું મને આમંત્રણ મળ્યું, તે સ્વીકારી લીધું. ભાઈલાલભાઈ આવા ભાષણથી સરકાર વિરોધી પ્રચાર કરવાનો આક્ષેપ તેમના પર મૂકે તેથી જરા કચવાયા. છતાં મારું દિલ તે વખતે નવી લડતના આવેશથી ધસમસતું હતું, તેથી હું ભાઈલાલભાઈને મારા શાંતિમય પ્રચારની ખાતરી આપીને સભાસ્થાન તરફ ઊપડયો.

નવી બંધાયેલ કોમર્સ કૉલેજના વિશાળ ચોગાનમાં હજારો વિદ્યાર્થીઓ એકત્ર થયા હતા. "મહાગુજરાત ઝીંદાબાદ" "શહીદો અમર રહો" "વી વૉન્ટ મહાગુજરાત" એવાં સૂત્રોની બુલંદ ઘોષણા ચોતરફ થતી હતી. તે વખતે મારા દિલમાં અમદાવાદ, કલોલ અને

૧. બાવીસ વરસનો રણછોડ આ સરઘસમાં સામેલ હતો. તેને માથામાં પહેલી ગોળી વાગતાં તરત શહીદ થયો. તે પાનની નાની હાટડી ચલાવતો ને તેના કુટુંબના આધારરૂપ હતો.

નડિયાદના રાક્ષસી ગોળીબારની સામે પારાવાર રોષ ઊભરાતો હતો. તેથી મેં કહ્યું: લડતની આગ અમદાવાદથી કલોલ થઈ નડિયાદ સુધી ફેલાઈ છે; હવે ચરોતરના નવજુવાનોએ પણ સરકારના પડકારનો મરણીયો જવાબ વાળવાને કેસરીયાં કરવાં જોઈશે અને અમદાવાદની વિદ્યાર્થીસમિતિના આદેશ મુજબ તેરમીએ ગામેગામ શહીદદિન પાળવાને તૈયાર થવું જોઈશે. અમદાવાદમાં અને બીજા અનેક શહેરમાં પ્રજા અને પોલીસ વચ્ચે જે ગેરીલા લડાઈ ચાલી રહી છે, તેનો ખ્યાલ આપીને મેં શ્રોતાઓને પાનો ચઢાવ્યો. તેની સાથે મેં ગાંધીજી અને સરદારની શાન જાળવવાને હંમેશ હજારોની તાકાતથી છતાં પૂરી શાંતિ અને શિસ્તથી આગળ ધપવા આદેશ આપ્યો.

પછી મેં ભાઈલાલભાઈની સાથે મોડી રાત સુધી નવી લડત વિષે ચર્ચા-વિચારણા કરી. તેમણે મુંબઈનાં અખબારોના વાંચન પરથી મને કહ્યું કે: મહારાષ્ટ્રમાં આપણી ગુજરાતની લડતના ઘણા સારા પડઘા પડયા છે–એટકે તેમની સંયુકત મહારાષ્ટ્ર સમિતિની પ્રવૃત્તિ ફરી પાછી સતેજ થતી જાય છે. તે પરથી એ વડીલ બંધુએ મને મહાગુજરાતની અને મહારાષ્ટ્રની લડતોના ભાવિ સમન્વયનો ખ્યાલ આપ્યો. તેથી હવે નવા જોશ અને શ્રદ્ધાથી આગળ ધપવાની પ્રેરણા લઈ હું વિદ્યાનગરથી રવાના થયો.

બારમીએ સવારે નડિયાદના પવનને લીધે આણંદના રસ્તા પર કંઈ ધમાલ શરૂ થઈ હતી, તેથી હું બોરીઆવી સ્ટેશને થઈને બપોરે ભરૂચ પહોંચ્યો. ત્યાં મારા કિસાનસભાના સાથી ઠાકોરભાઈ શાહને મળીને પહેલાં તો હું ગુજરાત કિસાન કમિટીનાં કામમાં ગુંથાયો. આ કમિટીએ પોલીસના ગોળીબારને સખત શબ્દોમાં વખોડીને શહીદોને અંજલિ આપી અને દ્વિભાષી રાજ્યના ભાગલા

પાડીને ગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવાની માગણી કરી. ઉપરાંત તે વખતના કિસાનોના તાકીદના સવાલો વિષે ઠરાવો કરીને કમિટી બરખાસ્ત થઈ.

રાતે જનતાના સ્વયંભૂ ઉત્સાહથી જે જંગી સભા ભરૂચના આઝાદ મેદાનમાં મળી, તેમાં મેં મહાગુજરાતના નામી-અનામી સર્વ શહીદોને અંજલિ આપીને કહ્યું કે ગુજરાતનું છેક કિનારે આવેલું વહાણ કેટલાક દોઢ ડાહ્યાઓએ ડૂબાડી દીધું છે, તેથી ગુજરાતમાં ભારે રોષ ફેલાયો છે. ગાંધીજી તો ભાષાવાર રાજ્યરચના-ના ચુસ્ત હિમાયતી હતા અને ગુર્જર રાજ્યની રચના સરદારના જીવનનું છેલ્લું સ્વપ્ન હતું. આગળ વધીને મેં કહ્યું કે મોરારજી-ભાઈએ ગુજરાતને ધોળે દિવસે વેચ્યું છે અને મહેમદાવાદમાં પોતે જ કરાવેલો ઠરાવ ગળી ગયા છે. જો તેમનામાં હિંમત હોત તો વરસના આરંભમાં ત્રણ રાજ્યની યોજના પ્રધાનમંડળની સંમતિ વિના રજૂ થતાં નાણાપ્રધાન દેશમુખે પોતાના પદનું રાજીનામું આપ્યું તેમ આપણા "સર્વોચ્ચ" પણ પોતાના પદનું રાજીનામું આપી શકત. છતાં આજે ગુજરાતના નવજુવાનો ગોળીઓ ઝીલી રહ્યા છે અને બહેનો પણ રણચંડી બનીને ગોળીઓ ખાવા નીકળી છે. અંતમાં મેં મહાગુજરાત સ્થપાય ત્યાં સુધી જંપીને નહિ બેસવા સર્વને વિનંતિ કરી અને સ્થાનિક કોંગ્રેસી ધારાસભ્યને પણ રાજીનામુ આપવા આગ્રહ કર્યો.

તેરમીના શહીદદિને હું સવારે ભરૂચથી સૂરત પહોંચ્યો ત્યારે પણ ચોપાસ હડતાલ, તોફાન અને અશાંતિ ફેલાયેલાં દેખાયાં. મિલો અને કારખાનાં બંધ કરાવીને હજારો કામદારો રાજમાર્ગો પર, કોંગ્રેસભવન, કોંગ્રેસીઓનાં મકાન, વીજળીની બત્તીઓ, સિનેમાનાં મકાન, તારના થાંભલા, બસનાં છાપરાં વગેરેની ભાંગફોડ કરતાં હતાં.

સામેથી પોલીસ પણ તેમની પાછળ પડીને બેફામ લાઠી ચલાવતા. આવા વાતાવરણમાં સૂરતમાં કિલ્લાના મેદાનમાં સામ્યવાદી પક્ષના દીનાનાથ પ્રધાનની પત્રિકાના પ્રચારથી આશરે પંદર હજાર નાગરિકોની જંગી સભા મળી અને મહાગુજરાતના સૂત્રોથી ગાજી રહી. આરંભમાં શ્રી પ્રધાને બે ઠરાવો રજુ કર્યા. પહેલા ઠરાવથી અમદાવાદના ગોળીબારનો વિરોધ કરી તેની અદાલતી તપાસની માગણી કરવામાં આવી, બીજા ઠરાવથી દ્વિભાષી રાજ્યનો સખત વિરોધ કરીને સૌરાષ્ટ્ર અને કચ્છ સમેત ગુજરાતના રાજ્યની માગણી કરવામાં આવી અને તે સારુ શાંતિમય લડત ચલાવવાને મહાગુજરાત લડત-સમિતિ સ્થાપવાની માગણી કરવામાં આવી.

આ બંને ઠરાવો સભાએ બુલંદ જયનાદોથી પસાર કર્યા. તે પછી મેં કલાકેક સુધી મારા દિલની વરાળ પૂરજોશથી વહેવડાવી. પહેલું વિશ્વયુદ્ધ પુરું થયા પછી જર્મનીના રાજકીય આગ્રેસરોએ જર્મન પ્રજા વતી શરણાગતિના જે કરાર કર્યા હતા તે માટે તેમના પર જર્મન પ્રજાએ હંમેશા ફીટકાર વરસાવ્યો હતો, તેમ ગુજરાતની જનતા વતી આપણા આગેવાનોએ દિલ્હીમાં જઈ ગુજરાતની પ્રજા-ને વેચી મારી છે, તે ગુજરાતની પ્રજા કદી સહન કરશે નહિ; ગુજરાતની પ્રજા ગુજરાતનું અલગ રાજ્ય લઈને જ જંપશે.

આગળ ચાલતાં મેં કહ્યું કે, નર્મદ, નવલરામ અને નંદશંકરની આ ભૂમિમાં ગુજરાતની કસોટીનો કાળ આવ્યો છે; મહાગુજ-રાતનો હોઠે આવેલો અમૃતપ્યાલો ધૂળમાં ઢોળાઈ ગયો છે, અને દ્વિભાષી રાજ્યનો ફેંસલો આપણે માથે ઠોકાઈ ગયો છે; પણ ગાંધીજી અને સરદારના સ્વપ્નને સાકાર કરવામાં તેમજ ચાવડા અને સોલં-કીનું રાજ્ય ફરીથી સ્થાપવામાં આપણને પૂર્વજોની આશીષ છે;

તે માટે લાંબી મજલ કાપવી પડશે, અને શાંતિમય માર્ગે કૂચ કરવી પડશે.

અમદાવાદના ગોળીબારનો ખ્યાલ આપતાં મેં કહ્યું કે મહાગુજરાતનું સ્વપ્ન રોળાઈ જતાં દીવાના બનેલા વિદ્યાર્થીઓને સમજાવવાને બદલે જેના મ્હોમાં માનું દૂધ સુકાયું નથી એવા કાચા જુવાનો પર ભીષણ ગોળીબાર થયા છે. જ્યાં સરદારનું સ્મારક રચવાનું છે, તેનો ચોક જુવાનોના લોહીથી રંગાઈ ગયો છે. તેથી કોંગ્રેસનું રૌદ્ર સ્વરૂપ અને પોલીસની પાશવી લીલા પ્રત્યક્ષ થઈ છે. અંતમાં મેં સૂરતની જનતાને દર્દભરી અપીલ કરી કે શાંતિમય માર્ગે આગળ વધો અને મહાગુજરાત મળે ત્યાં સુધી જંપીને એસશો નહિ.

આ સભામાંથી હું પાછો ફરતો હતો ત્યારે કોંગ્રેસી આગેવાનોના મકાન પર થતા હુમલા હઠાવાતા જોયા અને રાજમાર્ગો પર પોલીસ અને પ્રજાની વચ્ચે સંઘર્ષનાં દશ્યો જોયાં. મારો આ પહેલો પ્રવાસ પૂરો થયો, ત્યારે મારી ખાતરી થઈ કે હવે અમદાવાદમાં નહિ પણ સારાયે મહાગુજરાતમાં વિરાટ જાગ્યો છે, અને તે જ્વલંત વિજય મેળવીને જ રહેશે.

મારા પ્રવાસના છેલ્લા ત્રણ દિવસમાં અમદાવાદમાં પણ અવનવા રંગે લડત જામતી ગઈ પ્રથમ તો અમદાવાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ ચીનુભાઇ, તેમના મદદનીશ ચંન્દ્રકાન્ત ગાંધી અને ધારાસભ્ય જયકૃષ્ણ હરિવલ્લભદાસે પોતાના પદના રાજીનામા આપી દીધાં. તેજ દિવસે રાયપુરની આશરે ૫૦૦ બહેનોએ પોલીસના અત્યાચારથી ઉશ્કેરાઈને રાયપુરની પોલીસચોકી ઉપર કૂચ કરી. તેમણે પોલીસના અવિચારી અત્યાચાર સામે પોકાર કરવા માંડ્યા

એટલે થોડીવારમાં તેમના પર જ અશ્રુવાયુના ટોટા ફૂટયા. કોઈ બહેનો પાણીની ડોલ અને ભીનાં પોતાં લાવી હતી તેથી તેમનું રક્ષણ થયું. બહેનોની લડત ચાલુ રહેતાં ત્યાં ૭–સાત વખત પોલીસે અશ્રુવાયુના ટોટા ફોડયા તેથી બહેનો ગભરાઈને વિખરાઈ ત્યારે ઝેરી વાયુની અસરથી કેટલાક પોલીસના માણસો પણ ઢળી પડયા.

તે દિવસમાં અમદાવાદના જુવાનોએ સન ૧૯૪૨ની લડતને પંથે ચાલીને છાપરાં અને અગાશીઓ પર ચઢીને થાળીઓ વગાડી અને મહાગુજરાતનાં સૂત્રો પોકારીને લોકોને જાગૃત કરવા માંડયા. આથી પોલીસનો સીધો હુમલો થાય નહિ અને લડતની ગરમી ચોપાસ ચાલુ રહે. તેની સાથે ભીંતપત્રિકાઓ અને ભોંયપત્રિકાઓ પણ શરૂ થઈ. તેથી લોકજાગૃતિ જામતી ગઈ. 'લાઠી ગોળી ખાયેંગે, મહાગુજરાત લેએંગે' એવાં નવાં સૂત્રો પણ લખાયાં.

આ દિવસમાં સંસદના સામ્યવાદી સભ્ય ગોપાલન અને પ્રજાસમાજવાદી સભ્ય કામઠ અમદાવાદ આવી ગયા. ગોપાલને તો સંસદમાં દ્વિભાષી રાજ્યનો વિરોધ કરેલો તેથી તેમણે અમદાવાદની પરિસ્થિતિની આકરી સમીક્ષા કરી. કામઠે પણ અમદાવાદમાં ફરીને જનતાની ફરિયાદો સહાનુભૂતિથી સાંભળી અને સરકારમાં રજૂ કરી.[1]

આઠમીએ ઘવાયેલા ૧૬ વરસના દિલીપકુમાર બારમીએ શહીદ થયા. તેની ખબરથી અમદાવાદમાં તેરમીના શહીદદિનની યાદગાર ઉજવણીમાં નવું જોશ જામ્યું. સવારથી જ દરેક મહોલ્લામાં અને

---

૧. તે વખતે રંજનબેન જયંતિ દલાલે ફરિયાદ કરી કે પોલીસના માણસો તેમની પરવાનગી લીધા વિના તેમના ઘરના ત્રીજા માળ સુધી ચઢી ગયા અને બંદૂકના કૂંદા મારીને બારણું ખોલાવ્યું.

રસ્તામાં રાષ્ટ્રીય અને કાળા વાવટા સાથે ફરકતા. હાથ ઉપર કાળી પટ્ટીઓ પહેરીને છોકરાઓએ સરઘસો કાઢયાં. જોતજોતામાં કોંગ્રેસ-ભવન આગળ દશ હજાર માણસ ભેગાં થયા. બપોર સુધીમાં લાખેક માણસોએ શહીદોને અંજલિ આપી. શહીદોને સ્થાને ફૂલના ઢગલા થયા. ઉપરાંત કોઈ કોઈ લત્તાના લોકોએ મોરારજીભાઈની નનામીઓ પણ કાઢી અને જ્યારે પોલીસે તેનો વિરોધ કર્યો. ત્યારે જુવાનીઆ તાડૂકી ઊઠયાઃ 'પોલીસવાળા શું કરે? કાંકરીયામાં ડૂબી મરે.'

તે દિવસે સાંજે શહીદદિન નિમિત્તે લૉ કૉલેજના મેદાનમાં વિદ્યાર્થી આગેવાન દા. શેલતના પ્રમુખપણા નીચે એક જંગી સભા મળી અને તે પ્રસંગને અનુરૂપ ઠરાવ પસાર કરવામાં આવ્યા.

શહીદદિનને સાર્થક કરવાને દરબાર ગોપાલદાસના પુત્ર મહેન્દ્ર દેસાઈએ એક નવો રાહ લીધો. તેમણે એક જાહેરસભા ભરીને મરજીવાની એક ટુકડી રચીને અમદાવાદ સુધી પગપાળા કૂચ કરવાની અને ૧૯મીએ ગુજરાત પ્રાંતિક સમિતિ અમદાવાદમાં મળે ત્યારે સરકારના બધા નિયમોનો ભંગ કરીને મોરારજી દેસાઈને મળવાની જાહેરાત કરી.

ચૌદમીએ સવારે હું સૂરતથી નેનપુર આશ્રમમાં પાછો ફર્યો ત્યારે આ બધા સમાચાર છાપામાં વાંચ્યા. એકંદર શાંતિથી અને શાનદાર રીતે મહાગુજરાતભરમાં વિરાટ જનતાએ શહીદદિન ઉજવ્યો એથી હું ખુશી થયો.

કમનસીએ તેજ દિવસે સવારે ૪૨ વરસના સદ્‌ગૃસ્થ જયંતિલાલ હરિવલ્લભદાસ પંડયા ગાંધીમાર્ગ પર મામુનાયકની પોળ આગળથી પસાર થતા હતા ત્યારે પોલીસની નિષ્ઠુર ગોળીથી વીંધાયા. કરફ્યુ હોવાથી તેમણે પરમીટ લીધેલી, તે પોલીસને તેમણે બતાવી પણ ખરી. પણ કાળમુખા પોલીસે તેમને ગોળીથી વીંધી નાંખ્યા.

તેઓ પોળને નાકે જ સ્વર્ગસ્થ થયા, તેઓ છેલ્લું એટલું જ બોલ્યાઃ 'મારી પાછળ ઘીનો દીવો કરજો.'

પંદરમી ઑગસ્ટનો આઝાદીનો દિન શોકદિન તરીકે ઉજવવાનું વિદ્યાર્થીસમિતિએ ઠરાવ્યું હતું. તેના સૂચનો મુજબ સવારથી પોળે પોળે કાળા વાવટા ફરકી રહ્યા, અને કાળાં તોરણ બંધાઈ ગયાં. હજારો સ્ત્રીઓએ કાળી સાડીઓ પહેરી અને પુરુષોએ બદન પર કાળી પટ્ટીઓ લગાવી. સવારે લૉ કૉલેજના મેદાન પર ધ્વજવંદનનો કાર્યક્રમ રાખ્યો હતો. ત્યાં ભાગ લેવાને દૂર દૂરથી આશરે અડધો લાખ ભાઈ–બહેનો ભેગા થયાં. ધ્વજવંદન કરતાં સંપૂર્ણ શાંતિ વચ્ચે ગોળીબારથી શહીદ થયેલા સુરેશની માતા સવિતાબહેને ગદ્ગદ્ કંઠે કહ્યું કે, 'મારા અને મારા જેવી બીજી માતાઓના દિકરાઓનુ મોત એળે ન જાય તે જોવાની હું લોકોને વિનંતિ કરું છું.' સવિતાબહેનના રડતા હૃદયના આ શબ્દો લોકોએ સાંભળ્યા ત્યારે હાજર રહેલા એકેએકનું દિલ હચમચી ગયું.

પછી રતિલાલ પટેલનાં પુત્રી કૌમુદિનીબહેને મહાગુજરાતની લડત અંગે હાજર રહેલા સર્વને એવા સોગંદ લેવડાવ્યા કે 'ગુજરાતના નાગરિકો અને યુવાનો આપણા પ્યારા દેશના સ્વાતંત્ર્યદિને તારીખ પંદરમી ઓગસ્ટના પવિત્ર દિવસે ગુજરાત પર ઠોકી બેસાડવામાં આવેલા બિનલોકશાહી અને અયોગ્ય દ્વિભાષી રાજ્યના નિર્ણયની વિરુદ્ધ શાંતિમય અને લોકશાહી ઉપાયો વડે છેક છેવટ સુધી લડી લેવાની અમે પ્રતિજ્ઞા લઈએ છીએ. ઈશ્વર આપણને આપણાં પવિત્ર નિર્ધારમાં મદદરૂપ થાઓ.' હજારો નરનારીઓએ આ પ્રતિજ્ઞા લઈને આ દિનને સાર્થક કર્યો.

વિદ્યાર્થીસમિતિના પ્રમુખ દા. શેલતે પ્રાસંગિક પ્રવચન કર્યું. પણ જ્યારે સંસદસભ્ય શ્રી કામઠે પં. નેહરુને વિષે કંઈક અપમા-

નજનક શબ્દો ઉચ્ચાર્યાં ત્યારે લોકોના વિરોધને વશ થઈને તેમને બેસી જવાની જરૂર પડી.

લૉ કૉલેજના મેદાન પર રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો કાર્યક્રમ પૂરો થતાં પહેલાં જ કલેકટરે શહેરમાં કરફ્યુના હુકમનો અમલ ચાલુ કર્યો. તેથી લૉ કૉલેજમાંથી હજારો લોકો શહેરમાં પાછા જવા નીકળ્યા, ત્યારે ભારે મુસીબતમાં ફસાયા. પહેલાં તો વિદ્યાર્થી સમિતિની વિનંતિથી લોકોને શહેરમાં પાછા ફરવાની છૂટ આપી. છતાં લોકો પાછા ફરી રહ્યા હતા, ત્યારે પોલીસ અધિકારી નગરવાલાએ ટાઉન-હૉલની બંને બાજુએ લોકોના રસ્તો રોકીને પોલીસની ટુકડીઓ ખડી કરી અને પરવાના સિવાય કોઈને શહેરમાં જવા દેવાની ના પાડી. આથી લોકો અને પોલીસ વચ્ચે રકઝક ચાલતી હતી, તેવામાં રતિલાલ પટેલ વગેરે અગ્રેસરો ત્યાં જઈ પહોંચ્યા. તેમની વાત નગરવાલાએ માની નહિ ત્યારે છેવટે કેટલાક આગેવાનો કલેકટર પાસે પહોંચી ગયા. છેવટે કલેકટરના ખાસ હુકમથી હજારો લોકોને શહેરમાં હેમખેમ જવા દેવામાં આવ્યા.

સોળમીએ પણ શિક્ષણની બધી સંસ્થામાં હડતાલ ચાલુ રહી. તેથી બધી કૉલેજો ચાલુ કરવાનો ઠરાવ કર્યો. તે જ દિવસે શહેરની મહિલાઓ અને વિદ્યાર્થિનીઓની એક જંગી સભા લૉ કૉલેજના મેદાનમાં મળી તેમાં શારદાબહેન, વિદ્યાબહેન અને બીજી અગ્રણી સ્ત્રીઓએ ગોળીબાર સામે વિરોધનાં અને મહાગુજરાતની સ્થાપના માટે જોશિલાં ભાષણ કર્યાં. તેમ શહેરનાં ઘણાં મહાજનોએ લોક-લાગણીને વાચા આપવાને સુયોગ્ય ઠરાવો કર્યા. બીજી પાસ દિલ્હીની રાજસભામાં દ્વિભાષી રાજ્યનો કાયદો રજૂ થયો, ત્યારે મુખ્યત્વે કરીને સામ્યવાદીઓએ તેનો વિરોધ કર્યો અને અમદાવાદનો પ્રવાસ કરતા ગોપાલને પણ વિરોધી નિવેદન કર્યું.

તેજ દિવસે હું સરદાર વલ્લભભાઈની જન્મભૂમિ કરમસદ ગયો અને જંગી જાહેરસભાના સમક્ષ મેં કહ્યું કે અમદાવાદના ગોળીબારે સારા ગુજરાતને જાગૃત કર્યું છે અને તેણે મહાગુજરાત હાંસલ કરવાનો નિર્ણય કર્યો છે; સરદારના સ્વપ્નને મોરારજીભાઈએ ધૂળમાં મેળવ્યું છે અને વળી જે વિરોધ કરશે તેને ખુલ્લી ધમકી આપી છે; પણ આમ ગુજરાતને તેની મરજી વિરુદ્ધ મહારાષ્ટ્ર સાથે પરણાવી શકાય નહિ; તેથી આ જોડાણને રદ કરીને જ જંપીશું. અંતમાં આવતી ચૂંટણીમાં મહાગુજરાત માટે ઝઝૂમનારને જ આપણે પસંદ કરવાના છે તે માટે આજથી તૈયારી કરવાની હાકલ કરી.

આ બધીયે પ્રવૃત્તિના પરિપાકરૂપે અમદાવાદની વિરાટ જનતામાં જે જાગૃતિ જામી હતી, તેનું ચમત્કારિક પારખું બતાવવાને મહાગુજરાતની લડતના આગેવાનોએ સત્તરમીના રોજ ઐતિહાસિક નિવેદન પ્રગટ કર્યું. બે દિવસ પછી, ૧૯ મીએ મોરારજી દેસાઈ અમદાવાદ આવીને લાલદરવાજાના મેદાન પર જાહેરસભા ભરવાના હતા, તેનો શાંતિમય પ્રતિકાર કરવાને તે દિવસે શહેરમાં કદી નહિ જોયેલો જનતા કરફ્યુ પાળવાનો આદેશ[1] આપવામાં આવ્યો.

આ લડતના કેન્દ્ર તરીકે મશહૂર થયેલા રતિલાલ ખુશાલદાસને ઘેરથી હરિહર ખંભોળજા, પ્રબોધ રાવળ વગેરેએ મહાગુજરાત વિદ્યાર્થીસમિતિ તરફથી પ્રગટ કરેલા નિવેદનમાં 'છેલ્લા એક અઠવાડિયાથી અમદાવાદને માથે ઊતરેલી અણધારી આફતનો' ઉલ્લેખ કરીને જણાવ્યું કે સરકાર તરફથી એક પછી એક એવું

---

૧. જનતા કરફ્યુ પાળવાનો નિર્ણય ૧૬ મીએ મધરાતે રતિલાલ પટેલને ઘેર બેસીને મંત્રીઓએ લીધો. તે પહેલાં તેની પૂરી સફળતાની પૂરી તપાસ શહેરમાં કરી હતી. તે વિષે પૂરી ખાતરી જોયા પછી જ આ નિર્ણય લઈને તે જાહેર કરવામાં આવ્યો.

પગલું લેવાય છે કે જેથી જનતા વધુ ને વધુ ઉશ્કેરાય. પોતાની નજર આગળ લોકોને ગોળીએ દેવાય ત્યારે ન ઉશ્કેરાવાનું કહેવું એ ઘણું સહેલું છે. પણ આજે અમદાવાદની જનતા પર જે અઘટિત કેસ ક[૧] દેશભરમાં લગાડવામાં આવ્યું છે, તે જોતાં પ્રજાએ પણ ખામોશી રાખવાની જરૂર છે. જનતાની લાગણીને વધુ ઉશ્કેરવા માટે કોંગ્રેસ તરફથી જાહેર સભા રાખવાની અને લોકો જરા હિંસા કરે તો તેને કડક હાથે દાબી દેવાની યોજના ઘડાઈ છે.

સરકારની આ મુરાદનો અને ચોપાસ ચાલતા દમનનો મુકાબલો કરવાને લડત સમિતિને એક જ માર્ગ સૂઝે છે: પ્રજા પોતાની જ સ્વેચ્છાએ ૧૯ મીએ સવારના સાતથી સાંજના સાત વાગતાં સુધી પ્રજાકીય કરફ્યુ નાખીને ઘરમાં જ બેસી રહે. પોતાની બધી પ્રવૃત્તિ સ્થગિત કરીને પોતાનો મૂક, શાંત અને અહિંસક પ્રતિકાર દાખવે. જેમાં પ્રજાનો અવાજ નહિ અને જેમાં પ્રજા પર

૧. પંડિત નહેરુએ લોકસભામાં થોડા દિવસ પહેલાં કહેલું કે લોકસભાનો નિર્ણય હિંસાથી ફરશે નહિ. તેમણે ઉમેરેલું કે ચૂંટણીઓ કરીને પ્રજા વર્તમાન સરકારને બદલી શકે છે પરંતુ સરકાર તોફાનોને નમતું જોખશે નહિ.

આવા થોકબંધ વચનો મોરારજીભાઈ, પંડિત પંત વગેરે અગ્રણીઓ રોજરોજ ઉચ્ચારતા હતા.

બીજી બાજુએ દલિત જનતાના સાચા સેવકસમા પરિક્ષિતલાલ મજમુદાર અને જુગતરામ દવેએ જાહેર કર્યું કે ગુજરાતની જનતાના નાના મોટા સૌનો રોષ ખરેખર અંતરમાંથી ભભૂકી ઊઠયો છે, ત્યારે ત્રીકમલાલ પટેલ જેવા કોંગ્રેસી આગેવાનો પણ સરકારી નીતિનો વિરોધ કરતા.

ભયંકર આક્ષેપો જ સાંભળવાના છે, તે સભાનો સદંતર બહિષ્કાર કરવો.[1] ઉપરાંત તે દિવસે વિદ્યાર્થીસમિતિના સભ્યોનું એક પ્રતિનિધિમંડળ કોંગ્રેસભવનમાં કોંગ્રેસના આગેવાનોને એક આવેદનપત્ર આપીને મહાગુજરાતની માગણી રજૂ કરશે.'

આ નિવેદન પ્રકટ થયું ત્યારે ડા. સુમંત મહેતા, શારદાબેન મહેતા અને વિદ્યાગૌરી નીલકંઠ જેવાં અગ્રણી સમાજસેવકોએ હિંમતલાલ શુકલ, વામનરાવ ધોળકીયા અને પાંડુરાવ દેસાઈ જેવા ધારાશાસ્ત્રીઓએ, જયંતિ દલાલ, બ્રહ્મકુમાર ભટ્ટ જેવા રાજકીય કાર્યકરોએ: સૌ મળીને આશરે ત્રીશેક સંનિષ્ઠ કાર્યકરોએ જનતાકરફ્યુ પાળવાનું જાહેર એલાન કર્યું.

આ કાર્યક્રમને સફળ બનાવવાને તરત જ વિદ્યાર્થીસમિતિના કાર્યકરો સારા શહેરમાં ફરી વળ્યા. દરેક વોર્ડ, લત્તા, પોળ ને શેરીમાં જનતા કરફ્યુ સફળ બનાવવાને સેંકડો સ્વયંસેવકો નોંધાઈ

---

૧. આ વિનંતિનો અમલ કરવાને નીચેની વિગતવાર સૂચનાઓ અપાઈ:

(૧) કોઈ બાળબચ્ચું ઘરનો ઓટલો છોડીને ઊતરે નહિ.

(૨) જીવનની જરૂરિયાતો વિષે પોતાની પાસે જે હોય તેનાથી જ ચલાવવું.

(૩) બીજા કોઈના ઉપર આ નિર્ણય ઠોકી બેસાડવાની કોઈ કોશિષ ન કરે.

(૪) સૌ પોતપોતાની સ્વેચ્છાએ જ આ નિર્ણયનો અમલ કરે.

આથી ઘરની બહાર જ કોઈ પગ ન મૂકે. તેથી શાળાઓ, બજારો, હોટલ, સિનેમા અને બધો રોજિંદો વહેવાર પૂરેપૂરો બંધ જ થાય.

ગયા. તેમણે કાળી પટ્ટી પહેરીને ૧૯મીએ સર્વને સાંજના સાત વાગ્યા સુધી ઘરમાં રહેવાની અને બહાર ન નીકળવાની વિનંતિ પૂરી શિસ્ત અને શાંતિથી કરવાની હતી. જોતજોતામાં પરાં અને નદી-પારના વિસ્તાર સહિત સારાયે શહેરમાં વીજળીવેગે આ પ્રચાર થઈ ગયો, અને વિરાટ જનતા સર્વોચ્ચની મુરાદ ધૂળમાં રોળવાને કૃત-નિશ્ચયી બની.

દરમિયાન મહેન્દ્ર દેસાઈની આગેવાની નીચે વસોથી નીકળેલી મરજીવા સત્યાગ્રહીઓની ટુકડી ચંડોળા તળાવ પાસે આવી પહોંચી, તેને પોલીસે રોકી. પણ ત્યાં ૧૪૪મી કલમ લાગુ ન હોવાથી તેમને છોડી મૂકવામાં આવ્યા. બીજી પાસ સામ્યવાદી સંસદસભ્ય ગોપાલનને અમદાવાદમાં એક ભાષણ કરવાના આરોપસર પકડવામાં આવ્યા. તેઓ જેલમાં ભૂખ હડતાલ પર ઊતર્યા.

તે જ દિવસે સ્થાનિક કાર્યકરોની સૂચના મુજબ હું સવારે નેનપુરથી નડિયાદ પહોંચ્યો. ત્યાં મોટી સંખ્યામાં કાર્યકરોએ ભેગા થઈને શહેરમાં સભા ભરવાનો આગ્રહ કર્યો. પણ તે વખતે ૧૪૪મી કલમ અમલમાં હોવાથી મેં તે માટે પોલીસવડાની પરવાનગી માગી, તે તેમણે ન આપી. ત્યાં સુધીમાં જે સેંકડો ભાઈઓ મારા મુકામે ભેગા થયા, તેમણે પાસેના ઉત્તરસંડા ગામે તપાસ કરીને ત્યાં બપોરે સભા રાખવાની જાહેરાત કરી. તરત જ બસ, મોટર, સ્કુટર, ઘોડાગાડી રિક્ષા વગેરે સાધનથી અને પગપાળા સેંકડો ભાઈઓ ઉત્તરસંડાને રસ્તે ઉપડયા. હું પણ સ્થાનિક પરિસ્થિતિનો કયાસ કાઢીને મોડેથી ઉત્તરસંડા પહોંચ્યો ત્યારે ત્યાં હજારો ભાઈ-બહેનો સભામાં એકઠાં થયાં હતાં અને નડિયાદના બે શહીદ અરવિંદ અને રણછોડને બહેનોની એક ટુકડી ગદ્દગદ્દ કંઠે ગીત ગાઈને અંજલિ આપતી હતી.



જનતા કરફ્યુ

પછી એક કલાક સુધી મેં ભાષણ આપ્યું. તેમાં મેં અમદાવાદના શહીદોને અંજલિ આપીને કહ્યું કેઃ માભોમ હજી વધારે બત્રીસ લક્ષણાનાં બલિદાન માગશે, તે આપવાને તૈયાર રહેવું પડશે. બાકી અમદાવાદનો પાશવી ગોળીબાર તો ચિત્રગુપ્તને ચોપડે લખાઈ ગયો છે, તેથી તેને ગમે તે રીતે ઢાંકી શકાશે નહિ. આજના કહેવાતા આગેવાનો પ્રજાનો દ્રોહ કરી રહ્યા છે, ત્યારે ગાંધીજીના સાચા વારસદાર જેવા મગનભાઈએ કહ્યું છે કે મહાગુજરાત વિના અમને બીજું કંઈ જ ખપતું નથી. ગુજરાતને ધોળે દિવસે વેચનાર મોરારજીભાઈના નામ પર કાળી ચોકડી લાગી ગઈ છે. તે ભૂંસાય એમ નથી. હવે દ્વિભાષી રાજ્યનાં કાયદા મુંબઈ ધારાસભામાં રજૂ થશે ત્યારે ગુજરાતના સુવાના મુંબઈ જશે અને પોતાની તાકાતનો પરચો બતાવશે. અંતમાં મેં કહ્યું કે હું નડિયાદનો વતની છું ને તેના ધૂળીયા રસ્તા પર ઊછર્યો છું. ત્યાં આજે સરકારે સભાની પરવાનગી મને નથી આપી પણ હું સર્વને ખાતરી આપું છું કે ત્યાં જબરદસ્ત સભાઓ ભરીને બતાવીશ કે ખેડાજિલ્લો આ લડતમાં અમારી સાથે છે.

ઉત્તરસંડાની સભા વિખરાયા પછી ત્યા હાજર રહેલા બોરીઆવીના ભાઈઓના આગ્રહથી હું ત્યાં ઉપડયો અને તત્કાળ મળેલી મોટી જાહેર સભામાં શહીદોનો અને મહાગુજરાતનો સંદેશો આપ્યો. ત્યાંથી સાંજે હું રેલગાડીમાં બેઠો ત્યારે કેટલાયે જુવાનો ડબ્બે ડબ્બે ફરીને સાંકળ ખેંચી ગાડી રોકવાનો પ્રયાસ કરતા. તેથી કંટાળીને અન્જિન હાંકનારે પણ ગાડી રોકીને સાંકળની પ્રવૃત્તિ બંધ થાય ત્યારે જ આગળ વધવાનું જાહેર કર્યું. આવી પરિસ્થિતિમાં મેં ઘણા ડબ્બામાં ફરીને તોફાની પ્રવૃત્તિ બંધ કરવા લોકોને સમજાવ્યું ત્યારે ગાડી ચાલી અને હું રાતે નેનપુર પહોંચ્યો.

બીજે દિવસે ૪૨ની આઝાદીની લડતમાં જે જુવાનો અડાસ પાસે ગોળીબારમાં શહીદ થયા હતા તેમની ખાંભી આગળ અંજલિ આપવાને આણંદથી આશરે સાત હજાર માણુસોનું એક સરઘસ ગયું. તે પાછું ફરતાં જે જંગી સભા આણંદમાં મળી તેમાં રણુજીતભાઈ શાસ્ત્રી સાથે હું હાજર રહ્યો. આ સભામાં મેં ખાસ કહ્યું કે આપણે શાંત અને બંધારણીય રીતે મહાગુજરાતની લડત આગળ ધપાવવાની છે.

તે પછી ઊગ્યો જનતા કરફ્યુનો ઐતિહાસિક દિવસ. વલ્લભવિદ્યાનગરમાં સ્થપાયેલી મહાગુજરાત પરિષદની કમિટી અમદાવાદમાં દાદુભાઈ અમીનને ઘેર બપોરે રાખી હતી, તેમાં હાજરી આપવાને હું સવારે નેનપુરથી ગાડીમાં ઉપડયો. સ્ટેશને આવતાં જ મેં જોયું કે અમારે ગામથી સેંકડો માણસો ગાડીમાં બેસી ગયા પણ કોઈની પાસે દૂધના તાંબડાં કે શાકનાં પોટલાં નહોતાં. તેમને પણ કરફ્યુને લીધે શહેરની હડતાલની પૂરી ખબર હતી. વચલાં બધાં સ્ટેશને જ આવી પરિસ્થિતિ જોતો હું મણિનગર પહોંચ્યો ત્યારે બધા રાજમાર્ગ સૂનકાર જોયા. કોઈ રાહદારી, ગાડી, રિક્ષા, બસ કે કોઈ વાહન દેખાય જ નહિ. અમદાવાદ સ્ટેશને હું પહોંચ્યો ત્યારે સ્ટેશન પણ સૂનું લાગ્યું અને બહાર નીકળીને ચોપાસ નજર નાખતાં જનતાની અને ધંધારોજગારની સંપૂર્ણ હડતાલ દેખાઈ. રોજ વસતિ અને વાહનોથી ભરચક ભરેલા રસ્તા પર છેકજ સૂનકાર અને નિરવ શાંતિ જોઈને મને ભારે આશ્ચર્ય થયું—માત્ર કોઈ કોઈ ઠેકાણે કાળી પટ્ટીઓ પહેરીને સ્વયંસેવકો કોઈ રડયોખડયો માણસ મળે તો તેને હાથ જોડીને પાછો મોકલતા અને કોઈ ગાડી દેખાય ને તેની પાસે ખાસ પરવાનો ન હોય તો તેને

પાછી વાળતા.[1] આવા સ્વૈચ્છિક કરફ્યુમાં શહેરની વિરાટ શક્તિનું દર્શન કરીને હું ફરીવાર જેમતેમ જનસત્તાની ઑફિસમાં પહોંચ્યો. ફરીવાર તંત્રી રમણુલાલ શેઠના સદ્‌ભાવથી તેમની કારમાં બેસીને સારા શહેરના ચમત્કાર પર આફરીન પોકારતો હું દાદુભાઇને બંગલે પહોંચ્યો. ત્યાં ભેગા થયેલા બધા મિત્રો તરફથી જનતા કરફ્યુના એવા જ ચમત્કારિક હેવાલ મળ્યા ત્યારે અમારા આનંદોત્સાહનો પાર ન રહ્યો.

તે દિવસે મોરારજીભાઈની સભા રાખીને ઉશ્કેરાતા લોકો ઉપર દમન ચલાવવાની બધી સરકારી બાજી ધૂળમાં મળી ગઈ. આવો અહિંસક અને શિસ્તબદ્ધ સામના જોઈને પોલીસ પણ ચકિત થઈ. મોટા પોલીસ અધિકારી પણ બોલતા સંભળાયા કે 'અદ્‌ભૂત છે અમદાવાદની શિસ્ત! હું મારી ટોપી ઊતારી તેને સલામ કરું છું.' દુનિયાના પત્રકારો અને રાજપુરુષોએ પણ આ વિરાટ શક્તિના ચમત્કારની ખુબ તારીફ કરી.[1]

---

૧. વિશ્વાસપાત્ર માહિતી મળી કે તે દિવસે એલિસબ્રિજ વિસ્તારમાં કોઈ શેઠના કુટુંબીઓ તેમની મોટરમાં જતા હતા, તેમને સ્વયંસેવકોએ રોકયા, ઘણું સમજાવ્યા છતાં તે ન માન્યા, ત્યારે તેમના ટાયરની હવા છોડીને ગાડીને નકામી બનાવવામાં આવી.

૧. પછીથી હંગરી જેવા સમાજવાદી દેશમાં તોફાની આંદોલનને અંકુશમાં લેવાના પ્રયત્નો થયા ત્યારે ત્યાંના કામદારોએ તેમના કારખાનાની દિવાલો પર અમદાવાદના જનતા કરફ્યુનું અનુકરણ કરવાનાં સૂત્રો લખ્યાં હતાં.

ઇંગ્લંડ અને અમેરિકાનાં વર્તમાનપત્રોએ પણ અમદાવાદ શહેરના સૂનકારની છબીઓ છાપીને આ ચમત્કારનાં મુક્ત કંઠે વખાણ કર્યાં હતાં.

ગુજરાતના જુવાનોની શહીદીથી મહાગુજરાતની નવી લડતથી અને જનતા કરફ્યુના ચમત્કારથી સંયુક્ત મહારાષ્ટ્રના આંદોલનમાં નવું જોમ આવ્યું. તેની કમિટી મુંબઈમાં મળી ત્યારે ગુજરાતના શહીદોને અંજલિ આપીને તેની લડતને બિરદાવવામાં આવી. દ્વિભાષી રાજ્યને ખતમ કરવાને નવો કાર્યક્રમ ઘડવાને આવતા મહિનામાં એક પરિષદ બોલાવવાનું નક્કી થયું. ખાસ તો આવતી સામાન્ય ચૂંટણીઓ મહારાષ્ટ્રની અલગ રાજ્યરચનાના ધોરણે લડવાનું અને મહાગુજરાતના લડાયક તત્ત્વો સાથે સંયુક્ત મોરચો રચવાનું પણ ઠરાવવામાં આવ્યું.

'તે દિવસે સવારમાં જ ખંભાળજીની આગેવાની નીચે વિદ્યાર્થી પ્રતિનિધિઓએ મોરારજીભાઈને મળીને એક નિવેદન રજૂ કર્યું. ત્યારે 'સર્વોચ્ચે' એક ધમકી આપી કે જો તમે તોફાનો બંધ નહિ કરો તો આથી પણ વધારે કડક પગલાં ભરવાં પડશે. છેવટે તેમણે ભરત વાક્ય કહ્યું કેઃ મહાગુજરાતની રચના થવાની હોય તો હું નહિ અને જો હું હોઉં તો મહાગુજરાત નહિ.

બપોરે હિંમતલાલ શુક્લના પ્રમુખપણા નીચે મહાગુજરાત પરિષદની કારોબારી મળી તેમાં લડતની વિગતવાર ચર્ચા થઈ. વચમાં વચમાં જનતા કરફ્યુ શહેરમાં ચાલતો હતો, તેની કંઈ ખબર ટેલિફોનથી કે કોઈ મિત્રોની મારફત મળતી. કમિટીએ વિદ્યા-નગરના આદ્યપ્રેરક ભીખાભાઈ પટેલના અવસાન અંગે શોક દર્શા-વીને એક મિનિટનું મૌન પાળ્યું અને પછી શહીદો અને મહાગુ-જરાતની પ્રાપ્તિ માટે ચાલુ ધોરણે ઠરાવો કર્યા. ખાસ કરીને મુખ્ય ધ્યેયની સિદ્ધિ માટે પક્ષીય રાજકારણથી મુક્ત એવી મહાગુજરાત

રચના સમિતિની સ્થાપનાની દિશામાં પ્રવૃત્તિ કરવાનો આદેશ આપવામાં આવ્યો. ઉપરાંત ધનવન્ત ઓઝાની દરખાસ્તથી ૨૪મીએ 'જય જય ગરવી ગુજરાત' ગીત રચનાર કવિ નર્મદની જયંતીના દિવસે મહા-ગુજરાત દિન મનાવવાની અપીલ કરવામાં આવી. [૧]

અમારી કમિટીમાં ટેલિફોનથી ગુજરાત પ્રાંતિક સમિતિની કાર્યવાહીની ખબર મળતી હતી. તેથી સાંજે અમે જાણ્યું કે જેમ-તેમ બહુમતિથી દ્વિભાષી રાજ્યની મંજૂરીનો ઠરાવ કરવામાં આવ્યો. પછી વધારે ચમકાવનારા સમાચાર મળ્યા કે મજૂર મહાજન અને કોંગ્રેસે ઘણીયે મોટરો અને ખટારા પરામાં ને શહેરમાં માણસોને ભરી લાવવાને મોકલ્યા, તે છતાં સભાને સ્થળે મણિબેન જોવા ગયાં ત્યારે ચોપાસ લાઉડસ્પીકરનાં ભૂંગળાં બાંધેલાં દેખાયાં પણ સોગન ખાવાને કોઈ માણસ ત્યાં દેખાયો નહિ. આ ખબર સાંભળીને મોરારજીભાઈનું મ્હોં પડી ગયું અને દુઃખમાં ડૂબી ગયા. આ ખબર મળતાં અમારા મંડળમાં આનંદોલ્લાસનું મોજું ફરી વળ્યું.

પછી થોડીવારમાં ખબર પડયા કે અમદાવાદની જનતા મોરારજી ભાઈને રાજી ખુશીથી સાંભળશે નહિ ત્યાં સુધી તેઓ ઉપવાસ કરશે. આ સાંભળતાં તો અમારા સારા મંડળમાં સર્વ ખડખડાટ હસી

---

૧. તે મુજબ નર્મદ જયંતીને દિને લૉ કૉલેજના મેદાનમાં જંગી સભા હિંમતલાલ શુક્લના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં પ્રમુખે બિનપક્ષીય ધોરણે મહાગુજરાતની માગણીને અનુલક્ષીને આવતી ચૂંટણીઓ લડવાની અપીલ કરી હતી.

પડયા.[1]

કમનસીબે તે જ દિવસે પંડિત નેહરુએ પણ ગુજરાતને દાઝયા પર ડામ દીધા. ભુજ–કચ્છમાં ભાષણ કરતાં તેમણે કબૂલ કર્યું કે દ્વિભાષી રાજ્યની રચનાથી ગુજરાતના યુવાનોને સંતોષ નથી થયો પણ તેમને સમજાવવાનો વખત નહોતો; પછી તરત તેમણે ગંભીર ટોણું મારતા કહ્યું કે અમદાવાદના કોઈ લોકો ગુજરાતનું રાજ્ય સ્થાપીને અને જમીનના ભાવ વધારીને ભારે નફો મેળવવા માગે છે; પણ તે માટે જરાયે ફીકર કરવી નહિ.

તે દિવસે મહેન્દ્ર દેસાઈની ટુકડી કોંગ્રેસભવન પર આવીને ઢેબરભાઈને મળી, પણ તેમણે કશી વાત માની નહિ. ત્યારે મહેન્દ્રભાઈએ કહ્યું કે ગુજરાતનું ગામડે ગામડું જાગી ગયું છે પણ તમારી આસપાસ પડદો પડયો છે, તેથી તમને કશું દેખાતું નથી.

સાંજના સાત વાગે અમદાવાદમાં કરફ્યુ પૂરો થયો એટલે હજારો માણસો કોંગ્રેસભવન પર પહોંચી ગયાં અને કેટલાક તોફાને ચઢીને કોંગ્રેસના પ્રમુખ ઉછરંગરાય ઢેબરની ધોળી ટોપી ઉછાળી

---

૧. આ વિષે લંબાણ નિવેદન કરતાં મોરારજીભાઈએ લખ્યું: મને માનવાને કારણ છે કે મોટાભાગના જે લોકોએ મારું ભાષણ સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી હતી, તેમને ધાક ધમકી આપીને સભામાં હાજર રહેતા અટકાવવામાં આવ્યા છે. આ બધાનો અર્થ લોકશાહીના સિદ્ધાંતના ઈન્કાર બરોબર છે. કોઈપણ લોકશાહી સરકાર આવી સ્થિતિ સહેજ પણ ચાલુ રહે તે સાંખી શકે નહિ. મને લાગે છે ગુજરાતની સંસ્કારી અને લોકશાહી પ્રણાલિકાઓનું જતન કરવું હોય તો જ્યાં સુધી હું જાહેર સભા સમક્ષ બોલી ન શકું ત્યાં સુધી મારે ઉપવાસ કરવા જોઈએ.'

અને ધક્કામુક્કી કરી. પછી મહાગુજરાતવાળા જ ઢેબરભાઈને ટોળામાંથી છોડાવી કોંગ્રેસભવનમાં મૂકી આવ્યા, અને પોલીસે લાઠી ચલાવીને લોકોને વીખેરી નાખ્યા. વળી 'સર્વોચ્ચ'ના ઉપવાસની જરાયે પરવા કર્યા વિના કોઈ લોકોએ શહેરમાં અને બહેનોએ એલિસબ્રિજ વિસ્તારમાં મશાલ સરઘસ કાઢયાં.

મોરારજીભાઈના ઉપવાસને ચોપાસ ઘણાખરા લોકોએ ત્રાગું ગણીને વખોડી કાઢયું, ત્યારે મોટા શેઠ શાહૂકારો અને કોંગ્રેસી મહાશયોએ તેમની આળપંપાળ કરવા માંડી. બીજા જ દિવસથી કેટલાયે મહાગુજરાતમાં માનનારા જુવાનોએ કોંગ્રેસભવનના ઓટલા પર બેસીને મોરારજીભાઈના ઉપવાસના વિરોધમાં ઉપવાસ આદર્યો. ત્યારે ગુજરાતભરમાં કોંગ્રેસીઓનાં રાજીનામાં, સભાઓ, સરઘસો, લાઠીમાર અને અશ્રુવાયુના પ્રયોગને નવો વેગ મળ્યો.

એ ગાળામાં કોઈ મિત્રોની સૂચનાથી હું વાસદ ઉપડયો. જોતજોતામાં ત્યાં મોટી સભા રાજમાર્ગ આગળ જામી ગઈ. શરૂઆતમાં 'જય જય ગરવી ગુજરાત' અને 'દિન ખૂનકે હમારે' એ ગીત ગવાયાં. પછી મેં 'ગલી ગલીમેં ગુંજે નાદ, લેકે રહેંગે મહાગુજરાત' 'મહાગુજરાત ઝીંદાબાદ', 'શહીદો અમર રહો' વગેરે સૂત્રો લોકો પાસે બોલાવીને કહ્યું કે ગઈ કાલે જ કોંગ્રેસભવન આગળ લાકડાનાં મોટાં ખોખાં પર ઊભેલો સિપાઈ, શહીદોને ફૂલથી કોઈકે અંજલિ આપી હતી તેને લાત મારીને લોકલાગણી દુભાવતો હતો. આ શબ્દો બોલતાં મારા ગળામાં ડૂમો ભરાઈ આવ્યો અને આંખમાં આસુ છલકાયાં. ફરી શાંત થઈને મેં કહ્યું કે આ જુવાન શહીદોએ

૧. આ દિવસોમાં મોરારજીભાઇના ઉપવાસના વિરોધમાં ૨૩૨ ભાઈ–બહેનો ૭૨ કલાકના સમૂહ ઉપવાસ પર લૉ–કૉલેજના ચોગાનમાં ઉતર્યાં હતાં.

સારાયે ગુજરાતની જનતાને જાગૃત કરી છે. ગોળીબાર માટે લોકોનાં તોફાનનું બહાનું આપવામાં આવે છે તો વિચારો કે કેટલા પોલીસવાળા મરી ગયા કે ઘાયલ થયા? સરકારની સિંહ જેવી હત્યા આગળ લોકોએ માત્ર છોકરવાદ કરી છે. વળી મેં કહ્યું કે કોંગ્રેસના નેતાઓ આજે ગુજરાતને નાતરે દેવા નીકળ્યા છે, ત્યારે જુવાનો શી રીતે શાંત બેસી રહે?

આગળ ચાલતાં મેં કહ્યું કે વલ્લભ વિદ્યાનગરના ભાઇકાકાએ પૂરો અભ્યાસ કરીને કહ્યું છે કે ગુજરાતનો પૈસો મહારાષ્ટ્રમાં ખેંચાઇ જાય છે, અને તેથી ત્યાં થાય છે તેવાં વિકાસનાં કાર્યો આપણે ત્યાં થતાં નથી.

તે રાતે આવો જ સંદેશો ધર્મજની સભામાં આપીને હું વડોદરા ગયો. ત્યાં બીજે દિવસે જ્યુબિલિ બાગમાં જામેલી હજારોની સભામાં મેં કહ્યું કે દરેક પ્રજાને મળ્યું છે તેવું ભાષાવાર રાજ્ય આપણને મળવું જ જોઇએ. પણ જો રાષ્ટ્રપતિ પણ દ્વિભાષી રાજ્યના કાયદા પર સંમતિની મહોર મારી તેનો અમલ કરે તો તેને રદ કરી મહાગુજરાતનો નવો કાયદો રચવાની માગણીના ધોરણે આવતી ચૂંટણીમાં ઝૂકાવવું જોઇશે. પછી રાત્રે મોરારજીભાઈના ઉપવાસને સફળતા ઇચ્છવાને સરદારભવનમાં કોંગ્રેસીઓની સભા મળી ત્યારે બાજવાડા વિસ્તારમાંથી એક જંગી મશાલ સરઘસ 'મહાગુજરાત લે કે રહેંગે' ના બુલંદ પોકારો કરતું ચારે પાસ ફરી વળ્યું.

પછીને દિવસે રાજકોટમાં અખિલ સૌરાષ્ટ્ર દ્વિભાષી વિરોધી પરિષદ મારા પ્રમુખપણા નીચે મળી. તેમાં સારાયે પ્રદેશમાંથી ૧૫૦ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. પરિષદે મહાગુજરાતની સિદ્ધિ માટે અમદાવાદની મહાગુજરાત વિદ્યાર્થી સમિતિના સહકારથી લડત ચલાવવાને એક કમિટી નીમી. આ બેઠકમાં ગુજરાતના અલગ

રાજ્યની માગણી કરતો અને અમદાવાદના ગોળીબારમાં ખપી ગયેલા શહીદોને અંજલિ આપવાનો ઠરાવ થયો હતો.

પછી આ પરિષદ તરફથી મળેલી જાહેરસભામાં બોલતાં મેં તમામ ઉદ્દામપક્ષોને આગામી ચૂંટણીજંગ મહાગુજરાતના મુદ્દા પર સંગઠિત થઇ લડી લેવા અપીલ કરી. ઉપરાંત આ સભાએ આમસંપર્ક સાધી મહાગુજરાતની સિદ્ધિ માટે એક સામુદાયિક ચળવળનું સંચાલન કરવાને એક સમિતિ નીમવાનું ઠરાવ્યું.

દરમિયાન અમદાવાદ શહેરમાં મોરારજીભાઈના ઉપવાસની સામે કોંગ્રેસભવન પર જુવાનોના ઉપવાસ ચાલુ રહ્યા. શહેરમાં ઠેર ઠેર ઉપવાસ વિરોધી ચર્ચા પણ ચાલુ રહી. દિલ્હી અને મુંબઈમાં બેઠેલા કોંગ્રેસી આગેવાનો મોરારજીભાઈની તબિયતના સમાચાર વખતોવખત પૂછાવતા ત્યારે બીજી પાસ અમદાવાદના કેટલાક શેઠિઆઓ મોરારજીની સભા ભરવાને અગ્રણી નાગરિકોની ખુશામત કરીને તેમની સહીઓ લેતા. છેવટે તેમને સાઠેક શ્રીમંતો, કેળવણીકારો, ધારાશાસ્ત્રીઓ અને પ્રતિષ્ઠિત નાગરિકોની સહીઓ મળી એટલે તેમણે ૨૬માએ શહેર કોંગ્રેસ સમિતિ તરફથી લાલદરવાજાના મેદાન પર મોરારજીભાઈની સભા નાખી.

આ સભા શરૂ થઈ ત્યારે સભાસ્થાનથી આસપાસ બાંધેલા દોરડાંની બહાર હજારો માણસ ભેગા થયા હતા. સભામાં મોરારજીભાઈ ને ઢેબરભાઈ આવ્યા ત્યારથી જ સભાના મંચ પર પથ્થર મારવાની શરૂઆત થઈ. ચાલુ પથ્થરમારાથી બચવાને એક છત્રી નીચે બેસીને તેમણે ભાષણ કર્યું. તેમણે જે લાંબુ વિવેચન કર્યું તેમાં તેમણે કહ્યું કે ભલે તમને દ્વિભાષી રાજ્યથી અસંતોષ થયો

હશે પણ તમારા પર શ્રદ્ધા રાખીને અમે તેમાં સંમતિ આપી છે. તેમણે ઉમેર્યું કે તમારો વિરોધ હોય તે તમે શાંતિથી અને શિસ્તથી રજૂ કરી શકો.[1] અને કોંગ્રેસના ઉમેદવારોની સામે પણ મત આપી શકો. પણ જો તોફાનો થાય અને પોલીસ અટકાવે નહિ તો લોકશાહી નાશ પામે.

સભા પૂરી થઈ ત્યાં સુધી કંઈક કંઈક પથ્થરમારો ચાલુ રહ્યો. છતાં કોઈને પોલીસે પકડયો નહિ. મોરારજીભાઇના પત્ની ગજરાબેન, ઢેબરભાઈ વગેરે થોડા માણસોને થોડુંઘણું વાગ્યું. પણ સભા પૂરી થયા પછી પોલીસે લાઠીમાર કર્યો અને અશ્રુ-વાયુના ટોટા છોડયા. છેવટે પોલીસે ગોળીબાર કર્યો તેથી જીતસિંગ હંસાસિંગ ઘવાઇને તરત શહિદ થયા. આવી અશાંતિના સંયોગોમાં અમૃતલાલ શેઠને હાથે મોસંબીનો રસ લઇને મોરારજીભાઈએ પારણાં કર્યાં.

બીજે દિવસે રાતે રેલવે સ્ટેશન પરથી મુંબઈ તરફનો મેલ ઉપડવાનો હતો તે વખતે જ રાજકોટ તરફની ગાડીમાંથી હું સ્ટેશન પર ઊતર્યો. તે વખતે સેંકડો શેઠીઆ અને કહેવાતા પ્રતિષ્ઠિત આગેવાનો મોરારજીભાઈ મુંબઈ જતા હતા તેમને ફૂલહાર કરી

---

૧. મારી સલાહ મુજબ રાષ્ટ્રપતિને ૫,૮૦,૦૦૦ માણસોની સહીથી દ્વિભાષી રાજ્યનો કાયદો નામંજૂર કરવાની વિનંતિનો ખરડો સુપ્રત થયો પણ તેનું કંઇ પરિણામ આવ્યું નહિ.

૨. અમદાવાદના ગોળીબારના આ છેલ્લા શહીદ છે. ૪૮ વરસના હિમાલય તરફના આ ભાઈ છેલ્લાં ૨૩ વરસથી અમદાવાદમાં વસીને પહેરેગીરનો ધંધો કરતા હતા. ૭ કુટુંબીઓના તે આધાર-સ્તંભ હતા.

ભાવિક વિદાય આપવાને સ્ટેશન પર ભેગા થયા. કેટલાક મિત્રો સાથે વાત કરતાં અમદાવાદમાં થયેલી પથ્થરબાજીની અને સભાના ભાષણની ખબર મને મળી. હું સમજી ગયો કે ઉપરચોટીઆ આ નાટકની પાછળ સારાયે અમદાવાદમાં એનો એજ દાવાગ્નિ ભભૂકતો હતો.

સ્ટેશન પર મોરારજીભાઈના જયની ઘોષણા થઈ. તો પણ બીજે જ દિવસે સવારે દૈનિક 'જનસત્તા'એ તેના તંત્રીલેખનું મથાળું માર્યું : 'લે કે રહેંગે મહાગુજરાત'.

આ શબ્દોમાં જ અમદાવાદ અને ગુજરાતની આઝાદીની સાચી ઘોષણા સર્વેને સંભળાઈ.

# પરિષદનો પડકાર

જનતા કરફ્યુના ચમત્કારથી એવી ખાતરી થઈ કે ગોળીબાર અને શહાદતથી ચોપાસ જાગેલી વિરાટ શકિતને યોગ્ય માર્ગે વાળવામાં આવે તો મહાગુજરાતના ધ્યેયને જરૂર સિદ્ધ કરી શકાશે. બીજી પાસ મોરારજીભાઈના ઉપવાસને છેલ્લા પ્રવચનથી અને તે પછી તરત જ થયેલા ગોળીબારથી એમ ચોકકસ લાગ્યું કે છેક મહાગુજરાત હાથવેંતમાં નથી[1] અને તેની સિદ્ધિ માટે એકધાર્યું આંદોલન ચલાવવું પડશે.

મોરારજીભાઈની મુલાકાતનું કડવું ફળ આવતાં વાર ન લાગી. દેખીતી રીતે તેમને જે ઝેરીલી બાતમી મળી તેને આધારે ૩૧ ઓગસ્ટના રોજ સામ્યવાદીપક્ષના સાત[2] કાર્યકર્તાને અમદાવાદના તોફાનો માટે જવાબદાર ગણીને અટકાયતી ધારા નીચે પકડવામાં

---

૧. મેં શરૂઆતના કેટલાક ભાષણમાં કહેલું કે આવતી દિવાળી સુધીમાં મહાગુજરાત લઈને રહીશું. પણ ઓગસ્ટની આખરે બધા કાર્યકરો લાંબા ગાળાની લડત માટે તૈયાર થાય એમ કહેવાનું શરૂ કર્યું.

૨. તેમનાં નામ છે : અબ્દુલરઝાક, હનુમાનસિંગ, વિનોદ-શુકલ, બાબુભાઈ પટેલ, પ્રેમનાથ મહેતા, જેઠાલાલ જોશી અને ગોરધનભાઈ પટેલ.

આવ્યા. તેઓ સાબરમતી જેલમાં પુરાયેલા હતા. છતાં મહાગુજરાતની લડત તો પૂરજોશમાં ચાલુ જ રહી તેથી પોતાની ભૂલ પારખીને સરકારે તેમને બીજી નવેંબરના રોજ છોડી મૂકયા.

આમ ઓગસ્ટની આખર સુધીમાં ઝપાટાબંધ બનતા બનાવોની વચ્ચે કંઈ કાયમી તંત્ર સ્થાપવાનો અવકાશ નહોતો પણ હવે પ્રાસ્તાવિક તબકકો પૂરો થયો છે એમ સમજીને કાયમનું રાજકીય આંદોલન ચલાવવા માટે મહાગુજરાત વિદ્યાર્થીસમિતિ અપુરતી લાગી. ત્યાં સુધીમાં કચ્છથી વાપી સુધીના વિસ્તારમાં જૂની કોંગ્રેસને બાદ કરતાં બધાય પક્ષના નિષ્ઠાવાન અગ્રેસરો અને કાર્યકરોએ પોતપોતાના શહેર–ગામડામાં મહાગુજરાત સમિતિઓ, શહીદ રાહત સમિતિઓ, વગેરે અનેક સંસ્થા સ્થાપી હતી. તેના તરફથી ફાળો એકઠો કરીને હજારો રૂપિયા વિદ્યાર્થીસમિતિને મોકલ્યા હતા. હવે ગુજરાતની સમગ્ર જનતાના પ્રતિનિધિરૂપ એક નવું મધ્યસ્થતંત્ર રચવા વિષે ચોપાસ એકમતિ થવા લાગી. તેથી વિદ્યાર્થીસમિતિના આગેવાનોએ પ્રજાસમાજવાદી પક્ષના આગેવાનો સાથે મળીને, પહેલા માસિક શહીદ દિનને અવસરે મહાગુજરાત નાગરિક પરિષદ બોલાવવાનો એક પરિપત્ર તૈયાર કર્યો અને તેના પર અનેક વિરોધપક્ષના અને અપક્ષ કાર્યકરોની સહીઓ લેવા માંડી.

એ જ અરસામાં મહાગુજરાત વિદ્યાર્થીસમિતિએ ૮ સપ્ટેમ્બરના પહેલા શહીદ દિને એક સુયોગ્ય સૂત્રોથી અંકાયેલા પડદા અને ધજા સાથે મૂક સરઘસ કાઢવાનો અને લાલદરવાજે જઈને ત્યાં જ શહીદોને શ્રદ્ધાંજલિ આપવાનું ઠરાવ્યું. વળી નાગરિક પરિષદ મેળવવાના પરિપત્ર પર પુરતા પ્રમાણમાં કાર્યકરોની સહીઓ મળતાં નવમી સપ્ટેમ્બરને દિવસે પહેલી પરિષદ બોલાવવાનું નકકી થયું.

આવી બધી તૈયારી કરીને બીજી સપ્ટેમ્બરના રોજ એક વિરાટસભા લૉ-કૉલેજના મેદાનમાં ભરવામાં આવી. તેમાં જયંતિ દલાલ અને વિનોદિની નીલકંઠે પ્રવચન કરીને તોફાનો કરવાના આળમાંથી ગુજરાતને બચાવવા બધાયે ગોળીબાર અને તેની સાથે સંકળાયેલા અશાંતિના બનાવોની સ્વતંત્ર અદાલતી તપાસ કરવાની માગણી રજૂ કરી. બીજા કાર્યકરોએ માસિક શહીદદિનનો અને નાગરિક પરિષદનો કાર્યક્રમ સમજાવ્યો.

તે વખતે ફરી પાછો હું મારા આશ્રમમાં રહીને છાપાં મારફત બધી બાતમી મેળવતો. વળી મારી આત્મકથાનો ત્રીજો ભાગ તરત જ પ્રગટ કરવાની તૈયારીઓ ચાલતી તેથી એકાદ દિવસને આંતરે હું જયંતિભાઈના ઘીકાંટા પર આવેલા 'વસંત પ્રીન્ટીંગ પ્રેસ'માં બેસીને છાપકામ તપાસતો. એક દિવસ જયંતિ-ભાઈએ મને ખબર આપી કે બ્રહ્મકુમાર ભટ્ટ તમને કંઈ કામસર મળવા આવશે. પછી તે આવ્યા ત્યારે તેમણે નવમી તારીખે મળ-નારી પરિષદનું પ્રમુખપદ સ્વીકારવાની અને આઠમીના મૂક સર-ઘસની આગેવાની લેવાની વિનંતિ કરી. તે વખતે મારા રોમ રોમમાં મહાગુજરાતનો મંત્ર ગૂંજી રહ્યો હતો અને તેના પ્રચાર માટે રાજકોટથી સૂરત સુધી ઘૂમ્યો હતો. તેથી મેં ભાઈ ભટ્ટની સૂચના ઉમળકાભેર વધાવી લીધી. પછી નવમીની પરિષદના પ્રતિ-નિધિઓની ચૂંટણીનું તંત્ર તેમણે મને સમજાવ્યું અને આઠમીએ જ સરઘસ પૂરું થયા પછી પરિષદના ઠરાવો ઘડવાને મળનારી વિષયવિચારિણી સમિતિ વિષે ચર્ચા કરીને અમે છૂટા પડયા.

આ કાર્યક્રમમાં ભાગ લેવાને હું સાતમીએ અમદાવાદ ગયો અને સાંજે જૂની મહાગુજરાત પરિષદના અને નવી રચાનારી નાગ-રિક પરિષદના કાર્યકરોની એક સંયુક્ત બેઠક દાદુભાઈના બંગલામાં

રાખી હતી તેમાં હાજર થયો. અગાઉ તો જૂની પરિષદના પ્રમુખ હિંમતલાલ શુકલે મહાગુજરાત રચના સમિતિ સ્થાપવાની જાહેરાત કરેલી પણ હવે નવી નાગરિક પરિષદને ગોળીબાર થયા પછી ગુજરાતભરમાં અસંખ્ય કાર્યકરોનું પીઠબળ મળવા માંડ્યું. વળી તે વખતે હિંમતલાલ શુકલને હાથે કંઈ ઈજા થવાથી તેઓ જવાબદારી સ્વીકારવા અશકત હતા, તેથી ઘણી ચર્ચાને પરિણામે બધા જૂની પરિષદના કાર્યકરોએ નવી પરિષદમાં ભળી જવાનું નક્કી કર્યું.

સાતમીએ રાત્રે હું મારા જૂના મિત્ર રતિલાલ ખુશાલદાસ પટેલનો મહેમાન થયો. તેઓ મારી આશ્રમ પ્રવૃત્તિના જૂના સહાયક હતા. મહાગુજરાતનું આંદોલન શરૂ થયું ત્યારથી તે તેમાં જોડાયા હતા. હવે તેમનો બંગલો મહાગુજરાત વિદ્યાર્થી સમિતિનું કેન્દ્ર બની ગયો હતો તેઓ જ આખી પ્રવૃત્તિના મુખ્ય ધૂરંધર હતા. તેમને ઘેર જ સમિતિના કેટલાયે અગ્રેસરો અને કાર્યકરો રહેતા, જમતા, સૂતા ચર્ચા–વિચારણા કરતા અને કમિટીમાં બેસીને ઠરાવો અને નિવેદન પ્રકટ કરતા. આ ગૃહસ્થી ઘર તે વખતે તો મહાગુજરાતનો અખાડો જ બની ગયું હતું. ગમે તે કાર્યકર ગમે ત્યારે આવીને ચ્હા ભોજન કે વિસામો માગતા અને મેળવતા. ચ્હાનાં તપેલાં ગમે ત્યારે ઉકળતાં હોય. રસોઇનાં તપેલાં સવારથી સાંજ સુધી ચૂલે ચઢેલાં હોય, રોટલીઓ વણાતી હોય, અને તેલ, ઘીના ડબ્બા ખાલી થતા હોય. કોઈ શ્રીમંતને ઘેર લગન કે કંઈ સમારંભ હોય તો મહેમાનો બે ચાર દિવસ રહીને ચાલ્યા જાય પણ અહીં તો આઠમી ઓગસ્ટથી નવું પગરણ શરૂ થયું, તે પહેલાં શહીદદિન સુધી અને પરિષદના કાળમાં પણ ચાલુ રહ્યું. ત્યાં શહેરના જુવાનો આવે તેમ આખા ગુજરાતના ગમે તે ભાગમાંથી કાર્યકરો ઊભ-

રાય આમ સવારથી મોડી રાત સુધી રતિભાઈનું ઘર મહાગુજરાતની પ્રવૃત્તિથી ધમધમી રહેતું.

રતિભાઈના દિવાનખાનામાં મોટી મિજલસો જામે અને બાજુના નાના ખંડમાં ખાનગી ચર્ચાઓ ચાલે અને જે ત્યાં ન સમાય તે બધા બહાર બગીચામાં ખુરશીઓ નાંખી અને પાથરણાં પાથરીને જામી પડે અને તેમની બાજુ પર મોટરો, સ્કુટરો અને રિક્ષાની હારમાળા ખડકાતી.

પ્રજાસમાજવાદી પક્ષના બ્રહ્મકુમાર ભટ્ટ, વિનોદ ડાકવાલા માર્તંડ શાસ્ત્રી અને પીઢ લેખક જયંતિ દલાલ જેવા અઠંગ કાર્યકરો આવતા. સામ્યવાદી દિનકર મહેતા તથા વિનોદ શુકલ તેમજ તેમના બિરાદરોનો ડાયરો ત્યાં જામતો. પાટડી દરબારના પુત્ર લણુભા અને તેમના મિત્ર વોટકીન્સની જોડી વખતો વખત ત્યાં ફરકતી રહેતી અને તેમની ગાડી હંમેશા સમિતિની સેવામાં હાજર રહેતી.

આ સર્વ બીજા અનેક ભાઈ બહેનો સાથે મળીને આ બંગલાને ખરેખર મહાગુજરાત ભવન બનાવી દેતા.

આઠમીએ પહેલો ગોળીબાર થયો ત્યારથી ભાઈલાલભાઈના ખેડૂતમંડળના આગેવાન દાદુભાઈ અમીન પણ સ્વયંભૂ આવેશથી આ લડતમાં ખેંચાયા. અકારણ ગોળીબારથી તેમના દિલને પણ આંચકો લાગ્યો. તેથી હરિહર ખંભોળજા વગેરે વિદ્યાર્થી સમિતિના કાર્યકરોને શહેરમાં અને ચોપાસ ઘૂમવાને પોતાની મોટી કમાંડર જીપ ગાડી[1] સોંપી. તેમને ઘેર મહાગુજરાતના શહેરના અને ગામ-

---

૧. અમદાવાદમાં પાનકોરનાકા પાસે માળીની દુકાન ચલાવતા બાબુભાઈ લક્ષ્મણદાસ રામીને એ ગાડી ચલાવતા મેં પહેલા જોયેલા. તેઓ ઘણાં વરસ સુધી આ લડતના મૂક સેવક હતા.



ઊભેલા ડાબી બાજુથી : મામા, યોગેન્દ્ર, જયશ્રી
બેઠેલા ડાબી બાજુથી : ગંગાબહેન, રતિભાઇ, કૌમુદિની, નીના

ડાંના ઘણાંયે કાર્યકરો મળતા રહેતા અને જમતા. ત્યાં જ જનતા કરફ્યુના દિવસે મહાગુજરાતની જૂની કમિટી મળેલી. ત્યાં જ ભાઈલાલભાઈ, રામચંદ્ર અમીન, છોટાભાઈ નારણભાઈ પટેલ વગેરે પીઢ આગેવાનોને મળીને અમે ગામડાના અનેક કાર્યક્રમ ગોઠવતા.

આ ઘરમાં હું દાખલ થયો ત્યારથી પરિષદના આરંભથી રતિભાઈના ઘરના એક કુટુંબી તરીકે રહેતો. આશ્રમને અને તેના વાત્રક નગરને સંગીન સહાય આપનાર રતિભાઈ હવે મહાગુજરાતની લડતમાં મારા સાથી બન્યા, તેથી ગુજરાતવ્યાપી નવી લડતમાં ઝૂકાવવાને મને ઘણું પ્રોત્સાહન મળ્યું.

૮ મી સપ્ટેમ્બરના પહેલા શહીદદિને સવારે વહેલો હું રતિભાઈ સાથે લૉકૉલેજના મેદાન પર હાજર થયો. ત્યાંથી નીકળેલું સરઘસ પહેલાં નાનું હતું, તે ધીમે ધીમે જંગી બની ગયું. તેમાં ઘણાંએ કાળી પટ્ટીઓ પહેરી હતી અને એક રાષ્ટ્રધ્વજની બાજુએ એક જંગી કાળો વાવટો ફરકતો હતો. મહાગુજરાતના સૂત્રોવાળા કપડાના પડદા લઈને હજારો નરનારીઓ એક અક્ષર બોલ્યા વિના ભવ્ય શાંતિથી ગાંધીમાર્ગ અને ટિળકમાર્ગે થઈને લાલ દરવાજાના મેદાન પર પહોંચ્યું. સરઘસના પ્રયોજકોએ પહેલેથી જ નક્કી કર્યું હતુ તે મુજબ આ સરઘસની આગળ સ્વયંસેવકોની એક હાર ખડી કરીને તેને કોંગ્રેસભવન તરફ જતું ચોકસાઈથી રોકવામાં આવ્યું[1] છેવટે મેં બીજા કાર્યકરોની સાથે મહાગુજરાતનાં સૂત્રો બુલંદ અવાજે બોલીને સરઘસનું વિસર્જન કર્યું.

---

૧. તે વખતે અમારા કાર્યકરોને કોંગ્રેસભવન આગળ શહીદોને સ્થાને અંજલિ આપતાં પોલીસ રોકતી. તેથી પોલીસ સાથે સંઘર્ષ ટાળવાને થોડો વખત અમે ત્યાં જવાનું બંધ કર્યું.

લાલ દરવાજેથી રતિભાઈને ઘેર જઈ અને થોડા કલાક આરામ કરીને વહેલી બપોરે સૌરાષ્ટ્ર સોસાયટીમાં આવેલા જૂના સમાજવાદી અગ્રેસર જીતેન્દ્ર મહેતાના બંગલે પહોંચ્યો. ત્યાં મહાગુજરાતની પરિષદના ઠરાવો ઘડવાને નિમાયેલી સમિતિમાં હું સામેલ થયો. શહેરમાં અનેક વોર્ડના અને જિલ્લાના પરિચિત થયેલા કાર્યકરો જ ત્યાં મળ્યા. લડતના બધા ઠરાવ અને કામચલાઉ બંધારણનો કાચો ખરડો તૈયાર થયેલો જ હતો. વિષયવિચારણી કમિટીના પ્રમુખ તરીકે આ ખરડો સમિતિ આગળ રજૂ કર્યો. સભામાં માત્ર મહાગુજરાતના જ મુદ્દા પર કોંગ્રેસમાંથી રાજીનામું આપી આવેલા ભાઈઓની સાથે પ્રજાસમાજવાદી, સામ્યવાદી વગેરે વિરોધપક્ષના સભ્યો ચર્ચામાં સામેલ થયા. સ્વાભાવિકરીતે વિવિધ મત ધરાવનાર ભાઈઓને સર્વમાન્ય ઠરાવની ગાંઠે બાંધવાનું કામ જરા મુશ્કેલ નીવડ્યું. ગોળીબારથી બધાનાં દિલને આકરી ચોટ લાગેલી અને બધાયે મહાગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવા તલસતાં હતાં, તેથી શહીદોને અંજલિ આપવાના અને ગોળીબારની અદાલતી તપાસની માંગણી કરવાના ઠરાવો સહેલાઇથી પસાર થયા પછી 'પોતાનું અલગ રાજ્ય હોવાનો મહાગુજરાતની પ્રજાનો સ્વયંસિદ્ધ હક્ક છે અને એવું મહાગુજરાતનું અલગ રાજ્ય રાષ્ટ્રહિતને નજરમાં રાખીને હાંસલ કરવાનો નિર્ણય' કમિટીએ જાહેર કર્યો.

પછી ટૂંકું કામચલાઉ બંધારણ ઘડવાનું કામ હાથ ધરવામાં આવ્યું. પરિષદનો ઉદ્દેશ તો સ્પષ્ટ જ હતો પણ તેના શબ્દોની ચર્ચામાં થોડો સમય ગયો. છેવટે શાંતિમય, અહિંસક અને લોકશાહી તેમજ બંધારણીય માર્ગે ગુજરાતી ભાષા બોલતી અને મહાગુજરાતમાં વસતી પ્રજાનું એકભાષી અલગ રાજ્ય રચાય એ માટે

સર્વ યત્ન કરી મહાગુજરાતનું રાજ્ય મેળવવાનો આ સંસ્થાનો ઉદ્દેશ છે—એ કલમ મંજૂર થઈ. બાકી સભ્યપદ માટે ઉપરના ધોરણે પ્રતિજ્ઞા ઘડવાનું, ચાર આનાનું લવાજમ રાખવાનું, ગામડાથી ગુજરાત સુધીના દરેક સ્તરે અલગ સમિતિઓ નીમવાનું, અધિકારીઓ સમેત ૨૫ સભ્યોની કામચલાઉ સમિતિ રચવાનું અને ૧૩૧ સભ્યોની વ્યવસ્થાપક સમિતિ નીમવાનું નકકી થયું. પછી સમિતિનું કામ પતાવીને હું રતિભાઈની સહાયથી લૉ કૉલેજમાં મળેલી જંગી સભામાં સામેલ થયો.

વિદ્યાર્થીસમિતિના મંત્રીઓએ શહીદદિનના મહત્ત્વ વિષે બે બોલ બોલીને મારી ઓળખાણ આપી. એ જંગીસભાના પ્રમુખસ્થાનેથી મેં કહ્યું કે પોલીસે પોતાના બચાવ માટે ગોળીબાર કર્યો હતો તો સરકાર બતાવે કે કેટલા પોલીસવાળાનાં માથાં ફૂટયાં અને કેટલા ઇસ્પિતાલમાં ગયા? વળી સન ૧૯૧૯માં ગાંધીજીની ધરપકડના સમાચાર મળતાં અહીંઆં જે આગ અને લૂંટ ફેલાયાં તેના પ્રમાણમાં તો આ વખતે કંઇ થયું નથી. વળી નવરાત્રિ અને દિવાળીના તહેવાર નજીક આવતા હતા તેને અનુલક્ષીને મેં કહ્યું કે ગુજરાતની સ્ત્રીઓ ગરબા ગાય તો મહાગુજરાતના ગાય, વકીલો કેસ લડે તો આ લડતમાં પકડાયેલા આરોપીઓનો બચાવ કરે, વેપારીઓ નફો કરે તો તેમાંથી કંઈ આ લડત માટે આપે, પછી મેઘાણીના શબ્દો યાદ કરીને મેં કહ્યું :

નથી જાણ્યું અમારે પંથ,
શી આફત ખડી છે;
ખબર છે એટલી કે
મા ગુર્જરીની હાકલ પડી છે.

બીજે દિવસે સવારે પરિષદની બેઠક સારંગપુર–દોલતખાનામાં ઔદિચ્યની વાડીમાં મળવાની હતી ત્યાં વહેલી સવારથી બહારગામના અને શહેરના પ્રતિનિધિઓની મોટી મેદની જામી હતી. હું ત્યાં પહોંચ્યો ત્યારે માલૂમ પડ્યું કે ઘણાયે ભાઈઓ પ્રતિનિધિ તરીકે નોંધાયા હતા, અને તે વિષે સ્પર્ધા અને ચર્ચાઓ પણ કરતા હતા. હું વાડીમાં રતિભાઈ અને બીજા મિત્રો સાથે દાખલ થયો ત્યારે સારુંયે સભાસ્થાન તોરણો અને ફૂલમાળાઓથી શણગારવામાં આવ્યું હતું. જોતજોતાંમાં મહાગુજરાતવાદી આગેવાનો અને ૮૫૬ પ્રતિનિધિઓથી સભાખંડ ભરાઈ ગયો.

'જય જય ગરવી ગુજરાત'નાં અને શહીદોને અંજલિનાં ગીતથી સભાનું કામ શરૂ થયું. બ્રહ્મકુમાર ભટ્ટની દરખાસ્તથી અને વામનરાવ ધોળકીયાના ટેકાથી મેં પ્રમુખ તરીકે વ્યાસપીઠ પર સ્થાન લીધું.

પ્રમુખ તરીકે ટૂંકું પ્રવચન કરતાં મેં કહ્યું કે આપણાં સર્વના દિલમાં એક જ નાદ ગૂંજી રહ્યો છે 'લે કે રહેંગે મહાગુજરાત.' આ સૂત્ર આપણને રાષ્ટ્રપિતા ગાંધીજીએ શીખવ્યું છે. સન ૧૯૨૦ માં જ્યારે તેમણે કોંગ્રેસની ભાષાવાર કમિટીઓની રચના કરવા કહ્યું ત્યારે જ તેમણે સ્વરાજ્ય મળે ત્યારે ભાષાવાર રાજ્યો સ્થાપવા સૂચવ્યું હતું. ભારતના લોખંડી પુરુષ સરદાર વલ્લભભાઈએ પણ સૌરાષ્ટ્રના રાજ્યની રચના કરતી વખતે કહેલું કે હવે મહાગુજરાત રચવાનું મારું એક જ સ્વપ્ન બાકી રહ્યું છે. આમ આપણા કાર્યમાં આપણા ગુરુ ગાંધી અને સરદાર વલ્લભભાઈના આશીર્વાદ છે.

હાલની લડત વિષે બોલતાં મેં શહીદોને અંજલિ આપી અને દમનનીતિના વિરોધમાં કોંગ્રેસમાંથી રાજીનામાં આપનારને ધન્યવાદ આપ્યા. વળી હવે વિધાનસભાની અને લોકસભાની ચૂંટણીઓ આવી

રહી છે, તે પ્રસંગે મહાગુજરાતવાદી ઉમેદવારોને જ જંગી બહુમતીથી ચૂંટી કાઢવા મેં ઘોષણા કરી. તેની સાથે ગ્રામપંચાયતો, મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડની ચૂંટણીઓ પણ મહાગુજરાતના સિદ્ધાંતસર લડવાની મેં હાકલ કરી.

છેવટે મેં કહ્યું: મહાગુજરાતની સિદ્ધિની લડત ચલાવતાં લોઢાના ચણા ચાવવા પડશે. પણ જો આપણે પોણા બે કરોડ ગુજરાતીઓ ખભેખભા મિલાવીને આપણો અવાજ બુલંદ બનાવીશું તો આપણો જયવારો નિશ્ચિત છે.

પછી આગલે દિવસે નક્કી કરેલા ઠરાવની ચર્ચા શરૂ થઈ. પ્રમુખસ્થાનેથી શહીદોને અંજલિ આપવામાં આવી પણ આગલે દિવસે નાગરિક પરિષદ નામ રાખેલું તે તદ્દન શહેરી લાગવાથી 'જનતા પરિષદ' નામ અપનાવવામાં આવ્યું. બેફામ અને ગેરવાજબી ગોળીબારના બનાવોની અદાલતી તપાસ માગવામાં આવી. મહાગુજરાત હાંસલ કરવાનો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજૂ થયો. આગલે દિવસે તૈયાર કરેલું બંધારણ એકંદરે વિના વિલંબે મંજૂર થયું. પણ આ પરિષદમાં અનેક પક્ષના ભાઈઓ સંકળાયેલ હોવાથી 'સંસ્થાની નીતિ' વિષેની કલમમાં સુધારો કરવાની દરખાસ્ત રજૂ થઈ. થોડી ચર્ચા પછી એવું નક્કી થયું કે 'આ સંસ્થા કોઈપણ રાજકીય પક્ષોથી સંપૂર્ણ સ્વતંત્ર રહેશે' અને મહાગુજરાતના ધ્યેયની પ્રાપ્તિ માટે આ સંસ્થા જે જે નિર્ણયો કરશે, નિયમો તથા ધોરણ ઘડશે તે આ સંસ્થાના સર્વ સભ્યોને બંધનકર્તા ગણાશે.' આવી રીતે પરિષદની નીતિને આધીન રહીને કામ કરવાનું સર્વપક્ષના અગ્રસરોએ કબૂલ કર્યું. પછી સારુંયે બંધારણ થોડીવારમાં મંજૂર થયું.

બંધારણ મુજબ સભ્યો નોંધીને અને પ્રતિનિધિઓ ચૂંટીને પરિષદનું રીતસર પહેલું અધિવેશન ઓકટોબરના ત્રીજા અઠવાડિયામાં ભરવાનું નક્કી થયું. છેવટે હાજર રહેલા પ્રતિનિધિઓમાંથી સમયના અભાવે વ્યવસ્થાપક સમિતિની ચૂંટણી કરવાનું શક્ય ન હોવાથી તે કમિટીના સભ્યો નીમીને પરિષદનું કામકાજ ચલાવવાની સત્તા પ્રમુખ, વામનરાવ ધોળકીયા, દા. ગણપતરામ પટેલ, હરિહર-ખંભોળજા અને રતિલાલ પટેલની કમિટીને સોંપવામાં આવી. [1]

સંમેલનનું કામ પતાવીને અમે નવી સ્થપાયેલી મહાગુજરાત જનતા પરિષદનો પ્રચાર કરવાને રાખેલી જાહેરસભામાં હાજરી આપવાને લૉ કૉલેજના મેદાન પર મળેલી સભામાં હાજર થયા. શહીદો અને મહાગુજરાત વિષે ગીત ગવાયા બાદ સભાનું કામ શરૂ થયું.

સભાના આરંભમાં નવસારીના પીઢ ધારાશાસ્ત્રી બાપુભાઈ દેસાઈ, વડોદરાના પ્રજાસમાજવાદી અગ્રણી સનત મહેતા, ભાવનગરના આગેવાન વેપારી પ્રભુદાસ રામજી અને મરજીવા સ્વયંસેવકોના આગેવાન મહેન્દ્ર દેસાઈએ પરિષદના ઠરાવોની સમજૂતિ આપી. સભામાં મેં કહ્યું કે કૉંગ્રેસભવન આગળ શહીદોને સ્થાને જે ફૂલ મૂકાય છે, તેને પોલીસવાળા ઠોકરે મારે છે. વળી જ્યાં વિદ્યાર્થીઓ ઘવાઈને શહીદ થયા ત્યાં પડેલા લોહીના ડાઘા કેટલાક કૉંગ્રેસીઓની સૂચનાથી ભૂસી નાખવામાં આવ્યા છે. છતાં

---

૧. આ પરિષદમાં હાજરી આપવાને મહેસાણા જિલ્લાના વિધાનસભાના સભ્ય પુરૂષોત્તમદાસ પટેલ, નવસારીથી ધારાશાસ્ત્રી બાપુભાઈ દેસાઈ, ભરૂચથી ઠાકોરભાઈ શાહ વગેરે અગ્રણીઓ આવ્યા હતા અને તેમણે ઠરાવોની ચર્ચામાં ભાગ લીધો હતો.

મારી ખાતરી છે, પ્રજાના દિલ પર જે ઘા થયા છે, તે રુઝાવાના નથી. મહાગુજરાતના શહીદોનું સ્મારક ક્યારે રચાશે તે હું કહી શકતો નથી. પણ એ વાત તો ચોક્કસ છે કે આજના મોટા મહારથીઓ છાપનના મેળમાં મળી જશે પણ સાબરમતીનાં નીર સમુદ્રમાં વહેશે ત્યાં સુધી આ શહીદોની યાદ લોકોના દિલમાં અમર રહેશે. છેવટે આવતી ચૂંટણીઓ મહાગુજરાતની ભૂમિકા પર લડવા અને શહીદો પાસેથી પ્રેરણા મેળવીને આગામી લડતમાં મોંઘા બલિદાન આપવાને મેં હાકલ કરી.

બીજે જ દિવસે અમારા સાથી જયંતિભાઈની સૂચનાથી અમારા મુખ્ય કાર્યકરોના સાથમાં મેં અમદાવાદના સર્વ શહીદોને ઘેર જઈ તેમનાં કુટુંબીઓને આશ્વાસન આપવા માંડયાં. અમે સુરેશનાં માતા સવિતાબેનને મળ્યા અને કૌશિકના પિતા ઈન્દુભાઈને મળ્યા, ત્યારે તેમનાં દુખે દુઃખી થઈને મેં આંસુ સાર્યાં. અબ્દુલ્લાભાઈના ગરીબ પિતા પીરભાઈને મળ્યા ત્યારે હજી બીજા ચાર દીકરાને લડતમાં હોમવાની તેમની તૈયારી પર અમે આફરીન થયા. હામીદહુસેન મોમીનને ઘેર અમે ગયા ત્યારે તેમની માતાનું છાતીફાટ રુદન સાંભળીને હું તો ચોધાર આંસુએ રોયો. એ બાઈ ફરી ફરીને કહે કે આ છોકરાને નવમીના ખરાબ દિવસે બહાર જવાની ના કહી છતાં બેફીકર થઈને ગયો અને પછી ગોળીથી વીંધાયો તો હવે મારે જીવીને શું કરવું છે ? ઘાશીરામની પોળમાં જયંતિલાલને ઘેર તેનાં પત્ની અને બાળકોને મળ્યાં ત્યારે પણ મારી આંખમાં આંસુ ન માયાં. આ વિધવા બહેન અને તેનાં બાળકોને હું શું આશ્વાસન આપું ? આમ અમદાવાદનાં રહેલાં બધા શહીદોનાં કુટુંબીઓને બને તેટલી હૈયાધારણ આપીને અને શહાદતના ઘેરા સંસ્કારથી રંગાઈને અમારા નવા કામનો આરંભ કર્યો.

દશમીએ કલોલમાં અને અગિયારમીએ નડિયાદમાં શહીદદિન પાળવાને જાહેરસભાઓ થઇ. નડિયાદમાં સંતરામનાં મંદિરના ચોગાનમાં જંગી સભા મળી, તેમાં હું હાજર રહ્યો. એ નગરના શહીદોને અંજલિ આપીને મેં જનતા પરિષદના ઠરાવોની વિગતવાર સમજૂતિ આપી. અમદાવાદના ગોળીબારને બીજે દિવસે બાબુભાઇ જશભાઇ યુવક દિનને નામે કોંગ્રેસનો પ્રચાર કરવાને નીકળ્યા અને એ ઉશ્કેરણીના પરિણામે જે ગોળીબાર થયો—તેની હું કડક સમીક્ષા કરતો હતો. તેવામાં મેદાનના દરવાજા પર પોલીસ અધિકારીઓએ કોઇને રોકટોક કરતા મેં જોયા. તેથી તરત તેમને ઉદ્દેશીને કહ્યું કે આવડી મોટી જંગી સભામાં સંપૂર્ણ શાંતિ વર્તે છે તેથી પોલીસને કંઈ દરમ્યાનગીરી કરવાની કંઇજ જરૂર નથી. માટે તેમને દરવાજા પરથી ખસી જવાની મેં ચાનક આપી. આની તત્કાળ અસર થઈ અને સભા લાંબો વખત ચાલ્યા પછી શહીદો અને મહાગુજરાતની ઘોષણાઓ વચ્ચે પૂરી થઈ.

આ બધાય કાળ દરમિયાન રતિભાઈના જ ઘરમાં વિદ્યાર્થી-સમિતિનું અને પછી પરિષદનું કામ ચાલતું હતું. હવે રીતસર ગુજરાતવ્યાપી પરિષદ સ્થપાઈ અને તેને અંગે રોજ પત્રવ્યવહાર, કાર્યકરોનો સંપર્ક અને વિશાળ પ્રચારનું કામ વધતું ગયું, તેથી બધા કાર્યકરોની સંમતિથી રતિભાઈએ ટિળકરોડના રાજમાર્ગ પર નીશાપોળને નાકે ત્રીજા માળ પર આવેલો વિશાળ ખંડ ભાડે લીધો. તેમાં શહેરના તેમજ ગુજરાતના કામ માટે જરૂરી સરસામાન ખરીદીને નવા કાર્યાલયનું ઉદ્ઘાટન ૧૫ સપ્ટેમ્બરના રોજ સવારે રતિભાઈની નાની દીકરી નીનાના શુભ હસ્તે કરવામાં આવ્યું.

તે પહેલાં આ કાર્યાલયમાં પરિષદનું કામ શરૂ કર્યું ત્યારે ખબર પડી કે ગુજરાતની પરિસ્થિતિ થાળે પાડવામાં મોરારજીભાઈ નિષ્ફળ

થયા તેથી હવે એ જ હેતુસર જવાહરલાલ નેહરુ બીજી ઑક્ટોબરે ગાંધી જયંતીને દિને રાજકોટ થઈને અમદાવાદ આવશે, અને એક જાહેર સભાને સંબોધશે. આ ખબર પડતાં અમારી નીતિ અને વ્યૂહરચનાનો મુશ્કેલ સવાલ ઊભો થયો. તરત જ મેં ૧૪ મીના રોજ રીતસર વ્યવસ્થાપક કમિટીના અભાવે કેટલાક આગેવાન કાર્યકરોની એક સભા ૨૦ મીના રોજ બોલાવવાનો પરિપત્ર રવાના કર્યો. તેમાં મેં પંડિત નેહરુની આગામી મુલાકાતની હકીકત જણાવીને લખ્યું:

'પંડિત નેહરુ જેવા આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાવાળા આગેવાનની આવી પધરામણી અને સભાને પ્રસંગે અમદાવાદમાં અને મહાગુજરાતમાં કેવી નીતિ અખત્યાર કરવી એ એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. તેથી તે વિષે તાકીદની વિચારણા કરવા સભા બોલાવવામાં આવી છે.' તરત જ તે વિષે પરિષદનાં વર્તુળોમાં ઉગ્ર ચર્ચાઓ શરુ થઈ અને વિવિધ યોજનાઓ તૈયાર થવા માંડી.

તે વખતે મહાગુજરાતનો પૈગામ દર અઠવાડિયે હજારો વાચકોને આપવા સારુ એક પત્ર પ્રકટ કરવાની વિચારણા ધનવન્ત ઓઝા, જશવંત સૂતરિયા વગેરે તરફથી ચાલતી હતી તેને પરિણામે તા. ૧૯મીના રોજ મહેન્દ્ર દેસાઈના તંત્રીપણા નીચે 'મહાગુજરાત'[૧]

---

૧. આ પત્રનો ૧૦ ઑક્ટો. નો અંક પ્રગટ થયો ત્યારે નવરાત્રી ઉજવાતી હતી, તેથી ઠાકોરભાઈ દેસાઈના કોંગ્રેસ પક્ષને અનુલક્ષીને એવો ગરબો પ્રકટ થયો કે :

મા દિલ્હી તે શહેરથી ઊતર્યાં,
દ્વિભાષી મા;
મા આવ્યાં તે અમદાવાદ,
દિલ્હીવાળાં રે;
આ ગરબો નાથાભાઈ બ્રહ્મભટ્ટે લખ્યો હતો.

નામનું નવું પત્ર પ્રગટ થયું તેને સર્વે તરફથી સ્વાભાવિક રીતે સારો આવકાર મળ્યો. નવા આંદોલનને ગાંધીજીના ભાષાવાર પ્રાંત-રચનાના સિદ્ધાંત સાથે સાંકળીને અને તેમની જન્મજયંતી થોડા દિવસમાં આવતી હતી, તે ધ્યાનમાં લઈને તેમને વિષે ખાસ લેખ પ્રકટ થયા.

વીસમીની મહત્ત્વની સભા મળે તે પહેલાં ગુજરાતમાં પરિષદનો પ્રચાર કરવાને અનેક ગામે પ્રવાસ કરતાં બનાસકાંઠા જિલ્લાના નવા ડીસાના ગાંધીચોકમાં ગ્રામજનોની મોટી સભામાં મેં કહ્યું : અમારા દિલમાં શહીદોની મૂર્તિઓ વસે છે, તેમની પ્રેરણાથી અમે જેલો ભરી દઈશું; અમારી લડતને બદનામ કરવામાં આવશે તો અમે સહન કરીશું નહિ; કારણ કે અમારી લડત કોઈ આગેવાન ચલાવતો નથી પણ જનતા ચલાવે છે.

વીસમીના રોજ પહેલીવાર આવેલા કાર્યકરોથી કાર્યાલયનો નાનો ખંડ ભરચક ભરાઈ ગયો. આ સભામાં પ્રમુખસ્થાનેથી મેં સભાનો હેતુ સમજાવ્યો તે પછી અનેક ભાઇ–બહેનોએ પં. નેહરુની સભાને અંગે વિવિધ સૂચનો રજૂ કર્યાં. થોડીવારમાં એ સ્પષ્ટ થયું કે અમદાવાદ સિવાયના સારાયે ગુજરાતમાં અખત્યાર કરવાની નીતિ વિષે સર્વ સંમત હતા. તે મુજબ બને તેટલાં શહેર અને ગામડામાં ૩૦મી સપ્ટેમ્બરના રોજ જાહેર સભાઓ ભરવી અને તેમાં ગોળીબારની અદાલતી તપાસની અને મહાગુજરાતની સ્થાપનાની માગણી કરીને તે વિષે ઠરાવો પં. નેહરુને અમદાવાદમાં બીજી તારીખે પહોંચે એવી રીતે મોકલી આપવા. તરત આ મુદ્દાનો ઠરાવ સર્વાનુમતિથી મંજૂર કરવામાં આવ્યો.

પણ અમદાવાદના કાર્યક્રમમાં તીવ્ર મતભેદ જાગ્યો. અમારા અગ્રગણ્ય કાર્યકર જયંતિ દલાલે જે વિગતવાર યોજના લખીને

રજૂ કરી : તે મુજબ અમદાવાદનાં લાખ્ખો ભાઈ બહેનોએ પોતપોતાના ગળામાં મહાગુજરાતનાં સૂત્રોથી અંકિત પાટિયાં રાખવાં; પછી તેમણે કૂચ કાઢીને પૂરી શાંતિ અને શિસ્તથી પંડિતજીની સભામાં જવું, તેઓ આવે ત્યારે ઊભા થવું, અને તેઓ બેસે ત્યારે મહાગુજરાતવાદીઓએ ભેગા બેસી જવું અને પાછા એવી જ શાંતિથી પાછા જઈ માત્ર પોતપોતાનાં લત્તામાં પહોંચે ત્યારે સૂત્રો પોકારવા; અને નેહરુ ભાષણ કરે તેનો જવાબ આપવાને ત્રીજીએ પરિષદ તરફથી જાહેર સભા રાખવી. તે ઉપરાંત તેમણે પ્રમુખને અને શહીદોની માતાઓને પણ નેહરુને મળીને ગુજરાતની વીતકકથા સંભળાવવા સૂચના કરી, અને શહીદોની છબીઓ રજૂ કરવાને એક પુસ્તિકા તૈયાર કરી, પંડિતજીને સુપ્રત કરવાની સલાહ આપી.

આ સાંગોપાંગ યોજના રજૂ થઈ ત્યારે સર્વેએ બહુ જ શાંતિથી સાંભળી પછી અનેક વક્તાએ પોતપોતાની ભલામણ રજૂ કરી. કોઈએ નેહરૂની સભાનો બહિષ્કાર કરવા કહ્યું, ત્યારે કોઈએ સભામાં કાળી પટ્ટીઓ પહેરવાની, કાળા વાવટા ફરકાવવાની સલાહ આપી. કોઈએ નેહરુ વિમાનઘર પર આવે ત્યારે રસ્તાની બંને બાજુએ આપણાં સૂત્રોવાળાં પાટિયાં સામાં ધરી વાવટા ફરકાવવાનું સૂચવ્યું. કોઈએ બધી બહેનોને જનતાના શોક નિમિત્તે કાળા સાલ્લા પહેરવાની ભલામણ કરી.

સભામાં વામનરાવ ધોળકીયા અને બાબુરાવ મહેતા જેવા અગ્રગણ્ય ધારાશાસ્ત્રીઓએ પંડિતજીની સભાનો બહિષ્કાર કરીને સમાંતર સભા ભરવાની હાકલ કરી. અનેક ગરમ સ્વભાવના ભાઈઓએ તેમને ટેકો આપ્યો, ત્યારે કેટલાકે મુંબઈ મહારાષ્ટ્રની માફક નેહરુની સામે અહીંયા સમાંતર સભાની સફળતા વિષે શંકા દર્શાવી.

ઘણાયે વિવેચન કર્યાં તે પછી મેં ઘણા જ આવેશથી કહ્યું કે પંડિતજી શહીદોને ભૂલાવવાને અને મહાગુજરાતની લડત પર પાણી

રેડવા આવે છે, તેથી હું તો મારા અંતરના અવાજને માન આપીને તેમની સભામાં ન જ જઈ શકું, પણ બીજો શો કાર્યક્રમ રાખવો તે વિષે વધારે વિચાર કરવાની જરૂર છે. આમ અમદાવાદના કાર્ય-ક્રમ વિષે એકમતિ થઈ શકી નહિ તેથી છેવટે સભાએ તે નક્કી કરીને અમલમાં મૂકવાની સત્તા મને અને મારી સલાહકાર સમિતિને આપી.

આવી ઐતિહાસિક ઘડીએ નેહરુને ખુલ્લો પડકાર ફેંકવાનું કામ ઘણું જ મુશ્કેલ હતું. જો તે નિષ્ફળ થાય તો આખી મહા-ગુજરાતની લડત ઉગતી જ ખતમ થાય. તેથી મારી ગંભીર જવા-બદારીનો ખ્યાલ રાખીને મેં શહેરનાં અનેક લત્તા અને પોળોમાં જઈને વેપારીઓ, વિદ્યાર્થીઓ, જુવાનો, રાજપુરુષો વગેરે અનેકને મળવા માંડ્યું. હું ચર્ચા કરતો તેમાં બન્ને સામસામી યોજના રજૂ કરી, અને તેના ગુણદોષ બતાવીને તેમનો અભિપ્રાય માગતો ત્યારે તેઓ પણ બધાયે પાસાનું કંઈક કંઈક તથ્ય ધ્યાનમાં લઈને છેવટે હું જે નિર્ણય આપું તેનો વફાદારીથી અમલ કરવાની ખાતરી આપતા.

થોડા જ દિવસમાં પરિષદનો બુલંદ પ્રચાર કરતા "જનસત્તા" પત્રના કાર્યાલયમાં હું ગયો. ત્યાં તંત્રી રમણભાઈ શેઠે મારી સાથે ચર્ચા કરવાને તેમના ચુનંદા લેખકો, વિવેચકો અને પ્રતિનિધિઓને બોલાવ્યા. બધા ભેગા થયા ત્યારે રમણભાઈએ જ સમાંતર સભા તરફ મારું વલણ પારખીને તેમના દિલની વરાળ કાઢી. "જૂઓ ઈન્દુલાલ આ પૂના કે મુંબઈ નથી; આ ગુજરાત છે, અહિં મહાગુજરાત માટે ગમે તેટલી લાગણી હોય પણ પંડિત નેહરુની પ્રતિષ્ઠા લોકોમાં ઘણી મોટી છે. જો તમે નેહરુની સભાનો બહિષ્કાર કરીને સમાંતર સભા બોલાવશો તો કોઈ આવશે નહિ; જનતા-પરિષદનો રકાસ થશે અને તમારે ખભે ઝોળી ભેરવીને પાછા નેન-પુર જવું પડશે, માટે જે કરો તે બહુ વિચારીને કરજો.'

આ શબ્દો સાંભળીને હું ઘડીભર તો ઠંડો થઈ ગયો. હું નેહરુની સભામાં ભાગ લેવાનો તો કટ્ટર વિરોધી હતો પણ પરિષદની સભાના આકર્ષણ વિષે ઘેરી શંકા મારા દિલમાં વલોવાયાં કરતી. તે રાતે સૂતી વખતે ફરી ફરીને અમારી સભામાં કોને સાંભળવા અને શું જોવા અમદાવાદની જનતા આવે એ સવાલ મનમાં રમી રહ્યો. પછી વહેલી સવારે કલ્પનામાં માતા ગૂર્જરીનું ચિત્ર ઉપસતું ગયું, તે પરથી મનમાં થયું કે મહાગુજરાતનો આખી દિવાલ ઢાંકે એવો મોટો નકશો વ્યાસપીઠની પાછળ ટાંગ્યો હોય અને તેની સારીયે સરહદ વીજળીની રોશનીથી ઝળકાવવામાં આવે તો લોકો મહાગુજરાતનું દર્શન કરવાને જરૂર સભામાં આવે. મારી કલ્પના પુરી સતેજ થઈ ત્યારે સાથે સાથે પચીસ શહીદોની યાદમાં વ્યાસ-પીઠની પર ઘીના પચાસ દીવા પ્રગટાવવાનું વિચાર્યું; એટલે શહીદોને અંજલિ આપવાને પણ ભાવિક જનતા જરૂર આવે.

આવી બધી માનસિક તૈયાર કરીને હું સવારે રતિભાઈને ઘેર ગયો. તે જરા માંદા હતા તેથી તેમના અંદરના ખંડમાં જઈને મેં પૂરા આવેશથી મા ગૂર્જરીના દર્શનની અને શહીદોને અંજલિ આપવાની યોજના તેમની આગળ મૂકી, ત્યારે તેમણે તરત સંમતિ આપી. મારા બીજા સાથીઓને તો સમજાવતાં મને વાર ન લાગી. પછી જનસત્તાના તંત્રી રમણભાઈ સાથે ટેલિફોન પર લંબાણ વાત કરીને મારો કાર્યક્રમ રજૂ કર્યો ત્યારે તેમણે તરત જ તેની જાહેરાત કરવાની મને સૂચના આપી.

પછી મહાગુજરાતનો મોટો નકશો મેળવવાની ચિંતામાં હું પડયો. મને ખબર પડી કે નીરૂભાઈ દેસાઈ પાસે કપડા પર ચિતરેલો અને ત્રણભાગમાં લાકડીઓ પર જડેલો મોટો નકશો છે. સદ્ભાગ્યે નીરૂભાઈએ તરત મહેનત કરીને એ વિરાટ નકશો રતિ-

ભાઈને ઘેર મોકલ્યો. એટલે તેની કોરણુ પર વીજળીના દીવા પ્રગટાવવાનું કામ તો સહેલું હતું. વળી શહીદોની યાદમાં ઘીના દીવા પ્રગટાવવાનું કામ તો આસાન હતું.

આવી તૈયારી કરીને મેં અમારી સારીયે કમિટી તરફથી બીજી ઑક્ટોબરનો મારો કાર્યક્રમ ૨૪મીના રોજ પત્રકારો સમક્ષ રજૂ કર્યો તેમાં મેં કહ્યું: 'અમે છેવટનો નિશ્ચય કરીએ તેવામાં ગઈકાલે (કૉંગ્રેસના મંત્રી) ઠાકોરભાઈ દેસાઈના [૧] ઉશ્કેરણી-જનક વચનો અમારા જોવામાં આવ્યાં છે, તે પરથી અમારી ખાતરી થઈ છે કે જવાહરલાલજીની સભામાં જો કોઈ અનિચ્છનીય બનાવ બને તો તેનો બધો દોષ મહાગુજરાતના આંદોલન પર તરત ઢોળવાની પેરવી થતી જણાય છે. તેથી ગમે તેવી શિસ્તબદ્ધ રીતે હજારોનાં સરઘસ પંડિતજીની સભામાં લઈ જવાની યોજના ઘણી જ જોખમ ભરેલી અમને લાગે છે.' તે પછી પંડિતજીએ શહીદોને ભૂલી જવાની અને ગોળીબારની તપાસની માગણી ટાળવાની વાત કરી છે, તેનો મેં વિરોધ કર્યો, વળી ગાંધીજીની જ ભૂમિમાં ગાંધીજીએ જ સ્થાપેલા ભાષાવાર પ્રાંત રચનાના સિદ્ધાંત પર પાણી ફેરવીને દ્વિભાષી રાજ્ય ગુજરાતને માથે ઠોકી બેસાડવાનો પણ તેમનો અફર નિશ્ચય દેખાય છે. આ બધું ધ્યાનમાં લઈને અમે બીજી તારીખ માટે અમદાવાદ સારુ મેં નીચેનો કાર્યક્રમ રજૂ કર્યો.

(૧) તે દિવસે સાંજે જનતા પરિષદ તરફથી એક જાહેર સભા રાખવામાં આવશે, તેમાં મહાગુજરાતની માંગણીનું સમર્થન કરવાને શિસ્તબદ્ધ રીતે આવવું.

---

૧. ઠાકોરભાઈએ કહેલું કે બંદૂકની ગોળીઓ પર શિરનામાં લખેલાં હોતાં નથી, તેથી કોને–ગુનેગારને કે નિર્દોષને તે વાગે તે કહી શકાય નહિ.

(૨) ઘરથી સભાસ્થાન સુધી આવતાં પૂરી શાંતિ અને ખામોશીથી વર્તવું.

(૩) પંડિતજીની સભામાં જતા માણસો તરફ પૂરી સભ્યતાથી વર્તવું.

(૪) અમારા તરફથી જે સૂત્રો સૂચવવામાં આવે તે જ પોકારવાં અને તે સૂત્રો જ કપડાં કે પૂંઠા પર લખીને સાથે લાવવાં.

(૫) દરેક જણે ખભા પર કાળી પટ્ટી પહેરવી.

(૬) આ સભામાં પંડિતજીના પ્રવચનનો જવાબ આપવાનો બંદોબસ્ત થશે, તેથી સભા જરા મોડેથી પૂરી થાય ત્યાં સુધી સર્વેએ સભામાં શાંતિથી બેસી રહેવું.

આ સભામાં મહાગુજરાતનાં ઉત્તમ ગીત ગાનારને પરગામની ટુકડીઓને અને સર્વોચ્ચ વકતાઓને આમંત્રણ આપવામાં આવશે.

"વળી મહાગુજરાતનો એક ભવ્ય રંગીન નકશો સભા સમક્ષ વીજળીક રોશનીથી ઝળકાવવામાં આવશે. અને વ્યાસપીઠને છેડે સર્વ શહીદના માનમાં પચીસ ઘીના દીવા પ્રગટાવવામાં આવશે.

"મા ગૂર્જરીની સેવામાં જાન કુરબાન કરનાર શહીદોના માનમાં જે અનેક જ્યોત પ્રકટ થશે તેનું દર્શન કરી સર્વ મહાગુજરાતની સિદ્ધિ માટે ભોગ આપવાની પ્રતિજ્ઞા તાજી કરશે એવી આશા રાખીશું.'

અંતમાં મેં જણાવ્યું કે 'સામાન્યરીતે આપણે વડાપ્રધાનનું ભવ્ય સ્વાગત કરવાનું જ હોય પણ આજે તેમની સરકારના નિર્ણયથી ગુજરાતની પ્રજાનું દિલ વલોવાઈ ગયું છે, તેથી ઉપર મુજબનો નિર્ણય લેવાની ફરજ પડી છે. તેમની પધરામણીથી આપણી જે અગ્નિપરીક્ષા થવાની છે, તેનાથી આપણે અણિશુદ્ધ

બહાર આવીશું અને મહાગુજરાતની સિદ્ધિની દિશામાં યશસ્વી પ્રગતિ કરીશું એવી આશા રાખીએ છીએ.'

અમે આ નિવેદન કર્યું તેની સાથે કમિટીની સૂચના મુજબ મેં પંડિત નેહરુને એક કાગળ લખીને અમદાવાદમાં થયેલા ગમખ્વાર બનાવોની અદાલતી તપાસની અને ગુજરાતના અલગ રાજ્યની માગણી રજૂ કરી. ઉપરાંત મેં લખ્યું કે તેમની સભામાં જો જનતા હાજરી આપે તો તેના આંદોલનને ધક્કો પહોંચે અને દ્વિભાષી-રાજ્યને શરણે થવા જેવું થાય. એવા ચોક્કસ હેતુસર જ અમે જુદી સભા યોજીએ છીએ પણ તેમનું અપમાન કરવાનો તો ખ્યાલ છે જ નહિ. વળી પ્રજાની લાગણી અને માગણી તેમની આગળ રુબરુમાં રજૂ કરવાને થોડો વખત આપવાની વિનંતિ મેં કરી. પણ તેનો કંઈ જવાબ મળ્યો નહિ.

પંડિત નેહરુની પધરામણીના દિવસે જનતા પરિષદની જુદી સભા ભરવાનો નિર્ણય કરીને રાત્રે ઝવેરીવાડની સભામાં તે જાહેર કરવાનો હતો. મારી અગાઉ કેટલાક ભાઈઓએ પરિષદનો નિર્ણય સમજાવ્યો પણ તેને જોઈતો જવાબ મળ્યો નહિ. પછી મેં આરંભમાં કહ્યું કે ગાંધી જયંતિને દિને ગાંધીજીનો સંદેશો આપવાને પંડિતજી પધારે તો આપણે તેમનું ભાવભીનું સ્વાગત કરવાનું જ હોય. પણ કમનસીબે આ વખતે જે શહીદોએ કોંગ્રેસભવન આગળ અને બીજે સ્થળે જાન કુરબાન કર્યા છે, તેમને ભુલાવવાની વાત કરવા આવે અને વળી આખા દેશમાં સ્થપાયેલા ભાષાવાર રાજ્ય-માંથી ગાંધીજીની ધરતીને જ બાકાત રાખવામાં આવે તે કેમ સહેવાય? તેથી તેમનું જરાય અપમાન કરવાને નહિ પણ આપણાં અંતરનો અવાજ તેમને પહોંચાડવાને જ આપણે જુદી સભા યોજી છે. માટે તેમાં સૂર પુરાવવાને સમાંતર સભામાં આવવાની



સમાંતર સભામાં

સર્વેને મેં વિનંતિ કરી, ત્યારે તાળીઓના અવાજથી તેને વધાવી લેવામાં આવી.

બીજીની સભાના કાર્યક્રમ અંગે બધું કાર્ય પતાવીને હું ૨૫મીએ સવારે ખંભાતના કાર્યકર રણજિત શાસ્ત્રી સાથે સાબરકાંઠાના પ્રવાસે ઉપડયો.

રેલગાડીમાં બેસીને હું પહોંચ્યો ત્યારે તલોદ સ્ટેશને વિદ્યાર્થીઓ અને નાગરિકોએ જાણીતા પત્રકાર વિઠ્ઠલભાઈ પટેલના આયોજન અનુસાર અમારું સ્વાગત કર્યું. ત્યાં મળેલી સભામાં મેં કાંગ્રેસી નેતાઓને ગાંડાની હાસ્પિતાલમાં રહેવા યોગ્ય ગણાવીને તેમના ઉન્મત્ત પ્રલાપની કંઈ કિંમત ન કરવા જણાવ્યું. ત્યાંથી બાવડમાં સભા ભરીને અમે સાંજે ધનસુરા પહોંચ્યા ત્યારે ત્યાં પાંચેક હજાર ભાઈ–બહેનો સભામાં એકત્ર થયાં હતાં. તેમની આગળ મેં કહ્યું કે મહાગુજરાતનું આંદોલન તો હિમાલયમાંથી જોશભેર ધસતા પ્રવાહ જેવું છે, અને તેમાં કોઇની રુકાવટ થઈ શકે એમ નથી. લડતને હોળીના ઉપમા આપીને મેં કહ્યું કે તેમાં શહીદોનું લોહી છંટાતું ગયું તેમ તે વધારે જ્વલંત બની છે. મુંબઈના સવાલોનો જવાબ આપતાં અમે ત્રણ રાજ્યની યોજનાની હિમાયત કરી.

ત્યાંથી અમે રાત્રે મોડાસા પહોંચ્યા, ત્યાં એક મોટા ચોગાનમાં સભા થઈ ત્યારે તે ચોપાસ લોકોથી ઊભરાઇ ગયું. અમે નવા કાર્યક્રમને જ મધ્યસ્થાને રાખી મહાગુજરાતનો સંદેશો સંભળાવ્યો. ત્યાં ખાસ તો એ બન્યું કે પહેલું લાઉડસ્પીકર નબળું પડતું ગયું અને બંધ થયું; એટલે અમે અવાજ બને તેટલો બુલંદ બનાવ્યો. પછી એક એક બત્તી હોલવાતી ગઇ. છેવટે બધી જ હોલવાઈ ગઈ, તેથી છેક જ અંધારું થઇ ગયું. આવા અંધકારમાં અમારા કુદરતી અવાજથી બોલીને અમે સભા પુરી કરી

ત્યાં સુધી લોકોએ શાંતિથી સાંભળ્યું. આ અનુપમ અનુભવ લઈને, હું ઉતારે આવ્યો ત્યારે અમદાવાદથી ખાસ સંદેશો મળતાં હું વડાલી, ઈડરનો કાર્યક્રમ ભાઈ શાસ્ત્રીને સોંપીને અમદાવાદ ચાલ્યો ગયો.

શહેરમાં પાછા ફરતાં મને ભાન થયું કે પંડિતજીની સભાની સામે સમાંતર સભાને સફળ બનાવવાને ધૂમ પ્રચાર તરત જ હાથ ધરવો જોઈશે. પહેલાં તો અમે પહેલી ઓકટોબર સુધી લગો લગ અને પરા વિસ્તારના વોર્ડે વોર્ડમાં સંખ્યાબંધ સભાઓ ગોઠવી, તેથી કોઈ સાંજે તો પાંચ–સાત કે વધારે સભાઓમાં અમારે જવું પડતું. સદ્‌ભાગ્યે સ્થાનિક કાર્યકરોના દિલો-જાન સહકારથી શહેરમાં ઠેર ઠેર ગંજાવર સભાઓ જામતી ગઈ અને સમાંતર સભાની સફળતાની ખાતરી મને થઈ ગઇ.

અમે કાર્યાલયમાં બેસીને પત્રિકાઓ, ભીંતપત્રો વગેરે પ્રચારસાહિત્ય છાપીને ચોપાસ રવાના કરવા માંડયું પણ જૂના કિસાન સેવક તરીકે મને થયું કે પાસેનાં અને દૂરનાં જે ગામડાંએ જનતા કરફ્યુ સફળ બનાવ્યો હતો, તેમને આ અનુપમ પ્રસંગે જાગૃત કરવાં જ જોઈએ. તેથી ગામડાં અને જિલ્લાની પ્રજાને માટે મેં એક ખાસ નિવેદનમાં લખ્યું કે આપણું સ્થાનિક રાજ્ય મુંબઈથી ગુજરાતની મધ્યમાં અમદાવાદમાં આવે તેમાં ખરો લાભ તો ગામડાંની જનતાને જ છે. શહેરના લોકો તો બે પૈસા ખરચીને મુંબઈ જઈ પોતાનું કામ કરાવી લે, પણ ખેડૂતો તો અમદાવાદમાં સરકાર હોય તો તેની પાસે ઝટ પહોંચીને સારો ન્યાય મેળવી શકે માટે ગાંધી જયંતીને દિવસે આપણી સભામાં પગપાળા, બસમાં, ગાડામાં કે રેલગાડીમાં બેસીને લાખો ગ્રામજનોને પધારવા અને મહાગુજરાતની શાન વધારવા મેં જાહેર વિનંતિ કરી.

તેજ દિવસે મહાગુજરાતના સવાલ પર કોંગ્રેસમાંથી રાજીનામું આપનાર ત્રિકમલાલ પટેલને જૂના માધુપુરા વેપારી મહાજન તરફથી રીતસર સન્માનવાને એક જાહેર સભા બોલાવવામાં આવી. આઠમીના ગોળીબારમાં સંડોવાયાનો આરોપ તેમના પર હતો તેથી તેમને અપનાવવાને પરિષદના આગેવાનો પણ ખાસ હાજર રહ્યા. સભામાં ત્રિકમલાલે કહ્યું કે કોંગ્રેસની ઈંટો ઉખાડવાનું અમારું કામ નથી. અમે તો માત્ર મહાગુજરાતના મુદ્દા પર રાજીનામું આપ્યું છે અને હવે રાજ્યની કોઈ તાકાત નથી કે તે પ્રજાને દબાવી શકે.

પછી સનત મહેતા, હિંમતલાલ શુકલ વગેરેનાં પ્રવચન થયા પછી મેં સમાંતર સભાની નીતિ સમજાવતાં કહ્યું કે પંડિતજીની આગળ આપણા દિલનું દર્દ રજૂ કરવા જુદી સભા રાખી છે. બાકી ધોળે દિવસે જે ખૂન થયાં છે તે ભૂલાય નહિ અને ભવિષ્યમાં એવાં ખૂન ન થાય તે માટે તેની અદાલતી તપાસ થવી જ જોઈએ.

આમ પહેલી તારીખ સુધી જે સભાઓ થતી ગઈ, તેમાં અમારા મિજાજનો પારો ધીમે ધીમે ચઢતો ગયો. પહેલી સભામાં જે નમ્રતાથી બોલતા હતા, તે ધીમે ધીમે ઓસરી ગઈ. હવે નેહરુની સામે સમાંતર સભા ભરીએ છીએ એમ ચોખ્ખું કહેવા માંડયું. વળી જો સરકારે અમારું ઘોર અપમાન કરીને વિના કારણ અમારા પર ગોળીબાર અને લાઠીમાર ચલાવ્યો છે તો અમને પણ તેમના સમારંભનો બહિષ્કાર કરીને અમારો અવાજ સારી દુનિયાને સંભળાવવાનો હકક છે. ખોખરા મહેમદાવાદ, અમરાઈવાડી, બાપુનગર, ચમનપુરા, રાજપુર વગેરે શહેર બહારના જે

વિસ્તાર[1] મેં નહોતા જોયા તે હવે જોયા. વહેલી સાંજથી સભાઓ શરુ થાય અને મધરાત સુધી તે ચાલે ત્યારે જમવાનો તો વખત ન જ મળે તેથી ચાના પ્યાલા ગટગટાવીને જ હું જુસ્સો ટકાવતો. મોડેથી ઘેર જતો હોઉં ત્યારે રસ્તામાં દૂધનો મોટો ગ્લાસ મળે તો તે પીને આરામ કરતો. વળી તે પહેલાં રિક્ષાનો અનુભવ નહોતો. હવે તે જ મારું માનીતું સાધન બની ગયું. હું તો સભાસ્થાનનું નામ જ આપું એટલે હાંકનાર બધા અટપટા રસ્તા પસાર કરીને સભાસ્થાને મને પહોંચાડતા. આવા અવનવા અનુભવથી તાજો બનીને હું બીજીની કસોટીનો સામનો કરવાને તૈયાર થયો.

બીજીની સભામાં જવા માટે વિગતવાર સૂચનાઓ મેં પહેલી-ના છાપામાં પ્રગટ કરી. લો કૉલેજના મેદાનની સભામાં સાડા ચાર વાગે પહોંચવા માટે દરેક પોળના લોકોએ અઢી વાગે મકાન વાસી અને જલપાત્ર લઈને એક ઠેકાણે ભેગા થઈને સાથે નક્કી કરેલે રસ્તે ચાલતા જવું. પંડિતજીની સભામાં કોઈ જતા હોય તેની રોકટોક ન કરવી અને વાહનવહેવારમાં જરાયે હરકત કરવી નહિ. પછી દરેક વોર્ડ માટે ચોક્કસ રસ્તાનાં નામ આપીને સર્વને પ્રમાણિત સૂત્રો જ પોકારવાની સૂચના આપી.

આ સૂચનાઓ પ્રગટ થઈ તેની સાથે અમદાવાદનાં અનેક મંડળો, મહાજનો, યુનિયનો, પંચો, પક્ષો વગેરેનો ટેકો આ સભાને

---

૧. દાખલા તરીકે પહેલી તારીખે સારંગપુર, ખાડિયા, કાલુપુર, એલીસબ્રીજ ઉપરાંત બાપુનગર, દૂધેશ્વર રોડ પર જ્યુપિટર મિલ, રાજપુરમાં જીવરામ ભટ્ટની ચાલી, અને ખોખરા મહેમદાવાદમાં વિકાસ મંડળ પાસે સભાઓ રાખવામાં આવી હતી.

સાંપડયો. વળી બીજીએ બહારગામથી આવનાર માટે અનેક પોળના રહીશો તરફથી પચાસ, સો, બસો, અઢીસો, ત્રણસો અને પાંચસો માણસોને જમાડવાની સગવડ પણ જાહેર કરવામાં આવી. આમ ગામડાં અને શહેરના પરસ્પર સહકારનો સ્વયંભૂ અવિર્ભાવ જોઈને હું ઘણો ખુશી થયો.

પહેલી તારીખથી જ મેં પાછો રતિભાઈને ઘેર મુકામ કર્યો અને ત્યાં વામનરાવ ધોળકીયા, બલ્લુભાઈ મજમુદાર, હિંમતલાલ શુકલ વગેરેની સાથે મળીને અમદાવાદમાં બીજીએ પંડિત નેહરુનો સંપર્ક સાધવાની ચર્ચા કરવા માંડી. પહેલીએ પંડિતજી રાજકોટ હતા તેથી મુંબઈ સરકારના મંત્રી રસિકભાઈ પરીખની, ખંડુભાઈ-દેસાઈની અને ઢેબરભાઈની પણ સહાય લેવામાં આવી. અમે પહેલી એવી દરખાસ્ત મૂકેલી કે પરિષદનું પ્રતિનિધિમંડળ બીજીએ મળીને એક નિવેદન પેશ કરે પણ તેનો કોઈ ચોકસ જવાબ મળ્યો નહિ. છતાં પંડિતજી બીજીએ વિમાનઘરથી શહેરમાં આવે ત્યારે તેમના વિરોધનાં કંઈ પ્રદર્શન કરવાનાં બધાં સૂચનો અમે નકારી કાઢયાં. તેથી બીજીએ સવારે અમારી સમાંતર સભાનો એક જ કાર્યક્રમ જનતાની સમક્ષ રજૂ થયો.

તે દિવસે અગાઉથી ધાર્યા મુજબ ગોળીબારની તપાસ કરવાને અમદાવાદના વકીલમંડળ તરફથી વામનરાવ ધોળકીયાના પ્રમુખ-પણા નીચે જે કમિટી નિમાઈ હતી, તેનો છાપેલો હેવાલ પ્રગટ કરવામાં આવ્યો. તેમાં વિદ્વાન ધારાશાસ્ત્રીઓએ અનેક સદ્‌ગૃહસ્થોની જુબાનીના આધારે એવો નિર્ણય જાહેર કર્યો કે પોલીસે પોતાના રક્ષણ માટે ગોળીબાર કર્યો નહોતો—ખરું જોતાં તે માટે કોઈ વાજુ-સવાળુ કારણ હતું જ નહિ. તેમણે ઉમેર્યું કે તે દિવસે મહાગુજ-

રાતનો પ્રચાર કરતા વિદ્યાર્થીઓ પર ગોળીબાર કરીને અને તેમને બિહવડાવીને ગુલામ બનાવવાની સરકારની નેમ હતી. છેવટે તેમણે ગોળીબાર કરનાર બધા સિપાઈઓ સામે ફોજદારી કામ ચલાવવાની ભલામણ કરી. આ અહેવાલ તરત જ પંડિતજીને મોકલવામાં આવ્યો.

વળી અગાઉથી નક્કી કર્યા મુજબ મહાગુજરાત વિદ્યાર્થી-સમિતિ તરફથી બધા શહીદોની છબીઓ અને ટૂંક હકીકત આપવાને 'શહાદત'ના નામથી એક સચિત્ર પુસ્તિકા પ્રગટ કરવામાં આવી. કોઈ શહીદના ફોટો મળ્યા નહિ તેની જગ્યાએ શહીદ-દિનનાં સરઘસ સભા કે અંજલિ વગેરેના ફોટા તેમાં છપાયા. રતિભાઈની આગેવાની નીચે નિમાયેલી નાણાં સમિતિએ છેલ્લા પાના પર શહીદોના કુટુંબીઓને રાહત આપવાને ઝોળી છલકાવી દેવાની અપીલ કરી. તેમણે લખ્યું 'ધરતીકંપ, દુષ્કાળ અને એવી અનેક આપત્તિઓમાં ફરજ માની ગુજરાત ભારતના ખૂણે ખૂણે સેવા અને દાનનો હાથ લઈ ફરી વળ્યું છે. આવા આ ઉદાર અને ભવ્ય ગુજરાતનો દેહ, ગોળીઓથી વીંધાયેલા શહીદોના રક્તથી રતુમડો થયો છે અને એના લાડકવાયાઓએ મા ગુર્જરીની રટણા સાથે પોતાનાં બલિદાન આપ્યાં છે...દૂધમલ ગભરું કિશોર–યુવાન શહીદોનાં સ્વજનોની સહાયમાં શહીદફંડ ઊભું કરાયું છે...આપણે નગુણા ન ગણાઈએ, આપણી ભાવનાને ડાઘ ન લાગે ને શહીદી એળે ન જાય તે જોવાનું કામ આપણું સૌનું છે.'

આ હૃદયભેદક પુસ્તિકામાં કવિ પ્રદીપનું 'સીસક રહી ગાંધી કી ધરતી.[1] એ ગીત છપાયું.

બીજી તારીખની સવાર પડી ત્યારે નેહરુનું રાજકોટનું ભાષણ વાંચીને અમે સમસમી ગયા, તેમાં શહીદોના કુટુંબીઓ પ્રત્યે પોલી સહાનુભૂતિ બતાવીને ભાષાવાર રાજ્યથી દેશમાં ખાનાખરાબી થવાનો હાઉ તેમણે ઊભો કર્યો. હવે તેમને મળવાની અમારી લાગણી ઠંડી પડી, ઉપરાંત દૂર દૂરથી વહેલી રેલગાડીથી અને બસ મારફત

૧. આ યાદગાર ગીત નીચે મુજબ છે.

ટૂટ પડી વીજળી સપનો પર,
હુઈ ભાગ્ય પર ઘાત.
આજ આંખમેં આંસુ લેકર
બેઠા હૈ ગુજરાત.
સબકે ઘરમેં સૂરજ ચમકા,
અપને ઘરમેં રાત ...આજ.
કીસે દીખાયે દિલકા છાલા,
કોઈ ન દર્દ સમજનેવાલા.
આજ હરતરફ હૈ કેવલ,
ઉપદેશોકી બરસાત ...આજ.
કોન હરે અબ દુઃખ હમારે
દૂર ખડે 'જનતા કે પ્યારે'
સીસક રહી ગાંધી કી ધરતી,
બીગડ ગઈ હર બાત.
આજ આંખમેં આંસુ લેકર
બેઠા હૈ ગુજરાત...

હજારો માણસ અમદાવાદમાં આવતા હતા. આગલી રાતની વડો-દરાથી ઉપડેલી મોડી લોકલમાં છાપરા પર બેસીને લોકો આવ્યા હતા. વિરમગામથી, મહેસાણા તરફથી એવો જ દરોડો ચાલુ હતો. આ બધી ખબર પડતાં સમજાયું કે સાડાચારની સભામાં હાજરી આપવાને શહેરના ત્રણે પુલ પર એવી ભીડ થશે કે જેથી નેહરુને કોઈ મળવા જાય તો તે સભાસ્થાને ભાગ્યે જ વખતસર પહોંચી શકે. તેથી અમે સવારે જ પંડિતજીને મળવા જવાનું માંડી વાળ-વાનું ઠરાવ્યું, કારણ કે જો પુલ પર અફાટ ગીરદીને લીધે આપણે સભાસ્થાને ન પહોંચી શકીએ તો લોકોને આપણી ધરપકડની શંકા થાય અને સભામાં ભારે અશાંતિ થાય. તેથી અમે કોઈ અધિકૃત ગૃહસ્થ મારફત પંડિતજીને મુલાકાત રદ કરવાનો સંદેશો મોકલીને અમારા સભાના કાર્યક્રમ પર જ એકાગ્ર થયા.

દિવસ ચઢતો થયો તેમ ખબર પડી કે પંડિતજીની સભા માટે ખાસ રેલગાડીઓ મહેસાણા, વડોદરા વગેરે સ્ટેશનેથી દોડા-વવામાં આવી હતી. તેમાં બેસીને મહાગુજરાતના બુલંદ અવાજ કરતા હજારો માણસ અમદાવાદ આવ્યા હતા. રેલથી બસમાં, ગાડીમાં અને પગપાળા શહેરમાં આવતા માણસોના ધસારાથી રાજમાર્ગો બપોરથી ઊભરાઈ ગયા. હવે અમારી સભાની સફળતા વિષે સંપૂર્ણ શ્રદ્ધાથી હું બપોરે લૉ કૉલેજના એક કાર્યકર મનહર પંડ્યાને ઘેર પહોંચી ગયો. તેમને ઘેર જ જમ્યો અને પછી આરામ કર્યો. બે ત્રણ વાગે મેં મેદાન તરફ નજર નાંખી તો ત્યાં ચારેબાજુએથી જનતાનો મહાસાગર ઘૂઘવતો જણાયો. ચાર વાગ્યા પહેલાં તો આખું મેદાન દૂર ગામડાના માણસોથી, સ્ત્રી બાળકોથી અને નગરજનોથી ભરાઈ ગયું હતું. પછી જે આવતા ગયા તેમ-નાથી સામેનો બગીચો અને આસપાસના રાજમાર્ગો ચિકકાર ભરાતા

ગયા. તેવામાં તો વ્યાસપીઠની પાછળ મૂકેલો મહાગુજરાતનો નકશો તેની સરહદ પર મુકેલી બત્તીથી ઝળકવા લાગ્યો, તેમ આગળ શહીદોને અંજલિરૂપ મૂકેલા ઘીના દીવાને સેવિકાઓ પ્રકટાવતી ગઈ. એવામાં સ્વામિનારાયણ પંથના ગેરૂ રંગના કપડાંમાં સજ્જ થયેલા સાધુઓનું મોટું વૃંદ આવી ચઢયું, તેને સર્વેએ તાળીઓના અવાજથી વધાવી લીધું.

સભાના સમયે મેં મારા સાથીઓ સાથે વિશાળ મંચ પર સ્થાન લીધું ત્યારે નજર પહોંચે ત્યાં સુધી ચોપાસ મેદાનો અને રસ્તા પર લાખો સ્ત્રી, બાળક, પુરુષો, નજરે પડયાં. સામે દૂર દૂર આવેલા ઊંચાં મકાનનાં છજાં, અગાશીઓ વગેરે બધાં સ્થાનક ભરચક ભરાયેલાં દેખાયાં. જેઓ મોડા આવ્યા તેમણે જણાવ્યું કે સાબરમતીના ત્રણે પુલથી તે લો કોલેજ સુધી અફાટ માનવમેદની જામેલી હોવાથી બધો વાહન વહેવાર સ્થગિત થયો છે. આ વિરાટ મેદનીમાંથી મહાગુજરાતની અનેક વીરહાકના બુલંદ અવાજો નિરંતર સંભળાતા હતા.

સભાનું કામ શરૂ થતાં પહેલાં શહીદોનાં ગીત મંચ પરથી વહેતાં મૂકવામાં આવ્યાં એટલે વિરાટ મેદનીમાં સંપૂર્ણ શાંતિ છવાઈ ગઈ. વળી સર્વની નજર મહાગુજરાતના ઝળકતા નકશા પર અને શહીદોની દીપમાલા પર એકાગ્ર થઈ. તે દિવસે આખા ગુજરાતમાંથી અનેક કવિઓ અને ગાયકો વિવિધ ગીતો ગાવાને આવ્યા હતા, તેથી કવિ નર્મદના 'જય જય ગરવી ગુજરાત', શહીદો વિષેનું ગીત 'દિન ખૂનકે હમારે, યારો ન ભૂલ જાના' અને બીજાં અનેક ગીત ગવાયાં. કવિ પ્રદીપનું સીસક રહી ગાંધીકી ધરતી, બીગડ ગઈ જબ બાત' એ ગીત સાંભળતાં અનેકની આંખમાં આંસુ છલકાયાં.

જ્યારે એક નવા કવિ દિવ્ય સોલાએ પોતે જ રચેલું 'હે... ગરવી મહાગુજરાત શમણું તારું ભાંગીયું'¹ ગીત ગાયું ત્યારે કરુણતાની પરાકાષ્ઠા આવી.

---

૧. એ જાણીતું આખું ગીત નીચે મુજબ છે,

(રાગ: સોરઠ દુહાનો)

હે... ગરવી મહાગુજરાત, શમણું તારું ભાંગીયું,
ચણવી પડશે આજ, શહીદ વીરોની ખાંભીયું
હે... લાલચમાં લપસી પડયા મોટા સર્વે લોક,
આરભ્યું અધવચ રહ્યું, બોલ્યું સર્વે ફોક,
હે... ભાષાનું આ ભૂત, વળગ્યું'શે ગુજરાતને,
માનવતાના દૂત, ન સંભાળે જાતને,
હે... ગયું ગયું ગુજરાત, વિફર્યું અમદાવાદ,
પણ મોટાની મહેરથી મુંબાઈ તું આબાદ......
હે... મુંબઈ તારા મહેલને, સંભાળી તું રાખ,
ઉતાવળે ગુજરાતનું ભાવિ તું મા ભાખ...
હે... એક દિવસમાં છ પડયા, પડીશું છત્રીશ લાખ,
સતને મારગ ચાલતાં, બની જશું સૌ ખાખ...
હે... એમાંનો હું એક, વિસરું નહિ ભૂતકાળ,
સ્વમાન જાતા સત્યનું, પકડીશું હથિયાર,
હે... બાપા તારા બોલને, વફાદાર ગુજરાત,
વહાણ ડૂબે વિશ્વાસથી અવળું ચાલે રાજ......
હે... નથી રહ્યા સરદાર, નથી બાપુ શા તાત,
શહીદ વીરો ચાલ્યા ગયા, છોડી મહાગુજરાત....
હે... અમર વીરો સૌ સાંભળો, ગુજરાતીનો સાદ,
ગલીયે ગલીયે ગુંજશે, જય જય મહાગુજરાત......

ગીતા પૂરાં થયા પછી મેં સભાનું કામ શરુ કરતાં જણાવ્યું કે પંડિતજીએ બપોરે ત્રણ–ચાર વાગે અમને મળવા જણાવ્યું હતું પણ આ વિરાટ મેદની ચો-તરફ ફેલાયેલી હોવાથી અમારાથી તેમને મળી શકાયું નથી, પણ ગુજરાતની વિતકની કથા અમે તેમને સ્વસ્થ્ય વાતાવરણમાં સંભળાવીશું. વળી પંડિતજીને જ ઉદ્દેશીને મેં ઉમેર્યું કે ભાષાવાદથી પ્રેરાઈને અમે આ લડત ચલાવી નથી અને પર પ્રાંતના કોઈનો વાળ વાંકો થયો નથી. પણ અમારી ખેતી, નદીઓ વગેરેનો પૂરો વિકાસ કરવાને અમારે મહાગુજરાત જોઈએ છે.

પછી હિંમતલાલ શુકલે કહ્યું કે પંડિતજી આવતી ચૂંટણીનો પ્રચાર શરુ કરવા અહીં આવ્યા છે તો અમે પણ પાર્લામેન્ટની મારફત જ અલગ રાજ્ય લેવા માગીએ છીએ. તેથી અમે પણ અમારો પ્રચાર શરુ કરીએ છીએ. પછી તેમણે ગોળીબારની જાહેર અદાલતી તપાસ માટે જોરદાર હિમાયત કરી. પછી સનત મહેતા, પુરુસોત્તમદાસ પટેલ વગેરે આગેવાનોએ વિસ્તૃત પ્રવચન કર્યાં.

આખરી પ્રવચન કરતાં મેં કહ્યું કે આજની સભાને સફળ બનાવવાને ગુજરાતના ગામે ગામથી અને જિલ્લે જિલ્લેથી વિદ્યાર્થીઓ, કામદારો, ખેડૂતો, વેપારીઓ વગેરે લાખો અહીં આવ્યા છે, તે પરથી પંડિતજી જોઈ શકશે કે અમને ગણ્યાં ગાંઠયા માણસોનો નહિ પણ વિરાટ જનતાનો ટેકો છે. પંડિતજીએ જુવાનોની શહીદી માટે દુઃખ વ્યક્ત કર્યું છે પણ ભવિષ્યમાં દૂધમલ છોકરાઓ ગોળીબારનો ભોગ ન બને અને તે માટે બંદૂકો શરીરના ઉપરના નહિ પણ નીચેના ભાગ પર તાકી શકાય એવા નિયમ થવા જોઈએ. તે સારુ ગોળીબારની અદાલતી તપાસની માગણી અમે કરી છે, તે તેમને મંજૂર નથી. બીજી પાસ ઠાકોરભાઈ દેસાઈ તેમના નિવેદન દ્વારા ગુજરાતમાં ઘા પર મીઠું ભભરાવે છે.

પંડિતજી રાષ્ટ્રીય એકતાની દલીલ કરી ગુજરાતના રાજ્યનો છેદ ઉડાવે છે પણ 'વંદે માતરમ્' અને 'જય જય ગરવી ગુજરાત' વચ્ચે કંઈ વિસંવાદ નથી. મા ભારતીની સેવા કરીને આપણે અંગ્રેજોને હાંકી કાઢ્યા; હવે મા ગુર્જરીની સેવા કરવાનો વખત આવ્યો છે. રાષ્ટ્રીય આઝાદીના ઘડવૈયા ગાંધીજીએ જ ભાષાવાર રાજ્યરચનાનું સૂત્ર આપ્યું છે. તેને સિદ્ધ કરવાને જ અમારા જુવાનોએ પોતાના જાન કુરબાન કર્યા છે.

અંતમાં મેં જણાવ્યું કે પંડિતજીએ ચૂંટણીનો પ્રચાર અહીંથી શરુ કર્યો છે તો અમે કહીશું કે જો કોંગ્રેસીઓ બેટીંગ કરતા હોય તો કાતીલ બોલ ફેંકીને તેમની વિકેટો ખેરવીશું અને જો તેઓ બોલીંગ કરતાં હશે તો અમે છકકાઓ ફટકારીશું. વળી ચૂંટણી પછી પણ સીધી શાંતિમય લડતો ચલાવીને જાનફેસાની કરવા અને મહાગુજરાત મળે ત્યાં સુધી નહિ જંપવા મેં સર્વને હાંકલ કરી.

રાષ્ટ્રગીત ગવાયા બાદ 'મહાગુજરાત ઝીંદાબાદ' 'શહીદો અમર રહો' અને 'લે કે રહેંગે મહાગુજરાત'ની બુલંદ ગર્જનાઓ વચ્ચે સભા પૂરી થઈ. તે પહેલાં અમને માલૂમ પડયું કે ચોપાસ મજૂરમહાજને ઘણી ટ્રક દોડાવેલી છતાં તેમની સભામાં એક લાખની અંદર માણસો હતા, ત્યારે અમારી સભામાં ચાર-લાખથી વધારે હાજરીનો અંદાજ હતો. વળી તેમના ભાષણનો સાર અમને મળતો ગયેલો તેમ તેના જડબાતોડ જવાબ અમે આપ્યા હતા. તેથી અમારી સમાંતર સભાની ભવ્ય સફળતાથી ઘણો આનંદ થયો.

જનતા પરિષદની રચના થયા પછી હું રતિભાઇને બંગલેથી કોમર્સ કોલેજના આચાર્ય સુરેન્દ્ર દેસાઈના જૂના પરિચિત મકાનમાં રહેતો હતો. તે રાતે હું ઘેર ગયો ત્યારે અનેક વિદ્યાર્થીઓ,

સુરેન્દ્રભાઇ સાથે ચર્ચા કરતા દેખાયા. તેમણે મને જોયો ત્યારે મારા તરફ વળ્યા. બીજે દિવસે સવારે સામેના કૉમર્સ કૉલેજના વિશાળ મેદાનમાં પંડિતજી વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચન કરવાના હતા, ત્યારે શી નીતિ અપનાવવી? એ તેમનો પ્રશ્ન હતો. મેં તરત કહી દીધું કે તેમની ફરી ફરીને ઘૂંટેલી મહાગુજરાત વિરોધી વાત સાંભળવી ન હોય તેમણે સભાનો બહિષ્કાર કરવો, પણ જે તેમને સાંભળવા આવે તેમણે શિસ્ત અને શાંતિથી જ તેમને સાંભળવા. પછી દેસાઇ સાથે થોડી ચર્ચા કરીને અમે આરામ કર્યો.

ત્રીજીના સવારના છાપાં વાંચતાં માલૂમ પડયું કે પંડિતજીએ આગલી રાતે કૉંગ્રેસભવનની સભામાં કાર્યકરોને સખત ઠપકો આપ્યો. અમદાવાદમાં આવું ભારે વિરોધી આંદોલન ચાલે છે, ત્યારે જનતાનાં દુઃખ-દર્દ તરફ જે સુસ્તી અને બેદરકારી બતાવી છે અને જનતાથી અલગ અને અટૂલા બન્યા છે. તે માટે તેમની સખત જડતી લીધી હતી. પછી બન્ને સભાના હેવાલ ઉતાવળમાં વાંચીને હું પંડિતજીની સભાની જરાયે પરવા કર્યા સિવાય સવારે આઠના સુમારે બસમાં બેસીને શહેર તરફ રવાના થયો. તે વખતે વિદ્યાર્થીઓનાં મોટાં ટોળાં કૉમર્સ કૉલેજ તરફ જતાં જોયાં તે હું કુતૂહલથી જોતો રહ્યો અને શહેરમાં મારા રોજિંદા વ્યવસાયમાં રોકાયો.

બપોરે મને પંડિતજીની સભામાં તેમની સાથે જવાંમર્દ વિદ્યાર્થીઓએ ચલાવેલા નિરંતર વાદવિવાદના સમાચાર મળ્યા. પંડિતજી પાછલે રસ્તે થઈને વ્યાસપીઠ પર દેખાયા કે તરત વિદ્યાર્થીઓએ 'વી વૉન્ટ મહાગુજરાત', 'શહીદો અમર રહો', 'લેકે રહેંગે મહાગુજરાત' એવાં સૂત્રો ઊંચા ઉશ્કેરાયેલા અવાજે પોકારવા માંડયાં. આવા પોકારને વધારે બુલંદ બનાવવાને કેટલાક વિદ્યાર્થીઓ બીજાના ખભા પર ચઢીને તરેહ તરેહના સવાલો

પૂછતા ગયા અને સરકારી માણસો તેમની છબીઓ પાડતા ગયા. વિદ્યાર્થીઓની આવી કાતિલ નીતિ જોઇને પંડિતજી ગુસ્સે થઈને ગધેડા, મુરખ વગેરે અશિષ્ટ વિશેષણથી નવાજતા ત્યારે ચોપાસ કોલાહલ ઘણો વધી જતો. બધો વખત આગલી હરોળમાં ઊભેલા વિદ્યાર્થીઓએ સતત ઘોંઘાટ અને ધમાલ કરીને પંડિતજીને મહાત કર્યા. છેવટે પંડિતજીએ પણ કબૂલ કર્યું: 'મારા પ્રવચનમાં આવી ઝીભાજોડી પહેલાં કદી થઈ નહોતી.'

તેમના તૂટક તૂટક બોલમાં તેમણે વિદ્યાર્થીઓમાં જામતા ફાસીવાદને ખતરનાક ગણાવ્યો. પાર્લામેન્ટના નિર્ણયને સર્વોપરિ ગણી તેને માનવા આગ્રહ કર્યો અને આખા દેશથી અલગ પડવાનાં ભયસ્થાન બતાવ્યાં. વિદ્યાર્થીઓના વિરોધી વર્તન અને સૂત્રોચ્ચારથી પંડિતજી બહુ ગુસ્સે થયા ત્યારે તેમણે આવી રીતે ભાતની સખત ઝાટકણી કાઢી. 'વી વોન્ટ મહાગુજરાત' (અમારે જોઈએ મહાગુજરાત) એ અંગ્રેજી સૂત્રનો પંડિતજીએ વિરોધ કર્યો. વળી તેમણે કહ્યું કે આવા વર્તનથી તમે મને શરમીંદો બનાવી દીધો છે. કાળા વાવટાને કાળા મિજાસની નિશાનીરૂપ ગણીને તેની સખત ટીકા કરી.

વિદ્યાર્થીઓના બેઠા બંડને દાબી દેવાને હાજર રહેલા મોરારજી દેસાઈએ પોલીસને બોલાવવાનો ઈશારો કર્યો અને પંડિતજીએ તરત તેની મના કરી. છેવટે આ સભામાં સતત કલાકથી વધારે વખત સુધી વિદ્યાર્થીઓ સાથે ટક્કર ઝિલ્યા પછી હતાશ થઇને પંડિતજી વિમાનમાર્ગે દિલ્હી રવાના થયા.

તે જ દિવસે દ્વિભાષી રાજ્યના વિરોધમાં મુંબઇની ધારાસભા આગળ સત્યાગ્રહ કરતાં સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિના ૬૫૦ અને મહેન્દ્ર દેસાઇના મહાગુજરાતવાદી ૪૧ ભાઈ–બહેનો પકડાયાં તેથી મહારાષ્ટ્રની અને ગુજરાતની જનતાના સંયુક્ત મોરચાનો પહેલો પરચો સરકારને થયો.

# દ્વિભાષી રાજ્યનો સન્નેપાત

પંડિતજીની મુલાકાત, તેમનાં ભાષણો, પરિષદની સમાંતર સભા અને એકંદર પ્રત્યાઘાતનો આબાદ નીચોડ કાઢતાં 'જનસત્તા'એ બીજે જ દિવસે તેના તંત્રીલેખને અગ્રસ્થાને સંસ્કૃત ગુરુવાક્ય[1] લખ્યું : કોઈ વડીલ પુત્ર અને શિષ્યથી હારી જાય તેથી તેની પ્રતિષ્ઠા ઘટતી નથી પણ વધે છે. દીકરો બાપથી ને ચેલો ગુરુથી સવાયો થાય એમાં તેમની કીર્તિ પ્રાચીનકાળથી ગવાઈ છે. તેમ હવે નેહરુ જેવા મોટા આગેવાનને તેમના દીકરા જેવા જુવાનીઆ અને જનતાનાં લાખો માણસ હરાવે તેમાં જ તેમનું ભૂષણ છે. સારા દેશ ને દુનિયાને હવે ખબર પડી કે દ્વિભાષી રાજ્યના પંડિત નેહરુને ગુજરાતની જનતાએ સ્વયંભૂ પ્રેરણાથી અને અપૂર્વ સંખ્યાબળથી સખત શિકસ્ત આપી—છતાં તેમાં અવિનય કે ગેરશિસ્તનો અંશ માત્ર નહોતો. જનતાપરિષદે આ વિજય હાંસલ કરીને બડાશ મારવામાં જરાય વખત ન ગાળ્યો પંડિતજીની વિદાયને બીજે જ દિવસે મેં નિવેદન કર્યું કે : પંડિતજીની

---

૧. આ શબ્દો બહુ જ સાર્થક હતા, તેમ પ્રાસંગિક પણ હતા. વિદ્યાર્થીઓની સભાના આરંભમાં ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિએ વિદ્યાર્થીઓને કહેલું કે પંડિતજી તમારા પિતા અને ગુરુ સમાન છે. તેથી 'જનસત્તા'નું ગુરુવાક્ય સંપૂર્ણ રીતે ઉચિત બન્યું.

સારીયે મુલાકાતથી ગુજરાતના દિલમાં લાગેલા કારી ઘા જરાયે રુઝાયા નર્થા. મનમાં ઊંડે ઊંડે રાખેલી કંઈક આશાનો ભંગ થતાં મૂળ ઘાની વેદના જલતી રહે છે. તેથી તરત આવતી આઠમીના શહીદદિને ગુજરાતભરમાં સ્વેચ્છાએ હડતાલો પાડવાનું, સરઘસો કાઢવાનું અને સભાઓ ભરવાનું મેં એલાન આપ્યું. દરેક ગામમાં આજ લગી અનામી રહેલા કોઈ ચોકને રોજના વહેવારમાં શહીદચોક નામ આપવાનું પણ લખ્યું.

હવે પંડિતજી જેવા મહાન અગ્રેસર અમદાવાદ આવી ગયા અને છતાં ફરીથી શહીદદિન ઉજવવા જ હડતાલ પાડવાનો કાર્યક્રમ જાહેર થાય, એ કોંગ્રેસી માંધાતાઓને કેમ ગમે ? તેથી તેમના તરફથી ચીમનભાઈ પટેલ અને મનુભાઈ પટેલે એક સંયુકત નિવેદન કરીને અમદાવાદના વિદ્યાર્થીઓએ તેમની જાહેર સભામાં જે કંઈ ધાંધલ કરેલું તેનો ટોપલો માર. પર ઢોળ્યો ! ખાસ તો તેમણે સવાલ પૂછ્યો કે વિદ્યાર્થીઓને સભાની આગલી રાત્રે હું કોમર્સ કોલેજના પ્રિન્સીપાલ દેસાઈને બંગલે શું કરતો હતો ? અર્થાત્ મેં જ વિદ્યાર્થીઓને પંડિતજી સાથે વિતંડાવાદમાં ઉતરવાની દોરવણી આપેલી !

સ્વાભાવિક રીતે આવા નરાતાર ખોટા નિવેદનનો જવાબ મારે આપવો પડયો. મેં તરત જાહેર કર્યું કે કોમર્સ કોલેજના પ્રિન્સીપાલ સુરેન્દ્ર દેસાઈના કુટુંબ સાથે મારે ચાલીસ વરસનો જૂનો સંબંધ છે અને તેથી અમદાવાદમાં હું તેમને ઘેર જ રહું છું. પછી મેં ઉમેર્યું કે મેં તો વિદ્યાર્થીઓને સીધી સલાહ આપેલી કે કાં તો પંડિતજીની સભાનો બહિષ્કાર કરો પણ જો હાજર રહો તો તેમનું ભાષણ શાંતિથી સાંભળજો. આમ મેં તો પંડિતજી સાથે વાક્યુદ્ધમાં ઊતરવાની સલાહ આપી જ નહોતી.

અને તેમણે જે કર્યું તે તેમની પોતાની પ્રેરણાથી જ કર્યું છે. દેખીતી રીતે જનતા પરિષદની ચાર લાખની સભાના વિજયને ધોઈ નાખવા આ ભાઈઓ મેદાને પડયા છે પણ તેમણે સમજી લેવું જોઈએ કે જ્યાં સુધી ગાંધીજી અને સરદારનું મહાગુજરાતનું સ્વપ્ન સિદ્ધ નહિ થાય ત્યાં સુધી આ ધર્મયુદ્ધ ચાલુ રહેશે.

પરિષદના એલાન મુજબ આઠમીએ શહેરમાં હડતાલ પડી અને સવારે લૉ કૉલેજથી શાનદાર સરઘસ નીકળીને લાલ દરવાજા સુધી કૂચ કરીને વિખરાયું; સાંજે લૉ કૉલેજના મેદાનમાં જે શાનદાર સભા થઈ તેમાં મેં કહ્યું કે આજે ટિળકરોડ પર નિશાપોળને નાકે શહીદીના સ્થાને અંજલિરૂપે મૂકેલાં ફૂલ જડસુ પોલીસે ખસેડેલાં તે ઉપરથી એમ લાગે છે કે આઠમી ઑગસ્ટનો કંઈ પાઠ હજી કોઈ અધિકારી શીખ્યા નથી. મહાગુજરાતની નાતિરાતિ વિષે વ્યક્ત થયેલી શંકાઓનો જવાબ આપતાં મેં કહ્યું કે અમે હરિજનોની સેવાને અને ગરીબોની ઉન્નતિને નવા રાજ્યમાં ઊંચું સ્થાન આપીશું. વળી પંડિતજીનાં કોઈ વચનોને અનુલક્ષીને મેં કહ્યું કે અમને કોઈ શેઠિયાઓએ કંઈ રકમ આપી નથી ને અમારું આંદોલન તો જનતા જ ચલાવે છે. છેવટે જરૂર પડે ત્યારે મુંબઈ રાજ્યની જેલો ભરી દેવાની મેં હાકલ કરી.

આ શહીદદિન સુધી પરિષદની બધી કામગીરી મારા ચાર સલાહકારોના સહકારથી ચલાવતો. પંડિતજીના પ્રચારનો મુકાબલો કરવાની ભારે કામગીરીમાં અમે રોકાયેલા રહ્યા. હવે અમારી કમિટીને આપેલી સત્તા મુજબ અમે વ્યવસ્થાપક કમિટીના ૧૩૧ સભ્યો નીમ્યા હતા. તેથી તેમની એક સભા પરિષદના મંત્રીઓ વગેરે અધિકારીઓની અને કારોબારી કમિટીના બીજા પંદર સભ્યો ચૂંટવાને બારમી તારીખે પ્રાર્થનાસમાજના ખંડમાં બોલા-

વવામાં આવી. પ્રમુખ તરીકે હું અને કોષાધ્યક્ષ તરીકે દા. ગણપતરામ પટેલ સર્વાનુમતિથી ચૂંટાયા પછી ઉપપ્રમુખો,[1] મંત્રીઓ અને કારોબારીના સભ્યોની ચૂંટણી પણ સહેલાઈથી પતી ગઈ. ખરેખરો મતભેદ પ્રધાનમંત્રીની ચૂંટણીમાં થયો. એક પક્ષે જયંતિ-દલાલનું અને બીજે પક્ષે મહેન્દ્ર દેસાઈનું નામ રજૂ થયું. સભા-સદોના મત લેતાં બંને બાજુએ ૩૭–૩૭ મત મત નોંધાયા, તેથી વધારાનો મત આપવાની જવાબદારી મારે માથે આવી. મેં તરત જ રાજકારણના અને પ્રચારકાર્યના કાર્યનિષ્ઠ અનુભવી તરીકે જયંતિભાઈને જ મારો મત આપ્યો, તેથી તે પ્રધાનમંત્રી તરીકે ચૂંટાયા.

આથી કેટલાક વર્તુળોમાંથી મારે માથે પિરતાલ પડી. મને પ્રજાસમાજવાદી પક્ષના પક્ષકાર તરીકે ગણવામાં આવ્યો. સામ્યવાદી-પક્ષના ભાઈઓ મારા સખત વિરોધી બન્યા. મને કોઈ પક્ષના શ્રદ્ધાળુ ગણવામાં અન્યાય થયાનું દુઃખ થયું. મેં જયંતિભાઈ સાથે મળીને કારોબારી કમિટીના સભ્યોની સભા બીજે જ દિવસે અમારા કાર્યાલયમાં રાખી.

આ સભા મળી ત્યારે મહેન્દ્ર દેસાઈએ મને એક કાગળ મોકલીને મારા આગલા દિવસની કાર્યવાહી પર સખત આક્ષેપ કર્યાં. ખુલાસા મેં સભામાં જ આપ્યાં. જનતા પરિષદ બિનપક્ષીય હોવી જોઈએ. તે

૧. નીચેના પાંચ ઉપપ્રમુખ ચૂંટાયા:

(૧) હિંમતલાલ શુકલ (૨) વામનરાવ ધોળકીયા (૩) પુરુષોત્તમ-દાસ પટેલ (૪) રામચંદ્ર અમીન અને (૫) નાનુભાઈ અમીન.

૨. નીચેના ત્રણ મંત્રીઓ ચૂંટાયા.

(૧) હરિહર ખંભોળજા (૨) ગંગારામ રાવળ અને (૩) બ્રહ્મ-કુમાર ભટ્ટ.

કોંગ્રેસ વિરોધી તંત્ર ન બનવું જોઇએ. એવું વિધાન મહેન્દ્રભાઇએ કર્યું. મેં જવાબમાં કહ્યું કે આપણી કારોબારીમાં અડધા ઉપરાંત સભ્યો ભિનપક્ષીય છે, વળી અમારી સમિતિમાં મહાગુજરાતની માગ પર જ જુદા પડેલા કોંગ્રેસી ભાઇઓ સામેલ છે, તેથી તેની સામે કંઇ વાંધો લઇ શકાય નહિ. બીજું મહેન્દ્રભાઇએ મારી અને જયંતિભાઇની નીતિરીતિ સામે વાંધો લીધો અને તેના સમર્થનમાં મારી કોઇ ખાનગી વાત રજૂ કરી. મેં તરત જ કહ્યું-કે કોઇની ખાનગી વાત અને અંગત લાગણીને આ જાહેર ચર્ચામાં લાવવી યોગ્ય નથી આમ તેમના બંને મુદ્દાનો જવાબ આપીને મેં કારોબારી કમિટીનું કામ શરુ કર્યું. બંધારણ મુજબ તેમાં વધારાના દશ પૈકી પાંચ સભ્યો ચૂંટાયા. પછી અમદાવાદ જિલ્લાની કમિટી રચવા માટે બબ્બે સભ્યો નીમાયા. પરિષદનું કાયમનું વિગતવાર બંધારણ ઘડવાને આઠ સભ્યોની એક પેટા કમિટી ચૂંટાઇ. પછી પ્રચારકાર્ય, સ્વયંસેવકદળ, વગેરે કામ માટે પણ નાની કમિટીઓ નીમાઇ. પછી જનતા પરિષદનું પહેલું ઔપચારિક અધિવેશન ૮--૯ ડિસેમ્બરે મળવાનું અને દશમી નવેમ્બર સુધીમાં નોંધાયેલા સભ્યો પ્રમુખ–પ્રતિનિધિઓ વગેરેની ચૂંટણીમાં ભાગ લઇ શકશે, એ નક્કી થયું. પછી ગામડાંથી ગુજરાતની કક્ષા સુધીના લવાજમની વહેંચણી વિષે નિર્ણય લેવાયા.

આ કમિટીને ખબર પડી કે નવા દ્વિભાષી રાજ્યની સત્તાનો આરંભ પહેલી નવેમ્બરથી થવાનો છે, તેથી તે માટે જલદ કાર્ય-ક્રમ ઘડવાનો સવાલ અમારી આગળ રજૂ થયો. આ વિષય ઘણો મહત્વનો હોવાથી તેની છણાવટ કરવાને કારોબારી કમિટી ૨૧મી એ મળવાનું નક્કી થયું.

હવે મને પ્રધાનમંત્રી ચૂંટાયેલા જયંતિભાઇની પૂરી

શક્તિનો લાભ મળવા માંડયો. બધાયે તાલુકા અને જિલ્લાના સંગઠન વિષે બધો પત્રવ્યવહાર તેમણે જ હાથમાં લીધો. સભાસદોની નોંધણી માટે પહોંચબુકો છાપવાનું અને મોકલવાનું અને પરિષદનો હિસ્સો ઉઘરાવવાનું કામ પણ તેમણે જ ઉપાડી લીધું. બધા જિલ્લામાં તંત્ર ગોઠવતા ને તેના કાર્યવાહકોને પરિપત્ર પણ તેઓ જ મોકલતા, જિલ્લાઓમાં અલગ સંમેલનો મળતાં, તેની જવાબદારી પણ તેમણે જ ઉપાડી લીધી. હવે સારાયે પરિષદના અને મારા અંગત કાર્ય પર જ હું એકાગ્ર થયો ને તે માટે જરુરી સફર અને ચર્ચા–વિચારણા કરતો ગયો.

પંડિતજીની મુલાકાત પછી નવરાત્રિ દરમિયાન અમદાવાદમાં પોળે પોળ ને શેરીએ શેરીએ ગરબાનું સત્ર શરું થયું ત્યારે અમારા આદેશ મુજબ ચોપાસ મહાગુજરાતના ગરબા ગવાતા ગયા. અસારવા, સરસપુર, ગોમતીપુર જેવાં પરાનાં ગામમાં તેમજ રાયપુર, ખાડિયા, ઝવેરીવાડ વગેરે મોટા ચોકમાં એક સામટી સેંકડો સ્ત્રીઓ અને કન્યાઓ આવા ગરબા ગાતી. કેટલાક સ્થાનિક કવિઓએ અને શંભુમહારાજ જેવા ભક્તજનોએ મહાગુજરાતની માગણીને આવરી લેતા ગરબા જોડીને લાઉડસ્પીકર પર તે મધરાત સુધી ગવડાવતા અને સેંકડો બહેનો ઘણી હોંશથી તે ઝીલતી. અમદાવાદના રાહે ગુજરાતનાં મોટાં શહેર–ગામડાંઓમાં પણ આવા જ નવા જોડેલા ગરબા ગવાતા. આમ મહાગુજરાતનો સંદેશ શહેરમાં અને નાનાં ગામડાઓમાં પહોંચતો ગયો.

પરિષદની લાખ્ખોની સમાંતર સભાથી અને પંડિતજી સાથે વિદ્યાર્થીઓના પ્રચંડ વાક્યુદ્ધથી કોંગ્રેસીઓ ખુબ અકળાયા હતા. પરિષદનો પ્રતિકાર કરવાને હવે સંતબાલજીએ ગુજરાત કોંગ્રેસના પૂરા પીઠબળથી ભાલનળકાંઠાના ખેડૂતોની રાષ્ટ્રધ્વજ સમેત

શિસ્તબદ્ધ કૂચ અમદાવાદ શહેરમાં કાઢવા માંડી. આ કૂચના માણસો મહાગુજરાત અને શહીદોનાં વિરોધી સૂત્રો ઉચ્ચારતા અને લોકોની લાગણી ઉશ્કેરતા. આ ખેડૂતો શહેરમાં ફરીને કોઈ શ્રદ્ધાળુ કોંગ્રેસીને ઘેર જમવા રોકાતા અને ત્યાં વળી બરાબર છાવણી નાંખીને મહાગુજરાત વિરોધી પ્રચાર કરતા. ગામડાંના કિસાનોની કૂચની જાહેરાત પહેલેથી છાપામાં થતી અને તેમના ભોજનના યજમાનોને પણ બિરદાવવામાં આવતા.

ઓકટોબરની અધવચમાં ઈરાદાપૂર્વક શરુ થયેલી આ પ્રવૃત્તિથી પહેલાં તો અમે તાજ્જુબ થયા. તેની નિષ્ફળતાની અમને પૂરેપૂરી ખાતરી હતી પણ થોડા દિવસમાં તેના અનિષ્ટ પરિણામ આવતાં વાર ન લાગી. એક દિવસે આવી પ્રચારક ટુકડી શહેરમાં કૂચ કરતી નીકળી ત્યારે તેમના વિરોધી સૂત્રોથી ગુસ્સે થયેલા કોઈ લોકોએ તેમને હેરાન કર્યાના અને તેમના રાષ્ટ્રધ્વજનું અપમાન થયાનાં સમાચાર પ્રગટ થયા. તેથી પરિષદના મુખ્યમંત્રી તરીકે જયંતિભાઈએ જાહેર કર્યું કે છાપાની બિના સાચી હોય તો તે દુઃખદ છે, મહાગુજરાતના આંદોલનને એથી ધોખો પહોંચે છે; આમ ગુજરાતની પ્રજાના સંયમ અને સૂઝની કસોટી થઈ રહી છે અને તેમાંથી કશુંય ગુમાવવાનું પાલવે એમ નથી.

સંતબાલજીએ શરુ કરેલી કૂચને ધોરણે બીજા ગામો પણ કોંગ્રેસી ખેડૂતોની કૂચ અમદાવાદ શહેરમાં યોજતા ગયાં અને તેના પરિણામે કંઈક કંઈક અથડામણ થતી ગઈ. તેથી અમે પણ મહાગુજરાતવાદી ગામડાંમાંથી ખેડૂતોની કૂચ શહેરમાં યોજવા માંડી અને અમારી ટુકડીઓ વધારે જંગી અને પ્રભાવશાળી બનતી ગઈ, ત્યારે કોંગ્રેસીઓની આ પ્રવૃત્તિ ઓસરતી ગઈ.

દ્વિભાષી રાજ્યની રીતસરની સ્થાપના અંગે પરિષદના કાર્યક્રમનો વિચાર કરતા હતા, તેવામાં ૧૬મી ઓકટોબરના રોજ નવા

રાજ્યના કોંગ્રેસપક્ષના આગેવાનની ચૂંટણીના સમાચાર ઘણાં રસથી વાંચ્યા. નવા રાજ્યમાંથી જૂના મુંબઈ રાજ્યનું કર્ણાટક બાકાત થયું, ત્યારે તેમાં મરાઠાવાડ અને સૌરાષ્ટ્ર ઉમેરાયાં, તેથી વિધાન-સભામાં મરાઠીભાષી પ્રજાની જંગી વધુમતિથી આગેવાનોની ચર્ચા ચાલી ત્યારે જૂના પંતપ્રધાન મોરારજીભાઈએ હંમેશના અભિમાનથી સર્વને જણાવી દીધું કે હું સર્વાનુમતિથી આગેવાન ચૂંટાઉં તો જ એ પદ સ્વીકારીશ. બાકી વધુમતિથી હું ચૂંટાવા માગતો નથી. તેથી મહારાષ્ટ્રના સભ્યોએ તરત તેમનો કાંકરો કાઢી નાંખીને પોતાના જ પ્રતિનિધિને ચૂંટવાનું નક્કી કર્યું, છેવટે બે ઉમેદ-વારો આગેવાની માટે ખડા થયા : યશવંતરાવ ચવાણ અને ભાઉ-સાહેબ હીરે. તેમને અનુક્રમે ધારાસભ્યોના ૩૩૩ અને ૧૧૧ મત મળતાં ચવાણ પ્રચંડ વધુમતિથી ચૂંટાયા. તેથી તેમના શિરછત્ર નીચે થોડા દિવસમાં નવી સરકારનું પ્રધાનમંડળ રચાવાનું હતું અને તેની જ સામે મોરચા માંડવાની ઘડી અમારે માટે આવી પહોંચી.

અમારી દૃષ્ટિથી મોરારજીભાઈની રવાનગીથી અમારો વિરોધ વધારે સકારણ બન્યો. એક ગુજરાતી દ્વિભાષી રાજ્યના પંતપ્રધાન રહે ત્યાં સુધી તેનું ખરું સ્વરૂપ પ્રગટ થાય નહિ; હવે જ્યારે બે મહારાષ્ટ્રીયન અગ્રેસરોમાંથી એક ચૂંટાયા ત્યારે તેમની જંગી વધુમતિની તાબેદારી સામે ગુજરાતનો વિરોધ સકારણ બન્યો. હવે કાળી ચૌદશની રાતે દ્વિભાષી રાજ્યની સોગંદવિધિ થવાની હતી, તેથી તે રાજ્યની સ્થાપના અંગે પરિષદનો કાર્યક્રમ ઘડવા અમારી કમિટી ૨૧મી તારીખે મળી ત્યારે અમારા દિલમાં નવી લડતનો આવેશ ઘણો ઉગ્ર બન્યો.

અમારાં નિવેદનો અને ભાષણોમાં અમે ક્યારનુંય કહેવા માંડયું હતું કે, કાળી ચૌદશની અંધારી રાતે જે પ્રધાનમંડળ

રચાશે તેને અપશુકનિયાળ ગણીને દિવાળીમાં ગુજરાતભરમાં શોક પાળવો અને દીપમાળા સળગાવવાનું અને દારૂખાનું ફોડવાનું બંધ કરવું.[1]

આ ઘોષણા ઘણી પ્રચલિત થયેલી હોવાથી અમારી કમિટીએ નીચેનો કાર્યક્રમ નક્કી કર્યો.

(૧) ૩૧ ઓકટોબરને ધનતેરસે રાતના ગુજરાતભરમાં મશાલ-સરઘસ કાઢવાં અને તેમાં નક્કી કરેલાં સૂત્રો[1] જ પોકારવાં.

(૨) પહેલીએ દ્વિભાષી રાજ્યની રચના થવાની હતી, તેના વિરોધમાં હડતાલ પાડવી, સરઘસ કાઢવાં અને જાહેર સભા ભરવી.

(૩) એ સભામાં લેવાની જાહેર પ્રતિજ્ઞા પણ નક્કી કરવામાં આવી. તેમાં દ્વિભાષી રાજ્યના વિરોધની ભૂમિકા પર મહાગુજરાતના એકભાષી રાજ્યની માગણી કરીને છેવટે નીચેની કડક પ્રતિજ્ઞા નક્કી કરી : 'આથી આ સભા મહાગુજરાતના રાજ્યની સ્થાપના કરવાનો અને તેની પ્રાપ્તિ અર્થે શાંતિમય તેમજ બંધારણીય માર્ગે સર્વ પગલાં લેવાનો નિર્ધાર કરે છે. આવતી સામાન્ય ચૂંટણીઓમાં તેમજ બીજી ચૂંટણીઓમાં મહાગુજરાતના મુદ્દા ઉપર ઊભા

---

૧. અમદાવાદમાં તો દારૂખાનાનો બહિષ્કાર અસરકારક નીવડ્યો. કેટલાક વેપારીઓ ચેતી ગયા તેથી તેમણે પહેલેથી જ દારૂખાનું મંગાવ્યું જ નહિ—જેમણે મંગાવ્યું તેમને ભારે ખોટ ખમવી પડી. એકંદરે દારૂખાનાના જે પૈસા વિદ્યાર્થીઓએ બચાવ્યા તે કેટલાકે શહીદફાળામાં આપ્યા.

૧. 'સીધી સાદી એક જ વાત અમને જોઈએ મહાગુજરાત' 'મહાગુજરાત લે કે રહેંગે.' 'ગોળીબારની તપાસ કરો' આ સૂત્ર મુખ્ય હતાં.

રહેલા ઉમેદવારોને સંપૂર્ણ ટેકો અને સહકાર આપવાની અમો પ્રતિજ્ઞા લઇએ છીએ.'

ઉપરાંત પહેલી તરીખે દ્વિભાષી રાજ્યની સ્થાપના સામે વિરોધ વ્યક્ત કરતું નિવેદન સરકારી કચેરીએ પહોંચાડવાનું ઠરાવવામાં આવ્યું. વળી બીજા ઠરાવથી ૧૦મી નવેમ્બર સુધી જે સભ્યો નોંધાય તેમના તરફથી ચૂંટાયેલા પ્રતિનિધિઓ અને પ્રમુખ સમેત પરિષદનું રીતસરનું પહેલું અધિવેશન ૮–૯ ડિસેમ્બરના રોજ અમદાવાદમાં બોલાવવાનું નક્કી થયું. પછી પરિષદના પ્રચાર અને વ્યવસ્થા વિષે જરુરી નિર્ણયો કરીને કારોબારીની સભા પૂરી થઇ.

આ ઠરાવોના પ્રચાર માટે જરુરી કામકાજ પતાવીને હું ૨૫મીએ દહેગામ ઉપડયો. ત્યાં ભેગા થયેલા હજારો ખેડૂતોને જોઇને મેં કહ્યું કે મહાગુજરાતની ખરેખરી જરુર તો તમારે જ છે. શહેરનાં ભણેલા અને સુખી લોકો તો મુંબઇ જઇને પોતાનાં કામ કરાવી શકે છે પણ ખેડૂતો તો ગુજરાતનું રાજ્ય અમદાવાદમાં હોય તો સવારે ત્યાં જઇને સાંજે કામ પતાવીને ઘેર પાછા આવી શકે. વળી આ સભામાં ધનતેરસને દિવસે સરકારના અંધેરને છતું કરવાને મશાલ સરઘસ કાઢવાની હાકલ કરી. પછી પ્રાંતિજની સભામાં મેં કહ્યું કે,: આવતી ચૂંટણીમાં આપણી માગણી પર ચૂંટણીઓ જીતીને આવતી દિવાળી સુધીમાં તો મહાગુજરાત જરુર લઇશું. ત્યાંથી ઇડર જઇ મેં કહ્યું કે સો વરસથી ગુજરાતનું શોષણ થયું છે, તે હવે અટકાવવાનો અમારો દૃઢ નિશ્ચય છે.

તા. ૨૬મીના રોજ અમારા શહેર સમિતિના અગ્રણી બ્રહ્મકુમાર ભટ્ટની સાથે મેં સિદ્ધપુરની મુલાકાત લીધી ત્યારે સાત

બળદનાં ગાડામાં અમને બેસાડીને ગામમાં સરઘસાકારે ફેરવવામાં આવ્યા. સરઘસ દરમિયાન અમારા પર ઠેર ઠેર ફૂલની માળાઓનો વરસાદ વરસાવવામાં આવ્યો, તેથી અમારું ગાડું તો ભરચક ભરાઈ ગયું. છેવટે હજારોની સભા શહેરમાં અને પાસેના ગામમાં મળી, તેમાં અમે કહ્યું કે મહાગુજરાતના રાજ્યમાં પ્રધાનો આપણા હશે અને વહીવટ આપણી ભાષામાં ચાલશે. પછી ટૂંકમાં પરિષદનો પૈગામ સંભળાવ્યો અને મશાલ સરઘસનો અને હડતાલનો નવો કાર્યક્રમ સમજાવ્યો.

દિવાળીના દિવસમાં મશાલ સરઘસ કાઢવાનો અમારો કાર્યક્રમ અમદાવાદના કલેક્ટર હિરેડીયાના દિલમાં બહુ ખટકયો. તેમણે મુંબઈ સરકાર અને સ્થાનિક અધિકારીઓ સાથે મસલત કરીને આવા સરઘસની મનાઈ ફરમાવવાનું ઠરાવ્યું. પછી મને અને પરિષદના બીજા આગેવાનોને તેમણે પોતાનો નિર્ણય સમજાવવાને બોલાવ્યા. ટૂંકમાં તેમણે રાજકીય ભૂમિકા પર નહિ પણ શાંતિ અને સુવ્યવસ્થાની દષ્ટિથી જ ચર્ચા કરી. અમદાવાદ શહેરમાં દુકાનોમાં ભરચક કાપડ અને દારૂખાનું ભરેલું હોય તેથી ગમે ત્યાં તે અને ગમે તેટલા માણસો ખુલ્લી સળગતી મશાલો લઈને રાતે રાજમાર્ગો પર ફરે તેમાં જાનમાલનું ભારે જોખમ રહેલું છે; તેથી સરકાર કોઈપણ સંજોગોમાં આવાં સરઘસ ફેરવવાની પરવાનગી આપી શકે નહિ.

સામે અમારી દલીલ પણ સ્પષ્ટ હતી. અમે અમારી પોળો કે વિસ્તારમાંથી નીકળીશું, ત્યારે અમારા ચુનંદા અને કસાયેલા સ્વયંસેવકો રસ્તા વચ્ચોવચ શાંતિથી મશાલો લઈ પસાર થશે; તેમને કોઈ દુકાન પાસે જવાનું નથી, તેથી કંઈ અકસ્માત થવાનો સંભવ નથી; ઉલટું ઘણીયે કાપડની અને દારૂખાનાની દુકાનોમાં ઉઘાડા દીવા સળગતા હોય છે તોયે ભાગ્યે જ આગ સળગે

છે; તેથી અમારી નેકી અને શાંતિમય નીતિ પર વિશ્વાસ રાખીને તેમણે અમને મશાલ સરઘસની પરવાનગી આપવી જોઈએ.

આમ સામસામી દલીલો ઘણો વખત ચાલી પણ મતભેદ જરાયે નરમ પડયો નહિ. છેવટે કલેકટરે સૂચવ્યું કે સરઘસનો માત્ર એક જ આગેવાન મશાલ લઈને ચાલે તો સરકાર પરવાનગી આપવાનો વિચાર કરે, પણ આ વાત અમે તરત નામંજૂર કરી, તેથી સરકાર સાથે સંઘર્ષ અનિવાર્ય લાગ્યો.

પછી અમે પરિષદના કાર્યાલયમાં છેવટનો નિર્ણય લેવાને ભેગા મળ્યા. કેટલાક ભાઈઓના મનમાં વસવસો હતો કે જો પોલીસ આપણાં સરઘસ પર તૂટી પડશે તો શહેરમાં અશાંતિ વધી પડશે. ઘણા ભાઈઓની સામસામી દલીલો સાંભળ્યા પછી બ્રહ્મકુમાર ભટ્ટે પૂરી નિશ્ચયાત્મક વાણીમાં કહ્યું કે અમદાવાદની પ્રજાનો મિજાજ જોતાં આજની ઘડીયે સરકાર કંઈ આંધળીયાં કરી શકે એમ નથી. તેથી પૂરી આત્મશ્રદ્ધાથી આપણે અમદાવાદમાં અને બહાર આપણો કાર્યક્રમ પાર પાડવો જ જોઈએ. આ નિર્ણય મંજૂર કરીને અમે અખબારોમાં પરિષદનો કાર્યક્રમ જાહેર કર્યો. પોત પોતાના વિસ્તારમાં કામે વળગી પડયાં.

ધનતેરસની સવાર પડી ત્યારે અમારાં નિવેદન પ્રગટ થયાં તેની સાથે શહેરના દરેક વોર્ડના સરઘસના માર્ગો પણ જાહેર થયા. પણ મારા મનમાં સરઘસના પરિણામ વિષે કંઈ ચિંતા રહી. સવારથી જ ઘણી પોળોને નાકે શહીદોની યાદમાં દીવા પ્રકટાવ્યા હતા, તે રાત પડી ત્યારે દિવાળીની રોશનીના અભાવે ખાસ પ્રકાશથી ઝળકી રહ્યા. રાત્રે હું ખાડિયાના સરઘસની આગેવાની લેવાને બ્રહ્મકુમારને ઘેર ગયો ત્યારે પોલીસની કોઈ ધમાલ જોઈ નહિ. તેમને ઘેર પહોંચ્યો ત્યારે પોળમાં સંખ્યાબંધ મશાલો લઈને

સ્વયંસેવકો તૈયાર ઊભા હતા. નક્કી કરેલા વખતે હું પ્રહ્લકુમારની સાથે સરઘસને મોખરે ગોઠવાયો, ત્યારે મારા હાથમાં ખાસ ચાંદીની બનાવેલી સળગતી મશાલ મૂકવામાં આવી. પછી સેંકડો સ્ત્રી-પુરુષો અને બાળકો સાથે અમારું સરઘસ ખાડિયાના રસ્તા પરથી પસાર થયું, ત્યારે અમને અને મશાલોને કેટલાયે ફૂલહાર અર્પણ થયા. ચોપાસ રાજમાર્ગ અમારાં સૂત્રોથી ગાજી રહ્યા ત્યારે નક્કી સમજાયું કે અહીંઆં તો સરકાર અમારા સરઘસને રોકટોક વિના જવા દેશે. પછી અમે દોઢેક કલાક સુધી ધીમે ધીમે ચાલતા ખાડિયા ચાર રસ્તા આગળ પહોંચ્યા ત્યારે સર્વ સાથીઓ એક ટોળું વળીને ઊભા રહ્યા અને અમે આજના કાર્યક્રમની સફળતા માટે સર્વનો આભાર માન્યો અને આવતી કાલે સવારથી સખત હડતાલ પાડીને સારાયે કાર્યક્રમમાં સમેલ થવાની સૂચના આપી. પછી બધી મશાલો બૂઝાવીને અને મહાગુજરાતના સૂત્રો પોકારીને અમે વિખરાયાં.

આવી રીતે શહેરના અનેક વોર્ડમાં જે મશાલ સરઘસો નીકળ્યાં તે તેના નિશ્ચિત રસ્તે ફરીને શાંતિથી વિખરાયાં. હું ખાડિયાથી રિક્ષામાં બેસીને એલીસબ્રીજ પરથી પસાર થતો હતો ત્યારે એ વોર્ડનું સરઘસ રાજમાર્ગ પરથી નદીના તટ તરફ નીચે ઊતરતું જોયું.

આમ સરકારના હુકમનો ભંગ કરીને આદરેલો કાર્યક્રમ નિર્વિઘ્ને પુરો થયો તેથી અમે બહુ ખુશી થયાં.

પહેલીએ સવારે છાપામાં અમારાં અને બીજા શહેરનાં મશાલ સરઘસના હેવાલ જોયા, તેની સાથે પાલનપુર વગેરે ઠેકાણે એવા સરઘસના કાર્યકરોની ધરપકડના હેવાલ પણ વાંચ્યા. વળી અમે હડતાલનું એલાન આપેલું તેથી શહેરમાં બધાં બજારો, દુકાનો વગેરે બંધ હતાં તે જોઈને સંતોષ થયો. સરઘસ પુરુષોત્તમ મિલનાં

કંપાઉન્ડથી[1] નીકળવાનું હતું. ત્યાં પહોંચ્યો ત્યારે મોટો જનસમુદાય એકત્ર થયો હતો. સરઘસમાં મારી સાથે મહામંત્રી જયંતિ દલાલ, વકીલ વામનરાવ ત્રોળકીયા, દાકતર ગણપતરામ પટેલ વગેરે અગ્રેસરો હતા. આ સરઘસ ટિળકરોડ પરથી ચાલવા માંડયું ત્યારે તેમાં હજારો માણસ ઊભરાતાં તે લગભગ એક માઇલ લાંબુ થઈ ગયું. તે લાલદરવાજે પહોંચ્યું ત્યારે મહાગુજરાતના સૂત્રો પોકારીને વિખરાયું. તે વખતે કોંગ્રેસભવન આગળ શહીદસ્થાને સરઘસાકારે જવાની મનાઈ હતી, તેથી તે રસ્તા પર ખાસ સ્વયંસેવકોની હરોળ જમાવીને કોઈને ભૂલેચૂકે પણ તે તરફ જતા અમે રોકતા.

તે જ દિવસે કાળી ચૌદશની રાતે દ્વિભાષી રાજ્યના પ્રધાનોનો સોગંદવિધિ થવાનો હતો, તેમાં ૭ ગુજરાતી પ્રધાનો હતા તેનું અમને દુઃખ હતું. રાજસ્થાનમાંથી લોકસભામાં ચૂંટાયેલા જે ગુજરાતી સભ્ય ઉમાશંકર ત્રિવેદીએ[1] સંસદમાં દ્વિભાષી રાજ્યની રચનાનો સખત વિરોધ કરેલો તે અમારી સભામાં ખાસ આમંત્રણથી આવી પહોંચ્યા. સાંજે ૬ના સુમારે સભાસ્થાને શાનદાર મેદની જામી એટલે હંમેશ મુજબ મહાગુજરાતના અને શહીદોના ગીતથી સભા શરૂ કરવામાં આવી.

સભાના પ્રમુખસ્થાનેથી બોલતાં, સરકારમાંથી મોરારજીભાઈની

---

૧. હાલ નવી મસ્કતી માર્કેટ બાંધવામાં આવી છે, તે સ્થળે ઘણાં વરસ પર ત્યાં મિલ હતી, તે બંધ પડેલી પછી તેના મેદાનમાં વખતો વખત જાહેર સભાઓ ભરાતી.

૧. તે વખતે ઉમાશંકર સંસદના જનસંઘ પક્ષના અગ્રણી હતા, સન ૧૯૫૭ પછી તેઓ સંસદમાં ચૂંટાયા નહિ. હાલ જનસંઘની નીતિ રીતિ સાથે મતભેદને કારણે તેમાંથી છૂટા થયા છે.

ગેરહાજરીને અનુલક્ષીને મેં કહ્યું કે હવે ગુજરાતમાં કોંગ્રેસને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, અને આપણને દ્વિભાષી રાજ્યનું વાસ્તવિક રુપ હવે દેખાયું છે. વળી નવા પંતપ્રધાન ચવાણ તો એકભાષી રાજ્યના જૂના હિમાયતી તરીકે સંયુકત મહારાષ્ટ્રની લડતના સ્વયં-સેવકોને ગઈકાલે જ જેલમાંથી છોડી મુકયા છે તો તેઓ હવે ગુજરાતના કેદીઓને પણ છોડી મુકશે અને આપણું આંદોલન ચલાવવાને માટે પૂરી છૂટ તેમની પાસેથી હકકભેર માગીએ છીએ. તે જ દષ્ટિથી તેમણે ગુજરાતના બધા ગોળીબારની અદાલતી તપાસ કરાવવી જોઈએ. છેવટે મેં આજની દિવાળીને હોળી તરીકે વર્ણવીને મહાગુજરાત હાંસલ ન થાય ત્યાં સુધી દિવાળી ન જ ઉજવવાનું એલાન કર્યું.

'જયંતિ દલાલે, વિનોદીની નીલકંઠે વગેરે વકતાઓએ મહા-ગુજરાતની માંગના જુદાં જુદાં પાસાં પર વિવેચન કર્યું. મુખ્ય મહેમાન ઉમાશંકરે કહ્યું કે ત્રિરાજમાંથી મહાદ્વિભાષી રાજ્ય થયુ તે માટે તો જેમને જવાહરલાલજી આગળ મોટા દેખાવું હતું તેમણે જ આગળ પડીને સહીઓ લીધી અને સરકારને નીતિ બદલવાની તક આપી.

આ સભાના આદેશ મુજબ દિવાળીના દિવસ માટે અમદા-વાદના લોકોને સૂચના અપાઇ હતી કે ઘેર ઘેર માત્ર ઝાક ઝમાળ રોશની ન કરવી—માત્ર શહીદોના માનમાં એક દીવો જ કરવો, પોળ કે મહોલ્લામાં શહીદોની અમર યાદમાં ૨૪ દીવા પ્રકટાવવા, રંગોળીમાં મહાગુજરાતનો નકશો દોરીને સૂત્ર લખવાં અને ફટાકડા તો ન જ ફોડવા. આ સૂચનાઓ સારાયે ગુજરાતમાં અને ખાસ કરીને નડિયાદ, કલોલ જેવા શહીદીનાં શહેરમાં લોકોએ ચીવટથી પાળી. આવી રીતે નવા વરસના આરંભે દ્વિભાષી રાજ્ય સામે સખત પીસ્તાળ પાડીને અમે નવી લડતનો આરંભ કર્યો.

પણ હવે આટલાથી જ અમને સંતોષ થાય એમ નહોતું. ત્યાં સુધી અમે સરકાર સાથે સીધી અથડામણ ટાળવા માટે શહીદદિને અમારું સરઘસ લાલ દરવાજાના મેદાન આગળ જ વિખેરી નાખતા પણ હવે તો કાળમુખું દ્વિભાષી રાજ્ય સ્થપાઇ ગયું, તેથી હવે તેની સામે રીતસર અહિંસક સંગ્રામ ખેલવાનો અમે નિશ્ચય કર્યો. તરત અમદાવાદ શહેર સમિતિએ ૮ નવેમ્બરના શહીદ દિને જ સવારે ૨૪-૨૪ સ્વયંસેવકોની બે ટુકડીઓ થોડા થોડા વખતને અંતરે શહીદીને સ્થાને સત્યાગ્રહ કરવાને મોકલવાનું ઠરાવ્યું. આ જાહેરાત થતાં આખા શહેરમાં વળી નવું જોશ ફેલાયું. તે દિવસે વહેલી સવારથી સત્યાગ્રહ નિહાળવાને સેંકડો માણસો કોંગ્રેસભવન પાસે ભેગાં થયાં. સમિતિના કાર્યક્રમ મુજબ વહેલી સવારે ઘણા વોર્ડમાં પ્રભાતફેરીઓ કાઢવામાં આવી અને જે અગીયાર ઠેકાણે શહીદો અમર ગતિને પહોંચેલા ત્યાં પુષ્પાંજલિ અર્પણ થઇ. પછી હરિપ્રસાદ વ્યાસની આગેવાની નીચે વાસુદેવ ત્રિપાઠી, બિરાદર હનુમાનસીંગ વગેરે ૨૪ સત્યાગ્રહીઓની પહેલી ટુકડી બરાબર સાડા આઠ વાગે કોંગ્રેસભવન પાસે પહોંચી અને તેઓ પુષ્પાંજલિ અર્પણ કરતાં હતાં તેવામાં જ તેમની ધરપકડ થઇ. વજુભાઇ શુકલની આગેવાની નીચે દિનકર મહેતા, નલીનીબહેન મહેતા સહિત ૨૪ સ્વયંસેવકોએ કૂચ કરીને સવા દશ વાગે તે જ સ્થળે સત્યાગ્રહ કર્યો. આ બંને ટૂકડીના પકડાયા પછી સાંજે સાત વાગે છોડી મુકવામાં આવી.

હવે અમારી લડતને આગળ ધપાવવાને અમારે આવતી સાલની સામાન્ય ચૂંટણીનો મોરચો જ સર કરવાનો હતો અને તે પહેલાં અમારે કાચા બંધારણ મુજબ સભ્યો નોંધીને તેમના મતથી ચૂંટાયેલા પ્રતિનિધિઓની પહેલી પરિષદ બોલાવવાની હતી.

પહેલાં તો ૧૦મી નવેમ્બર સભ્યો નોંધાવાનો આખરી દિવસ હતો પણ દ્વિભાષી રાજ્ય સામે આંદોલન ચલાવતાં એ ઠંડા કામ માટે પુરો વખત મળ્યો નહોતો. તેથી દશમીએ મળીને હવે સભ્યો ૨૭મી નવેમ્બર સુધી નોંધવાનું અને તેવી રીતે થયેલા સભ્યોની યાદીઓ મધ્યસ્થ કચેરીએ વખતસર મોકલવાનું ઠરાવવામાં આવ્યું. તેની સાથે જનતા પરિષદનું પહેલું અધિવેશન ૨૯–૩૦ ડિસેમ્બરના રોજ અમદાવાદમાં ભરવાનું નક્કી થયું. પછી પ્રતિનિધિઓની જિલ્લા, તાલુકાની અને મહાસમિતિ ચૂંટવાના જે નિયમો ઘડાયા તે મુજબ ૨૩મી ડિસેમ્બરે ગુજરાતભરના પ્રતિનિધિઓની સભા મેળવીને પરિષદના પ્રમુખની ચૂંટણી કરવાનું ઠરાવવામાં આવ્યું.

અમારી કારોબારીની બેઠકનું કામ પતાવીને હું જિલ્લાઓના પ્રવાસે ઉપડ્યો. ભાવનગરમાં મેં કહ્યું કે મહાગુજરાત હાંસલ કરવાનો અફર નિર્ધાર જાહેર કરવાને આપણે જવાહરલાલજીને અને મુંબઈ સરકારને કહ્યા બાંધીને આખરીનામું આપીશું. દ્વિભાષી રાજ્યના ધારાસભ્યોની બેઠક પહેલીવાર ૧૯મી[1]એ મુંબઈમાં મળવાની હતી, તે ટાંકણે મેં જાહેર કર્યું કે આ રાજ્યના પાયામાં-જ વચનભંગ છે, તેથી પ્રજાની આકાંક્ષાઓનું પ્રતિબિંબ પાડી શકશે નહિ. તથા તેનો વિરોધ કરવાને ગામે ગામ સભાઓ ભરવા મેં અપીલ કરી. ચૌદમી નવેમ્બરનો દિવસ નેહરુ જન્મદિન તરીકે

---

૧. તે અરસામાં અમેરિકાના જગવિખ્યાત 'ન્યુયોર્ક ટાઈમ્સ' પત્રે લખ્યું કે 'જનતા કરફ્યુ'નું જે શસ્ત્ર ૧૪ વરસ પહેલાં અંગ્રેજ સરકાર સામે વપરાયું હતું, તે પહેલીવાર દેશની સરકાર સામે વપરાયું છે. તેથી નેહરુ, મોરારજી દેસાઈ વગેરે આગેવાનો ચિંતામાં પડી ગયા છે.

અમદાવાદમાં ઉજવાયો.[૨] તે જ દિવસે અમરેલીની હજારોની સભામાં મેં કહ્યું કે લોકશાહીમાં કશું અફર નથી અને મોટી પાર્લામેન્ટે ઘડેલા દ્વિભાષી રાજ્યને જનતાની ચૂંટેલી સર્વોચ્ચ પાર્લામેન્ટ જરુર ફેરવશે. રાજકોટની જંગી સભામાં મેં ટંકાર કર્યો કે પ્રજાના અવાજને રુંધીને રચાયેલું રાજ પ્રજાહિત કરી શકશે નહિ. ભૂજમાં મળેલા મહાગુજરાત સંમેલનમાં મેં કહ્યું કે જે શહીદોના લોહી રેડાયાં છે તેમની ખાંભીઓ બહાર નહિ પણ અમારા દિલમાં ચણાઈ છે. પછી ઉંઝા, સુરત અને બાલીસાણા ગામે મળેલી સભામાં મેં પરિષદનો કાર્યક્રમ સમજાવ્યો. સારાયે પ્રવાસમાંથી પાછા ફરતાં મેં નિવેદન કર્યું કે સોરાષ્ટ્ર-કચ્છ સમેત ગુજરાતની વિરાટ શકિત હવે જાગી છે તે દ્વિભાષી રાજ્યને બંગાળના અખાતમાં ધકેલી દેશે.[૧]

તે અરસામાં ૧૮મી તારીખે કાલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યની જયંતી ઘણે ઠેકાણે ધનવન્ત ઓઝાની અપીલને અનુસરીને ઉજવાઈ. તેમના અમર ગ્રંથના અભ્યાસીઓ જાણે છે કે સારા ભારતના નકશા પર ગરવી ગુજરાતની તેમણે પ્રતિષ્ઠા કરી. મહાગુજરાતના આંદોલનને

---

૧. તે દિવસે કાલુપુરમાં બાળકોએ સરઘસ કાઢયું. તેમાં નેહરુને ચીમકી આપી.

૧. એવામાં કાર્તક સુદ પૂનમને દિવસે ગુજરાતમાં મોટા મેળા ભરાતા. એ વખતે શુકલતીર્થ, વૌઠા, વડતાલ, સિદ્ધપુર અને ડાકોરના મેળામાં મહાગુજરાતનો પ્રચાર કરવાને તંબુ અને મંડળ બંધાયા અને સ્થાનિક કાર્યકરોએ ભાષણો કર્યાં તેને સારો આવકાર મળ્યો.



શહીદોને પુષ્પાંજલિ : શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક, શ્રી. હરિહર ખંભોળજા, ડૉ. ગણુપતરામ પટેલ, શ્રી. વિનોદ શુક્લ, શ્રી. દિનકર મહેતા વગેરે.

લીધે કવિ નર્મદની જેમ હેમચંદ્રાચાર્યની જયંતી ઉજવાઇ, એ ગુજરાતના સંસ્કાર જીવનનો વિકાસ સૂચવે છે.

દરિયાપુરમાં વાડીગામને નાકે બચુભાઈ નામનો બાળક ૯ ઓગસ્ટના રોજ[1] ગોળી ખાઈને ઈસ્પિતાલમાં રીબાતો હતો તે ૧લી ડિસેમ્બરના રોજ શહીદ થયો. એ બાળક પોળને નાકે ટોળાં વિખરાયા પછી કુતૂહલથી ઊભો હતો ત્યારે તેને શેતાની પોલીસની ગોળી વાગી હતી. તેમની વીરગતિને અંજલિ આપવાને આઠમીના શહીદદિને લો કૉલેજના મેદાનમાં એક વિશાળ જાહેર સભા ભરાઇ તેમાં તેમને અને સર્વ શહીદોને શાનદાર શ્રદ્ધાંજલિ અપાઈ.[1]

વળી ડિસેમ્બર માસનો શહિદદિન પણ નવી રીતે પાળવાનું ઠરાવવામાં આવ્યું. મહામંત્રીના પરિપત્ર મુજબ અમદાવાદ, કલોલ અને નડિયાદનાં જે શહેરોમાં શહીદી થઈ છે, ત્યાંથી સ્વયંસેવકો એક મહાજ્યોત લઈને પદયાત્રા કરીને પાસેના ગામે અને પછી બીજા જિલ્લામાં પહોંચાડે. આઠમીએ અમદાવાદ શહેરથી નીકળેલી મહાજ્યોત એકબાજુ સાબરકાંઠા અને બીજી બાજુ અમદાવાદ જિલ્લો પુરો કરીને ઝાલાવાડ અને સૌરાષ્ટ્રમાં પહોંચે. તા–૧૦મીએ કલોલથી નીકળેલી મહાજ્યોત મહેસાણા જિલ્લો બનાસકાંઠા અને ત્યાંથી કચ્છ પહોંચે. તા.૧૧મી એ નડિયાદથી નીકળેલી મહાજ્યોત

---

૧. તે દિવસથી 'મહાગુજરાત' સાપ્તાહિક 'જય મહાગુજરાત' નામથી પ્રગટ થવા માંડયું. કારણ કે જુના નામે બીજું એક સાપ્તાહિક ગુજરાતમાં પ્રગટ થતું હતું.

૧ તે વખતે પરિષદને નાંણાની ભારે જરુર હતી, તેથી કેટલાક મિત્રોની સૂચનાથી સભામાં ફાળા માટે પેટીઓ ફેરવવામાં આવી, તેમાં ઓછું રૂપા નાણું જ નાંખવાની સૂચના અપાઈ તોયે આશરે રૂ. ૯૦૦ જ એકઠા થયાં.

ખેડા જિલ્લો ફરીને એક બાજુ પંચમહાલ અને બીજી બાજુ વડોદરા જિલ્લામાં થઈને ભરુચ જિલ્લામાં પહોંચે. આ સૂચના મુજબ સ્થાનિક કાર્યકરોના પુરુષાર્થથી મહાજ્યોત ગુજરાતના ઘણા વિસ્તારમાં ફરી વળી અને મહાગુજરાતનો પૈગામ આપતી ગઈ.

આ યોજના અમલમાં આવે તેવામાં હું પહેલા શહીદ પુનમચંદના વતન થરાદ (બનાસકાંઠા) ગયો. ત્યાં મળેલી જાહેર સભામાં શહીદોને અંજલિ આપીને મેં આવતી ચૂંટણીમાં મહાગુજરાતના ઉમેદવારોની મતપેટીઓ છલકાવી દેવાની અપીલ કરી. સભા પૂરી થયા પછી પુનમચંદના માતુશ્રીને આશ્વાસન આપીને અને સ્થાનિક કમિટીની રચના કરીને હું રવાના થયો.

ડિસેમ્બર માસમાં પરિષદના અધિવેશનની તૈયારીઓ ચાલતી-હતી ત્યારે અમારે માટે નવી કટોકટી સર્જાઈ. મુંબઈ રાજ્યના નવા મુંખ્યપ્રધાન ચવાણની અમદાવાદમાં થનારી પધરામણી માટે જરુરી વ્યવસ્થા કરવાને દ્વિભાષી રાજ્યના ગુજરાતી પ્રધાન ઈન્દુમતિ-બેન ૧૪મી એ સવારે અમદાવાદ પધાર્યાં. સ્ટેશન પર જ બાવી-સેક યુવતીઓએ કાળા સાલ્લા પહેરીને અને કાળી ધજાઓ હાથમાં રાખીને તેમની સામે દેખાવો કર્યા. તે દિવસે સાંજે રાયપુરમાં જ્યોતિ-સંઘે યોજેલા સત્કાર સમારંભમાં તે જતાં હતાં, ત્યારે તેમની મોટરનો રસ્તો રોકીને વિદ્યાર્થીનીઓનું એક મોટું જૂથ અમદાવાદના ગોળી-બાર વિષે ખુલાસા પૂછવા લાગ્યું. તરત લોકોની મોટી મેદની અને પોલીસની વચ્ચે સાઠમારી ચાલી, પોલીસે લાઠી વીંઝવા માંડી એટલે મોટું ટોળું રાયપુર ચકલા તરફ ધસ્યું. તેણે પોલીસચોકી પર પથ્થર ફેંકવા માંડ્યા ત્યારે તેને વિખેરવાને નામે પોલીસે ત્યાં ફરી લાઠી ચલાવી અને ટીયરગેસના ટોટા ફોડ્યા. મધરાત સુધી આવું ઘણુસામ અને ઉશ્કેરાટ ચાલુ હતા.

દરમ્યાન જ્યોતિસંઘ આગળ પણ થોડો વખત ધાંધલ ચાલુ રહ્યું. એક બહેનના હાથની ધજાની લાકડી ઈન્દુમતી બહેનના કપાળમાં વાગી, તેનો છાપામાં ઊહાપોહ થયો ત્યારે કેટલીક બહેનોને જ્યોતિસંઘના ઓરડામાં પુરીને માર માર્યાની વાત તો છેવટે એક બહેનના નિવેદનથી બીજે દિવસે છાપામાં પ્રગટ થઈ. પછી બીજે દિવસે–૧૫મી ડિસેમ્બરના રોજ કોંગ્રેસ તરફથી સરદાર વલ્લભભાઈની પુણ્યતિથિ હતી, તે નિમિત્તે કોંગ્રેસ તરફથી અમારી લડતનો ઝેરીલો વિરોધ કરવાને જ માણેકચોકમાં જાહેર સભા ભરવાની જાહેરાત વાંચીને લોકોમાં ઉશ્કેરણી વધી ગઈ.

તે દિવસે સવારે દશ વાગ્યાથી જ રાયપુર ચકલામાં ફરી વિદ્યાર્થીઓના અને લોકોનાં ઉશ્કેરાયેલાં ટોળાં જામતાં ગયાં, ત્યાં પોલીસચોકી પર પથ્થરમારો શરુ થયો, ત્યારે પોલીસે અશ્રુવાયુના ટોટા છોડીને ટોળાંને વીખેરી નાખ્યાં. તરત જ ત્યાં જયંતિ દલાલ, રતીલાલ ખુશાલદાસ, હરિહર ખંભોળજા વગેરે પરિષદના કાર્યકરો પહોંચી ગયા. ત્યાં પથ્થરમારા અને ટીયરગેસના ધુમાડાની વચ્ચે આ ચુનંદા કાર્યકરોએ ફરી ફરીને શાંતિ જાળવવા હાકલ કરી ત્યારે છેવટે શાંતિ સ્થપાઈ. દરમ્યાન પોલીસ તરફથી તોફાની ટોળાંને વારતાં અમારા ભાઈઓની છબીઓ લઈને પોલીસે તેનો પછીથી કેવો વિપરીત ઉપયોગ કર્યો.

સરદાર વલ્લભભાઈએ મહાગુજરાતની રચનાનું સ્વપ્ન સેવેલું તેથી તેમના નિર્વાણદિને પરિષદ તરફથી જાહેર સભા સાંકડી શેરીને નાકે રાખી હતી. બીજી પાસ માણેકચોકમાં કોંગ્રેસીઓએ જે સભા રાખેલી તેનો વિરોધ કરવાને લોકોની મોટી મેદની સાંજથી જ જામી ગઈ અને "મહાગુજરાત લે કે રહેંગે' વગેરે સૂત્રો પોકારવા લાગી. આ સભાના લાઉડસ્પીકર માટે કોઈએ વીજળીની સગવડ

ન આપી. પછી પોલીસના તાજા દમનથી ઉશ્કેરાયેલ લોકોએ ત્યાં વીજળીની બત્તીઓ તોડી નાખી, તેથી સદંતર અંધકાર છવાઈ ગયો. આ સંજોગોમાં ક્રોધથી દીવાના થયેલા લોકોએ દા. અમુભાઈ શુક્લ, નીરૂભાઈ દેસાઈ, જમનાશંકર પંડ્યા વગેરેને જાકારો આપ્યો અને ભૂંડેહાલ તેમની હકાલપટ્ટી કરી.[1]

બીજી પાસ પરિષદની જંગી સભા સાંકડી શેરીને નાકે રતિલાલ પટેલના પ્રમુખપણા નીચે મળી તેમાં જયંતિ દલાલ, હરિહર-ખંભોળજા, પ્રબોધ રાવળ વગેરેએ લોકોને સરદારના મહાગુજરાતના સ્વપ્નની ઝાંખી કરાવી અને આગલી સાંજથી પોલીસ પર લોકોએ જ પથ્થરમારો કર્યો હતો, તેને સખત શબ્દોમાં વખોડી કાઢ્યો. તેની સાથે શહેરમાં શાંતિ જાળવવાને તેમણે ૪૮ કલાકના ઉપવાસ જાહેર કર્યા. વળી આ સભામાં સંપૂર્ણ શાંતિ હોવા છતાં તેમના ઉપર ટીયરગેસના ટોટા છોડવામાં આવ્યા તેથી આંસુથી છલકાતી આંખે જયંતિભાઈ વગેરેએ પોલીસના ઘોર દમનની સખત ટીકા કરી. તેની સાથે ગમે તેટલા ટોટા ફૂટે અને આંખોમાં ગમે-તેટલાં આંસુ ઊભરાય તો પણ સભામાં પૂરી ખામોશી રાખીને બેસી રહેવા તેમણે હાકલ કરી. સભા મોડી રાતે પૂરી થઈ ત્યારે પ્રાયશ્ચિતરૂપ ઉપવાસની અગ્રેસરોની જાહેરાતથી સારા ગુજરાતમાં સારી છાપ પડી.

છેવટે બહુ ગવાયેલા મુંબઈ રાજ્યના નવા પંતપ્રધાન યશવંતરાવ ચવ્વાણ ૧૮મીએ સવારે વડોદરાથી મોટરમાં આવી પહોંચ્યાં

---

૧. આ ભાઈઓના ભુંડા હાલની વિગતો છાપી શકાય એમ નથી; તેમ તે દિવસે મુખ્ય વકતા તરીકે જાહેર થયેલા યશોધર મહેતાએ તે વિષે અખબારમાં લખેલા શબ્દો ટાંકવાનું પણ અનુચિત લાગે છે. અલબત આ લેખક સભામાં ફરક્યા જ નહિ.

વડોદરામાં તેમણે કહેલું કે બ્રિટિશ સલ્તનતની જડ ઉખાડનાર કોંગ્રેસ ધાંધલ કે પોકારોથી ડરશે નહિ. આવા શબ્દોથી ગરમ થયેલા અમારા કાર્યકરોએ અમદાવાદમાં ઝડપથી મોટરમાં પસાર થતા ચવાણને બુલંદ અવાજે જાકારો આપીને નવાજ્યા. તે દિવસે દ્વિભાષી રાજ્યના વિરોધમાં પરિષદે શહેરમાં હડતાલ પાડી હતી તેથી બધાં બજારો બંધ રહ્યાં હતાં. થોડા વખતમાં બસનો વહેવાર પણ અટકી પડયો. ચોપાસ લોકોનાં મોટાં ટોળાં મહાગુજરાતનાં સૂત્રો પોકારતાં ઘૂમતાં હતાં. કાલુપુરમાં રાજમાર્ગ પર સૂની પડેલી બસને પેટ્રોલ છાંટીને કોઇ તોફાની લોકોએ સળગાવી મૂકી. તે રીતે ચવાણે કોંગ્રેસ અને મજૂર-મહાજનની મુલાકાત લીધી, ત્યારે ત્યાં લોકોએ તેમની ગાડી પર પથ્થરમારો કર્યો. અને મહાગુજરાતનાં સૂત્રો પોકાર્યાં. સામેથી પોલીસે વારંવાર ટીયરગેસના ટોટા છોડયા. તેવામાં ચવાણ તેમની મોટરમાં બેસી જતા હતા ત્યારે તેમને બહાર ખેંચવાનો પ્રયાસ થયેલો, તે પોલીસે નિષ્ફળ બનાવ્યો. આમ આખો દિવસ પોલીસ અને પ્રજાના સંગ્રામમાં પસાર થયો.

તે દિવસે કોઇ સમારંભમાં બોલતાં પંતપ્રધાને કહ્યું : ગુજરાતને કોઇ કદીએ અન્યાય કરી શકશે નહિ; વળી મહારાષ્ટ્ર અને ગુજરાત એક રહે તેથી બંનેને ફાયદો છે; અને બંને એકબીજાના પુરક બની રહે તેમાં બંન્નેને ફાયદો છે. આવાં પોકળ વચનનો સમસમતો જવાબ આપવાને પરિષદ તરફથી ખાડિયામાં જંગી સભા ભરવામાં આવી. જેમાં જયંતિભાઇ, દિનકરભાઇ વગેરે સાથીઓ સાથે હાજર થઇ મેં પંતપ્રધાનના દ્વિભાષી રાજ્યના સિદ્ધાંતનું કડક શબ્દોમાં ખંડન કર્યું. સાથે છેલ્લા ચાર દિવસમાં ઉશ્કેરાયેલા લોકોએ જે તોફાનો કર્યાં હતાં, તેને અમે શરમજનક ગણીને સખત

શબ્દોમાં વખોડી કાઢ્યાં. બીજે દિવસે અમદાવાદ મ્યુનિસિપાલિટી અને જિલ્લા પંચાયત તરફથી યોજેલા સત્કાર સમારંભમાં ચવાણે ઘણી સુફિયાણી વાતો કરી, તેની લોકો પર કંઈ અસર ન થઈ. એકંદર પંતપ્રધાનની આ પધરામણીથી સારા ગુજરાતની જનતા પોતાનું અલગ રાજ્ય સ્થાપવાને વધારે કૃતનિશ્ચયી બની.

હવે મહિનાની આખરે મળનારા જનતા પરિષદના સંમેલન માટે ચૂંટાયેલા પ્રતિનિધિઓની સભા પ્રમુખ અને મહાસમિતિના સભ્યોની ચૂંટણી કરવાને ૨૩મી તારીખે મળી. પરિષદના પ્રમુખની ચૂંટણીમાં મારી સામે મહેસાણાના ધારાસભ્ય પુરુષોત્તમદાસ ઊભા રહ્યા તેથી ગરમી જામી. વળી પરિષદના પ્રધાનમંત્રીની ચૂંટણીમાં મારા વધારાના મતથી જયંતિ દલાલ જીતેલા; એ વાત દાઢમાં રાખીને મને પ્રજાસમાજવાદી પક્ષનો ટેકેદાર ગણીને મારી સામે પુરુષોત્તમભાઈને ટેકો આપવાને ઝુંબેશ ચલાવી. વળી કોંગ્રેસમાંથી રાજીનામું આપીને પરિષદમાં જોડાયેલા સભ્યોએ પણ પુરુષોત્તમદાસને ટેકો આપવાને બધાયે જિલ્લામાં પ્રચાર કર્યો આ હરીફાઈમાંથી પુરુષોત્તમદાસ ખસી જાય તે માટે તેમણે મને તેમના પક્ષકાર ત્રીકમલાલ પટેલ સાથે વાટાઘાટ કરવા કહેલું પણ આવી કંઈ વાટાઘાટો કરવાનો ઇન્કાર કરીને ચૂંટણીનાં જે પરિણામ આવે તેને વધાવી લેવાને હું તૈયાર થયો.

ગુજરાતના અનેક જિલ્લાના અને અમદાવાદના પ્રતિનિધિઓ એક જ દિવસે ચૂંટણી કરવાને મળવાના હતા. તે દિવસે અમદાવાદ શહેરના ૩૫૮ પ્રતિનિધિઓ પૈકી ૩૫૦ ભાઈઓએ મતદાન કર્યું તેમાં મને અને પુરુષોત્તમદાસને અનુક્રમે ૨૩૮ અને ૧૧૦ મત મળ્યા. બધા જિલ્લાનાં પરિણામની ખબર તો બીજે દિવસે

પડી તે મુજબ ૩૮૯ વિરુદ્ધ ૨૬૫ મતે હું ચૂંટાયો[1] એટલે આવતા સંમેલનનું સંચાલન કરવા સારુ તૈયારી કરવા માંડી.

અમદાવાદના પ્રતિનિધિઓએ શહેર સમિતિના પ્રમુખ તરીકે રતિલાલ ખુશાલદાસ પટેલને, ઉપપ્રમુખ તરીકે એહમદમીંયા શેખને, મહામંત્રી તરીકે પ્રબોધ રાવળને, સહમંત્રી તરીકે બુલાખી નવલખા અને રતિલાલ પટેલને અને કોષાધ્યક્ષ તરીકે કાન્તીલાલ લખુભાઈને ચૂંટી કાઢ્યા. ચૂંટણીઓ દરમ્યાન બધા જિલ્લામાંથી મળીને મહા-સમિતિના ૩૦ સભ્યો ચૂંટવામાં આવ્યા. તેમણે જ પરિષદની વિષય વિચારણી સમિતિ તરીકે ૨૭મીના રોજ મળીને સંમેલનના કાર્યનું મંગલાચરણ કર્યું.

આ સમિતિના પ્રમુખ તરીકે મેં કાર્યવાહી શરુ કરી કે તરત જ પુરુષોત્તમદાસે મારા તાજા એક ભાષણમાં પરિષદની ભાવિ

---

૧. જિલ્લાવાર પ્રમુંખની ચૂંટણીનાં પરિણામ નીચે મુજબ હતાં.

| | ઇ. યાજ્ઞિક | પુ. પટેલ. |
|---|---|---|
| અમદાવાદ શહેર | ૨૩૮ | ૧૧૦ |
| ,, જિલ્લો | ૧૬ | ૫૨ |
| ખેડા ,, | ૫૯ | ૨૦ |
| ભરૂચ ,, | ૩ | ૧૦ |
| પંચમહાલ | ૧૮ | ૧ |
| વડોદરા | ૯ | ૨૪ |
| બનાસકાંઠા | ૪ | ૦ |
| સાબરકાંઠા | ૧૪ | ૧ |
| મહેસાણા | ૨૮ | ૪૭ |
| | ૩૮૯ | ૨૬૫ |

નીતિ વિષે કંઈક વિધાનો કરેલા, તેની સામે સખત વાંધો ઉઠાવ્યો. થોડા વખત પર હું નડિયાદ ગયેલો ત્યારે મને કોઈએ પૂછેલું કે નવી ધારાસભામાં થોડીઘણી બેઠકો મેળવીને તમે મહાગુજરાત શી રીતે મેળવશો ? ત્યારે મેં ઇંગ્લેન્ડની પાર્લામેન્ટમાં આઇરીશ સભ્યોની વિરોધી નીતિનો દાખલો આપીને કહેલું કે અમે વિધાનસભાના કામમાં બને તેટલી ડખલ નાખવાને ધમાલ મચાવીશું. પછી આ વાતને બહેકાવતાં મારી કલ્પનાશક્તિને પાંખો આપતાં મેં તો વિધાનસભાના પ્રમુખ અને પ્રધાનોની ખુરશીમાં કૌવચ મુકવાની અને સભાખંડમાં કબૂતર ઉડાવવાની વાતો કરેલી. આવા વિધાનોને પુરુષોત્તમદાસે પરિષદની નીતિ-રીતિ સાથે સદંતર અસંગત ગણીને વધારે પડતો તરખાટ મચાવ્યો, ત્યારે મેં તરત ભૂલ સમજીને દિલગીરી જાહેર કરી.

પ્રમુખની ચૂંટણીમાં હારેલા પુરુષોત્તમદાસને આટલેથી જ સંતોષ ન થયો. તેમનું જનતા કોંગ્રેસનું આખું જૂથ અને મહેસાણાના તેમના પક્ષકારો પરિષદમાં અમદાવાદ શહેરના મોટી સભ્યસંખ્યા સામે અને જયંતિ દલાલની કાર્યવાહી સામે સમસમી રહ્યા હતા તેથી તેમણે નવા બંધારણથી પ્રધાનમંત્રીનું સ્થાન રદ કરવાને અને અમદાવાદ શહેરના પ્રતિનિધિઓની સંખ્યા પર અંકુશ મૂકવાને મોરચા માંડયાં. પરિણામે પુરુષોત્તમદાસના મહેસાણાના જૂથ અને અમદાવાદના પ્રજાસમાજવાદી કાર્યકરો વચ્ચે સખત સંઘર્ષની હવા જામી ગઈ. તેથી આરંભથી જ પરિષદની કાર્યવાહીથી જયંતિ દલાલ અને તેમના સાથીઓ વિરકત થયા. કડવાશ એટલી બધી હતી કે બંને જૂથ વચ્ચે ખુલ્લી મારામારી મહામુસીબતે રોકી શકાઈ.

પરિષદના કાયમના બંધારણની વિચારણા શરૂ થઇ, ત્યારે તેમાં સામેલ થયેલા પ્રજાસમાજવાદી અને સામ્યવાદી પક્ષના ભાઈઓની

પ્રવૃત્તિને પરિષદની મર્યાદામાં સીમિત કરવાને ગંભીર વિચારણા કરી.

પરિષદના બધા નિર્ણયો, નિયમો અને ધારાધોરણ તેના સર્વ સભ્યોને બંધનકારક રહેશે એમ જૂના બંધારણમાં લખ્યું હતું. હવે વધારે ચોકસાઈ ખાતર નવી કલમ ઉમેરવામાં આવી કે આ સંસ્થાના નિર્ણયો અને ઠરાવો જો કોઇ રાજકીય પક્ષના ઠરાવ અને સિદ્ધાંત સાથે સુસંગત નહિ હોય તો આ પરિષદના હોદ્દેદારો તથા પ્રતિનિધિઓએ આ પરિષદના નિર્ણય કબૂલ રાખવા પડશે. વળી લોકસભા અને વિધાનસભાની ચૂંટણીઓને લક્ષ્યમાં રાખીને ઉમેર્યું કે 'આ સંસ્થાની મહાસમિતિ વખતો વખત આદેશ આપે તે મુજબ આ સંસ્થા તરફથી કે તેના ટેકાથી ચૂંટાયેલા સંસદ કે ધારાસભાના સભ્યોએ વર્તન કરવાનું છે 'અને' આ સંસ્થાની નીતિ અને કાર્યક્રમ વિષે વખતો વખત મહાસમિતિ નિર્ણય કરે તે તમામ સભ્યોને બંધનકર્તા રહેશે'.

મહાસમિતિએ અમદાવાદ શહેરની મોટી વસતિને લીધે મહાસમિતિમાં અને સારી પરિષદમાં તેને મળતી જંગી વધુમતિ પર અંકુશ મુકવાની ચર્ચા કરી. ઘણાં શાણા સભ્યોએ આ ચર્ચાને ઊંચી કક્ષા પર રાખવાને પ્રયાસ કર્યા, છતાં તેમાંથી અંગત આક્ષેપો અને ઝેરિલી કડવાશ રોકી શકાઈ નહિ. છેવટે એવી કલમ મંજૂર થઈ કે 'દર અઢીસો નોંધાયેલા સભ્યદીઠ એક એવા ચૂંટાયેલા સભ્યોનું અધિવેશન બનેલું હશે; પરંતુ કોઈ પણ જિલ્લાની સમિતિના વિસ્તારમાંથી કોઈપણ સંજોગોમાં દર લાખની વસતિદીઠ પ્રતિનિધિઓની સંખ્યા એકવીસાથી વધુ રહેશે નહિ' તે જ પ્રમાણે સામાન્ય રીતે પ્રતિનિધિઓ દર પાંચે એકનો ગણતરીએ મહાસમિતિના સભ્યની ચૂંટણી કરશે પણ ઉપરના ધોરણે કોઈ જિલ્લાની વસતિના દર લાખે ત્રણ સભ્ય કરતાં વિશેષ હશે તો એવી પરિસ્થિતિમાં વસતિના દર લાખે ત્રણ ગણતાં જે આંક આવે તે જ

ઉચ્ચાંક ગણાશે અને એ જિલ્લામાંથી મહાસમિતિના સભ્યની સંખ્યા એટલી જ રહેશે. અમદાવાદ શહેરને પરિષદે જિલ્લો ગણેલો તેથી તેના પ્રતિતિધિત્ત્વ ઉપર યોગ્ય મર્યાદા મુકવાને આ કલમો મંજૂર થઈ. આ સંમેલન પહેલાં અમદાવાદ શહેરમાંથી આશરે એંશી હજાર સભ્યો નોંધાયેલા અને તેથી તેને જે મોટું પ્રતિનિધિત્ત્વ મળેલું તે જોતાં આ કલમો મેં વાજબી ગણી.

બાકી તો બંધારણમાં તાલુકા જિલ્લા અને ગુજરાતની સમિતિઓની, અને આવતી ચૂંટણી માટે પરિષદના યોગ્ય ઉમેદવારો પસંદ કરવાને પાર્લામેન્ટરી બોર્ડની ચૂંટણી વિષે કલમો સહેલાઈથી પસાર થઈ.

પરિષદના ઠરાવો તો એકંદરે આગલી બેઠકના ધોરણે જ ઘડાયાં. મહાગુજરાતના શહીદોને અંજલિ, બધા ગોળીબારની જાહેર અદાલતી તપાસ, મહાગુજરાતની પ્રજાનો તેના અલગ એકભાષી રાજ્ય મેળવવાનો સ્વયંસિદ્ધ હક્ક વગેરે મહત્ત્વના વિષય પર ફરીથી ઠરાવો મંજૂર થયા. વધારામાં થોડા વખત પહેલાં અવસાન પામેલા રિપબ્લિકન પક્ષના પ્રમુખ અને ભારતના બંધારણના ઘડવૈયા દા. આંબેડકરને અંજલિ આપવાનો ઠરાવ થયો. વળી, મુંબઈ રાજ્યમાં દસ વરસમાં થયેલા ૧૧૮૫ ગોળીબારની તપાસ કરવાને ઉચ્ચકક્ષાનું અદાલતી કમિશન નીમવાને સરકારને વિનંતિ કરવામાં આવી. વળી તે વખતે દીવ, દમણ અને ગોવાની આઝાદીની લડત ચાલતી હતી, તેમાં ભાગ લેતાં સુરતના સમાજવાદી અગ્રેસર ઈશ્વરલાલ દેસાઈને દસ વરસની જેલની આકરી સજા કરવામાં આવેલી, તેથી એ લડતને ટેકો આપવાને સુયોગ્ય ઠરાવ થયો.

પરિષદનું સંમેલન દેશભરની સામાન્ય ચૂંટણીઓને ટાંકણે મળ્યું. તેથી 'દ્વિભાષી રાજ્ય ઠોકી બેસાડનાર કોંગ્રેસપક્ષને આગામી

ચૂંટણીઓમાં પરાજય આપવા અને મહાગુજરાત જનતા પરિષદના ઉમેદવારોનો વિજય હાંસલ કરવા આગામી ધારાસભા અને લોકસભાના ચૂંટણીજંગમાં સંપૂર્ણ તાકાતથી ઝુકાવવાનો" ઠરાવ પસાર કરીને પરિષદે ઐતિહાસિક પગલું ભર્યું, તેથી પરિષદના ઉમેદવારો પસંદ કરવાને નવા જ પાર્લામેન્ટરી બોર્ડની ચૂંટણી વિષે ગંભીર મતભેદ થયો. તેથી તે સવાલ ખુલ્લા સંમેલન પર છોડવામાં આવ્યો.

બંધારણ અને ઠરાવો બે દિવસમાં મહાસમિતિએ તૈયાર કર્યા, તે પછી ૨૯મીએ સવારે ૧૧ વાગે પરિષદનું અધિવેશન શરુ થયું. તેમાં સારા ગુજરાતમાંથી ચૂંટાયેલા આશરે ૬૦૦ પ્રતિનિધિઓ હાજર હતા. ઉપરાંત હજારેક મહેમાનો અને પ્રતિનિધિઓ હાજર રહ્યા. અધિવેશન શરુ થતાં જ "જય જય ગરવી ગુજરાત' અને "દીન ખૂન કે હમારે" ગીત ગવાયાં. પછી મને પ્રમુખપદે ચૂંટવાની વિધિસરની દરખાસ્ત પુરુષોત્તમદાસે રજૂ કરી અને તેને બ્રહ્મકુમાર ભટ્ટે ટેકો આપ્યો. તે સર્વાનુમતે મંજૂર થતાં મેં પ્રમુખસ્થાન સ્વીકાર્યું.

આ વખતે મહાગુજરાતના રાજ્યની ઐતિહાસિક ભૂમિકા સમજાવતાં મેં કહ્યું કે આપણા ભારતદેશની અસલ ભાષા સંસ્કૃત હતી અને તેમાં જુદી જુદી પ્રજાઓની ભાષા ભળતાં આજે હિન્દી-હિન્દુસ્તાની એ સારા રાષ્ટ્રની ભાષા બની છે. તેવી રીતે દેશની બધી ભાષાઓ સંસ્કૃત ભાષાની પુત્રીઓ છે અને તેમના સીમાડા પ્રમાણે જુદા જુદા પ્રાંતો—રાજ્યો દેશમાં રચાયાં છે. અંગ્રેજ શાસકોએ પોતાની સગવડ પ્રમાણે મદ્રાસ, બંગાળ, મુંબઈ વગેરે પ્રાંતો રચ્યા હતા પણ ગાંધીજીએ સન ૧૯૨૦થી કોંગ્રેસનું નવું બંધારણ ઘડયું ત્યારથી મલાયલમ, તામીલ, તેલુગુ, મરાઠી, ગુજરાતી, કાનડી વગેરે ભાષા બોલનારના કેરલ, તામીલનાડુ, આંધ્ર મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક વગેરે પ્રાંત રચીને તેની દરેકની કોંગ્રેસ સમિતિ સ્થાપી

હતી. સ્વરાજ્ય સ્થપાય ત્યારે, લોકભાષામાં રાજ્યનો વહીવટ ચાલે અને રાજ્ય અને પ્રજાની વચ્ચે સીધો સંપર્ક સધાય તે માટે આવાં બધાં રાજ્યો માટે ઈલાહિદાં રાજ્ય સ્થાપવાની સલાહ ગાંધીજીએ આપી હતી. એકંદર આ સલાહને માન્ય કરીને રાજ્ય પુનઃરચના કમિશને કરેલ, કર્ણાટક વગેરે રાજ્ય રચવાની ભલામણ કરી હતી, માત્ર મુંબઈ રાજ્યનો અપવાદ કરીને મહારાષ્ટ્ર અને ગુજરાતનું જ મહાદ્વિભાષી, રાજ્ય રચવાની ભલામણ કરી હતી. તેને દિલ્હી સરકારે સ્વીકારીને ગુજરાતની પોણા બે કરોડની પ્રજાને તેનાથી લગભગ બેવડી વસતિ ધરાવતી મરાઠી પ્રજાને આધીન બનાવી છે: વચગાળામાં થોડો વખત ત્રણ રાજ્યની યોજના મંજૂર થયેલી ત્યારે ગુજરાતનું રાજ્ય સ્થપાવાનાં જે શમણાં આપણે સેવેલાં તેનો ઓચિંતો ભૂક્કો થતાં જાગેલા પ્રજાના વિરોધને કચડી નાખવાને થયેલા ગોળીબારથી ગુજરાતમાં ૨૫ જુવાનો શહીદ થયા છે. આથી જે લડત શરૂ થઈ છે તે દરમ્યાન જગવિખ્યાત થયેલો જનતા કરફ્યુનો ચમત્કાર થયો છે અને પંડિત નેહરુને અમદાવાદની જનતાએ મહાત કર્યા છે, તે ઉપરથી ગુજરાતનું રાજ્ય હાંસલ કરવાનો આપણો લોખંડી નિર્ણય પૂરવાર થયો છે. આ ધ્યેયને પાર પાડવાને અને ભાવિની નીતિ ઘડવાને આપણે ભેગા થયા છીએ. ઉપસંહારમાં આ લડતને પાર પાડવાને જરુરી લાગે તે બધાં ભોગ અને બલિદાન આપવાની મેં સર્વને હાકલ કરી.

પછી ત્રીસમીની સાંજ સુધી બધા ઠરાવો રજૂ થયા અને સર્વાનુમતે મંજૂર થયા તે રજૂ કરવામાં અને તેને ટેકો આપવામાં પુરુષોત્તમદાસ પટેલ, હરિહર ખંભોળજા, ગંગારામ રાવળ (મહેસાણા) પ્રબોધ રાવળ(અમદાવાદ) રામચંદ્ર અમીન (મહેસાણા) અમૃતપ્રસાદ અંતાણી(ભુજ) મનુભાઈ પાલખીવાલા(અમદાવાદ) ભૂપેન્દ્ર

મોદી(ભરૂચ) દાદુભાઈ અમીન(અમદાવાદ) દિનકર મહેતા(અમદાવાદ) જશવંત ચૌહાણ(સુરત) વગેરે અનેક ભાઈઓએ ભાગ લીધો. કમનસીબે પ્રજાસમાજવાદી ભાઈઓ સામે કેટલાક સભ્યોએ ઝુંબેશ ચલાવેલી તેથી તેમના પૈકી બ્રહ્મકુમાર ભટ્ટ અને એહમદમીંયા શેખ જેવા કોઈ પ્રતિનિધિઓએ નજીવો જ ભાગ લીધો.

પરિષદના પાંચ ઉપપ્રમુખ[1] ચાર મંત્રીઓ,[2] એક કોષાધ્યક્ષ[3] મધ્યસ્થ કમિટીના ૨૪ સભ્યો વગેરેની ચૂંટણી સર્વાનુમતિથી થઈ. માત્ર પાર્લામેન્ટરી બોર્ડને માટે મત લેવાયા ત્યારે પ્રતિનિધિઓની વચ્ચે ભારે સંઘર્ષ જામી ગયો.

બીજા દિવસની સાંજે આ બોર્ડની રચના વિષે પરિષદના અગ્રેસરોમાં ખરેખરો મતભેદ પ્રજાસમાજવાદીઓ અને બાકીના સભ્યો વચ્ચે હતો. બ્રહ્મકુમાર ભટ્ટ અને એહમદમીંયા શેખે પ્રજાસમાજવાદી સભ્યો તરીકે સનત મહેતાને નીમવાનો આગ્રહ કર્યો પણ તેમ કરતાં આ બોર્ડમાં જુદા જુદા પક્ષ અને જૂથની જે સમતુલા જાળવી હતી, તેનો ભંગ થતો બાકીનાને લાગ્યો. મોડેથી આ વિષયની ચર્ચાનો અંત ન આવ્યો. કેટલાક પ્રતિનિધિઓ જમવા કે નાસ્તો કરવા બહાર ગયા, તે મોડેથી પાછા આવી ગયા. બધાયે આ સંઘર્ષનું નિવારણ કરવાને વિધિસર અને

---

૧. ઉપપ્રમુખ તરીકે દા. ગણપતરામ પટેલ, રામચંદ્ર અમીન, દિનકર મહેતા, દાદુભાઈ અમીન અને મૌલાના હબીબુર રહેમાન ગઝનવી ચૂંટાયા.

૨. હરિહર ખંભોળજા, જશવંત સૂતરિયા, ધનવંત શ્રોફ અને છોટાલાલ વકીલ—એ ચાર મંત્રી ચૂંટાયા.

૩. કોષાધ્યક્ષ તરીકે ઈશ્વરલાલ ભાવસાર ચૂંટાયા.

અવિધિસર ચર્ચામાં રોકાયા. સર્વે જાણતા હતા કે આવતી ચૂંટણીમાં વિજય મેળવવાને જે કમિટી સર્વોપરી ગણાય તેની રચના વિશે પરિષદમાં ભંગાણ પડે તો મહાગુજરાતની લડત ખતમ થાય અને બધા આગેવાનોનાં નાક કપાય, તેથી મારા દિલમાં તો ભારે વલોપાત થવા લાગ્યો જાણે નાવ ડૂબતું હોય તેને તરતું રાખવાને ચોપાસ નજર નાખવા લાગ્યો. પછી ચોપાસ ફરતાં માલૂમ પડયું કે કોઈ સભ્યો તો પરિષદમાં ભંગાણની ખબર આપવાને કોઈ છાપાની ઓફિસ પર દોડી ગયા છે. આવા સમાચાર મળતાં તો મારાં હાંજાં ગગડી ગયાં.

લગભગ મધરાતે ચોપાસ ચર્ચાઓ ચાલતી હતી, ત્યારે મારી નજર મહેસાણાના સભ્યોની સાથે બેઠેલા સાંકળચંદ પટેલ પર પડી. તેમને ધીરગંભીર સમાજવાદી તરીકે પિછાનતો, તેથી મેં તેમને કંઈ ઉકેલ કાઢવાની વિનંતિ કરી. તેમની સાથે મળીને મેં નવેસર ચર્ચા શરૂ કરી. દરમિયાન કોઈએ સૂચવ્યું કે જો સનત મહેતાને બોર્ડમાં મૂકવા હોય તો તેમને બીજા પ્રજાસમાજવાદી બ્રહ્મકુમાર ભટ્ટને સ્થાને સહેલાઈથી મૂકી શકાય. આ નિકાલ અમને બધાને ઠીક લાગ્યો. પ્રજાસમાજવાદી ભાઈઓ પણ આ વાત કલાકોથી જાણતા જ હતા. છતાં તેમણે અમારા પર વધારે દબાણ ચાલુ રાખવાને તેનો હરફ ઉચ્ચાર્યો નહોતો. કલાકો પછી પણ તેમની ચાલબાજી નિષ્ફળ ગઈ અને જો પરિષદમાં ભંગાણ પડશે તો અપજશનો ટોપલો તેમને માથે પડતાં કાયમને માટે રાજકારણમાંથી સાફ થઈ જશે એમ તેમને સમજાયું ત્યારે જ તેમણે છેવટે ન છૂટકે બ્રહ્મકુમારને બદલે સનત મહેતાને નીમવાની સૂચના સ્વીકારી, પછી સર્વાનુમતે આ બોર્ડનાં નામ મંજૂર થયાં.

પાર્લમેન્ટરી બોર્ડમાં નીચેના સાત સભ્યો ચૂંટાયા :

ઈન્દુલાલ યાજ્ઞિક (પ્રમુખ) (અમદાવાદ) સાંકળચંદ પટેલ (મહેસાણા) દિનકર મહેતા (અમદાવાદ) ડી. કે પટેલ (અમદા.) અહમદમીયા શેખ (અમદા.) ચીમનભાઈ પટેલ (અમદા. જિલ્લો) અને સનત મહેતા (વડોદરા)

ત્યાં સુધી અમારા બધાના જીવ પડીકે બંધાયા હતા. હવે પરિષદ પર ફરી વળેલાં ઘનઘોર વાદળાં વિખરાયા પછી વહેલી સવારે ફરીથી અમે રીતસર મળ્યા. સર્વે સામે આવી ઊભેલો પરિષદના ભંગાણનો ભય હટી ગયેલો જોઈને અદમ્ય ભાવથી ગળગળા થયા અને પશ્ચાતાપના પુનિત આંસુ સારવા લાગ્યા. હવે પક્ષ કે જૂથના ભેદ વિના ઘણા ખરા ભાઈઓએ પોતપોતાના હઠાગ્રહની ભૂલ કબૂલ કરી અને હવે ઉજળે મ્હોંએ જનતાની આગળ ઊભા રહેવાશે તે માટે સર્વેનો પાડ માન્યો. મેં પણ આંસુ સારીને પક્ષાપક્ષીમાં થોડે ઘણે અંશે સામેલ થવા માટે પશ્ચાતાપ જાહેર કર્યો. છેવટે સર્વેને નિરાકરણ સૂઝયું તે માટે ઉપકાર માનીને હું ૩૧મીની સવારે ઉષા પ્રગટતી હતી, ત્યારે ઘેર પહોંચ્યો.

ભંગાણની ધાર પર આવ્યા પછી પરિષદ એકંદર સંપૂર્ણ રીતે સફળ થઈ અને છેવટે ભેદભાવ આંસુથી ધોવાઈ જતાં સર્વેમાં ઐકયની ભાવના પ્રબળ બની. હવે સારા ગુજરાતમાં લોકપ્રિય બનેલી પરિષદ આવતી ચૂંટણીમાં પૂરી તાકાતથી ઝુકાવશે એ જોઈને દ્વિભાષી સરકારને સન્નેપાત થયો. તેણે રહી રહીને ઈન્દુમતીબહેનના અને પંતપ્રધાન ચવાણની મુલાકાત દરમ્યાન જે કંઈ તોફાન થયાં હતાં તેનું જાણે વેર લેવાને સરકારે અમારા ચુનંદા કાર્યકરો પર હથોડા ઉગામવાનો નિર્ણય કર્યો.

સંમેલન પૂરું થયા પછી ત્રીજી તારીખે સાંજે હું દા. ગણપત-

રામને ઘેર બેઠો હતો ત્યારે એક ઉચ્ચ પોલીસ અધિકારીએ તે જ રાતે રાજભવન પર ગુજરાતના કમિશનર સાહેબે તરત જ સરકારે યોજેલા પ્રતીકરૂપ ચૂંટણીના સંમેલનની ચર્ચા કરવાને મળવા બોલાવ્યા. તેમાં હરિહર ખંભોળજા, પ્રબોધ રાવળ વગેરે નવા ચૂંટાયેલા મંત્રીઓ ઉપરાંત અમારા માજી પ્રધાનમંત્રી જયંતિ-દલાલનું પણ નામ હતું. અમે કહ્યું કે જયંતિભાઈ પરિષદમાં હવે કંઈ પદ ધરાવતા નથી, ત્યારે જવાબ મળ્યો કે તેમની સલાહની તો ખાસ જરૂર છે. તેથી દા. ગણપતરામ, હરિહર ખંભો-ળજા, પ્રબોધ રાવળ અને જયંતિ દલાલની સાથે હું રાજભવનમાં પહોંચ્યો ત્યારે ત્યાં કમિશનર સાહેબની સાથે કલેકટર પણ હાજર હતા. તરત ચ્હાના પ્યાલાથી અને પાન સોપારીથી અમારું સ્વાગત કરવામાં આવ્યું. પછી ઉચ્ચ પોલીસ અધિકારી નાણાવટી ખંડમાં દાખલ થયા એટલે ચર્ચા ગંભીર બની. કલેકટર હિરેડીયાએ જરા ગરમ થઈને કહ્યું કે જનતા પરિષદ શાંતિ જાળવવાની વાતો કરે છે, છતાં તોફાનો ચાલ્યા કરે છે. તરત જયંતિભાઈએ પૂછ્યું કે તોફાનો માટે અમે જવાબદાર છીએ એમ આપ સૂચવવા માગો છો ? જવાબમાં કલેક્ટરે ટોણો માર્યો કે 'જે પ્રસંગો બન્યા તે ઉપરથી તો એમ જ લાગે છે. ત્યારે અમારા કાર્યકરોએ શાંતિ સાચવવાને જે પ્રયાસો કર્યા છે તેનું વર્ણન કર્યું અને અમારી સામે કંઈ પુરાવા હોય તો તે રજૂ કરવા સૂચવ્યું. આમ ચર્ચા ગરમ થઈ ત્યારે વધુ વાતચીતને નિરર્થક ગણાવીને જયંતિભાઈ અને કેટલાક સાથીઓ ખંડમાંથી બહાર નીકળી ગયા. થોડી વારમાં ખબર પડી કે જયંતિભાઈ અને બીજા કેટલાકની ધરપકડ કરવામાં આવી છે. થોડીવારમાં હરિહર ખંભોળજા, પ્રબોધ રાવળ, રતિલાલ

શાહ વગેરેને પકડીને કુલ ૧૯ ભાઈઓને[1] વહેલી સવારે રેલગાડીમાં મુંબઈ થઇ પુનાની યરવડા જેલમાં મોકલવામાં આવ્યા. થોડા દિવસ પછી રતિલાલ ખુશાલદાસને પોલીસે મુંબઈ સ્ટેશને પકડ્યા. પછી ૧૬મી તારીખે બ્રહ્મકુમાર ભટ્ટ અને મોદી પકડાયા. આમ અમારા કુલ ૨૨ ચુનંદા અગ્રેસરો અને કાર્યકરોને પકડીને સરકારે અમારા ચૂંટણી જંગને છિન્નભિન્ન કરવા અટકાયતી ધારાનું બુઠ્ઠું શસ્ત્ર ઉગામ્યું. ખરું જોતાં મહાગુજરાતની વિરાટ લડતને તોડવાનો સન્નેપાત સરકારને થયો. પણ થોડા જ દિવસમાં તેનાં કેવાં પરિણામ આવ્યાં તે હવે જોઈશું.

---

[1] તેમનાં નામ નીચે મુજબ છે.

(૧) જયંતિ દલાલ (૨) હરિહર ખંભોળજા (૩) પ્રબોધ રાવળ (૪) ભુલાભાઈ નવલખા (૫) જી. આઈ. પટેલ (૬) માર્તંડ-શાસ્ત્રી (૭) રતિલાલ શાહ (૮) વિનોદ દવે (૯) પ્રવિણ ચાલીસહજાર (૧૦) એન. એસ. સૈયદ (૧૧) બાબુસીંગ બહાદુરસીંગ (૧૨) પી. એચ. મનસુરી (૧૩) અનંતસીંગ ઉમરસીંગ (૧૪) ચન્દ્રકાન્ત ભટ્ટ (૧૫) ચંદુલાલ સી શાહ (૧૬) કે. એ. શાહ (૧૭) એન. એમ. દલાલ (૧૮) બી. જે. શાહ (૧૯) વાય. ડી. ગોહીલ.

૫

# વિજયના ડંકા

અમારા સાથીઓની ધરપકડ ચાલતી હતી ત્યારે રાજભવનના બગીચામાં ફરતા મેં એક પોલીસ અધિકારીને કહ્યું કે સરકારના આ શાસનનો બૂરો અંજામ આવશે. મધરાતે દા. ગણપતરામને ઘેર જઈને તરત મેં છાપાને અને આગેવાન કાર્યકરોની ઓચિંતી ધરપકડોની સાથે હડતાલ પાડવાની અને સાંજે નદીની રેતમાં વિરોધસભા ભરવાની જાહેરાત કરી. આ બધી ખબર બીજે દિવસે શહેરમાં ફેલાતાં બજારો બંધ થયાં, ચોમેર મોટાં ટોળાં ભેગાં થયાં અને સાંજની સભા પર મીંટ માંડી રહ્યાં.

એલીસબ્રીજની પાસેના નદીના વિસ્તારમાં અમે સાંજે ભેગા થયા ત્યારે ગાંધીજીના લડતના જમાનાની સભાની અમને યાદ આવી. દા. ગણપતરામ, એહમદમીયાં શેખ વગેરે અગ્રેસરોની સાથે મળીને અમે ચૂંટણીને ટાંકણે પરિષદને ખતમ કરવાને સરકારે જે હિચકારો હુમલો કર્યો છે, તેનો સખત વિરોધ કરવાનો ઠરાવ પસાર કર્યો અને તે અંગે લડતનો વિગતવાર કાર્યક્રમ થોડા દિવસમાં જાહેર કરવાની ખાતરી આપી. પંતપ્રધાનની મુલાકાતના ગાળામાં થયેલા ઉત્પાતના સંદર્ભમાં આ ધરપકડોને કાવતરાખોર ગણાવીને મેં સભામાં કહ્યું કે સરકારે જાણવું જોઈએ કે જનતા પરિષદ એ ભાષણીયાની નહિ પણ મરજીવાની સંસ્થા છે; આવી ધરપકડો કરીને સરકાર ચૂંટણીમાં જીતી શકવાની નથી. પણ તેણે આ

'૫૭ના વરસમાં[1] ક્રાંતિના ગણેશ માંડયા છે, અને તેનું પારખું ચૂંટણીના પરિણામમાં દેખાશે.

ગુજરાતભરનાં મહાગુજરાતવાદી અને બીજા વિરોધપક્ષોએ અને મંડળોએ આ ધરપકડનો સખત વિરોધ કર્યો. પરિષદની શહેર કમિટીએ મળીને આઠમીના શહીદદિનથી પંદરમી સુધી વિરોધ-સપ્તાહ[2] ઉજવવાનો કાર્યક્રમ ઘડી કાઢયો. આઠમીના પહેલે દિવસે સ્વામિનારાયણ મંદિરના ચોકઠામાં જંગી સભા મળી, તેમાં એહમદમીંયા શેખ, સનત મહેતા, દિનકર મહેતા વગેરે વક્તાઓએ ધરપકડની સખત ટીકા કરી. સનત મહેતાએ કહ્યું કે દેશમાં આજે લોકશાહીના નામે લોકશાહીની ઘોર ખોદાય છે. દિનકર-મહેતાએ કહ્યું કે પંડિત નેહરુ દિલ્હીથી સમાજવાદની વાતો કરે-છે અને અમદાવાદમાં ગોળીબાર અને ધરપકડો કરાવે છે. મેં ઉમેર્યું કે આપણે ગોળીબારની સામે જે આંદોલન કરીએ છીએ, તેથી દેશભરમાં ગોળીબાર અટકી ગયા છે અને હવે ચૂંટણીના જંગમાં આજથી પ્રસ્થાન કરીએ છીએ તેનાં પણ જરૂર ચમત્કારિક પરિણામ આવશે.

બીજી પાસ અમારું ખરું કામ તો આવતી સામાન્ય ચૂંટ-ણીઓ માટે ગુજરાતવ્યાપી તૈયારીઓ કરવાનું હતું, તેથી પરિ-ષદ પૂરી થયા પછી બીજી જ તારીખે મેં જિલ્લાવાર પરિપત્ર

૧. તે વખતે સંત વિનોબા ભૂદાન માટે દેશમાં પદયાત્રા કરતા હતા અને તેમણે ૧૮૫૭ના સ્વાતંત્ર્યના સંગ્રામ પછી સો વરસ પુરા થતાં ભૂમિક્રાંતિ સાધવાની હાકલ કરી હતી.

૨. આ ઠરાવ મુજબ દરિયાપુર, સરસપુર, અસારવા, શાહપુર, જમાલપુર, મણિનગર અને ખાડિયામાં સભાઓ યોજવામાં આવી હતી.

પાઠવીને તરત બંધારણ મુજબ પહેલી તાલુકાસમિતિઓ અને પછી જિલ્લાસમિતિઓની સભા બોલાવી, તેમાં ચૂંટણીસમિતિ નીમવાની સૂચના આપી. વળી સમિતિ વિધાનસભા અને લોકસભાની બેઠક માટે ઉમેદવારી કરવા ઈચ્છનારની અરજીઓ મંગાવે તેમાં બીજી વિગતો સાથે તેમનું એવું પ્રતિજ્ઞાપત્ર માગવાનું હતું કે જો ચૂંટણીમાં જીતીશ તો પરિષદની મધ્યસ્થસમિતિના આદેશ અનુસાર ધારામંડળોમાં વર્તીશ અને જો મને ઉમેદવાર તરીકે પસંદ કરવામાં નહિ આવે તો પરિષદના અધિકૃત ઉમેદવારની સામે ઊભો રહીશ નહિ. આ બધી તૈયારીઓ કરીને ચૂંટણીસમિતિની પહેલી સભા પાંચમીએ બોલાવવાની ખબર બધા સભ્યોને મોકલી.

પાંચમીની સભામાં સ્વભાવિકરીતે બધાય જિલ્લાની ચૂંટણીસમિતિઓની રચના અને પરિસ્થિતિ વિષે સામાન્ય ચર્ચા થઈ. સમિતિએ પોતાના ઉમેદવારો પસંદ કરીને તેમની યાદી અઢારમી તારીખ સુધીમાં મોકલી આપે એમ નક્કી કર્યું. પછી ચૂંટણી માટે ઉમેદવારોનાં પ્રતીક વિષે ચર્ચા થઈ ત્યારે કુકડો, સિંહ અને મશાલનાં નિશાનની પસંદગી કરવામાં આવી. છેવટે ચૂંટણી લડવાને મારા તૈયાર કરેલા જાહેરનામા વિષે ઘણી વિગતવાર ચર્ચા થઈ. છેવટે તેમાં લઘુમતિઓ અને પછાતવર્ગના હક્ક વિષે તેમજ અમારા સાથીઓની અટકાયત અને તેમની અનેક યાતનાઓનો ઉલ્લેખ ઉમેરીને જાહેરનામું પ્રગટ કરવાની સત્તા મને સોંપવામાં આવી તે મુજબ મેં મધ્યસ્થ ચૂંટણી સમિતિના નામથી પરિષદનું જાહેરનામું સાતમી તારીખે પ્રગટ કર્યું.

જાહેરનામાના આરંભમાં પરિષદનું ગુજરાતનું એકભાષી રાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ રજૂ કરીને લખ્યું: "રાષ્ટ્રપિતા ગાંધીજીએ ભારતના રાજકારણના પ્રથમ સિદ્ધાંત તરીકે સ્વરાજ્યને

સાચું લોકરાજ બનાવવું હોય તો લોકભાષા દ્વારા જ વહીવટ-ચલાવવાનો આદેશ આપ્યો હતો.” તે મુજબનાં એકભાષી રાજ્ય રચાયાં છે તો હવે તેમાંથી બાકાત રાખેલા ગુજરાતમાં પણ તે આદેશ પરિપૂર્ણ કરવાને પરિષદ મહાગુજરાતની જનતા સમક્ષ આવે છે. વળી વ્યાવહારિક દૃષ્ટિથી જો ગુજરાતની નદીઓ, ખાણો, બંદરો, વીજળીનો પુરવઠો, ખેતી, ઉદ્યોગો વગેરેનો વિકાસ છેલ્લા દોઢસો વરસથી મુંબઈ રાજ્યમાં રુંધાયો છે. તેથી પરાયા પરભાષી રાજ્યમાંથી મુક્ત થઈને જ ગુજરાત પોતાની શક્તિથી અવિચ્છિન્ન પ્રગતિ કરી શકે, અને ભારતના પ્રજાસત્તાક રાજ્યમાં એક આદર્શ પુરો પાડશે.

વળી, ચાલુ રાજ્યતંત્રમાં જે લોખંડી અને રાક્ષસી નોકરશાહી, લાંચરુશવત, ભ્રષ્ટાચાર અને નિષ્કંટક ગોળીબાર અને દમન માટે જવાબદાર છે તેને પણ ગુજરાતનું શાણું તળપદું એકભાષી રાજ્ય જ નાબૂદ કરી શકે. તેમજ મોટાં દ્વિભાષી રાજ્ય કરતાં વિકેન્દ્રીકરણનાં સિદ્ધાંત મુજબ સ્થપાયેલા નાના એકભાષી રાજ્યનો વહીવટ વધારે શુદ્ધ અને કાર્યક્ષમ બની શકે. વળી ગુજરાતના સંગઠિત રાજ્યમાં ગુજરાતી ભાષા બોલનાર લઘુમતિનું અને કિસાનો તેમજ કામદારોની વધારે સંગીન મુક્તિ અને પ્રગતિ થઈ શકે.

જાહેરનામાના ઉપસંહારમાં અમે લખ્યું કે ગાંધીજી અને સરદારનું ગુજરાત હંમેશ રાષ્ટ્રીય રહ્યું છે અને તેણે ખરું જોતાં ગુજરાતની જનતાના સહકારથી ચાલતા લોકરાજ્યની માગણી કરી છે. વળી ગોળીબારનાં અદાલતી તપાસની માગણી કરવા અમે દેશભરમાં વારંવાર થતા ગોળીબારને દેશવટો આપવાનો ખ્યાલ રાખ્યો છે. છેવટે જાહેરનામામાં લખ્યું :

'મહાગુજરાત અમારો જન્મસિદ્ધ હક્ક છે એવી...અતૂટ શ્રદ્ધાથી ગુજરાતના લાખ્ખો પ્રજાજનો વધુ ભોગ આપવાને તૈયાર છે...આજે ચૂંટણીજંગમાં પોતાનો સ્વયંસિદ્ધ હક્ક હાંસલ કરવાને...નિર્ધાર કર્યો છે અને તે માટે તન, મન અને ધનથી પૂરો ભોગ આપવાને તે કમર કસશે એવી આશા આ પરિષદ રાખે છે.'

પછી જે અટકાયતવિરોધી સપ્તાહ દરમિયાન સભાઓ ભરાઈ તેમાં મેં જણાવ્યું કે આપણે એક વધુ અગ્નિપરીક્ષામાંથી શાંતિથી પસાર થયા છીએ. લોકસભાના કાનુનથી જે દ્વિભાષી રાજ્ય આપણાં પર લાદવામાં આવ્યું છે, તેના ભૂકકા ઉડાડવાનું કામ આપણે કરવાનું છે. હવે તો મહાગુજરાતના પ્રશ્ન પર ઊભા રહેનારા ઉમેદવારોને જંગી વધુમતિથી ચૂંટી કાઢીને પુરવાર કરશો કે અમારે તો મહાગુજરાત જ જોઈએ છે. જનતા પરિષદના અધિવેશનમાં ભંગાણ ન પડયું તેથી સરકારે આ કોરડો ચલાવ્યો છે પણ અમે કાં તો મહાગુજરાત લઈશું નહિ તો મોતને ભેટીશું.

આ વિરોધસભાઓ ભરાતી ગઈ તેમ ઊંડી અસર અમદાવાદના વેપારીવર્ગ પર પણ પડી. થોડા દિવસમાં કેટલાક આગેવાન વેપારીઓએ હઠીસાંગના વંડામાં મળીને મને ખાતરી આપી કે અમારા કાર્યકરોની ખોટ આવતી ચૂંટણીમાં પરિષદને સાલવા દઈશું નહિ અને અમારાથી બનતો ફાળો ઉઘરાવીને તમને પહોંચાડીશું. તેની સાથે નરેન્દ્ર શેઠ, મનુભાઈ પરીખ અને ચંદ્રકાન્ત શાહની કમિટી નીમાઈ હતી અને એના તરફથી સારી રકમ ભેગી કરવામાં આવી.

વળી થોડા વખતમાં વેપારીઓની કસોટી થઈ. તા. ૧૭મીએ પંતપ્રધાન મોરારજી અમદાવાદ આવે ત્યારે તેમનો સત્કાર કરવાનો સમારંભ યોજવાનો ઠરાવ વેપારી મહામંડળે કર્યો હતો. આ યોજનાનો

વિરોધ કરવાને ૮૮ જેટલા મોટા વેપારીઓએ[1] તા. ૧૫મીએ લલ્લુભાઈ કરસનદાસ હોલમાં સભા મળી તેમાં એવો ઠરાવ થયો કે વેપારી મહામંડળના પ્રમુખ અને કારોબારીએ સામાન્ય સભ્યોની ઇચ્છા અને લાગણીને જાણ્યા વિના મોરારજી દેસાઈને સત્કારવાનો સમારંભ યોજ્યો છે, તેથી અમને ઘણો ખેદ થયો છે; વળી મંડળની કારોબારીએ ૮–૮–૫૬ના રોજ અને તે પછી અમદાવાદમાં અને ગુજરાતમાં થયેલા બેફામ ગોળીબારનો સખત વિરોધ કર્યો છે; આ બધા ગોળીબારને પંતપ્રધાન મોરારજીભાઈએ વાજબી ઠરાવી ગુજરાતની પ્રજાને બદનામ કરી છે; તેથી અમે સહી કરનાર આ સમારંભનો સખત વિરોધ કરીએ છીએ અને તેનો બહિષ્કાર કરવાનું ઠરાવીએ છીએ. પછી આ સમારંભના આગલા દિવસે શહેરના આગેવાન શહેરીઓની સભા દા. સુમંતના પ્રમુખપણા નીચે મળી, તેમાં હિંમતલાલ શુકલ, બાબુરાવ મહેતા, નરેન્દ્ર શેઠ, વામનરાવ ધોળકીયા વગેરેએ પરિષદના કાર્યકરોની ધરપકડનો સખત વિરોધ કર્યો.

દરમિયાન ધારામંડળોની ચૂંટણી નજીક આવી રહી હતી, તેથી મધ્યસ્થ ચૂંટણીસમિતિની સભાઓ મળતી ગઈ. બીજી સભા ૧૨-મીએ મળી ત્યારે સૌરાષ્ટ્રના પક્ષોના અને ઉમેદવારોના ઝગડાનો નિકાલ કરવાને એક કમિટી નીમાઈ. જિલ્લાની ચૂંટણીસમિતિઓને ઉમેદવારોની ચૂંટણી વિષે જરુરી સૂચના આપીને ૧૮ મી સુધીમાં

૧. આ સભામાં નરેન્દ્રશેઠ, માણેકલાલ હરિલાલ, રતિલાલ નાથાલાલ, આત્મારામ ભોગીલાલ સુતરીયા, મનુભાઇ પરીખ, દાદુભાઈ મુળજીભાઈ અમીન, વિમળભાઈ શાહ, કનૈયાલાલ હરિલાલ નાગોરી, ચંદુલાલ સીંગાપુરવાળા, જીતેન્દ્ર મહેતા વગેરે સામેલ હતા.

ઉમેદવારોની યાદીઓ મોકલી આપવાનું સૂચવવામાં ઠરાવ્યું. પછી આ સમિતિની સભા ૧૯મીએ મળી ત્યારે ઉમેદવારોની ચૂંટણી વિષે કંઈક નિર્ણયો થયા. મહેસાણા જિલ્લાની વિધાનસભાની બેઠકો માટે ઉમેદવારોની જે યાદી મળી તેને મંજૂર કરવામાં આવી. સામે કંઈ વાંધા અરજીઓ આવેલી તેથી તેનો નિકાલ કરવાનું કામ પ્રમુખને સોંપાયું. સીટી તાલુકામાં ઈન્દુપ્રસાદ ભટ્ટની ઉમેદવારી મંજૂર થઈ. વડોદરાથી સનત મહેતાની ઉમેદવારીમાં પ્રતીક વિષે મતભેદ હોવાથી બધા કાગળો અહીં મંગાવ્યા.

ફરી ચૂંટણીસમિતિ ૨૧મીએ મળી ત્યારે કાલુપુર વૉર્ડ માટે જયંતી દલાલ ને એલીસબ્રીજ માટે ગણપતરામ પટેલ અને દરિયાપુર-કાઝીપુર માટે હરિહર ખંભોળજાની ઉમેદવારી મંજૂર થઈ. બ્રહ્મકુમાર ભટ્ટની ઉમેદવારી મંજૂર થઈ પણ તેમના પક્ષનું પ્રતીક વાપરવાની પરવાનગી ન આપાઈ. શહેરની બે બેઠકના મિશ્ર કામદાર વિસ્તાર માટે દિનકર મહેતા અને નરસિંહ મકવાણાની પસંદગી થઈ પણ મકવાણાના પ્રતીક વિષે મતભેદ રહ્યો. તે જ પ્રમાણે વડોદરા જિલ્લાની વિધાનસભાની બધી બેઠકોના ઉમેદવાર મંજૂર થઈ ગયા.

પછી અમદાવાદની સંસદના મિશ્ર વિભાગ માટે મારી અને કરસનદાસ પરમારની પસંદગી થઈ. વડોદરાની બેઠક માટે સ્વતંત્ર ઉમેદવાર પશાભાઈ પટેલને ટેકો આપવાનું નક્કી થયું. મહેસાણા જિલ્લાની લોકસભાની બેઠકો માટે પુરુષોત્તમ પટેલ અને મોતીસીંગ ઠાકોરની ઉમેદવારી મંજૂર થઈ.

અમદાવાદ જિલ્લામાં વિધાનસભા માટે દસક્રોઈ વિભાગ માટે છોટાભાઈ પટેલ, દહેગામ માટે ચતુરભાઈ અમીન, વિરમગામ માટે દીલીપસિંગ દેસાઈ પસંદ થયાં.

ફરીથી મધ્યસ્થસમિતિ ૨૬મીએ મળી, ત્યારે બ્રહ્મકુમાર ભટ્ટની ઉમેદવારી પસંદ કરાઈ અને તેમનું પ્રતીક વાપરવાની પણ છૂટ અપાઈ તેમજ અમદાવાદના જમાલપુર વિસ્તારના ઉમેદવાર વિષે લાંબી ચર્ચા થઈ. પ્રજાસમાજવાદી એહમદમીંયા શેખ અને કુબેરદાસ મોદી એ ઉમેદવારોમાંથી શહેરની કમિટીએ શેખની ઉમેદવારી મંજૂર કરી હતી, તેને મધ્યસ્થ કમિટીએ સ્વીકારી.

દરમ્યાન જનતા પરિષદ માટે સરકારે કુકડાનું નિશાન મંજૂર કર્યું હતું. તેથી ઉમેદવારીપત્રોમાં તેનો ઉલ્લેખ કરવાની ખાસ સૂચના અપાઈ. બાકીની તમામ બેઠકો માટે નિર્ણય કરવાની સત્તા મને સોંપીને સમિતિની સભા પૂરી થઈ.

શહેરની અને મધ્યસ્થ ચૂંટણીસમિતિઓની છેલ્લી બેઠક મળી ત્યારે શહેરના કોઈ વોર્ડના માનીતા ઉમેદવારો નિરાશ થતાં અમારા કાર્યાલયની આસપાસ લોકોના ટોળાં જામતા હતાં. સીટી તાલુકાની ટિકિટ ઇન્દુપ્રસાદ ભટ્ટને મળી તેથી તેમની સામે હરીફાઇ કરનાર નરસિંહ પટેલના ટેકેદારો તરફથી આખી રાત કાર્યાલય આગળ ધમાલ મચાવવામાં આવી. શેખની પસંદગી સામે જે લોકો ગુસ્સે થયા હતા તેઓ પણ તરખાટ મચાવતા. આ બધુ ધાંધલ સમતું હતું ત્યારે કોંગ્રેસ છોડીને પરિષદમાં આવેલા જનતા કોંગ્રેસના ભાઈઓએ ત્રીકમલાલ પટેલની આગેવાની નીચે અમદાવાદ શહેરની યાદી સામે પ્રચંડ વિરોધ કરવા માંડયો. શહેરના મધ્યભાગમાં આવેલી રાયપુર, કાળુપુર અને એલીસબ્રીજ જેવી બધી બેઠકો પરિષદના માત્ર નવા આગેવાનોને આપવાને બદલે તેમાંથી થોડી પણ માજી કોંગ્રેસી અગ્રેસરોને આપવાની તેમણે હઠ લીધી. તેથી એક દિવસ તો અમે કેટલાક તટસ્થ ગૃહસ્થોની સાથે રાયપુરમાં રામોલીયા શેઠ જેવા મોટા વેપારીને ઘેર સવારથી મોડે સુધી મળ્યા. સામસામી ઘણી કડવી ટીકાઓ અને દલીલો થઈ છતાં અમારી

યાદીમાં કંઈ સુધારો કરવા વિષે એકમતિ સધાઈ નહિ. અમે કામદાર વિસ્તારની બેઠક છીંકણીવાળા જેવાં માજી કોંગ્રેસીને આપવાની વાત કરી ત્યારે તેવી બેઠકમાં ભારે ખરચ કરવાનું જોખમ ખેડવાનો સામા પક્ષે વિરોધ થયો. ઉમેદવારીપત્ર નોંધવાનો છેલ્લો દિવસ ઉગ્યો ત્યાં સુધી આ ઝગડો ચાલુ રહ્યો.

દરમ્યાન મારી પ્રચારપ્રવૃત્તિ ચાલુ રહી. તા. ૨૧મીએ ખંભાતની સભામાં મેં કહ્યું કે મહાગુજરાતની રચના થયા સિવાય પુરાતનકાળનું હાલ વેરાન થયેલું બંદર ફરીથી ધમધમતું થશે નહિ. ત્યાંથી નડિયાદ જઈ સંતરામ મહારાજના ચોગાનમાં મારી હાજરીમાં મહાગુજરાતનો રસિક મુશાયરો યોજાયો હતો, તે પ્રસંગે નડિયાદના જાણીતા યુવાન કાર્યપ્રેમી ભાઈ હરીશ ઠાકરે મુશાયરાનું સંચાલન કર્યું હતું અને તેમણે તાજાજ પ્રગટ કરેલા મહાગુજરાત સંબંધી ગીતોનો સંગ્રહ–ગુર્જરી[1]–માંથી ઘણાં કાવ્યો ગાયાં હતાં. થોડા દિવસ પછી જયંતિ દલાલે આગલા માસમાં અમદાવાદનાં તોફાનો દરમ્યાન જે દર્દભર્યાં ભાષણ કરેલાં તેનો સંગ્રહ 'હકીકત અને અટકાયત' એ નામે પ્રગટ થયો. તેની પ્રસ્તાવનામાં મેં

૧. આ પુસ્તિકાની પ્રસ્તાવનામાં મેં લખ્યું : 'આજે ગુજરાતના નામાંકિત કવિઓ અને લેખકો મહાગુજરાતના આંદોલનથી વિરક્ત રહ્યા છે, તે વખતે આ સંગ્રહ ખાસ આવકારદાયક બને છે, તે ઉપરથી જણાય છે કે કવિ નર્મદ, લલિતજી, ખબરદાર, મેઘાણી વગેરે શિષ્ટ કવિઓએ જ નહિ પણ સુન્દરમ્, ઉસનસ્, મનસુખલાલ ઝવેરી, ચન્દ્રવદન મહેતા વગેરે વર્તમાન કવિઓએ પણ માતા ગુર્જરીને અનેકવિધ સુભગ કાવ્યોથી બિરદાવી છે.'

આ સંગ્રહનું પ્રકાશન આગલી ૧૩મીએ નડિયાદમાં થયું હતું. ત્યારે રેડિયો કલાકાર ધીરૂભાઈ નાયકે તેમાનાં ઘણાં ગીત ગાયા હતાં.

લખ્યું : 'અટકાયત પહેલાં' થોડા અઠવાડિયા દરમ્યાન સરકારના રોજીંદા દમન કરતાં પણ પ્રજાના કોઈ વર્ગ તરફથી થતાં તોફાનથી શ્રી જયંતીભાઈનું દિલ વધારે દુભાતું હતું. તેમની દર્દભરી મનોદશા (તેમનાં) પ્રવચનમાં અંકિત થયેલી છે.' પછી સર્વ વિવેકી અને સમજુ લોકોને આ પુસ્તિકા વાંચીને તેનો સાર દિલમાં ઉતારવા મેં વિનંતિ કરી હતી.

જાનેવારીના છેલ્લા અઠવાડિયા દરમ્યાન શહેરનાં ઉમેદવારોની પસંદગીનો સવાલ જગબત્રીસીએ ચઢ્યો હતો, તે જ વખતે મારા દિલમાં ભારે મંથન ચાલી રહ્યું હતું. મધ્યસ્થ સમિતિએ અમદાવાદની લોકસભાની બેઠક માટે મારું નામ પસંદ કર્યું. તે પહેલાં હું મારે બદલે બીજા લાયક ઉમેદવારની શોધમાં હતો. આમાં માત્ર નમ્રતાનો જ સવાલ નહોતો. મહાગુજરાતના આંદોલન ગુજરાતમાં ચલાવીને જ ફતેહ મેળવવાના સ્વપ્નમાં હું રાચતો હતો, તેથી ગુજરાત છોડીને દૂર દિલ્હી જઈને ગમે તેવાં ભાષણ કરવાથી કંઈ શુક્કવાર થાય એમ હું માનતો નહિ. ૧ તેથી લાયક ઉમેદવારને શોધતાં પહેલાં મારી નજર અમદાવાદના વિખ્યાત હઠીસીંગ કુટુંબના નબીરા રાજા હઠીસીંગ૨ પર ઠરી. તેમની બહેન

૧. સન ૧૯૪૬ માં હું આશ્રમમાં રહેતો ત્યારે ગુજરાતની કોંગ્રેસ તરફથી મને ખેડા જિલ્લાની વિધાનસભાની ટિકિટ આપવાનો કાગળ મળેલો, પણ આશ્રમની પાયાની પ્રવૃત્તિ છોડીને મુંબઈ ધારાસભામાં મહાલવાને હું જરાયે રાજી નહોતો. તેથી મેં જવાબમાં નન્નો લખી નાખ્યો હતો.

૨. રાજા હઠીસીંગ તે વખતે મુંબઈમાં રહેતા. તેમના લગ્ન પંડિત નેહરુનાં બહેન કૃષ્ણા સાથે થયા હતાં, અને તેમને ઘેર જ પંડિતજી મુંબઈ આવતા ત્યારે ઉતરતા.

સરોજીની મારફત સંદેશો મોકલીને મેં તેમને અમદાવાદ બોલાવ્યા. તે લોકસભાની બેઠક માટે જરુરી ખર્ચ કરવા અને જહેમત ઉઠાવવા તૈયાર હતા. પછી જ્યારે અમારાં મંડળોમાં તેમનું નામ મુકયું ત્યારે સર્વેએ આગ્રહપૂર્વક કહ્યું કે કોંગ્રેસના ઉમેદવાર અને કેન્દ્રના કામદારખાતાના પ્રધાન ખંડુભાઈ દેસાઈને બીજો કોઈ હરાવી શકશે નહિ.

મારી સામે દાદુભાઈ અમીને હરીફાઈ કરેલી, ત્યારે તેમને પૂરી સહાય કરવાની શરતે પસંદ કરવાની ભલામણ સમિતિને કરેલી પણ તે તરત જ નામંજૂર થયેલી. છેવટે બધાય ઝગડાનો છેવટનો નિકાલ કરવાને વલ્લભ વિદ્યાનગરના સર્જક ભાઈલાલભાઈની હાજરીમાં મનુભાઈ ભીખાભાઈ પટેલના બંગલામાં બધાય કાર્યકરો અને પક્ષકારો ભેગા થયા. થોડા કલાક સુધી માજી કોંગ્રેસીઓએ પોતાની દલીલો ભાઈકાકા આગળ રજૂ કરી પણ અમારા ઉમેદવારોને સાંભળ્યા પછી તેમની પસંદગી મંજૂર થઈ.

ત્યાં સુધી પ્રજાસમાજવાદી ભાઈઓ પોતાના જ પ્રતીક પર ચૂંટણી લડવાનો આગ્રહ રાખતા તેથી અમારા મંડળોમાં વિસંવાદ ચાલતો પણ તેમનો ગુજરાત કમિટીના પ્રમુખ સુરેશ દેસાઈએ આ સંમેલનમાં હાજરી આપીને પોતાના પક્ષના સર્વે ઉમેદવારોને પરિષદનું કુકડાનું પ્રતીક વાપરવાની છૂટ આપી તેથી આ સવાલ પણ ઉકલી ગયો.

આ સંમેલનના ટાંકણે મેં તે જ દિવસે સરદાર વલ્લભભાઈના પુત્ર ડાહ્યાભાઈને પરિષદ તરફથી મારે બદલે લોકસભાની ચૂંટણી લડવા વિનંતિ કરી. તરત તેઓ ભાઈકાકાને મળીને નજીકના ઘેર તેમનાં બહેન મણીબહેનને મળવા ગયા. મણિબહેને આ વાત સાંભળતા જ આંસુથી છલકાતી આંખે સામો ઠપકો આપ્યો કે

બાપુની આંખ મીંચાઈ ત્યારે તારાથી કોંગ્રેસ સામે ચૂંટણીમાં ઊભા રહેવાય જ કેમ? બહેનના આવા બોલ અને આંસુથી ડાહ્યાભાઈ છેક હતાશ થયા. તરત તેમણે ઉમેદવારીની વાત માંડી વાળી એટલે ભાઈકાકા અને બીજા સર્વની હાજરીમાં લોકસભા માટે મારી ઉમેદવારી અનિવાર્ય બની.

અમારું શાનદાર સંમેલન એકંદરે સફળ થયું. તેથી બીજે જ દિવસે અમદાવાદ શહેરની વિધાનસભાના અને લોકસભાના ઉમેદવારોની આખરી યાદીઓ પ્રગટ કરવામાં આવી. તેજ દિવસે મેં અને કરસનદાસ પરમારે લોકસભાની સામાન્ય અને અનામત બેઠક માટે ઉમેદવારી નોંધાવી અને ચૂંટણીના જંગ માટે તૈયાર થયા.

હવે ચૂંટણી માટે પ્રચારની વ્યવસ્થા કરવાને ૩૦મીના ગાંધી-નિર્વાણદિને અમદાવાદના સર્વે પ્રતિનિધિઓની સભા મળી. તેમાં આવતી આઠમીના શહીદદિનથી ૧૫મી સુધી ચૂંટણીસપ્તાહ ઉજવવાનું નક્કી થયું. વળી પરિષદના કોઈ સભ્યે અમારા અધિકૃત ઉમેદવારની સામે ઉમેદવારી નોંધાવી હોય તેમને તે તરત જ પાછી ખેંચી લેવાની ભલામણ થઈ. પછીથી શહેરની કારોબારી સમિતિએ આ સૂચનો મંજૂર કર્યાં અને વોર્ડવાર સભાઓ ભરવાનો વિગતવાર કાર્યક્રમ ઘડી કાઢયો. તરત યરવડા જેલમાંથી બ્રહ્મકુમાર ભટ્ટ, જયંતિ દલાલ અને હરિહર ખંભોળજાએ અમદાવાદની બેઠકો માટે ઉમેદવારીપત્ર ભર્યાં હતાં, તેમની ખબર પડતાં મુંબઈ સરકારે છોડી મૂકયા આ ત્રણે ભાઈઓએ ચૂંટણીમાં ઝુકાવ્યા પછી પહેલું નિવેદન કરતાં :

'સૌ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે'

—એ ગીત ટાંકીને સારા ગુજરાતના પરિષદનાં કાર્યકરોને ચૂંટણીસપ્તાહ શાનદાર રીતે ઉજવવાની અપીલ કરી. વળી અમારા

કુકડાના પ્રતીકની આકૃત્તિઓ અને અધિકૃત સૂત્રો, ભીંતપત્રિકાઓ અને ભોંયપત્રિકામાં ચીતરવાની સૂચના આપી. પછી શહેરમાં અનેક વોર્ડની સભાઓમાં આવી વ્યાવહારિક સૂચનાઓ આપીને કહ્યું કે મહાગુજરાત અને ગોળીબાર વિષે સરકારનો જવાબ માગવાને ચૂંટણીની લડતમાં ઝુકાવજો.

યરવડા જેલમાંથી બ્રહ્મકુમાર ભટ્ટ, જયંતિ દલાલ અને હરિહર ખંભોળજાએ અમદાવાદની બેઠકો માટે ઉમેદવારીપત્રો ભર્યાં હતા, તેની ખબર પડતાં મુંબઈ સરકારે આ ત્રણે ભાઈઓને જેલમાંથી મુકત કર્યા હતા તેથી શહીદદિને જ આ ભાઈઓ અમદાવાદ સ્ટેશને આવી પહોંચ્યા, ત્યારે તેમનું ભવ્ય સન્માન કરવામાં આવ્યું અને તે જ રાત્રે માણેકચોકમાં જંગી સભામાં તેમણે મહિના એકથી દિલમાં દબાઈ રહેલી વરાળ કાઢી અને ચૂંટણીના આંદોલનનું પ્રોત્સાહક મંગલાચરણ કર્યું. તેવામાં જ શારદાબેન મહેતાની આગેવાની નીચે અમદાવાદના અનેક અગ્રગણ્ય નાગરિકોએ મહા-ગુજરાતના આંદોલનને સિદ્ધ કરવાને અપીલ પ્રગટ કરી, તેથી જંગમાં ઘણો વેગ આવ્યો.

અમદાવાદથી અમે જે આહાલેક પોકારી તેની સારાયે ગુજ-જરાતમાં ઊંડી અસર પડતી ગઈ. અનેક શહેર અને ગામના લોકોએ જાહેર સભાઓ ભરીને જનતા પરિષદના ઉમેદવારોને ટેકો આપવાના ઠરાવ કર્યા. તે જ વખતે અમદાવાદના એક માત્ર દૈનિક જનસત્તાએ અગ્રલેખ લખીને અમારી લડતનું સમર્થન કર્યું. ખાસ તો તે પત્રમાં લખ્યું કે ઉમેદવારોની પસંદગીનું કામ ચાલતું હતું ત્યારે વિઘ્નસંતોષીઓ પરિષદમાં ભંગાણ પડવાની આશા રાખી રહ્યાં હતા, તે બધી વ્યર્થ નિવડી : વળી મહાગુજરાતની સિદ્ધિ થાય ત્યાં સુધી જનતા પરિષદની એકતા અતૂટ રહેશે એવી શ્રદ્ધા વ્યકત કરીને અમારા વિરોધીઓનાં મ્હોં બંધ કર્યાં.

આવા બધા સંયોગોથી પ્રોત્સાહિત થઇને મેં અમદાવાદમાં અને ગુજરાતભરમાં વીજળીવેગે ફરવા માડયું. ચૂંટણીસપ્તાહ દરમિયાન સારંગપુરની સભામાં સંસદસભ્ય ભૂપેશ ગુપ્તા અને ઉમેદવારોની સાથે બોલતાં મેં હાલ ગામડામાં સરકાર તરફથી સિમેન્ટ અને પતરાની લ્હાણી ઉદારપણે થઈ રહી છે, તેથી નહિ લલચાવા સર્વેને ચેતવણી આપી અને કુકડાની પેટીમાં જ મતપત્રો નાખવા આગ્રહ કર્યો. કડીમાં જંગી મેદની સમક્ષ બોલતા મેં મહાગુજરાતની લડતનો મૂળ ઉદ્દેશ રજૂ કરીને આપણા ઉમેદવારોની પેટીઓ છલકાવવા એલાન કર્યું. અમદાવાદમાં માધુપુરામાં મોટી મેદની સમક્ષ જનસત્તાના તંત્રી અને બીજા કાર્યકરોએ પ્રવચન કર્યાં ત્યારે સ્થાનિક મહાજનના પ્રમુખ પોપટલાલ ગાંધીએ તેમના વોર્ડના ઉમેદવાર હરિહર ખંભોળજાને રૂા. ૧૦૦૧ અને જનતા પરિષદને રૂા. ૫૦૧ ભેટ આપ્યા. થોડા દિવસમાં ગોમતીપુર વોર્ડના પરિષદના ઉમેદવાર સામે ઊભા રહેલા કાળીદાસ સોલંકીએ અને પ્રહલાદભાઇ મુખીએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી, તે માટે મેં તેમને ધન્યવાદ આપ્યા. એકંદર પરિષદના અગ્રગણ્ય કાર્યકરોએ ગુજરાતના શહેર અને ગામડાં ફેબ્રુઆરીની આખર સુધીમાં ખુબ ગજાવી મુકયાં, તેથી અમારા ઉમેદવારોનો વિજય નિશ્ચિત લાગ્યો.

ચૂંટણીની છઠ્ઠી માર્ચના છેલ્લા રવિવારને દિવસે અમદાવાદ શહેરમાં પરિષદનું જે સરઘસ યોજાયું તેમાં બધા વોર્ડમાંથી હજારો નગરજનો ભળી ગયા તેથી તે દોઢ માઈલ સુધી લાંબુ ફેલાયું. તેમાં ૧૦ ઊંટ, ૨૦ ઘોડા પર કુકડા અને સિંહના મોટા પ્રતીક સાથે જીવતા કુકડા શોભતા હતા. ઉપરાંત ઢોલ, ત્રાંસા અને બેન્ડનું જાડું-પાતળું સંગીત પણ ચોપાસ રેલાતું હતું. રાતના નવ વાગે વિવિધ માર્ગ પર થઈને આ સરઘસ

માણેકચોકમાં વિરાટ સભામાં ફેરવાઈ ગયું. અમે સર્વેએ પરિષદના ઉમેદવારોને જંગી બહુમતિથી ચૂંટી કાઢવાની હાકલ કરી અને કેટલાક વોર્ડમાં જામેલી ત્રિપક્ષી હરીફાઈનું નિવારણ કરવામાં યશસ્વી ભાગ લેનાર જનસત્તાના તંત્રી રમણલાલ શેઠનો આભાર માન્યો. આ વિરાટ સરઘસ અને સભા જોતાં આ શહેરમાં તો પરિષદના વિજયની પૂરી શ્રદ્ધા બેઠી.[1]

વળી આ લડતના પહેલાં જ દિવસથી અને ખાસ તો આ જંગના સારા મહિનામાં મેં જે દૃશ્યો જોયાં હતાં, જે અનુભવ થયા હતા અને જનતાની વિરાટ શક્તિનો જે પ્રાદુર્ભાવ જોયો હતો તેને કયા શબ્દોમાં હું રજૂ કરું ? પહેલાં મહાગુજરાતની લડતમાં દ્વિભાષી રાજ્યની સામે જે સંઘર્ષની લાગણી હતી તેમાં હવે સામા હરિફ ઉમેદવાર પર જ્વલંત વિજય મેળવવાનો તલસાટ ઉમેરાયો. તેથી હું જ્યાં પોળ કે લત્તામાં, ધર્મશાળા કે મેદાનમાં જતો ત્યાં લોકોની મોટી મેદની બુલંદ સૂત્રો પોકારીને ઘેરી વળતી અને ફૂલના હારનો વરસાદ વરસાવતી. અમદાવાદના ઉપનગરમાં કે કડી ગામમાં કોંગ્રેસી ઉમેદવારની સામે સમાંતર સભા થતી ત્યારે ત્યારે અમારા શ્રોતાઓની સંખ્યા ઘણી જ મોટી રહેતી અને છતાં અમારા બોલમાં કંઈ અણછાજતો શબ્દ નહોતો સંભળાતો તેમ હરીફ ટોળાંની વચ્ચે કંઈ વિખવાદ, ટંટો કે તોફાન થતું નહિ. અમે ફરી ફરીને મહાગુજરાતનું રાજ્ય ધારામંડળોમાં વધુમતિ મેળવીને નહિ પણ શહીદોએ ચીંધેલા બલિદાનને માર્ગે જ લેવાનું

૧. ચૂંટણીના પ્રચાર માસ દરમ્યાન તે વખતની કોંગ્રેસનાં પ્રમુખ ઈન્દિરા ગાંધી પણ અમદાવાદમાં આવી પહોંચ્યાં. તેમણે કહ્યું: અંગ્રેજોની ગોળીઓનો સામનો કરનારા પથ્થરથી ડર્યા નથી અને ડરશે પણ નહિ. અમદાવાદમાં મેં પથ્થરબાજી દેખી અને ગાળો પણ સાંભળી પણ એ રસ્તે કાંઇ મહાગુજરાત નહિ મળે !

કહેતા. તેથી અમારા તોફાની જંગમાં પણ પૂરો વિનય, અદબ અને શાંતિ જળવાતાં.

પરિષદના અગ્રણીઓ બરાબર જાણતા હતા કે દ્વિભાષી-રાજ્યમાં મહારાષ્ટ્રવાસીઓની બેવડી સંખ્યાની નાગચૂડમાંથી ગુજ-રાતની પ્રજાને મુક્ત કરવાને આ જંગ ખેલીએ છીએ, છતાં અમારાં પ્રવૃત્તિમાં, વચનોમાં કે હાકલમાં મહારાષ્ટ્રવિરોધી એક શબ્દ પણ કદી કોઇએ ઉચ્ચાર્યો નથી. કોઇએ આગલા કાળના મરાઠી પેશ્વાઓ કે સુબાઓએ ગુજરાતમાં કરેલા અત્યાચારનો એક હરફ ઉચ્ચાર્યો નથી. મુંબઇમાં ઘણા ગુજરાતીઓના જાન–માલને સંયુક્ત મહારાષ્ટ્રના પ્રચારથી થયેલાં ભારે નુકસાનના હેવાલ અમારા મનમાં તાજા જ હતા, છતાં અમારા કાર્યના આરંભથી જ જનતા-પરિષદને સંયુકત મહારાષ્ટ્ર સમિતિની હાર્દિક સહાનુભૂતિ અને સહાય મળેલી હોવાથી બન્ને ભાષા બોલતી પ્રજાઓના પૂરા સંપ અને સહકારથી દ્વિભાષી રાજ્યનું વિસર્જન કરવાની અમારી નેમ હતી. આ ધ્યેયથી તો મુંબઈમાં દ્વિભાષી રાજ્યની સ્થાપનાના દિવસે સમિતિના સ્વયંસેવકોની સાથે સત્યાગ્રહમાં પરિષદના ભાઇઓ ખાસ જોડાયા હતા અને એવો સંયુક્ત મોરચો મુંબઇની વિધાનસભામાં તેમજ દિલ્હીની લોકસભામાં જમાવવાની અમારી નેમ હતી.

ખૂબીની વાત તો એ થઈ કે વડોદરામાં જનતા પરિષદના ઉમેદવાર પશાભાઈ પટેલની સામે ખુદ મહારાજા ગાયકવાડ ઊભા રહ્યા. આ મહારાજાના પૂર્વજોએ આગલી સદીમાં ગુજરાતી પ્રજા ઉપર ઘણા સિતમ ગુજારેલા અને તેઓ પોતે એક રીતે મહારાષ્ટ્રની સત્તાના પ્રતીકરૂપ હતા. છતાં તેમના પિતામહ સયાજીરાવ મહારા-જાની પુણ્યસ્મૃતિ ધ્યાનમાં રાખીને અમે ગૂર્જર નરેશ તરીકે તેમનું

ગૌરવ કરતા અને એ ચૂંટણીમાં પણ ગુજરાતના મતદારોએ વધુ-મતિથી મહારાજાને ચૂંટીને ગુજરાતની પ્રજા ભાષાના કે પ્રાંતીય ઝનુનથી કેટલી પર છે એ પુરવાર કરી આપ્યું. એકંદરે સારાયે મહાગુજરાતમાં ચૂંટણીની લડત પૂરેપૂરી શિસ્તબધ્ધ અને શાંત રહી, તેથી ગાંધીજીના ગુજરાતની શાન જળવાઈ.

સદ્‌ભાગ્યે ચૂંટણીના થોડા દિવસ પહેલાં એવો ધડાકો થયો કે જેથી અમને ઘણો લાભ થયો. તે વખતે મોરારજી દેસાઈ મહાગુજરાતની રચના વિષે સરદારની ભાવના પર પાણી ફેરવતા હતા, તેથી ચીડાઈને સરદારના તે વખતના મંત્રી વી. પી. મેનને જાહેર કર્યું કે સૌરાષ્ટ્રના એકીકરણ વખતે જ સરદારની સૂચનાનો અમલ થયો હોત તો આજે મુંબઈનો[1] પ્રશ્ન ઊભો ન થયો હોત. આ વિષે મેનને પોતાના પુસ્તકમાં સ્પષ્ટ લખ્યું છે કે સૌરાષ્ટ્રનું એકમ થયું ત્યારે જ શ્રી ખેર અને શ્રી મોરારજીને કહેલું કે ભારતનું નવું બંધારણ થાય તે પહેલાં જ સૌરાષ્ટ્રનું જોડાણ મુંબઈ રાજ્ય સાથે કરી નાખો, જેથી છેવટે આખા મહાગુજરાતને મહારાષ્ટ્રથી જુદું પાડી શકાય અને તે વખતે મુંબઈનું અલગ રાજ્ય રચી શકાય. આમાં મુંબઈની યોજનાનું શંકાસ્પદ ગણીએ તોયે મુંબઈ રાજ્યના અંગરુપે મહાગુજરાતનો સર્વ વિસ્તાર એકત્ર કરવાની—અર્થાત્ મહાગુજરત રચવાની તેમની ફત્તેહભરી યોજના પરખાય છે. આમ અમારી

૧. એ તો જાણીતું હતું કે મુંબઈના ઝગડાને લીધે જ મહા-દ્વિભાષી રચાયું હતું તેથી સરદારની યોજના સર્વને માફક આવે એમ માની શકાય.

લડતમાં વખતસર સરદારનું નિર્ણાયક પીઠબળ મળ્યું તેથી કોંગ્રેસીઓના હાથ હેઠા પડયા.

સરદારની આ ભાવનાથી પ્રેરાઈને 'જનસત્તા' પત્રે જાણે અમારા પ્રચારનો ઉપસંહાર કરતાં એક અગ્રલેખમાં લખ્યું કે બીજા તેર રાજ્યોને તેમના એકભાષી રાજ્ય સોંપીને લોકસભા ગુજરાત માટે બીજો નિર્ણય કરે તો તેની પ્રજા આવા અન્યાયની સામે પોતાનો નિર્ધાર, શાંત અહિંસક અને બંધારણીય રીતે ઉઠાવીને, ગાંધી અને સરદારના પાઠને સફળ બનાવી રહી છે; અને રાષ્ટ્રીય ઐકયને નામે જેઓ ગુજરાતની પ્રજાની બેઈજ્જતી કરી રહ્યા છે, તેમને આપણી પ્રજાનો ટેકો હરગીઝ નહિ મળે.

આ લખાણની સાથે જ શહીદ કૌશિકના હસ્તાક્ષરથી લખેલાં નીચેના વાકયો પ્રગટ થયાં.

'સાચું બલિદાન, આક્ષેપો વિનાનું હોવું જોઈએ.'

'ત્યાગ કર્યા પછી ઝંખના ન કરવી.

'સાચો ત્યાગ આત્મશુદ્ધિનું સાધન બને છે.

('કૌશિક ઈન્દુલાલ વ્યાસ')

ચૂંટણીને ટાણે મહાગુજરાતના શહીદના આ શબ્દો વાંચકો માટે મંત્રવેધક બની ગયા.

સુરત જિલ્લાની લોકસભાની બેઠક માટે પરિષદના ઉમેદવાર તરીકે દિનકર મહેતા લડતા હતા, તેથી તેમની સાથે જઈને બારડોલીની સભામાં મેં સરદારના તાજા થયેલા મહાગુજરાતના સ્વપ્નની સર્વેને યાદ આપી. પછી મેં ઉમેર્યું કે મહારાષ્ટ્રના પત્રકારના વિધાન મુજબ મહારાષ્ટ્રને બે બૈરાંઓ મળી છે. એક મુંબઈની લલિત લલના—ચોપાટી પર હવા ખાવાને અને બીજી ગુજરાતની ગોરી ગામડીયણ—બધાનું વૈતરું કરવા માટે.

અમદાવાદ શહેરની ચૂંટણી વિષે પરિષદની છેલ્લી સભા ત્રીજી માર્ચના રોજ લૉ-કૉલેજના મેદાનમાં મળી ત્યારે એક લાખથી વધારે માણસો ત્યાં હાજર હતા. તે પ્રસંગે મેં કહ્યું કે ગુજરાતની ધરતી જે શહીદોનાં લોહીથી રંગાઈ છે, તેમના આત્માની શાંતિ માટે આપણે પરિષદના ઉમેદવારોને સફળ બનાવવા જોઈશે. જો આપણને શહીદ વીરોની માતાઓની આશાઓ અને બલિદાન સફળ કરવા માટે અને આપણે લીધેલી પ્રતિજ્ઞાઓ પાળવા માટે આપણા ઉમેદવારોની મતપેટીઓ છલકાવવી જોઈએ. પછી બીજા ઉમેદ-વારોનાં પ્રવચન થયા પછી સ્વામિનારાયણ મંદિરના ચોકઠાના નાગરિકો તરફથી રૂા. ૧૦૦૧) ની થેલી અને હિન્દુ મુસ્લિમ મારફતીયા તરફથી રૂા. ૨૭૧ ની થેલી ચૂંટણી પ્રચાર માટે અર્પણ કરવામાં આવી.

નડિયાદમાં પણ માર્ચના આરંભમાં છેલ્લી પ્રચારસભાઓને સંબોધવાને હું ગયો ત્યારે રાતે સલુણ દરવાજા બહાર પંદર હજાર માણસોની જંગી સભા સમક્ષ બોલતાં મેં કહ્યું કે જ્યારે માણસના મોતના નોબત વાગે છે ત્યારે માણસને અંતઃકાળ નજીક આવતો દેખાય છે, તે જીવવા માટે હવાતીયાં મારે છે; તેવી રીતે મહાગુજ-રાતની સ્થાપનાની મંગળ ઘડી નજીક આવતી જાય છે, ત્યારે કોંગ્રેસી ચૂંટણી જીતવાને ફોગટ ફાંફાં મારે છે.

તે પછી અમદાવાદની ચૂંટણીને આગલે દિવસે મિલોના કેટલાક ઉચ્ચ અધિકારીઓ અને ટેકનિશિયન અધિકારીઓએ તેમજ જગદ્‌ગુરુ શંકરાચાર્યે પણ જનતા પરિષદને ટેકો આપવાની અપીલ કરી હતી. વળી તે જ દિવસે બપોરે દા. સુમંત, શારદા બહેન, વિનોદીની બહેન વગેરેએ જનતા પરિષદને મત આપવાની અપીલ કરી.

આવી રીતે અમદાવાદ શહેર, ખેડા અને મહેસાણામાં વિજય-કૂચ કરીને (૬ માર્ચના) ચૂંટણીના દિવસે હું અમદાવાદમાં ફરવા નીકળ્યો ત્યારે દરેક મતદાનમથકે લાગેલી લાંબી હરોળમાંથી તેમજ જામતી મેદનીમાંથી જયનાદનો બુલંદ ઘોષણા હું સાંભળતો ગયો. મધ્યમ અને ગરીબવર્ગના બધી ન્યાતના અને કોમના લોકો હર્ષોન્માદથી મારું સ્વાગત કરતા અને પૂરા મનથી મને વધાવવાની ખાતરી આપતા. અમારી સૂચના મુજબ લોકોએ વહેલા ઉઠીને બપોર પહેલાં જ બને તેટલું મતદાન પતાવવાની ધારણા પાર પાડી. કોઈ માંદા, વૃદ્ધ અને અશક્ત મતદારો કોઈ કોઈની મદદથી મથક પર આવીને મતદાન કરતા. મત આપવામાં ગેરરીતિની કોઈ ફરિયાદો સાંભળી ત્યારે તેને અધિકારી આગળ નોંધાવી પણ એકંદર સારાયે શહેરના કામદારો અને નાગરિકોએ ભરપૂર આનંદોત્સાહથી મહાગુજરાતની મતપેટીઓ છલકાવી દીધી.

સારા દિવસની ચૂંટણીમાં પોળે પોળની વાનર સેનાએ—નાનાં બાળકોએ ચમત્કારિક ભાગ ભજવ્યો. નવજુવાનોની શહીદીથી આ લડત શરૂ થઈ તેથી છેક આરંભથી જ નાનાં બાળકો દરેક પ્રસંગે સભાઓમાં ને સરઘસમાં ઊભરાતાં. ઉત્સાહથી દોડાદોડ કરતાં અને ભાગ લેતાં. ચૂંટણીને દિવસે ઘણાંયે લત્તામાં બાળકોએ અને કિશોરોએ ઘેર ઘેર ફરીને જે મત આપવા ન ગયા હોય તેમને તે માટે ટોકતાં, જે નબળાં કે અશક્ત હોય તેમને સહાય કરતાં અને પોતાનો એકેએક મતદાર મત આપી આવે ત્યારે જ જંપતાં.

અમદાવાદમાં મતદાન છઠ્ઠીએ સાંજે પૂરું થયું કે તરત હજારો કામદારો અને સાથીઓ જિલ્લામાં અગીયારમીએ મતદાન થવાનું હતું ત્યાં રેલગાડીમાં, બસમાં બેસીને કે સાયકલ પર દોડીને પહોંચ્યા. નાના શહેર અને ગામડાના વિસ્તારમાં નાણાંની કોથળીઓ અને દારુનાં પીપ કોંગ્રેસવાળા ખુલ્લાં મુકીને મતદારોને છેક છેલ્લી રાતે

લલચાવે છે એવા હેવાલો મળતાં અમારા સ્વયંસેવકોની ટુકડીઓએ છેલ્લી રાતે ખાસ કરીને હરિજન અને પછાતવર્ગના લત્તાને નાકે ખાસ ચોકીઓ બેસાડી. કેટલેક ઠેકાણે સારા કપડામાં સજ્જ થયેલા શ્રીમંત નબીરાઓ મધરાતે આવા લત્તામાં પેસવા જતા હતા, ત્યારે અમારા જવાનો તેમની જડતી લઈને અટકાવતા. અલબત્ત નડિયાદ જેવા કોઈ શહેરમાં બહારગામ રહેતા સંબંધીઓ મારફત મતદારોમાં ધાતુના વાસણો જેવી કોઈ ભેટ વહેંચવામાં આવી તો યે ઘણે ઠેકાણે મતદાન પહેલાંની મધરાતે ચાલતો ઘણો ભ્રષ્ટાચાર આવી સમયસરની કામગીરીથી અટકી ગયો.

હું અમદાવાદની ચૂંટણીના કામમાંથી પરવાર્યો એટલે તરત દહેગામ, નડિયાદ, ભરુચ જેવા સ્થળે ૧૧મીએ ચૂંટણી થવાની હતી તે તરફ મેં મીટ માંડી. ભરુચમાં સવારથી ઘણી સભાઓમાં બોલ્યા પછી સાંજના શાનદાર ચૂંટણી સરઘસમાં સામેલ થયો. અમારા ઉમેદવાર ભૂપેન્દ્ર મોદી બાહોશ–વકીલ અને વરસોથી જનસેવક હતા તેથી આ સરઘસમાં ભરુચની પ્રજા ખુબ ઉમટી. સાંજે નદીકિનારે ટાવરના મેદાનમાં અમે જંગી મેદની આગળ ભાષણો કર્યાં ત્યારે લોકોના હર્ષનાદથી અમારી સફળતાની ખાતરી થઈ.

આ સભા ચાલતી હતી ત્યારે અંકલેશ્વરની સભામાં હાજર થવાનો સંદેશો મળ્યો. મારા સાથીઓ સાથે હું અંકલેશ્વર પહોંચ્યો ત્યારે અમારી જંગી સભા ચાલુ હતી. મધરાતે બારના ઘંટ વાગ્યા ત્યાં સુધી અમે આ ધર્મયુદ્ધમાં સાથ આપવાની સર્વને હાકલ કરી.

ત્યાંથી જલ્દી રેલગાડી પકડવાને અમે ભરુચ સ્ટેશને પહોંચ્યા ત્યારે અમે બધા ભૂખ્યા હતા, તેથી સ્ટેશન પર ચાની સાથે પાઉં–બિસ્કીટ જેવું મળ્યું–તેથી સંતોષ માનીને અમદાવાદ તરફ ઉપડી ગયા.

દરમિયાન આઠમીના શહીદદિને અમદાવાદ શહેરના વિધાન-સભાની ચૂંટણીના કેટલાંક પરિણામ જાહેર થવા તે મુજબ ખાડિયામાંથી બ્રહ્મકુમાર ભટ્ટ અને કાલુપુરમાંથી જયંતિ દલાલ જંગી બહુમતિથી જીત્યા ત્યારે દરિયાપુર–કાલુપુરમાંથી હરિહર ખંભોળજા હારી ગયા. તેથી તે દિવસે રાતે જાહેર સભામાં મેં અમારા વિજયી ભાઈઓને ધન્યવાદ આપીને હરિહર ખંભોળજાની હારને અમારી હાર તરીકે ગણાવી. જમાનાથી જામેલી કોંગ્રેસની સામે લડીને પરિષદે અમદાવાદમાં અને બહાર જે ગણનાપાત્ર વિજય પ્રાપ્ત કર્યો છે તેને જનતાનો ચુકાદો માનીને જો દ્વિભાષી રાજ્યના ભાગલા પાડવામાં નહીં–આવે તો સવિનયભંગની લડત ચલાવવી પડશે. તે જ વખતે સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિના વિજયના સમાચાર અહીં રસથી વંચાતા અને ચર્ચાતા અને ત્યાં તો સમિતિના ઘણા જ વધારે ઉમેદવારોને વિજય મળ્યો હતો અને છતાં જો લોકમત પારખીને સરકાર દ્વિભાષી રાજ્યના ભાગલા ન પાડે તો પછી પરિષદ અને સમિતિએ વધારે આકરા રાહ લેવા જ પડે.

બીજે દિવસે મહેસાણા જિલ્લામાં વિધાનસભાની ચૂંટણીમાં પરિષદે તેરમાંથી બાર બેઠક મેળવીને કોંગ્રેસને જાકારો આપ્યો. અમદાવાદમાં એલીસબ્રીજ વિભાગમાં દા. ગણપતરામ પટેલ અને જમાલપુરમાં એહમદમીંયા શેખ જીત્યા, તેથી શહેરમાં તો અમારો જયજયકાર થયો.

પછી અસારવા વિસ્તારમાંથી દિનકર મહેતા, મજૂરમહાજનના અગ્રણી શ્યામપ્રસાદ વસાવડાની સામે લડતાં આશરે નવસો મતથી જ હારી ગયા, તેમાં અમે તેમનો નૈતિક વિજય પારખ્યો. તરત જ લોકસભાના પરિણામની ગણતરી શરુ થઈ, તેનાં પરિણામ પર અમારી મીંટ મંડાઈ. પહેલેથી જ મારા હરીફ ખંડુભાઈ-

દેસાઈ ઉપર મને સરસાઈ મળવા માંડી તે થોડા દિવસમાં ઘણી વધી ગઈ. છેવટે મારા મિશ્ર મતદાર મંડળમાંથી હું ૧,૨૭,૦૦૦ મતથી અને કરસનદાસ પરમાર ૧,૨૪,૮૨૩ જેટલી જંગી વધુમતિથી જીતી ગયા. તરત કલેક્ટરની ઓફિસના વિશાળ ચોગાનમાં ભેગી થયેલી જંગી મેદનીએ અમને બંનેને અને દસ્ક્રોઈમાંથી જીતેલા છોટાભાઈ પટેલને ઉઘાડી ગાડીમાં બેસાડીને અમારું સ્વયંભૂ સરઘસ કાઢ્યું. સરિયામ રસ્તા પર સરઘસ પહોંચ્યું ત્યારે હજારો લોકો તેમાં જોડાયા અને "ગુજરાત કા નેહરુ—ઈન્દુચાચા," "મહાગુજરાત લેકે રહેંગે," "એક ધક્કા ઓર દો—દ્વિભાષી કો તોડ દો"—એવા સૂત્રો પોકારતા. ઠેર ઠેર અમારી ગાડી ઊભી રાખીને શ્રદ્ધાળુ લોકોએ અમને ફૂલહારથી નવાજ્યા. કોઈએ થોડીક મીઠાઈ ખવડાવી તો કોઈએ દૂધકોલ્ડ્રીંક આપ્યું. આમ ટિળકમાર્ગ પરથી સરઘસ જતું હતું ત્યારે એક ઉસ્તાદ અમારી ગાડીમાં ચઢી ગયા તેઓ મને એવા જોરથી ભેટયા કે મને મારી પાંસળી મચકોડાઈ ગયાની દહેશત લાગી. આમ ઘણા રસ્તા પરથી અને વિસ્તારમાં ફરતો ગયો તેમ આમારા પર ખોબા ભરી ભરીને ગુલાલ છાંટવામાં આવ્યો અને પછી અત્તરદાનીમાંથી છંટકાવ થતો ગયો તેથી મારો ચહેરો અને કપડાં લાલ રંગે રંગાઈ ગયાં. બીજે જ દિવસે સવારે ગુલાબબાઇ ઈસ્પિતાલમાં મારા શરીરની તપાસ કરાવી ત્યારે દાક્તરોએ સાવચેતી તરીકે મારી પાસળીઓને જરા દબાવીને પટ્ટો લગાવી દીધો. તેને સરખી રાખવાનો ઉપાય અજમાવ્યો.

લોકસભાનાં બધાં પરિણામ જાહેર થયાં તે મુજબ મહેસાણા-જિલ્લાની બંને બેઠકના અમારા બન્ને ઉમેદવાર પુરુષોત્તમદાસ પટેલ અને મોતીસીંગ ઠાકોર પણ સંગીન વધુમતિથી ચૂંટાઈ ગયા અને ખેડા જિલ્લાના નડિયાદ વિભાગમાંથી ઘોડાસરના ઠાકોર

ફતેહસિંગ ડાભી ચૂંટાયા. આમ લોકસભાની કુલ ૨૨ બેઠકોમાંથી પરિષદે ૫ મેળવી ત્યારે વિધાનસભાની ૮૭ બેઠકમાંથી પરિષદે ૩૦ બેઠક મેળવી.[1] પરિષદની સ્થાપના ગયા સપ્ટેમ્બરમાં જ થઇ હતી એ જોતાં આટલી બેઠકો મેળવીને પરિષદે જ્વલંત વિજય મેળવ્યો.

બીજે જ દિવસે ચૂંટણીનાં પરિણામ વિષે નિવેદન કરતાં મેં જણાવ્યું કે પરિષદના ઉમેદવારોએ જે વિજય મેળવ્યો છે, તે પ્રજાનો જ વિજય છે પણ તેથી ફૂલાઇ જવાને બદલે આપણે તો હજી નવા જંગ ખેલીને મહાગુજરાત હાંસલ કરવાનું બાકી છે. તે જ રીતે રાયપુર ચકલામાં યોજેલા સત્કાર સમારંભમાં જનસત્તાના તંત્રી રમણલાલ શેઠે પરિષદના જીતેલા અને હારેલા સર્વ ઉમેદવારોને ફૂલહારથી વધાવ્યા હતા. મહાગુજરાતના સૂત્રોથી આખું ચકલું ગાજી ઉઠયું તે પછી મેં કહ્યું કે આજે ખરું જોતા જનતા જંગી સભામાં પોતાનો વિજય માણવા ભેગી થઇ છે. મહારાષ્ટ્રમાં-કાકા ગાડગીલ અને પાટસ્કર જેવા મોટા કોંગ્રેસી નેતાઓની હારમાં સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિને—અર્થાત્ આપણો વિજય પારખીને ધન્યવાદ આપ્યા.[2] વળી અંગ્રેજી બુદ્ધિવાળા દેશી આપખુદ સત્તાધીશોને જાકારો સુણાવીને મેં કહ્યું કે જ્યાં સુધી આપણા બાકીના અટકાયતીઓ છૂટશે નહિ ત્યાં સુધી અમે જંપીને બેસીશું નહિ.

---

૧. પરિષદે વિધાનસભા માટે ૬૧ ઉમેદવારો ઊભા રાખેલા તેમાંથી ૨૯ પરિષદના નામે અને ૧૧ સ્વતંત્ર પરિષદના ટેકાથી ચૂંટાયા હતા.

૨. વિધાનસભા અને લોકસભાની ચૂંટણીનાં પરિણામ જાહેર થતાં ગયાં ત્યારે સંયુક્ત મહારાષ્ટ્રના વિજયને પણ અમદાવાદમાં અમે બિરદાવતા. ત્યારથી જ ભવિષ્યમાં પરિષદ અને સમિતિના સંયુક્ત મોરચા વિષે પરિષદનાં મંડળોમાં વિચારણા ચાલતી હતી.

અગાઉ ઠરાવ્યા મુજબ ગુજરાતની કારોબારી અને ચૂંટણી-સમિતિની સંયુક્ત સભા ૨૧મીના રોજ પ્રાર્થનાસમાજમાં મળી. પ્રથમ તો તેમાં બધી જિલ્લા-સમિતિઓને તેમના વિસ્તારની સ્થાનિક ચૂંટણીઓ લડવાની સત્તા આપવામાં આવી. લોકસભા અને વિધાનસભામાં ચૂંટાયેલા સર્વે સભ્યોની સભા એપ્રિલના આરંભમાં રાખી. તેમને ઘટિત આદેશ આપવાની સત્તા ચૂંટણી સમિતિને અપાઈ.

દરમિયાન મુંબઈ રાજ્યના ભાગલા પાડવામાં જનતા પરિષદ સાથે સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ પૂરેપૂરી સહમત હતી, તેથી એ સમિતિના મંત્રી એસ. એમ. જોષીએ મને વિધાનસભાના સમિતિ અને પરિષદના સભ્યો વચ્ચે સહકાર સાધવા વિષે વાટાઘાટ કરવા કાગળ લખ્યો હતો. તે પર વિચાર કરીને કારોબારીએ જોષીને મળીને સહકારનો યોગ્ય માર્ગ નક્કી કરવાની સત્તા મને આપવાનું ઠરાવ્યું.

બીજે જ દિવસે ખેડા જિલ્લામાં લોકસભા અને વિધાનસભામાં જીતેલા સભ્યોનું સન્માન કરવાને એક શાનદાર સરઘસ નડિયાદમાં રેલવે સ્ટેશનથી દેસાઈ વગા સુધી કાઢવામાં આવ્યું. મારી સાથે પરિષદના ઉમેદવાર તરીકે જીતેલા ઘોડાસરના ઠાકોર ફતેહસિંગ ડાભી અને નડિયાદમાં માજીપ્રધાન બાબુભાઈ જશભાઈને હરાવીને જીતેલા મહેન્દ્ર દેસાઈને પણ ઉઘાડી મોટરમાં ફેરવવામાં આવ્યા. આખો રસ્તો ધજાપતાકાઓ, ફૂલપાનનાં તોરણોથી શણગાર્યો હતો અને તેના પર પાથરણાં પાથરીને ઉઠાવી લેવાતા હતા. નડિયાદના વતની તરીકે મારા પર અપાર હેત વરસાવવામાં આવ્યું, ઠેર ઠેર ચા, આઈસ્ક્રીમ, દૂધકોલ્ડ્રીંગ, બીડી, સિગારેટ, હુક્કો વારાફરતી ધરવામાં આવ્યાં અને બધાનો મેં ઉપયોગ કર્યો પછી કેટલાયે લત્તામાં અનેક જાહેરસભાઓ થઈ અને પછી એક જંગી સભામાં

મેં નડિયાદના કોંગ્રેસીઓએ કરેલી ચાલબાજીની સખત ઝાટકણી કાઢી. વિધાનસભાની ચૂંટણીને ટાણે મુંબઈથી કેટલાક શ્રીમંત કોંગ્રેસીઓએ આવીને મતદારોને લલચાવવા પીત્તળનાં વાસણોની લ્હાણી કરેલી તેથી લોકો બુલંદ પોકાર કરતા હતાઃ

"મુંબઈના શેઠીયા છૂટી પડયા, પીત્તળની થાળીઓ છુટી પડી."

આ કિસ્સાને અનુલક્ષીને મેં પણ કોંગ્રેસીઓની નીતિ-રીતિની સખત ટીકા કરી, અને આવા બધા કુટીલ કાવાદાવાનો મુકાબલો કરીને અત્ર અમારા સાથીઓને જે વિજય મળ્યો છે, તેમને અને જનતાને મેં ધન્યવાદ આપ્યા.

તે દિવસે નાગરવાડાની સભામાં મારા વડીલ કાકા પોપટ-લાલની હાજરીમાં બીજા વડીલ મૂળશંકર યાજ્ઞિકે મને ધન્યવાદ આપ્યા, તેની મારા દિલ પર ઊંડી અસર થઈ. ગઈ સદીમાં નાગર આગેવાન ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક મુબંઈની ધારા-સભામાં ચૂંટાયા તે પછી દિલ્હીની લોકસભા સુધી પહોંચ્યો તે માટે ધન્યવાદ અપાયા. હું તો આવી બધી તારીફ સાંભળીને ગળગળો થઈ ગયો. અમારા ગોવર્ધનરામ જેવા વડીલ સાક્ષરો અને ચંદ્રશંકર પંડયા જેવા વડીલ મિત્રો પાસેથી જે કંઈ સંસ્કાર-ધન મેળવ્યું છે, તેથી જ મને આજે કંઈક સફળતા મળી છે.

પરિષદની કારોબારીના ઠરાવ મુજબ હું મુંબઈમાં સંયુક્ત-મહારાષ્ટ્ર સમિતિના પ્રમુખ એસ. એ. ડાંગે અને મંત્રી એમ. એમ જોષીને મળ્યો. અમે પ્રથમ તો મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં સમિતિ અને પરિષદને જે ગણનાપાત્ર ફતેહ મળી છે, તે વિષે સામસામા ધન્યવાદ આપ્યા. પછી રોજિંદી કામગીરી વિષે અમે ચર્ચા કરી ત્યારે વિધાનસભામાં સંયુકત વિરોધી મોરચો રચવા વિષે તરત સંમત થયા. તેની સાથે એ પણ નક્કી થયું કે સમિતિ અને

પરિષદ પોતપોતાના સભ્યોનાં અલગ જૂથ રચે અને ચોક્કસ વિષયોની ચર્ચા થાય ત્યારે સંયુકત ચર્ચા કરીને સાથે મળીને ચર્ચા કરવામાં અને મત આપવામાં સહકાર સાધે. મુબંઈના અને ડાંગ જેવા સરહદના સવાલોની ચર્ચા ભવિષ્યમાં કરવાનું રાખીને અમે મોજથી સાથે ભોજન કરીને છૂટા પડયાં.[1]

આવી રીતે સરકારે અમારા ચુનંદા કાર્યકરોની ધરપકડ કરીને પરિષદ પર જે હૂમલો કર્યો તેને જ અમારી લડત માટે પ્રેરણારૂપ બનાવીને અમે ચૂંટણીમાં વિજય મેળવ્યો. વળી મહારાષ્ટ્રની સમિતિ સાથે સમજૂતિ કરીને ભવિષ્યની આગેકૂચનો રાજમાર્ગ અમારી નજર આગળ ઝળકી રહ્યો પણ તે જ વખતે અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટીની ચૂંટણીનો કૂટ પ્રશ્ન અમારી આગળ ખડો થયો. તેથી અમારા કામમાં અણધારી મુસીબત આવી પડી.

પરિષદના કાર્યકરો ચૂંટણીના કામમાં ગળાબૂડ રોકાયેલા હતા ત્યારે શહેરની ચૂંટણીસમિતિએ શહેરની આવતી ચૂંટણીનું સુકાન માજી નગરપતિ ચીનુભાઈ ચીમનલાલને સોંપ્યું હતું. હવે

૧. આ ગાળામાં શાહપુરના અટકાયતી કાર્યકર રતિલાલ શાહ રામાનંદ કોલેજમાં અભ્યાસ કરતા હતા, તે પેરોલ પર છૂટીને પરીક્ષામાં બેઠા પણ અંગ્રેજીના પહેલા પ્રશ્નપત્રનો જવાબ લખ્યા પછી તેમને અટકાયતથી થયેલી ગેરહાજરીને લીધે ટર્મ પૂરી ન થયેલી હોવાથી તેમને પરીક્ષામાંથી ઉઠાડી મુકવામાં આવેલા અને પાછા યરવડા જતાં મુસાફરીનો ખરચ તેમને માથે પડેલો.

આવા અનેક અટકાયતી વિદ્યાર્થીઓને હાજરીના નિયમમાંથી રાહત આપવાને પરિષદે ગુજરાત યુનિવર્સિટીને વિનંતિ કરેલી પણ તે નામંજૂર થઈ હતી.

સામાન્ય ચૂંટણીઓમાં નોંધપાત્ર વિજય મેળવ્યા પછી એક મહિના બાદ શહેરની કારોબારીને ચીનુભાઈની નીતિ-રીતિ વિષે કંઈક શંકા થતાં મહાગુજરાતના સિદ્ધાંત અમલમાં મુકે એવા જ ઉમેદવારોને પસંદ કરશે એવી આશા સમિતિએ રાખી અને તે માગણી ચીનુભાઈ આગળ રજૂ કરવાને પાંચ ભાઈઓની કમિટી નીમવામાં આવી. તેની સાથે સમિતિએ ગોળીબારની અદાલતી તપાસ, શહીદ સ્મારકની રચના અને મહાગુજરાતની રચનાના સિદ્ધાંતની ચોખવટ પણ કરી. આ વાટાઘાટો કરીને સમિતિના ભાઈઓ પાછા આવ્યા ત્યારે ચીનુભાઈનું તાજુ નિવેદન જોતાં સમિતિને ખાતરી થઈ કે પરિષદનો ઉદ્દેશ માજી મેયર ચીનુભાઈ પાર પાડે એમ નથી તેથી કારોબારીએ મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓ પરિષદના આશ્રયે જ લડવાનું અને તે વિષે બધી કામગીરી શરુ કરવા તેની ચૂંટણી સમિતિને સત્તા આપવાનું ઠરાવ્યું.

આવી રીતે પરિષદ અને ચીનુભાઈએ ઉમેદવારો પસંદ કરવાને રચેલી નાગરિક સમિતિ વચ્ચે ભંગાણ અનિવાર્ય બન્યું. પછી જનસત્તાના તંત્રી રમણલાલ શેઠે ચીનુભાઈ વચ્ચે સમાધાન કરાવવા માટે વાટાઘાટો ચલાવી, તેને પરિણામે ચીનુભાઈ તરફથી ખુલાસો મળ્યો કે નવી કોર્પોરેશનની બેઠકમાં મહાગુજરાતના રાજ્યની રચનાનો ઠરાવ પસાર કરવામાં આવશે અને તેઓ અને તેમના પસંદ કરેલા સાથીઓ મહાગુજરાતવાદીઓ તરીકે જ વર્તશે. વળી કોંગ્રેસ તો રીતસર ઠરાવ કરીને પહેલેથી જ પોતાની નબળાઈ પારખીને મ્યુનિ. ચૂંટણીમાંથી ખસી ગઈ હતી. તેથી શહેરમાં નવો વિસંવાદ ટાળવાની દૃષ્ટિથી ચીનુભાઈના આ ખુલાસા પર પૂરો ભરોસો રાખીને શહેરની કારોબારીએ પોતાના આગલા ઠરાવને રદ કરીને પરિષદ તરફથી ચૂંટણી લડવાને ઉમેદવારો નીમવાનું માંડી વાળ્યું. તેની સાથે સમિતિએ એવી આશા દર્શાવી કે ચીનુ-

ભાઈએ એવા જ ઉમેદવારોને પસંદ કરવા જોઈએ કે જેમણે ગઈ ચૂંટણીમાં પરિષદના ઉમેદવારોની વિરુદ્ધમાં અને કોંગ્રેસના ઉમેદવારોની તરફેણમાં કામ કર્યું ન હોય.

આવી રીતે પરિષદ અને નાગરિકસમિતિ વચ્ચે ખુલ્લી લડાઈ તો બંધ થઈ પણ કેટલાક વોર્ડમાં, ખાસ કરીને નાગરિક સમિતિના શંકાપાત્ર ઉમેદવારો સામે અમારા કોઈ ભાઈઓના ટેકાથી ઊભા રહ્યા. પરિણામે પરિષદ અને નાગરિક સમિતિ વચ્ચે કડવી ચર્ચાઓ ચાલુ રહી તેથી એપ્રીલ માસમાં રાજપુર–હીરાપુર વોર્ડના નાગરિક સમિતિના ઉમેદવારોની સભામાં મેં કહ્યું કે પરિષદે માજી મેયર ચીનુભાઈને શહેરની મ્યુનિસિપાલિટીની ચૂંટણીનું કામ બિનશરતે સોંપ્યું છે, તેવી તેમની નાગરિક સમિતિના ઉમેદવારોને ટેકો આપવાની આપણી ફરજ છે.[1]

આ ભાષણ કરીને હું પાછો ફર્યો ત્યારે કેટલાક ભાઈઓએ મારા પર પીસ્તાલ પાડી. તેમણે મને કહ્યું કે નાગરિક સમિતિના કેટલાક ઉમેદવારોએ ગઈ ચૂંટણીમાં આપણાં ઉમેદવારોની સામે અને કોંગ્રેસી ઉમેદવારોની તરફેણમાં કામ કર્યું છે તો તેમને શી રીતે ટેકો આપી શકાય? તેમની વાત માન્ય કરીને મેં તરત એક જાહેર નિવેદન કર્યું કે જે ઉમેદવારને મહાગુજરાત વિરોધી હોવાની પૂરી ખાતરી હોય તેણે પોતાના અંતઃકરણના અવાજને માન આપીને તેવાની ચૂંટણીથી અલગ થવાનો પૂરો હકક છે.

આવા કંઈક ઘેરા વાતાવરણમાં આ ચૂંટણી થઈ તેથી નાગરિકપક્ષને નવી મ્યુનિસિપાલિટીમાં સંગીન વધુમતિ મળી. તે-

---

૧. તે જ રીતે રાયખડ વોર્ડમાંથી નાગરિક સમિતિ તરફથી પસંદ થયેલાં નલીની બહેન મહેતાની ઉમેદવારીને ટેકો આપવાને શારદાબહેન મહેતાની સાથે મળીને મેં એક નિવેદન કર્યું હતું.

કમિટીએ મહાગુજરાત સ્થાપવાનો ઠરાવ પસાર કર્યો પણ તેની સામે પરિષદના ઠરાવ વિરુદ્ધ થઈને ત્રણ રાજ્યની રચનાના પણ ઠરાવ કર્યો[1] આવી સગવડીયા મ્યુનિસિપાલિટી સાથે પરિષદને થોડા જ વખતમાં કેવા સંઘર્ષમાં ઊતરવું પડયું તે હવે જોઈશું.

૧. અમદાવાદ શહેરની કારોબારીએ પ્રથમ તો ત્રણ રાજ્યની યોજનાનો ઠરાવ રજૂ કરનાર કે. ટી. દેસાઈને તે ઠરાવ પાછો ખેંચવાની તાકીદ કરી . છતાં જ્યારે તે ઠરાવ પસાર થયો ત્યારે નાગરિકપક્ષમાં સામેલ થયેલા જનતા પરિષદના ઉમેદવારોને રાજીનામાં આપવાની સૂચના અપાઇ. તેનો ભંગ કરવા બદલ શહેર કમિટીના મંત્રીપદેથી પ્રબોધ રાવળને તેમજ શહેરની ચૂંટણી સમિતિના સભ્યપદેથી કે. ટી. દેસાઈને દૂર કરવામાં આવ્યા.

# શહીદ સ્મારકનો શંખનાદ

સામાન્ય ચૂંટણીઓમાં સરકારની દમનનો હિંમતભેર મુકાબલો કરીને પરિષદના વિરોધપક્ષે ગુજરાતમાં પહેલીવાર લોકસભાની ૫ અને મુંબઈ વિધાનસભાની ૩૦ બેઠકો લીધી. માર્ચની આખરે સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ સાથે સંયુક્ત મોરચો સાધ્યો, તેથી મુંબઈ-વિધાનસભામાં સમિતિના ૧૩૦ અને પરિષદના ૩૦ મળીને ૧૬૦ સભ્યો એક અવાજે પોતપોતાનાં એકભાષી રાજ્યની વીરહાક સરકારને સંભળાવવાને તૈયાર થયા. એ સરકાર અમારી સંયુક્ત શક્તિને દાદ ન આપે તો સારાયે મુંબઈ રાજ્યમાં ગુજરાત અને મહારાષ્ટ્રના ચુનંદા વીરલાઓ સાથે મળીને પ્રચંડ અહિંસક લડત આપવાને તૈયાર હતા. આમ ચૂંટણી પહેલાં અમારા અગ્રણીઓની ધરપકડ થઈ ત્યારે માત્ર ગુજરાતની અમારી પરિષદે પૂરાં સાધન વિના એકલે હાથે ચૂંટણીમાં ઝુકાવ્યું હતું પણ હવે તેણે જનતાના પ્રચંડ પીઠબળથી વિજયડંકો વગાડયો અને મહારાષ્ટ્રની વિજયવંત સમિતિ સાથે સુમેળ સાધીને ધારાસભામાં તેમજ બહાર આખી બાજી પલટાવી નાંખી. તેથી માર્ચની આખરે પરિષદના ચૂંટાયેલા [1] સભ્યો ઉપર ચોપાસ વિજયમાળાઓ વરસવા માંડી ત્યારે તેમણે પૂરી તાકાત અને શ્રદ્ધાથી ભાવિ લડતમાં-

---

૧. મહેસાણા જિલ્લાની બંને બેઠક પરિષદે સર કરી અને વિધાનસભાની એક સિવાય ૧૨ બેઠકો સર કરી હતી.

પૂરો સહકાર આપવાની હાકલ કરી.

મહેસાણા જિલ્લામાં જ પરિષદને લોકસભામાં તેમજ વિધાન-સભામાં લગભગ સંપૂર્ણ વિજય મળ્યો તેથી તેના કલોલ ગામમાં જ વિજયી સભ્યોનો ભવ્ય સન્માનસમારંભ યોજાયો. સારાયે જિલ્લામાં કલોલના જ ત્રણ વીરો શહીદ થયા હતા. વળી તે જિલ્લાના મોટા મોટા ઔદ્યોગિક કેન્દ્રના કામદારોએ પરિષદના વિજય માટે પૂરી તાકાત લગાવી હતી. તેથી શહેરમાં અમારા વિજયનું સરઘસ નીકળ્યું, તેમાં હજારો લોકો જોડાયા. છેવટે વિરાટ સભા થઈ ત્યારે અમદાવાદના અને મહેસાણાના ઘણાં વિજયી સભ્યોએ પ્રવચન કર્યાં. થોડા જ દિવસ પહેલાં પંતપ્રધાન ચવાણે અમને સારીયે લડતમાં પ્રેરણા આપનારા વીર શહીદોનું ઘોર અપમાન કર્યું હતું, તેથી મેં તો આ સભામાં તેમની પર જ પીરતાલ પાડી. તેમણે ઉદ્ધતાઈથી કહેલું કે આ શહીદો નિરપરાધી નહોતા અને પછી તરત જ ઉમેરેલું કે જે નિર્દોષ હશે તેમના કુટુંબોને વળતર અપાશે. પણ તેમણે તો ગોળીબારની અદાલતી તપાસ કરાવ્યા વિના અમારા શહીદોને બદનામ કરવાના જે શબ્દો બોલ્યા હતા અને પરિષદના અટકાયતીઓનું અપમાન કરવાને જે શબ્દો બોલ્યા હતા, તે તેમને પાછા ખેંચવાની મેં ચીમકી આપી. વળી આવી બિન-જવાબદારીથી ટીકા કરનાર રાજપુરુષને પ્રંતપ્રધાનના પદેથી પદભ્રષ્ટ કરવાની માગણી કરી. પછી મેં કહ્યું કે આપણી ચૂંટણીના પરિણામ જોઈને લખપતિઓના અને છાપાવાળાના છાતીનાં પાટિયાં બેસી ગયાં છે. ત્યારે જે જનતાની સંયુક્ત શક્તિથી આ વિજય સાંપડયો છે તેનો પરિષદ તરફથી મેં આભાર માન્યો.

પછી રાષ્ટ્રિય સમાહને [1] પહેલે દિવસે સવારે પરિષદ તરફથી નવી લોકસભામાં તેમજ વિધાનસભામાં ચૂંટાયેલા સભ્યોની પહેલી સભા અમદાવાદમાં મળી. ગુજરાતભરમાંથી ચૂંટાયેલા ભાઈઓ પહેલાં તો કોંગ્રેસભવન પાસે શહીદોને સ્થાને પુષ્પાંજલિ અર્પણ કરીને પ્રાર્થનાસમાજમાં તેમની નવી કાર્યવાહીની ચર્ચા કરવાને આનંદોત્સવના વાતાવરણમાં એકત્ર થયા. પ્રમુખસ્થાનેથી મેં સૌ ભાઈઓને અભિનંદન આપ્યાં અને સમિતિના આગેવાનો સાથે થયેલી સમજૂતિ મુજબ મહારાષ્ટ્રના સભ્યો સાથે હળીમળીને આપણા ભાઈઓને મુંબઈની વિધાનસભામાં ગંભીર કામગીરી હાથ ધરવા સૂચના આપી. મેં ખાસ કહ્યું કે મુંબઈની વિધાનસભામાં સમિતિ અને પરિષદના સભ્યો પોતપોતાનાં જૂથ રચીને પરસ્પર સહકાર અને ચર્ચા વિચારણા કરીને પોતાની કામગીરી બજાવશે. વળી આપણે હાલમાં તો ગુજરાત માટે અલગ હાઈકોર્ટની માગણી કરીશું અને તેનો વહીવટ ગુજરાતમાં ચલાવવાની માગણી કરવાની છે. વળી આપણે સાચી લોકશાહી સ્થાપવાનો, નાગરિકોના હક્કનું રક્ષણ કરવાને અને મધ્યમ તથા મજૂરવર્ગના હક્ક વિષે જાગૃત રહેવાનું છે.

પછી થોડા સભ્યોના પ્રવચન સાંભળ્યા પછી બધા સભ્યોએ તેમના નેતા તરીકે મહેસાણા જિલ્લાના મફતલાલ પટેલને અને તેમના મહાગુજરાતવાદી જૂથની વ્યવસ્થાપક કમિટીના સભ્યોને ચૂંટી કાઢ્યા.

---

૧. સન ૧૯૧૯માં રોલેટ કાયદાના નામે ઓળખાતા ભયંકર દમનના કાયદાના વિરોધમાં ગાંધીજીએ છઠ્ઠી એપ્રિલને દિવસે પહેલી રાષ્ટ્રવ્યાપી હડતાલ પાડવાનો આદેશ આપેલો અને પછી ૧૩ મી-એ જલીયાનવાલા બાગમાં સેંકડોની કતલ થયેલી ત્યારથી એપ્રિલની ૬–૧૩ તારીખ સુધીનું અઠવાડિયું રાષ્ટ્રીય સમાહ તરીકે પાળવામાં આવતું.

૨. આ સભામાં લોકસભામાં ચૂંટાયેલા પાંચે પાંચ અને વિધાનસભામાં ચૂંટાયેલા ૩૦ પૈકી ૨૬ ધારાસભ્યો હાજર રહ્યા હતા.

પછી રાતે મધ્યસ્થ કમિટીની સભામાં પંતપ્રધાન ચવાણે અમદાવાદના અને પરિષદના કાર્યકરોની ધરપકડ વિષે કેટલાક સવાલોના જવાબ આપતાં જે અણુછાજતું ભાષણ કર્યું હતું, તેની વિગતવાર સમીક્ષા કરવામાં આવી. પહેલું તેમણે કહ્યું કે ગોળીબારથી શહીદ થયેલા કે ઘવાયેલા કોઈ નિર્દોષ નહોતા અને તેથી તેમના કુટુંબીઓને કંઈ વળતર આપી શકાય નહિ. વધારે પડતું બોલ્યાનો જાણે પશ્ચાતાપ કરતા હોય તેમ પછી તેમણે કહ્યું કે ગોળીબારનો ભોગ બનેલા કોઈ જો નિર્દોષ પુરવાર થશે તો તેમનાં કુટુંબીઓને ઉદારતાથી વળતર અપાશે. હવે પરિષદે ફરીને ગોળીબારની અદાલતી તપાસ કરવાની જે માગણી કરી છે, તેનો ઈન્કાર કરીને કોઈને નિર્દોષ પુરવાર કરવાના દરવાજા તો બંધ કર્યા છે, તેથી કમિટીએ ઠરાવ્યું કે પંતપ્રધાને 'સર્વને કંઈ પણ તપાસ વગર ગુનેગાર ગણીને બદનામ કર્યા છે અને દિલમાંના કારી ઘા પર મીઠું ભભરાવ્યું છે.' પછી કમિટીએ ગોળીબારના ભોગ બનેલા સર્વેને સુયોગ્ય વળતર સત્વર આપવા મુંબઈ સરકારને આગ્રહ કર્યો. વળી 'મહાગુજરાતના શહીદોનું ઘોર અપમાન કરનાર શ્રી ચવાણના વચનો તરફ ભારતના પંતપ્રધાન પંડિત નેહરુનું ધ્યાન ખેંચીને આવાં વચનો ઉચ્ચારનાર પંતપ્રધાનને સખત ઠપકો આપવા તેમને વિનંતિ કરી.

બીજે દિવસે પરિષદની મહાસમિતિની બેઠકમાં આ ઠરાવ તરત પસાર થયો. ઉપરાંત ત્રણ મહિનાથી સરકારે જેલમાં પુરી રાખેલા ભાઈઓના સત્વર છુટકારાની માગણી કરી. તે વિષે ઠરાવમાં ખાસ જણાવ્યું કે 'મહાગુજરાતના આંદોલન અંગે પકડાયેલા ભાઈઓને 'સમસ્ત ગુજરાતમાં સંપૂર્ણ શાંતિનું વાતાવરણ હોવા છતાં અટકાયતમાં રાખવામાં આવ્યા છે, તેનું કારણ માત્ર કોંગ્રેસપક્ષ અને તેની સરકારની કિન્નાખોરી છે અને વેરવૃત્તિ છે' એમ

મહાસમિતિએ જાહેર કર્યું. પછી તેમના છુટકારા માટે મહાસમિતિએ આવતી ૨૧મી એ 'અટકાયત વિરોધ દિન' ઉજવવાનું ઠરાવ્યું. તેની સાથે તેમના છુટકારા માટે પંતપ્રધાનને મળીને જરુરી વાટાઘાટો કરવાને એક પ્રતિનિધિમંડળ નીમવામાં આવ્યું. આ ઉપરાંત મહાસમિતિએ સૌરાષ્ટ્ર અને કચ્છમાં પરિષદનું આંદોલન ચૂંટણીઓમાં નબળું સાબિત થયેલું ત્યાં ખાસ આંદોલન જમાવવાના, ચૂંટણી દરમ્યાન કોંગ્રેસે આચરેલી ગેરરીતિઓનો વિરોધ કરવાના, અને આવતી ૧૦મી મેને દિવસે દેશના સ્વાતંત્ર્ય સંગ્રામની શતાબ્દી ઉજવવાના ઠરાવો પસાર કર્યા.

મહાસમિતિની આ બેઠકમાં પરિષદના મંત્રી હરિહર ખંભોળાએ તેની આઠેક મહિનાની કામગીરીનો હેવાલ રજૂ કર્યો. આરંભમાં તેમણે કહ્યું કે આ આંદોલનનું પહેલું ચરણ પુરું થાય છે અને બીજા ચરણનો આરંભ થાય છે, તે પ્રસંગે આ સરવૈયું રજૂ કર્યું છે. તેમાં આઠમી ઓગસ્ટના વિદ્યાર્થીઓ પર પહેલા ગોળીબારનો નિર્દેશ કરીને જણાવ્યું કે ભાન ભૂલેલા સત્તાધીશોના ગાંડપણ સામે જે રોષ પ્રગટયો છે, તેથી દેશભરમાં ગોળીબાર પર કાબૂ આવી ગયો છે, એ આપણી સિદ્ધિ છે. પછી મહાગુજરાત વિદ્યાર્થીસમિતિનું પહેલા મહિનાનું કાર્ય, જનતા કરફ્યુનો ચમત્કાર, જનતા પરિષદની સ્થાપના, પંડિતજીની સામે સમાંતર સભાની અજોડ ફત્તેહ વગેરેની કડીબદ્ધ વિગતો આપી. પહેલા વરસમાં પરિષદના પોણા બે લાખ સભાસદ નોંધાયા છે અને પછી તેમના ચૂંટેલા પ્રતિનિધિઓનું સંમેલન મળ્યું છે, તેના ઠરાવ મુજબ પરિષદે લોકસભાની ચૂંટણીમાં ૨૨ માંથી ૧૬ બેઠકો માટે, અને વિધાનસભાની ૧૩૨ બેઠકમાંથી ૮૫ બેઠક માટે ઉમેદવાર ઊભા રાખ્યા હતા. તે ઉપર પ્રજાસમાજવાદી પક્ષે નવ ઉમેદવાર રાખ્યા હતા, તેમને પરિષદે ટેકો આપ્યો હતો.

ચૂંટણીના પરિણામનું પૃથક્કરણ કરતા ખંભોળાએ કહ્યું-

કે તેનું મૂલ્યાંકન કરતાં ત્રણ મુદ્દા ધ્યાનમાં રાખવા જોઈએ. (૧) કોંગ્રેસ દ્વિભાષી રાજ્યના સવાલ પર આ ચૂંટણી લડી નથી. તેથી તેના પરિણામથી દ્વિભાષી રાજ્યને કોઈ સંમતિ મળી નથી; (૨) સૌરાષ્ટ્ર અને કચ્છની પ્રજાને દ્વિભાષી રાજ્યનો કોઈ અનુભવ નથી. અને (૩) દક્ષિણ ગુજરાતમાં અસંતોષ ઘણો છે પણ ત્યાં આપણું સંગઠન નબળું હોવાથી ચૂંટણી પર અસર પાડી શકાઇ નથી. 'આ ત્રણ પ્રદેશ બાદ કરીએ તો જનતા પરિષદને પ્રજાએ અસમાન્ય સાથ આપ્યો છે. આ મતદાન ભાષાવાદી પ્રાંતિયતાના કારણે નથી થયું પણ પ્રજાનો એ લોકશાહી ચુકાદો છે. વળી ૭૧ વરસની પ્રવૃત્તિ અને પ્રતિષ્ઠા લઈને આવતી કોંગ્રેસ સામે આપણી સાત મહિનાની પરિષદ લડતી હતી...એ જોતાં જે સિદ્ધિઓ મળી છે તે ગૌરવપ્રદ છે...ભારતના વિકાસમાં ગુજરાતીઓ ગુજરાતી તરીકે પરિપૂર્ણ ભાગ ભજવી શકે એ માટે એ જરુરી છે, એમ આપણે માનીએ છીએ માટે જ આ (મહાગુજરાતની) માગણી કરીએ છીએ...આપણી મંજિલ સુધી ન પહોંચીએ ત્યાં સુધી નિરંતર પુરુષાર્થ કરવા આપણે કટિબદ્ધ થઈએ.'

થોડા દિવસમાં પરિષદનો ઠરાવ પંડિત નેહરુને તાર કરીને અને પછી કાગળ લખીને મેં મોકલી આપ્યો. તેમાં ચવાણનાં પરસ્પર વિરોધી અપમાનકારક વચનોનો ઉલ્લેખ કરીને મેં લખ્યું કે ગઈ સાલ ૧૯મી ઓગસ્ટને દિવસે ખુદ ગુજરાત પ્રાંતિક સમિતિએ જ ગોળીબારથી નીપજેલા નિર્દોષનાં મરણ વિષે ખેદ દર્શાવ્યો હતો અને તેમના માનમાં બે મિનિટ પાળ્યું હતું. આ હકીકત ધ્યાનમાં લઈને ચવાણને તેમના અપમાનજનક શબ્દો પાછા ખેંચવાનો આગ્રહ કરવા મેં પંડિતજીને વિનંતિ કરી. વળી અટકાયતીઓ વિષે ઠરાવ મોકલતાં મેં જણાવ્યું કે અમારા ભાઈઓને ત્રણ મહિના સુધી અટકાયતમાં રાખ્યા પછી તેમને છોડવાનો ઈન્કાર કરતાં તેમની સર્વની સામે બિનપાયાદાર આક્ષેપો કર્યા છે. જેમને ચૂંટણી લડવાને છોડયા છે,

તેમને પણ બાકી રાખ્યા નથી. વળી જે ચૂંટણીમાં શાંતિ સાચવવાને નામે આ સર્વને પકડયા હતા તે પહેલાં અને પછીથી ગુજરાતભરમાં સંપૂર્ણ શાંતિ જળવાઈ એ જોતાં હવે તેમને સત્વર છોડી મુકવાનો આદેશ આપવાને પણ મેં પંડિતજીને આગ્રહ કર્યો.

દરમિયાન આઠમી એપ્રિલના શહીદદિને શહીદોને અંજલિ આપવાને જે જાહેરસભા ભરાઈ તેમાં સમિતિના ઠરાવની અને પંડિતજીને કરેલી વિનંતિની વિગતસર સમજૂતિ આપવામાં આવી. થોડા વખતમાં મુંબઈ વિધાનસભા અને દિલ્હીની લોકસભા મળવાની હતી. તેથી કોંગ્રેસી મંડળો તરફથી એવો પ્રચાર થતો હતો કે ચૂંટણીઓમાં થોડી બેઠકો મેળવવાને જ ચૂંટણીઓ લડવામાં આવી હતી અને થોડી બેઠકો મળ્યા પછી પરિષદનાં કાર્યાલયને તાળાં દેવાશે. તેથી શહીદદિને મેં ખાસ જણાવ્યું કે અમારી લડત થોડી બેઠકો લેવાને નહિ પણ મહાગુજરાતનું રાજ્ય સ્થાપવાને જ ચલાવીએ છીએ. આ મુદ્દો ધ્યાનમાં રાખીને આવતા ઠરાવેલા દિવસની ઉજવણીમાં તેમજ ધારામંડળોની કામગીરીમાં આપણી અસલ અહાલેક જગાવવાની મેં ચાનક આપી.

તેજ દિવસે શાહપુરમાં યોજાયેલા સન્માન સમારંભમાં મહેસાણાના પુરુષોત્તમદાસ પટેલે કહ્યું કે ગુજરાતે પ્રધાનોને હરાવીને તેમના મગજમાંથી રાઈ કાઢી નાખી છે. સમિતિના તાજા ઠરાવની સમજૂતિ આપતાં મેં કહ્યું કે પોલીસે શહીદોના શરીર ખતમ કર્યાં છે અને તેમની કીર્તિને ખતમ કરવા ચવાણ બહાર પડયા છે, તેથી ચવાણના ખોટા બોલ પાછા ખેંચાવવાને અને સર્વ અટકાયતીઓને છોડાવવાને મેં એલાન કર્યું.

એપ્રીલ માસ આગળ વધતો હતો તેવામાં વિધાનસભાની બેઠક માટે પેટાચૂંટણી લડવાની કામગીરી ખડી થઈ. સાબરકાંઠા-

જિલ્લામાં હિંમતનગર વિભાગમાં સામાન્ય ચૂંટણી થઈ. તેના થોડા દિવસ પહેલાં એક ઉમેદવાર જયંતિલાલ પટેલ મોટરના અકસ્માતમાં મૃત્યુ પામ્યા. તેથી પેટાચૂંટણીની જાહેરાત થઈ ત્યારે પરિષદ તરફથી સાબરકાંઠાના સામે કિનારે આવેલા વિજાપુર તાલુકાના પરિમલ ભટ્ટને ઉમેદવાર તરીકે પસંદ કર્યા અને તેમના પ્રચાર માટે પરિષદના મંત્રીઓ અને બીજા કાર્યકરો એ વિસ્તારમાં પ્રચાર કરવા મંડી પડયા.

આ પ્રચાર માટે હું ૧૯મીએ હિંમતનગરની સભામાં ગયો ત્યાં સુધીમાં ચવાણે દેખીતી રીતે દિલ્હીથી કંઈ ચીમકી મળવાથી પોતાના ભાષણ વિષે એવો ખુલાસો કરેલો કે શહીદોને બદનામ કરવાનો તેમનો ઇરાદો નહોતો અને હવે તેઓ બધા શહીદોના કુટુંબીઓને યોગ્ય વળતર આપશે. આ ખુલાસાનો ઉલ્લેખ કરીને મેં કહ્યું કે અમે શહીદો માટે માત્ર વળતર લઇને કંઈ જંપવાના નથી, પણ અમારે તો ગોળીબારની પૂરી તપાસ મેળવીને જે ખરે-ખરા ગુનેગાર હોય તેમને સજા કરાવવી છે. વળી દિલ્હીના બજા-રમાં મહાગુજરાતનું વેચાણ થાય ત્યારે તેના વિરોધીઓ ઉપર ૩૦૩ નંબરની ગોળીઓ વરસે એવી હાલત હંમેશને માટે બંધ કરવી છે.

મહિનાની આખરે ચૂંટણી અંગે ઈડરની સભામાં બોલતાં મેં કહ્યું: હવે દિલ્હીવાળા કહે છે કે અમે તો દ્વિભાષી રાજ્યનો પ્રયોગ કરી રહ્યા છીએ અને તે સફળ ન થાય તો તે બદલીએ પણ ખરા; પણ વખનાં[1] તો પારખાં ન હોય તો પછી આ પ્રયોગ માટે તમોને ગુજરાત જ જડયું? દ્વિભાષીની બે પાંખમાંથી મહારાષ્ટ્રે તો કોંગ્રેસને સળગતો જાકારો આપ્યો છે તો શું ગુજ-

૧. વખ એટલે વિષ–ઝેર. ઝેરથી તો જાન જાય તેથી તેનો પ્રયોગ ન થાય.

રાત એવો જાકારો આપે તેની વાટ જુઓ છો? આ દલીલો ધ્યાનમાં લઈને ઈડરના મતદારોને કોંગ્રેસની બાજી ઊંધી પાડવાને મેં હાકલ કરી. ૨

દેશની અને પ્રાંતિક ધારાસભા ઉઘડવાના દિવસ નજીક આવતા હતા ત્યારે મહાગુજરાત સત્વર હાંસલ કરવાની મારી તમન્ના વધતી ગઈ. ચૂંટણીઓ પતી ગયા પછી હવે અમારું ધ્યેય હાંસલ કરવું હોય તો થોડા વરસ સુધી લડત ચલાવવી પડે, ઘણું સાહિત્ય છાપવું પડે, ગુજરાતભરમાં પ્રચાર અને પ્રવાસ કરવા પડે અને આ બધા કામ માટે સારી રકમની જરુર પડે. ગાંધીજીએ અસહકારની લડત શરુ કર્યા પછી થોડા જ મહિનામાં એક કરોડનું સ્વરાજ્ય-ફંડ ભેગું કરવાને ટહેલ નાંખી હતી. અમારી પાસે જિલ્લે જિલ્લે અને ગામે ગામ કાર્યકરો તો ઘણા હતા અને તેઓ પોતાના સ્થાનિક કામ તો પોતાની જવાબદારીથી ચલાવતા હતા પણ ગુજરાતવ્યાપી આંદોલન ચલાવવાને કંઈ સંગીન ફાળો ભેગો કરવાની જરુર મને જણાઈ. આ ખ્યાલથી મેં અમદાવાદના કેટલાક મહા-ગુજરાતવાદી નાગરિકોની એક સભા ૧૮મી તારીખે બોલાવી, તેમાં મહાગુજરાતની રચના માટે જરુરી ફંડ ઊભું કરવાની ચર્ચા કરીને તે માટે ૧૫ સભ્યોની એક સમિતિ રચી અને તેના મંત્રી તરીકે જશવંત-સુતરીયાને નીમવામાં આવ્યા. તે સભામાં જુદા જુદા નાગરિકોએ-

---

૨. સભામાં સરકારના નિષ્ઠુર વહીવટનો એક દાખલો આપ્યો. પાસેના દાવડ ગામે મારા જાણવામાં આવ્યું કે ખોદકામ કરતા એક હરિજન પર ભેખડ તૂટી પડતાં તે ઘાયલ થયો, ત્યારે હિંમત-નગર ઈસ્પિતાલના કોઈ દાકતરે દર્દીની હાલત ગંભીર જોઈને તેને દાખલ કરવાની ના પાડી. તેના સગાઓ પાસેથી દાકતરે રૂા. ૧૦ લીધા અને છતાં તેને અડધે રસ્તે મૂકી દેવામાં આવ્યો.

મળીને રૂા. ૫૦,૦૦૦ સુધીની રકમ એકઠી કરવાનું ઠરાવવામાં આવ્યું. વળી ૨૮મી ના રોજ શહેરના નાગરિકોની એક જાહેર-સભા ભરવાનું અને તેમાં પરિષદમાં ચૂંટાયેલા ધારાસભ્યો, મધ્યસ્થ-કારોબારીના સભ્યો, પ્રતિષ્ઠિત નાગરિકો, સ્વયંસેવકો, ચોપાસ સભાજનોમાં ફરીને રૂપાનાણું ઉઘરાવે એમ ઠરાવવામાં આવ્યું.

તરત જ ૨૮મીએ લૉ કોલેજના મેદાનમાં મહાગુજરાતની રચના માટે વિશાળ જાહેરસભા ભરવાની ખબર ફેલાઈ ત્યારે તેને હાર્દિક ટેકો આપવાને શહેરના ઘણાયે આગેવાન નાગરિકોએ નિવેદન પ્રગટ કર્યાં. તેથી પ્રોત્સાહિત થઇને મેં શહેરના તેમજ ગામડાંના લોકોને પણ સર્વ ધારાસભ્યોનો સંદેશ સાંભળવાને અને મહાગુજરાતની લડતમાં સાથ આપવાને સભામાં મોટી સંખ્યામાં હાજર રહેવા વિનંતિ કરી. છેવટે અમારા હંમેશના મેદાનમાં જંગી સભા મળી ત્યારે અમે, ચૂંટાયેલા ધારાસભ્યોએ અને બીજા નાગરિકોએ મળીને ફાળો ઉઘરાવવા ફરી વળ્યા. ગોળીબાર કરનારને સજા ફરમાવવા માગીએ છીએ એમ કહીને અમે ઉત્સાહજનક જવાબ મેળવતા ગયા.

સભાની શરુઆતમાં મેં ફાળો ભેગો કરવાની જરુરિયાત સમજાવી. છેલ્લી પરિસ્થિતિની ચર્ચા કરતાં મેં કહ્યું કે હવે સરકાર ગોળીબારથી તારાજ થયેલા કુટુંબોને રાહત આપવા તૈયાર થઈ છે, એ ઠીક છે પણ જો તે એમ માનતી હોય કે તેથી અમારી લડત પુરી થશે તો તે બરાબર સમજી લે કે ગોળીબારની અદાલતી તપાસની અને મહાગુજરાતની સ્થાપનાની માગણી પૂરી નહિ થાય ત્યાં સુધી અમારી લડત ચાલુ રહેશે. સરકાર આજે પાંચ વરસ સુધી દ્વિભાષી રાજ્યનો પ્રયોગ ચાલુ રાખવાની વાતો કરે છે પણ જો દ્વિભાષી રાજ્યમાં સમાયેલી પ્રાંતિક સમિતિઓ જો એક

કરી શકતી નથી તો પછી સંયુક્ત રાજ્ય રચવાનો નિષ્ફળ પ્રયોગ સરકાર શા માટે કરે છે? છેવટે રચના ફંડની ફરતી ઝોળીઓ છલકાવી દેવાને મેં સર્વને અપીલ કરી. પછી બીજા અગ્રેસરોએ પ્રવચન કર્યાં અને ધારાસભ્યોને ફૂલહાર થયા તે પછી સભા સમાપ્ત થઈ.

મે માસના આરંભમાં[1] ઈડરની ચૂંટણીઝુંબેશ ટોચ પર પહોંચી હતી, ત્યારે મેં બીજી તારીખે પંચમહાલ જિલ્લાના પ્રવાસ દરમિયાન કાલોલના કામદારોના મંડળની સભામાં બોલતાં મેં કહ્યું કે અમારી પાસે પૂરા કાર્યક્રમના દેવાળાનો દોષ કોંગ્રેસીઓ બતાવે છે પણ તેમણે જાણવું જોઈએ કે મહાગુજરાત અને ગોળીબારની તપાસ ઉપરાંત ઈન્સાનિયતના પાયા પર લોકશાહી રચવાની અમારી નેમ છે.

આઠમી મેના શહીદદિન અંગે નિવેદન કરતાં હંમેશની માગણીઓ રજૂ કરવાની સૂચના આપીને મેં લખ્યું કે ચૂંટણીના પરિણામથી સરકાર ઢીલી પડી છે, તેથી હવે શહીદોનાં કુટુંબીઓને વળતર આપવાનું કહે છે અને અટકાયતીઓને છોડવા માંડે છે પણ આપણે તો ઈડરિયો ગઢ જીતવાનું જ નિશાન તાકવાનું છે

---

૧. દસમી મેના રોજ ૧૮૫૭ના સંગ્રામની સંવત્સરી ઉજવવાની હતી તેથી તે વિષે નિવેદન કરીને કેટલાંક સૂચનો કર્યાં. (૧) સંગ્રામ વિષે સાહિત્યનું પ્રવચન યોજવું (૨) જંગ વિષે અભિપ્રાય કે વિવરણમાંથી ટુચકા તૈયાર કરી મુકવા. (૩) આ સાહિત્યમાંથી સારા ચિત્રો મળે તેનું પ્રદર્શન (૪) તે જમાનાના પહેરવેશ, હથિયારો વગેરેનું પ્રદર્શન (૫) વ્યાખ્યાનો (૬) વાંચન (૭) જંગના પ્રસંગોના છાયાચિત્ર (૮) બને તો કોઈ નાટક રચી ભજવવું. પછી જંગ વિષે કેટલાંક પુસ્તકોની સૂચી આપી હતી પણ હું દસમી પહેલાં દિલ્હી લોકસભામાં હાજરી આપવા ગયો. તેથી આ સૂચનોનો કંઈ અમલ મારાથી થઈ શકયો નહિ.

અને અમે પણ ધારાસભામાં જઈને લાંબી લડતનાં જ રણશીંગા ફૂંકીશું. શહીદદિને વહેલી સવારે લોકસભાના મારા સાથી કરસનદાસ પરમાર, ઘોડાસરના ઠાકોર ફત્તેહસિંગજી અને બીજા મિત્રો સાથે શહીદસ્થાને પુષ્પાંજલિ અર્પણ કરીને અમે સીધા સ્ટેશને રવાના થયા. ત્યાં ઘણા સાથીઓના મહાગુજરાતના જયનાદો વચ્ચે અમે દિલ્હી જવા રવાના થયા.

બીજે દિવસે ફત્તેહસિંગજી અને હું દિલ્હી પહોંચીને જૂના કોન્સ્ટીટયુશનના હાઉસમાં [1] ઊતર્યા. મારી સાથે અંગ્રેજીમાં ટાઈપનું કામ જાણનાર પ્રવીણભાઈ પણ હતા. પહેલે જ દિવસે સોગંદ લેવાના હતા તે હિન્દીમાં લીધા. પછી અનેક રાજ્યોમાંથી–ખાસ કરીને મહારાષ્ટ્રમાંથી ચૂંટાયેલા ભાઈઓને અમે મળ્યા. તે પૈકી પ્રજાસમાજવાદી અને સામ્યવાદી ભાઈઓ અમારી સાથે એકભાષી રાજ્યના મુદ્દા પર એકમત હતા પણ તેઓ પોતપોતાનાં પક્ષમાં જ સંકળાયેલા હતા. પણ મહારાષ્ટ્રમાંથી કામદાર–કિસાન–પક્ષના ભાઈઓ અમારી સાથે એક જૂથમાં ભળવા સંમત થયા. વળી હું ક્રાંતિકારી સમાજવાદીપક્ષના અગ્રણી ત્રિદીબ ચૌધરીને વરસોથી પિછાનતો તેથી તેમના અને કેરલ બંગાળના બીજા સભ્યો અમારી સાથે ભળવા તૈયાર થયા. તેથી બે ચાર દિવસમાં જ મહાગુજરાતના પાંચ સભ્યો સમેત કુલ ૧૨–૧૩ સભ્યોનું એક જૂથ સંયુક્ત પ્રગતિશીલ લોકસભા જૂથનું નામ ધારણ કરીને રચાયું. સર્વેએ મળીને નવા જૂથનો આગેવાન મને નીમ્યો એટલે અમે આ જૂથની રચનાની ખબર લોકસભાના પ્રમુખને આપી. અમે બધા એકભાષી રાજ્યની તેમજ સમાજવાદની સામાન્ય ભૂમિકા પર સંકળાયેલા હતા, તેથી

૧. એ મકાન થોડાં વરસ પર તોડી નાખ્યું છે અને તેને સ્થાને હવે નવાં મકાન બંધાય છે.

અમે પાકું બંધારણ ઘડવાનું અને તેના પર સર્વ સભ્યોની સહીઓ લેવાનું જરુરી ધાર્યું નહિ.

લોકસભાનો આરંભ કરતાં જ રાષ્ટ્રપતિ મંગલ પ્રવચન કરે તેની ચર્ચામાં ગમે તે મુદ્દા પર બોલી શકાય. તેથી મેં નવા જૂથના નેતા તરીકે મહાગુજરાતના અને ગોળીબારના વિષય પર બોલવાની તક ઝડપી લીધી. [1]

કુદરતી રાષ્ટ્રપતિએ પોતાના ભાષણમાં દ્વિભાષી રાજ્યની સ્થાપનાનો અને ગુજરાતના ગોળીબારનો કંઈ ઉલ્લેખ કર્યો નહોતો, તેથી ૧૬મીએ ચર્ચામાં ભાગ લેતાં મેં આરંભમાં કહ્યું કે ૮ ઓગસ્ટના રોજ દ્વિભાષી રાજ્ય સ્થાપવાનો નિર્ણય જાહેર થયો, તે પછી ગુજરાતમાં થયેલા ગોળીબાર વિષે કે નવા રાજ્યના આજસુધીના અનુભવની ચકાસણી કરીને કંઈ બોધપાઠ રજૂ થયો નથી. હવે આ વિષયની ચર્ચા શરું કરતાં મારા પર હલકા ભાષાવાદનો આક્ષેપ મુકાય એવી દહેશતનો ઉલ્લેખ કરીને સન ૧૯૨૦માં રાષ્ટ્રપિતા ગાંધીજીએ જ ભાષાના ધોરણે પહેલી કોંગ્રેસની નવરચના કરેલી અને પછી સ્વરાજ્ય મળે ત્યારે લોકસભામાં લોકરાજ્ય સ્થપાય તે માટે ભાષાવાર રાજ્યો રચવાનો આદેશ આપ્યો હતો. સદ્‌ભાગ્યે સરકારી કમિશને પણ આ સિદ્ધાંતને સ્વીકારીને ભલામણો કરી કરી હતી અને તેનો વિચાર કરીને દિલ્હી સરકારે મહારાષ્ટ્ર, મુંબઈ અને ગુજરાતના ત્રણ રાજ્યો રચવાનો નિર્ણય કર્યો હતો અને તે

---

૧. તા. ૧૬મીએ મેં પહેલું ભાષણ કર્યું તે પહેલાં રેલવેનું અને સામાન્ય બજેટ લોકસભામાં રજૂ થયાં હતાં. સામાન્ય બજેટમાં તો ૯૭ કરોડના નવા કરવેરા, ઘણી રોજિંદી વપરાશની ચીજો પર પડ્યા હતા. છતાં તે કર વિષે મને કંઈ બોલવાની તક ન મળી, તેથી અમદાવાદ જઈને તે વિષે મેં નિવેદન કર્યું.

મુજબ કોંગ્રેસી પ્રચાર થતાં અને નવા પાટનગરની કંઈ યોજના થતાં સારા ગુજરાતના લોકો ખુશખુશાલ થયા હતા પણ ૮ ઓગસ્ટના રોજ મહાદ્વિભાષી રાજ્યની રચના કરવાનો નિર્ણય જાહેર થયો ત્યારે ગુજરાતમાં ભયંકર નિરાશા અને રોષ વ્યાપી ગયાં. કુદરતી આવેશથી વિફરેલા અમદાવાદના વિદ્યાર્થીઓ હડતાલ પાડીને નવા નિર્ણય વિષે કોંગ્રેસભવન પર ખુલાસો મેળવવા ગયા અને ત્યાં થોડી ધમાલ થતાં પોલીસે નિઃશસ્ત્ર વિદ્યાર્થીઓ પર ગોળીબાર કરીને કેટલાયના જાન લીધા. ત્યારથી લોકોની એક આંખ રડતી રહી પણ બીજી આંખ ક્રોધથી લાલ થઈ. તે પછી પોલીસ અને પ્રજા વચ્ચે જે જંગ જામ્યો તેને પરિણામે ચોવીસ કલાકના ગાળાનું કોંગ્રેસનો ગઢ ગણાતું અમદાવાદ તેનું કટ્ટર વિરોધી થઈ ગયું છે. ખરેખર પોલીસના ગોળીબારથી માત્ર થોડા વિદ્યાર્થીઓના જાન જ નથી ગયા પણ તેનાથી ગાંધીજીના જમાનાથી કોંગ્રેસ વિષે લોકોના દિલમાં જામેલી શ્રદ્ધા અને પ્રેમ પણ નાશ પામ્યાં છે અને આ તાંડવમાંથી જ મહાગુજરાતની લડતનો ઉદય થયો છે.

આગળ ચાલતાં મેં બધા ગોળીબારની અદાલતી તપાસની માગણી કરી અને પછી મહાગુજરાતના સવાલના નિરાકરણની ચર્ચા કરી. આ સંદર્ભમાં મુંબઈનો જે સવાલ અમારી આગળ ધરવામાં આવે છે, તેનો ઉકેલ કરવાની ખરી જવાબદારી તો સરકારની છે. મુંબઈ શહેરને ગુજરાતમાં સમાવી લેવાની તો કોઈની માગણી નથી તેથી ગુજરાતના અલગ રાજ્યની રચના સાથે તેને કંઈ સંબંધ નથી. બીજી બાજુ મુંબઈ રાજ્યમાં રહેતા લાખો ગુજરાતી લોકોના હિતમાં અમે રસ ધરાવીએ છીએ, તેથી મુંબઈની તાજી મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિને વધુમતિ મળી છે, તેથી તેને મહારાષ્ટ્રમાં જ સમાવવાની સમિતિના પ્રમુખ ડાંગેની માગણી મને કબૂલ નથી. તેની સાથે આખા દ્વિભાષી રાજ્યનો

સવાલ ઉકેલવાને સર્વપક્ષ ને જૂથના પ્રતિનિધિત્વવાળી એક ગોળમેજી કમિટી નીમવાની દરખાસ્તને મેં ટેકો આપ્યો. છેવટે મેં એવી આશા રાખી કે દ્વિભાષી રાજ્યની રચના માટે આ લોકસભા જ જવાબદાર છે, તેથી તેણે જ આવી કમિટી નીમીને લોકશાહી ધોરણે ન્યાયી નિરાકરણ કરીને હાલના સર્વવ્યાપી અસંતોષનું નિવારણ કરવું જોઈશે.

આ ભાષણ કરીને હું મધ્યસ્થખંડમાં ગયો ત્યારે પરિષદના, સમિતિના અને ફત્તેહસિંહરાવ ગાયકવાડ જેવા કોંગ્રેસી સભ્યે પણ મારા વખાણ કર્યાં. બીજે દિવસે દિલ્હીના અંગ્રેજી દૈનિક ટાઈમ્સ-ઓફ ઈન્ડિયાએ તે દિવસનાં ભાષણોમાં મારા પ્રવચનને સર્વોપરિ ગણીને તેનો સારભાગ સારી રીતે ઝળકાવ્યો. એકંદરે દિલ્હીમાં મહારાષ્ટ્ર અને ગુજરાતમાં તેની સારી અસર થઈ, તેથી પ્રોત્સાહિત થઈને મેં મહાગુજરાતનો પ્રચાર કરવાને નવી યોજના ઘડવા માંડી.

તે વખતે રેલવેનું બજેટ તો રજૂ થઈ ગયું હતું તેની સામાન્ય ચર્ચા શરુ થઈ. તેમાં પણ નવા જૂથના નેતા તરીકે ભાગ લેવાની તક મને મળી. રેલવેના ત્રીજાવર્ગના જીવનભરના ઉતારુ તરીકેની રેલવેની વ્યવસ્થામાં કરવાના સુધારા વિષે ઘણાં સૂચન મારા મગજમાં તરવરતાં હતા. તેથી બધાને સમેટી લઈને ૨૩મીના રોજ રેલવેના બજેટની ચર્ચામાં ભાગ લેવાને હું ઊભો થયો. તે વખતે હૈદરાબાદ પાસે મહેબુબનગર આગળ ધોધમાર વરસાદથી એક પુલ ધોવાઈ જવાથી ભારે જાનહાનિ થઈ હતી અને તેની તપાસ માટે નીમાયેલા એક હાઈકોર્ટના ન્યાયાધીશે રેલવેના મોટા ઇજનેરોને જવાબદાર ગણ્યા હતા. પણ પછીથી રેલવે-બોર્ડે બધી જવાબદારી ગરીબ બિચારા રેલવેના રાતના ચોકી-દાર પર ઢોળી પાડી હતી, તેથી સંસારની ઘટનાઓના અનુભવી-

ન્યાયાધીશની ભલામણોને ઠોકરે મારીને મોટા ઇજનેરોને બચાવી લેવા અને ગરીબ બિચારા ચોકીદાર પર બધો દોષ ઢોળી પાડવા માટે મેં રેલવેખાતાના મોટા માંધાતાઓની સખત જડતી લીધી અને આ વિષે ફરીથી સાચી તપાસ કરવાનો આગ્રહ કર્યો. ઉપરાંત રેલવેના ગરીબ પ્રવાસીઓની સગવડ સુધારવાને માટે મેં કેટલીક મુદ્દાની ભલામણ કરી.

(૧) મીટરગેજ અને બ્રોડગેજ રેલવેના ત્રીજાવર્ગના ડબ્બામાં જ્યાં નીચે બેસવાનું એક જ પાટિયું હોય ત્યાં તેમજ જ્યાં ઉપર-નીચે બે પાટિયાં હોય ત્યાં બધા ડબામાં ત્રણ પાટિયાંની વ્યવસ્થા કરવી જોઈએ. લશ્કરને વાપરવાના બધા ડબામાં આવી ગોઠવણ મેં જોઈ હતી અને તેમાં વચલું પટિયું સાંકળથી જડેલું હોય છે, તે દિવસે ઊંચુ ચડાવી દેવાય એવું હોય છે. આવી વ્યવસ્થા ત્રીજાવર્ગના ડબ્બામાં કરવામાં આવે તો તેમને રાતે સુવાની અને દિવસે ગીર્દી હોય ત્યારે બેસવાની પણ સગવડ મળે. ૧

(૨) બધી ગાડીઓમાં ટિકિટો તપાસવા માટે રેલવેના ખાસ અમલદારો હોય છે પણ કોઈ બત્તી ન સળગે. કવચિત આખા ડબામાં અંધારું હોય કે કોઈ પાણીની ચકલી ન ચાલે અથવા કોઈ ડબાની ટાંકીમાં પાણી ન હોય તો તરત જરુરી સમારકામ કરવાને કોઈ કારીગર રખાતો નથી. સરકાર ભાડૂતો પાસે પૈસા લેવામાં કાળજી રાખે છે તેમ તેણે તેમની સગવડ સાચવવાને પણ ચાલતી ગાડીમાં સમારકામ કરવાને કારીગર રાખવા જ જોઈએ. સન ૧૯૫૨માં ચીનમા સફર કરતાં રેલવેની ગાડીઓમાં સમારકામ-

---

૧. રેલવેપ્રધાન જગજીવનરામે ચર્ચાનો જવાબ આપતાં મારા સૂચનને વધાવી લીધું અને થોડા વખતમાં તેનો અમલ થયો, તેથી આજે દેશભરમાં ત્રીજાવર્ગના ડબામાં સુવાને માટે જગા પહેલેથી અનામત રાખી શકાય છે.

કરતા અધિકારીઓ જોયા હતા. તેથી આ સૂચન મેં કર્યું હતું.

(૩) ખાસ કરીને દિલ્હી અને અમદાવાદની રેલવેલાઈન પર માત્ર ત્રીજાવર્ગના ઉતારુએ માટે જનતા એક્સપ્રેસ દોડાવવાની સૂચના કરી. પછીથી તેનો અમલ થયો છે.

(૪) વળી છેક નાના કદની નેરોગેજ રેલગાડીઓ હોય તેના તરફ તો કંઈ લક્ષ્ય અપાતું નથી, તેથી તે રેલવેને મીટરગેજમાં કે બ્રોડગેજમાં ફેરવવાની મેં સૂચના કરી. હજી સુધી આ વિષે નિકાલ થયો નથી.

છેવટે મેં રેલવેના ઉતારુઓ પર જે નવા બોજા સરકારે નાખ્યા હતા તે ઉઠાવી લેવા વિનંતિ કરી. રેલવેપ્રધાને એકંદર મારા સૂચનની કદર કરી અને તેને અમલમાં મુકવાને બનતું કરવાની ખાતરી આપી.

પણ રાષ્ટ્રપતિના ભાષણ સંબંધી ચર્ચાનો જવાબ આપતાં ગૃહખાતાના મંત્રી ગોવિંદવલ્લભ પંતે અમને ચોખ્ખું પરખાવ્યું કે મહાદ્વિભાષી રાજ્યની યોજના તો મનેય બહુ ગમતી નથી પણ મુંબઈ રાજ્યના નવનિર્માણ માટે જે વિકલ્પ રજૂ થયા તે પૈકી જે લોકસભાની વધુમતિને પસંદ પડ્યો તે સરકારે સ્વીકાર્યો છે અને જ્યાં સુધી તેનાથી વધારે સ્વીકાર્ય હોય એવી ભલામણ રજૂ નહિ થાય ત્યાં સુધી દ્વિભાષી રાજ્ય ચાલુ રહેશે. પંતજીનું આ ભાષણ સાંભળ્યા પછી તેમને મળવા મેં વખત માગ્યો. દુર્ભાગ્યે તેઓ પ્રવાસ પર જતા હોવાથી મને દૂરની તારીખ આપી, તે મને અનુકૂળ નહોતી તેથી તેમને તરત મળાયું નહિ.

હવે સામાન્ય બજેટની કે બીજી કોઈ ચર્ચામાં ભાગ લેવાનું શક્ય ન હોવાથી પહેલું તો રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને મળીને તેમની આગળ ગુજરાતની પરિસ્થિતિ રજૂ કરવાનું વિચાર્યું. તરત તેમને

મળવા વિષે મેં કાગળ લખ્યો. તેનો અનુકૂળ જવાબ મળતા હું ૨૮ મી તારીખે રાષ્ટ્રપતિ-ભવનમાં જઈને પાછલા પહોરે તેમને મળ્યો. તે વખતે ચોપાસ નીરવ શાંતિ હતી અને મોટી બારીમાંથી મોગલ-બાગની હરીયાળી શોભા દિલને ઠંડક આપતી. મેં તેમને છેલ્લા ગુજરાત વિદ્યાપીઠના મકાનમાં જોયેલા ત્યારે ત્યાં ગાંધીજી અને સરદાર બન્ને હાજર હતા. તેથી મેં તેમને મળતાં પહેલું જ કહ્યું કે ગુજરાતમાં અમે ત્રણ વડીલની છાયામાં રહેતા તે પૈકી ગાંધીજી અને સરદાર તો ચાલ્યા ગયા છે, તેથી હવે તો અમારા સુખદુઃખની વાત કરવાને અમારે તો તમારું જ શરણું શોધવાનું રહ્યું છે. પછી કવિ પ્રદીપના શબ્દો દિલમાં રાખીને મેં કહ્યું કે આજે ગુજરાતની તો બધી બાજી બગડી ગઈ છે અને મહાગુજરાતનું સ્વપ્ન તૂટી પડતાં છોકરા ગાંધીજીની કોંગ્રેસ આગળ ન્યાય માગવા ગયા ત્યારે તેમના પર ગોળીઓ વરસી, તેથી ગુજરાત આજે આંસુભરી નજર તમારા પર ઠેરવે છે. પછી શહીદો વિષે પ્રગટ થયેલી પુસ્તિકા તેમને ભેટ આપતાં સુરેશ અને કૌશિકના વૈરાગી વચનોનો ઉલ્લેખ મેં કર્યો ત્યારે મારી આંખો ચોધાર આંસુથી છલકાઈ ગઈ. રાજેન્દ્ર-બાબુએ પણ લાગણીવશ થઈને મને આશ્વાસન આપવાને સુયોગ્ય વચન કહ્યાં. પછી મુંબઈનો સવાલ, સંયુક્ત મહારાષ્ટ્રની લડત, મુંબઈની તાજી ચૂંટણીમાં સમિતિએ મેળવેલી બહુમતિ, નવો ઉકેલ શોધવાને નવી કમિટીની રચના વિગેરે વિષે ચર્ચા કરી. જવાબમાં તેમણે મહાગુજરાતના સિદ્ધાંતને પૃષ્ટિ આપીને ગુજરાત માટે બને તે બધું કરવાની ખાતરી આપી તેમજ બધી પ્રવૃત્તિ પૂરી શાંતિથી ચલાવવાની સલાહ આપી. છેવટે પોણાએક કલાક સુધી મારા દિલનો ઉભરો ઠાલવવાની તક આપવા માટે તેમનો આભાર માનીને હું વિદાય થયો.

આ મુલાકાત લેતા પહેલાં પાર્લામેન્ટના મધ્યસ્થખંડમાં સર-

દારશ્રી વલ્લભભાઈનું તૈલચિત્ર મુકવા વિષે મેં વડાપ્રધાન નેહરુને એક પત્ર લખ્યો. સરદાર જેવા નવભારતના સર્જકનું ચિત્ર પાર્લામેન્ટમાં મુકવા માટે યોગ્ય વ્યવસ્થા કરવા મેં તેમને વિનંતિ કરી. જવાબમાં તેમણે સરદારની સ્મૃતિ પાર્લામેન્ટમાં જાળવવા વિષે સંમતિ દર્શાવી અને તેની સાથે લોકસભાના અને રાજ્યસભાના પ્રમુખને તે બાબતમાં લખવા મને સૂચના આપી. તરત મેં બંનેને કાગળો લખીને ફરી એજ વિનંતિ કરી. તેને પરિણામે જાણવા મળ્યું કે ગ્વાલિયરના મહારાજાએ સરદારનું તૈલચિત્ર પાર્લામેન્ટમાં મુકવા માટે ભેટ આપવાની દરખાસ્ત રજૂ કરી છે અને તે વિચારણા હેઠળ છે. આમ આ વિષે નિર્ણય લેવામાં ઘણો વિલંબ થયો, તેથી મારી ધારણા મુજબ ૩૧મી ઓકટોબરે સરદારની જન્મજયંતીને દિવસે તે પાર્લામેન્ટમાં મુકવાનું બની શક્યું નહિ.

મે માસની આખરે અમદાવાદ પાછા આવીને મેં દિલ્હીની કામગીરી વિષે વિગતવાર નિવેદન કર્યું. તેમાં રાજેન્દ્રબાબુની મુલાકાતનો અને સરદારના તૈલચિત્રને પાર્લામેન્ટમાં મુકવાના મારા પ્રયાસનો મેં નિર્દેશ કર્યો. રાષ્ટ્રપતિ–ભવનમાં મેં ઉત્તર પ્રદેશના રાજપાલ કનૈયાલાલ મુન્શીની મુલાકાત લઈ ગુજરાતની પરિસ્થિતિની તેમને જાણ કરી. પછી ગુજરાતના મારા સાથી સભ્યો ઉપરાંત બંગાળના ક્રાંતિકારી સમાજવાદીપક્ષ બંગાળ, મદ્રાસના ફોર્વર્ડ બ્લોકના અને મહારાષ્ટ્રના શેતકરી–કામદાર પક્ષના મળીને કુલ ૧૭ સભ્યોનું એક જૂથ સંયુક્ત પ્રગતિશીલ પાર્લામેન્ટરી ગૃપ એ નામથી મારી આગેવાની નીચે રચાયું છે. પછી રાષ્ટ્રપતિના ભાષણની ચર્ચા કરી મહાગુજરાતનો સવાલ ઘણા લાગણીભર્યા શબ્દોમાં રજૂ કરી અને તે દરમ્યાન ઉદ્યોગપ્રધાન મોરારજી દેસાઈ છેડાઈને કંઈક બોલ્યા તેની મેં જરાયે પરવા ન કરી. સરકારના અંદાજપત્ર વિષે મને લોકસભામાં બોલવાની કાંઈ પણ તક મળેલી નહિ, તેથી નવા

કરવેરાનો સખત વિરોધ કરીને સરકારી ખર્ચમાં આશરે ૧૦૦ કરોડની કરકસર કરવાનો સરકારને આગ્રહ કર્યો. છેવટે રાજેન્દ્રબાબુની મુલાકાતનો અહેવાલ આપતાં મેં જનતા કરફ્યુ અને સમાંતર સભા જેવા ચમત્કારનું વર્ણન કરેલું અને તેમની રજા લેતી વખતે છેક-જ ગળગળા થઈને હું તેમના ચરણમાં ઢળી પડેલો... એ બધું મેં રજૂ કર્યું.[1]

એકંદરે મેં કહ્યું કે દિલ્હીના વસવાટ દરમિયાન મને જે નાના-મોટા આગેવાન મળ્યા અને મહાગુજરાતના ધ્યેય તરફ જે સહાનુભૂતિ દેખાઈ તેથી નવી આશા અને શ્રદ્ધા લઈને હું પાછો ફર્યો છું.

દિલ્હીથી ગુજરાતમાં આવીને મેં થોડા દિવસમાં પાદરા, સુરત અને ભરુચની મુલાકાત લીધી. બધી સભાઓમાં દિલ્હીની કામગીરોનો —ખાસ કરીને સરદારના તૈલચિત્ર વિષેની પ્રવૃત્તિનો-અને રાજેન્દ્રબાબુની મુલાકાતનો સાર આપ્યો. તેની સાથે લોકસભાના મારા ભાષણોનો સાર આપીને ઓગસ્ટની આઠમીએ આવતી પહેલી શહીદ સંવત્સરી શાનદાર રીતે ઉજવવાની અને તે ધ્યાનમાં રાખીને

---

૧. લોકસભાની આ બેઠકના આરંભમાં જ અનાજખાતાના-પ્રધાને જાહેરાત કરેલી કે અનાજનું ઉત્પાદન દેશમાં વધતું જાય છે, છતાં સંઘરાખોરી વગેરે ગમે તે કારણસર અનાજના ભાવ વધતા જાય છે, તેથી અનાજના ઉત્પાદન, વેપાર, વેચાણ વગેરે વિષે પુરી તપાસ કરવાને પ્રજા—સમાજવાદી આગેવાન અશોક મહેતાના પ્રમુખપણા નીચે કમિટી નીમવાનું ઠરાવ્યું. ખુબી તો એ હતી કે પુષ્કળ અનાજ પાક્યું છે એમ માનીને સરકાર પોતાના ગોદામોનો માલ-વેપારીઓને વેચતી હતી, ત્યારે ભાવવધારાની ખબર પડતાં અનાજનું વધુ વેચાણ બંધ રાખ્યું અને કમિટી નીમી. અનાજની ચર્ચા કરવા હું ખાતાના પ્રધાનને મળેલો ત્યારે મને તેમની રીતભાતથી ભારે અસંતોષ હતો.

આવતી આઠમીના શહીદદિને શહીદોનાં મહાન પર્વની યાદ આપવા મેં હાકલ કરી.

હવે પહેલી શહીદ સંવત્સરીનો દિવસ નજીક આવતો હતો, તેથી અમદાવાદ આવીને ચોપાસ પ્રવાસ કરતો ત્યારે તે પૂણ્યતિથિના કંઈ અવનવા કાર્યક્રમ ઘડવાનો વિચાર નિરંતર કરતો. છેવટે ૧૪મી જૂનના રોજ મધ્યસ્થ કારોબારી મળી ત્યારે સ્વાભાવિક રીતે અમે અનાજની ચિંતાજનક પરિસ્થિતિ ધ્યાનમાં લઈ સસ્તા અનાજની દુકાનો ખોલવાની ભલામણ કરવાને, ખાંડ, તમાકું, ગ્યાસતેલ, દીવાસળી વગેરે જીવન જરુરિયાતની વસ્તુઓ પર ઝીંકેલા કરવેરાનો વિરોધ કરવાને સુયોગ્ય ઠરાવો પસાર કર્યા.

પછી શહીદ સંવત્સરીની શાનદાર ઉજવણીની નીતિ વિષે સમિતિએ લાંબી ચર્ચા કરી. પરિણામે નીચેનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો :

૮ ઓગસ્ટને ગુરુવારે હડતાલ, ટ્રાફીક કરફ્યુ સરઘસ : આ સરઘસમાં શહીદોના ફોટા રાખવામાં આવશે..... સરઘસ સવારે નીકળશે.

'સાંજે સભા

'નવમી ઓગસ્ટને શુક્રવાર :

ઓગસ્ટ ક્રાંતિદિન, સ્વદેશી દિન, આખો દિવસ સ્વદેશી માલનું વેચાણ તથા પ્રચાર કરવો.

'સાંજે લોકસભાઓ યોજવી.

'૧૦મી ઓગસ્ટને શનિવારે

મહાગુજરાત રક્ષાબંધન દિન, આ દિન બળેવ હોય તે રીતે રક્ષાબંધન કરવાનું ધાર્યું છે :......

૧૧મી ઓગસ્ટને રવિવારે

મહાગુજરાત દિન–સાંજે સભા.

આ કાર્યક્રમ કેટલીક રીતે વિલક્ષણ હતો. મહાગુજરાતની લડતને ગંભીર ગણીને બહેનો ભાઈઓને રાખડી બાંધે અને જે પૈસા મળે તે પરિષદના ફાળામાં આપે, એમ ધાર્યું હતું.

ટ્રાફીક કરફ્યુનો કાર્યક્રમ કંઈક નવીન હતો અને કંઈક ચર્ચાસ્પદ નીવડયો. કેટલાક વખતથી મહેન્દ્રભાઈ દેસાઈ એ પર્વને દિવસે શહેરનો–અને બને તો રેલવેનો બધો વાહન વ્યવહાર સ્વૈચ્છિક રીતે બંધ કરવાની હિમાયત કરતા. નડિયાદમાં કેટલાક સાથીઓ સાથે આ કાર્યક્રમની ચર્ચા કરવા ગયેલો ત્યારે આ કરફ્યુનો ચમત્કાર મારા દિલમાં વસી ગયો અને પછી અમારી કમિટીએ પણ મંજૂર કર્યો. જો કે કેટલાક ભાઈઓને તે વાંધાભરેલો લાગ્યો.

આ કાર્યક્રમમાં સ્વદેશીને સ્થાન મળ્યું. એ જરા નવાઈભરેલું લાગે પણ સ્વદેશીના સિદ્ધાંત અને પાલન વિષે મેં થોડાં વરસ પર એક પુસ્તિકા પ્રગટ કરેલી અને હું તો મહાગુજરાતના નવસર્જનમાં સ્વદેશીને મહત્ત્વનું સ્થાન આપતો તેથી તેનો કાર્યક્રમ મેં રજૂ કર્યો અને તે કમિટીએ મંજૂર કર્યો.

ઉપરાંત પરિષદનું બીજું સંમેલન આવતી સાલ ભરાવાનું હતું, તેથી તે સારુ નવેસર પરિષદના સભ્ય નોંધવાની તારીખ નક્કી કરવામાં આવી.

આ કાર્યક્રમ જાહેર થયો, ત્યારે ટ્રાફીક કરફ્યુ કેટલાક નરમ સ્વભાવના ભાઈઓને વાંધાભરેલો લાગ્યો પણ જ્યારે મેં થોડા વખતમાં જાહેર કર્યું કે શહીદ સંવત્સરીને દિવસે જાહેરસભા શહીદબાગમાં અથવા લાલ દરવાજાના મેદાનમાં મળશે, ત્યારે અમદાવાદમાં ચોપાસ ઘણી ગરમી વ્યાપી ગઈ. કારણ કે તે વખતે એ

મેદાનનો વહીવટ કરનાર નાગરિકપક્ષની સાથે પરિષદના મતભેદ વધતા ગયા. તેથી જ પરિષદને સંવત્સરીની સભા માટે એ મેદાન મેળવવાનું મુશ્કેલ બન્યું. તેથી આ સંઘર્ષની ભુમિકા ધ્યાનમાં લેવી જોઈએ.

અમદાવાદ શહેરની ચૂંટણીસમિતિએ જ્યારે ચૂંટણીનું સુકાન માજી મેયર ચીનુભાઈ શેઠને સોંપ્યુ, ત્યારે પરિષદના સિદ્ધાંત ખ્યાલમાં રાખીને ઉમેદવારોની પસંદગી કરશે એવી આશા રાખેલી. ચીનુભાઈના નાગરિકપક્ષે પરિષદના કાર્યકરોની ભલામણોનો ઈન્કાર કરીને પરિષદના ઉમેદવારોની સામે પ્રચાર કરનાર કેટલાક ઉમેદ-વારોને પણ પસંદ કર્યા. અમારી ભૂમિકાથી બંધાઈ જવાની ચીનુ-ભાઈએ સાફ ના પાડી. પરિણામે પરિષદના કેટલાક કાર્યકરોએ તેમની પસંદગીના ખાસ ઉમેદવારોને ચૂંટણી લડવાને ઊભા રાખ્યા હતા. ચૂંટણી થઈ ત્યારે નાગરિકપક્ષના અને બધાયે સ્વતંત્ર મળીને ૧૭ ચૂંટાયા હતા. આમ ચીનુભાઈને જોઈતી સંગીન વધુમતી મળી ગઈ ત્યારે સામાન્ય સમજુતિ મુજબ તેઓ મહા-ગુજરાત વિષે ઠરાવ કર્યો ત્યારે જાણે જનતા કોંગ્રેસના [1] ભાઈઓની સલાહ મુજબ મહાગુજરાત સ્થાપવાની ભલામણ સરકારને કરવાના ઠરાવમાં ત્રણ રાજ્યની યોજના રજૂ કરવાને તૈયાર થયા. ત્યારે અમારી પરિષદના મંડળોમાં ભારે રોષ પ્રગટયો. ચૂંટણીના પ્રચાર દરમિયાન મેં પૂરી વફાદારીથી નાગરિકપક્ષના સર્વ ઉમેદવારોને ટેકો

---

૧. માત્ર મહાગુજરાતના સવાલ પર કોંગ્રેસમાંથી રાજીનામું આપનાર ભાઈઓએ પરિષદમાં જનતા કોંગ્રેસનું જૂથ રચ્યું હતું. તેઓ માજી પંતપ્રધાન બળવંતરાય મહેતા જેવા કોંગ્રેમી આગેવાનો સાથે મળીને ત્રણ રાજ્યની યોજનાના હિમાયતી હતા. પરિષદના ઠરાવો પર તેમની અસર પડતી નહોતી પણ તેમની દોરવણી હેઠળ મુંબઈના ધનપતિઓને ચીલે ચાલીને ચીનુભાઈ મુંબઈનું અલગ રાજ્ય બનાવવાને ત્રણ રાજ્યની યોજના પસંદ કરતા.

આપ્યો હતો અને તેમની સામે કોઈ સ્વતંત્ર ઉમેદવારો ઊભા થાય તેમની ટીકા કરી હતી.

હવે ખાસ પરિષદે મુંબઈની વિધાનસભામાં મહારાષ્ટ્રની સમિતિ [1] સાથે સંયુક્ત મોરચો રચવા ઠરાવ્યું હતું, તે વખતે અમારા પીઠબળથી ચૂંટાયેલો નાગરિકપક્ષ આવો ઠરાવ કરે એ અમને અસહ્ય લાગ્યું.

આ બાબતમાં નિર્ણય કરવા શહેરની સમિતિ જૂનના આરંભમાં મળી ત્યારે મેં મહાગુજરાતની રચનાના સંદર્ભમાં ત્રણ યોજનાની છણાવટ કરી. તે પરથી આ ઠરાવ માટે પરિષદ તરફથી વાટાઘાટ કરવાનું કામ સોંપાયું. એકાદ દિવસમાં જ હું ચીનુભાઈને મળ્યો ત્યારે ઘણા ભાવથી મારું સ્વાગત કર્યું. પછી જ્યારે મહાગુજરાતની ચર્ચા થઈ ત્યારે મૂળ સિદ્ધાંત પર પૂરી સંમતિ દર્શાવી પણ મુંબઇના ગુજરાતીઓનું હિત જાળવવાની દૃષ્ટિથી ત્રણ રાજ્યની યોજના તેમને અત્યંત મહત્ત્વની લાગી. મેં તેમને ઘણુંયે સમજાવવાનો પ્રયત્ન કર્યો કે ત્રણ રાજ્યની યોજનાથી મુંબઈ મહારાષ્ટ્રથી અલગ કરવાનું સર્વસત્તાધીશ દિલ્હી સરકારને પણ જોખમભરેલું લાગ્યું, તેથી પૂરી વિચારણાને પરિણામે મહાદ્વિભાષી રાજ્ય સ્થપાયું છે તેથી આપણે તો ગુજરાતના અલગ રાજ્યની માગણી કરીને જ સંતોષ માનવો જોઈએ અને મહારાષ્ટ્ર અને મુંબઇના સંબંધની પંચાતમાં આપણે પડવું ન જોઈએ. વળી મુંબઈની વિધાનસભામાં પરિષદ અને સમિતિને સાથે મળીને કામ કરવાનું છે અને

૧. આ સમિતિએ વરસોથી મુંબઈ સમેત મહારાષ્ટ્ર મેળવવાનું સૂત્ર અપનાવ્યું હતું અર્થાત્ તે તેનો મુદ્રાલેખ હતો. આવી સમિતિ સાથે મોરચો રચાય ત્યારે તેની સાથે વાટાઘાટ કર્યા વિના તેની ભૂમિકા ઉપર સીધો પ્રહાર તો ન જ થાય. તેથી સ્વાભાવિક-રીતે પરિષદે ચીનુભાઈના ઠરાવ સામે તરત જ જેહાદ શરુ કરી.

મુંબઈની મ્યુનિસિપાલિટીમાં તો સમિતિને વધુમતિ મળી છે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ. આ બધી વાત ચીનુભાઈએ ઘણા ધ્યાનથી સાંભળી પણ છેવટે તેમણે પોતાંનો કક્કો ખરો કરવાનું ચાલુ રાખ્યું તેથી હું આ મુલાકાતમાંથી ખાલી હાથે પાછો ફર્યો.

તેથી ૧૩મી જૂનના રોજ શહેરની કારોબારી આગળ મારી મુલાકાતનો હેવાલ મેં રજૂ કર્યો. તેથી સમિતિએ એવું કરાવ્યું કે 'જનતા પરિષદના અગ્રગણ્ય સભ્ય કે. ટી દેસાઈએ ત્રણ રાજ્યોની રચનાનો ઠરાવ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં મૂકીને આ સંસ્થાની શિસ્તનો ભંગ કર્યો છે, તેથી આવો ઠરાવ પાછો ખેંચી લેવાની તેમને ચેતવણી આપવી. પછી સમિતિએ જનતા પરિષદના બધા કાર્યકરોને એવો આદેશ આપ્યોઃ મહાગુજરાતના એકભાષી અલગ રાજ્યના ઠરાવને જ ટેકો આપે.' છેવટે સમિતિએ ત્રણ રાજ્યનો ઠરાવ પાછો ખેંચીને શહેરની એકતાને ટકાવવા વિનંતિ કરી.

પરિષદના સખત વિરોધની અવગણના કરીને નાગરિકપક્ષે ત્રણ રાજ્યનો ઠરાવ (૨૦ જૂન) પસાર કર્યો કે તરત જ તે પક્ષમાં જોડાયેલા પરિષદના કેટલાક સભ્યોએ રાજીનામાં આપી દીધાં. બાકીના જેમણે રાજીનામાં નહોતાં આપ્યાં તેમની સામે પગલાં લેવા માટે બંધારણ મુજબ શહેરના બધા પ્રતિનિધિઓની એક સભા જુલાઈના આરંભમાં મળી. આ સભાએ 'જે સભ્યો હજી સુધી નાગરિકપક્ષમાંથી છૂટા થયા નથી, તેમણે ૩૧ જુલાઈ સુધીમાં તે પક્ષમાંથી રાજીનામું આપી છૂટા થવાની અને છેવટે પરિષદના જે સભ્યો ઠરાવેલી મુદતમાં રાજીનામું ન આપે તેમની સામે શિસ્ત–ભંગનાં પગલાં લેવાની ભલામણ કરવામાં આવી. આ સભામાં શહેર સમિતિના મહામંત્રી તરીકે પ્રબોધ રાવળ હાજર હતા. તેમણે જ નાગરિકપક્ષના સભ્ય

તરીકે ત્રણુ રાજ્યની યોજનાને ટેકો આપેલો અને છતાં પરિષદમાંથી રાજીનામું આપવાનો ઈન્કાર કરેલો, તેથી બીજાની જેમ તેમની સામે શિસ્ત–ભંગના પગલાં લેવાનો ઠરાવ ચર્ચાયો ત્યારે તેમણે જરા ગરમ થઇને પોતાના વર્તનનો બચાવ કરવાનો પ્રયાસ કર્યો પણ તે વ્યર્થ નીવડયો અને પોતાની કામગીરી પૂરી થયેલી સમજીને તેમણે પરિષદના કાર્યાલયમાં આવવાનું બંધ કર્યું.

દરમિયાન જૂન માસની આખરે ગુજરાતી સાહિત્યના ભીષ્મ પિતામહ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું ૭૬ વયે અવસાન થયું. નવસારીમાં મળેલી સાહિત્ય પરિષદે એમણે રજૂ કરેલી મહાગુજરાતની રચનાની ભલામણુ કરવાનો સ્પષ્ટ અસંદિગ્ધ ઠરાવ કર્યો હતો. આમ તેમણે અમારા આંદોલનને ટેકો આપ્યો હતો તે ધ્યાનમાં રાખીને તેમને અંજલિ આપવાને મેં એક નિવેદન કર્યું.

પછી સૌરાષ્ટ્રના પ્રવાસે ઉપડયો ત્યારે ભાવનગર, રાજકોટ, અને અમરેલીમાં જાહેર પ્રવચન કર્યાં. બધી સભામાં મેં લોકસભાની મારી કામગીરીનો હેવાલ આપ્યો અને મારી શ્રદ્ધા વ્યક્ત કરી કે દ્વિભાષી રાજ્યના ભાવિ વિષે કંઇક વિચારણા ચાલી રહી છે અને તેને પરિણામે મહાગુજરાતની રચના નજીકના ભવિષ્યમાં જરૂર થશે. માત્ર રાજકોટની સભામાં એક સવાલના જવાબમાં મેં કંઈક કહ્યું તે પરથી એવું જાહેર થયું કે મેં મુંબઈને મહારાષ્ટ્રમાં સમાવવાની ભલામણુ કરી છે. તેથી પ્રવાસને અંતે અમદાવાદ આવીને મેં જાહેરમાં ખુલાસો કર્યો કે આજે પરિષદમાં ત્રણ રાજ્યમાં તેમ મુંબઈને મહારાષ્ટ્રનું અંગ માનનારા છે; આ વિવાદથી અલગ રહીને મેં માત્ર એકભાષી મહાગુજરાતની જ માગણી કરી હતી અને મુંબઈની જોશિલી જનતા પોતાનું સુયોગ્ય ભાવિ નક્કી કરશે એવી શ્રદ્ધા દર્શાવી હતી. આ નિવેદનમાં મેં ઉમેર્યું કે હાલમાં અમદાવાદ કોર્પોરેશને મુંબઈ સાથે મહારાષ્ટ્રનું રાજ્ય સ્થાપવાની ભલામણ કરી

છે, ત્યારે મુંબઈ ધારાસભામાં રચેલા પરિષદ–સમિતિના સંયુક્ત-પક્ષે આવો કોઈ ઠરાવ રજૂ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. ત્રણ રાજ્યની યોજનાનો વિરોધ કરીને હું તો એકભાષી રાજ્ય સ્થાપવાની જ હિમાયત કરું છું.

સૌરાષ્ટ્રનો પ્રવાસ પૂરો કર્યા પછી થોડા જ દિવસમાં વડોદરાની પરિષદે યોજેલા લોકસભાના પાંચે સભ્યોના સન્માન–સમારંભમાં હાજર થયો. વડોદરાની પરિષદના અગ્રણી પુંડરીકરાય હાથીના પ્રમુખપણા નીચે ભરાયેલી આ સભામાં મેં કહ્યું કે આવતી આઠમી ઓગસ્ટના શહીદ સંવત્સરીને દિને સારાયે ગુજરાતમાં શાળા–કોલેજો ને બધા વેપાર ધંધા જો પૂરેપૂરા બંધ નહિ થાય તો મૈયા ગુર્જરીની કુંખ લજવાશે. મારા સાથીઓ પુરુષોત્તમદાસ પટેલ અને કરસનદાસ પરમાર વગેરેએ સારીયે લડતનો ટૂંકો ઇતિહાસ રજૂ કર્યો. સભામાં અમને નાણાંની થેલી અર્પણ કરવામાં આવી, તે માટે આભાર માનીને થેલીની રકમ વડોદરાની પરિષદનું કામ આગળ ધપાવવાને પ્રમુખને સોંપી દીધી.

જુલાઇના આરંભમાં હું સુરેન્દ્રનગરમાં આવતી શહીદ સંવત્સરીનો પ્રચાર કરવાને ગયો ત્યારે પરિષદના કાર્યકરો તરફથી મારા જાણવામાં આવ્યું કે રાજાશાહીના વખતથી વઢવાણથી સુરેન્દ્રનગર સુધી ડિઝલ એન્જિનથી ચાલતી નાની ટ્રામ ચલાવવાનો ઇજારો એક માણસને સોંપાયો છે, અને તે દર સાલ ધૂમ કમાણી કરે છે. ખબર પડી કે ટ્રામના ઇજારદાર તરફ પહેલાં સૌરાષ્ટ્રના અને હવે મુંબઈ સરકારના કોઈ પ્રધાન બહુ કુંણી લાગણી ધરાવે છે અને તેથી આ જાહેર વાહનનો વહીવટ ઘણી આપખુદીથી ચલાવાય છે, તેથી રાતની સભામાં મેં પૂછ્યું કે ટ્રામનું રાષ્ટ્રીયકરણ કરીને તેનો વહીવટ રેલવેખાતું કેમ સંભાળી લેતું નથી ? મેં ઉમેર્યું

કે આ સવાલ હું જરુર લોકસભામાં ઉઠાવીશ અને પ્રધાન સાહેબનો જવાબ માગીશ. થોડા દિવસમાં જ – ૧૫મીએ હું દિલ્હી જવા રવાના થયો અને એ દિવસમાં જ રેલવેખાતાના ખર્ચની કાપકુપની ચર્ચામાં મેં ભાગ લીધો.

રેલવેબોર્ડના મોટા સાહેબોને મોટાં સલુનમાં રજવાડી ઠાઠથી દેશમાં ફરતા જોયેલા તેથી પહેલી તો તેમના પર જ પીસ્તાલ પાડી. કોઈ સાહેબને દિલ્હીના પ્રધાન જેટલો જ પગાર આપો, તેમના સલુન બંધ કરો, તેમના પટાવાળાની સંખ્યા અને કપડાંનો ભભકો ઓછો કરો અને બધી રીતે તેમને છેક ઊંચેથી નીચો ઊતારો તો તેઓ સામાન્ય માનવીની નજીક આવીને તેમનાં દુઃખદર્દ હૈડે ધરીને તેનું નિવારણ કરવાની કોશિષ કરશે. અગાઉ મેં દિલ્હી–અમદાવાદની વચ્ચે જનતા એકસપ્રેસ ચલાવવાની સૂચના કરેલી. હવે માલૂમ પડ્યું કે આવી ગાડીમાં ઉતારૂની સાથે માલના ડબ્બા પણ જોડવાના છે, તેથી આવી વિકૃતિ અટકાવવા મેં પોકાર કર્યો. ત્રીજાવર્ગના ઉતારુઓની હાડમારી ઘટાડવાને મદ્રાસના ડબ્બા બનાવવાના કારખાનામાં બે કે ત્રણ પાળી ચલાવવી જોઈએ. જેથી તેની ઊણપને લીધે ગીર્દી વધે નહિ. તે વખતે ઠંડી હવાની સગવડવાળી નવી ડીલક્સ ગાડી શરુ કરવામાં આવેલી, તેનો એક ડબ્બો રેલગાડીમાં લગાડતાં ત્રણ ત્રીજાવર્ગના ડબ્બા કપાઈ જાય, તેથી આવા બાદશાહી ડબા અને તેવી ગાડી બંધ કરવાને મેં આગ્રહ કર્યો. વળી વડોદરા જેવા સ્ટેશનનો આગલો ભાગ નવેસર બાંધીને બધી સગવડ આપી છે પણ વચલું પ્લેટફોર્મ બાવા આદમના વખતથી એવું ને એવું જ રહ્યું છે, તેથી તેનાં બાંકડા પર વરસોથી રાત ગાળનાર તરીકે મેં તેનું નવું ઘડતર કરી વધારે ઉતારુઓને વધુ સગવડ મળે તેવી વ્યવસ્થા કરવાને આગ્રહ કર્યો. વળી

વિરમગામ જેવા અનેક સ્ટેશન પર ઘેટાં બકરાંની માફક ડબ્બામાં રીતસર માય તેના કરતાં ત્રણગણાં કે તેથીયે વધારેને ગોંધવામાં આવે છે અને ઘણાંયે ડબ્બાની બહાર લટકે છે અને બીજા છાપરા પર બેસે છે, તેને માટે રેલવેના વહીવટની ઝડતી લીધી.

આ પ્રવચનમાં મેં અમદાવાદના લોકોશેડમાં એન્જિનની મરામત કરનાર કામદારોની દયાજનક હાલતનું સાચું ચિત્ર દોર્યું. ત્યાં કામ કરતા ૬૦૦ માણસોને માટે પીવાના પાણીની કે ખાવાના ભોજનની પૂરી અગવડ છે. તેમના જાજરૂ અને પેશાબખાનામાંથી બહાર મેલા પાણીનો પ્રવાહ વહે છે, તેથી ભારે દુર્ગંધ અને ગંદવાડ કામદારોને સહન કરવાં પડે છે. મેલા પાણીની નળીને મ્યુનિસિપાલિટીની ગટર સાથે કેમ જોડાતી નથી અને ત્યાંના મોટા અધિકારીઓ આ કામદારોની હાડમારીઓ દૂર કરવાને કેમ પગલાં ભરતાં નથી? આવા અનેક સવાલો પૂછીને મેં છેવટે કહ્યું કે રેલવેને વધારેમાં નાણાં આપનાર ત્રીજાવર્ગના ઉતારુઓને કે તેના ગરીબ કામદારોને જરાયે ન્યાય આપવામાં આ ખાતુ છેક જ નિષ્ફળ ગયું છે તેથી સામાન્ય જનતાની સગવડ માટે રખાતી ૩ કરોડની રકમ વધારવા અને ગરીબ કામદારોના પગારનાં ધોરણ સુધારવાની મેં હિમાયત કરી.

જુલાઈ માસની દિલ્હીની સફર દરમિયાન મેં આ પ્રવચન કર્યું, તેમજ રેલવેના પ્રધાન સાથે ત્રીજાવર્ગની સગવડ વિષે અને લોકસભાના પ્રમુખ સાથે સરદારના તૈલચિત્ર વિષે પત્ર વહેવાર આગળ ચલાવ્યો. તે વખતે આવતા માસની શહીદ સંવત્સરીનો ભારે કાર્યક્રમ પાર પાડવાને જરુરી પ્રચાર અને વ્યવસ્થા કરવાની જવાબદારી મારા માથે હતી, તેથી એક અઠવાડિયામાં જ દિલ્હીનું કામ આટોપીને અમદાવાદ પાછો ફર્યો. તે પહેલાં મેં શહીદ સંવત્સરીની સભા લાલદરવાજાના મેદાન પર ભરવાની પરવાનગી આપવા મ્યુનિ-

સિપાલિટીના મેયરને પત્ર લખ્યો હતો. વળી આ બાબતમાં સરકારના હુકમનુ કંઈ બહાનું કઢાય તે સારુ તે બાબતમાં મેં મુંબઈ રાજ્યના પ્રાંતપ્રધાનને પણ કાગળ લખ્યો હતો. અમદાવાદના કાર્યાલયમાં જતાં આ બંને કાગળના જવાબ લગભગ સાથે જ મળ્યા. મારી ધારણા મુજબ ચીનુભાઇએ મને નન્નો પરખાવતાં લખ્યું કે આ મેદાન તો જાહેર પ્રજા સારુ બગીચા તરીકે ઉછેરવા મ્યુનિસિપાલિટીને સોંપ્યું છે અને તેનો કંઈ બીજો ઉપયોગ થાય તો તે બગીચાની જમીન સરકાર પાછી ખેંચી લે એવો સંભવ છે તેથી તેમણે મને બહુ જ ડહાપણની સલાહ આપી કે આ મેદાન જનતા પાસેથી છીનવાઇ જાય એવું કંઈ આપણે ન કરવું જોઇએ.

સદ્‌ભાગ્યે તેવામાં જ મને પ્રાંતપ્રધાનનો જુદા જ પ્રકારનો જવાબ મળ્યો. ચવ્હાણે મને લખ્યું કે આ જમીન પર પૂરેપૂરો અધિકાર અમદાવાદની મ્યુનિસિપાલિટીને સોંપી દીધો છે અને તેનો વહીવટ કરવાની અબાધિત સત્તા તેની પાસે છે, તેથી સરકારને તે બાબત સાથે કંઈ સંબંધ નથી. આ ઉપરથી બીજે જ દિવસે અમે છાપામાં ચવાણના જવાબનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે આવી નાની બાબતમાં ચીનુભાઈએ વિનાકારણ સરકારને સંડોવી છે પણ તેમને જ બાગ વાપરવાની સંપૂર્ણ સત્તા છે, એ હવે છુપાવી શકાશે નહિ અને તે બાબતની સંપૂર્ણ જવાબદારી તેમને માથે રહેશે. તે મુજબ ચીનુભાઇને કાગળ લખીને ફરીથી આ મેદાનમાં સભા ભરવાની પરવાનગી આપવા અમે તેમને વિનંતિ કરી.

હવે ચીનુભાઈના નાગરિકપક્ષ અને જનતા પરિષદ વચ્ચે ખરેખરો ગજગ્રાહ શરુ થયો. ચીનુભાઈની રાજકીય ભૂમિકાનો અમે સખત વિરોધ કરીને અને તેમના પક્ષમાંથી રાજીનામું આપવાનો અમારા સભ્યોને આદેશ આપીને અમે તેમની ભારે ખફગી વહોરી હતી, તેથી શહીદ સંવત્સરીની ઉજવણી આવા મધ્યસ્થ

મેદાનમાં શાનદાર રીતે ઉજવાય એ તેમને ગમતું નહોતું. પણ હવે સરકારે પોતાના પરથી ગાળીચું કાઢીને ચીનુભાઈને જ પહેરાવ્યું. તેથી અમદાવાદની જનતાનો પારાવાર રોષ અને વિરોધ વહોરવાના વિચારથી તે ગભરાવા લાગ્યા. દરમિયાન મેં અને બધા સાથીઓએ સંખ્યાબંધ સભાઓ શહેરના બધા વોર્ડમાં ભરવા માંડી. તેમાં અમે ખખડાવીને કહેવા માંડયું કે શહીદોના સન્માનની સભા શહીદબાગમાં મળશે અને તે વિષે શંકા રાખવાનું કારણ નથી.

હવે ટાઢે પાણીએ ખસ કાઢવાની ચીનુભાઈની યોજના નિષ્ફળ નીવડી એટલે તેમણે કોર્પોરેશનના સાથીઓ અને ખાસ બગીચા કમિટીના સભ્યો સાથે ગંભીર રીતે ચર્ચા કરવા માંડી. તે વખતે અમે પણ સરસપુર વગેરે ગામના અમારા કાર્યકરો મારફત મ્યુનિસિપાલિટીના આગેવાનોનો સંપર્ક સાધીને અમને રીતસર પરવાનગી મેળવવાને રાતદિવસ વાતચીત ચલાવી. પણ અમે તો હંમેશાં જાહેર પ્રજામત કેળવીને પ્રજાશક્તિથી જ કામ સાધવા ટેવાયેલા હતા, તેથી જુલાઈની આખરે અખબારી પરિષદ ભરીને મ્યુનિસિપાલિટીને મેં પડકાર ફેંકયો.

મારા નિવેદનના આરંભમાં દિલ્હીમાં ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતની મુલાકાત લીધી હતી તેનો હેવાલ આપ્યો. પણ તેમણે તો લોકસભાના તેમના વચનો જ મને સંભળાવ્યાં. પછી સરદારના તૈલચિત્ર વિષે, ચાલુ પત્રવ્યવહાર વિષે, તેમજ રેલવેના ગેરવહીવટ વિષે મારા પ્રવચનનો મેં ઉલ્લેખ કર્યો. ખાસ તો તે વખતે નાગરિકપક્ષ સાથે જામેલી લડતને અંગે પ્રબોધ રાવળ વગેરે બિનવફાદાર થયેલા સભ્યો સામે પરિષદે શિસ્તભંગના પગલાં લીધેલાં અને શહીદ સંવત્સરીને દિને ટ્રાફીક કરફયુ જેવો કડક કાર્યક્રમ રજૂ કરેલો. તેથી પરિષદની નીતિરીતિ સામે પ્રબોધ રાવળ, હરિપ્રસાદ વ્યાસ અને રતિલાલ ખુશાલદાસ પટેલે જે છાપામાં નિવેદન કરેલાં

તેમને મારા ભાઈ જેવા ગણીને વિકૃત અને અતિશયોક્તિ ભરેલી હકીકત પર તે કરેલાં હોવાથી તે વિષે મેં ઊંડો ખેદ વ્યક્ત કર્યો. ઉપરાંત ટ્રાફીક કરફ્યુને અંગે સમજૂતિ આપી કે શહીદોની પહેલી સંવત્સરીને દિવસે સખત હડતાળ પડે અને તેથી બધી શાળાઓ અને બજારો બંધ થાય ત્યારે બધો વાહન વ્યવહાર પણ સ્વાભાવિક રીતે બંધ થાય. આવે વખતે જનતાના કુદરતી આવેશથી કોઈ ગાડી -મોટરવાળા નકામા હેરાન થાય તે માટે અમેસ્વૈચ્છિક રીતે હડતાલ પાડવાનો તેમજ વાહનવ્યવહાર પણ બંધ રાખવાનો આદેશ જનતાને આપ્યો છે.

પછી તે વખતે જગબત્રીશીએ ચઢેલી આવતી સંવત્સરીના સભા સ્થાનના સવાલની ચર્ચા કરી. જે સરકારના વાંધાના જોર પર મ્યુનિસિપાલિટી સભાની પરવાનગી આપવાની ના પાડતી હતી તે હવે પંત-પ્રધાનના સ્પષ્ટ કાગળથી સાફ થઈ ગઈ છે. તેથી મેં એવી આશા અને શ્રદ્ધા દાખવી કે શહીદોને અંજલિ આપવાનો સભા લાલ દરવાજાના મેદાનમાં જ મળશે. મેં ફરિયાદ કરી કે ગુજરાત કલબથી માંડીને રીફોર્મ કલબ સુધી અને વીજળી ઘર સુધીનો વિસ્તાર ગુજરાતના અહિંસક આંદોલનનું સમરાંગણ હતું, તેથી એ મેદાન પર જ સંવત્સરીની સભા ભરવાનું પરિષદે ઠરાવ્યું છે. અમે ઘણા મહિના સુધી આ મેદાનને શહીદબાગનું નામ પાડેલું. પણ મ્યુનિસિપાલિટીએ પોતાની મુદત પુરી થતાં પહેલાં ગયા માર્ચ માસમાં આ મેદાનને સરદાર બાગનું નામ આપવાનું ઠરાવેલું પણ આજ સુધી મ્યુનિસિપાલિટીના આગેવાનોએ જાહેર કર્યું

નથી.[1] પણ આ નવા નામથી જરાયે ખચકાયા વિના આ મેદાનમાં જ સંવત્સરીની સભા ભરવાનો અમારો નિર્ણય અફર છે.

કોઈ સવાલ ઉઠાવે કે જો મ્યુનિસિપાલિટી પરવાનગી ન આપે તો શું થાય? તેના જવાબમાં મેં કહ્યું કે પંતપ્રધાનનો કાગળ જોતાં સરકાર આ સભા લાલ દરવાજે ભરાય તેને રોકવાને ૧૪૪ કલમ જાહેર કરે નહિ અને પોલીસને સભા તોડવાને મોકલે નહીં. અલબત્ત પરવાનગી ન મળે તો સભા ભરવામાં જોખમ તો છે જ. એમ તો પંડિત નેહરુની સામે સભા ભરવામાં નિષ્ફળ થવાનું જોખમ તો હતું જ. પણ તે વખતે તેમ આ વખતે આપણે હિંમત કરીને તે કસોટીએ ચઢીશું તો જરૂર વિજય મેળવવાની શ્રદ્ધા મેં દર્શાવી છેવટે મેં કહ્યું કે અમદાવાદ શહેર, મહેસાણા અને ખેડા જિલ્લામાં પરિષદના કાર્યક્રમને સારો આવકાર મળ્યો છે, તેથી અમે શહીદ સંવત્સરીની શાનદાર ઉજવણી કરવામાં જ્વલંત વિજય મેળવીશું.

ખૂબી તો એ થઈ કે આ નિવેદન ૨૮ જુલાઈના રોજ અખબારોમાં પ્રગટ થયું ને તે પછી ત્રીજે જ દિવસે મ્યુનિસિપાલિટીની બગીચાનો વહીવટ કરનાર સાંસ્કૃતિક કમિટીએ લાલ દરવાજાના

૧ શહીદોનું નામ ભૂંસી નાખવાની મ્યુનિસિપાલિટીની આ નીતિ મુજબ ગયા માર્ચ માસમાં 'જે સ્થાનને અમદાવાદની જનતાએ શહીદચોક તરીકે ઓળખાવવાનું ઠરાવ્યું છે, તેને 'માવલંકર ચોક' અને 'માવલંકર માર્ગ' નામ આપવાનું ઠરાવ્યું હતું. અમદાવાદ શહેરની પરિષદે આ નિર્ણયનો વિરોધ તા.૧૭-૪-૫૭ના રોજ કરેલો. પણ ત્યારે લાલ દરવાજાના મેદાનને સરદારબાગ નામ આપ્યાનું જણાવવામાં આવ્યું નહોતું.

અવિકસિત ભાગ પર શહીદ પર્વની સભા ભરવા માટે પરવાનગી આપી. આવી વાયડાઈ કરીને પણ મ્યુનિસિપાલિટીએ અમને રીતસર પરવાનગી આપીને સંઘર્ષની હવા સાફ કરી, તેથી શહીદ સંવત્સરીના દિવસે ફરીવાર પરિષદનો વિજયદિન પૂરી તાકાતથી ઉજવવાને અમે મેદાને પડયાં.

અમદાવાદ શહેરની સમિતિ ૨જી ઓગષ્ટના રોજ શહીદ સંવત્સરીનો વિગતવાર કાર્યક્રમ ઘડવાને મળી. તેણે ટ્રાફીક કરફયુ સવારથી બપોરના બે વાગ્યા સુધી જ પાળવા ઠરાવ્યું. બપોરે ૨–૧૮ વાગે શહીદચોકમાં શહીદોને સર્વ અગ્રણીઓએ પુષ્પાંજલી અર્પણ કરવી, ૩–૩૦ વાગે મણિલાલ મેન્શનથી મૌન સરઘસ કાઢવું ને સાંજે ૫ વાગે લાલ દરવાજાના મેદાનમાં જાહેર સભા ભરવી. ઉપરાંત સમિતિએ દશમીના મહાગુજરાત રક્ષાબંધનના કાર્યક્રમની અને ૧૧મીએ મહાગુજરાતદિન પાળવાની સૌને યાદ આપી. તેની સાથે જનતા પરિષદના જે સભ્યોએ મ્યુનિસિપાલિટીના નાગરિક પક્ષમાંથી હજી રાજીનામાં આપ્યાં ન હોય તેમની પાસે ખુલાસો માગવાનું ઠરાવ્યું. પરિણામે આ મહિનામાં અમારા કેટલાયે ભાઈઓએ નાગરિકપક્ષમાંથી રાજીનામાં આપી દીધાં.[1]

તેવામાં જ દિલ્હીમાં પોલીસે ગોળીબાર કરીને એક કામદારનો

---

૧. એક વરસ પર બરાબર એટલા વાગે જ ગોળીબાર થયો હતો, તેથી તે ઘડીયે જ શહીદીને સ્થાને પુષ્પાંજલિ અર્પણ કરવાનું ઠરાવ્યું.

૧. આમ છેલ્લી મહેતલ અપાયા પછી પ્રબોધ રાવળને શહેર સમિતિના મહામંત્રીપદેથી, હરિપ્રસાદને જમાલપુરની કમિટીના મંત્રી પદેથી અને કે. ટી. દેસાઈને શહેરની ચૂંટણી સમિતિના સભ્યપદેથી બરતરફ કરવામાં આવ્યા.

જાન લીધેલો. પછી તેની અદાલતી તપાસ કરવાને ઉગ્ર આંદોલન ચાલ્યું હતું, છેવટે કેન્દ્રીયપ્રધાન ગોવિંદવલ્લભ પંતે લોકસભામાં નિવેદન કર્યું કે આ કિસ્સામાં મેજિસ્ટ્રેટે કરેલી તપાસ અપૂરતી લાગી છે. તેથી અદાલતી તપાસ કરવાની માગણી કરી હતી. તેનો હવે સરકારે સ્વીકાર કર્યો, તેથી અમે ખુશી થયા.

દરમિયાન અમદાવાદ શહેરના ઘણા વિભાગમાં ભરચક સભાઓ મળતી તેમાં બધા કાર્યકરો શહીદ પર્વનો કાર્યક્રમ સફળ બનાવવાને સર્વને હાકલ કરતા. તે અરસામાં મેં કપડવંજ જઈને ગાંધીચોકની સભામાં કહ્યું કે મહાગુજરાતનું સ્વપ્ન પ્રજા ભૂલી નથી અને શહીદોની શહાદત અમે ભૂલી જવાના નથી. તે પહેલાં હું ડાકોર અને સુરત જઈને પરિષદનો કાર્યક્રમ સમજાવી આવ્યો હતો. આમ ઘણા જિલ્લામાં પણ ધૂમ પ્રચાર ચાલતો, તેથી અમારા કાર્યક્રમની પૂરી સફળતાની ખાતરી અમને થઈ.

કુદરતી રીતે અમારા વિરોધીઓની છાવણીમાં ગભરાટ ફેલાયો, તેથી શહીદદિનના થોડાક દિવસ રહ્યા ત્યારે અમદાવાદની શાળાઓના સંચાલકોની એક સભા શેઠ કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપણા નીચે મળી. તેમાં વિદ્યાર્થીઓમાં હડતાળનો પવન ફેલાય છે તે વિષે ચિંતા દર્શાવવામાં આવી અને શાળાઓમાં શિસ્ત જાળવવાનું કામ ઉપાડી લેવાને સર્વને સૂચવવામાં આવ્યું. વળી અમે ટ્રાફીક-કરફ્યુનો આદેશ આપેલો તેની સામે શહેરના ત્રીસેક આગેવાનોની સહીથી એક નિવેદન પ્રગટ કરવામાં આવ્યું કે હંમેશા તેમ આઠમીએ પણ પોતાને ઠીક લાગે તો વાહન રસ્તા પર ચલાવવાનો કુદરતી હક્ક છે, તેમાં કોઈએ હરકત કરવી નહિ. આડકતરી રીતે અમને કોઈ વાહનના સંચાલનમાં કંઈ પણ હરકત ન કરવાની ચીમકી આપવામાં આવી.

છેલ્લા દિવસોમાં અમારો પ્રચાર શહેરમાં અને જિલ્લાઓમાં પરાકાષ્ઠાએ પહોંચ્યો. આઠમીની સવારે તો તાર–ટપાલખાતાની હડતાળ પણ પાછી ખેંચાઈ ગઇ અને કતલની રાત શાંતિથી પસાર થઈ ગઇ, તેથી પરિષદના કાર્યક્રમ માટે વાતાવરણ સાફ થઈ ગયું.

વહેલી સવારથી જ ઘણા લત્તાના લોકોએ શહીદોની કુટિર બાંધી કાળી ધજાઓ ફરકાવી કાળી પટ્ટીઓ લગાવીને ઉજવણી શરુ કરી દીધી. પરિષદના સ્વયંસેવકો રેલવે સ્ટેશન, એલીસબ્રીજ, નેહરુ-પુલ, માણેકચોક વગેરે વાહન વહેવારનાં કેન્દ્રસ્થાને ખડા રહીને પરિષદના આદેશને માન આપીને બધા વાહન બંધ કરવાને ચલાવનારને વિનંતિ કરતા ગયા. તેથી ઘણાંયે વાહન બંધ થયાં, પાછાં ફર્યાં, સ્થગિત થયાં. મ્યુનિસિપાલિટીને અમે તે દિવસે બસ નહિ ચલાવવાની વિનંતિ કરેલી પણ વિરોધી નાગરિકપક્ષે દુરાગ્રહ કરીને તે ચલાવવા માંડી ત્યારે સ્વયંસેવકો સાથે ઘર્ષણ થતાં કેટલીય બસના પૈડામાંથી હવા કાઢી નાખવામાં આવી અને આમ સૂની પડેલી બસો મોટી સંખ્યામાં ઠામ ઠામ જમા થઈ હતી. બાકી શહેરમાં શાળા–કોલેજો અને બધાં બજારો પેઢીઓ અને ઓફિસો તો બંધ જ હતાં તેથી કંઈ ઘર્ષણ થયું નહોતું.

શહીદદિને સવારે રાષ્ટ્રીય વિદ્યાર્થીમંડળની એક ખાસ સભા યોજવામાં આવી અને તેમાં વક્તા તરીકે આચાર્ય એસ. આર. ભટ્ટ, રતિલાલ ખુશાલદાસ પટેલ વગેરેનાં નામ જાહેર થયાં-હતાં. સ્વાભાવિક રીતે સભામાં હજારો શ્રોતાઓ એકત્ર થયા પણ ત્યાં રતિલાલ પટેલ, પ્રબોધ રાવળ અને હરિપ્રસાદ વ્યાસને હેરાન કરવાને એક જૂથ ટાંપીને બેઠું હતું, તેથી આ ત્રણ ભાઇઓ સાથે આવતા દેખાયા કે તરત જ તેમને ઘેરીને જુદા લઈ ગયા અને

ધક્કે ચઢાવી લાલ દરવાજા તરફ ખેંચી ગયા. રતિભાઈ અને હરિપ્રસાદ રસ્તામાં કોઈ હોટલમાં આશરો લઈને બચી ગયા પણ પ્રબોધ રાવળને મૂઢ માર પડયા પછી જ તે નદીની રેતમાં ચાલતા માતાના મંદિરમાં ભરાઈ ગયા. સભામાં એસ. આર. ભટ્ટ, દા.શેલત વગેરે ભાષણ કરતા હતા, તેમને આ બનાવની કંઇ ખબર પડી નહિ. સભા પુરી થયા પછી જ બધી હકીકત તેમના અને પરિષદના જાણવામાં આવી. મને આ સમાચાર મળતાં ભારે દુઃખ થયું અને તરત જ મેં આવા અણધાર્યા હુમલાના પ્રાયશ્ચિત રૂપે ત્રણ દિવસના ઉપવાસ જાહેર કર્યા.

બપોરે યોજના મુજબ પહેલાં અમે ઘણા ભાઈઓ શહીદોને અનેક સ્થાને અને ખાસ કરીને કોંગ્રેસ હાઉસ આગળ ટ્રાફીક ચક્કર પર પુષ્પાંજલિ અર્પણ કરી આવ્યા પછી ત્રણના સુમારે પરિષદ તરફથી એક જંગી સરઘસ મણિલાલ મેન્શનથી નીકળ્યું અને તે શહેરના રાજમાર્ગ પર પસાર થયું, ત્યારે ચોપાસ ઊંચાં છજાં અને અટારીઓ પરથી પુષ્પવૃષ્ટિ થઈ અને અમને રોકીને ચોપાસ જામેલી જનતા તરફથી અમારું સન્માન થયું. પછી પાંચના સુમારે લાલ દરવાજાના મેદાન પર કમિટીના સભ્યોની સાથે હું ઊંચા મંચ પર બેઠો ત્યારે એકત્ર થયેલી જંગી મેદનીએ અમને 'શહીદો અમર રહો' અને 'મહાગુજરાત ઝીંદાબાદ'ની ગર્જનાઓથી વધાવી લીધા.

સભાનો આરંભ કરતાં શહેર સમિતિના એહમદમીંયા શેખે લડતના શહીદોને અંજલિ આપી તે પછી તેમની સૂચના મુજબ સભાજનોએ બે મિનિટ મૌન પાળ્યું. પછી તેમણે સવારના તોફાની બનાવોનો નિર્દેશ કરીને મારા ત્રણ દિવસના ઉપવાસની ખબર આપી.

પરિષદના મંત્રી હરિહર ખંભોળજાએ વિદ્યાર્થીઓની હડતાલને વગોવનાર મોટા આગેવાનોની ટીકા કરીને મહાગુજરાતની

લડતમાં ગૌરવવંતો ભાગ લેવા માટે વિદ્યાર્થીઓને ધન્યવાદ આપ્યા. પરિષદના અગ્રણી જયંતિ દલાલે કહ્યું કે આપણે જે રીતે લડત ચલાવી છે તે રીતે ચલાવ્યા કરીશું તો આપણું ધ્યેય હાંસલ થશે. એક પ્રજા તરીકે દ્વિભાષી રાજ્યને મીટાવી દેવાની આપણી ફરજ છે; નહિ તો આપણે માટે ખતરનાક નીવડશે. આ સભામાં મહેમાન તરીકે પધારેલા પ્રજાસમાજવાદી પક્ષના આગેવાન ઈશ્વરલાલ દેસાઈએ કહ્યું : 'જે દિવસે કોંગ્રેસ નક્કી કરશે કે દ્વિભાષી રાજ્ય તોડીને ગુજરાત અને મહારાષ્ટ્રને જુદા પાડવા છે, ત્યારે મુંબઈનું શું એ કોઈ કહેશે નહિ...મુંબઈનો ફેંસલો કરવાનું કામ ગુજરાતનું નથી. ત્રણ રાજ્યની યોજનાઓની વાતો કરનારાઓ દ્વિભાષીને કાયમ કરવા માગે છે.' પછી પરીષદના ધારાસભ્ય બ્રહ્મકુમાર ભટ્ટે કહ્યું કે જનતા પરિષદ ચૂંટણી પછી તુટવાની છે, એ વાત ખોટી પડી છે. પરિષદ તો મહાગુજરાત લઇને જ જંપવાની છે. પરિષદના ઉપપ્રમુખ દિનકર મહેતાએ કહ્યું કે આપણું આંદોલન ઠંડું નહિ પણ ગરમ બને એવા નિશ્ચય તરફ જવાનું છે.

પછી મેં પરિષદની એક વરસની કામગીરીનું અવલોકન કરીને અને ગઈ સાલની અને આજની પોલીસની કામગીરીની સરખામણી કરીને કહ્યું કે આજે તો પંતપ્રધાન ચવાણને પોલીસને ચીમકી આપવાની ફરજ પડી છે કે ગમે તે કરજો પણ ગોળીબાર ન કરશો. વળી થોડા દિવસ પર દ્વિભાષી રાજ્યના સચિવાલયમાંથી ગુજરાતનાં દફતર જુદાં પાડી તે ગુજરાતમાં લાવવાની વિચારણા ચાલે છે. પણ આવા અધકચરા ભાગલા પાડવાથી ગુજરાતની પ્રજાને સંતોષ નહિ થાય; અમને તો સચિવાલયની ધારાસભાના અને સારાયે રાજ્યના ભાગલા પાડીને મહાગુજરાત રચાશે ત્યારે જ સંતોષ થશે. જો સરકાર આવો ખરો રાહ ન લે તો તેના તંત્રને હચમચાવવા ને-

તેની ગાદી ડોલાવવાને પ્રજાએ તૈયાર રહેવું જોઇશે. છેવટે મેં કહ્યું કે સ્વદેશી અને સદ્ધર મહાગુજરાત જોઇએ અને તે લઈને જ આપણે જંપીશું.

આવી શાનદાર સભા ભરીને અમે સંતોષ અનુભવતા હતા, ત્યારે નડિયાદ, વડોદરા વગેરે શહેરના સ્ટેશન પર થયેલાં તોફાનના સમાચાર મળ્યા. એકંદર ચોપાસ નાના મોટા ગામે હડતાલ પડી અને મોટાં સરઘસ નીકળ્યાં પણ નડિયાદ સ્ટેશનમાં દાખલ થતાં સૌરાષ્ટ્ર એકસપ્રેસને અને અમદાવાદથી આવતી લોકલને પથરા મારીને અને તેમાં ચઢી જઈને બેકાબુ ટોળાએ તોફાન કર્યાં, તેથી પોલીસે લાઠી ચલાવી અને કેટલાકની ધરપકડ કરી. વડોદરા અને બીજા નાના સ્ટેશનોએ પણ નાનાં મોટાં તોફાન થયાં છતાં કોઈ ગોળીબાર તો ન જ થયો અને એકંદર શહીદ સંવત્સરીના ઐતિહાસિક દિને ફરીથી સારા ગુજરાતમાં મહાગુજરાતની બુલંદ ઘોષણા ફરીથી સંભળાઈ. એક વરસે ફરીથી નવો વિજય મેળવીને અમે હવે આ લડતની નવી યોજના ઘડવાને તૈયાર થયા.

૭

# પરિષદ-સમિતિ મંત્રણા

આઠમી ઑગષ્ટના શહીદોની પહેલી સંવત્સરી શાનદાર ઉજવણી કર્યા પછી ગુજરાતમાં અનેક શહેર અને ગામડાઓમાં થયેલી ઉજવણીના સમાચાર મળતા ગયા. નડિયાદમાં રેલવે ગાડીઓ પર થયેલાં તોફાનોથી અમને ઉદ્વેગ થયો અને તેની સાથે પોલીસે કરેલા કઠોર લાઠીમાર અને મનસ્વી ધરપકડની સામે અમારાં દિલમાં વિરોધ જાગ્યો.

તરત નવમીએ સ્વદેશી દિન પાળવાની વ્યવસ્થા થઈ હતી. દશમીએ રક્ષાબંધનના નવા કાર્યક્રમ માટે પરિષદ તરફથી મહાગુજરાતના નકશાવાળી રક્ષાઓ સ્વયંસેવિકાઓમાં પહેલેથી વહેંચાઈ હતી. તે દિવસે ભાવિક બહેનો રક્ષાઓ લઈને નીકળી પડી તેમને શહેરના બધા ભાગમાં જનતાનો સારો સહકાર સાંપડ્યો અને સારી રકમ ભેગી થઈ. દશમીએ શહીદોને સ્થાને સેંકડો ફૂલની અંજલિ અપાઈ અને પછી શાનદાર સરઘસ કાઢીને જંગી સભા ભરવામાં આવી. અગીયારમીએ શહીદ સંવત્સરી ઉજવવાને હું ખાસ મારા વતન નડિયાદ પહોંચ્યો. ત્યારે સવારથી સંપૂર્ણ હડતાલ પડી. શહીદોને હજારો ફૂલોની અંજલિ અપાઈ, મૌન સરઘસમાં સ્થાનિક ધારાસભ્ય મહેન્દ્ર દેસાઈ અને બીજા કાર્યકરો સાથે હું જોડાયો. આજે જંગી સભામાં મેં કહ્યું કે ધોળે દિવસે થયેલાં ખૂનની અદાલતી

તપાસ નહિ થાય ત્યાં સુધી આપણાં દિલને શાંતિ થશે નહિ. દેશભરમાં ચાલેલા આંદોલનના પ્રભાવથી આજે દિલ્હીમાં પોલીસ-ગોળીબારથી થયેલા હરિજન ઝાડુવાળાના મૃત્યુની જવાબદારીની તપાસ કરવાને એક ન્યાયાધીશ નીમવામાં આવ્યા છે પણ અહીં જે દૂધમલ છોકરાનાં ખૂન કરવામાં આવ્યાં છે, તે વિષે કોઈનું રૂંવાડું ફરકતું નથી. પછી એહમદમીંયા શેખ અને મહેન્દ્ર દેસાઈએ પ્રાસંગિક નિવેદન કર્યાં હતાં.

ગુજરાતનું શહીદ પર્વનું કામ આટોપીને હું થોડા જ દિવસમાં દિલ્હીની લોકસભાની બેઠકમાં હાજર થયો. ત્યાં જઈને સરદારના તૈલચિત્રના, રેલવેની હાડમારીના, ગુજરાતના મનફાવતા ભાગલા કરી સ્થાનિક કમિટીઓની રચના–વગેરે અનેક સવાલો વિષે પત્ર-વ્યવહાર શરુ કર્યો અને અનેક સવાલો રેલવેના તેમજ ગૃહખાતા આગળ લોકસભામાં ખુલાસો મેળવવાને રજૂ કર્યા. વળી તે વખતે લોકસભામાં જુદાં જુદાં ખાતાનાં ખર્ચની મંજૂરી વિષે ચર્ચા ચાલતી હતી. મને મોરારજી દેસાઈના હસ્તક ચાલતા–ઉદ્યોગ-ખાતાની દરખાસ્તો પર બોલવાની તક મળી ગઈ.

આરંભમાં દેશમાં ઉદ્યોગોના થતા વિકાસ વિશે સંતોષ દર્શાવીને પછી તરત જ મેં કહ્યું કે આ ખાતાનો હેવાલ વાંચતાં તેના વહીવટદારોનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ રીતે એકતરફી લાગે છે. બધા ઉદ્યોગોમાં મોટા શ્રીમંત સંચાલકોની નીચે મોટા અધિકારીઓ અને તેમની નીચે ગરીબ અને મધ્યમવર્ગના કામદારો હોય છે અને નવાઈની વાત તો એ છે કે આવા હેવાલમાં આ કામદારોના દિલને પ્રોત્સાહિત કરીને અને તેમની શકિતને જાગૃત કરીને ઉત્પાદન વધારવા વિષે કંઈ કહેવામાં આવ્યું નથી.

આપણી પરંપરાગત નિકાસમાં ચાના ઉદ્યોગનું સ્થાન ઊંચું છે. પણ ઘણે ભાગે પરદેશીઓની માલિકીના ઉદ્યોગની પુનઃ-

રચના માટે જે કમિશન નીમાયું છે તેનો હેવાલ એક વરસથી સરકારે દાબી રાખ્યો છે અને તેના કામદારોના લાભની કોઈ ભલામણનો અમલ થયો નથી. નિકાસ માટે પંકાયેલા જણાતા ઉદ્યોગ તરફ નજર કરો ત્યાં પણ સ્વરાજ્યના કામમાં પકડ જરાયે ઢીલી થઈ નથી અને ત્યાં પણ મદોન્મત્ત પરદેશીઓ મોટો નફો મેળવવવાને ફાવે તેટલી સાળ બંધ કરીને ઉત્પાદનને નુકસાન કરે છે. હવે તો સુતરાઉ કાપડની ધૂમ નિકાસ થાય છે તેથી તેના માલિકો અઢળક નફો કરે છે પણ દેશના કરોડો ગરીબ લોકોને સસ્તું કાપડ પૂરું પાડવાની કોઈ વ્યવસ્થા થઈ નથી. વળી સરકારી હેવાલમાં બેંકો અને વીમા કંપનીઓ અને અનેક ઉદ્યોગો પર પરદેશીઓની જે નાગચુડ જામી છે, તેને તોડવાનો કે સમાજવાદી વ્યવસ્થા સ્થાપવાનો એક શબ્દ લખ્યો નથી. તેથી મેં આખા હેવાલમાં અંકાએલી નીતિનો સખત વિરોધ કર્યો.

આવી રીતે સરકારીખાતાની નીતિ અને ચર્ચા દરમિયાન સપ્ટેમ્બરના આરંભમાં પરદેશીખાતાનો અંદાજ રજૂ થયો. આ ચર્ચામાં પરદેશનીતિની સાથે કાશ્મીરના સવાલની ચર્ચા કરવાને હું સમસમી રહ્યો હતો. અમદાવાદના મૃદુલા સારાભાઇ તે વખતે દિલ્હીના તેમના કાર્યાલયમાંથી કેદ થયેલા શેખ અબ્દુલ્લાના પક્ષના ઘણા સમાચારપત્રો બીજા લોકસભાના સભ્યોની જેમ મને પણ મોકલતાં. રોજ રોજ આ પત્રિકાઓથી મને થયું કે શેખ અબ્દુલ્લાની સામે ગમે તે આરોપસર ગમે તેટલાં વરસ સુધી કામ ચલાવાય પણ કાશ્મીરની પ્રજાને જો ખરેખર ભારત સાથે સાંકળી લીધી હોય તો તેને આપણા બંધારણ મુજબ મૂળભૂત હક્ક તો મળવા જ જોઈએ. આ વિષયના કાયદાની છણાવટ કરવાને મેં પ્રખ્યાત ધારાશાસ્ત્રી

એન. સી. ચેટરજી[1]ની ખાસ સલાહ લીધી. તેમના જે મુદ્દા મારા મનમાં વસ્યા તેને બરાબર ગોઠવીને સપ્ટેમ્બરના આરંભમાં હું પરદેશનીતિની ચર્ચામાં ભાગ લેવા ઊભો થયો.

આરંભમાં પંડિત નેહરુએ સરકારની નીતિનું જે બયાન આપ્યું તેમાં મારી પૂરી સંમતિ દર્શાવી પણ તેની સાથે મેં કહ્યું કે જે પદ્ધતિ અને જે ઝપાટાથી તે અમલમાં મુકાય છે, તે વિષે મતભેદ રહે છે. અને પહેલાં દીવ, દમણ અને ગોવાના ફીરંગી સંસ્થાનોની મુક્તિ માટે આપણા વીરલાઓ અહિંસક લડત ચલાવે છે, ત્યારે તેઓ ભયંકર અત્યાચાર, ગોળીબાર અને લાંબી જેલયાત્રાના ભોગ બને છે. સરકાર પણ પ્રજાની લડત તરફ સહાનુભૂતિ બતાવે છે, છતાં દેશના એક ખૂણામાંથી આ પરદેશી સિતમગારોને કેમ હઠાવતી નથી ?

પછી કાશ્મીરના સવાલ પર પાકિસ્તાન સાથે શબ્દોની અને કવચિત ગોળીઓની પણ રમઝટ ચાલે છે અને વખતોવખત તેની ચર્ચા સંયુક્ત રાષ્ટ્રસંઘમાં પણ ચાલે છે, છતાં ત્યાં કોઈ છમકલાં થાય ત્યારે શેખ અબ્દુલ્લા જેવા કાશ્મીરી આગેવાનોને પકડીને સરકાર સંતોષ માને છે અને અહીં પણ આ સવાલને ઘણો નાજુક ગણીને તે વિષે કંઈ સવાલ કે ભાષણ સંભળાતાં નથી. આવા સંયોગોમાં એક સમાજવાદી સાથી ભાઇ રાજુએ શેખ અબ્દુલ્લાની મુક્તિની માગણી ઉઠાવી છે, તેને ટેકો આપી મેં કહ્યું કે કાશ્મીરના રાજ્યવહીવટમાં જરુરી સુધારા કરીને તેની પ્રજાને સંતોષવી જોઈએ અને પાકિસ્તાન સાથે શાંતિમય સંબંધ

---

૧. ઘણાં વરસ સુધી લોકસભાના સભ્ય હતા અને વડી અદાલતના પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી હતા. થોડા જ વખત પર તેમનું દુઃખદ અવસાન થયું.

સ્થાપવા જોઈએ. ભારત સાથે કાશ્મીરના જોડાણને અમે પૂરેપૂરી પુષ્ટિ આપીએ છીએ પણ આજે તો રાષ્ટ્રપતિ ભારતના બંધારણની સેંકડો કલમ ખાસ કરીને મૂળભૂત હક્કની અને વડી અદાલતની કલમો લાગુ પડતી નથી. વળી ઘણું આંદોલન જાગ્યા પછી મૂળભૂત હક્કની કલમ એવી રીતે હવે કાશ્મીરને લાગુ પડી છે કે તે હાંસલ કરવાને વડી અદાલતને અપીલ કરવાનો હકક આપ્યો નથી. આવા સંજોગોમાં કાશ્મીરની સરકાર ગમે તેવા આગેવાનની ગમે તેવા નજીવા કારણસર ધરપકડ કરે તો તે વિષે વડી અદાલતનો ચૂકાદો મેળવી શકાતો નથી અને તેથી કાશ્મીરમાં અસંતોષની માત્રા વધતી જ જાય છે અને તેને દબાવવાને સરકાર વખતો વખત શેખ સાહેબ જેવા કોઇ આગેવાનોને જેલમાં પુરીને ઉપરચોટીયા શાંતિ સ્થાપે છે.

પછી એશિયા અને આફ્રિકામાં ભારતની સ્થિતિની ચર્ચા કરતાં મેં કહ્યું કે રશિયા અને ચીન સાથે ભારતના મૈત્રીભર્યા સંબંધ સ્થપાય. બાકી તે માટે એટમબોંબના પ્રયોગ અને ઉપયોગ પર સખત બંધી ફરમાવવી જોઈએ જેથી કોઈ પણ શાહીવાદી દેશ નબળા દેશ પર હુમલો ન કરી શકે કે વિશ્વયુદ્ધ ન પ્રગટાવી શકે. આપણા વડાપ્રધાન સંયુક્ત રાષ્ટ્રસંઘની બેઠકમાં હાજરી આપવા જાય છે ત્યારે તેમણે આ બોંબપ્રયોગની બંદીનો ઠરાવ પસાર કરાવવા ગંભીર પ્રયાસ કરવો જોઈએ.

છેવટે મેં રશિયા અને ચીનની સાથે ભારતને પણ શાહીવાદી સત્તાઓ ચોપાસ લશ્કરી થાણાં નાખીને ઘેરી રહી છે, તે તરફ તાકીદનું ધ્યાન ખેંચ્યું, પૂર્વમાં જાપાન, ફોર્મોસા દક્ષિણ કોરીયા, દક્ષિણ ઇન્ડોચાઇના, ઇન્ડોનેશિયા, ફિલિપાઈન્સ હોંગકોંગ વગેરેમાં નાખેલા લશ્કરી થાણાં આપણને ઘેરી રહ્યાં છે. વળી દીવ,

દમણ અને ગોવા પણ માત્ર ફીરંગી નહિ પણ શાહીવાદીઓનાં થાણાં જ ગણવાં જોઈએ. વળી પશ્ચિમે જોર્ડન, યેમેન, ઓમન[1] તુર્કી વગેરે તરફ પણ ચાંપતી નજર રાખવી જોઈએ. બેઠકમાં આ બધાં સ્થળેથી પરદેશી સત્તાધીશોને રુખસદ આપવા માટે આપણે બુલંદ અવાજ ઉઠાવવો જોઇએ.

બે દિવસ પછી મેં લોકસભામાં એક ગંભીર ફરિયાદ સવાલના રૂપમાં રજૂ કરી. આગલી સાલમાં દ્વિભાષી રાજ્ય સ્થાપવાનો કાયદો થયો તે પછી એક મહિનામાં બંધારણની કલમ ૩૭૧માં પેટા કલમ (૨) ઉમેરવામાં આવી તેની રુએ વિદર્ભ મરાઠાવાડ અને બાકીના મહારાષ્ટ્ર માટે તેમજ કચ્છ, સૌરાષ્ટ્ર અને બાકીના ગુજરાત માટે વિભાગીય મંડળો સ્થાપવાની સત્તા રાષ્ટ્રપતિને સોંપવામાં આવી હતી. દેખીતી રીતે નવું જંગી મુંબઈ રાજ્ય બનાવતાં સ્થાનિક સ્વરાજ્યનું તત્ત્વ દાખલ કરીને લોકોની દુભાયેલી લાગણીને શાંત કરવાને આ કલમ ખાસ ઉમેરી હતી પણ થોડા વખત પર મુંબઈ સરકારે રાષ્ટ્રપતિની કંઈ પરવા કર્યા વિના પોતાની મનમાની રીતે કચ્છ અને સૌરાષ્ટ્ર માટે તો રીતસર વહીવટી સમિતિ નીમી પણ બાકીના ગુજરાતને માટે કમિટી નીમી તેમાંથી સૂરત જિલ્લાને બાકાત રાખીને તેને મુંબઈ શહેર થાણા વગેરે મરાઠા વિસ્તાર સાથે જોડી દીધો. તેથી મુંબઈ સરકારના આવા હુકમથી બંધારણની નવી પેટા કલમના શબ્દોનો નહિ તો તેના હાર્દનો ભંગ થયો છે કે નહિ એવો સવાલ મેં પૂછ્યો; તેના જવાબમાં ગૃહપ્રધાન ગોવિંદ વલ્લભપંતે કહ્યું કે આ કલમનો અમલ કંઈ રાષ્ટ્રપતિએ કર્યો નથી, તેથી માત્ર વહીવટી સગવડની ખાતર

---

૧. ઈરાનના અખાતમાં આવેલા અરબોના એક નાના ટાપુનો કબજો અંગ્રેજ સત્તાવાળાઓએ લીધો હતો.

મુંબઈ સરકારે જે વિભાગ પાડયા છે તેમાં કંઈ અજુગતું નથી. મેં પેટા કલમનો ખાસ ઉલ્લેખ કરીને પૂછ્યું ત્યારે રાષ્ટ્રપતિના કંઈ શાસનના અભાવે મુંબઈ સરકારે પોતાની સત્તાની રૂએ પગલાં લીધાં છે. એવા ખુલાસાથી મને સંતોષ થયો નહિ. તેથી મેં રાષ્ટ્રપતિને આ વિષે નિવેદન સુપ્રત કરવાનો વિચાર કર્યો. ગુજરાતના લોકસભાના પાંચ સભ્યોની સાથે મસલત કરીને મેં નિવેદન તૈયાર કર્યું. તેના પર તેમની સહીઓ લઈને મેં રાષ્ટ્રપતિને ૧૧ સપ્ટેમ્બરના રોજ મોકલી આપ્યું. તેની પહોંચ મળી પણ તેમની સાથે આ વિષે મસલત કરવાનું બન્યું નહિ અને સરકારના નિર્ણયને માન્ય રાખીને રાષ્ટ્રપતિએ તે વિષે કંઈ પગલાં લીધાં નહિ.

લોકસભાની ચોમાસાની આ બેઠકમાં અમે કોઈ મોટામાં મોટી સિદ્ધિ મેળવી હોય તો તે ગોળીબારના નવા નિયમની જાહેરાતની હતી. આગલી સાલ ગુજરાતના બેફામ ગોળીબારથી અમારા દિલમાં જે ચોટ લાગી હતી, તે પરથી અમે એટલું તો નક્કી કર્યું હતું કે ભવિષ્યની પ્રજા આવા રાક્ષસી ગોળીબારની ભોગ ન બને. પૂરી સલામતી અને શાંતિમાં જીવવાની ટાઢક દિલમાં રહે તે માટે કંઈક સંગીન કામ કરવું જ જોઈએ. તેથી આ બેઠકમાં મેં અમદાવાદના ગોળીબાર પર પૂછ્યું કે કવચિત બેકાબુ બનતાં છતાં અહિંસક ટોળાને વિખેરવાને માટે અને બંદૂકના ઉપયોગ વિષે કંઇ નવા નિયમો ઘડયા છે ખરા? આ સવાલ મેં લોકસભામાં પૂછ્યો તે ઘડીયે ગૃહખાતાના નાયબમંત્રી દાતાર હતા. તેમણે જવાબ આપ્યો કે લોકોનાં મોટા ટોળાં ગમે તે કારણસર ઉશ્કેરાઈને તોફાને ચઢે, તેને વિખેરવાને પહેલાં લાઠીનો અને પછી રીતસર ચેતવણી આપીને બંદૂકનો ઉપયોગ કરવો પડે. હવે પોલી-

સને એવા હુકમ અપાયા છે કે જ્યારે સંજોગવસાત ગોળીબાર અનિવાર્ય બને ત્યારે પણ કમરની નીચેના બને ત્યાં સુધી ઢીંચણથી નીચેના ભાગ પર જ બંદૂક તાકવી, જેથી જાનહાનિનું ભયંકર નુકસાન ન થાય. પછી મેં પૂછયું કે જૂના જે નિયમો પોલીસકોડમાં છાપેલા છે, તેને સુધારીને પ્રજાની જાણ માટે નવો પોલીસકોડ પ્રગટ કરવામાં આવશે? જવાબમાં પંડિતજીએ ખુલાસો કર્યો કે પોલીસકોડમાં જરુરી સુધારા કરવાને એક કમિટી થોડા જ વખતમાં માઉન્ટ આબુ પર મળવાની છે, તે વખતે આ બધાં સૂચનનો વિચાર થશે.

સપ્ટેમ્બરની અધવચમાં લોકસભાની બેઠક પૂરી થતાં મેં અમદાવાદ આવી તેના કામકાજ વિષે એક નિવેદન પ્રગટ કર્યું. તેના આરંભમાં મેં ગૃહખાતાની ચર્ચા દરમિયાન કાશ્મીરના સવાલ વિષેના પ્રવચનનો સાર આપ્યો. પછી તે વિસ્તારમાં ભારે પૂરથી ખુવારી, શેખ અબ્દુલ્લાની ખુવારી વગેરે અનેક પ્રશ્નો લોકસભામાં ચર્ચાયા. રેલવેના ડબામાં ભરેલું દારૂખાનું ફુટવાથી થયેલી પ્રાણહાનિની ચર્ચા થઈ પણ કમનસીબે વિરમગામના પ્રાણઘાતક રેલવે અકસ્માતની ખબર જ ત્યાં ન પડી. વળી વર્તમાન પત્રકારોના વેતનમાં સર્વોચ્ચ અદાલતના ચુકાદાથી જે ફાયદા થયા તેથી સંતોષ જાહેર કરીને મેં પત્રકારોને તેમના પુરા હક્ક હાંસલ કરવાને હજી વધારે આંદોલન ચલાવવાને સૂચના આપી.

ગુજરાતના સવાલ પર આવતાં નવી વિભાગીય કમિટીઓમાં ગુજરાતમાંથી સુરતને બાતલ કરીને મહારાષ્ટ્રમાં જોડવા વિષે રાષ્ટ્રપતિને સુપ્રદ કરેલા નિવેદનનો સાર આપ્યો. વળી કેન્દ્ર સરકારે કચ્છ પર પંજાબ સલામતીધારો હજી ચાલુ રાખ્યો હતો તેનો મેં વિરોધ કર્યો ત્યારે સરકારે કહ્યું કે કચ્છ હવે મુંબઈ રાજ્યમાં સામેલ

થયું છે, તેથી સરકાર પર બધી જવાબદારી રહેશે. પછી સૌરાષ્ટ્રમાં સામાન્ય ચૂંટણીઓ થઈ ત્યારે તેની પ્રજાને લલચાવવાને વિકાસની મોટી યોજનાઓ સરકારે પ્રગટ કરેલી. તેની ઉપેક્ષાની મારી ટીકા મેં રજૂ કરી તેવી રીતે મારા સવાલ પરથી ગોળીબારના નિયમોમાં જે સુધારા ગૃહખાતાના પ્રધાને રજૂ કર્યા તેના અમલ વિષે સજાગ રહેવા સર્વને અપીલ કરી.

સુરેન્દ્રનગરમાં જે ખાનગી ટ્રોલી ચલાવવામાં આવે છે તે વિષે મારા સવાલને જાણવા જોગ જવાબ પણ મેં રજૂ કર્યાં. સરકારે જણાવ્યું કે આ ટ્રોલીને રેલવેનો કાયદો સન ૧૯૫૪ના ઓકટોબર માસથી લાગુ પાડયો છે પણ જૂના વઢવાણ રાજ્યે આપેલા લાયસન્સની મુદ્દત સન ૧૯૫૩માં પુરી થયા પછી તેની સાથે ને હવે મુંબઈની સરકારે નવો પરવાનો આપતાં કેવી શરતો નક્કી થઈ છે તેની ખબર નથી. બીજી બાજુ મુંબઈ સરકારે એવું જાહેર કરેલું જણાય છે કે આ બાબતમાં અમને કંઈ ખબર નથી અને આ બાબત કેન્દ્ર સરકારને આધીન છે. આમ આના વિષે દિલ્હી અને મુંબઈની વચ્ચે આંધળો બહેરૂ કુટાય છે, તેનો લાભ ટ્રોલીવાળા નિરંકુશ બનીને અને કોઈને કુટી બદામ આપ્યા સિવાય બને તેટલો ઉડાવે જાય છે તો પણ તેલના દીવા નીચે અંધારું ઘોર છે.

ગયા માર્ચની આખરે મુંબઈમાં મહાગુજરાત જનતા-પરિષદના અને સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિના પ્રતિનિધિઓએ મળીને મુંબઇ વિધાનસભાની બેઠકમાં બંને સંસ્થાઓના સભ્યોનો સંયુક્ત મોરચો રચવાનું નક્કી કર્યું. તે પછી એ સભાના રોજબરોજના કામમાં તેમણે પરસ્પર સહકારથી યશસ્વી કામગીરી બજાવી હતી. તેથી લોકસભાની સારીયે બેઠક દરમિયાન અમારી બંને સંસ્થાઓના

પ્રતિનિધિઓ મળીને તેમના રાજ્યો વચ્ચેના સીમાડાના અને બીજા મહત્ત્વના સવાલોની પેટછૂટી ચર્ચા કરીને બને તો સહકારની નક્કર ભૂમિકા રચી શકે તો બંને સાથે મળીને દ્વિભાષી રાજ્યના ભાગલા માટે સંયુક્ત વિજયવંત લડત ચલાવી શકે. તેથી બંને સંસ્થા વચ્ચે આવી મંત્રણા શરૂ કરવા વિષે હું ક્વચિત મહારાષ્ટ્ર સમિતિના અગ્રણીઓ સાથે અને ક્વચિત લોકસભાના અને વિધાનસભાના અમારા સભ્યો સાથે ચર્ચા કરતો. પણ તે વખતે આ વિષયમાં મારા વડીલ અને સલાહકાર ભાઈલાલભાઈ (ભાઈકાકાને) વલ્લભ વિદ્યાનગરમાં કે મુંબઈમાં મળતો. ભાઈકાકા પણ આ સવાલને પૂરા દિલથી અપનાવીને એસ. એમ. જોષી સાથે તેની ચર્ચા કરતા. સપ્ટેમ્બર માસમાં હું દિલ્હીથી અમદાવાદ આવીને ભાઈકાકાને મળ્યો ત્યારે તેમણે કહ્યું કે જોષી અને તેમની સમિતિ તમારી સાથે વાટાઘાટો કરવા તૈયાર છે માટે તેમને મળીને નક્કી કરો. અમારા કેટલાક શંકાશીલ ભાઈઓ કહેતા હતા કે જ્યાં સુધી સમિતિ તરફથી મંત્રણા કરવાનું ચોખ્ખું આમંત્રણ ન મળે ત્યાં સુધી આપણે તે વિષે ઠરાવ કરીએ તો મૂરખ બનીએ.

હવે મહિનાની આખરે અમારે મધ્યસ્થ કારોબારીની અને મહાસમિતિની સભા નડિયાદ રાખવી હતી, તેથી ત્યાં જ સમિતિ સાથે મંત્રણા કરવાને પરિષદના પ્રતિનિધિઓ ચૂંટાય તે સારુ હું સમિતિનો રીતસર કાગળ મેળવવા મુંબઈ ઉપડયો. મુંબઈમાં સમિતિના મંત્રી જોશીને મળ્યો ત્યારે વળી તેમણે એક નવી ગૂંચ રજૂ કરી. તેમના કહ્યા મુજબ એકવાર ગુજરાત અને મહારાષ્ટ્રની નામાંકિત સંસ્થાઓના પ્રતિનિધિઓ વાટાઘાટ કરવા બેસે ત્યારે તેના પરિણામ વિષે સારા મુંબઈ રાજ્યમાં ઊંચી આશાઓ બંધાય, પણ જો બંને પક્ષના ભાઈઓ વચ્ચે ચર્ચા થતાં ભંગાણ પડે



શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ ( ભાઈકાકા )

તો કદાચ મુંબઈમાં અને ખાસ તો મહારાષ્ટ્રમાં વસતાં ગુજરાતીઓ-ની સલામતી જોખમાય એવા ભયનો અમે વિચાર ધ્યાનમાં લેવો રહ્યો. હવે દેખાતી રીતે અમે જો મુંબઈના અલગ રાજ્ય વિષે અર્થાત્ ત્રણ રાજ્યની યોજના પર અડગ નિર્ણય લઈએ તો તો અચૂક ભંગાણ થાય. પણ ભાઈકાકાની હાર્દિક સંમતિથી અમે ભૂમિકા સ્વીકારી હતી કે અમારે તો સરહદ પર સાચા ગુજરાતી પ્રદેશ સમેત ગુજરાત રાજ્યની રચના પર જ મુસ્તાક રહીએ અને મુંબઈના જ સવાલ પર આટલું બધું લોહી રેડાયું છે, તેના પર કંઈ જડ વલણ લેવાનો આગ્રહ ન રાખીએ. આ ખુલાસો મળ્યા પછી જોશીએ તરત મળતી સમિતિની સભામાં સંયુક્ત મંત્રણા વિષે ઠરાવ કરી મને પરિષદમાં રજૂ કરવાનો કાગળ આપવા તૈયાર થયા.

એવામાં જ સમિતિની મહત્ત્વની સભા પ્રજાસમાજવાદી-પક્ષના જૂના કાર્યાલયમાં મળી રહી હતી, તેમાં ભાઈ જોષીનો કાગળ લેવાને ગયો. ફરીવાર સમિતિની સભામાં મંત્રણાનાં માઠાં પરિણામની પ્રતિકૂળ અસરની ચર્ચા થઈ. ધાર્યા કરતાં સમિતિની સભા લાંબી ચાલી તેથી મારે કલાકથી પણ વધારે વખત બહાર રાહ જોવી પડી. છેવટે જોષી તેમના ઠરાવની નકલ લઈને આવ્યા, તે લઈને હું તે જ દિવસે રાતે અમદાવાદ જવા ઉપડયો.

તે વખતે અમારા કાર્યાલયમાં મહિનાની આખરે મળનારી મધ્યસ્થ કારોબારીની અને મહાસમિતિની બેઠક માટે તૈયારીઓ ચાલતી હતી તે સારુ હજી થોડા દિવસની વાર હતી, તેથી હું સૌરાષ્ટ્રમાં લીંબડી અને વઢવાણના પ્રવાસે ગયો. લીંબડીમાં મારા જૂના પેરીસના મિત્ર સરદારસીંગ રાણાના પૌત્ર બલભદ્રસિંગે મને ફૂલહાર પહેરાવી સ્વાગત કર્યું. રાતે મળેલી મોટી સભામાં મેં કહ્યું કે ૩૭ વરસ પર હું ગાંધીયુગમાં સ્વદેશીનો પ્રચાર કરવા આ

ગામમાં આવેલો, તેનાં મીઠાં સ્મરણ મારા મનમાં તરવરે છે. આજે તો આ વિસ્તારના વતની ક્રાંતિવીર રાણાને[1] તેમના અવસાન પહેલાં અહીં મળવા આવી શક્યો નહિ તેનો મને રંજ છે. તેમણે મને પંડિત શ્યામજી કૃષ્ણવર્માનું જીવનચરિત્ર લખવાની પ્રેરણા આપેલી. પછી મહાગુજરાતની આગેકૂચનો ખ્યાલ મેં સભા આગળ રજૂ કર્યો. ત્યાંથી વઢવાણ થઈ કાર્યકરો સાથે વાતો કરી અને જાહેર-સભાને સંબોધી હું પાછો ગયો.

આ બધી તૈયારીઓ કરીને હું અમારી મધ્યસ્થ કમિટીની ૨૮ સપ્ટેમ્બરની બેઠકમાં હાજરી આપવા નડિયાદ ઉપડ્યો, આ કમિટી ત્રણ મહિના પછી મળતી હતી તેથી વચગાળામાં દિલ્હીની લોકસભાના કામના અને મુંબઈની ધારાસભાના હેવાલ રજૂ થયા. તે પછી ભારતના એક ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્માની જન્મ-શતાબ્દી ૪ ઓક્ટોબરે આવતી હતી તેની શાનદાર ઉજવણી કરવાનું ઠરાવવામાં આવ્યું. પછી ગુજરાતના કેટલાક ભાગમાં પડેલા દુકાળમાં રાહત અને ગોળીબારની અદાલતી તપાસ માગ-વાને ઠરાવો મંજૂર થયા. પછી ગોળીબાર વિષે લોકસભામાં સર-કારના જવાબને ધ્યાનમાં લઈને સમિતિએ ઠરાવ્યું કે 'નિઃશસ્ત્ર પ્રજાજનોના જૂથને ગોળીબાર સિવાય વીખેરવાની નીતિ સરકારે એક સિદ્ધાંત તરીકે સ્વીકારી છે...... તેથી (૧) બેફામ બનેલા લોકો તરફથી હિંસક તોફાન થાય ત્યારે પણ ગોળી ન વાપરવાના અને ગોળીબાર અનિવાર્ય લાગે ત્યારે પણ માણસના ઢીંચણ નીચે વાગે તેવી રીતે જ મસ્કેટથી છરા મારવાના નવા શાસન ઘડી

---

૧ આ ક્રાંતિવીરની જીવનકથા મેં અંગ્રેજીમાં લખીને સન-૧૯૫૦માં પ્રગટ કરેલી. તે વિષે વિગતવાર માહિતી માટે આત્મ-કથાના ચોથા ભાગમાં જુઓ.

પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવા અને પ્રજા સમક્ષ સુધારેલા નિયમોની જાહેરાત કરવી એવી 'કમિટીએ કેન્દ્ર સરકારને ભલામણ કરવી.વળી ગયા વરસની માફક દ્વિભાષી રાજ્યની સ્થાપનાદિન પહેલી નવેમ્બરનો દિવસ દ્વિભાષી વિરોધ દિન પાળવાનું કમિટીએ ઠરાવ્યું.

કમિટીની આ બેઠક પરિષદ–સમિતિ મંત્રણા વિષે લાંબી ચર્ચા કરીને સુયોગ્ય નિર્ણય કરવાથી યાદગાર બની. અલબત્ત ચર્ચાના આરંભમાં જ મહારાષ્ટ્ર સમિતિએ સંયુક્ત મંત્રણા માટે કરેલો ઠરાવ હું વાંચી ગયો. તે પરથી ઘણા સભ્યોએ દ્વિભાષી રાજ્યના સ્થાન, ગુજરાતની સરહદો અને આપણા નવા રાજ્યની પરિસ્થિતિ વગેરે અનેક વિષય પર મુક્ત ચર્ચા કલાકો સુધી કરી. બધાયે જાણતા હતા કે ત્રણ રાજ્યની યોજનાના નિર્ણયના પરિપાકરુપે દ્વિભાષી રાજ્ય સ્થપાયું છે, છતાં થોડા ભાઈઓએ ત્રણ રાજ્યની હિમાયત કરી ત્યારે વધુમતિ તો ગુજરાત અને મહારાષ્ટ્રનાં બે રાજ્યો સ્થાપવાના મતમાં જ હતી. વળી ગુજરાતના ધારાસભ્યો રોજ મુંબઈની વિધાનસભામાં સમિતિના સભ્યો સાથે સહકાર કરતા હતા તેથી તેમના અગ્રેસરો સાથે મંત્રણા કરવાના પક્ષમાં હતા,તેથી મુંબઈનો સવાલ અદબદ રાખીને સમિતિએ ઠરાવ્યું કે 'દ્વિભાષી રાજ્યનો અંત આણીને પોતાના એકભાષી રાજ્ય સત્વર હાંસલ કરવા રાજ્યની તમામ જનતા એકબીજાની માગણી ઉઠાવી શકે તથા જરુરી લડત ચલાવી શકે તે માટે મહાગુજરાત જનતા પરિષદ અને સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ વાટાઘાટો ચલાવે અને બંને સંસ્થાના સહકારથી આડે આવતા ચર્ચાસ્પદ સવાલોનો ઉકેલ આવે એ હવે જરુરી છે અને તે માટે અનુકૂળ પરિસ્થિતિ સર્જાઈ છે. તેથી મહારાષ્ટ્રની

સમિતિએ નીમેલી સમિતિ સાથે વાટાઘાટો કરવા માટે સમિતિએ નીચેની સમિતિ[1] અને સલાહકાર કમિટી નીમી છે.

પછી પરિષદે એક વરસના ગાળામાં ઘણી સિધ્ધીઓ મેળવી છે અને જનતાનો પ્રેમ અને આદર મેળવ્યો છે તેથી હવે મહાગુજરાતની સિદ્ધિ માટે નવી રીતે કામ લેવું પડે તેથી પરિષદને વધુ-મજબૂત બનાવવા માટે ફરીથી પરિષદના સભ્યો નોંધવાનુ સમિતિએ ઠરાવ્યું. તે માસમાં જ પરિષદની સ્થાપનાને એક વરસ પુરું થયું હતું, તેથી ખરું જોતાં તો તેનું બીજું સંમેલન ભરવાનો વખત પાકયો હતો. પણ ચૂંટણીઓમાં ગણનાપાત્ર વિજય મેળવીને હવે પરિષદ મહારાષ્ટ્રની સમિતિ સાથે વાટાઘાટો ચલાવવા તૈયાર થઈ તેથી તેનું પરિણામ આવ્યા પછી જ આવતી સાલમાં જ બીજી બેઠક ભરવાનો ખ્યાલ અમે અમારા મનમાં રાખ્યો.

બાકી તો આ અંગે દિલ્હીના અમારા નિવેદન મુજબ કમિટી નીમવાના ગુજરાત સરકારના નિર્ણયનો સમિતિએ વિરોધ કર્યો અને બંધારણ મુજબ વિભાગીય મંડળો નીમવા રાષ્ટ્રપતિને વિનંતિ કરી. છેવટે સરકાર તરફથી પરિષદના કાર્યકરો સામે ચાલતી કિન્નાખોરી અને જાહેર નાણાંના થતા દુરુપયોગ વિષે ઠરાવ પસાર કરીને અને કંઈક સંસ્થાકીય કામ પતાવીને સમિતિએ કામ પૂરું કર્યું. પછી બીજે જ દિવસે નડિયાદમાં મહાસમિતિ મળી. તેમાં આ બધા ઠરાવ પસાર થયા.

---

૧ સમિતિમાં નીચેના સભ્યો ચૂંટાયા હતા.

(૧) ઈન્દુલાલ યાજ્ઞિક (૨) રમણિકલાલ મણિયાર (૩) એહમદમીયાં શેખ : આ સમિતિને સહાય કરવાને નીચેના સભ્યોની સલાહકાર સમિતિ હતી. (૧) દાદુભાઈ અમીન (૨) દિનકર મહેતા (૩) સનતકુમાર મહેતા :

અમદાવાદ પાછા આવ્યા પછી મેં એ કામ હાથમાં લીધાં. પહેલું તો મારે અમારા ઠરાવની ખબર સમિતિના મિત્રોને આપવાનું હતું. તે માટે રીતસર સમિતિનો ઠરાવ ટાંકીને કાગળ તરત રવાના કર્યા. પણ સમિતિ સાથે વાટાઘાટો પાર ઊતારવાને માટે મારે પરિષદના વર્તુળોમાં પણ પુરું ઐક્ય સાધવાનું હતું. તે માટે અમારા સલાહકાર ભાઈકાકાની હાજરીમાં વાટાઘાટ સમિતિના ભાઈઓની એક ખાનગી સભા વલ્લભ વિદ્યાનગરમાં દશમીએ રાખવાનું નક્કી કરીને તે માટે પરિપત્રો મોકલી દીધા. નડિયાદમાં થયેલી ચર્ચા ઉપરથી મારી ખાતરી થઈ કે મહેસાણાના પુરુષોત્તમ-દાસ પટેલ બીજા કોંગ્રેસીઓની માફક ત્રણ રાજ્યની યોજના તરફ પક્ષપાત ધરાવે છે, ત્યારે બીજા ઘણાખરા તેના વિરોધી હતા; તેથી જ તેઓ જાણીબુઝીને વાટાઘાટ સમિતિથી દૂર રહ્યા, જેથી માફક આવે ત્યારે વાટાઘાટનાં પરિણામ પર તીરંદાજી કરી શકાય. આવી સ્થિતિમાં ભાઈકાકા જેવા વયોવૃદ્ધ અગ્રણીની હાજ-રીમાં વાટાઘાટ કરનાર ભાઈઓ મળીને ખાસ કરીને મુંબઈના સવાલ પર સર્વસંમત બને તે માટે જ તેમની સભા મેં બોલાવી.

આવી તૈયારીઓ કરીને હું પંડિત શ્યામજી કૃષ્ણ વર્માની જન્મશતાબ્દી ઉજવણીમાં હાજરી આપવાને કચ્છ તરફ ઉપડી ગયો.

ભુજમાં હું અમારા સ્થાનિક અગ્રેસર પ્રાણલાલ શાહને મળ્યો અને તેમણે યોજેલા કાર્યક્રમ પાર પાડીને હું ચોથીએ માંડવી પહોંચ્યો. માંડવીની ઉજવણી મ્યુનિસિપાલિટી તરફથી યોજાઈ હતી, તેથી તેના પ્રમુખ ભાઈ હરિરામનો હું મહેમાન થયો. ત્યાં બેસીને છાપાં વાંચતો ગયો તેમ ઓચિંતી કંઈ મુંઝવણ થવા લાગી. પહેલી ઓક્ટોબરે એની બેસંટની, બીજીએ ગાંધીજીની અને ચોથીએ પંડિત શ્યામજીની જન્મજયંતિ હતી. પહેલી બે મહાન વિભૂતિઓ

વિષે વિવિધ હેવાલો અને લેખ વાંચતો ગયો તેમ તેમની નિર્ભય વિચારશક્તિની અને સિદ્ધાંતવાદી કડક આચાર શક્તિની ઊંડી છાપ મારા પર પડી અને તે જ વખતે બીજે ઠેકાણે વાંચ્યું કે આગલી સાલ અમદાવાદમાં થયેલા ગોળીબારનો બેશરમ બચાવ કરનાર મગનભાઈ દેસાઈને ગુજરાત યુનિવર્સિટીની સેનેટની સભામાં ઉપ-કુલપતિની ચૂંટણીમાં વધારેમાં વધારે મત મળ્યા અને તેથી તે પદ ઉપર તેમની જ નિમણૂક ગુજરાતના રાજપાલ કરે. હવે એક વરસ પર જ શહીદોને અંજલિ આપવાનો બુલંદ નાદ સારા અમદાવાદમાં ગાજેલો અને તેનાથી લાખ્ખો વિદ્યાર્થીઓ, નાગરિકો, કામદારો અને શિક્ષકો પણ પ્રભાવિત થયેલા, છતાં એ શહેરના શહીદોનું ઘોર અપમાન કરનાર મગનભાઈ દેસાઈને ગુજરાતના કેળવણીકારો માત્ર સત્તાધારી પક્ષની બ્હીકથી જ મત આપે એ મને અસહ્ય લાગ્યું.

વળી છાપાં વાંચતાં જાણવા મળ્યું કે સેન્ટ ઝેવિયર્સ કોલેજના સંચાલકોએ આગલી સાલ ગોળીબારથી છેક જ અળખામણા બનેલા મોરારજી દેસાઈને તેમની કોલેજના વિદ્યાર્થીઓના ખાસ સંમેલનમાં આમંત્રણ આપ્યું હતું. આ બંને બદનામ થયેલા માંધાતાઓને કેવળ સરકારની મહેરબાની મેળવવાના એક જ આશયથી કેળવણી જેવા પવિત્ર ક્ષેત્રમાં પાછલે બારણેથી વિદ્યાર્થીઓને માથે ઠોકી બેસાડવાનાં આવાં કાવતરાં જોઈને હું હેરાન થયો. તરત મેં મારી મનોદશા એક નિવેદનમાં આલેખીને સાત દિવસના ઉપવાસ શરૂ કર્યા.

તે દિવસે સાંજે માંડવીની વિશાળ સભામાં બીજા ઘણાંની સાથે મેં પંડિત શ્યામજીને મારી અંજલિ અર્પણ કરી. તેઓ સંસ્કૃતના મહાપંડિત હતા. આર્યસમાજના સ્વામી દયાનંદના પટ્ટ-શિષ્ય હતા અને ઘણાં દેશી રાજ્યોના દિવાન થયા હતા પણ

દેશની પ્રજા તો તેમને લંડન, પેરીસ, અને જિનિવામાં રહીને ભારતની આઝાદીના પ્રખર પ્રચારક તરીકે પીછાને છે. વળી તેમણે ખાનગી રીતે દેશભક્ત વિનાયક સાવરકરની મારફત બોમ્બ અને બંદૂકયુગનો આરંભ કર્યો. છેવટે તેમણે ઘણી સારી સખાવત કરીને તેમના વતન માંડવીમાં તેમના પત્ની ભાનુમતિની યાદગીરીમાં સ્ત્રીઓનું એક દવાખાનું સ્થાપ્યું છે. પંડિતની આ સિદ્ધિઓ ગણાવીને આ સદીના આરંભમાં દેશની આઝાદી માટે ભારે પુરુષાર્થ કરનાર વીર પુરુષને યાદ કરીને તેમના ગુણ અંતરમાં ઊતારવાને સર્વને વિનંતિ કરી.

કચ્છથી હું પાછો ફર્યો ત્યારે ઉપવાસ ચાલુ હતા. તેથી છાપામાં એક નિવેદન કર્યું, તેમાં કનૈયાલાલ મુનશીના એક તાજા ભાષણને મેં આવરી લીધું. તેમણે બિન જવાબદારીથી કહેલું કે મુંબઈને ગુજરાતથી કે મહારાષ્ટ્રથી જુદું પાડી શકાય એમ નથી. આનો અર્થ તો એ થયો કે દ્વિભાષી રાજ્ય અમર તપે અને તેમણે રચેલું મહાગુજરાતનું સ્વપ્ન કદી સાકાર થાય નહિ. તેથી આ ભાષણની પણ ટીકા કરીને આ ઉપવાસ કરવામાં પરિષદના કાર્યકરોને સતત સજાગ રાખવાની મારી નેમ મેં સમજાવી.

પછી મહારાષ્ટ્ર સમિતિ સાથે મંત્રણાની પૂર્વ તૈયારી કરવાને ભાઈકાકાને મળવા વલ્લભ વિદ્યાનગર પહોંચ્યો. તેમની આગળ મગનભાઈ અને મોરારજીભાઈની પાખંડલીલા વિષે મારા દિલની વરાળ કાઢી. છેલ્લી ગોઠવણ પ્રમાણે વાટાઘાટ સમિતિના ભાઈઓ તો બારમીએ સુરતમાં મળવાના હતા, તેથી મેં ભાઈકાકા અને અને અમૃત પંડયા સાથે મુંબઈ, ડાંગ, ગુજરાતની સરહદો વગેરે વિષે વિગતવાર ચર્ચાઓ કરી. ડાંગ જેવા સરહદના બધા વિસ્તાર વિશે તો ગામવાર જે ભાષા બોલાતી હોય તે બોલનારને તેની ભાષાના પ્રદેશમાં મૂકવા જોઈએ. ખાનદેશના ઉંબરગામ, દહાણું જેવા આખા

તાલુકા માટે આગ્રહ ન થાય. ડાંગ વિષે મોરારજીભાઈ, માજી પંત-પ્રધાન ખેરે કરેલી ભૂલ સુધારીને ગુજરાતમાં મુકવું જ જોઈએ. પરિષદે તો મહાગુજરાતની સ્થાપનાનું ધ્યેય રાખીને મુંબઈ વિષે કશો આગ્રહ રાખ્યો નથી. લોકશાહીના ધોરણે તો મુંબઈની પ્રજાના નિર્ણય મુજબ તેનું રાજ્ય રચાવું જોઈએ. છતાં મ્યુનિસિપાલિટીની છેલ્લી ચૂંટણી મુંબઈમાં થઈ ત્યારે મહારાષ્ટ્ર સમિતિને વધુમતિ મળી અને તેણે જ એ મોટી સંસ્થાનો વહીવટ સંભાળ્યો છે, એ પણ ધ્યાનમાં લેવું જ પડે તેથી તે વિષે કોઈ અડગ ભૂમિકા ચાલે નહિ. આવી સામાન્ય સમજૂતિ સાધીને હું નવસારીમાં અમારા કાર્યકરો લલ્લુભાઈ કંસારા અને વકીલ બાપુભાઈ ઘેલાભાઈને મળ્યો. બાપુભાઈ તે વખતે મહેસાણાના પુરુષોત્તમદાસ સાથે ઉંબરગામના વિસ્તારના પ્રવાસે જવાની તૈયારી કરતા હતા. અમારી વાટાઘાટ-સમિતિમાં આ વિસ્તારના અનુભવી કોઈ નહોતા, તેનો તેમના દિલમાં વસવસો હતો. બધી ચર્ચા કરીને અમે ઠરાવ્યું કે તેઓ ઉંબરગામ તાલુકા વિષે જે હેવાલ તૈયાર કરશે તે અમારી વટા-ઘાટોની ભલામણો સાથે કારોબારી ધ્યાનમાં લેશે. નવસારીથી હું સુરત જઈને ડા. મોહનલાલ દીક્ષિતને મળ્યો. તેઓ કેટલાક સ્થાનિક કાર્યકરો સાથે ઝગડતા હતા છતાં તે મહાગુજરાતના અઠંગ ઝંડાધારી હતા અને સુરતમાં અમારી પ્રવૃત્તિને ટેકો આપતા. તેઓ અમારી ભૂમિકા સાથે સહેજમાં સંમત થયા.

દરમિયાન [1] મુંબઈથી મહારાષ્ટ્ર સમિતિએ અમારા ઠરાવને

૧. ઓકટોબરની આખરે પરિષદની અમદાવાદની શહેર સમિતિ રાષ્ટ્રપતિની આગામી મુલાકાત વિષે વિચાર કરવાને મળી. તે વખતે હાજર રહીને મેં કંઈ પણ વિરોધનું પ્રદર્શન ન કરવાની સલાહ આપી. પછી ચર્ચાને પરિણામે રાષ્ટ્રપતિને મહાગુજરાત વિષે એક નિવેદન આપવાનું ઠરાવ્યું અને તે ઘડવાને એક કમિટી નીમવામાં આવી.

વધાવી લઇને પહેલું મુંબઈમાં અમારી સાથે મંત્રણા કરવાનું ઠરાવ્યું. પછી ઓકટોબર મહિનાની છેક આખરે સમિતિના પ્રમુખ ડાંગેએ પાંચમી તારીખે પૂનામાં મળવાનું આમંત્રણ આપ્યું. તે સ્વીકારીને અમે અમદાવાદ છોડયું. તે પહેલાં અમારી વાટાઘાટોની છાપામાં ખુબ ચર્ચા થતી, તેથી એક નિવેદન કરી સર્વને ચેતવણી આપી કે પૂનામાં જે મંત્રણા થશે તે કુદરતી રીતે ખાનગી જ રહેશે અને તે વિષે છાપામાં કંઇ તરંગી કે કાલ્પનિક હેવાલ આવે તો કોઈએ ખરા માનવા નહિ.

પૂને જતાં પહેલાં ૩૧મી ઓકટોબરે સરદારની જન્મજયંતી ઉજવવાને અમે સભાઓ ભરી. પહેલીના દ્વિભાષી વિરોધ દિનની સવારે અમે અમારા કાર્યાલયથી સરઘસ કાઢી શહીદોને પુષ્પાંજલિ અર્પણ કરવા ગયા. બપોરે દ્વિભાષી દૈત્યનું પુતળુ લઈને અમે મણિલાલ–મેન્શનથી લાલ દરવાજા સુધી સરઘસ કાઢી અને તે સાંજે વિશાળ મેદાનમાં શાનદાર સભા ભરીને દૈત્યના પુતળાનું દહન કર્યું. આ બધાંયે કાર્યવાહીમાં અમે પરિષદ–સમિતિ વાટાઘાટો સફળ બનાવીને દ્વિભાષી રાજ્યના ભુક્કા ઉડાવવાનો અમારો અડગ નિશ્ચય જાહેર કર્યો.

આવી બધી તૈયારી કરીને અમારી વાટાઘાટ સમિતિના સભ્યો પૂને જવા ઉપડયા. ત્યાં શહેરની બહાર કોઈ ગુજરાતી વેપારીના બગીચાવાળા વિશાળ બંગલામાં રહીને ત્યાંજ અમારે મંત્રણા કરવાની હતી. પાંચમી તારીખે બપોર સુધીમાં સમિતિ તરફથી તેના પ્રમુખ ડાંગે, મંત્રી એસ. એમ. જોશી અને સભ્ય દત્તા દેશમુખ પધાર્યા. પરિષદ તરફથી ત્યાં મારી સાથે રમણિકલાલ મણિયાર, દાદુભાઈ અમીન, સનત મહેતા, દિનકર મહેતા હાજર

હતા. પરિષદના મંત્રી તરીકે હરિહર ખંભોળજા ચર્ચામાં ભળ્યા. બે દિવસ ચાલેલી મંત્રણામાં વાટાઘાટ સમિતિના સલાહકાર કે સમિતિના સભ્યો વચ્ચે કોઈ ખાસ ભેદ રાખ્યો નહિ અને બધાયે દિવસની ચર્ચામાં ભળ્યા.

ખુબીની વાત એ થઈ કે જ્યારે મુંબઈ અને ગુજરાતમાં મુંબઈ શહેરના રાજકીય ભાવિનો સવાલ બહુ જ ઉગ્રતાથી ચર્ચાતો હતો ત્યારે અમે તે વિષે કંઈ ગરમ કે હળવી ખાસ ચર્ચા કરી નહિ. વરસોથી બધા જાણતા હતા કે મુંબઈ વગેરે વિસ્તાર સમેત મહારાષ્ટ્ર રાજ્યની માગણી સમિતિએ રજૂ કરેલી અને તેના ઝનુની પ્રચાર દરમ્યાન મુંબઈના જાનમાલને ઘણું નુકસાન થયું હતું. છતાં મહાગુજરાતની લડત દરમિયાન એક પછી એક વિક્રમ થયા, તેને સમિતિવાળાએ બિરદાવ્યા, દ્વિભાષી રાજ્યની સ્થાપના થયા પછી વિધાનસભા સામે સત્યાગ્રહમાં સમિતિની સાથે પરિષદના સ્વયંસેવક ભળ્યા. સમિતિના ઉમેદવારોનો જ્વલંત વિજય થયો તેને અમે અમદાવાદમાં બેસીને બિરદાવ્યો અને પછી વિધાનસભામાં બંને સંસ્થાના સભ્યોનો સંયુક્ત મોરચો રચાયો હતો. આ બધાયે સંસ્કારથી પરિષદ ત્રણ રાજ્યની યોજનાની કટ્ટર વિરોધી બની જ હતી, તેથી સામાન્ય અક્કલથી વિચારતાં દ્વિભાષી રાજ્ય તોડવું હોય તો ગુજરાત અને મહારાષ્ટ્રનાં બે રાજ્યની રચના સિવાય બીજો કોઈ માર્ગ દેખાતો નહિ. મુંબઈ શહેરમાં પણ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં સમિતિએ સંગીન વધુમતિ મેળવી તેથી લોકશાહી રીતે આ નિર્ણય અનિવાર્ય લાગ્યો, તેથી નડિયાદમાં આ વાટાઘાટોના ઠરાવની ચર્ચા થઇ ત્યારે અમારા કોઈ સભ્યો આનંદોત્સાહથી બે રાજ્યની યોજના વધાવતા ત્યારે કેટલાક તેને અનિવાર્ય માનવા છતાં મુંબઈના પ્રચારના સંસ્કારને લીધે તે વિષે કંઈક શંકા અને દહેશત રાખતા. પણ જ્યારે અમે મહારાષ્ટ્રના સંસ્કારનગર સમા પૂનામાં

ચર્ચા કરવા બેઠા ત્યારે આ વિસ્તારમાં પણ ગુજરાતીઓની સંગીન લઘુમતિને પણ ખ્યાલમાં રાખીને મુંબઈ શહેર ગુજરાત સાથે સાંકળવાની કોઈપણ દરખાસ્તને અભાવે તેને મહારાષ્ટ્રમાં જ સમાવવાની સર્વમાન્ય ભૂમિકા પર વાટાઘાટ કરવાને સંમત થયા.[૧]

હવે જો નવાં બે રાજ્યની સ્થાપના કરવા તૈયાર થઈએ તો મુંબઈને મહારાષ્ટ્રમાં સામેલ કરતાં તેની આશરે ૧૪ કરોડની વહીવટી પુરાંતના ભાગલા બે રાજ્ય વચ્ચે વહેંચવાનો સવાલ વિચારવો જ પડે. દેખીતી રીતે ગુજરાતનું રાજ્ય થાય તો તેની રાજધાની સ્થાપીને તેને અંગે ઘણાં નવાં મકાનો બાંધવાં પડે અને ખાસ કરીને શરુઆતમાં જે ભારે ખોટ આવે તે ભરપાઈ કરવી પડે. પહેલાં મુંબઈની પુરાંતના ભાગલાના સિદ્ધાંતોની લાંબી ચર્ચા થઈ. ભાગલા કયારે પડે તે જાણીએ નહિ તેથી કંઈ રકમ કે ચોક્કસ ભાગ નક્કી કરવાનું ફાવે નહિ. છેવટે લાંબી ચર્ચાને અંતે એવું નક્કી થયું કે નવા રાજ્યની સ્થાપના વખતે પરિષદ અને સમિતિના પ્રતિનિધિઓ સાથે બેસીને બંને રાજ્યની સંભવિત આર્થિક સ્થિતિ અને તેમના પુરાંત ખોટનો અભ્યાસ કરશે અને ગુજરાતના આરંભના

૧. તે વખતે વલ્લભવિદ્યાનગરના મહાન સર્જક કેળવણીકાર અને ઉદાત્ત ઈજનેર તરીકે પંકાયેલા ભાઈકાકા જેવા વયોવૃદ્ધ આગેવાને આ સંમતિ સાધવામાં ભારે પરિશ્રમ વેઠયો, તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. તેમણે મુંબઈ અને ગુજરાતમાં પરિષદ અને સમિતિના આગેવાનો સાથે વારંવાર ચર્ચાવિચારણા કરેલી તેથી જ આ કામ સહેલ બન્યું અને થોડા વખતમાં અમારી સામે જે વંટોળ કોંગ્રેસી અને મૂડીવાદી જૂથો તરફથી ચલાવવામાં આવ્યો તેનો અમે મુકાબલો કરીને ગુજરાતમાં સફળ પ્રચાર કરી શકયા.

કાળમાં તેની ખોટ પુરવાને મહારાષ્ટ્ર રાજ્ય જરૂરી નાણાંની સહાય આપશે. આમ આર્થિક દષ્ટિથી ગુજરાતનું રાજ્ય, મુંબઈના અભાવે દેવાળીયું બનવાની જે ગુલબાંગ અમારા વિરોધીઓ ચલાવતા હતા તેનો નિકાલ થઈ ગયો. વળી સમિતિવાળાને છેક જ નિષ્ઠુર દિલના સ્વાર્થની મૂર્તિઓ જેવા ગણતા તેનો પણ સચોટ જવાબ મળી ગયો.

હવે ખેર– મોરારજીના નિર્ણય મુજબ ડાંગની ભાષા મરાઠી ગણીને તેનો વિસ્તાર મહારાષ્ટ્રમાં સામેલ કરવામાં આવ્યો, તે સવાલ ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે ગંભીર વિવાદનો સવાલ બન્યો હતો. રાજ્યની સરહદની ચર્ચા શરૂ થઈ એટલે અમે ડાંગને ગુજરાતમાં મુકવાની માગણી બહુ જ ઉગ્રતાથી રજૂ કરી. ખેર–મોરારજી ચુકાદો તો ફગાવી દેવાનો અમે કડક આગ્રહ કર્યો ત્યારે તેટલી વાત તો સમિતિના ભાઈઓએ તરત કબૂલ કરી. પણ અમે તે માગીએ એટલે તરત આપી દે એવા ભોળા પણ તે નહોતા તેથી સરકારના બધા જૂના નિર્ણયને બાજૂએ મુકીને ડાંગનો સવાલ ફરીથી તપાસવાને તેઓ સંમત થયા. તે માટે અનુકૂળ વખતે બંને સંસ્થાનાં પ્રતિનિધિમંડળ ડાંગમાં સાથે ફરીને તપાસ કરે તે પછી તે વિષે આખરી નિર્ણય લેવાનું નક્કી થયું.

વળી ખાનદેશમાં અને ઉંબરગામ તાલુકામાં જમાનાથી હજારો ગુજરાતીઓ વસ્યા છે. તેથી તેને પણ ગુજરાતમાં સામેલ કરવાની માગણી અમે પેશ કરી. વળી થોડા જ વખત પર પુરુષોત્તમદાસ પટેલ અને બાપુભાઈ ઘેલાભાઈ પરિષદ તરફથી ઉંબરગાવ તરફ ફરી આવ્યા હતા તેથી તેમનો પણ હેવાલ અમે રજૂ કર્યો અને ખાનદેશ વિષે ભારોભાર સાહિત્ય સરકારી હેવાલોમાં તૈયાર પડેલું છે. હવે જુદાં જુદાં રાજ્યોની વચ્ચે સરહદ નક્કી કરવાને મહારાષ્ટ્રના માજી રાજ્યપાલ પાટસ્કરે એક નિયમાવલી ઘડી છે તે સમિ-

તિના ભાઈઓએ સ્વીકારવા અમને વિનંતિ કરી. તેમાં બે સિદ્ધાંત અંતર્ગત છે: (૧) આખા તાલુકાને નહિ પણ એક એક ગામડાંને એકમ ગણીને અને તેની ભાષા ચકાસીને તેના જૂથના સળંગ વિસ્તાર બને તેને પ્રસ્તુત ભાષાકીય રાજ્યમાં મુકવું. હવે તે વખતે અમે કોઈ ગામવાર કંઈ તપાસ કરીને ત્યાં ગયા નહોતા તેથી સરહદ નક્કી કરવાના આ નિયમને સ્વીકારીને અમે આ ચર્ચા પુરી કરી.

છેવટે મુંબઈમાં અને સારાયે મહારાષ્ટ્રમાં ગુજરાતીઓ અને બીજી લઘુમતિઓ મોટી સંખ્યામાં વસે છે. ખાસ કરીને મુંબઈમાં ગુજરાતી વિરોધી રમખાણોથી જે ભારે નુકસાન થયા હતાં તે ધ્યાનમાં લેતાં તેમના વેપાર ઉદ્યોગ, કેળવણી, નોકરી વગેરે વિષે પુરી સલામતી સાચવવાની લખેલી બાંહેધરીની માગણી કરી. હવે આપણા રાજ્યબંધારણમાં ભારતના બધા નાગરિકોને બધી જાતની સ્વતંત્રતાના મૂળભૂત અધિકારો તો આપેલા જ છે અને સારા દેશમાં વસતી બધી લઘુમતિઓના રક્ષણ માટે એક કમિશન પણ નીમવામાં આવ્યું છે. પણ આ બધુંય હોવા છતાં મુંબઈમાં રમખાણો થયેલાં તે ધ્યાનમાં લઈને અમારી માગણી સમિતિના ભાઈઓએ મંજૂર કરી. હવે લઘુમતિનું હક્કનામું ઘડવાનું કામ મને અને ડાંગેને સોંપવામાં આવ્યું અને તે તૈયાર થયે ભવિષ્યની મંત્રણામાં તે ધ્યાનમાં લેવાનું નક્કી થયું.

આવી રીતે ગુજરાત રાજ્યની ખોટ પુરવા વિષે, ડાંગેએ સરહદના સવાલ વિષે અને લઘુમતિઓના રક્ષણ વિષે ત્રણ કલમો ઘડી. તેને સંસ્થાના પ્રતિનિધિઓએ મંજૂર કરી. પણ તેની સાથે એવી પણ સ્પષ્ટ સમજૂતિ થઈ કે જ્યાં સુધી બધાં જરુરી લખાણ તૈયાર થાય અને તેને ગંભીર કરાર ગણીને તેના પર બંને પક્ષ

સહી કરે ત્યાં સુધી હાલની કલમો પણ કામચલાઉ જ ગણાશે અને તેમાંનો કોઈપણ ભાગ કોઈને બંધનકારક ગણાશે નહિ. પૂનામાં એક જંગી સભામાં અમારી મંત્રણાનો સાર અમે આપ્યો. તે પછી અમે ફરીવાર આવતા મહિનાની આખર સુધીમાં મળવાનું નક્કી કરીને છૂટા પડયા.

મુંબઈના ભાવિ વિષે ત્યાં સુધી અમે જે અદબદ રાખ્યું હતું તે હવે આ મંત્રણાને પરિણામે પૂર બહારમાં રોશન થયું. તેથી મારા ઘણા મિત્રો તરફથી મને ચેતવણી મળેલી તે મુજબ મુંબઈ અને અમદાવાદનાં કોંગ્રેસી છાપાઓમાં તો અમારા પર પીસ્તાળ પાડી. 'મહારાષ્ટ્રને મુંબઈનું દાન," "મંત્રણાનાં ભયજનક તત્વો" વગેરે ચોંકાવનારા મથાળા નીચે અમારી ધૂળ કાઢવામાં આવી. કોઈએ તો એટલે સુધી કહેલું કે મુંબઈ મહારાષ્ટ્રમાં ભેળવવાની વાત કરશો તો અમદાવાદમાં તમારા પર પથરા પડશે. ખરેખર જુવાનોની શહીદીના પ્રતાપે જે મોટો જુવાળ આવ્યો તેના પર સવારી કરવાનું કામ સહેલું હતું હવે મહાગુજરાતની જ લડત રાજકીય રીતે સાર્થક કરવાને મહારાષ્ટ્ર સમિતિ સાથે હાથ મીલાવતાં મુંબઈ વિષે તર્કશુદ્ધ નિર્ણય જાહેર કરવો એ વધારે મુશ્કેલ હતું. પણ મેં તો કિસાનસભાના પ્રચારમાં ઘણા સ્થળે સ્થાપિત હિતવિરોધનો મુકાબલો કર્યો હતો તેથી બધુંય જોખમ ખેડીને પૂનાની બધી મંત્રણા વિષે પૂરી ચોખવટ કરવાને પત્રકારો સમક્ષ વિગતવાર નિવેદન કર્યું.

આરંભમાં મેં કહ્યું કે દ્વિભાષી રાજ્ય તોડવાને બે પરિબળ છે–ગુજરાતની પરિષદ અને મહારાષ્ટ્રની સમિતિ અને તે ભેગા થઈ મોરચો માંડે તો આ દ્વિભાષી રાજ્યને હઠાવી શકાય. સદ્ભાગ્યે પંતપ્રધાન ચવાણે આ રાજ્યમાં મહારાષ્ટ્રની વધુમતિ છે, તેથી

ગુજરાત પર જૂની પેશવાશાહી ચલાવવાની લાલચ પણ તેમણે સમિતિ આગળ ધરી પણ આવા સસ્તા સામ્રાજ્યવાદને ઠોકરે મારીને સમિતિ તો પોતાનું એકભાષી રાજ્ય સ્થાપવામાં મક્કમ છે.

પછી મેં સમજાવ્યું કે ગમે ત્યાં વસતા ગુજરાતીઓનો પિતા કે માતા ગુર્જર દેશ છે, તેથી માત્ર મુંબઈ શહેરમાં જ નહિ મહારાષ્ટ્રના ભીતરમાં વેપારીઓ ને ઉદ્યોગપતિઓ, ખેડૂતો અને કારીગરો વસે છે. હવે જો પિતાતૂલ્ય ગુજરાત[1] પાસે રાજ્યશકિત હોય તો તેના જોરે દૂરથી પણ તેનાં બધાં સંતાનોનું યોગ્ય જતન કરી શકે. આજે મહારાષ્ટમાં દૂર, પથરાયેલા ગુજરાતીઓના દિલમાં પોતાની સલામતી વિષે ઘેરી ચિંતા છે, તેનું નિવારણ કરવાને ગુજરાતનું રાજ્ય જ રામબાણ ઉપાય છે. તેની મર્યાદારુપે ત્રણ રાજ્યની યોજના તો સરકારે તોડી છે અને તેમાંથી દ્વિભાષી રાજ્ય થયું છે, તેથી ગુજરાત અને મુંબઈ સમેત મહારાષ્ટ્રની રચનાનો સાચો માર્ગ જ અપનાવ્યો છે અને ગુજરાતીઓની સલામતિ માટે સમિતિની બાંહેધરી લીધી છે.

પછી મુંબઈના જે ગુજરાતી મૂડીપતિઓ પરિષદની નિંદા કરે છે તેમને તો દ્વિભાષી રાજ્યમાં કોંગ્રેસીઓ સાથે સહિયારુ કરીને ગુજરાત અને મહારાષ્ટ્રની ગરીબ જનતાનું શોષણ કરવું છે. બાકી મુંબઈમાં ને અમદાવાદમાં ગોળીબાર થયા તેથી રુંવાડું પણ ફરકયું નથી. તેમને હૈયે ગુજરાતની વિશાળ જનતાનું હિત વસતું નથી.

---

૧. એ તો ચોખ્ખું છે કે મહારાષ્ટ્રની બહુમતિવાળુ મુંબઈરાજ્ય પોતાના આશ્રિત ગુજરાતીઓનું રક્ષણ કરવામાં અશકત નીવડે છે તેથી હવે ગુજરાતનું રાજ્ય જ દૂરથી પણ હાકોટો કરીને કે દિલ્હી સરકાર આગળ ફરિયાદ કરીને મહારાષ્ટ્રની લઘુમતિઓને ન્યાય અપાવી શકે.

આ અર્થદાસો ચવાણુની સરકારની સાથે મળીને ગુજરાત તરફ થતા અન્યાયને પણ પોષે છે. તેથી અમે આ મૂડીપતિઓની ઉપરવટ કરીને જનતાના સાચા સાથી સમા સમિતિવાળા સાથે હાથ મીલાવીને મુંબઈ રાજ્યના કૌભાંડને તોડવાને તૈયાર થયા છીએ. અંતમાં મેં મંત્રણાના પરિણામરુપ ત્રણ કલમોમાં સમાધાન અંકાયું હતું તેની સમજૂતિ આપી.

આવી રીતે પરિષદ–સમિતિની મંત્રણાની સમજૂતિ હું અનેકરીતે આપતો હતો, તેવામાં લોકસભાની શિયાળાની બેઠકમાં હાજરી આપવાને હું દિલ્હી જવા ઉપડયો, ત્યાં ઘણા પત્ર વ્યવહાર કર્યા પછી આગલે મહિને પંડિત નેહરુના બંગલા પાસે સાઉથ એવેન્યુમાં સરસ હવા-ઉજાસવાળો ખંડ મળ્યો હતો અને મારી ગેરહાજરીમાં તેનો કબજો દા. સુમંતના ભાઈ ભાસ્કરભાઈના પુત્રને સોંપાયો હતો. આ વિષે મારે ખુલાસો કરવો જોઈએ કે પાર્લામેન્ટમાં ચૂંટાયો ત્યાર પછી એકવાર ભાસ્કરભાઈનાં પત્ની ઉર્મિલાબેન[1] મને મળેલાં ત્યારે તેમણે મને સૂચવેલું કે તેમનો જુવાન પુત્ર અતુલ પરણીને હાલ તો તેના સસરાને ઘેર તેનાં બાળકો સાથે રહે છે અને જો હું લોકસભાના સભ્ય તરીકે એક માફકસરનો મોટો નિવાસ મેળવી શકું તો અતુલ સકુટુંબ મારી સાથે રહે અને તેથી મારા જીવનની સુખ–સગવડ સચવાય. હવે આ વખતે દિલ્હી આવ્યો ત્યારે નવા

---

૧. ઉર્મિલાબેન એ અમદાવાદની કોમર્સ કોલેજના આચાર્ય સુરેન્દ્ર દેસાઈનાં બહેન થાય. મારા મુંબઈના નિવાસ દરમિયાન હું ઘણીવાર તેમના ખારના બંગલામાં મહેમાન થતો. તેમનો દિકરો અતુલ રેલવે બોર્ડના મોટા અધિકારી વસિષ્ઠની પુત્રી મુન્ની સાથે પરણ્યો હતો અને હું પહેલો દિલ્હી આવ્યો ત્યારે માફકસરનું મકાન મેળવવા વિષે વાત કરતો.

મકાનમાં અતુલ અને તેની પત્નીનો મહેમાન થયો. અતુલ તે વખતે બર્મા-શેલ કંપનીનો ઉચ્ચકક્ષાનો અધિકારી હતો અને સવારે નાસ્તો લઈને જતો તે ઘેર મોડી સાંજે આવતો. તે રાજકારણથી અલિપ્ત, સીધો સાદો મોજિલો જુવાન હતો. તેની પત્ની મુન્ની સોહામણી યુવતી હતી અને વસ્ત્રાભુષણની શોખીન હતી. તેની સાથે બે બાળકોની માતા તરીકે પૂરા વાત્સલ્યભાવથી મારી સગવડ અને ભોજનની સારી દેખરેખ રાખતી. તેમનો છોકરો તે વખતે છેક નાનો હતો. તેની સાત-આઠ વરસની છોકરી ઘણી ચબરાક હતી અને મારા હંમેશના સ્વભાવ મુજબ તેની સાથે મસ્તી કરવાની મને બહુ મઝા પડતી. એકંદરે આ નવું કુટુંબ-જીવન મને બહુ જ સદી ગયું અને મારા રાત-દિવસના કામ માટે ઘણું અનુકૂળ બન્યું.

ભોંયતળીયાના મકાનનો દરવાજો પૂર્વ તરફ પડતો અને સામે લીલાછમ બગીચા જેવાં દેખાતાં ખુલ્લાં ખેતર હતાં, તેથી સવારે ઉગતા સૂર્યના સોનેરી પ્રકાશથી અમારા ખંડ ઝળકતા, ત્યારે પાછલા પહોરનો તાપ અમારી પછીત અને વાડા પર વેરાતો હોવાથી અમને સતાવતો નહિ. હું આ મકાનમાં રહેવા આવ્યો તેને બીજે દિવસે પંડિત નેહરૂનો જન્મદિવસ હતો તેથી તેમના બંગલા આગળ તેમનાં પ્યારાં બાળકોની મેદની જમતી ગઈ. સાંજ સુધીમાં હજારો બાળકોએ પંડિતજીને વધાવ્યા. તેઓ લોકસભામાં દાખલ થયા ત્યારે ટેબલ પર હાથ ઠમઠમાવીને અમે તેમનું સ્વાગત કર્યું.

થોડા દિવસમાં નાણાંખાતાના પ્રધાન કૃષ્ણમાચારી પરદેશની સફરેથી પાછા ફર્યા ત્યારે તે વિષે એક નિવેદન કર્યું. તે વિષે ચર્ચામાં ભાગ લઈ મેં તેની કડક ટીકા કરી. આરંભમાં મેં કહ્યું

કે પહેલો ઘા જો સચોટ વાગે તો અડધી લડાઈ જીતાય પણ આ મંત્રીએ પહેલું જ નિવેદન એવું કર્યું કે જેથી લગભગ આખી લડાઈ ખોઇ બેઠા. કારણ કે ચીન કે પાકિસ્તાનની સરહદ પર કંઈ છમકલું થશે તો સામ્યવાદી વચમાં ઝૂકીને બગાડશે પછી બીજા મુરખ લોકો તેમાં સંડોવાશે અને તેમાં ચીન ચંચુપાત કરશે તો એવી કટોકટીની સ્થિતિ સરજાશે કે જેને સરકાર પહોંચી વળી શકશે નહિ. આવી રીતે દેશના સામ્યવાદીઓ, સામાન્ય પ્રજા અને સરકારને બદનામ કરીને તમે અમેરિકાની આગળ ભરપૂર મદદ માટે જાણે ભિક્ષાનું પાત્ર જ ખખડાવતા હો એમ લાગે !

હવે નાણાંમંત્રીની નેમ અમેરિકા પાસેથી લાંબા અને ટૂંકા ગાળાની લોન લેવાની હતી પણ તેમણે પંડિતજી જે સમાજવાદી નીતિને નિરંતર આગળ ધરે છે, તેમને અંધારામાં રાખીને તેમણે ખાનગી અર્થવ્યવસ્થાનાં ગીત ગાવાની શી જરુર હતી ? ભલે આપણે પરદેશી મૂડી યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય શરતે આયાત કરીએ પણ સમાજવાદી સમાજ રચનાનું સ્થાન જરાયે નીચું ઊતા. રવાની શી જરુર છે ? પણ મંત્રીએ તો આપણા અર્થતંત્રની ફરી ફરીને સમજૂત આપી છે પણ તેમાં સમાજવાદનો એક હરફ પણ ઉચ્ચાર્યો નથી. પણ આમ કરવાથી અમેરિકા તેની કોથળી જલદી ખોલવાનું છે ? ભારતમાં પંડિતજી અને સરકારે જે નીતિ જાહેર કરી છે તેનાથી અમેરિકા અજાણુ છે ? તેઓ આપણી સમા. જવાદની, રાષ્ટ્રીયકરણની અને જાહેર ઉદ્યોગોનો વિસ્તાર કરવાની અને આવી રીતે આપણી અફાટ જનતાનું કલ્યાણ કરવાની આપણી નીતિથી સારી રીતે વાકેફ છે. ખરેખર આપણે મૂડીવાદનો સ્વાંગ ધારણ કરીને નહિ પણ આપણી મિશ્ર નીતિનો જાહેર એકરાર કરીને જ આપણે અમેરિકા પાસેથી સારી મદદ મેળવી શકીશું

વળી આપણે બિનજોડાણની જે નીતિ અનુસરીને મૂડીવાદી તેમજ સમાજવાદી રાજ્યો તરફથી સંગીન સહાય મેળવીએ છીએ, તેનો પણ ખુલ્લો એકરાર કરવો જોઈએ.

અંતમાં મેં કહ્યું કે આપણા આગેવાનો હંમેશ કહે છે કે આપણે રાજકીય આઝાદી મેળવી છે પણ હજી આર્થિક આઝાદી મેળવવી બાકી છે. તેથી આપણે અમેરિકાના ડોલરની કે ઇંગ્લંડના પાઉન્ડની લોન લઈએ તો પણ હંમેશ ઇંગ્લેંડની અને અમેરિકાની છાયા આપણે હળવી કરવી જ જોઇએ અને દેશની અંદરના તેમજ પરદેશના વહેપારમાં પૂરી આર્થિક આઝાદી મેળવવાની જ છે.

પછી બીજે જ દિવસે તદ્દન જુદા જ વિષય પર બોલવાની તક મને મળી. દાયકાઓ સુધી અસ્પૃશ્યતાના નિવારણ માટે પ્રચાર કર્યા પછી હરિજન સમાજના આગેવાન દા. આંબેડકર એવા નિર્ણય પર આવ્યા કે હિન્દુ ધર્મ સાથે સ્પશ્યાસ્પશ્યનો — આભડછેટનો સિદ્ધાંત જડાયેલો છે તેથી તેમણે પોતે તેમના સેંકડો અનુયાયીઓ સાથે મળીને બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો. આવી રીતે નવા ધર્મનો પ્રચાર દેશભરમાં જામતો ગયો, તેથી તે ધર્મના અનુયયીઓનાં બાળકોને શિક્ષણના હક્ક અને મદદના નિયમ લાગુ પાડવાનો સવાલ ઉપસ્થિત થયો. મુંબઈ સરકારે તો તરત જ નવા બૌદ્ધોને ધર્મ-પલ્ટાને લીધે હરિજનની વ્યાખ્યામાંથી બાકાત કરીને તેમના બાળકોને મળતી મદદ બંધ કરવા માંડી. તેથી લોકસભાના હરિજન સભ્ય કાંબલેએ બૌદ્ધોના ધર્મપલ્ટાને અપ્રસ્તુત ગણીને તેમને અને તેમનાં બાળકોને પહેલાંની માફક બધા હક્ક અને લાભ આપવાનો ઠરાવ રજૂ કર્યો. તેને ટેકો આપવાને હું તૈયાર થયો.

ટૂંકા પ્રવચન દરમિયાન મેં પૂછ્યું કે શું ભારતમાં જ જન્મેલા બૌદ્ધ ધર્મની આપણને નફરત છે? શું એ ધર્મ હિન્દુ ધર્મની

વધારેમાં વધારે નજીકનો નથી ? દુનિયામાં વધારેમાં વધારે સાગરિતો ધરાવનાર બૌદ્ધ ધર્મ દા. આંબેડકરે સ્વીકાર્યો તેથી તેમને અને તેમના અનુયાયીઓને જન્મથી જ બંધારણે આપેલા લાભથી બાકાત રાખી શકાય ? ખરું જોતાં બંધારણમાં જે અનુસૂચિત જાતિ શબ્દ વાપર્યો છે, તેને ધર્મ સાથે કોઈ સંબંધ નથી. તેથી ધર્મના પલ્ટાથી તેમની જાતિને લીધે મળતા લાભ કાયમ રાખવા જ જોઈએ. પછીથી દા. આંબેડકર બંધારણના એક ઘડવૈયા હતા તે ધ્યાનમાં લઈને કેન્દ્ર સરકારે આવો ભેદભાવ રદ કરવાનું ઠરાવ્યું અને મુંબઈ સરકારે પણ વંશપરંપરાગત હક્ક કાયમ રાખ્યા.

ડિસેમ્બરના આરંભમાં હું પાછો અમદાવાદ ગયો અને તરત ખેડા જિલ્લામાં લોકલબોર્ડની ચૂંટણી થવાની હતી, તેમાં પરિષદના ઉમેદવારોને માટે પ્રચાર કરવા ઘણા તાલુકામાં સપાટાબંધ ફરી વળ્યો

નવેમ્બરની આખર સુધી મુંબઈના સવાલ પર પરિષદની સામે કોઈ મૂડીવાદી મંડળોએ ઝુંબેશ ચાલુ રાખી. મુંબઈ રાજ્યના ગુજરાતી મહામંડળે નિવેદન કર્યું કે પરિષદ – સમિતિની મંત્રણાઓથી ગુજરાતી પ્રજાનાં હિત જોખમમાં મુકાયાં છે. ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ પરિષદની નીતિ સામે વિરોધ ઉઠાવ્યો. ગુજરાત વેપારી મહામંડળે ઠરાવ કર્યો કે મુંબઇ મહારાષ્ટ્રમાં મુકાવાની જે વિચારણા થઈ છે, તે રાષ્ટ્રને માટે ખતરનાક છે. આ દલીલોનો કડીતોડ જવાબ આપવાને મેં ડિસેમ્બરના આરંભમાં ફરી ખાસ તો મુંબઈના સવાલ પર જ એક નિવેદન કર્યું. તેમાં મેં પહેલી તો ખબર આપી કે સરદારનું તૈલચિત્ર તૈયાર કરીને લોકસભામાં મુકવાની ગ્વાલિયર મહારાજાની દરખાસ્ત સરકારે સ્વાકારી છે તેથી હવે એક માસમાં તેનું અનાવરણ થશે.

પછી મુંબઈના સવાલની ચર્ચા કરતાં મેં કહ્યું કે છેલ્લા મહિનામાં મારી પર ધમકીના કાગળો આવ્યા છે, તેમાંથી એકમાં તો ભદ્રના

કિલ્લા પર ફાંસી આપીને મારો ભોગ ભદ્રકાળી માતાને ધરવાનું લખ્યું છે. પણ ખરી વાત એ છે કે ગુજરાત દેશ છે અને મુંબઈ શહેર છે, મુંબઈ બાળક છે, ગુજરાત માતા છે. માતા ગુજરાત સુખી હશે તો દીકરાને સાચવશે પણ હાલ તો માતા અને બાળક બન્ને મહારાષ્ટ્રની બેવડી બહુમતિના બંધનમાં છે, ત્યારે કોણ કોને સાચવી શકે? તેથી અમે ગુજરાતની બિનશરતી મુક્તિની માગણી કરીને મુંબઈને ગૌણ ગણ્યું છે. પછી વિરોધીઓની ટીકા કરતાં મેં કહ્યું કે જો મુંબઈના કે ગુજરાતના કોંગ્રેસીઓને ત્રણ રાજ્ય જોઈતાં હતાં તો એક વરસ સુધી સુસ્તીમાં બેસી કેમ રહ્યા? ખરી વાત એમ છે કે તેમને દ્વિભાષી રાજ્ય પર પોતાનો દાબ રાખીને તેને કાયમ કરવું છે, ત્યારે અમારે ગુજરાતની પોણા બે કરોડની પ્રજાને દ્વિભાષીની ભયંકર નાગ-ચૂડમાંથી મુક્ત કરવું છે અને તે મુક્ત થશે તો તે મુંબઈમાં, મહારાષ્ટ્રમાં કે બીજે જ્યાં ગુજરાતીઓ હશે તેમનાં રક્ષણ માટે કેન્દ્રીય સરકારની સહાય મેળવશે.

વળી, મેં ઉમેર્યું કે હાલમાં જે સંધિ થઈ છે, તે પાકી કરવાને વિગતવાર શરતો પર સહીઓ થશે ત્યારે તે બન્નેને બંધનકારક ગણાશે. પછી અમે સમિતિ સાથે મળીને અમારો ખરડો લોકસભામાં રજૂ કરીશું અને સરકાર તેને નામંજૂર કરશે તો અમે સાથે મળીને સત્યાગ્રહની લડત ઉપાડીને વિજય મેળવીશું. આ કામમાં અમારે જે બલિદાન આપવાં પડશે, તે આપવાને અમે તૈયાર રહીશું.

પછી મહિનાની અધવચમાં પાછો દિલ્હી જઈને પ્રધાનો સાથે પત્રવ્યવહાર કર્યો. લોકસભામાં ચૂંટાયો ત્યારથી રેલવેના વહીવટ પર ઝીણી નજર રાખતો. પહેલાં તો ત્રીજા વર્ગના ઉતારુઓની સગવડ વધારવા સૂચનો કર્યાં, પછી સ્ટેશન પર ચાલતાં વિશ્રાંતિગૃહોના ટેકેદારો બીજાને આ દુકાનો ભાડે આપતા, તેમના નોકરોનું શોષણ

કરતા અને ઉતારુઓને હલકો માલ પિરસતા. આવી કામગીરી ચલાવવાનો આરોપ એક મોટા ઠેકેદાર પર મુકીને રેલવેપ્રધાનને લખ્યું ત્યારે રેલવે બોર્ડ તરફથી જવાબ મળ્યો કે એ ઠેકેદારની પાસેથી ઘણી દુકાનો લઈને તે સરકારે હાથ કરેલી દુકાનોના નાના ઠેકેદારોને આપવાની છે અને ઠેકાની દુકાન ભાડે આપવાનો પ્રતિબંધ છે. પછી આ બાબતમાં વધારે જાપ્તો રખાય છે.

કોઈ મોટાં રેલવે સ્ટેશન પર ગાડીઓ લાંબો વખત ઊભી રહે તે દરમિયાન હજામોને હજામત કરતાં મેં કોઈ ઠેકાણે જોયેલા. હું પણ ઝપાટાબંધ સફર કરતાં ગુજરાતનાં સ્ટેશન પર હજામને શોધતો પણ તેમની કોઈ દુકાન સ્ટેશન પર દેખાતી નહિ. પછી વડોદરા સ્ટેશન પર પહેલાં હજામની દુકાનનો ઠેકો ધરાવતા કોઈ માણસે મને લખ્યું તે પરથી મેં એવી દુકાનો મોટા સ્ટેશન પર ચાલુ કરવા વિષે લોકસભામાં સવાલ પૂછ્યા અને પ્રધાનને કાગળ પણ લખ્યા. હંમેશ મુજબ જવાબ મળ્યો કે હવે તો જાતે હજામત કરતો હોય તેવા માણસને જ તેવી દુકાનોનો ઠેકો આપવાનો નિર્ણય થયો છે અને જે સ્ટેશન પર કંઈ જગા ફાજલ હોય ત્યાં હજામને ઠેકો અપાય છે. મારી મહેનતને પરિણામે અમદાવાદના જૂના સ્ટેશન પર એક હજામની દુકાન ખુલી ત્યારે ઠેકેદાર મારો આભાર માનતો પણ જૂનું સ્ટેશન તોડીને સરકારે નવું બાંધ્યુ ત્યારે તેમાં કંઈ જગ્યા ફાજલ ન રહી તેથી સ્ટેશનનું 'સલુન' અદશ્ય થઈ ગયું.

તેવી જ રીતે સ્ટેશન પર બુટપોલીશ કરવાને નાના છોકરા આવે તે ફરિયાદ કરતા કે અહીં રેલવેનો ઠેકેદાર રાજ્યના કેટલાક રૂપિયા તેમની પાસેથી પડાવે છે? તેથી અમે ગુલામી જ ભોગવીએ છીએ. આ વિષે લોકસભામાં સવાલ પૂછ્યો ત્યારે મને જવાબ મળ્યો કે બુટપોલીશ કરવાનો ઠેકો આપવાની પદ્ધતિમાં સુધારો કર્યો છે

અને પોલીશ કરનારાની સહકારી મંડળી હોય તો તેને જરુર પસંદગી અપાશે. પણ આ છેક જ ગરીબ ચીથરે હાલ સહકારી મંડળ ક્યાંથી બનાવે? આમ આ જૂની પ્રથા ચાલુ છે અને રેલવે સ્ટેશને જાઉં છું, ત્યારે આ ગુલામીપ્રથા રહેલી જોઈને હું અક-ળાઉં છું.

લોકસભાની આ બેઠક પુરી થઇ તે પહેલાં પાર્લામેન્ટના સભ્યની લાયકાત સંબંધી કાયદાની ચર્ચામાં મેં ભાગ લીધો. મુદ્દાનો સવાલ એ હતો કે યુનિવર્સિટીના ઉપકુલપતિનો કે બીજો હોદ્દો ધરા-વનાર વ્યક્તિ લોકસભાના સભાસદ થઈ શકે કે નહિ? કાયદામાં તેને લાયક ગણવાની કલમ હતી, તેનો કેટલાક વિરોધપક્ષોએ અને પંડિત ઠાકુરદાસ ભાર્ગવ જેવા વયોવૃદ્ધ કોંગ્રેસી આગેવાને પણ સખત વિરોધ કર્યો. મેં તો આ લાયકાત માટે ત્રણ સવાલ રજૂ કર્યા (૧) ઉપકુલતિ કે એવા કોઇ અધિકારીને પાર્લામેન્ટની ફરજ બજાવવાને પુરતો વખત મળે ખરો? (૨) વળી એ અધિકારી સત્તાધીશોના કોઈ બંધનથી મુક્ત રહીને પોતાનું કામ કરી શકે? અને (૩) તેમના હાથ નીચે કામ કરતા કર્મચારીઓને સરકારી શાસનથી પૂરેપુરા સ્વતંત્ર રાખી શકે ખરા? આ બધીયે કસોટીમાંથી કોઈ ઉપકુલતિ પાર ઊતરી શકે નહિ તેથી તેને લોકસભાના સભ્યપદ માટે લાયક ગણવાની કલમનો અમે સખત વિરોધ કરીએ છીએ. આવી રીતે હોમગાર્ડ, અર્ધ સરકારી કમિશનના પ્રમુખ વગેરે અનેક અધિકારીઓને લોકસભા માટે નાલાયક ગણવાનો આગ્રહ કર્યો.

મહિનાની આખરે અમદાવાદ આવીને તરત સમિતિ સાથે વાટાઘાટો આગળ ચલાવવાનો વિચાર કરવા માંડયો. સમિતિના મંત્રી જોષીને એક કાગળ લખીને મેં સૂચવ્યું કે સમિતિના પ્રતિનિધિ-ઓને અમે મુંબઇ સંક્રાંતિના દિવસે ૧૪ જાન્યુઆરીએ મળીને

સ્નેહ સંમેલન યોજીએ અને બીજા દિવસથી રીતસર વાટાઘાટો કરીએ. પછી પહેલી વાટાઘાટો, ભવિષ્યની યોજના અને સ્થાનિક સંસ્થાઓની ચૂંટણી વિષે વિચાર કરવાને મધ્યસ્થ કમિટીની સભા પાંચમીએ બોલાવવી. થોડા દિવસમાં વાટાઘાટોની તારીખ વિષે સમિતિની સંમતિ મળી ગઈ તેથી તેને માટે અમારે તૈયારી કરવાની હતી અને વળી મ્યુનિસિપાલિટીઓની ચૂંટણીઓ આવી રહી હતી તે સારુ પણ વ્યવસ્થા કરવાની હતી.

આ બધા કામ માટે હંમેશ મુજબ પહેલો તો વલ્લભવિદ્યાનગરમાં ભાઈકાકાને મળવા ગયો. ભાવિ કાર્ય વિષે તેમની સલાહ લઈને હું ખંભાત ગયો જેના પુરાણા બંદરને ભંગાર હાલતમાં જોઈને મને ઘણું દુઃખ થયું અને હવે પુરાણું બંદર ફરીથી ધમધમતું થાય તે માટે પણ મહાગુજરાતની લડતને પ્રબળ બનાવવાની પ્રેરણા થઈ.

હવે પાંચમી તારીખે બધી પરિસ્થિતિનો વિચાર કરવાને મધ્યસ્થ કમિટી અમદાવાદમાં મળી. પહેલાં તો પરિષદ સમિતિની વાટાઘાટનો વિગતવાર અહેવાલ આપ્યો અને છેવટે થયેલી લેખિત સમજૂતિ રજૂ કરી. પછી ગઈ સામાન્ય ચૂંટણીઓમાં તેમ સૌરાષ્ટ્ર કચ્છની મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓમાં પરિષદે ગણનાપાત્ર વિજય મેળવ્યો હતો, હવે ખેડા, અમદાવાદ વગેરે જિલ્લામાં કોંગ્રેસ કંઈ આ ચૂંટણી લડી નથી. વળી આજ સુધી ગ્રામપંચાયતોમાં વિરોધપક્ષનું સ્થાન નજીવું હતું અને કોંગ્રેસે પૈસા અને સત્તાનો છૂટથી ઉપયોગ કર્યો હતો. છતાં પરિષદને ૪૦ જેટલા મત મળ્યા છે તેથી હવે બધા કાર્યકરોને કોંગ્રેસની ગુલબાંગો જોતાં નક્કર હકીકતના જોરે સુરંગ ચાંપવાની હાકલ કરવામાં આવી.

પછી કમિટીએ પરિષદના સભ્યો ૧૫ માર્ચ સુધી નોંધવાનું બધી સમિતિઓ ૧૫ એપ્રિલ સુધીમાં ચૂંટવાનું અને આ કામ થયા

પછી વાર્ષિક સંમેલનની તારીખ નક્કી કરવાનું ઠરાવ્યું. છેવટે વિધાનસભા અને મધ્યસ્થ કમિટીને મોકલવાના ફાળા નક્કી કરીને વિખરાઇ ગઇ.

હવે જિલ્લા સમિતિઓ મ્યુનિસિપાલિટીની ચૂંટણીની વ્યવસ્થા કરતી હતી. તેથી ખંભાત, નડિયાદ, વડોદરા, ભરુચ જેવાં મોટાં શહેરની મેં મુલાકાત લીધી. આવતી ચૂંટણીઓ વિશે સભાઓને સંબોધી. મુંબઈમાં માહિમના દરિયાકિનારે બારડોલીના જૂના આગેવાન ખેડૂત વેપારી ખુશાલભાઇ પટેલને મળીને તેમને ઘેર ઉત્તરાયણના દિવસથી સમિતિ સાથે વાટાઘાટો ચલાવવાને મળવાનું નક્કી કર્યું. પછી બારમી જાન્યુઆરીએ નડિયાદમાં ૮ ઓગસ્ટની ધમાલને અંગે પકડાયેલા ભાઈઓના સન્માન સમારંભમાં ભાગ લઇને હું મુંબઇ ઉપડયો.

આ વખતે અમે મુંબઈમાં દરિયાકીનારા પાસે આવેલા એક ગુજરાતી મિત્રના મોટા ખંડમાં મકરસંક્રાંતિના શુભ દિને મળ્યા. સમિતિ અને પરિષદના પુનામાં મળ્યા હતા તે પ્રતિનિધિઓ ઉપરાંત આ વખતે સમિતિના ધારાસભ્યોના નેતા દાજીબા દેસાઈ પણ હાજર હતા, મોટા તહેવારને દિવસે અમે બધા ઘણા આનંદના વાતાવરણમાં એકબીજાને મળ્યા અને યજમાન તરફથી જે પ્રસાદ મળ્યો તે આરોગ્યો. બીજા દિવસથી અમારી ગંભીર વાટાઘાટો શરુ થઇ ત્યારે બન્ને નવા રાજ્યમાં ભાષાકીય લઘુમતિઓના હક્કનો એક ખરડો મેં ઘડયો હતો તે રજૂ થયો. સમિતિના પ્રમુખ ડાંગેએ તે સામાન્ય રીતે પસંદ કર્યો હતો. ખરું જોતાં આપણાં બંધારણમાં દેશના બધા નાગરિકોને કોઈપણ સ્થળે રોજગાર ચલાવવાના, નાટક સિનેમાના પરવાના, મિલકત ધરાવવા, વેચવાના તેમજ પોતપોતાની ભાષા, શિલ્પ સાહિત્ય સંસ્કાર વગેરે જાળવ-

વાના અને ખિલવવાના હક્ક આપેલા છે તે જ મેં મારા હક-નામામાં આલેખ્યા હતા, તેથી કોઈને તેના શબ્દેશબ્દ તપાસીને મારા લખાણ ઉપર સંમતિની સીલ મારવાની જરુર લાગી નહિ.

પણ આ ચર્ચામાં બીજી એક વાત ઊભળી ઉઠી. બંધારણમાં ભાષાકીય લઘુમતીઓના રક્ષણ માટે એક અધિકારીને નીમવાની ગોઠવણ છે. તેની આગળ લઘુમતીઓની જે ફરિયાદ રજૂ થાય તે રાષ્ટ્રપતિ આગળ રજૂ કરે. પણ આવી વાયડી કાર્યવાહીને બદલે લઘુમતીઓના જ પ્રતિનિધિઓની સમિતિ રચવાની અને તેના સભ્યો જ પસંદ કરે તો તેમના હૈયાને ધારણ રહે અને સંતોષ થાય. તેથી આ વિશે આટલો સુધારો સૂચવવામાં અમે સંમત થયા.

મુંબઈ શહેરની પુરાંતમાંથી યોગ્ય નવા ગુજરાત રાજ્યને ફાળવવાની ચર્ચા થઈ ત્યારે સમિતિ તરફથી એવી રજૂઆત થઈ કે વિદર્ભ અને મરાઠાવાડ જેવા લુખા મુલક મહારાષ્ટ્રમાં ઉમેરાશે અને વળી વેચાણવેરામાં વધારે ઘટાડો થાય તો પરિસ્થિતિ બદલાય તેથી નવા રાજ્યનું અંદાજપત્ર રજૂ થાય ત્યાં સુધી આ ચર્ચા મુલતવી રાખવી.

સરહદના સવાલોના નિરાકરણ માટે તો આંધ્ર અને તામિલનાડુની સરહદ નક્કી કરવાને પાટસ્કરે જે નિયમાવલી નક્કી કરી હતી, તેને અમે સંમતિ આપી જ હતી. પણ ડાંગનો સવાલ ફરીથી તપાસવાનું અગાઉ અમે નક્કી કર્યું હતું, તેથી ગુજરાતની સીમા સમિતિએ[1] એકત્ર કરેલી માહિતીને આધારે મેં પરિષદ તરફથી વિગતવાર નિવેદન કર્યું.

૧. સીમા સમિતિએ તૈયાર કરેલી હકીકતની ફાઈલ નિરૂભાઈ દેસાઈ પાસે હતી તે તેમની પાસેથી મેળવી તેથી હું તપસીલવાર હકીકત અને દલિલો સમિતિ આગળ રજૂ કરી શકયો.

ભૌગોલિક રીતે અને બસના વાહનવ્યવહારથી તેમજ ધોરી માર્ગોથી મહારાષ્ટ્રમાં નાસિકને મુકાબલે ગુજરાતના બિલિમોરા અને વલસાડ સાથે ડાંગના લોકો વધારે સંકળાયેલા રહે છે. તેમની લાકડાની મોટી પેદાશનો વેપાર મોટે ભાગે આહવા, બિલિમોરા અને વલસાડના ગુજરાતીઓને હસ્તક હંમેશ રહ્યો છે. ઈતિહાસના વારા ફેરા દરમિયાન કોઈ મરાઠી સેનાઓ ડાંગમાં થઈને ગુજરાતમાં દાખલ થયેલી તેથી થોડા મરાઠી લોકો ત્યાં વસ્યા અને તેમની ભાષાની થોડી અસર પડી. પણ સિદ્ધરાજ સોલંકીના અને તેના પહેલાના કાળમાં ડાંગ જે લાટ અને બાગલાણનો ભાગ ગણાતો તે બધો મુલક ગુજરાતના રાજવીઓને હસ્તક જ હતો. ગઈ સદીમાં ગુર્જર નરેશ ગાયકવાડનો વહીવટ ફરીફરીને ત્યાં રહેતો, ત્યાં સુરતના કલેકટરની હકુમત રહેલી અને સરકારના થોડાં ખાતાં તો ગુજરાતના અમલદારોને સોંપાતાં—વેપાર ઉદ્યોગ અને રાજવહીવટની દૃષ્ટિથી ડાંગ હંમેશ ગુજરાત તરફ ઝૂકતું રહેલું છે.

ડાંગની ભાષા પારખીને ખેર—મોરારજીએ તેને મરાઠી ઠરાવવાનું કર્યું અને ત્યારથી એ પ્રદેશનું મહારાષ્ટ્રીયકરણ થયેલું પણ ડાંગની અસલ બોલી તો ડાંગી છે અને ગ્રીયર્સન જેવા ભાષા વિશારદે બોલી પર મરાઠી કરતાં ગુજરાતી ભાષાના સંસ્કાર વધારે પ્રબળ ગણાવ્યા છે. વળી રાજકીય ચર્ચામાં રાજકીય દલીલનું મહત્ત્વ સ્વીકારીએ તો સન ૧૯૫૧ની ચૂંટણીમાં ગુજરાતના તેમજ મહારાષ્ટ્રના હિમાયતીઓએ ભાગ લીધેલો, તે વખતે માત્ર ડાંગના ૫૯–૬૮ ટકા મત ગુજરાતની તરફેણમાં આવ્યા છે અને ૧૯૫૭ની ચૂંટણીમાં ૬૫ ટકા ગુજરાતી ઉમેદવારને મળ્યા હતા તો જેમ મુંબઈની મહારાષ્ટ્ર સમિતિને મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં વધુ મત મળ્યા તેથી સમિતિ મુંબઈ પર હક્કદાવો કરે છે તે જ રીતે ત્યાં સામાન્ય ચૂંટ-

ણીમાં ગુજરાતને વધુમતિ મળવાથી ગુજરાત પણ ડાંગ પર પોતાનો હક્ક સ્થાપી શકે.

આવી દલીલો મેં વાટાઘાટો દરમ્યાન રજૂ કરી. અને તેનું ખંડન સમિતિ તરફથી થઇ શક્યું નહિ. મને એમ લાગ્યું કે પૂનાની વાટાઘાટોમાં જે કંઈક સમાધાનકારક વાતાવરણ રહ્યું હતું તે હવે કાયમ રહ્યું નહોતું. તેમાં સમિતિ તરફથી નવા આવેલા દાજીબા દેસાઇનો હિસ્સો હોય કે પછી નવા ગુજરાતના રાજને મુંબઈની પુરાંત પેટે આપવાની રકમ આલેખવામાં વધારે પડતા શબ્દો લખાઇ ગયાનું ભાન બધા આગેવાનોને થયું હોય એ કહેવું મુશ્કેલ છે. પણ એ નક્કર હકીકત હતી કે ઇતિહાસ, ભૂગોળ, આંકડા અને દલિલો સાથે મેં ડાંગ પર ગુજરાતનો દાવો રજૂ કર્યો છતાં કંઈ અસર સમિતિના સાક્ષીઓ પર થઈ નહિ. ઘણી ચર્ચા થયા પછી એટલું જ નક્કી થયું કે બંને પક્ષના પ્રતિનિધિ ડાંગમાં જાતે જઈને તપાસ કરશે અને તે વિશે નિર્ણય થશે.

આવી રીતે વાટાઘાટો બે દિવસમાં પૂરી થઈ ત્યારે તેના પરિણામની માહિતી તો અપાઈ પણ અગાઉની જેમ કોઈ સ્પષ્ટ લેખિત નિર્ણય રજૂ થઈ શક્યો નહિ. અમે પણ પરિષદ તરફથી સમિતિ સાથે મળીને દ્વિભાષી રાજ્યના ભાગલાની સ્પષ્ટ વિગતવાર યોજના સરકાર સમક્ષ રજૂ કરવાનું સ્વપ્ન સેવ્યું હતું તે રદ થયું અને છતાં અમે રાજ્ય તોડવાને કૃતનિશ્ચયી હતા તેથી હવે અમારી જ તાકાત પર આગળ ધપવાની યોજના અમે ઘડવા માંડી.

દરમિયાન આખા ગુજરાતમાં મ્યુનિસિપાલિટીઓની ચૂંટણી આવી રહી હતી, તેથી મુંબઈથી પાછો આવીને કચ્છ ગયો અને નડિયાદ વગેરે અનેક શહેરોમાં જઈને પરિષદના ઉમેદવારોનો પ્રચાર કરવા મંડી પડયો. પછીને મહિને ચૂંટણીઓ થઈ અને પરિણામ

જાહેર થતું ગયું. ત્યારે વડોદરા, નડિયાદ, ખંભાત વગેરે અનેક શહેરની મ્યુનિસિપાલિટીઓમાં પરિષદે નિર્ણાયક વધુમતિ મેળવી અને તેનું પ્રમુખપદ અને સમગ્ર વહીવટ હાથ કર્યો.[1]

દરમ્યાન મેં સમિતિના મંત્રીજીને લખીને તેમના અને અમારા પ્રતિનિધિઓ સાથે મળીને ડાંગનો પ્રવાસ કરે એમ સૂચવ્યું પણ તેમણે કોઇ પ્રતિનિધિ તે વખતે અમારી સાથે મોકલવાની આશકિત જણાવી. પણ હું તો હવે છેક જ અધિરો બન્યો હતો. તેથી હું દાદુભાઈ અમીન વગેરે સાથીઓ સાથે આઠમી ફેબ્રુઆરીની સવારે શહીદ-સ્થાને પુષ્પાંજલિ અર્પણ કરીને નીકળ્યો અને બિલિમોરા થઈ આહવા પહોંચીને ડાંગનો પ્રવાસ શરૂ કર્યો. અમે મહારાષ્ટ્રમાં નાસિકની સરહદે આવેલા ડાંગના સાપુતારા જેવા પહાડી શિખર સુધીના ઘણા વિસ્તારમાં ફરીને પાછા આહવા બિલિમોરા થઈ વલસાડ પહોંચ્યા. આ પ્રવાસમાં અમે ઘણા વેપારીઓ, ખેડૂતો સમાજ-સેવકો વગેરેને મળીને પરિસ્થિતિનો કયાસ કાઢયો. પછી ડાંગથી પાછા ફરતાં મેં એક નિવેદન પ્રગટ કરવાનો અમારો નિર્ણય જણાવ્યો.

ખાસ તો અમે બે મુદ્દા રજૂ કર્યા. એક — મોરારજીભાઈના નિર્ણયને લીધે ડાંગનું જે મહારાષ્ટ્રીયકરણ થઈ રહ્યું તેને પરિણામે જંગલના અને મહેસૂલખાતામાં ભારોભાર મરાઠી અમલદારો ગરીબ લોકોને માથે મારવામાં આવ્યા છે અને તેથી તેમની વિટંબણાઓ વધી રહી છે. તેથી જંગલના કુપ કપાવવાને પહેલાં જંગલના કામ-

---

૧. જાનેવારીની આખરે અગાઉથી ચાલતા પત્રવ્યવહાર મુજબ હું મુંબઈના રાજપાલ શ્રીપ્રકાશ અમદાવાદ પધાર્યા ત્યારે તેમને સર્કીટ હાઉસમાં મળ્યો. મેં તેમની આગળ દ્વિભાષી રાજ્યની સ્થાપના વિષે તેમજ ગોળીબારની તપાસ વિષે મારી લાગણી ઠાલવી, ત્યારે તેમણે ભરપૂર સહાનુભૂતિ દર્શાવી.

દારોની સહકારી મંડળીઓને સોંપાતા, તે હવે મરાઠી લોકોના ડાંગ સેવા મંડળને સોંપાય છે. બીજું મરાઠી શાળાઓ કૃત્રિમ રીતે વધારી મુકાઈ છે પણ તેથી મરાઠી ભાષા વધારે લોકોને અળખામણી થઈ જાય છે. ત્યારે બીજી પાસ લોકોની માગણી મુજબ વધારાની ૨૪ ગુજરાતી શાળાઓ ખોલવાનો નન્નો જ પરખાવવામાં આવે છે, તેથી કોંગ્રેસી સરકારે આપેલા વચનનો ઉઘાડે છોગ ભંગ થાય છે અને લોકોમાં અસંતોષ વધતો જાય છે. છેવટે સન ૧૯૫૧ અને ૧૯૫૭ની ચૂંટણીઓનાં પરિણામ પણ ધ્યાનમાં રાખીને અમે ડાંગ પર ગુજરાતનો વાજબી હક્ક માન્ય કરવા સરકારને આગ્રહ કર્યો અને સમિતિના ભાઈઓને અમારી સાથે આ લડતમાં સાથ આપવા અમે વિનંતિ કરી.

ડાંગના પ્રવાસમાં સમિતિના ભાઈઓ જોડાયા નહિ, તેથી અમારી પૂરી ખાતરી થઈ કે હવે તેના પર ભરોસો રાખીને બેસી રહેવાય નહિ. તેથી પંચાયતની ચૂંટણીમાં મળેલી હારનું કલંક મ્યુનિસિપાલિટીઓમાં મળેલા વિજયથી ભૂસી નાખીને અમે નવા ઉત્સાહ અને શ્રદ્ધાથી એકલે હાથે લડત આગળ ધપાવવાનો નિશ્ચય કર્યો.

# આખરી રણટંકાર

ડાંગ વિષે નિવેદન પ્રગટ કરીને હું તરત પાર્લામેન્ટમાં હાજર થવાને દિલ્હી ઉપડયો ત્યાં તરત સમિતિના આગેવાન ડાંગે સાથે અમારા પ્રવાસ અને નિવેદનની વાત કરી. પણ તેઓ એકલા તો કંઈ કહી શકે એમ હતું નહિ તેથી હવે સમિતિના સહકારની રાહ જોયા વિના મેં જ નવો રણટંકાર કરવાનો નિશ્ચય કર્યો.

હું પાછો અમદાવાદ જઈને ૧૬મીની મધ્યસ્થ કમિટીની બેઠકમાં હાજર થયો. પ્રથમ તો રાષ્ટ્રપતિને અને ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતને અનેક વિનંતિ કરેલી છતાં બંધારણના આદેશનો ભંગ કરીને સુરત જિલ્લાનું મહારાષ્ટ્ર વિભાગમાં મુંબઈ-થાણા સાથે જોડાણ કાયમ રહ્યું હતું. તેથી હવે દક્ષિણ ગુજરાતના અને ઉત્તર ગુજરાતના જરુર પડે તો બે ભાગ પાડીને સુરતને દક્ષિણ ગુજરાતમાં આમેજ કરવા મુંબઈ સરકારને વિનંતિ કરવામાં આવી. વળી છેલ્લા મહિનામાં ગુજરાતની મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં પરિષદના ઉમેદવારોએ ઘણા ઠેકાણે જવલંત વિજય મેળવ્યો હતો તેથી તે ઉમેદવારોને અને તેમને પસંદ કરનાર જનતાને મધ્યસ્થ કમિટીએ અભિનંદન આપ્યાં. વળી કચ્છ અને સૌરાષ્ટ્રની ચૂંટણીઓમાં પણ પરિષદના ઉમેદવારોએ કોંગ્રેસને સખત હાર આપી છે, એટલું જ નહિ રાજ્યસભાની ચૂંટણીમાં પણ એક મહાગુજરાતવાદી સભ્ય ચૂંટાયો છે. આવા પરિણામથી નવી પ્રેરણા મેળવીને કમિટીએ ગુજરાતની જનતાને નવી લડત માટે તૈયાર થવાની હાકલ કરી.

આ બેઠકમાં અમે સરકારને નવી લડતનું આખરીનામું આપવાધાર્યું હતું. તે દિશામાં પહેલું પગલું ભરવા માટે દ્વિભાષી રાજ્યની સામે કડક તહોમતનામું રજૂ કરીને કમિટીએ તેનો મૃત્યુ-ઘંટ વગાડયો. કમિટીએ કરાવ કર્યો કે 'ગયા દોઢ વરસમાં દ્વિભાષી રાજ્યની હકુમત મહાગુજરાતની પ્રજા પર ઠોકી બેસાડવામાં આવી છે તે દરમ્યાન આપણાં પર જે અત્યાચારો થયા છે, જે અન્યાયની પરંપરા પરસ્ત રહી છે અને તેથી પ્રજાના દિલમાં દર્દ અને અસંતોષની લાગણી વધતી ગઈ છે, તેથી આ કમિટી નીચેની મુદ્દાસર મુંબઈ સરકારમાં પોતાનો અવિશ્વાસ જાહેર કરે છે.' તેના આધારરૂપે કમિટીએ નીચેના મુદ્દા રજૂ કર્યા.

(૧) જે ભયંકર ગોળીબાર પોલીસે ગુજરાતમાં કર્યા છે તેની અદાલતી તપાસ હજી કરવામાં આવી નથી.

(૨) મહાગુજરાતના ૩૦ ઉપરાંત કાર્યકરોને અટકાયતી ધારાની રૂએ જેલમાં પુર્યા હતા, અને હજી પણ એ જુલ્મી કાયદો કરવામાં આવ્યો છે.

(૩) તાજેતરમાં મહેસાણા જિલ્લાના એક નાના ગામમાં ચોરીની તપાસ કરવાને નામે બે નિર્દોષ માણસોને પોલીસે ઠાર કર્યા છે તેની કંઈ અદાલતી તપાસ કરવાના હુકમ થયા નથી.

(૪) કરોડોને ખર્ચે બંધાયેલ કંડલા બંદરના ડકકા આગળ રેતીનું પ્રમાણ વધતાં તે નકામું થતું જાય છે તેથી બંદર પરથી હજારો માણસોને રજા આપી છે, તેથી તેમને અને દેશના વેપારને ભારે નુકસાન થયું તે તરફ મુંબઈ સરકાર છેક જ બેદરકાર રહી છે.

(૫) સરસ્વતી અને બનાસ નદીઓને નાથવાની યોજના તૈયાર થઈ છે, તેની સરકાર છેક જ ઉપેક્ષા કરે છે.

(૬) સૌરાષ્ટ્રની મ્યુનિસિપાલિટીઓની પાણી ગટર વગેરે માટે

મંજૂર થયેલી યોજનાઓ હવે નામંજૂર થઈ છે અને શેત્રુંજી નદીના બંધનું કામ હવે ધીમુ પડયું છે.

૭) ઠાસરા આગળ રેલવેનો નાનો બંધ ન બંધવાની ગંભીર ભૂલને લીધે ગઈ સાલ મહીના નવા બંધના પાણીનો લાભ ખેડા જિલ્લાને મળ્યા નથી.

(૮) તેજ રીતે તાપીના પાણીનો લાભ ગુજરાતને ચોપાસ મળે તે માટે શરૂ થયેલી ઉકાઈના બંધની યોજના મહારાષ્ટ્રની કોઈ યોજનાને આગળ ધપાવવાને ખોરંભે નાખવામાં આવી છે.

(૯) મુંબઈ-અમદાવાદનો ધોરીમાર્ગ હજી પુરો બાંધવામાં આવ્યો નથી; વળી નર્મદાનો જૂનો પુલ નકામો થયેલો હોવાથી ત્યાં વાહનવહેવાર માટે નવો પુલ બંધાતો નથી.

(૧૦) સૌરાષ્ટ્રની હાઈકોર્ટ બંધ થવાની વાતો સંભળાય છે તે ખરી પડશે તો તેની અને કચ્છની પ્રજાને ભારે હાડમારી ભોગવવી પડશે.

(૧૧) જિલ્લા વિકાસ મંડળમાં બિન અમલદારી સભ્યો તરીકે મોટા ભાગે હારેલા કે જાણીતા કોંગ્રેસી કાર્યકરો જ નીમાય છે તેથી આ સંસ્થા ઘણી બદનામ થાય છે.

(૧૨) તેવી જ રીતે ગુજરાતના વહિવટ માટે જે સલાહકાર મંડળ ચાલુ છે, તેમાંથી બિન કોંગ્રેસી આગેવાનોને બાતલ કરીને તેને માત્ર કોંગ્રેસીઓનું જ તંત્ર બનાવ્યું છે.

(૧૩) સચિવાલયોથી માંડીને ગામડાની કચેરીઓ સુધી ખાસ કરીને ઊંચી નોકરીઓ માટે બિન ગુજરાતી અધિકારીઓની પસંદગી થતી જાય છે, તેનો વિરોધ વધે છે.

છેવટે, કમિટીએ જણાવ્યું કે, 'આવાં અનેક કારણ ધ્યાનમાં લેતાં, આ મહાદ્વિભાષી રાજ્યમાં ૬૬ ટકાની વધુમતિ ધરાવનાર

બીનગુજરાતી તત્ત્વોનું ભારણુ વધતું દેખાય છે અને રાજ્યના અન્ય પ્રદેશોની અવનવી મંજૂર થયેલી યોજનાઓને પાર પાડવાને ગુજરાતની મંજૂર થયેલી યોજનાઓને મુકવી દેવામાં આવે છે....તેથી આ કમિટી હાલની સરકાર પર એકપક્ષીય આપખુદ અને બીન ગુજરાતી વધુમતિનું રાજ, મહાગુજરાતની પોણા બે કરોડની પ્રજા પર ઠોકી બેસાડવાનું તહોમતનામું પોકારે છે અને તે ધોરણુસર મહાદ્વિભાષી રાજ્યના ભાગલા સત્વર પાડી, મહાગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવાના પ્રયાસોને વધુ સંગઠિત કરવા જનતાને હાકલ કરે છે.'

છેવટે કમિટીએ મહારાષ્ટ્રની સમિતિ સાથે મુંબઈમાં થયેલી વાટાઘાટોમાં પરિષદના પ્રતિનિધિઓએ કરેલી રજૂઆતને મંજૂરી આપી અને 'ડાંગની જાતતપાસ કરીને પરિષદના પ્રમુખે બીજા ભાઈઓ સાથે મળીને જે હેવાલ રજૂ કર્યો તેનાથી ડાંગને ગુજરાતમાં સર્વ રીતે સંયોજિત કરવાની તેમની માંગણી ન્યાયી છે, એમ કમિટી માને છે.'

આ વાટાઘાટો અને અમારા નિવેદન વિષે જરા હળવી ચર્ચા કરીને છેવટે તેને સંમતિ આપી. પણુ ખરું જોતાં કમિટીની આ સભા બે કારણુસર યાદગાર બની. પ્રથમ તો ધારાસભા અને પાર્લામેન્ટમાં તેમજ મ્યુનિસિપાલિટીઓમાં જે વિજય મળ્યો તેનાથી જરાયે સંતોષ માન્યો નહિ, ઉલ્ટું તે વિજયને પોતાની આગેકૂચ માટે તેને પ્રેરણારૂપ ગણીને હવે દ્વિભાષી રાજ્ય પર આખરી હુમલો કરવાના હેતુથી તેના પર ઐતિહાસિક તહોમતનામું ઘડી કાઢ્યું. આમ છેવટનો હુમલો કરતાં પહેલાં આખરીનામું મુંબઈ સરકારને આપવામાં આવ્યું તેથી પરિષદના મંડળોનાં અને સારાયે ગુજરાતમાં નવી ચાનક આવી.

તેની સાથે આ ઠરાવમાં હવે મહારાષ્ટ્રની ભારે વધુમતિ પણ સ્પષ્ટ શબ્દોમાં અમે પડકારી. આજ સુધી મહારાષ્ટ્રની સમિતિની સાથે મળીને લડત કરવાના મનોરથ સેવતા ત્યાં સુધી તેમની વધુમતિ હમેશ ખૂંચતી હોવા છતાં અમે જરા વિનયની ખાતર તેના સીધા ઉલ્લેખને ટાળતા. પણ હવે તો તેની સાથે સંપૂર્ણ સમાધાનનો જરાયે સંભવ ન રહ્યો. તેથી હવે અમારા ઠરાવમાં પહેલી વાર સ્પષ્ટ રીતે જણાવ્યું કે 'મહારાષ્ટ્રની વધુમતિના ગેરવાજબી દબાણથી અમારી અનેક યોજનાઓનો ભુક્કો થાય છે. તેથી હવે આવી ગુલામી ટાળવાને દ્વિભાષી રાજ્યના જ ભુક્કા બોલાવવાની ઘડી આવી પહોંચી છે.'

આ ઠરાવનો પ્રચાર શરુ થયો તેવામાં અમારે માથે ફરી એક પેટા ચૂંટણીનું કામ આવી પડયું. આગલી સાલ મેઘરજ –વિજયનગરના વિધાનસભાના–મતવિભાગની ચૂંટણીમાં અમારો ઉમેદવાર હીતાજી મરતાજી ફત્તેહ પામેલો. હવે ચૂંટણીને અંગે મોડાસાના વતની[1] ને વકીલ મોહનલાલ લલ્લુભાઈ કોઠારીની ઉમેદવારી નામંજૂર થયેલી. આ વિષયે એ વકીલ અપીલ કરવા તૈયાર થયા ત્યારે તે રોકાયા નહિ. પરિણામે એ આખી ચૂંટણી ગેરકાયદેસર ઠરી. તેથી માર્ચમાં નવી ચૂંટણી કરવાના હુકમ થયા. તેથી બીજા બધાં કામને છોડીને હું, હરિહર ખંભોળજા અને બીજા સાથીઓ કોંગ્રેસની સામે આ પેટા ચૂંટણી લડવાને મેદાને પડ્યા. હું પણ આ કમિટીનું કામ પતાવીને બીજે જ દિવસે ભીલોડા, ભવનાથ,

૧. આ વકીલને હું પિછાનતો અને તેઓ પરિષદ તરફ સહાનુભૂતિ રાખતા. તેઓ અમદાવાદમાં રહીને મોડાસા તલોદ વગેરે ગામે કોર્ટમાં જ વકીલાત કરતા. બે એક વરસ પર તેમનું અવસાન થયું છે.

વગેરે ગામે—અને બીજીવાર હિંમતનગર, વિજયનગર ગામે ફરી આવ્યો. રેલવે અને શહેરોથી બહુ જ દૂર આદિવાસી મુલકમાં ફરવાની મને ઘણી મઝા પડી. આ પ્રવાસ કરતાં પહેલીવાર ભવનાથના મહાદેવના જૂના સરસ મંદિરને અંગે એક ગંભીર સવાલ અમારી આગળ રજૂ થયો. પાસે મેશ્વોની નવી નહેર બાંધવાની યોજના મંજૂર થઈ હતી અને તે પુરી થતાં આસપાસનાં કેટલાંક ગામની સાથે આ મંદિર પણ પાણીમાં બોળાવાનું હતું. તેથી આ મંદિરને બચાવવાને[1] નહેરની યોજનામાં જરુરી સુધારા કરવાની માગણી મંદિરના પુજારી અને બીજા ભકતો તરફથી રજૂ થઈ. પૂરી માહિતી મેળવીને તે માટે બનતું કરવાની ખાતરી આપી. તે જ પ્રમાણે વિજયનગર જતાં સ્થાનિક ઠાકોરને મળવાની તક મળી. તેમણે પાસેની ઊંચી ટેકરી પર હવા ખાવાનું સરસ ગિરિનગર તૈયાર કરવાની સૂચના મુકી. તેમના મત મુજબ સ્થળ આબુથી જરા નીચું હોવા છતાં તેની સામે હરીફાઈ કરે એવું હતું. ઉપરાંત આદિવાસી જનતાની હળવી અને ભારે મુસિબત તો અમારી આગળ રજૂ થતી અને તે અમારા પ્રવચનમાં વણી લઈને મહાગુજરાતની રચના થતાં આ બધી મુસિબતનું નિરાકરણ કરવાની ખાતરી આપતા. છેવટે માર્ચ માસમાં

---

૧. આ ચૂંટણીના પ્રચાર અંગે ભવનાથ મંદિરના બોળાણની વાત જાહેર થઈ ત્યારથી તે માટે મોટું આંદોલન શરુ થયું. જાણીતા ભાગવત કથાકાર શંભુમહારાજે આ લડતને વ્યાપક બનાવવામાં આગેવાની લીધી. તેથી એ મંદિર બંધથી બોળાતું બચી ગયું અને આસપાસના જે ખેડૂતોની જમીન બોળાતી હતી તેમને પણ વળતર મેળવવામાં લાભ થયો.

આ વિભાગમાં ચૂંટણી થઈ ત્યારે કોંગ્રેસના ઉમેદવાર હરિભાઈ મથુરદાસ ગાંધી જીત્યા. પણ તેથી જરાયે નાસિપાસ થયા વિના અમે નવી લડતના માર્ગે આગળ ધપવા માડયું.

નડિયાદની મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં પરિષદનો વિજય થયેલો હોવાથી હું ત્યાં ચૂંટાયેલા સભ્યોની ખાનગી ચૂંટણી વિષે સલાહ આપવાને નડિયાદ ગયો. બીજે દિવસે ૨૨ મી ફેબ્રુઆરીનો મારો જન્મદિવસ યાદ આવ્યો, તેથી મારા વડીલ મિત્ર દાદુભાઈ દેસાઈને ઘેરથી ગળ્યું મ્હોં કરીને અને નાગરવાડામાં વડીલોને પ્રણામ કરીને હું અમદાવાદમાં ચૂંટણી સમિતિની સભામાં હાજર થયો. તે વખતે પરિષદના અને સમિતિના સંયુકત મોરચાને લીધે ગુજરાત રાજ્યસભામાં એક બેઠક મેળવી શકે એમ હતું, તેથી લાયક ઉમેદવારો વિષે ચર્ચા કરીને અમારા ઉપપ્રમુખ દાદુભાઈ અમીનનું નામ પસંદ કર્યું. પણ તે વિષે છેવટનો પાકો નિર્ણય જાહેર થાય તે પહેલાં અમને પરિષદના જે ધારાસભ્યોને રાજસભાના સભ્યને ચૂંટાવાનો હક્ક હતો તેમણે તેમનો અભિપ્રાય ધ્યાનમાં લેવાને સંદેશો મોકલ્યો. તે ઉપરથી અમારી સમિતિએ આ વિષે મુંબઈમાં ધારાસભ્યોને છેવટનો નિર્ણય જાહેર કરવાની મને સત્તા આપી. આવા મહત્વના સવાલ પર હંમેશ મુજબ વલ્લભવિદ્યાનગરમાં ભાઇકાકા સાથે મસલત કરીને હું બીજે દિવસે મુંબઈ પહોંચ્યો. અમારા વિધાનસભાના જૂથના અગ્રણી રમણિકલાલ મણિયાર સાથે વાતચીત થઈ તે ઉપરથી સમજાયું કે મોટાભાગના ધારાસભ્યો-સરદારના પુત્ર ડાહ્યાભાઈને રાજસભામાં મોકલવાનું પસંદ કરે છે. આની સાથે એ પણ નક્કર હકીકત હતી કે ડાહ્યાભાઈએ ત્યાં સુધીમાં મહાગુજરાત માટે એક અક્ષર ઉચ્ચાર્યો નહોતો. છતાં સરદારના પુત્ર હવે પણ અમારા પ્રતિનિધિ તરીકે રાજસભામાં જઈને અમારી લડતની હિમાયત કરે તો જરુર લાભ થાય.

વળી તે વખતે જ સરદારનું તૈલચિત્ર પાર્લામેન્ટના મધ્યસ્થ ખંડમાં મુકવાનું નક્કી થયું હતું, તેથી આ ચૂંટણી સુયોગ્ય પણ ગણાય. આમ મારા મનથી નિર્ણય કરીને હું ડાહ્યાભાઈને મળ્યો.

મેં તેમની આગળ પરિષદની સારીયે ભૂમિકા તેમને સમજાવી અને તે ધોરણસર તેઓ રાજસભામાં ચૂંટાય તો તેમની પાસે રહેતી અમારી મહેચ્છાઓ પણ રજૂ કરી. મારી બધી વાત પૂરા ધ્યાનથી સાંભળીને તેમણે પરિષદની શાન વધે એવી રીતે રાજસભામાં બધી કામગીરી પૂરી અક્કલ હોંશિયારીથી કરવાને ખાતરી આપી. પછી આ વિષે અનેક વાતો કરીને અમે છૂટા પડયા. બીજે જ દિવસે અમારા ધારાસભ્યોની આગળ દાદુભાઈ તેમજ ડાહ્યાભાઈનાં નામ પસંદગી માટે રજૂ કર્યાં ત્યારે જંગી વધુમતિથી ડાહ્યાભાઈને જ સભાએ પસંદ કર્યા. પછી સમિતિના સંપૂર્ણ સહકારની ખાતરી મેળવીને મેં પરિષદના ઉમેદવાર તરીકે ડાહ્યાભાઈ પટેલની જાહેરાત કરી.

પછી બધા કાનુન મુજબ રાજસભાની બધી બેઠકો માટે ચૂંટણીની તારીખ જાહેર થઈ. તે વખતે પરિષદ અને સમિતિના સભ્યોના સહકારથી ડાહ્યાભાઈ ચૂંટાયેલા જાહેર થયા. યોગાનુયોગથી ૨૨ એપ્રિલને દિવસે પાર્લામેન્ટના મોટા ખંડમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ સરદારના તૈલચિત્રનું અનાવરણ કર્યું અને તે જ દિવસે સવારે ડાહ્યાભાઈએ રાજસભામાં બંધારણને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લઈને પહેલીવાર પોતાનું સ્થાન લીધું.

ડાહ્યાભાઈ પટેલ રાજયસભામાં ચૂંટાયા તે પછી તરત તા. ૫–૩–૫૮ના રોજ એક નિવેદન મેં કર્યું. તેમાં ગુજરાતના સીમાડા વિષે જનતાના દિલમાં જે દર્દ હતું, તેનો ઉલ્લેખ મેં નીચેના શબ્દોમાં કર્યો હતો:

આજે મહાગુજરાતના સીમાડાનો સવાલ જગબત્રીસીએ ચઢ્યો છે. સરદારશ્રીએ જોડેલો આબુનો રમ્ય-પ્રદેશ આજે જુદો પડી ગયો છે. માતા ગુર્જરીનો ઝળહળતો મુગુટ ગયો તેમ તેના હાથ કંકણરૂપ વાંસવાડા અને ડુંગરપુર પણ હરાઇ ગયાં. તેના સુંદર ઝાંઝર જેવો ડાંગ પ્રદેશ પણ અલગ થયો અને તેના પાદપંકજ સમાન ઉમરગામ અને નવાપુર પણ છેદાઈ ગયાં. હવે સર્વ અંગ ઉપાંગ સમેત મહાગુજરાતની રચના કરવાની ઘડી આવી પહોંચી છે, તેથી આવતી આઠમીને શનિવારનો શહીદદિન મહાગુજરાત સીમા દિન તરીકે ઉજવવા...... હું સર્વને આગ્રહ કરું છું.

મુંબઈની કામગીરી પુરી કરીને હું અમદાવાદ આવ્યો એટલે આગલે મહિને મધ્યસ્થ સમિતિ તરફથી જે લડાયક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો અને રાજ્યસભાના ઉમેદવાર તરીકે ડાહ્યાભાઈ પટેલની પસંદગી કરવામાં આવી હતી અને ડાંગને વિષે જે ચર્ચા મહારાષ્ટ્રમાં ચાલતી હતી તે બધાનો ખુલાસો કરવાને મેં માર્ચના આરંભમાં એક પત્રકાર પરિષદ ભરી હતી. ડાહ્યાભાઈની પસંદગી વિષે મેં જણાવ્યું હતું કે તેઓ મુંબઈ શહેરના મેયર હતા અને મ્યુનિસિપલ કોર્પોરેશનમાં કોંગ્રેસપક્ષના નેતા તરીકે તેમણે સારી કામગીરી બજાવી હતી. હવે તેઓ જનતા પરિષદના સભ્ય બન્યા છે અને તેઓ ગુજરાત રાજ્યની માગણી પૂરી તાકાતથી રાજ્યસભામાં કરશે એવી આશા રાખું છું.

પછીથી પરિષદની મધ્યસ્થ કમિટીએ દ્વિભાષી રાજ્યમાં અવિશ્વાસ જાહેર કરીને લડત આદરવાનો જે ઠરાવ કર્યો છે, તેનો ખુલાસો કરતાં મેં જણાવ્યું કે ગુજરાતની નાની મોટી સિંચાઈની ઘણી મોટી યોજનાઓ રઝળી ગઈ છે. સરકારી નોકરીઓમાં અને રેલવેમાં પણ બિનગુજરાતીઓની ભરતી થતી જાય છે. અધિકારીઓમાં પણ કડવી લાગણી પેદા થવા લાગી છે. ગુજરાતમાં રસ્તાઓનું

ઠેકાણું નથી, અને એકે હાઈડ્રોલીક વીજળીની યોજના નથી. પૈસાના અભાવે ઉકાઈની યોજના પણ કથળી ગઈ છે. આવો અસંતોષ દૂર કરવાને માટે જ દ્વિભાષી રાજ્યનો નિકાલ કરવાને અને આપણા વહિવટીતંત્રનું વધતું જતું મરાઠીકરણ રોકવાને માટે ચાલુ વરસના અંત પહેલાં કોઈ લડત આપવી જ પડશે એમ મને લાગે છે. અમે દ્વિભાષી રાજ્યને વફાદાર નથી. એવું જાહેર કરીને અમે 'યા હોમ કરીને પડો ફત્તેહ છે આગે' એવો નાદ ગજાવ્યો છે.

ડાંગ વિષે મેં જણાવ્યું કે મહારાષ્ટ્રની સમિતિની કબૂલાત મુજબ જો ડાંગનો સવાલ ફરીથી ઉકેલવાનો હોય તો એ ધ્યાનમાં રાખવું જોઈએ કે ડાંગ પર ગુજરાતનો દાવો કરનાર નવાપુરના સ્વતંત્ર ઉમેદવાર ચૌધરી સમિતિના ઉમેદવારને હાર આપીને ચૂંટાયા છે. ફરીવાર ડાંગના જંગલ, શાળાઓ, મહેસૂલખાતું વગેરેના મરાઠીકરણ વિષે અગાઉના નિવેદનમાં મેં જે કહ્યું હતું તેની સર્વેને યાદ આપી હતી. મહારાષ્ટ્રના શ્રી હીરે મહેસૂલપ્રધાન હતા ત્યારે એ મરાઠીઓને જ મહેસૂલખાતામાં તલાટીઓની નોકરીમાં દાખલ કરતા. જંગલખાતાનો કારભાર જે સૂરતથી ચાલતો તે ધૂળીયાથી ચલાવવા માંડયો અને જંગલના કુપ મરાઠી સોસાયટીઓને સોંપવા માંડયા. આવી ઘોર પરિસ્થિતિમાં ડાંગમાં જિલ્લા લોકલ બોર્ડની ચૂંટણી આવી રહી છે, તેમાં ઉગ્ર જંગ જામશે એમ ધારું છું.

માર્ચના આરંભમાં બીલોડાની ચૂંટણી થઈ ગઈ ત્યારે વડોદરાની મ્યુનિસિપાલિટીનો જંગ ચાલુ હતો. તેમાં ઝુકાવીને મેં જુદાજુદા લત્તામાં ઘણી સભાઓને સંબોધી. વડોદરાના અને ગુજરાતના અનેક કાર્યકરોએ વડોદરામાં ધૂમ મચાવ્યો તેને પરિણામે ૨૧મી માર્ચના રોજ વડોદરાની મ્યુનિસિપાલિટીમાં પરિષદના સભ્યોએ

સંગીન વધુમતિ મેળવી. વડોદરાના અમારા સ્થાનિક અગ્રેસર દા. હર્ષદરાય ઠાકોર મ્યુનિસિપાલિટીના પ્રમુખ ચૂંટાયા ત્યારે નગરજનોએ તેમનું સન્માન કર્યું.

આ મહિનામાં મારા હસ્તક ચાલતા વાત્રક ખેડૂત વિદ્યાલયના વ્યવસ્થાપકના ખંડ પર એક માળ પહેલી જ વાર બંધાતો હતો તે માટે રૂ. ૫૦૦ની સારી રકમ અમને ઠક્કરબાપા સ્મારક ટ્રસ્ટમાંથી તેના પ્રમુખ દાદા સાહેબ માવલંકરે અપાવી હતી.[૧] તેઓ અમારા આશ્રમની સંચાલક સંસ્થાના પણ પ્રમુખ હતા, છતાં ટ્રસ્ટના નિયમ મુજબ જ ભીલ સેવા મંડળના એક સંચાલક લક્ષ્મીદાસ શ્રીકાન્તની સલાહ લઈને મંજૂર કરી હતી. આ પાકી મંજૂરીની ખબર પડતાં પહેલાં જ ઉપરના માળ માટે ઘણો માલ છેક અમદાવાદથી લાવીને આશ્રમમાં ભેગો કર્યો હતો. છતાં કારીગરોના અભાવને લીધે વખતો વખત કામ ધીમું ચાલતું. પણ હવે ખરો ઉનાળો શરુ થતાં ઉપરના માળનું કામ સપાટાબંધ ચાલતું જોઈને મને ઘણો આનંદ થયો. પહેલાંની માફક હું આશ્રમમાં કાયમ તો રહેતો નહોતો પણ આ કામમાં મારો જીવ પરોવાયેલો હોવાથી માળનું ચણતર વખતો વખત નિરખવાને હું નડિયાદ—વડોદરા વગેરે સ્થળે જતા આવતાં આશ્રમની મુલાકાત લેતો.

૧. આ ટ્રસ્ટના વહિવટમાં એવો નિયમ હતો કે કોઈ વિસ્તારમાંથી ૫૦૦૦થી વધારે ફાળો ભેગો કરી આપનાર સમિતિ કોઈ પૂ. બાપાની ભાવના મુજબ ચાલતી સંસ્થાને રૂ. ૫૦૦નું દાન આપવાની ભલામણ કરે તો તે મંજૂર થાય. તે મુજબ મારા જૂના મિત્ર મુંબઈવાસી જેઠાભાઈ પટેલે સારી રકમ પૂ. બાપાના ફંડમાં ભેગી કરી આપેલી તેમની ભલામણથી મારા આશ્રમને આ સારી રકમ મળી.

વડોદરામાં પરિષદના વિજયની ખબર મળી તેવામાં મને બીજા ખુશખબર મળ્યા કે મારી આત્મકથાના પહેલા ત્રણ ભાગની કદર કરીને છેલ્લા વરસની ઉત્તમ જીવનકથાનું અડધા ભાગનું ઈનામ આપવાનું જાહેર કર્યું છે. પછીથી મુંબઈ સરકારના કેળવણી ખાતાના સંચાલકનો જ કાગળ મળ્યો, તેમાં સાહિત્યની ઉત્તમ કૃત્તિઓના લેખકોને ઈનામ આપવાની યોજના મુજબ મારી આત્મકથાના પહેલા ત્રણ ભાગ માટે મને રૂ. ૧૦૦૦નું બીજાની ભાગીદારીમાં ઈનામ એનાયત કરવામાં આવ્યું છે. સરકારે મારા પુસ્તકની આવી ઊંચી કદર કરી તે જાણીને હું ખુશી તો થયો પણ જે દ્વિભાષી રાજ્યની સામે અમે આખરી લડત પોકારી હતી તેના તરફથી કોઈ ઈનામ કેમ સ્વીકારાય ? એ સવાલ મને મુંઝવતો ગયો. છેવટે વિનય વિવેકના બધા પ્રાકૃત ખ્યાલને બાજુએ મૂકીને મેં રોકડો જવાબ પરખાવી દીધો. તેના આરંભમાં મારા પુસ્તકની કદર કરવામાટે મુંબઈ સરકારનો મેં આભાર માન્યો. પછી મેં ઉમેર્યું કે મારી જનતા પરિષદે તો તમારી સરકારની સામે એક કડક તહોમતનામું ઝીંક્યું છે, વળી અમારા મત મુજબ તમારી દ્વિભાષી સરકાર, તેમાં લઘુમતિ ધરાવનાર ગુજરાતની શિક્ષણ, સંસ્કૃતિ, સાહિત્ય વગેરેનો વિકાસ સાધવાની કોઈ લાયકાત ધરાવતી નથી તેથી હું તમારી સરકારે મંજૂર કરેલી રકમ સ્વીકારી શકતો નથી. પણ જો ખરેખર મારાં પુસ્તકોની કદર કરવા માગતી હોય તો તે જોઈતી સંખ્યામાં ખરીદીને તેના પ્રચારમાં સહાય કરી શકે.

આવી રીતે આ પ્રકરણ પર પડદો પડયો. તે પછી થોડે વરસે મુંબઈ રાજ્યના નાણાંમંત્રી ડા. જીવરાજભાઈ મને એકવાર દિલ્હીની લોકસભાના મકાનમાં મળ્યા. તેમણે જરા મીઠા સ્વરે સરકારી ઈનામ લેવાના ઇન્કારનું કારણ મને પૂછ્યું ત્યારે મેં જરા આવેશથી જવાબ આપ્યો કે તમારી મુંબઈગરી સરકારની ગુજરાતી સાહિત્યની

કૃતિઓનું મૂલ્યાંકન કરવાની કોઈ લાયકાત નથી. પણ વરસો પછી મારા સાક્ષર મિત્ર રસિકભાઈ પરીખ મળ્યા ત્યારે મને ખબર આપી કે તેમણે સરકારી કમિટીમાં ઉગ્ર મતભેદનો સામનો કરીને તમારું ઇનામ મંજૂર કરાવ્યું ત્યારે તમેજ ઇન્કાર કરીને અમારી સ્થિતિ જરા કફોડી બનાવી.

એપ્રિલના આરંભમાં ડાંગમાં જિલ્લા બોર્ડની ચૂંટણી થવાની હતી તે વિષે ગુજરાતી અને મરાઠી પક્ષ વચ્ચે એકમતી ન થઈ. તેથી મહારાષ્ટ્ર અને ગુજરાત તરફથી જુદે જુદે નામે ઉમેદવારોને ઊભા રાખવામાં આવ્યા. આમ ડાંગનો મામલો ઘૂમતો હતો તેમાં હીરેના જ નિવેદનથી ભડકો થયો. ગાંવકારી પત્રનાં હેવાલ મુજબ નાસિકમાં મળેલી એક કોંગ્રેસીઓની સભામાં હીરેએ સ્પષ્ટ કહ્યું : 'ડાંગમાં થનારી લોકલબોર્ડની ચૂંટણીના પરિણામ પરથી આ પ્રદેશ મહારાષ્ટ્રમાં રહેશે કે નહિ તેનો ફેંસલો થવાનો છે, તેથી મહારાષ્ટ્રના બધાય પક્ષોએ પોતપોતાની અલગતા બાજુએ મૂકીને આ પ્રદેશમાં ચૂંટણીના પ્રચાર માટે જવું જ જોઈએ... ડાંગ મહારાષ્ટ્રનું છે કે ગુજરાતનું એ પ્રશ્નના નિર્ણય પર આ ચૂંટણીથી છેવટની મહોર વાગવાની છે.' બીજા કોંગ્રેસી આગેવાનોએ પણ હીરેના સૂરમાં તાલ પુરાવ્યો. આ ભાષણના હેવાલ સારા ગુજરાતમાં પ્રગટ થયા તેની વીજળીક અસર થઈ. એક બાજુએ નવાપુર અને નાસિક તરફથી મરાઠીઓનાં ધાડાં ડાંગમાં ઊતરી પડયાં તો બીજી બાજુએ સુરતના જૈફ વયના પારસી વકીલ કાત્રકે પણ બીજી એપ્રિલથી સાતમી સુધી તે વિસ્તારમાં સતત પ્રચાર કર્યો. વળી તેજ ગાળામાં કોઈ વિરોધી ગુંડાઓએ સરકારી નોકરો સાથે સાથે રોજ વધતા જતા ગુજરાતના ગુજરાતી પ્રચારના સાધનો તોડી ફોડી નાખ્યાં તેથી સર્વ દિલસોજ ગુજરાતીઓ વધારે જાગૃત બનીને વધારે સંખ્યામાં ને વધારે ઝનુનીથી કામે

વળગી પડયા. તેમાં ડાંગમાં પહોંચેલા ભાઈઓ તરફથી વધારે કાર્યકરોને તાકીદે મોકલવાના સંદેશા મળતાં સૂરતના દા. મોહનનાથ દીક્ષિત આગેવાનોને મળતા ત્યારે તેઓ જે વધારે બને તે કરવાને કમ્મર બાંધતા. ખરેખર આ જંગમાં સૂરતના દા. મોહનનાથ દીક્ષિત અને જુવાન વકીલ જશવંત ચૌહાણે ખરી કમર કસી પણ મારે ઉમેરવું જોઈએ કે આ લડતમાં મોટામાં મોટો ફાળો તો ખરાવાદી પારસી ભાઈઓએ જ આપ્યો અને તે સર્વને પૂરી સલાહ અને પ્રેરણા ડાંગના સ્વરાજ્ય આશ્રમના સંચાલક છોટુભાઈ નાયક તરફથી મળતી રહી. બન્ને બાજુએ કાર્યકરો ખુબ ઝનુનથી પ્રચાર કરતા પણ પોલીસે ખબરદારી રાખી તેથી ચૂંટણી શાંતિથી પતી ગઈ. જ્યારે લોકલબોર્ડની ૩૦ બેઠકમાંથી ૨૬ ગુજરાતી ઉમેદવારોને મળી તેથી ગુજરાતનો જ જયજયકાર થયો.

ડાંગનો આ વિજય સારા ગુજરાતના પરિષદના વર્તુળોમાં તેમજ અપક્ષ સામાન્ય જનતામાંએ અને વેપારીઓમાં પણ પંકાયો. તે વખતે ઘણા મહિનાથી વડોદરાની જ્યોતિ કંપનીના સંચાલક નાનુભાઈ અમીનને પરિષદની ભારે જવાબદારી ઉઠાવવાને મદદ કરવા હું લખતો અને વખતો વખત તેમને મળતો. ડાંગના આવા અદ્ભુત અને અણધાર્યા વિજયથી મારી વિનંતિને પૃષ્ટિ મળી અને પછીથી થોડા વખતમાં જ તેમણે પોતાનાં વર્તુળોમાંથી પરિષદને સારી રકમ મોકલી આપી. સ્વાભાવિક રીતે હવે અમારી લડત આગળ ધપાવવામાં જોખમ રહેતું હતું એ બધા જાણુતા. તે વખતે તેમની સંગીન સહાયથી અમને જરુરી ફૂંક અને સવલત મળ્યાં.

આગલા સપ્ટેમ્બર માસમાં ગોળીબારથી થતી જાનહાનિ વિષે મારા સવાલના જવાબમાં ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતે લોકસભામાં હૈયાધારણ આપેલી કે તોફાની ટોળાને વિખેરવાને બનતા સુધી

ગોળીબાર નહિ થાય અને ન જ ચાલ્યે થશે તો ગોળી જાનહાની ન થાય તેમ ઢીંચણુ નીચે જ મારવામાં આવશે. વળી છેલ્લા દશેક માસથી ગુજરાતમાં કંઈ ગોળીબાર નહોતા થયા. આ બધા ઉપરથી સરકારી નવી નીતિ વિષે જે આશા રાખવામાં આવી હતી. તેના છેલ્લા એકાદ મહિનામાં જ અનેકવાર ભૂક્કા ઉડી ગયા. માર્ચ માસમાં મહેસાણા જિલ્લાના ઘૂઘૂ ગામે રા. ૨ની ચોરીના આરોપીની ધરપકડ કરતાં બીજા બે ખેડૂતોને ગોળીબારથી ઠાર કરવામાં આવેલા, અને કચ્છમાં પણ આવા કિસ્સામાં ગોળીબારથી કોઈ માણસ ઘાયલ થયા હતા

આવા તાજા ગોળીબારથી જરા ગરમ થઈને મેં લોકસભામાં તેની નવી નીતિ વિષે ફરીથી સવાલ પૂછ્યા. તેના જવાબ એપ્રિલમાં લોકસભામાં અપાયા. ગઇ સાલના પંતજીના જવાબના સંદર્ભમાં મેં પૂછ્યું: જૂના વખતમાં ઉપરના અંગ પર જ ગોળી ચલાવવાના નિયમો હતા. તે સુધારીને હવે ઢીંચણુની નીચે ગોળી ચલાવવાના હુકમો આપવામાં આવ્યા છે ખરા ? તેના જવાબમાં પંતજીએ કહ્યું કે રાજ્ય સરકારોને એવી સૂચના આપવામાં આવી છે કે પોલીસે જરુર પડે ત્યારે બનતા સુધી ઢીંચણુની નીચે જ ગોળીબાર કરવો. બીજા સવાલના જવાબમાં તેમણે કહ્યું કે કાયદા અને વ્યવસ્થાનું ખાતું રાજ્ય સરકારને હસ્તક હોવાથી આવા નિયમો પ્રગટ કરવાની સત્તા તે સરકારને હસ્તક છે. કઈ ગોળી હવે વાપરવામાં આવે છે એમ મેં પૂછ્યું ત્યારે પંતજીએ ચોખ્ખું કહ્યું કે પહેલાંની માફક ૩૦૩ નંબરની ડમડમ ગોળીઓ હવે વપરાતી નથી પણ ૪૧૦ નંબરની મસ્કેટ જ બધાં રાજ્યમાં વપરાય છે. પછી મેં ખાસ પૂછ્યું કે હમણાં જ ગુજરાતમાં બે ઠેકાણે ઢીંચણુની ઉપર ગોળી ચલાવવામાં આવી છે એ વાત ખરી છે ? તેની તપાસ કરવાનું કહીને તેમણે સવાલ ઉડાવી દીધો. પણ ગમે ત્યાં ગોળી મારીને

ગુજરાતમાં ગામડાંના માણસો ઠાર થયા હતા તે વાતનો તો ઇન્કાર થઈ શક્યો નહિ.

વળી બે એક મહિના પછી ૨૭મી મેના રોજ ફરીવાર એના એ જ મહેસાણા જિલ્લાના ગોલીવાડા ગામે એક આરોપીને પકડવા જતાં બાજુના બનાસકાંઠા જિલ્લાના પોલીસે તેની પત્ની અને ૮-૧૦ વર્ષનાં બે બાળકો ઉપર ગોળી ચલાવીને તેમને ઘાયલ કર્યાં. બનાસકાંઠા જિલ્લાના રાનવાડા ગામે ચોરી થઈ તેના આરોપીને પકડવાને તે જીલ્લાની પોલીસ, પાટણ (જી. મહેસાણા) તાલુકાનાં ગોલીવાડા ગામમાં દાખલ થઈ. આરોપી ઘેર ન હોવાથી તેમની પત્ની તેનાં આઠ અને નવ વરસના બાળકો માટે રસોઈ કરતી હતી ત્યારે તેમના ઉપર પારકા જિલ્લાની પોલીસે ગોળીબાર કર્યો. નવાઇની વાત તો એ થઈ કે જે બંદૂકથી ગોળીબાર કરવામાં આવ્યો તેનો ઈજારો ખાનગી માણસને અપાયેલો પુરવાર થયો. એક બાળકને બન્ને આંખમાં ઈજા થઈ, બાઇને માથા અને છાતી ઉપર ઘા થયા, અને બીજા નાના છોકરાને પણ વાગ્યું. આ કિસ્સામાં મુંબઈ રાજ્યમાં પહેલી જ વાર સ્ત્રી બાળકો ઉપર ગોળીબાર થયો છે અને સરકારી સૂચનાનો ભંગ કરીને શરીરના ઉપલા ભાગમાં માથાં અને છાતીમાં ગોળી વાગી છે.

મુંબઈ સરકારને આ વિષે મેં તાર કર્યા કેન્દ્રના ગૃહપ્રધાન ગોવિંદવલ્લભ પંતને વખતોવખત કાગળ લખીને, તેમણે જ જાહેર કરેલ ગોળીબારની નવી સૂચનાના ભંગ તરફ ધ્યાન ખેંચ્યું. તેના જવાબમાં છેવટે પંતજીએ એટલું જ લખ્યું કે મુંબઈ સરકાર તરફથી મેજિસ્ટ્રેટને મારા બધા મુદ્દા ધ્યાનમાં રાખીને આ ગોળીબારની તપાસનું કામ સોંપવામાં આવ્યું છે. વળી તે વિષે તપાસ કરવાની ખાતરી આપી પણ તેનું કશું પરિણામ જણાવવામાં આવ્યું નહિ.

ગોળીબારનું પ્રકરણ એપ્રિલમાં શરુ થયું અને મે માસની આખરે ફરીથી ગોળીબાર થયો તે સંબંધી પત્રવ્યવહાર થયો ત્યાં સુધી ચાલ્યું. દરમ્યાનમાં લોકસભાની બેઠકમાં ગૃહખાતાના અંદાજની ચર્ચા ચાલુ થતાં જ મહાગુજરાતનો સવાલ ઉઠાવવાને હું તૈયાર થયો. શરુઆતમાં મેં કહ્યું કે લોકસભાની દરેક બેઠકમાં પહેલા કલાકમાં સભાસદોના સવાલોના જવાબ અપાય છે. તે દરમ્યાન પ્રધાનો સભાસદો સાથે સંતાકુકડી રમે છે, બને તેટલી હકીકત છુપાવે અને તેમને બહુ ટોકીએ ત્યારે ઓછામાં ઓછી માહિતી અપાય છે. વળી નહેરના પાણીના ઉપયોગમાં ખેડૂતોને જે તકલીફ પડે છે, તેના સવાલ પૂછીએ ત્યારે ખેતીવાડીખાતું અને નહેરખાતું એકબીજાની ઉપર બધી જવાબદારી ઢોળી નાખે છે, એવી રીતે ઘણાંયે ખાતાંની વચ્ચે પ્રજાના પ્રતિનિધિઓ બિચારા કુટાય છે. ખરું જોતાં અનેક ખાતાની સાથે સંબંધ ધરાવતા સવાલોના નિર્ણય વિષે સ્પષ્ટ નિયમો કરીને લોકોની મુસિબતો ઉકેલવાનું કામ સભાસદો માટે સરળ બનાવવું જોઈએ.

પછી ગોળીબારને વિષે આગલી સાલથી જે જુદા જુદા જવાબ ગૃહપ્રધાને લોકસભામાં આપ્યા હતા તેનો નીચોડ કાઢીને મેં કહ્યું કે, આઝાદી મળ્યા પછી આટલા વરસ પછી મુંબઈના પંતપ્રધાન એવો ઉન્મત પ્રલાપ કરે છે કે માણસનો જાન ભલે જાય પણ બંદૂકની ગોળી નકામી ન જવી જોઈએ. ખરેખર પહેલાના નિયમ મુજબ તો ગોળીબારથી માણસનું ખૂન કરવાની જ મુરાદ રખાતી તેમાં સુધારો કરીને ઢીંચણની નીચે ગોળી મારવાનો નવો નિયમ પંતજીએ જાહેર કર્યો છે. પણ કમનસીબીની બિના છે કે હજી સુધી પોલીસને માટે નિયમાવલી દરેક રાજ્યમાં મોજુદ છે, તેમાં કંઈ સુધારો થયો નથી અને એ નિયમોનું પુસ્તક સરકારી

અધિકારીઓને માટે જ રચાયેલું હોવાથી જનતાને મળતું નથી. આવી રીતે જનતાની નજરે તેના જાનની સલામતિ બેફામ ગોળીબારથી જોખમમાં રહે છે, તેથી તેમની સલામતીને માટે કેન્દ્ર સરકારે તાકીદે ચોક્કસ પગલાં ભરવા જ જોઇએ

છેવટે દ્વિભાષી રાજ્યના ભાગલા પાડીને ગુજરાત અને મહારાષ્ટ્રમાં બે રાજ્ય સ્થાપવાનો મેં આગ્રહ કર્યો. આજકાલ ભાષાવાદનું તૂત ઊભું કરીને બદનામ કરવામાં આવે છે પણ કલા અને સાહિત્ય–સંસ્કૃતિ અને ધર્મનું જ્ઞાન આપણી માતૃભાષામાં જ આપણુને મળે છે. જે બધાયે લોકો એક જ ભાષા બોલે છે તેમની વચ્ચે નાત–જાતના ગમે તે ભેદભાવ હોવા છતાં તેમની માતૃભાષાથી ભાવાત્મક ઐક્ય સધાય છે. હવે રાજ્ય રચના વિષે તાજા હેવાલ મુજબ પંજાબ અને મુંબઈ સિવાય બધાય ઠેકાણે ભાષાકીય રાજ્ય સ્થપાયાં છે તો પછી ગાંધીજી અને સરદારના ગુજરાતને અને ટિળક અને ગોખલેના મહારાષ્ટ્રને શા માટે બાકાત રાખ્યાં છે ?

ફરી ફરીને કહેવામાં આવે છે કે આ દ્વિભાષી રાજ્ય તો એક અખતરો છે. પણ ચૂંટણીઓ તરફ નજર કરશો તો માલૂમ પડશે કે મહારાષ્ટ્રમાં તો મહારાષ્ટ્ર સમિતિ જ બધી ચૂંટણીઓ જીતી જાય છે. ત્યારે ગુજરાતમાં હાર્યા પછી ગુજરાતનાં મોટામાં મોટા શહેરની મ્યુનિસિપાલિટીઓ પર પરિષદની સત્તા જામી છે, સૌરાષ્ટ્ર અને કચ્છમાં એવો જ પવન વાય છે. મુંબઈનું ભૂત આગળ ધરવામાં આવે છે. પણ ત્યાં યે જે ચૂંટણીઓ થઈ છે તેમાં મહારાષ્ટ્ર સમિતિનો જ ઝળહળતો વિજય થયો છે. હવે અમારી ગુજરાતની પરિષદ અને મહારાષ્ટ્રની સમિતિ પૂરેપૂરી ભાઈચારાથી દ્વિભાષી રાજ્યના બે ભાષાકીય એકમોમાં ભાગલા માગે છે તેને સરકારે સત્વર સંમતિ આપવી જોઈશે, અને મારી ખાતરી છે

કે એકવાર સરકાર અમારા નિર્ણયને સ્વીકારી લેશે તો તે પછી અમે સાથે બેસીને સરહદના અને વહિવટી બીજા સવાલો શાંતિથી પરસ્પર સંમતિથી પતાવી શકીશું.[1]

મારા ભાષણના ઉપસંહારમાં મેં કહ્યું કે હવે દ્વિભાષીના રાજ્ય તરફ અમારી વફાદારીનો અંત આવતો જાય છે. રાજકીય કટોકટી બેહદ વધી રહી છે. જો વખતસર જોઈતાં પગલાં નહીં લે તો અમારે દ્વિભાષી રાજ્યને મિટાવવાને કે પછી અમારે જાતે મટી જવાને તૈયાર થવું જોઈશે. તે માટે ગોળી, જેલ અને બીજી યાતનાઓ સામે આવે તેને વધાવી લેવાને અમે તૈયાર રહીશું.

દિલ્હીની લોકસભામાં મહાગુજરાત વિષે સરકારને ચીમકી આપીને હું અમદાવાદ આવ્યો; ત્યારે તરત અખબારી પરિષદ બોલાવીને જનતા સમક્ષ મારું દિલ ઠાલવ્યું. તે વખતે ચૂંટણી પંચે જનતા પરિષદને રાજ્યકક્ષાના એક રાજકીય પક્ષ તરીકે મંજૂર કરી હતી કારણ કે તેને ૫૭ની ચૂંટણીમાં કુલ મતના ૯.૧૭ ટકા મત મળ્યા હતા, ત્યારે મહારાષ્ટ્રના કામદાર કિસાનપક્ષને ૬.૬૬ ટકા ને હરિજન જાતિના પક્ષને ૬.૧૨ ટકા મળ્યા હતા. વળી ભીલોડાના ઘણા વિશાળ મતવિસ્તારમાંથી વિધાનસભાની પેટા ચૂંટણીમાં પરિષદના ઉમેદવાર જમુભાઈ ભટ્ટ હાર્યા હતા તો બીજી પાસ વડોદરા અને બીજા એક શહેરનાં મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં પરિષદે વિજય મેળવ્યો હતો. તેવી જ રીતે ડાંગની લોકલ બોર્ડની ચૂંટણીમાં કોંગ્રેસની લાગવગવાળા ઘણાં ભાઈઓ ઊભા હતા અને સર્વે

૧. મહારાષ્ટ્ર સમિતિને ગુજરાતી મૂડીવાદીઓની બ્હીક રહે છે ત્યારે ગુજરાતને ૬૬ ટકાની મહારાષ્ટ્રની નિર્ણાયક વધુમતિનો ભય રહે છે.

પક્ષના ગુજરાતીઓએ પક્ષાપક્ષીથી પર રહીને સ્વરાજ્ય આશ્રમના પીઢ કાર્યકર છોટુભાઈ નાયકની આગેવાની નીચે ખૂબ મહેનત કરીને ઝળકતો વિજય મેળવ્યો તે માટે સર્વ કાર્યકરોને અને ડાંગના ગુજરાતી ઉમેદવારોને મેં ધન્યવાદ આપ્યા. વળી મેં એવી આશા પણ દર્શાવી કે હવે મહારાષ્ટ્રના સમિતિના ભાઈઓ પણ આ ચૂંટણીના પરિણામો પારખીને ડાંગને ગુજરાતમાં સમાવવાને સંમત થશે.

વળી ગોળીબારને વિષે ગોળીબારની નીતિની લોકસભામાં કરેલી મારી ટીકાનો સાર આપીને પછી દ્વિભાષી રાજ્યના ભાગલા સત્વર પાડવાને મેં સરકારને નવો પડકાર ફેંકીને કહ્યું કે પાર્લામેન્ટ અને મુંબઈ વિધાનસભાના સર્વ ગુજરાતી સભ્યો પરથી જો શિસ્તનું બંધન સરકાર ઉઠાવી લે તો અમે એનો હૃદયપલટો કરીને જરુર તેમની પણ સંમતિ મેળવી શકીશું. મેં ઉમેર્યું કે અમે કોંગ્રેસને સંસ્થા તરીકે નાબૂદ કરવાને નહિ પણ ગુજરાતનું રાજ્ય મેળવવાને માટે જ આ લડત ઉપાડી છે. તેથી અમે સર્વે સાચા શાણા ગુજરાતી ધારાસભ્યો, અમલદારો અને નાગરિકોનો સહકાર મેળવવાની આશા રાખીએ છીએ. મેં મુંબઈ સરકારની ગેરરીતિઓ અને લાંચરુશવતની બદી ઉપર સખત પ્રહારો કર્યા અને કેન્દ્ર સરકારનું આકાશવાણી ખાતું જે રાજકીય પક્ષભેદની નીતિ અપનાવે છે, તેની પણ ટીકા કરી.[1]

---

૧. પક્ષપાતનો એવો અનુભવ થયેલો કે પરિષદ તરફથી લોકસભામાં ચૂંટાયો તે પહેલાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માની (૪–૧૦–૫૭) જન્મશતાબ્દીને અંગે એક પ્રવચન રેડિયો પર કરવાનું આમંત્રણ મને મળેલું. પણ પછી વિરોધપક્ષનો ઝંડાધારી બન્યો, ત્યારે મારો કાર્યક્રમ રદ કરવામાં આવ્યો.

છેવટે મેં જણાવ્યું કે દિલ્હીની લોકસભામાં મેં જે લોક લડતની ચેતવણી આપી છે, તે અહિંસક જ રહેશે. અમે શહીદોને પંથે વળીને મોંઘા બલિદાન આપીને જ અમારી માગણી હાંસલ કરવા માગીએ છીએ.[1]

આમ એપ્રિલ માસ પુરો થયો. તે દરમ્યાન ગુજરાતના તાકીદના સવાલ ઉપરાંત દેશ અને દુનિયાનાં અનેક પ્રકરણમાં હું ભાગ લેતો. મેં માસના આરંભમાં જગવિખ્યાત હબસી ગાયક પોલ રોબસને દિલ્હીનું બહુ ઠાવકું સપ્રુ હાઉસ તેના બુલંદ અવાજથી ગજાવ્યું. ત્યારે હું તેમને સાંભળવા ગયો. લંડનમાં તેમની જગવ્યાપી

---

આ નિવેદનના થોડા દિવસ પહેલાં હળવદના "સહકાર" પત્રના તંત્રી હરિપ્રસાદ શુકલ મને મળ્યા અને કંઈક કારણસર પંડિત નેહરુના મકાન આગળ ઉપવાસ પર ઊતરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. તેમાં મુંબઈ સરકાર પાસેથી કંઈક ન્યાય મેળવવાનો મુદ્દો હતો. તે વખતના મારા ઘર પાસે તે સવારથી ઉપવાસ પર ઊતર્યા. રાતે તેમના માટે બિછાનાની ગોઠવણ કરું તે પહેલાં તેઓ એક ઝાડની નીચે ઘસઘસાટ ઊંઘી ગયા હતા. બીજે દિવસે સવારે હું પંડિતજીના બંગલામાં ગયો અને તેમના મંત્રીને કહ્યું કે જો પંડિતજી મુંબઈ સરકારને ભાઈ હરીપ્રસાદની બાબતમાં યોગ્ય ભલામણ કરે તો તેઓ ઉપવાસ છોડી દેશે. થોડી વારમાં જ પંડિતજીએ બહાર આવીને હરિપ્રસાદને ઘટીત ખાતરી આપી અને તેમને લીંબુનો રસ પાઈને પારણાં કરાવ્યાં. તરત તેઓ હસતા હસતા મારી પાસે આવ્યા અને તેમને ચા અને નાસ્તો આપી મેં તેમનું સ્વાગત કર્યું.

પ્રવૃત્તિનો સાર મેળવ્યો. વળી તે જ અરસામાં સન ૧૯૫૨થી[1] પરિચિત થયેલા ચીની એલચી ખાતાના કોઈ અધિકારીને મળતો અને તેમની નીતિથી માહિતગાર રહેતો. એ જ માસમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુના તેમજ લોકસભાના પ્રમુખના ભોજન સમારંભમાં મહેમાન બન્યો. મને યાદ હતું કે અગાઉ દાદા સાહેબ માવલંકર બધા પક્ષના અગ્રણીઓનો સંપર્ક સાધવાને તેમને ભોજન માટે બોલાવતા. કમનસીબે આ પ્રણાલિકા પછીના રાષ્ટ્રપતિ કે અધ્યક્ષે જાળવી નથી. સાચા લોકશાસનની દૃષ્ટિથી આ અજુગતું લાગે છે.

આજ મહિનામાં મેં 'બ્લીટ્ઝ' અંગ્રેજી સાપ્તાહિકમાં વાંચ્યું કે સોવિયેત રૂસની સરકાર તરફથી રાજસ્થાનમાં સુરતગઢ ગામે ૩૦,૦૦૦ એકર જમીનમાં એક આદર્શ ખેતી કરવા માટે લાખો રૂપિયાની જે અણમોલ યંત્રસામગ્રી ભેટ કરવામાં આવી છે, તે કંઈ છાપરાના રક્ષણ વિના ખુલ્લા આકાશ નીચે કાટ ખાતી પડી રહી છે. તે વિષે તપાસ કરતાં માલૂમ પડયું કે સન ૧૯૫૫માં રૂસના વડાપ્રધાન કૃશ્ચોવ દેશમાં આવેલા ત્યારે તેમણે કેટલાક સરકારી ખેતર જોઈને સુરતગઢ ખાતે આદર્શ ખેતી કરવાને જરૂરી યંત્રસામગ્રી ભેટ કરવાની વાત કરી તે આપણી સરકારે મંજૂર કરી. તરત સન ૧૯૫૬ના આરંભથી મોટાં વહાણો ભરીને અણધારી યંત્ર-સામગ્રી આવતી ગઈ તેને માટે સરકાર જોઈતી વ્યવસ્થા કરી શકી નહિ. વળી છેવટે સન ૧૯૫૬ના આરંભ સુધીમાં માત્ર ૩૦૦૦

---

૧. સન ૧૯૫૨માં હું આંતરરાષ્ટ્રિય આર્થિક પરિષદમાં હાજરી આપવા ભારતના પ્રતિનિધિમંડળ સાથે મોસ્કો ગયેલો. ત્યાંથી ચીનની રાજધાની પેકીંગમાં મે દિનના કામદારોના ઉત્સવમાં હાજરી આપી દોઢ માસ ચીનના અનેક શહેર ગામડામાં ફરેલો. ત્યારથી ચીનના દિલ્હીના એલચીખાતાં તરફથી સાહિત્ય મળતું. મને લોકસભામાં ચૂંટાયો ત્યારથી તેનો અંગત પરિચય થયો.

એકર જેટલી જ જમીન સરકાર સંપાદન કરીને તેમાં વાવેતર કરી શકેલી. પણ પછીથી માત્ર ૨૫૦૦ એકરમાં જ ખેતી થઈ ત્યારે એક પાસ ખેતીનું ચાલુ ખરચ ૯ લાખથી વધીને આવતી સાલમાં ૧૪ લાખ ખરચવાના છે, ત્યારે બીજી પાસ સુધારણા, મકાનના બાંધકામ, બંધપાળાના અને પાણીના કૂવા વિગેરેનું કાયમનું ખર્ચ ૭ લાખથી ૧૩ લાખ સુધી જ હાલ વધારવું ધાર્યું છે.

આ બધી હકીકતનો સાર કાઢીને મેં કહ્યું કે દેશને માટે બીજી પંચવર્ષીય યોજના ઘડાઈ રહી છે, ત્યારે આવા મોટા ખેતીકામ માટે કોઈ જાતની લાંબા-ટૂંકા ગાળાની કંઈ યોજના ઘડાઈ નથી. અહીંયાં દૂધાળા ઢોર ખરીદી રાખવાને, મોટા ખેતી ઈજનેરો વગેરેને રોકવાને કે ખેતી કામના સેંકડો કામદારોને કોઈ મકાનો બાંધવાની કોઈ યોજના નથી. અહીંયા પાણીની અછતનો મોટો હાઉ રજૂ કરવામાં આવે છે. પણ દિલ્હી સરકાર બિકાનેરની ભાખરા-નંગલમાંથી પાણી મેળવી શકે, ટયુબવેલ અહીં સારી શકે, સાદા કૂવા કરી શકે અને એ માટે વધારેમાં વધારે કાબેલ માણસોને તરત કામે લગાડી શકે. વળી દેશના કરોડો ખેડૂતોને બોધદાયક નીવડે એવી આ યોજનાની માહિતિપૂર્ણ સચિત્ર પુસ્તિકા-પત્રિકા પ્રગટ કરી શકે. પણ ખરી વાત એ છે કે ખેતીવાડીખાતામાં કોઈને રૂસી સહાયથી ચાલતી આ ખેતીને સમૃદ્ધ અને આદર્શરૂપ બનાવવામાં કંઈ રસ નથી. તેથી હાલમાં લશ્કરી અધિકારી ને મોટા અધિકારીઓ પોતપોતાની સગવડ મુજબ આમતેમ બદલાતા જાય છે. તેથી સુરતગઢની સમગ્ર યોજના પર પુરું લક્ષ્ય આપીને તેને સફળ બનાવવાને તાકીદનાં પગલાં ભરવા મેં સરકારને વિનંતિ કરી.

ભાગ્યે જ ઉમેરવું જોઈએ કે હું ૧૨ વરસ સુધી મોટાં ખેતરોમાં રહીને ખેતીની અનેક મુસિબતોથી પરિચિત થયો હતો.

તેથી સોવિયેટ રૂસ તરફથી મળેલી અણમોલ સહાયનો સત્વર સદુપયોગ કરીને આદર્શ ખેતીનો દાખલો દેશ સમક્ષ રજૂ કરવા અને આપવા કરોડો ખેડૂતોની ઉન્નતિ અને સમૃદ્ધિનો માર્ગ ખુલ્લો કરવા હું તલપાપડ થયો.

મે માસના પહેલા સપ્તાહમાં દિલ્હીમાં એક નવી પ્રવૃત્તિમાં હું રોકાયો. કેટલાક મિત્રોની સૂચનાઓથી પ્રજા–સમાજવાદીપક્ષના, ગણ તંત્ર પરિષદના અને મારા સંયુક્ત પ્રગતિશીલ પક્ષના થોડા ભાઈઓ આચાર્ય કૃપલાનીને ઘેર મળ્યા. અમને લાગ્યું કે લોકશાહી અને સમાજવાદના મૂળ સિદ્ધાંતો વિષે આપણે સંમત હોઈએ તો આપણે ભેગા થઈને એક મજબૂત વિરોધપક્ષ રચી શકીએ અને કેટલાક અપક્ષ સભ્યો ભળતાં તેની સંખ્યા ૫૦ સુધી પહોંચે તો તેને વિરોધપક્ષ તરીકે માન્યતા પણ મળે. થોડા દિવસ આ વાટાઘાટો ચાલુ રહી. સર્વને માન્ય થાય એવા સિદ્ધાંતો અને માગણીઓનો એક ખરડો પણ તૈયાર કરવામાં આવ્યો. પણ છેવટે અમારી ગરમ પ્રકૃતિને માટે આચાર્ય કૃપલાનીની અને બીજા પક્ષના ભાઈઓની વાતો છેક મોળી લાગી અને તેથી આ આખીયે યોજના ઓસરી ગઈ.

હવે લોકસભાની બેઠક પૂરી થતાં હું અમદાવાદ આવ્યો. ત્યાં સુધીમાં ભેગા થયેલાં ઘણાં કામોનો નિકાલ કરવાને પરિષદની મધ્યસ્થ કારોબારીની સભા ૧૧ મેના રોજ મળી. આરંભમાં ઘણા ભાઈઓની માગણી માન્ય રાખીને પરિષદના સભ્યો નોંધવાની તારીખ છેલ્લીવાર પહેલી મે સુધી આગળ ધપાવવામાં આવી અને સભ્યોની યાદીઓ અને ફાળો ૨૫મી સુધીમાં મોકલવાનો આદેશ અપાયો. આ નવી તારીખોને અનુસરીને પરિષદના પ્રતિનિધિઓ વગેરે સર્વની ચૂંટણીઓ જૂન ૩૦ સુધીમાં અને પ્રમુખની ચૂંટણી જુલાઈ ૨૦

સુધી આરોપવાનું નક્કી થયું. વળી નડિયાદની સમિતિની વિનંતિને માન આપીને પરિષદનું આવતું અધિવેશન નડિયાદમાં ભરવાનું ઠરાવવામાં આવ્યું. પછી મુંબઈની વિધાન પરિષદ માટે પસંદ થયેલા અધિકૃત ઉમેદવારોની સામે ઊભા રહેલા કેટલાક ભાઈઓ સામે શિસ્તભંગના પગલાં લઈને તેમને સર્વસમિતિઓમાંથી બાતલ કરવાની ભલામણ કરવામાં આવી. પછી પરિષદના બંધારણમાં સુધારા સૂચવવાને એક નાની કમિટી નીમવાનું અને તેનો નિર્ણય કરવાને મહાસમિતિની બેઠક વડોદરામાં ૧૪–૧૫ જૂનના રોજ બોલાવવાનું નક્કી થયું અને લોકલ બોર્ડમાં ચૂંટાયેલા સભ્યોનું સંમેલન વડોદરામાં ૧૫ જૂનના રોજ મેળવવાનું ઠરાવવામાં આવ્યું.

કારોબારીના થોડા દિવસમાં મેં અખબારી પરિષદ સમક્ષ મેં ગુજરાતની તમામ વિકાસ યોજનાઓનું ઘેરું અને નિરાશાજનક ચિત્ર રજૂ કર્યું. કાકરાપાર અને ઉકાઈને વિષે ભાઈ કાકાની એવી ટીકાનો ઉલ્લેખ મેં કર્યો કે સન ૧૯૫૫માં સવા બે લાખ કી. વો. વીજળી અને લગભગ ૬ લાખ એકર જમીનને પાણી આપવાની જાહેરાત થઈ હતી. વળી ૧૩ કરોડ રૂપિયાના ખર્ચે લગભગ ૧૪ કરોડ રૂપિયાના અનાજ–કપાસના ઉત્પાદનની આશા અપાઈ હતી અને ઉકાઈ યોજના પુરી થશે ત્યારે વધુ દસ કરોડનું ઉત્પાદન થશે, ૩ લાખ કિ. વો. વીજળી મળશે અને કુલ ૨૭ કરોડ ઉત્પાદન આ યોજનામાં થશે એવું રૂપાળું ચિત્ર રજૂ થયું હતું. પણ સન ૧૯૫૫ પછી આ યોજના મુંબઈ સરકારને સોંપાઈ ત્યારે તેણે એવું જણાવ્યું કે ઉકાઈની યોજના ૫૯ લાખ એકર જમીનના ઢાળાવની હતી ને હવે ૨૮ લાખ એકરની થશે અને ૩ લાખ કિ. વો. ના બદલે ૧ લાખ કિ. વો. વીજળી મળશે. આ યોજનાનું ખર્ચ રૂ. ૧૩ કરોડનું ધાર્યું હતું તેને

બદલે રૂા, ૨૦ કરોડનું ઉપરાંત બીજા ૧૬ કરોડનું થશે. વળી બંધ બાંધ્યા પહેલાં થોડી નહેરો ખોદવામાં આવી છે, તેથી પ્રજાને ભારે નિરાશા થઈ છે. કંડલા અને ગાંધીધામના બંદરોનો પણ એવો આંધળો વહિવટ થયો છે કે જેથી ત્યાં વેપાર ધંધા ઓછા થયા છે. માણસો હીજરત કરીને જાય છે અને ચોપાસ નિરાશા ફેલાઈ છે.

પછી લોકસભામાં મહાગુજરાતને અંગે ગૃહપ્રધાન પંતજીએ કહેલું કે મુંબઈની ધારાસભા આ પ્રશ્નનો નિકાલ કરશે તો પાર્લામેન્ટ વચમાં પડશે નહિ. આ શબ્દને અનુલક્ષીને મેં ફરીવાર કહ્યું કે વિધાનસભાનો ખરો મત જાણવો હોય તો કોંગ્રેસી સભ્યો ઉપરથી શિસ્તનું બંધન ઉઠાવી લઈને તેમના અંતઃકરણના અવાજ મુજબ મત આપવાની તેમને છૂટ આપવી જોઈએ અને એમ થશે તો જરૂર સમિતિ અને પરિષદના સભ્યો સર્વેનો હૃદયપલ્ટો કરીને બે રાજ્યો સ્થાપવાનો ઠરાવ કરાવી શકશે.

મધ્યસ્થ કારોબારીએ કંઈ લડાયક કાર્યક્રમ નકકી કર્યો ન હતો તેથી મે લડતનું નવું એલાન આપ્યું નહિ પણ એ તો સ્પષ્ટ જ હતું કે શહીદ સંવત્સરી ૮મી ઓગસ્ટે આવી રહી હતી એટલે હવે મારા લોકસભાના વચન મુજબ આખરી લડતની વ્યૂહરચના કરવાને અમે તૈયાર હતા અને તે માટે જ સારા ગુજરાતમાં મ્યુનિસિપાલિટીના અને લોકલબોર્ડના અમ.રા સભ્યોને તૈયાર કરવાને તેમનું સંમેલન આવતે મહિને બોલાવ્યું. અને માત્ર નવુ બંધારણ ઘડવાને મહાસમિતિ તે જ વખતે બોલાવી અને આ સર્વે પર છેવટનો સિકકો મારવાને ઓગસ્ટના આરંભમાં પરિષદનું બીજું અધિવેશન મેળવવાનું નકકી કર્યું.

આવી રીતે લડતની તૈયારીઓ અમે કરતા હતા તે વખતે અ.ચિંતો વિદ્યાર્થીઓનો એક સવાલ અમારી આગળ રજૂ થયો.

તે સાલની ઈન્ટર સાયન્સની પરીક્ષાના પ્રશ્નપત્રો પહેલેથી જ ફૂટી ગયા અને તેની માહિતી પરીક્ષાના પહેલે જ દિવસે ઉપકુલપતિ મગનભાઈ દેસાઈને પહોંચાડવામાં આવી અને પરીક્ષા તત્કાળ બંધ કરવાની વિનંતિ પણ થઈ. એ વિનંતિને નકારીને પરીક્ષા પૂરેપૂરી લેવાઈ ગઈ પણ જ્યારે પરિણામ જાહેર કરવાનો સમય આવ્યો ત્યારે મગનભાઈએ એવું ઠરાવ્યું કે પરીક્ષાના બધા જ પ્રશ્નપત્રો ફૂટી ગયેલા હોવાથી પરિણામ ગણી શકાય એમ નથી. ગણવાનું અશક્ય માનીને તે સાયન્સના ૫૫% ટકા માર્કસથી વધુ મેળવવા આશરે ૧૦૦૦ વિદ્યાર્થીઓની તેમના બધા જ વિષયોની ફેર પરીક્ષા લેવાનું ઠરાવ્યું. આ હુકમની સામે વિદ્યાર્થીઓના, યુનિવર્સિટીના વર્તુળમાં તેમજ સમગ્ર સમાજમાં ભારે વંટોળ જાગ્યો. પરિષદની કારોબારીએ આ હુકમનો વિરોધ કરવાને જરુરી નિવેદન કરવાની સત્તા પ્રમુખ તરીકે મને આપી. તે ઉપરથી મેં મુંબઈના રાજ્યપાલને કુલપતિ તરીકે તાર કર્યો, કેળવણી પ્રધાનને કાગળ લખ્યા અને હું તેમને મળવા પણ ગયો. છેવટે સરકારની સંમતિથી સીન્ડિકેટની સભાએ આ હુકમ ગેરવાજબી ગણીને રદ કર્યો અને રાબેતા મુજબના પરિણામ જાહેર કર્યાં[1] તેથી અમારે માથેથી એક મોટું વાદળ થોડીવાર ભમીને વિખરાઈ ગયું.

વિદ્યાર્થીઓની હાડમારી દૂર કરવાની અમારી પ્રવૃત્તિ ચાલુ હતી તે દરમિયાન અમદાવાદની રાજકીય કામગીરી પતાવીને હું

---

૧. સીન્ડિકેટના ચારેક સભ્યોના પુત્રો અને બહેનો બેઠેલાં હોવાથી તેમણે આ વિષયમાં અંગત રસ લીધો. શરુઆતમાં જ ફૂટેલા પ્રશ્નપત્રોની નકલ મગનભાઈને પહોંચાડી હતી તેથી તેમની સામે શંકાની નજરે જોતા. છતાં ધાર્યું ન કર્યું તે હાર્યું કર્યું !

તરત સુરેન્દ્રનગરના પ્રવાસે ઊપડયો. મારા યુવાન મિત્ર હરિપ્રસાદ શુકલની સૂચનાથી હળવદની ઉડતી મુલાકાત લઈને રેલવે ખાતાના ઈન્સ્પેકટરે સુરેન્દ્રનગરમાં ત્રંબકલાલ દવેની ટ્રોલીના વહિવટની ચર્ચા કરવાને બોલાવેલી કમિટીમાં હું ૧૬મીએ હાજર થયો. દરમ્યાન તે વિષે લોકસભામાં રેલવેપ્રધાને મારા સવાલના જવાબ આપેલા તેનો નિર્દેશ કરવો જોઈએ.

આગલી સાલમાં વઢવાણ–સુરેન્દ્રનગર વચ્ચે ફરતી ડિઝલ ટ્રામવેના વહિવટ વિશે સરકારે કેટલીક મૂળભુત હકીકત રજૂ કરેલી. એ ટ્રોલીને રેલવેનો કાયદો લાગુ પાડયો છે અને રેલવે ઈન્સ્પેકટર તેની મુલાકાત લે છે અને તે ચલાવવાનો પરવાનો તો સૌરાષ્ટ્રની અને પછી મુંબઈ સરકારે આપ્યો છે અને તેની સાથે રેલવે–ખાતાને કંઈ સંબંધ નથી. હવે ગયે મહિને મેં રેલવે ઈન્સ્પેકટરની તપાસના હેવાલ વિશે પૂછ્યું એટલે તરત ૧૯૫૬–૫૯ સુધીમાં ઈન્સ્પેકટરે લીધેલી મુલાકાતના ત્રણ હેવાલ રેલ્વેના ઉપમંત્રીએ રજૂ કર્યાં. પછી મેં પૂછ્યું કે ભોગાવો પર બાંધેલા જે મોટા પુલ પરથી આ ટ્રામવે જાય છે, તે તેના એન્જિનનો અને તેની સાથે જોડેલા અનેક ડબ્બાનો ભાર ઝીલી શકે એમ નથી. બલ્કે આવા પુલ પર આ ટ્રામવે દોડાવવામાં ભારે જોખમ રહેલું છે એ તમે જાણો છો? આ સવાલ જુદી જુદી રીતે પૂછતાં એક જ રોકડો જવાબ મળ્યો કે અમારા ઇન્સ્પેકટરના અભિપ્રાય મુજબ પુલ જરાયે જોખમભરેલો નથી અને તે વિષે ટ્રોલીવાળાને કંઈ આદેશ આપ્યો નથી. હવે ઈન્સ્પેકટરને પૂરો અહેવાલ મળતાં નાની મોટી અનેક ફરિયાદ ઈન્સ્પેકટરને પહોંચાડીને મેં સુરેન્દ્રનગરમાં જ ટ્રામવેની સલાહકારક કમિટીની એક સભા રાખવા વિનંતિ કરી તે મુજબ ટ્રોલીના માલિક ત્રંબકભાઈની હાજરીમાં કલેકટરના બંગલામાં મળી, ત્યારે ટ્રામવેના વહિવટ વિષે મુકત ચર્ચા થઈ.

ભોગાવા પરના પુલ વિષે મ્યુનિસિપાલિટીના પ્રમુખે જણાવ્યું કે તેમાં જરુરી મરામત લગભગ પૂરી થઈ છે અને તેથી ટ્રામવે કલાકના પાંચ માઈલની ઝડપથી જાય તે સિવાય બીજા કોઈ અંકુશ મુકવાની જરુર રહી નથી. ઉતારુના ડબ્બાની સ્થિતિ સંતોષ કારક ગણીને તેમાં થતી ગીર્દીની ચર્ચા થઈ ત્યારે ત્રંબકભાઈએ જણાવ્યું કે બપોરના વખતે ઉતારુઓને ભીડથી થોડી હેરાનગતિ થાય છે છતાં સાતમો ડબ્બો લગાડશું એટલે જગ્યાની વધારે છૂટ થશે. પછી વિદ્યાર્થીઓએ ટ્રામવેના પાસના ભારે દર વિષે ફરિયાદ કરેલી તે વિષે ચર્ચામાં એમ કર્યું કે પશ્ચિમ રેલ્વે પર એક ટિકિટના ૨૪ ગણા દરે પાસ મળે છે, ત્યારે અહીં તે માટે ૬૦ ગણા પૈસા લેવાય છે. પણ અહીં ટ્રામ્વેની ઝડપ અને તેની સફર પણ ઓછી હોય છે તેથી કુલ ખર્ચની રકમ મેળવવાને પાસના આ દર વાજબી ગણાય. પછી આ ટ્રામવેની ઈજારાશાહી નાબૂદ કરવાનો સવાલ મેં ઉઠાવ્યો ત્યારે એવો ખુલાસો થયો કે સન ૧૯૫૩માં આ ટ્રામવેનો પરવાનો પૂરો થયેલો છે, તેથી તેના ઈજારા વિષે સરકાર નવેસર વિચાર કરી સર્વને ખબર આપશે. ઉપરાંત કેટલાક નાના સવાલોની ચર્ચા કરીને કમિટી બરખાસ્ત થઈ ત્યારે ઈન્સ્પેક્ટરને ફરી રૂબરૂમાં મળીને સાંજે તેમના જ સલુનમાં વિરમગામ સુધી સફર કરીને હું છૂટો પડયો.

પછી મુંબઈમાં વિદ્યાર્થીઓની પરીક્ષાના સવાલ અંગે મુંબઇના કેળવણીપ્રધાન હિતેન્દ્ર દેસાઈને મળીને હું ફરી પાછો લીંબડી જઈ મારા જૂના મિત્ર સરદારસિંગના પુત્ર અને કુટુંબીઓને મળવા કંથારીયા ગામે ગયો. રાણાજીના જીવન દરમ્યાન હું ત્યાં જઈ ન શકયો તેનું દુઃખ મેં વ્યક્ત કર્યું અને જુવાન પૌત્રોને પોતાનો પુરુષાર્થ કરતાં જોઈને હું ઘણો ખુશી થયો. હું લીંબડી હતો તે

વખતે જ સુરેન્દ્રનગર પાસે ચમારજ સ્ટેશનની નજીકમાં સવારે આવતી રેલગાડી પાટા પરથી ગબડી પડતાં ભયંકર અકસ્માત થયો અને તેમાં વીસેક જાનની ખુવારી થઈ અને ઘણા વધારે ઘાયલ થયેલાને સુરેન્દ્રનગરની ઇસ્પિતાલમાં સારવાર માટે મોકલ્યા. આ અકસ્માતની ખબર પડતાં જ તેના સ્થળે હું લીંબડીથી જરા મોડો પહોંચી ગયો. ત્યારે તો ભંગાર ડબ્બા અને ઘણા દિલસોજીવાળા માણસોને મેં જોયા. ત્યાંથી સુરેન્દ્રનગરની ઇસ્પિતાલમાં રહેતા દર્દીઓ સાથે થોડી વાતચીત કરીને હું અમદાવાદ પહોંચ્યો.

આ અકસ્માત વિષે એક નિવેદનમાં મેં તેના બધા સંયોગોની ખુલ્લી અદાલતી તપાસની માગણી કરી. અહીંયાં સિગ્નલ આપવામાં અને રેલવેના પાટા સાંધવામાં ભયંકર ભૂલ તો દેખીતી રીતે થઇ જ હતી પણ ચોપાસ સાંભળવામાં આવ્યું કે ચમારજના જે સ્ટેશન-માસ્તરની મોટામાં મોટી જવાબદારી ગણાય, તેમને કોઇ વાર લાગ લાગટ ૨૪-૨૫ કલાક કામ પર રહેવું પડતું અને ઉપરીઓને તાર અને ટેલિફોન કરવા છતાં કંઈ રાહત અપાતી નહોતી. બીજા કામ-દારો પણ આવી બેહૂદી હાલતમાં કામ કરતા. તેથી આ અકસ્માત માટે રેલવેના લાટ સાહેબોની પણ જવાબદારી તપાસવી જોઈએ.

મહિનાની આખરમાં મારે પુનામાં ઘણા વરસથી ચાલતી વસંત વ્યાખ્યાનમાળામાં પ્રવચન કરવાનું હતું. તે માટે મુંબઇ જતાં રસ્તામાં વાંકલ ઊતરીને કિસાનોની સભાને મહાગુજરાતનો સંદેશો આપ્યો, ત્યાંથી પાસેના કઠોર ગામે ૨૪ બળદ જોડેલા ગાડામાં મને બેસાડીને મારું સન્માન કરવામાં આવ્યું. ત્યાં મેં ફરીથી કહ્યું કે ગુજરાતમાં સાચું કિસાનરાજ થાય તે માટે જ મહાગુજરાતની લડત ચાલે છે માટે તેમાં સર્વેએ પૂરો સહકાર આપવો જોઈશે.

૨૭મી મેના રોજ પૂને પહોંચીને લોકમાન્ય ટિળકના સંસ્કારને સીધે જગમશહૂર થયેલા કેસરી મરાઠા કાર્યાલયનો હું મહેમાન થયો.

એ કાર્યાલયને જ મેં પંડિત શ્યામજી કૃષ્ણવર્માની અઢળક ફાઈલો અને પત્રિકાઓ અને કાગળોની આખી પેટીઓ સોંપી હતી; તેમાંથી પંડિતના પત્ની ભાનુમતીની છબી તેમના વતન માંડવીમાં સ્મારક રચનારને જોઈતી હતી. ત્યાં પેટીઓમાં તપાસ કરીને કાર્યાલયના ભાઈઓને તે સોંપી. સાંજે એક વિશાળ ચોગાનમાં હું મહાગુજરાતની લડત વિશે ભાષણ કરવા ગયો. મહારાષ્ટ્ર સમિતિના મંત્રી એસ. એમ. જોષી ત્યાં પ્રમુખસ્થાને હતા. તેમણે મારી પરિષદની ઘણી તારીફ કરીને ભવિષ્યમાં પરસ્પર સહકારથી વિજય મેળવવાની આશા દર્શાવી.

મારું પ્રવચન શરૂ કરતાં મેં આ મશહૂર વ્યાખ્યાનમાળાના સમારંભમાં ભાગ લેવાને આમંત્રણ આપવા માટે સંચાલકોનો આભાર માન્યો. તેની ઓથે મારી જુવાનીના કાળથી પૂનામાંથી દેશભક્તિ અને બલિદાનના જે આદેશ મને મળ્યા છે, તેનો આભાર સાથે મેં એકરાર કર્યો. પછી મહાગુજરાતના આંદોલનની પૂર્વ ભૂમિકા સમજાવતાં મેં પહેલી ત્રણ રાજ્યોની યોજનાથી ગુજરાતમાં જામેલી સોનેરી આશાનો અને પછી છેવટે દ્વિભાષી રાજ્ય થતાં વ્યાપેલી ઘોર નિરાશા અને સાર્વત્રિક રોષનો નિર્દેશ કર્યો. પછી આઠમી ઓગસ્ટના કાતિલ ગોળીબાર, પોલીસ અને જનતાનું ઘણા દિવસ ચાલેલું યુદ્ધ, જનતા કરફ્યુ, જનતા પરિષદની સ્થાપના, નેહરુ સામે સમાંતર સભા અને કાર્યકરો પર સરકારે દમન ચલાવ્યા છતાં છેલ્લી ચૂંટણીમાં પરિષદને મળેલો નોંધપાત્ર વિજય અને મહારાષ્ટ્ર સમિતિ સાથે કરેલો સંયુક્ત મોરચો એ બધા તાજા બનાવની તપસીલ મેં રજૂ કરી. ભાષાકીય રાજ્ય રચનાની ફિલસૂફી પૂનાના શ્રોતાગણને બહુ સમજાવવાની ન હોય તેથી ટૂંકમાં જ પતાવી. આવું વિહંગાવલોકન કરીને મેં અમારી ત્રણ માગણીઓ રજૂ કરી: (૧) ગોળીબારની બંદી અને અદાલતી તપાસ (૨) લોકસભા મારફત ગુજરાતનું એકભાષી રાજ્ય (૩) તેની મારફત ગુજરાતનો સર્વદેશીય અને સત્વર વિકાસ.

પછી જે ગુજરાતને અમે ઝંખીએ છીએ તેનું આછું ચિત્ર મેં દોર્યું. અમારે જડ માનસ ન જોઇએ અને માનસિક કે નૈતિક ભ્રષ્ટાચાર પણ ન ખપે. અમારે કલા અને સાહિત્ય, નિરક્ષરતા નિવારણ અને શિક્ષણ વગેરે જીવનના સર્વ ક્ષેત્રમાં નવું ઉત્થાન અને પ્રગતિ જોઈએ. અમારે હવે માત્ર કિસાનો કે કામદારોનું જ નહિ, પણ મૂડીવાદીઓના શોષણવિહિન જનતાનું રાજ્ય જોઇએ. મહા. રાષ્ટ્ર સમિતિ પણ આ મહાન ધ્યેયને વરેલી છે, તેથી તેમની સાથે મળીને દ્વિભાષી રાજ્યને ખતમ કરવાને અમારા જાનની બાજી ખેલવાને તૈયાર થયા છીએ.

મેં આ વ્યાખ્યાન કર્યું તે જ દિવસે ગોલીવાડીમાં ગોળીબાર થયો તે અત્યાચારની સામે તાર અને કાગળ મોકલવાની કામગીરી પતાવીને ફરી હું સૌરાષ્ટ્રના પ્રવાસે ઊપડ્યો. દસમી જૂનથી ચાર દિવસમાં હું ગોંડલ, જસદણ, આટકોટ અને ઊપલેટામાં હજારો ખેડૂતોનાં સંમેલનમાં પહોંચ્યો ત્યાં ફરીવાર સૌરાષ્ટ્રના ખેડૂતોની તાકિદની માગણી રજૂ કરી અને તેની સિદ્ધિ માટે મહાગુજરાતની લડતનો રાહ ચીંધીને હું અમદાવાદ પાછો ફર્યો. વળી ત્યાંથી સુરતની સભામાં તાજી ચૂંટણીમાં વિજયી નિવડેલા ડાહ્યાભાઈ પટેલ અને દિનકર મહેતાને ધન્યવાદ આપી અને માંડવીમાં વિશાળ સભાને સંબોધીને ૧૮મી જૂને વડોદરાની બધી કામગીરી પાર પાડવાને ત્યાં થાણુ જમાવ્યું.

૨૦ જૂનના રોજ મધ્યસ્થ સમિતિ વડોદરામાં મળી. અને બીજે જ દિવસે મહાસમિતિ મળવાની હતી ત્યારે અનેક સવાલો ચર્ચા અને નિકાલ માટે રજૂ થયા. બીજી શહીદ સંવત્સરી આવતા ઓગસ્ટમાં આવતી હતી તે દિને લડાયક વાતાવરણ માટે જે વિગતવાર ઠરાવ પસાર થયો, તેમાં ખાસ તો શહીદીને દરેક સ્થાને કાચા કે પાકા શહીદ સ્મારક રચવાનો અને તેને અંજલિ આપવાનો અને તે દિવસે કાળી પટ્ટી પહેરીને કાળા ઝંડા ફરકાવી સરઘસ અને

સભા ભરવાનો આદેશ અપાયો. વળી તે પુનિત દિન શાનદાર રીતે ઉજવવાની તૈયારી કરવાને ૮ જુલાઈનો શહિદદિન કાળી પટ્ટી પહેરીને ઉજવવા સૂચવવામાં આવ્યું. ગોળીબાર વિશે ગૃહમંત્રીએ આપેલા જવાબ અને મહેસાણા જિલ્લામાં થયેલા બે ગોળીબારને અનુલક્ષીને ફરીવાર મુંબઈ સરકારને ગોળીબાર બંધ કરવાનો અને અનિવાર્ય લાગે ત્યારે ઢીંચણની નીચે જ ગોળી ચલાવવાનો હુકમ પોલીસને આપવાનો ખાસ આગ્રહ કરવામાં આવ્યો. શિસ્ત પાલન વિષે બીજા ઠરાવ પસાર થયા પછી પરિષદ–સમિતિ વાટાઘાટો વિષે અગાઉ કરેલા ઠરાવને સમિતિએ મંજૂર કર્યો. માત્ર ડાંગમાં તાજી જ થયેલી લોકલબોર્ડની ચૂંટણી વિશે મહારાષ્ટ્રના આગેવાન હીરેએ જે ચીમકી આપેલી તેને અનુલક્ષીને સમિતિએ ઠરાવ્યું કે 'સુરત જિલ્લાની સમિતિના પ્રમુખ દા. દીક્ષિતની અપીલને માન આપીને સુરત જિલ્લાના ઘણા ભાઈઓએ ગુજરાતી ઉમેદવારોની તરફેણમાં પ્રચાર કર્યો હતો. છેવટે ડાંગની ચૂંટણીમાં ૩૦માંથી ૨૬ ગુજરાત તરફી ઉમેદવારો ચૂંટાયા છે તેથી ડાંગને ગુજરાતમાં સમાવવાની આપણી માગણી મજબૂત બની છે.[1]

---

૧. મધ્યસ્થ કમિટીએ ડાંગ વિષે જૂનો ઠરાવ સર્વાનુમતિથી મંજૂર કર્યો. પછી બીજે દિવસે તે મહાસમિતિમાં રજૂ થયો. મહેસાણાના પરિષદના અગ્રણી પુરુષોત્તમદાસ પટેલે ડાંગની મારા કામગીરીની ઝાટકણી કાઢી. મારી સામે ગંભીર તહોમતનામું પોકાર્યું. 'યાજ્ઞિક પ્રજાના વિશ્વાસને લાયક નીવડયા નથી.' 'મુંબઈ અને ડાંગના પ્રશ્નોમાં નેતાગીરી મહારાષ્ટ્રને શરણે ગઈ છે.' 'પ્રમુખ યાજ્ઞિકે પ્રજાનો દ્રોહ કર્યો છે વગેરે બેફામ વચનો ઉચ્ચાર્યાં...છતાં મહાસમિતિએ પણ આગલા ઠરાવની સર્વાનુમતે (કંઈ વિરોધ વિના) નોંધ લીધી. ખૂબીની વાત એ હતી કે આ ભાષણ મોટા અક્ષરે વડોદરાના કોંગ્રેસીપત્રમાં જ પ્રગટ થયું હતું.

ખરેખર, આ સમિતિ તો મહાગુજરાતની સિદ્ધિ માટે આખરી લડતનો વ્યૂહ રચવા માટે મળી હતી. લોકસભામાં મેં આખરીનામું આપ્યું હતું તે મુજબ લડતનો સિંહનાદ કરવાને અમે ભેગા થયા હતા. તેથી સમિતિએ તે વિષે જે વિગતવાર ઠરાવ કર્યો. તેમાં પ્રથમ તો મહી, તાપી વગેરે નદીઓની યોજનાની નિષ્ફળતાનો ઉલ્લેખ કર્યો, તેમજ ખંભાત અને કંડલા જેવા બંદરની બરબાદીનુ પણ વર્ણન કર્યું. પછી ચોપાસ ડોકિયાં કરતો દુકાળ, કાપડ ઉદ્યોગની ગંભીર કટોકટી, ખેતી સિંચાઈ વગેરેની યોજનાઓની નિષ્ફળતા ધ્યાનમાં લઈને સમિતિએ ઠરાવ્યું કે 'મહાગુજરાતમાં વ્યાપતા સર્વ અન્યાય અને અત્યાચારને તેમજ તેના મૂળ કારણરૂપ દ્વિભાષી રાજ્યને ખતમ કરવાને સક્રિય પગલાં લેવાની ઘડી આવી પહોંચી છે...તેથી હવે એક ઘડીની પણ રાહ જોયા વગર ગુજરાતની સમસ્ત પ્રજાને દ્વિભાષી રાજ્યને ખતમ કરવાનો અને તે માટે શાંતિમય પણ કડક પગલાં યોજવાનો અનુરોધ આ પરિષદ કરે છે. પછી છેવટનાં સક્રિય પગલાં લેતાં આખી પરિસ્થિતિ વડાપ્રધાન પંડિત નેહરુ સમક્ષ રજૂ કરી તેમને ઘટિત પગલાં લેવાની વિનંતિ કરવાનું ઠરાવવામાં આવ્યું. વળી હવે પરિષદનો મીજાજ ખરેખર ગરમ અને લડાયક થયો છે એ જાહેર કરવા કોંગ્રેસના બધા સામાજિક સમારંભનો કટ્ટર બહિષ્કાર કરવાનું નક્કી થયું.

બીજે દિવસે આ અને બીજા પ્રજાની હાડમારી સંબંધી ઠરાવ મહાસમિતિમાં મંજૂર થયા. પછી વડોદરામાં રાતે જાહેર સભા થઈ. અમે આવતી શહીદ સંવત્સરીને દિવસે આખરી લડત શરુ કરવાને જનતાને હાકલ કરી. અલબત દરમ્યાન અમે પંડિત નેહરુને કાગળ લખી મહાગુજરાત રચવાને છેલ્લીવાર વિનંતિ કરવા ઠરાવ્યું. પણ



ડાબી બાજુથી (૧) જીતેન્દ્રભાઈ પટેલ (૨) કલાબેન જીતેન્દ્રભાઈ પટેલ (૩) મહેન્દ્રભાઇ પટેલ (૪) જયેન્દ્ર પટેલ (૫) પુષ્પાબેન બી. પટેલ (૬) ભાઈલાલભાઇ (૭) બેબી કોપા (૮) ધનવીર બેબી (૯) દીપિકા.

દેખીતી રીતે તેમને લખવાથી કંઈ વળવાની કોઈને આશા નહોતી. તેથી અમે તો વડોદરાની કાર્યવાહીનો ઉપસંહાર કરતાં વરસના આરંભે આપેલા આખરીનામાં મુજબ હવે લડતનું બ્યુગલ વગાડીને ગુજરાતના લાખો નરબંકડાને તેમાં સામેલ થવાનું એલાન કર્યું.[1]

૧. પછી બીજે દિવસે લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં જીતેલા સભાસદોનું એક 'સ્થાનિક સંમેલન' વડોદરામાં ગાંધીનગરગૃહમાં ભરવામાં આવ્યું. તેમાં ૨૯ સુધરાઈઓ અને લોકલ બોર્ડના કુલ ૧૫૦ સભ્યો હાજર રહ્યા. તેમાં પસાર થયેલા મુખ્ય ઠરાવથી બધી સ્થાનિક સંસ્થાઓનો આદેશ સર્વ સભાસદને આપ્યો હતો અને તે વિષે સર્વને માર્ગદર્શન આપવાને એક સંકલન સમિતિ રચવામાં આવી હતી.

૯

# ઘર ઘરની માયા

સન ૧૯૫૮ના મે માસની આખરે વડોદરામાં આખરી લડત કરવાનો ઠરાવ થયો અને ઓગસ્ટના શહીદદિને તેનો અમલ અને લડત શરુ થયાં. આ દિવસોના વચગાળામાં મેં અમદાવાદનું મારું ઘર બદલ્યું. સન ૧૯૪૮થી અમદાવાદમાં સાંજે મોડે સુધી રહેવું પડતું ત્યારે કોમર્સ કોલેજના આચાર્ય સુરેન્દ્ર દેસાઇને ઘેર રાત રહેતો. પછી મહાગુજરાતની લડત શરુ થઈ ત્યારે અમદાવાદમાં સાધારણ રીતે દેસાઈને ઘેર રહેતાં તેમનો કુટુંબી બની ગયો. વખતો વખત મારી સભાઓ મોડે સુધી ચાલતી તેથી દેસાઈને વધારે જાગવું પડતું, તે મને કવચિત સાલતું. હવે અમારી લડત ઉગ્ર બનવાની હતી, તેથી પોલીસના કંઈ દમનથી કે મારી સંભવિત જેલયાત્રાથી કંઈ છાંટા રખેને ઉડે એની ચિંતા મને થવા લાગી. વળી આટલા લાંબા વખતથી એક જ માયાળુ ઘરમાં રહેવાનો અનુભવ મારે માટે વિરલ હતો. મારા પહેલાના કાળમાં હું અમદાવાદમાં છ આઠ મહિને ઘર બદલતો તેથી મારા રખડેલ સ્વભાવને લીધે મારા મનમાં હવે કંઈક અજંપો થવા લાગ્યો.

ચોમાસામાં એક દિવસ હું મારાં પિત્રાઇ બહેન શશિબહેનને અને તેમના પતિ દા. અનિલ દીવેટિયાને મળવા ગયો. ત્યાં અચાનક મેં સાંભળ્યું કે મારા બાવળાના જૂના કિસાની મિત્ર ભાઈલાલભાઇ પટેલ પાસે જ રહે છે. ઘણે વરસે તેમને મળવાની જિજ્ઞાસા જાગતાં મેં તેમને મળવા બોલાવ્યા. તે ઘણી ખુશીથી તરત આવ્યા, અને આનંદોત્સાહથી મને તેમને ઘેર લઈ ગયા. તરત તેમને ઘેર

રાતે રહેવાનો પ્રયોગ કર્યો ત્યારે તેમનાં કુટુંબીઓએ મને ઘણા હરખથી વધાવ્યો. ફરી થોડા દિવસમાં ત્યાં રાતે રહેતાં અમેરિકાનું દળદાર સચિત્ર-'લાઈફ', માસિક, સોવિયેત રૂસનાં અને સમાજવાદી જર્મનીનાં અનેક બોધદાયક પત્રો તેમના સરસ સજાવેલા દીવાનખાનામાં મોડે સુધી વાંચવાની મને ખુબ મઝા પડી. પછી દેસાઈને ઘેર રાતે ક્વચેન જતો ખરો. પણ ભાઈલાલભાઈને ઘેર મોડી રાતે ઘરમાં દાખલ થવાની સગવડ થતાં તેમને ઘેર જ રાતે રહેવા માંડયું. પહેલાં તેમ હવે ખાસ ઉજાગરો થયો હોય તે સિવાય રોજ સવારના આઠ નવ વાગે તો મહાગુજરાતના કામે હું ઘેરથી ઉપડી જતો અને કોઈક જ વાર રાતે વહેલો આવીને આરામ કરતો.

તે વખતે મને નવી લડતની લગની પુરેપુરી લાગી હતી તેથી તેનાં જ જોખમ અને પરિણામની ચિંતા મારા દિલમાં વ્યાપેલી હતી. વળી દેસાઈનો પરિવાર તો શહેરમાં કાયમ જ હતો, તેથી વખતોવખત તેમને મળવા જતો અને અલકમલકની વાતો કરતો. તેમનું ઘર છોડયાને આ લખતી વખતે બાર વરસ વીતી ગયાં છે અને પછી બીજા કોઈ કુટુંબમાં એટલો ભળીને રહ્યો નથી. તેથી આ ઘરના ત્યાગને મારા જીવનના એક સીમાચિહ્‌ન સમાન ગણીને મારા જીવનના પ્રભાતથી તે આજ સુધીમાં જે વિવિધ કુટુંબમાં ભળીને વરસો સુધી થોડું ઘણું રહ્યો છું તેમની માયા અને મીઠાશને યાદ કરવાની તક મને સહેજે મળે છે.

આગળ લખ્યું છે તે મુજબ મારા બાળપણમાં અને કુમારકાળમાં હું સાચા કુંટુબમાં કદિ રહ્યો જ નથી. મેં નજીવા અપવાદ

સિવાય મારાં માતાપિતાનો પ્રેમાળ સહવાસ ભોગવ્યો જ નથી.[1] તેથી સન ૧૯૧૧માં મુંબઈમાં પહેલીવાર સન્મિત્ર મનસુખલાલ માસ્તર અને તેમનાં સુશિક્ષિત પત્ની તારાબેનના વિશાળ કુટુંબના સહવાસમાં આવ્યો ત્યારે સ્ત્રી બાળકોની નવી જ દુનિયામાં મ્હાલવા મળ્યું. વખત જતાં તારાબેનનાં માતુશ્રી અંબાબહેન, પિતા દા. ખાંડવાલા અને તેમનાં સંખ્યાબંધ દિકરા દિકરીઓના ભરચક કુટુંબમાં હું ભળતો ગયો, ત્યારે એક પ્રેમાળ કુટુંબ પરિવારની માયાનું નવું સુખ મેં માણવા માંડયું.[2] મારી ભરજુવાનીમાં હું પહેલી જ વાર સ્ત્રી સમાજના નિકટ પરિચયમાં ઓચિંતો આવ્યો ત્યારથી હું સ્ત્રી જાતિનો ભાવનાશીલ પૂજક[3] અને તેની આઝાદીનો સ્વપ્ન-દ્રષ્ટા બની ગયો.

માસ્તર કુટુંબની બ્હેનો કેવા ભાવથી મને ભાવતાં ભોજન પિરસતી, મને કેવાં લાડ લડાવતી અને વખાણતી! સન ૧૯૨૧માં મારા પર ગંભીર ઓપરેશન થયું ત્યારે મારી કેવી ઊભે પગે સેવા કરતી!

---

૧. મેં આત્મકથાના પહેલા ભાગમાં લખ્યું છે કે હું બાળપણમાં મારા પિતાના માસી—પચાશેક વરસનાં માસીબા સાથે રહ્યો ત્યારે મારાં માતાપિતા મુંબઈ રહેતાં. પિતાજી ભરજુવાનીમાં ગુજરી ગયા. તે પછી મારી માતાનું દિલ ઘણું ખારું થઈ ગયું. પછી તેમની સેવા મને મળી પણ મીઠાશ ન મળી. મારા નાનાભાઈનો ચોતરો ન્યારો હતો અને બ્હેન હતી નહિ.

૨. સન ૧૯૧૧–૧૨માં હું સાંતાક્રૂઝમાં માસ્તર કુટુંબના જ બંગલામાં પેટાભાડુત તરીકે રહેલો, ત્યારથી ૧૯૩૦માં હું વિલાયત ગયો ત્યાં સુધી વખતો વખત આ કુટુંબનો મહેમાન થતો.

૩. આવા માણસને અંગ્રેજીમાં Ladies man જાણે સ્ત્રીઓની થેલી લઈને તેમની પાછળ ફરનારા—સ્ત્રીઓના પરિચારક-તરીકે ઓળખાવે છે.

આ ઘરમાં ધાર્મિક અને સામાજિક સુધારાની હવા પૂરી ફેલાયેલી હતી. તેના છોકરાઓની માફક છોકરીઓ પણ જુવાનીના ભારથી જરાયે દબાયા વિના હરવા-ફરવામાં અને મસ્તી તોફાનમાં પૂરબહારમાં ભળતી. તે બધાની સાથે હું પણ ઘરના રંગરાગમાં મારી વયની પરવા કર્યા સિવાય ભળી જતો. આ બધાં નાનાં બાળકોનો પરિવાર જીભ ચલાવીને મને સતાવતો ત્યારે હું તેમના બરડામાં ધબ્બો મારતો તેથી તારાબેને મારું નામ 'ધબડ ધોકો' પાડેલું.

માસ્તર આખો દિવસ ઓફિસમાં કામ કરીને ઘેર આવે અને તારાબહેન મારી કંઈ દેખભાળ રાખતાં હોય તો માસ્તર ખોટો ક્રોધ કરીને કહે: 'આ ઈન્દુલાલ આવ્યો છે એની આટલી બધી પળશી ! અને મારી સામું તો તું જોતી જ નથી' ! તારાબેન ટચલી આંગળી નાકે લગાડીને કહે: 'જૂઓ માસ્તર ! તમે તો ઘરના માણસ છો અને આ ઈન્દુલાલ તો દેશસેવક છે, સમજ્યા ! એમની સેવા તો પહેલી કરવી પડે !'

આ કુટુંબમાં હું છેક જ ઘરનો માણસ થઈ ગયેલો તેથી મારા તરફ કોઈ નકામો વિવેક કરે નહિ. મારે કંઈ જોઈતું હોય તો રસોડામાં જઈને ડબા કે કંડિયા ખંખોળવા માંડું ત્યારે કોઈ મને મજાકમાં ધમકાવીને જોઈતું હોય તે આપે કે નવું કરી આપે ! તારાબહેનના પિતા વયોવૃધ્ધ દા. ખાંડવાલાથી ઘરની નાનામાં નાની છોકરી કપિલા સુધી બધાં મારા પર એવો ભાવ રાખતા કે મુંબઈમાં છાપામાં હું નોકરી કરતો ત્યારે ઘણું ખરું રવિવારનો દિવસ માસ્તરના ઘરમાં જ ગાળતો અને આખા અઠવાડિયાનો બધો થાક સારા કુટુંબની માયાથી ઉતારતો.

સને ૧૯૧૭માં ભારત સેવક સમાજ અને મુંબઈ છોડીને હું ગાંધીજીની આગેવાની નીચે ગુજરાતમાં કામ કરવાને અમદાવાદ

રહેવા આવ્યો ત્યારે હું દેશના જેવી સેવક સમાજ ગુજરાત માટે રચવાનાં સ્વપ્નાં રચતો. આ યોજના પાર ન પડી. છતાં તે યોજના માટે મળેલી રકમને આધારે બીજે જ વરસે દા. સુમંત અને શારદાબહેનનાં ઘરમાં રહેવા ગયો. તરત જ મુંબઈ અને અમદાવાદનાં કુટુંબો સાથે મારા સંબંધમાં મોટો ફરક મને સહેજે સમજાયો. મુંબઈમાં માસ્તર–તારાબહેન કંઈક સરખી વયનાં સોબતી મિત્રો હતાં, ત્યારે ગુજરાતમાં ભારે પ્રતિષ્ઠા ધરાવતા દાકતર સુમંત અને શારદાબહેન વયમાં મારાં વડીલને સ્થાને હતાં અને મારા જેવા કાચા જુવાનીયા પર માતાપિતા જેવો કુદરતી અધિકાર ભોગવતાં. થોડાં વરસથી સમાજ સેવાના સાથી તરીકે હું તેમના સારા પરિચયમાં આવ્યો હતો. હવે હું ગુજરાતની સેવાના કામ માટે તેમની સાથે રહેતો, તેથી અમારો સંબંધ સાર્વજનિક ભૂમિકા પર રચાયો. શારદાબહેન તે વખતે વનિતાવિશ્રામની છત્રછાયા નીચે એક નવી ઢબની હાઈસ્કૂલ–મહિલા વિદ્યાલય–ચલાવતાં. ડાકટર પાટણમાં આયુર્વેદની કોલેજ પર દેખરેખ રાખતા અને સારા ગુજરાતમાં ગામડાના સમાજ સેવકોને માર્ગદર્શન આપતા. તેમની કૌટુંબિક જરુરિયાતો અને દેશસેવાના જીવનવ્રતની તમન્ના વચ્ચે તેમના દિલમાં નિરંતર મંથન ચાલતું. તેથી તેમનો મિજાજ જરા ગરમ રહેતો. તેઓ કવચિત શારદાબહેનને અને મને પણ વઢી નાખતા. છતાં તેથી તેમના અંતરની મિઠાશની, ઉદાત્ત સ્વભાવની કે તેમના સ્નેહાળ હાસ્યની છાપ કદી ભુંસાતી નહીં.

દૈનિક જીવનમાં પહેલીવાર સુરત અને અમદાવાદના નાગર પરિવારના સંગમરૂપ આ કુટુંબમાં રહેવાનો અણમોલ લાભ મને મળ્યો. મુંબઈના માસ્તર કુટુંબ જેવું જ આ કુટુંબ પણ પુરું સુધારાવાદી હતું પણ તેના આચાર-વિચારમાં ને બોલચાલમાં નાગરોના તીખા–મીઠા સંસ્કારોનું અજબ મિશ્રણ હતું. મને તો

શારદાબહેનમાં વાત્સલ્યપૂર્ણ અને ચેતનવંતાં પ્રૌઢ માતુશ્રીનું સુખ મળ્યું, તેથી હું બહુ જ શાંતિથી આનંદમાં રહેતો. એક વરસ પર વડોદરાની સાહિત્ય પરિષદ વખતે વ્યાસપીઠ પર દૂરથી નિહાળેલાં આ સોહમણાં સન્નારી ઘરમાં મારાં ન્હાપાણી–રહેનસહેન પર અને બહાર અમારી કેળવણી મંડળીની પ્રવૃત્તિ પર કેવી મીઠી નજર રાખતાં! છતાં જરુર પડે ત્યારે અમારા સેવાભાવિ શિક્ષકગણને અને મને પણ કેવાં કડક શાસન સંભળાવતાં? જે વાત હું સિધ્ધાંતને આધારે તારવતો તે શારદાબહેન તેમના અંતર્જ્ઞાનથી પિછાનીને કેવી મીઠી મુખમુદ્રાથી અમને ખટમીઠા બોલ સંભળાવતાં! પણ તેથી કોઇનું મન જરાયે ઊંચું થાય તો તરત તેમનું અસાધારણ મધુર હાસ્ય વેરીને સર્વને પ્રસન્ન કરતાં.

આ ઘર કુટુંબનાં છ બાળકોનાં કિલકિલાટ અને હળવી મસ્તીથી ગાજી ઉઠતું. આ બધાંની સાથે હું કવચિત ક્રિકેટની રમતનું કે દોડાદોડનું ધાંધલ મચાવતો અને કવચિત મોટાં ત્રણ છોકરાંને મેથીપાક આપતો. આ બધું જોઈને શારદાબહેન મને મીઠી ચીમકી આપતાં: 'અહીં ન જણાય આઠનો કે ન જણાય અઠ્ઠાવીસનો.'[1] સર્વમાં મોટી પ્રેમલીલા વધારે સોહામણી, અભ્યાસમાં બુદ્ધિશાળી અને ગાવામાં નિપુણ હતી.[2] તેથી કોઈવાર તેને

---

૧. સન ૧૯૨૦માં હું ૨૮ વરસનો હતો અને નાનો અશોક આઠની નજીક હતો.

૨. ગાંધીજીએ લડાઈમાં ભરતીનું કામ શરું કર્યું ત્યારે 'તલવાર સે ખેલેંગે હોળી' ગીત તે બુલંદ અવાજે ગાતી. બાકી કવિ નાનાલાલનું 'મારા કેસરભીના કંથ હો! પધારોજી રણવાટ' 'ઝીણા ઝીણા વરસે મેહ ભીંજે મારી ચુંદડલી!' વગેરે ગીત તે ગાતી ત્યારે ખરેખર રસલ્હાણુ કરતી.

ભણાવતો કે તેની સાથે ગંભીર વાતો કરતો. વળી ગાંધીયુગના નવા સંસ્કારથી તેની શાળામાં તેને હિંમતભેર રાજ્યવિરોધી જવાબ આપતી જાણીને ખુશ થતો. આ કોમળ બાળાને પૂરા ગૌરવથી ગુજરાત કૉલેજને રસ્તે કવચિત એલીસબ્રીજ પર એકલી પગલાં ભરતી જોઈને હું ખુશ થતો. કવચિત તેના મુદ્દલ પત્રમાં તેની સરસ પરીકથા કે બાળવાર્તા વાંચીને હું હેરત પામતો, અને તેની ગૂઢ શકિત અને તેના અણદીઠા ભાવિ પર આશાભરી મીંટ માંડતો.

હું શારદાબેનને ઘેર રહેતો હતો. તેવામાં જ મારે લીલાવતી શેઠનો [1] પરિચય થયો. એ બહેનને બીજ વર સાથે ફરજિયાત પરણાવીને તેમના પર વસમી યાતના લાદવામાં આવેલી. આવી પરિસ્થિતિમાં કંઈક રાહત મેળવવાને તેઓ મારા જેવા અનેક સમાજસેવકનો સંપર્ક રાખતાં. હું તેમને મળતો ત્યારે તેમનાં વિશાળ નયનથી અને વાકચાતુર્યથી હું કંઈક પ્રભાવિત થયેલો. ખાસ તો આ દુખિયારી માતા[2] તરફ દીલસોજી અને કરુણા મારા દિલમાં વસતાં. આવી હજારો સ્ત્રીઓના વિતકની કલ્પના કરતાં મારું દિલ ભરાઈ જતું અને સ્ત્રીજાતિની મુકિત માટે જેહાદ ચલાવવા પ્રેરાતું. કવચિત તેમની સાથે સાહિત્યના, ધર્મની અને આધ્યાત્મ જીવનની વાતો કરતો. થોડો વખત તો તેમના જૈન ધર્મના સંસ્કારને લીધે સૂર્યાસ્ત પછી ભોજન ત્યજીને માત્ર દૂધ જ

૧. તે પછી કનૈયાલાલ મુનશીને પરણીને લીલાબહેન મુન્શી થયાં. અગાઉની માફક તેમને લીલાબહેન નામથી અહીં વર્ણવ્યાં છે.

૨. તે વખતે તેમની નાની દીકરી બાળા સાથે હું શોખથી ખુબ ધીંગામસ્તી કરતો.

લેવાની પ્રતિજ્ઞા લેતાં ગુરુ દત્તાત્રયની[1] માફક મેં તેમને એક ગુરુનાં પદે સ્થાપેલાં.

સન ૧૯૨૦માં અમદાવાદમાં સાહિત્ય પરિષદ મળી ત્યારે ગાંધીજી અને કવિવર ટાગોરે તેમાં હાજરી આપી. આ પ્રસંગે મુંબઈથી માસ્તર અને તારાબેન અમદાવાદ આવ્યાં. લીલાબેનને અને શારદાબહેનને તે સારી રીતે ઓળખતાં. હું શારદાબહેનને ઘેર રહેતો તેથી એમને બન્નેને મળવાને તારાબેન ઘેર આવ્યાં. લીલાબેન કોઈવાર મારી ખબર કાઢવાને ઘેર આવતાં, તેથી શારદાબહેન પણ તેમને પિછાનતાં. આ સર્વના એક સ્નેહી તરીકે મારી વાત નીકળી ત્યારે શારદાબહેને લીલાબહેનના મારા પરિચય વિષે કંઈક જિજ્ઞાસા બતાવી. તરત જ છેલ્લાં દસેક વરસનો તેમના કુટુંબ સાથેનો મારો ગાઢ સંબંધ યાદ કરીને તારાબહેને કહ્યું : ઈન્દુલાલ તો દેશસેવક છે. મારી બહેનો, લીલાબહેન અને બીજી ઘણી યુવતીઓ સાથે ફરે છે. પણ હું મારા પૂરા અનુભવથી કહું છું કે ઈન્દુલાલ તો ખરેખરો મહાત્મા છે.' આ શબ્દ બોલવામાં તેમણે ઘણી અતિશયોક્તિ કરી પણ સાથે મારા સ્વભાવની ઊંડી સમજ બતાવી. તેથી હું ઘણો ખુશ થયો. તેમણે પારખી લીધું કે જે યુવતીઓ, છોકરાની માફક નાચકૂદ અને દોડાદોડી કરતી તેમનો પીછો પકડીને હું મસ્તી તોફાન કરતો—પણ તેમનાં

૧. શાસ્ત્રોની કથા મુજબ ગુરુ દત્તાત્રેયે આ દુનિયામાં ફરતાં નાના મોટા અનુભવનો સાર કાઢીને ૪૮ ગુરુ કર્યા હતા. એક બાઈએ બલૈયાં પહેરીને કંઈ અનાજ સાંબેલાથી ખાંડતી હતી તેથી આખો વખત અવાજ થતો. તે ટાળવાને તેણે એક બલૈયું કાઢી નાંખ્યું ત્યારે અવાજ બંધ થયો. તે પરથી એવો અવાજ—ને એવા સંઘર્ષના નિવારણ માટે દત્તાત્રયે એ બાઈને ગુરુ બનાવી.

સ્ત્રીવાત્સલ્યનો મારો ભૂખ્યો જીવ તેનો ભાવભીનો પૂજક અને સેવક બની જતો. તારાબેન મુંબઇના સુધારાવાદી પણ કડક સ્વભાવના પિતાના ઘરમાં ઉછરેલાં. તેમણે મારામાં આવી ઊંડી શ્રદ્ધા દર્શાવી તેથી અમદાવાદમાં મને નવાં કામ કરવાની સારી પ્રેરણા મળી.

એ સાલની આખરે જ ડાકટર સુમંતની તબીયતની સંભાળ લેવાને ઉછરતી છોકરીઓના શિક્ષણનો શ્રેષ્ઠ પ્રબંધ કરવાને શારદા-બહેને સકુટુંબ વડોદરે રહેવા જવાનો નિર્ણય કર્યો. મેં તો સારાયે જીવનમાં પહેલી જ વાર આવા સર્વોત્તમ સંસ્કારી કુટુંબનું સુખ લાગલગાટ આટલાં વરસ ભોગવ્યું હતું. તેમાં માતૃપ્રેમના અણજાણ જીવને આવાં સુશિક્ષિત સન્નારીના વાત્સલ્યથી તેમનાં કુમાર-કુમારિકાઓ સાથે રમતગમત કરવાની અણમોલ તક પહેલીવાર મળી. હવે ઓચિંતુ મારા જીવનનું મધ્યબિન્દુ બનેલું આ કુટુંબ મને ભવાટવીમાં એકલો મુકીને પરગામ ચાલ્યું ગયું ત્યારે મારા દિલને ઘણું દર્દ થયું, તેમની સાથે મેં પણ ઘર બદલ્યું અને બે ઓરડીના એક નાના મકાનમાં રહેવા ગયો.

આ કુટુંબ વડોદરા ગયા પછી થોડો વખત સરલા અમદાવાદ રહેલી. તેને કવચિત મળીને અને કવચિન દા. સુમંત ને શારદા-બહેન કામસર આવતાં ત્યારે તેમને મળીને હું આશ્વાસન મેળવતો. પણ જ્યારે શારદાબહેન કોઇવાર તેમનાં બાળકો સાથે અમદાવાદ આવતાં ત્યારે તેમને રાતે મોડે સુધી મળીને ઘણા વખતની ભૂખ ભાંગતો. છેવટે જ્યારે તેમની વિદાય લઇને હું બહાર નીકળતો ત્યારે જાણે દુનિયાની ઝળહળતી રોશની બૂઝાઇ જતી અને ગોપાસ ઘોર અંધકાર દેખાતો !

સન ૧૯૨૪માં પ્રાંતિક સમિતિના મંત્રીનું રાજીનામું આપીને હું હરિજન-આદિવાસીની સેવાનાં કામ કરતો ત્યારે વળી દા.સુમંત

વગેરે મિત્રો સાથે રહેવા અમે દેસાઇના દાદા અંબાલાલ સાકરલાલનો બંગલો ભાડે રાખ્યો. પછીથી જૂના શારદામંદિરના સ્થાનક તરીકે પંકાયેલા આ મકાનથી તે છેક માદલપુર ગામની વચ્ચે તે વખતે કંઇ વસ્તી નહોતી. વિશાળ ચોગાનવાળા આ નાનકડા મકાનમાં 'યુગધર્મ' માસિકના લેખકોની સભા મળતી. તેમાં ભાગ લેવાને કાકા સાહેબ કાલેલકર, રસિકલાલ પરીખ, મુનીશ્રી જિનવિજયજી, રામનારાયણ પાઠક વગેરે મિત્રો પધારતા. અમારા માસિક યુગધર્મની અને તેના કાર્યાલયના પ્રકાશનની ભૂમિકા ઊંચી રહેતી. તે વખતે અમે ગાંધીજી અને અરવિંદ ઘોષનાં લેખો, ભાષણો, પુસ્તકો વગેરે પ્રગટ કરતા. હું ગાંધીજીના યરવડાના આશ્રમ વિષે લખતો અને બુદ્ધની માફક સાંજે જેલના ચોગાનમાં પરિભ્રમણ કરતાં ગાંધીજીનુ વર્ણન કરતો, તે વખતે હું પણ મોટે ભાગે બુદ્ધના આદેશને અનુસરી ઘરની માયા છોડીને વૈરાગી થવાનો ભગિરથ પ્રયાસ કરતો. તે વખતે જ સંધ્યાકાળ પછી નિરાહાર રહેવાનું વ્રત પાળીને હું રાતે દૂધ લઇને બુદ્ધનું ધ્યાન કરતો.

થોડા વરસમાં હું અમદાવાદ છોડીને મુંબઇ ગયો. હું ઘણાં વરસથી સંસારમાંથી ઉખડેલો હતો; હવે જાહેર જીવનમાંથી પણ હું ઉખડી ગયો, ત્યારે મેં મુંબઈનું શરણું શોધ્યું. ચોપાટી પર એક સન્મિત્રના ઘરમાં એકલવાયું જીવન ગાળતાં પાછલા પહોરે પાસે આવેલા દેસાઈના પિતા વૈકુંઠરાયને ઘેર જઇને તેમની પુત્રીઓ શાંતિલા અને સરલાની સાથે વાતો કરી આશ્વાસન મેળવતો, પછી મુંબઈમાં છાપાની નોકરી કરવા માંડી ત્યારે રજાને દિવસે માસ્તર કુટુંબમાં ભળતો, તેમ ક્વચિત દેસાઈનાં મોટા બહેન ડા. સુમંતના નાના ભાઈ ભાસ્કરભાઈ સાથે થોડાં જ વરસ પર પરણ્યા હતા. તેમનાં કુટુંબમાં ખરેખરાં વીરાંગના તો એ જ નીવડયાં. પિતાના કદર વિરોધની ઉપરવટ કરીને અને એક વરસ વિલાયતમાં તપસ્યા

કરીને છેવટે ધાર્યા પ્રમાણે પસંદ કરેલા પતિને જ તે પરણ્યાં. આવા કડક આવેશની પાછળ તેમનાં દિલમાં પ્રેમની શક્તિ હતી તે ચોપાસ રેલાવતાં અને મારા જેવા મિત્રને બહુ ભાવથી અપનાવતાં.

ઊર્મિલાબહેન તેમનાં મિત્રમંડળમાં બહુ ઊર્મિશીલ ગણાતાં. ગૃહિણી તરીકે પોતાની ફરજ બજાવવામાં તે ઘણાં કડક રહેલાં. વિવિધ પ્રકારનાં ભોજન જાતે બનાવવામાં અને પીરસવામાં તેમની આવડત અજોડ હતી. વહેલી સવારથી તે બપોર સુધી ચાલતું આ ભારે કડાકુટનું કામ તેઓ ઘણી હોંશથી હસતે મોઢે કરતાં. વરસો સુધી સર્વોત્તમ ભોજન તો ઊર્મિલાબહેનને ઘેર જ મને મળતું પણ તેથીયે વધારે તો તેમના ઊભરાતા વાત્સલ્યભાવથી હું પ્રભાવિત થતો. તેમના કુટુંબમાં ઘણીવાર તેમની બહેનો શાંતિલા અને સરલા મળતી અને તેમની સાથે કવચિત સિનેમા–નાટકની મોજ કરવા જતો, પણ તેમના નાની તોફાની દિકરી નીરૂ સાથે જ ઘરમાં મારે ખરાં સહીપણાં હતાં. તેની સાથે હું દોડાદોડ અને તોફાન મસ્તી તો કરતો જ. કવચિત તેને હળવી થપાટ મારતો તો એ રમરમતી લપડાક મને ઠોકી દેતી. આ નાનકડી બાળકીનાં આવેશનો સ્વાદ ચાખવામાં હું ઘણું ગૌરવ સમજતો. આ મા–દીકરીની જુગતી જોડીની હૂંફ મેળવીને હું હંમેશ તાજો થતો.

સન ૧૯૩૦ સુધી મુંબઈનાં છાપાના તંત્રીનું અને સિનેમા ફિલમનું કામ કરતાં હું નિષ્ઠુર સંસારની આંટીઘૂંટીમાં ગુંચવાઈ જતો. કોઈક દિવસ શાંતિ મેળવવાને માસ્તરના કે ઊર્મિલાબહે-નના ઘરની શીતળ છાયામાં રહેતો. કોઈક વખત લાગલગાટ બે–એક દિવસ કોઈ માયાળુ ઘરમાં ભાવતું ભોજન આરોગીને આનંદ પામતો, પણ ત્રીજે દિવસે તે વીરડી સુકાઈ જતાં બહુ દુઃખી થઈને હું પાછો હોટલના દરવાજા ઠોકતો અને પાછો કઠોર જીવનસંગ્રામમાં ઝુકાવતો.

પછી પાંચ વરસ વિલાયત રહ્યો ત્યાં કંઇ કંઇ કુદરતી અને કંઇક સંગવડિયા મહોબતનો અનુભવ થયો. ત્યાંથી પાછો અમદાવાદ આવીને થોડા દિવસ દા. સુમંતનો મહેમાન થયો. તે વખતે તેમના કુટુંબની વાડી વિખરાઇ ગઇ હતી. છતાં શારદાબહેનની માતૃછાયા એવીને એવી જ શીતળ લાગી. સંયોગવસાત પાછો મુંબઇ ગયો ત્યારે માસ્તર કુટુંબમાં પહેલાની માફક ભળી જતો, હવે તે પરિવારના સીતારારૂપે કપિલા મારું સ્વાગત કરતી. થોડો વખત તેની સાથે જીવન સાંધવાનાં સ્વપ્ના રચ્યાં તે છેવટે નિષ્ફળ થયાં. પછી દા. સુમંતના સોજીલા દીકરાનો મહેમાન થયો અને નજીક રહેતાં ઊર્મિલાબહેનની તાપણીએ વખતોવખત તાપવા જતો.

સન ૧૯૩૬થી કિસાનોમાં કામ કરતાં મારું જીવન તળપદું —કંઇક રૂક્ષ થઇ ગયું. નહિ ખાવા પીવાનું કે નહિ કપડાં લતાનું ઠેકાણું. હું જાડાં કપડાં, જાડું ભોજન ને જાડા બોલનો શોખીન બન્યો. તે વખતે મારા મશીયાઇભાઇ સન્મુખભાઈ સાથે ઘણાં વરસના અબોલા દૂર થતાં તેમના જીહુના સરસ બંગલાના દરવાજા મારે માટે ખુલી ગયા. જમાના પછી મારા જૂના સહોદરના અને તેમનાં પત્ની મંજુબહેનના સમાગમથી ઘણો આનંદ થયો. તેમની મોટી દીકરીઓ મંજરી અને એના સાથે થોડા વખતમાં મારે મજાની દોસ્તી થઇ. લગભગ સ્ત્રીવિહીન બનેલી મારી દુનિયામાં આ નવા તારલા ચમકયા એટલે હંમેશની રીત પ્રમાણે તેમને મેં ઊંચી ભાવનાના રંગે રંગી દીધી. તેમની સાથે મોડી રાત સુધી વાતો કરતો અને તેમની હૂંફ મેળવીને તાજો થતો. થોડા વખતમાં મંજરી સારી કમાણી કરતા એક જુવાન સાથે પરણી ગઇ. એનાને સમાજસેવાના કોડ હતા, તે પૂરા કરવાને મારી સૂચનાથી તેણે હરિજન અને આદિવાસીઓના અનેક આશ્રમની મુલાકાત લીધી. પછી મારી સાથે સેવાના જુદા જુદા રાહની ઘણી ચર્ચા કરી.

છેવટે તેને કંઈ જુગતું કામ ન મળ્યું તેથી તેણે બેંકની નોકરી સ્વીકારી લીધી. તે ઉપરથી સુશિક્ષિત યુવતીઓને સમાજ સેવાના કામમાં ખેંચવાની મુશ્કેલીનો મને નવો અનુભવ થયો.

નડિયાદમાં થોડાં વરસ સહકારી ખરીદ વેચાણ સંઘનું કામ કર્યા પછી ઉદવાડાથી માણસા સકાખાડ સુધીના વિસ્તારમાં અનેક આશ્રમ સ્થાપીને હું તેના સંચાલનમાં રોકાયો. છેવટે નેનપુર[1] પાસે વાત્રક ખેડૂત વિદ્યાલય સ્થાપીને તેના આશ્રમમાં હું સળંગ બાર વરસ રહ્યો, ત્યારે શહેરમાં રહેલા જીવડાને પહેલીવાર ઉપર આકાશ અને નીચે ખુલ્લા ખેતરમાં રહેવાની અને આશ્રમનો જાડો રોટલો ખાવાની ખુબ મઝા પડી. રાત-દિવસ ડઝનબંધ ગરીબ વિદ્યાર્થીઓ સાથે કુટુંબભાવથી રહેવાનો મેં નવો લ્હાવો લીધો. પહેલાં ઘર વગરના માણુસ તરીકે હું ચોપાસ રઝળતો; હવે પગ બાંધીને આશ્રમના વિશાળ ખેતરમાં હું રહેતો થયો. વળી ત્યાં રોજ નવો વિકાસ સાધવાની યોજનાઓ ઘડતો અને તેને સિદ્ધ કરવાને અહર્નિશ વિવિધ પ્રવૃત્તિ કરતો. ખરેખર કદી જમીનનો દસ્તાવેજ નહિ કરનારે અનેક જમીનો ખરીદી, ઘર વિનાના માણુસને આશ્રમનું ભોજન નિયમિત મળતું અને કુટુંબ વિનાનો માણુસ સેંકડો છોકરાંનો મમતાળુ 'દાદા'[2] બની ગયો.

---

૧. અમદાવાદથી નડિયાદ રેલવે માર્ગે જતાં કનીજ અને મહેમદાવાદ સ્ટેશનની વચ્ચે નેનપુર નામનું સ્ટેશન આવે છે.

૨. પંચમહાલમાં મોટા આગેવાનને દાદા કહે છે. તે જિલ્લાનો એક જુવાન આશ્રમના ખેતી કામમાં રોકાયો. તેનો દાખલો લઈને નડિયાદમાં અને અમદાવાદમાં મને સૌ 'દાદા' કહેવા લાગ્યા.

ઘણાં વરસમાં તો હજાર-બે હજાર વિદ્યાર્થીઓ આશ્રમમાં ભણ્યા હશે. તે ઉપરથી ફ્રાંસના એક પત્રકારે મારી મુલાકાત લઈને લખ્યું : આ વગર પરણેલો માણુસ હજાર છોકરાનો બાપ બન્યો છે!

અસલના સંયોગથી મારા દિલમાં જે માતૃપ્રેમથી બંધાયેલી હતી તેણે હવે નવું રૂપ ધારણ કર્યું. પહેલાં કોઈ માતાના ખોળામાં માથું મુકીને અને પછી સારી ધરતીને માતા ગણીને તેના વિરાટ ખોળામાં હું લીન થતો. હવે આશ્રમમાં તો ઊંચા આકાશની નીચે વિશાળ ધરતીને ખોળે જ મારું વ્યક્તિત્વ લીન કરી આધ્યાત્મિક શાંતિ સહેલાઈથી મેળવતો. તે તેખતે મુંબઈની દેવીઓનાં સ્મરણ ઝાંખા થતાં હતાં. છતાં માતૃપ્રેમની ભૂખ દિલમાં કવચિત ઊંડે ઊંડે વસતી અને કોઈ હેતસ્વી સ્રીરત્નને મળતાં જ તે ભભૂકી ઊઠતી.

આશ્રમમાં વરસો સુધી આવો કુટુંબ વાત્સલ્યને। દુકાળ વેઠયા પછી કંઈક સુખની ઝાંખી થવા લાગી. સન' ૪૫માં બરાબર આશ્રમમાં ઠરીકામ થયો તે પછી થોડા જ વખતમાં દેસાઈનાં નાનાં શાંતિલાબહેન તેમના પતિ સાથે કોમર્સ કોલેજ પાસે જ થોડા વખત રહેવા આવ્યાં. તે વખતે તેમને ઘેર ઊર્મિલાબહેનની દીકરી નીરૂ કોલેજના વિદ્યાર્થીઓની સાથે થોડા દિવસ માટે આવેલી. તે બધાંને મળવા હું એકવાર ગયો, ત્યાં સુરેન્દ્ર દેસાઈ પણ બહેનને મળવા આવેલા તેમણે પાસે પહેલા માળ પર આવેલો તેમનો નિવાસ મને બતાવ્યો. રાતના ઝાંખા પ્રકાશમાં તેમના પત્ની શાંતાબહેનની ઊડતી મુલાકાત લઈને હું રવાના થયો.

આઝાદીના સન '૪૭ના વરસ પછી ગુજરાત વિદ્યાસભા તરફથી પત્રકારિત્વના વર્ગ શરૂ થયા, તેમાં દેસાઈની સાથે મને પણ અધ્યાપક તરીકે નીમવામાં આવ્યો. આ કામ માટે અઠવાડિયે એક દિવસ સાંજે મારે અમદાવાદ રોકાવું પડતું ત્યારે દેસાઈના સારા કુટુંબના જૂના સહવાસને લીધે હું તેમને ઘેર જ રાતવાસો કરતો. આથી દેસાઈ સાથે જૂની દોસ્તી પાકી થઈ અને શાંતાબહેનનો નવો પરિચય થયો. ધીમે ધીમે મોટા દીકરા પ્રદીપની અને નાની

બહેન ચિત્રાની સોબત થતી ગઈ. છેક સન ૧૯૫૬ના ઓગસ્ટ સુધી પરિચય થતો ગયો. તે દરમ્યાન શાંતાબહેનના વાત્સલ્યનો અને તેમનાં બે બાળકોના હાસ્યવિનોદનો હું રસિયો બન્યો.

સન '૫૬ના ઓગસ્ટ માસના ગોળીબારથી મહાગુજરાતની લડત શરુ થઈ; ત્યાર પછી થોડા જ વખતમાં હું આશ્રમ છોડીને અમદાવાદમાં દેસાઈના ઘરનો મહેમાન થયો. આશરે ૩૦ વરસ પર દા. સુમંતના ઘરમાં રહેતો તે પછી નવી લડતને અંગે મારે અમદાવાદ રહેવાનું થયું પણ આ નવા વસવાટના સંયોગો છેક જ જુદા હતા. દા. સુમંત અને શારદાબહેન મારાં વડીલ હતાં અને સેવાનાં અનેક કાર્યો કરવાને તેમનો મહેમાન થયેલો. ત્યારે દેસાઈના આખા ઘરમાં વડીલને સ્થાને હું હતો અને મારું રાજકીય કામ બહાર કરવાને હું ઘરમાં રાતવાસો કરતો. મુંબઈમાં વરસો સુધી દેસાઈનાં બહેનને મળતો. દેસાઈની જ ન્યાતના બ્રહ્મક્ષત્રિયો સાથે જ અમદાવાદમાં જુદા જુદા કારણસર સન ૧૯૧૬થી અનેક કામને અંગે મારો ગાઢ સંબંધ બંધાયો હતો. તેઓ આખાબોલા હોવાથી એક ઘાએ બે કકડા કરતા. તેઓ સમય પિછાનીને સાહસિક થતા અને ગાંધીજીના જમાનામાં સરદારની સાથે મોખરે રહ્યા. હું જૂના કોંગ્રેસી કાળમાં બચુભાઈ દેસાઈનો અને પછી બળવંતરાય કાનુગાનાં પત્નીનો રોજનો મહેમાન થતો. હવે એ પરંપરા જાળવીને હું દેસાઈનાં પત્ની શાંતાબહેનનો ભાવિક સત્કાર ભોગવતો.

ગઈ સદીની આખરે સ્વાશ્રય અને સ્વદેશીના હિમાયતી તરીકે અને અર્થશાસ્ત્રના નિષ્ણાત તરીકે ખ્યાતિ પામેલા અંબાલાલ સાકર-



ઊભેલા ડાબી બાજુથી (૧) પન્નાબેન દેસાઇ (૨) પ્રદીપભાઇ દેસાઈ (૩) ચિત્રાબેન દેસાઇ
બેઠેલા (૧) એસ. વી. દેસાઈ (૨) બેબી અર્પિતા (૩) શાન્તાબેન દેસાઈ

લાલ[1] ના પૌત્ર સુરેન્દ્ર દેસાઈ તે વખતે વાણિજ્ય વિદ્યાની કૉલેજના આચાર્ય તરીકે ગુજરાતભરમાં જાણીતા હતા. તેમના વિષયની નિપુણતા સર્વત્ર પ્રખ્યાત હતી. તેમ તેમના શિસ્ત-પાલનના કડક આગ્રહથી વિદ્યાર્થીઓ પર તેમનો ભારે પ્રભાવ પડતો.

૧. સુપ્રસિદ્ધ સાક્ષર બળવંત ઠાકોરે અંબાલાલભાઈનું શબ્દચિત્ર નીચેના શબ્દોમાં આલેખ્યું છે: 'અસાધારણ માનસિક શક્તિઓ, નાનીમોટી દરેક બાબતમાં વિરલ આગ્રહ અને ખાસ કરીને અનન્ય ચારિત્ર્યબળને લીધે અંબાલાલભાઈનું વ્યક્તિત્વ જાજવલ્યમાન હતું. એમનો ભરાઉ કદાવર દેખાવ, એમના ઉત્તમાંગનું ગૌરવ, એમની આંખનું તેજ, એમના અવાજનો ધાતુ ઘન સૂર સર્વ એ જાજવ-લ્યમાન વ્યક્તિનાં યોગ્ય વાહન હતાં; અને એ વ્યક્તિત્વનો પ્રભાવ એમની કૃતિઓમાં તેમજ વાણીમાં પણ પડતો.' જુઓ દી.બ. અંબા-લાલ સાકરલાલ દેસાઈ: ભાષણો અને લેખો પાન ૧૧.

સારા દેશ તરફ અને દેશના ગરીબ તવંગર સર્વ બાંધવો તરફ તેમનો પ્રેમ તેમના લેખમાં નીચેનાં વાક્યોમાં ઊભરાય છે:

હિન્દ મારો દેશ છે, ગુજરાત મ્હારું ગામ છે, અમદાવાદ મ્હારી પોળ છે, ખાડિયું મ્હારું વારસે મળેલું ઘર છે'......

"આપણામાંના દ્રવ્યમાન ને સુખી લોકોએ તેમજ બીજા સર્વેએ હમેશ યાદ રાખવાનું સૂત્ર એ છે કે, આપણું સુખ બીજાને આધારે ને આપણું દુઃખ પણ બીજાને લઈને છે. જો ગરીબ સારા તો તાલેવર પણ સારા; ગરીબ દુઃખી તો ઈતર લોક દુઃખી થવાના ...આપણા સર્વ દેશી ભાઈઓ જ્ઞાની, નિરોગી, હોંશવાળા, ભક્તિ-વાળા, સદ્‌ગુણી હશે, તો જ સર્વ ગુજરાતને સુખ, શાંતિ ને સુબુદ્ધિ મળશે.

તેમને અસત્ય અને દુરાચાર સામે કડક રોષ અને સચ્ચાઈ અને સદ્‌ગુણ તરફ આદર વારસામાં મળ્યાં છે અને તેમના કુટુંબમાં પ્રસર્યા છે. તેમના દાદા અંબાલાલ[1] હળવા સુધારાના હિમાયતી હોવાથી જૂની જર્જરિત રૂઢીઓના અને ધર્મના નામે ચાલતા લાગણીવેડાના સખત વિરોધી હતા. દેસાઈને ઘેર અધ્યાપકો, કેળવણીકારો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ વગેરેની ઘણીવાર મિજલસ જામે. તેમાં ગમે તેવા વિવિધ સૂર સંભળાય. પણ હંમેશાં ગમે તેવા મોટેરાનાં અભિમાન, લોભ-વૃત્તિ અને ભ્રષ્ટાચારને કડક શબ્દોમાં ડામવામાં આવતાં. કોઈના કુડકપટ કે હલકી નફાખોરી કે ચાલાકીને કદી ચલાવી લેવાતી નહિ. આચાર્ય અને પરીક્ષક તરીકે ઘણાય શિક્ષકો ઊંધા ધંધા કરે છે પણ તેની ગંધ પણ આવે તો તેને સખત શબ્દોમાં વખોડવામાં કોઈ ન જ ચૂકે.

હું આ ઘરમાં દાખલ થયો ત્યારે મહાગુજરાતની લડત પૂર-જોશમાં ચાલતી હતી તે વખતે તો જુવાન શહીદોનાં બલિદાનથી સારી પ્રજાની લાગણી ઘણી ઉગ્ર બની હતી. તેથી અહીંયા પણ બધા મારા પર ઘણો આદર વરસાવતા અને રોજ રોજ લડતની જે વાતો હું ઘરમાં ખુબ જુસ્સાથી કરતો તે પુરા ધ્યાનથી બધાં સાંભળતાં. તે વખતના પંતપ્રધાન મોરારજી સામે અમારી ગાજ-વીજ રોજ ચાલતી તેથી તેમની હું જે બધી ટીકા કરુ તેને સર્વ વધાવી લેતાં. વળી નેહરુની હું હળવી ટીકા કરું તો દેસાઈ તેના પર ચાર ચંદા ચઢાવવા તૈયાર રહેતા. તે વખતે ગાંધીજી અને

---

૧. અંબાલાલ સાકરલાલ પ્રાર્થનાસમાજના સ્થાપક ભોળાનાથ સારાભાઈના સમકાલિન હતા અને તેમના પુત્ર નરસિંહરાવ દીવે-ટિયા, કેશવ હર્ષદ ધ્રુવ અને કમળાશંકર ત્રિવેદી જેવા સાક્ષરોના પરીક્ષક હતા.

સરદારને તો મહાગુજરાતના અસલ સ્વપ્નદૃષ્ટા તરીકે ગણીને અમે પૂજતા. તેમાં મને સર્વનો પૂરો સાથ મળતો.

દિવાનખાનાની આવી ચર્ચાથી મને મારા કામમાં પુરું પીઠબળ મળતું. હું ઘરમાં જાઉં તો ત્યાં અવિચ્છિન્ન સામ્રાજ્ય શાંતા બહેન ભોગવતાં. તેમણે પહેલાં જ દિવસથી મને એક કુટુંબી તરીકે અપનાવીને સવારથી તે સાંજ સુધી મારી સગવડ સાચવવા માંડી. મારા પર માતાનું વાત્સલ્ય અગાઉ તારાબહેન અને શારદાબહેને વરસાવેલું. તે બન્ને મારાથી થોડાંઘણાં મોટાં હતાં. હવે નાનાં બહેન જેવા શાંતાબહેન ઘરમાં જે રાજ ચલાવતાં તેને બધાંની માફક હું પણ મોજથી આધીન થતો. તે વખતે તેઓ મ્યુનિસિપાલિટીની હાઈસ્કૂલમાં નોકરી કરતાં, છતાં નોકરની મદદથી સવાર અને સાંજની રસોઈ કરતાં અને વખતોવખત અવનવી વાનગીઓ પીરસીને સર્વનું મનોરંજન કરતાં. ઘરના વહીવટમાં રસોઈ ઉપરાંત સફાઈ, પાણી કપડાંની ધોલાઈ, બિછાનાની વ્યવસ્થા વગેરે જે અનેક કામ હોય તે બધાં તે જાતે કરતાં અથવા તેના પર દેખરેખ રાખતાં. ક્વચિત માણસ ન હોય તો તરત જાત મહેનત કરીને તેની ખોટ પુરતાં. ઘરનો આ બધોય ભાર ઉપાડતાં છતાં તેમના મુખ પર હંમેશ મીઠું હાસ્ય રમતું. મારાં મેલા કપડાં ધોવરાવવાને કે નવાં સિવડાવવાને હું ક્વચિત તેમને વિનંતિ કરતો તો તે તરત પાર પાડતાં. હું તો તેમની માતા સમાન હૂંફથી તાજો થઈને મારા કામે દોડી જતો અને તેમાં સત્વર વિજય મેળવવાનાં સ્વપ્નમાં રચતો.

માસ્તરના ઘરમાં તારાબહેનનું અને શારદાબહેનના ઘરમાં દા. સુમંતનું ઉપરિસ્થાન પારખેલું. અહીંના દેસાઈ તો પોતાના કામમાં અને મિત્રમંડળમાં એટલા મશગુલ રહેતા કે છોકરાં પર ધ્યાન આપવાની જરાયે ફુરસદ નહોતી. ત્યારે શાંતાબહેન તેમની

શાળા અને ઘરના વહિવટમાં ગળાબૂડ રહેતાં તેથી તેમને બહારની પંચાયતમાં પડવાની પરવા નહોતી. આમ ઘરમાં પતિપત્નીની વચ્ચે કાર્યપ્રદેશ ડહાપણથી વહેંચાયેલો જોઈને હું ઘણો આનંદ અને શાંતિ પામતો.

આવી રીતે મારા આરંભકાળમાં હું શહેરમાં તેમ ઘરમાં માન અને પ્રતિષ્ઠા ભોગવતો. પણ થોડા વખતમાં મહાગુજરાતની લડતની નવીનતા જરા ઝાંખી પડતી ગઈ તેમ આ કુટુંબને દાદાજીના બીજા ગુણની સાથે પોતાનો આગવો કક્કો ખરો કરવાનો જે અક્કડ મિજાજ મળ્યો છે તેનું પારખું મને મળવા લાગ્યું. વરસેક થવા આવ્યું ત્યારે શહીદ સંવત્સરીને દિવસે શહેરમાં અમે હડતાલ પાડવાનું એલાન આપ્યું ત્યારે માતાપિતા અને બાળકોને અસર પહોંચતી હોવાથી તેમણે તેની સામે ગણગણાટ કરવા માંડયો દેસાઈ જરા ઠાવકાઈથી હડતાલની પ્રવૃત્તિને નાપસંદ કરવા લાગ્યા અને શાંતાબહેન તો તે વિષે મૌન રાખી મારું સમર્થન કરતાં. ત્યારે પ્રદીપ અને ચિત્રાએ હડતાલના કાર્યક્રમની પહેલાં ઠેકડી ઉડાવી અને પછી તેનો સખત વિરોધ કર્યો. તેમણે મને ફરીફરીને કહ્યું કે તમે તો ભણી ઉતર્યા છો તેથી તમને બીજાના ભણતરની કંઈ પડી નથી. હવે તમે ગમે તેટલી પત્રિકા વહેંચશો અને ધાંધલ કરશો તોયે અમારી કોલેજમાં જરાય હડતાલ પડવાની નથી. આ બધી વાત બન્ને બાળકો થોડુંઘણું હસતે હસતે જ કરતાં તેથી હું મજાકમાં ઉડાવી દેતો. છેવટે ધાર્યા પ્રમાણે કેટલાક વિદ્યાર્થી આગેવાનો આગ્રહ કરીને વિદ્યાર્થીઓની હડતાલ પડાવવામાં સફળ થયા. છતાં વળી બીજે જ વરસે પાછો અમારો હડતાલનો કાર્યક્રમ જાહેર થાય ત્યારે બન્ને બાળકો મારી એવીને એવી જ ઠેકડી ઉડાવતાં.

આ ઘરમાં રહીને મેં સન ૧૯૫૭માં લોકસભાની ચૂંટણીમાં વિજય મેળવ્યો. તે પહેલાં ચૂંટણીની સભાઓને લાધે હું

ઘેર મોડો આવતો અને કોઈ લોકો મધરાતે બારણાં ઠોકતા ત્યારે દેસાઈએ બધી હેરાનગતિ શાંતિથી સહન કરી. ચૂંટણીનું પરિણામ જાહેર થયું તે દિવસે મારા અને બીજા સાથીઓના વિજય નિમિત્તે ભારે સરઘસ આખા શહેરમાં નીકળ્યું. તે દિવસે ધુળેટીનો તહેવાર હતો, તેથી હું અને મારા સાથીઓ ગુલાલથી રંગાઈ ગયા. મોડી રાતે મારાં કપડાં ધોવા આપ્યા પછી બીજા દિવસથી અમારા વિજયની વાત કરવા બેઠો ત્યારે બન્ને છોકરાએ નવી મજાક ઉડાવવા માંડી. હું હવે એમ. પી. કહેવાતો તેનો અર્થ સંસદ સભ્ય થાય. તેને બદલે 'મેડ પર્સન'—અર્થાત 'ગાંડો માણસ' ઘટાવીને તેમણે મશ્કરી કરવા માંડી. ત્યારે હું તો આ બાળલીલાને ખડખડાટ હસીને ઉડાવી દેતો. તેમાં દેસાઈ અને બીજા મિત્રો પણ ભળતા. આવે વખતે મારા જેવા વડીલ આગેવાનની આવી ટીખળ કરવા માટે શાંતાબહેન પ્રદીપ-ચિત્રાને ઘણુંયે ટોકતા ત્યારે ઠંડા અવાજે બન્ને કહેતાં કે ઈન્દુકાકા તો આપણા ઘરના જ છે એટલે તેમને તો બધુંય કહેવાય! આથી મને આ બાળકોની મમતાની અને આત્મીયતાની પ્રતીતિ થતી. આખા સંસારમાં માણસને ગમે તેટલી કીર્તિ મળે પણ ઘર આંગણે કોઈ બટકબોલા છોકરાં કાલાઘેલા બોલ બોલીને મારી સાથે એકદિલ થતાં તેને મારી જિંદગીનો અનુપમ લ્હાવો ગણતો.

પુરુષ અને સ્ત્રી બન્ને મનુષ્ય છે તેથી તેમની વચ્ચે સ્વભાવનું સામ્ય તો છે જ. પહેલાંના વખતમાં છોકરીઓ જ્યારે મોટી થતી ત્યારે તેમની જુવાની નીચે તેમનો છોકરવાદી રમતિયાળ સ્વભાવ ઢંકાઈ જતો. હવે આવાં રૂઢીનાં ભારણ હઠતાં જાય છે, તેથી મારા આગલાં ઘરમાં તેમ દેસાઈના ઘરમાં પણ ભાઈબહેન કંઈપણ રોકટોક વિના સ્વતંત્ર અને સમાનતાની હવામાં ઉછરતાં. તેઓ એકબીજાની

સાથે તેમ મારી સાથે રમતગમત ને ઠઠ્ઠા મશ્કરી કરતાં. કોઈવાર મારી બેફામ ઠેકડી કરતાં ત્યારે હું પણ મસ્તીમાં ભળીને બન્ને પર હાથ ઉગામતો ને ધમાલ મચાવતો. અહીંયાં મોટાભાઈ અને બહેનના વર્તુળમાં લડાઈ જામતી ત્યારે કવચિત હાસ્યરસને બદલે કરૂણરસ જામતો. જમાનાથી સ્ત્રીપુરુષના બધા સંબંધમાં મનુમહારાજના વચન મુજબ સ્ત્રી શરીરે નબળી હોવાથી તે પરાધીન રહી છે. અલબત્ત જ્યાં સ્ત્રી, પત્ની, દીકરી કે માતા તરીકે કુટુંબના શાસનનો નરમ કે ગરમ વિરોધ કરે એટલે ઘરમાં કરુણતા સર્જાય અને શાંતિનો ભંગ થાય.

આ કુટુંબમાં માતા પિતા, પ્રદીપ અને ચિત્રાને ગમે તેટલાં સરખાં ગણે પણ દીકરો પાવરધો હોવાથી નાની બહેનના પાસેથી મનગમતી ખુરશી, ચોપડી કે કંઈ ચીજ લેવાની હઠ કરે ને પોતાના બાહુબળથી પુરી કરે. આવે વખતે પણ જીદ પુરી કરવાનો સ્વભાવ વારસામાં ભાઈમાં તેમ બહેનમાં પણ ઊતર્યો છે. તેથી બહેન ભાઈની સખતાઈનો પ્રતિકાર કરે; એકવાર તે હારી જાય તો પણ ફરીથી પાછી જીદ કર્યા વિના રહે નહિ. આમ માનભંગ થયેલી બહેનને કવચિત કરૂણતાની મૂર્તિ સમી જોઈને હું કવચિત દુઃખી થતો. [1] પણ થોડીવારમાં આ ભાઈબહેન એકબીજાની સાથે હસીખુશીથી વિનોદ કરતાં અને એકબીજાને બોલાવતાં બન્નેની જીભ સુકાતી. આમ કવચિત બન્નેની વચ્ચે વાદળ આવતું તે પાછું જોતજોતામાં ઊડી જતું.

---

૧. પછીથી મને ખ્યાલ આવતો કે દેશમાં ને દુનિયામાં સ્ત્રીઓની જે પરાધીનતા આજની સંસ્કૃતિનાં મોટાં દુષણ અને શરમરૂપ ગણાય છે તેનો આ બાળકલહ તો એક નાનો નમૂનો છે. બાકી જગતમાં સ્ત્રી જાતિની સમાનતા સ્થાપવા માટે તો પુરુષ માનસમાં પરિવર્તન કરવાને ભારે સંગઠીત પ્રચારની જરૂર છે.

આવી કરુણતા ઘરમાં કે બહાર ગમે ત્યાં જોતાં જાણીતા સાહિત્યકાર રમણભાઈ નીલકંઠે તેમના નાટક 'રાઈનો પર્વત' નાટકમાં લખેલી ટૂંક યાદ આવતી.

સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રગટાવીશું કે
તેની પ્રચંડ ઊંડી જ્વાલની માંહી
થાશે અજ્ઞાન, સ્વાર્થ વળી દુર્મતિ સર્વ ભસ્મ.'

પછીના વરસ દરમ્યાન હું બહાર રહીને વખતોવખત આ કુટુંબનો અતિથિ બન્યો છું. તે દરમ્યાન ભાઈ અને બહેને શાનદાર રીતે પોતપોતાનો અભ્યાસ પૂરો કરી દેસાઈ કુટુંબનું નામ દીપાવ્યું છે. એન્જિનિયરીંગ કોલેજમાં ક્રમસર પ્રગતિ કરીને પ્રદીપ ઘણી હોંશિયારીથી છેલ્લી પરીક્ષામાં પાસ થયો છે. ઈન્ટરની પરીક્ષા આપ્યા પછી થોડા પ્રશ્નપત્રો ફૂટી જવાથી નવી પરીક્ષા લેવાનું શાસન થતાં તેના પર ઘોર વાદળ થોડો વખત જામેલું પણ તે વિખરાઈ ગયેલું. તે દરમ્યાન ઘણો ગમગીન થઈને નાછૂટકે ફરીથી પરીક્ષા આપવા માટે તે એક ખૂણામાં બેસીને વાંચતો તે મને યાદ છે. પછી અભ્યાસ પૂરો કરીને નિર્વિઘ્ને તે તેની કોલેજમાં નિયમસર એક શિક્ષક તરીકે નિમાયો છે અને તે માટે રોજ ઘણી ચીવટથી બરાબર વાંચીને તૈયારી કરે છે. નિયમસર પોતાની ફરજ બજાવે છે. પણ ચિત્રાને ભારે મુસિબતનો સામનો કરવો પડયો છે. તેની કોલેજના સત્તાધીશના કટ્ટર પક્ષપાતને લીધે બી. એસસી. ની પરીક્ષામાં પહેલા વર્ગમાંથી તેને જાણીબુઝીને વંચિત રાખવામાં આવી. બે વરસે એમ. એસસી. ની પરીક્ષામાં તે બેઠી ત્યારે પણ સત્તાધીશોએ એ જ દાવ અજમાવ્યો પણ તે નિષ્ફળ થયો. તેથી તેની લાયકાત મુજબ તે પહેલા વર્ગમાં પાસ થઈ. પછી તેની કોલેજના શિક્ષણ વિભાગમાં તેની નિમણુકમાંથી તેને દ્વેષવૃત્તિથી બાકાત

રાખવાને શરમભરેલા પ્રયાસ થયા તે છેવટે નિષ્ફળ થયા. આવી રીતે તેની કૉલેજની કારકિર્દી દરમ્યાન પુરુષ જાતિના હલકટ દ્વેષવૃત્તિનો સામનો કરી તેણે કૉલેજમાં સુયોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. આમ તેણે વરસો સુધી આપખુદીના શાસનની સામે જે પ્રતિકાર કર્યો, તેમાં તેના સિદ્ધાંતવાદી પિતાએ તેને પૂરું પીઠબળ આપ્યું છે. જો સુરેન્દ્ર દેસાઈની પુત્રી હોવાના કારણસર જ તેના પર કોઈનો દ્વેષ ઊતર્યો હોય તો તેનો મુકાબલો કરવામાં પણ પિતાએ પુત્રીને સંપૂર્ણ સહાય આપી છે, આમ કૉલેજમાં અને સમાજમાં વરસો સુધી અન્યાયી શાસનનો નિરંતર પ્રતિકાર કરીને હવે ચિત્રાએ સમાનતાનું સ્થાન મેળવ્યું છે, તેમાં તેને માતાપિતાએ સાત્વિક પ્રોત્સાહન આપ્યું છે.

આ જુવાન ભાઈબહેનના આહારવિહાર અને દૈનિક જીવન પર દેસાઈની અને તેમનાં વિખ્યાત દાદાજીની ઊંડી છાપ પડી છે, આજકાલના જુવાનીયાને કપડાં ને ફેશનનો, નાટક-સિનેમા જોવાનો, વારેતહેવારે દોસ્તોની પાર્ટીમાં આનંદ પ્રમોદ કરવાનો ઘણો શોખ હોય. પણ જેમ દાદા અંબાલાલે કડક સંયમી શિસ્તબદ્ધ આચારવિચાર પાળીને ઊંચા ચારિત્ર્યનો દાખલો સારા સમાજમાં બેસાડયો તેમ આ ભાઈબહેન શનિ-રવિવારે કે વારતહેવારે ઘણી વાર પોતાની શાંત નિયમિત પ્રવૃત્તિમાં જ રોકાયેલાં મેં જોયાં છે. તહેવારની સમી સાંજે પણ પ્રદીપને તેના શીખવવાના પુસ્તક કે તેના વિષયનું સાહિત્ય વાંચતો જોઉં છું ને ચિત્રાને તેનું સિવણ, ભરતનું કે ઘરનું કામ કરતી જોઉં છું અને પછી તેમની જ વયના છોકરા-છોકરીઓને ચોપાસ મોટર, સ્કૂટર પર કે હોટેલ બગીચામાં મહાલતાં જોઉં છું, ત્યારે હું સાનંદાશ્ચર્યમાં લીન થાઉં છું. પછી દાદા અંબાલાલે આ સદીના આરંભમાં શહેરથી દૂર નિર્જન સ્થાનમાં

પોતાનો બંગલો બાંધીને શેષ જીવન ગાળ્યું એ યાદ કરું છું, ત્યારે તેમની ગૌરવવંતી સાદા સંયમી જીવનની ભાવના તેમના વંશજોમાં મૂર્તિમંત થતી જોઈને સારા કુટુંબ માટે ગૌરવ અનુભવું છું.

વળી આ કુટુંબના ગૃહજીવનમાં પણ દાદાજીએ જાતમહેનત અને કરકસર કરવાની શિખામણ પળાતી મેં જોઈ છે. શાંતાબહેન પહેલાં મ્યુનિસિપાલિટીની હાઈસ્કૂલમાં નોકરી કરતાં ત્યારે પણ ઘરનો ભાર ઉઠાવતાં. આજે આધેડ વયે હજી ઘરકામનો બોજો ઉઠાવે છે. વળી દીકરી ચિત્રા આજે કૉલેજમાં નોકરી કરે છે તેની સાથે તેને રસોડાની અને કપડાં ધોવાના કામની તાલીમ આપી છે. વળી ક્વચિત નોકરની ગેરહાજરીમાં તે ઘરમાં ઝાડુ વાળે અને ભોંય પર ભીનું પોતું પણ ફેરવે છે. આજે હું રસોડામાં જાઉં છું ત્યારે શાંતાબહેનને અને ચિત્રાને જમાનાની ગેસની સગડી આગળ ઊભે ઊભે રસોઈ કરતાં જોઉં છું. આ સંસ્કારી કુટુંબમાં વયોવૃદ્ધ માતા ને કમાતી દીકરીને આવી જાડી મજૂરી કરતાં જોઉં છું ત્યારે તેમના વડદાદાની જાતમહેનત કરી શરીરની તંદુરસ્તી સાચવવાની સલાહ યાદ આવે છે.

આ કુટુંબની શીળી છાયા છોડયા પછી પહેલાં ભાઇલાલભાઈના ઘરમાં રાતવાસો કરતો તેમ છેલ્લા અઢીએક વરસથી દા. વાસુદેવ ત્રિપાઠીના ઘરમાં રાતવાસો કરું છું. પણ પછી કોઈ કુટુંબમાં પહેલાં જેમ ભળી ગયો નથી. છતાં આજ સુધી જ્યાં રહું છું ત્યાં સર્વ માતાઓ મને ઘણા ભાવથી વધાવે છે અને મારા પર ભરપૂર વાત્સલ્ય અને મમતા વરસાવે છે. મારા જુવાનીના કાળથી તે આજ સુધી જે બહેનોએ મારી નિઃસ્વાર્થ સેવા કરી છે તેમનો આભાર માનવાને મારી પાસે શબ્દો નથી અને વળતી સેવા કરવાની મારી શકિત નથી.

પણ આવા ત્રુટક ત્રુટક ગૃહજીવનને ઉજાળનાર માતાઓ અને બહેનોનો સાંસારિક વ્યક્તિઓ તરીકે વિચાર કરું છું, ત્યારે હું ઘણી મુંઝવણ અનુભવુ છું. ઘર ઘરને દીપાવનાર આ સ્ત્રીરત્નો ખરેખર સુખી છે? તેમનું જીવન પ્રફુલ્લ છે? તેમને તેમની બધી શકિતનો વિકાસ સાધવાની અને શકિત મુજબ સંસારમાં પુરુષોનાં જેવી આઝાદીથી મનગમતી શાણી પ્રવૃત્તિ કરવાની છૂટ છે? કવિતામાં 'અન્યોન્ય કેરી ન્યુનતા પૂરે અનુકૂળ દંપતી' એમ ગવાયું છે તે કેટલાં દંપતીઓના જીવનમાં અનુભવથી સિદ્ધ થાય છે? હજી સ્ત્રીઓના આર્તનાદ છાપામાં કેમ સંભળાય છે અને તેમના આપઘાતના બનાવો છાપામાં રોશન થાય છે? હજી ઈંગ્લંડ-અમેરિકા જેવા દેશોમાં પણ સ્ત્રીઓની મુક્તિ માટે આંદોલન ચાલે છે તો આપણા દેશમાં ગુજરાતમાં કંઈ કરવાની જરુર નથી?

આ સવાલનો ઉત્તર મારા દિલને તો કયારનોય મળી ગયો છે. આ લખતી વખતે મારા ઉપર અંગત હેત વરસાવનાર સ્ત્રીરત્નોનો આભાર માનું છું, ત્યારે તેમની સમગ્ર જાતિની સામાજિક પરાધિનતાની ચોટ મારા દિલ પર લાગ્યા જ કરે છે. મારી ભરજુવાનીમાં મેં પ્રખ્યાત અંગ્રેજી લેખક જોન સ્ટુઅર્ટ મીલનું 'સ્ત્રીઓની પરાધીનતા' વિષે અંગ્રેજી પુસ્તક વાંચ્યું. ત્યારથી હંમેશ તેની સામે પ્રવૃત્તિ આદરવાના સ્વપ્ના રચ્યાં છે. તે અંગે ઉદવાડામાં કન્યા છાત્રાલય અને અમદાવાદમાં મહિલા પાઠશાળા[1] સ્થાપવામાં ભાગ લીધો. વળી કાળક્રમે વધારે કન્યાઓ ઉચ્ચ કેળવણી પણ લેતી જાય છે અને નાના મોટા સરકારી અને ખાનગી કાર્યાલયમાં નોકરી કરીને કંઈક આર્થિક સ્વતંત્રતા મેળવે છે, છતાં સ્ત્રીજાતિના સામાજિક

---

૧. તે હાલ લાલશંકર ઉમિયાશંકર મહિલા પાઠશાળાને નામે ઓળખાય છે અને તે મુંબઈની કર્વે યુનિવર્સિટી સાથે જોડાયેલી છે.

ઉદ્ધાર માટે પદ્ધતિસર પ્રચાર કરવાનું કામ સુયોગ્ય સ્ત્રીકાર્યકરને અભાવે બાકી જ રહ્યું છે પણ હવે તેની વાટ જોયા સિવાય સ્ત્રીઓની હીન દશા વિશે જનતાનું દિલ જાગૃત કરવાને કંઈક સાહિત્ય પ્રગટ કરવાના મનોરથ સેવુ છું અને તે દિશામાં કંઈક પગલા ભરવા ધારું છું.

અલબત્ત આ ભગીરથ કામ એકનું નહિ પણ અનેક માણસનું છે. સ્ત્રીજાતિની મુકિત માટે આ કામમાં ઝુકાવવાની સમજુ બહેનોની જ ફરજ છે. પણ અનંત કાળથી સ્ત્રી જાતિ પર ગુલામી લાદનાર સમજુ પુરુષોની પ્રાયશ્ચિતરૂપે પણ આ કામમાં સહાય આપવાની ફરજ છે.

વળી દરેક પુરુષ નાનો મોટો હોય પણ તે કોઈ ને કોઈ માતા કે પત્ની બહેન કે પુત્રીની સેવા સ્વીકારે છે અને તેના હેતમાંથી પ્રેરણા પામીને સંસારમાં પ્રવૃત્તિ આદરે છે. છતાં તેઓ જ પોતપોતાના ઘરની મંગલ મૂર્તિઓને પરાધીનતાનાં જંજીરમાં, જકડી રાખે છે, તેમને વિવિધરંગી કારાવાસમાં પૂરી રાખે છે, પણ તેમણે હવે સમજવું જોઈએ કે જેમની પાસે જ જીવનભર સોંઘી સેવા અને ભરપૂર હૂંફ મેળવો છો તેમને અસહાય કરુણતાની મૂર્તિઓ ગણીને કયાં સુધી આંસુ સારવા દેશો ? તેમને હલકી કોટિનાં મનુષ્ય ગણીને ઘરને ન્યાતજાતની દિવાલો વચ્ચે કયાં સુધી પૂરી રાખશો ? દીન દરિદ્ર વિધવાઓને તેમનાં સાસરીયાની દયા પર કયાં સુધી ટળવળવા દેશો ? બધી કોમની પત્નીઓને કયાં સુધી સિતમગાર પતિઓને શરણે જકડી રાખશો અને કવચિત જાતે શરીર પર ગ્યાસતેલ છાંટીને બળી મરવાની કયાં સુધી ફરજ પાડશો ? કયાં સુધી તમે તમારી કન્યાઓને જરાક મોટી થતા ગમે તે કહેવાતા આબરુદાર ઘેર દોરી જશો અને તેમને પરાધીન પત્ની અને માતા તરીકે જીવનભર નિસાસા ખાતી મૂકીને તમે મોજ કરશો ? સાક્ષર

ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાની ભણેલા દીકરીને કઠેકાણે પરણાવીને પ્રાયશ્ચિતરૂપે લખેલું યાદ કરો !

'નરજાત સુખી હશે કંઈ
કદિ મહાલતી સ્વચ્છંદથી
પણ નારીને રોયા વિના
સંસારમાં બીજું કંઈ નથી !'

આ કવિતા લખ્યાને સીત્તેરેક વરસ વહી ગયાં છે, છતાં હજી લાખો ગરીબ ને મધ્યમ,તવંગર ને સંસ્કારી કુટુંબોમાં સ્ત્રીઓની આંખોમાંથી આંસુની ધારાઓ વહે છે અને તેમના દિલમાંથી નિસાસા નીસર્યા કરે છે.

સ્ત્રીઓની પરાધીનતાના સર્જક પુરુષ જાતિના નબીરાઓએ હવે તેમના સ્ત્રી પરિવારનું જમાના જૂના પાપનું પ્રાયશ્ચિત કરવાને તેમજ દેવું ચુકવવાને તેમની સમાન મનુષ્ય તરીકે મુક્તિ સાધવાને યોજાતી સર્વ પ્રવૃત્તિમાં સામેલ થવું જ જોઈએ.

વળી પુરુષવર્ગે એ પણ યાદ રાખવું જોઈએ કે અમેરિકામાં હબસીઓની ગુલામીની સામે લડત ચલાવનારા કહેતા હતા કે તેનાથી ગુલામો તો રહેંસાય છે. પણ તેમના સિતમગારોના જીવન પણ કલુષિત બને છે તેવી રીતે આજે ઘરઘરની દેવીઓ પર ગુલામી સીંચીને પુરુષોનું પણ અધઃપતન થાય છે અને સ્ત્રીઓની શક્તિ રુંધાઈ જવાથી સારા સમાજની પ્રગતિ રુંધાય છે. પણ જો પુરુષોની સાથે સમાનતાની ભૂમિ પર ખડી થઈને સ્ત્રીઓ જો પરસ્પર વિકાસ સાધવા સહાય કરે તો સારા સમાજની ચમત્કારિક પ્રગતિ થાય.

મુંબઈ અને અમદાવાદમાં જે કુટુંબોએ મને કેવળ નિઃસ્વાર્થ મમતાથી અપનાવ્યો તે બધા સુધારાવાદી અને સંસ્કારી હતાં. તે સર્વમાં અસત્ય અને અન્યાય સામે ઝઝૂમવાની પ્રણાલિકા હતી. સર્વમાં નર્યા મોજશોખની રેલમછેલ નહોતી—એકંદર સંયમ અને સાત્વિક જીવનની છાપ હતી.

# શહીદ સ્મારક સત્યાગ્રહ

આ લડતના આરંભથી અમારી પરિષદે કદી પણ વડા-પ્રધાન પંડિત નહેરૂને લખીને કે મળીને કંઈ મેળવવાનો ખ્યાલ રાખ્યો નહોતો. અમે તો મહાગુજરાતની જનશક્તિના પ્રતાપથી જ અમારૂં એકભાષી રાજ્ય સ્થાપવાનો નિર્ધાર કર્યો હતો. તેથી જ પહેલી જ ગાંધી જયંતીને પ્રસંગે પંડિતજી અમદાવાદ આવ્યા ત્યારે અમારા શાંત આંદોલનનો પ્રત્યક્ષ પરચો તેમને બતાવવાને અમે લાખોની સભા ભરી હતી, અને તે પહેલાં અમદાવાદમાં જનતા કરફ્યુનો ચમત્કાર સર્જીને અમે ગાંધીજીથી પંકાયેલા શહેરના વિરાટની શકિત રોશન કરી હતી. સન ૧૯૫૭માં મુંબઈના પંતપ્રધાન ચવાણે અમારા શહીદોનું અપમાન કર્યું અને અમારા ચુનંદા કાર્યકરોને જેલમાં પૂરી રાખ્યા ત્યારે અમારા વિરોધનો સૂર પંડિતજીને સંભળાયેલો પણ તે હવામાં જ ઉડી ગયેલો. પછી પરિષદના પાંચ પ્રતિનિધિઓ લોકસભામાં અને ત્રીસેક વિધાનસભામાં ચૂંટાયેલા છતાં અમે દિલ્હી જઈને પણ પંડિતજીને કંઈ વિનંતિ કે આજીજી કરવાને કદી ગયા નહિ. માત્ર લોકસભાને અમારા નિશ્ચયાત્મક વાણીથી ગજાવીને જ અમે સંતોષ માનતા.

હવે '૫૮માં બીજી શહીદ સંવત્સરી નજીક આવી રહી ત્યારે પરિસ્થિતિ બદલાઈ હતી. આ વરસના આરંભમાં જ અમારી મધ્યસ્થ કમિટીએ મુંબઈ સરકાર સામે ગંભીર તહોમતનામું પોકારીને તેના ભાગલા પાડવાને અને ગુજરાતનું રાજ્ય સ્થાપવાને સર્વને

હાકલ કરી હતી. પછી વડોદરામાં પરિષદે 'ઘડીની રાહ જોયા વગર ગુજરાતની સમસ્ત પ્રજાને દ્વિભાષી રાજ્યને ખતમ કરવાનો અને તે માટે શાંતિમય પણ કડક પગલાં યોજવાનો અનુરોધ કર્યો હતો પણ આવી રીતે આખરી લડત શરુ કરતાં પહેલાં ગાંધીજીની પ્રણાલિકા અનુસાર સરકારને આખરીનામું આપવાનો રાહ અપનાવીને પરિષદે પંડિતજીને પહેલેથી પૂરા જાગૃત કરવાનું ઠરાવ્યું હતું. વળી લોક-સભામાં બે માસ પર મેં કહેલું કે હવે સત્વર ગુજરાતનું રાજ્ય સ્થાપવામાં નહિ આવે તો અમારે મરવા–મીટવાને તૈયાર થવું પડશે ત્યારે ગૃહપ્રધાન પંતે કહેલું કે લોકશાહીમાં ધમકી આપીને નહિ પણ પોતાની માંગણી સમજાવીને જ કામ કરવું જોઈએ. વળી તેમણે ઉમેરેલું કે જો તમે મુંબઈની ધારાસભા પાસે રાજ્યના ભાગલા પાડવાનો ઠરાવ કરાવી શકો તો તમારું કામ સરળ થાય. મુંબઈ વિધાનસભાનો હૃદયપલટો સધાય તો તરત દિલ્હી સરકાર હાલનો મુંબઈ રાજ્યનો કાયદો સુધારવા તૈયાર થાય કે કેમ તેનો ખુલાસો તેમની પાસે મેળવ્યો હતો. તેથી વડોદરાના ઠરાવ મુજબ ત્રણ જ દિવસમાં મેં પંડિતજીને એક વિગતવાર પત્ર લખીને તેમાં દ્વિભાષી રાજ્ય સામે અમારા વિગતવાર જાહેરનામાંનો સમાવેશ કર્યો અને મહાગુજરાતની તાકીદની સિદ્ધિ માટે શાંતિમય લડત શરુ કરવાનો પડકાર ફેંક્યો.

પહેલા લાંબા વિગતવાર કાગળમાં મેં ત્રણ મુદ્દા લીધા. ગોળી-બારની અદાલતી તપાસ અને બંધી, મહાગુજરાતની સ્થાપના અને દ્વિભાષી રાજ્યની નિષ્ફળતા અને પોણા બે કરોડની પ્રજાનાં લોક-શાહી અને નૈતિક આઝાદીની સ્થાપના. હવે '૫૬ની સાલના અને પછીથી થયેલા ગોળીબાર વિષે અને ગૃહપ્રધાનના જવાબો વિષે પૂરો હેવાલ અગાઉ આપી દીધો છે. મહાગુજરાતની ભૂમિકા અને તેના આધારરૂપ દ્વિભાષી રાજ્યની સામે તહોમતનામું પણ રજૂ થયું.

માત્ર મહાગુજરાત વિષે મારા બોલના જવાબમાં પંડિતજીએ જે આશા આપેલી તે વિષે મેં પંડિતજીને પૂછ્યું : મહારાષ્ટ્ર સમિતિ સાથે પરિષદે સમજૂતિ કરી છે તેથી જો મુંબઇની વિધાનસભામાં મહારાષ્ટ્ર અને ગુજરાતનાં અલગ રાજ્ય સ્થાપવાનો ઠરાવ થાય તો તેને મધ્યસ્થ સરકાર બંધનકારક ગણીને તેનો અમલ કરશે ? વળી વિધાનસભામાં આ સવાલ વિષે નિર્ણય લેવાય તો ગમે તે કારણસર સરકાર પોતાની આપખુદીથી તેનો વિરોધ કરે ખરી ? અને તેને પાર્લમેન્ટમાં પસાર થતો અટકાવે ખરી ?

આ કાગળનો જવાબ પંડિતજીએ ૧૩ જુલાઈના રોજ આપ્યો. તે છેક જ નિરાશાજનક લાગ્યો. તેમાં જ્યારે જ્યારે ગોળીબારથી જાનહાનિ થાય ત્યારે ખુલ્લી અદાલતી તપાસ કરવાનો જે સિદ્ધાંત ગાંધીજીએ સ્વીકારેલો તેને બાજુએ મુકીને મેજિસ્ટ્રેટને હાથે થયેલી તપાસની વાત કરી. પછી મુંબઈ રાજ્યના પક્ષપાતી વલણની અમારી ટીકામાં છેક જ સંકુચિત દષ્ટિબિંદુ પારખીને પંડિતજીએ અમને ઠપકો આપ્યો અને બાકી તો અમારા આક્ષેપોનો ખુલાસો કરવાનું કામ મુંબઈ સરકારને સોંપ્યું અને મહાગુજરાતની માગણી વિષે તેમણે કહ્યું કે દ્વિભાષી રાજ્ય સ્થાપવાનો નિર્ણય પાર્લમેન્ટમાં સંગીન વધુમતિથી લેવાયો હતો અને આના કરતાં વધારે સારી લોકશાહી રીત કઈ હોઈ શકે ? બાકી લોકસભામાં પંડિતજીએ તો સરકારી નીતિ જ સમજાવી છે એટલું જ કહીને સંતોષ માન્યો પણ મુંબઈ ધારાસભામાં તનતોડ મહેનત કરીને તેના ભાગલા પાડવાનો ઠરાવ પસાર થાય તો કેન્દ્ર સરકાર તરત તેનો અમલ કરશે કે કેમ તેની કોઈ ચોખવટ કરી નહિ. વળી કેન્દ્રના નાણાંપ્રધાને થોડા વખત પર દ્વિભાષી રાજ્યને અચળ અને અમર ગણાવેલું તેનો પણ ખુલાસો મળ્યો નહિ. એકંદરે પંડિતજીના કાગળથી છેક જ નિરાશ

થયો છતાં છાતીએ પથ્થર મુકીને માત્ર મુંબઈ વિધાનસભાના ઠરાવ સંબંધી સરકારી નીતિ વિષે જ મેં ચોખવટ માગી.

મારા વળતા કાગળમાં ગોળીબારને બને ત્યાં સુધી રોકાવાની પંડિતજીની લાગણીની મેં કદર કરી, તેમ મહાગુજરાતની ભાવના તરફ સહાનુભૂતિ દર્શાવવા માટે મેં પંડિતજીનો આભાર માન્યો પણ પંડિતજીના નિવેદન વિષે મેં નવા સોંસરા સવાલ પૂછ્યા. અમે દ્વિભાષી રાજ્યના ભાગલા પાડવા વિષે મુંબઈનો વિધાનસભાને સમજાવવાને ભગિરથ કાર્ય ઉઠાવીએ તે પહેલાં અમારે જાણવું જોઈએ કે અમારી પ્રવૃત્તિ વિષે કેન્દ્ર સરકાર સંપૂર્ણ તટસ્થ વૃત્તિ જાળવશે ? અમે લડતના પંથ છોડીને સમજૂતિના માર્ગે વળીએ ત્યારે કોંગ્રેસના કે સરકારના કોઈ મહારથીને અમારી પ્રવૃત્તિને તોડી પાડવાને કંઈ નિવેદન કરતા તમે અટકાવશો ખરા ? વળી તમારા કોંગ્રેસી સભ્યોના દિલ પલાળવાને અમે ભારે જહેમત ઉઠાવીએ ત્યારે તેમના સ્વયંભૂ વિચારને રુંધી નાખવાને કોંગ્રેસ પક્ષ તરફથી કંઈ શાસન અપાશે કે તેમની ઈચ્છા મુજબ પુરી આઝાદીથી મત આપવાની છૂટ રહેશે ?

પંડિતજીએ જુલાઈની આખરે વળતો જવાબ આપ્યો. તેમાં અમને ગોળના પાણીએ નવરાવવામાં આવ્યા. મુંબઈ સરકાર સામે જે તહોમતનામું પહેલા કાગળમાં સામેલ કર્યું હતું તેનો મુંબઈ સરકારે આપેલો વિગતવાર જવાબ પણ મને સાથે મળ્યો. તેને હાલ બાજુએ રાખીને દ્વિભાષી રાજ્યની ઉત્પત્તિ વિષે પંડિતજીના વિધાન વિષે આપેલા ખુલાસાને અહીં ઉતારીશ. પંડિતજીએ સાફ શબ્દોમાં કહ્યું કે દ્વિભાષી રાજ્યની દરખાસ્ત તો લોકસભાના પ્રજા સમાજવાદી પક્ષના એક આગેવાન–દેખીતી રીતે અશોક મહેતા તરફથી પહેલી રજૂ થઈ હતી અને તે સામ્યવાદી સિવાયના



સત્યાગ્રહનું નિરીક્ષણ કરતા પંડિત કુંઝરુ અને ડૉ. વાસુદેવ ત્રિપાઠી

બધા જ સભ્યોએ ટેકો આપ્યો હતો. આમ એક ગુજરાતનો અસ્મિતાના પરમ ઉપાસક રણજીતરામ વાવાભાઈ મહેતાના પુત્ર તરફથી આ દરખાસ્ત અસલ રજૂ થઈ, એ જાણીને અમારું મસ્તક શરમથી નીચે નમી ગયું.

પછી પંડિતજીના વિધાન વિષે મેં ઘણાં ઝીણવટભરેલા સવાલો પૂછેલા, તેથી જરા ચીડાઇને પંડિતજીએ પોતાનો અવાજ રણકતી ભાષામાં સંભળાવ્યો. તેમણે પોતાની સ્પષ્ટ ભૂમિકા સમજાવી કે પાર્લામેન્ટે જંગી વધુમતિથી જે કાયદો પસાર કર્યો છે તે તેના જ મતથી સુધરે કે ફરે નહિ ત્યાં સુધી સરકારને અને પ્રજાને બંધનકારક ગણાય. હવે વિધાનસભા જે સુધારો સૂચવે તેને મહત્વના ગણીને પાર્લામેન્ટને તેને ધ્યાનમાં લેવો પડે. પણ તેમના મત મુજબ વિધાનસભાના મત ઉપરાંત રાષ્ટ્રિય દૃષ્ટિથી આ સવાલ ચકાસવો પડે અને જો એ દૃષ્ટિથી વિધાનસભાનો મત માફક ન આવે તો તેને રદ કરવો પડે. વળી વિધાનસભા પોતાના મત આપે તેને કેન્દ્ર સરકાર બંધનકારક ગણી શકે નહિ અને કંઈ રાષ્ટ્રીય જવાબદારી પર પાણી ફેરવી શકે નહિ આવી રીતે અમે પંડિતજીના વિધાન પર અને મહાસમિતિ પર ભરોસો રાખીને મુંબઇ વિધાનસભાના હૃદયપલ્ટા પર મદાર બાંધતા હતા તેના પર હવે પાણી ફરી વળ્યું. હવે ભારતના વડાપ્રધાને પોતે જ અમારી આશાના મિનારાને જમીનદોસ્ત કર્યો તેથી હવે સમાધાનનો કોઇ વચલો માર્ગ ન રહેવાથી અમે દ્વિભાષી રાજ્યના ભૂક્કા ઉડાવવાને સમસમી રહ્યા.

આ પત્રવહેવાર ઉપર ભરોસો રાખ્યા વિના અમે તો શહીદ સંવત્સરીને દિને શહીદીનું સ્મારક રચવાની તૈયારીઓ ઝપાટાબંધ આગળ ધપાવવા માંડી. અમદાવાદ શહેરમાં જ મહાગુજરાતની શહી-

દીનું કેન્દ્રસ્થાન હતું, તેથી તેને શહીદીનું સ્મારક રચવામાં સર્વોપરિ સ્થાન લેવાનું હતું. તેથી જુલાઇના આરંભમાં આ માટે પાકી વ્યવસ્થા કરવાને શહેર કમિટીની સભા મળી. કમિટીએ ઠરાવ્યું કે પરિષદની વડોદરા મુકામે મળેલી મહાસમિતિના આદેશ મુજબ આઠમી ઓગસ્ટ ૧૯૫૮ના દિવસે કોંગ્રેસહાઉસ સામે શહીદીને સ્થાને યોગ્ય સ્મારક રચવાનું ઠરાવે છે અને આ અંગે બધી વ્યવસ્થાઓ કરવાની સર્વ સત્તા નીચેના ભાઈઓની સમિતિને સોંપે છે. આ કમિટીમાં અહેમદમીંયા શેખ, દિનકર મહેતા, દા. ગણપતરામ પટેલ, જયંતિ દલાલ અને મને નીમવામાં આવ્યા.

આ ઠરાવ પસાર થયો એટલે અમારી જવાબદારી વધી પડી. અમારી કામગીરી તરત શરુ થઈ. અમારી પાકી જાણ મુજબ કોંગ્રેસભવનની સામે ટ્રાફીક ચક્કર પાસે તેમજ સરદાર સ્મારકભવનની ફૂટપાયરી પાસે—એમ બે ઠેકાણે શહીદો ઢળી પડયા હતા. એ બે સ્થળો માટે—એક મોટું અને એક નાનું—એમ બે સ્મારકોની જયંતિભાઇએ બીજા મિત્રો સાથે મળીને બાંબીઓ તૈયાર કરી. મારા મિત્ર ભાઈલાલભાઈ પટેલ [1] અમદાવાદમાં ઘણાં મકાનોનું બાંધકામ કરતા હતા. તેથી અમારા ખ્યાલ મુજબ સિમેન્ટના સ્મારકો તૈયાર કરવાનું કામ તેમને સોંપ્યું અને હવે શહીદ સંવત્સરીને એક જ

૧. ભાઈલાલભાઈને બાવળાના કિસાન કાર્યકર તરીકે હું ૧૯૩૯થી ઓળખતો ને વખતો વખત તેમને મળતો. આ કામગીરી સોંપાઇ તે વખતે તો હું તેમને ઘેર જ રહેતો અને સ્મારકના જુદા જુદા દાગીના તૈયાર થતા અને પાણીમાં બોળાતા, તે જોવા હું જતો. તે વખતે કેટલાક કોંગ્રેસી મિત્રો તેમને આ કામ કરવાના જોખમની ચેતવણી આપતા પણ તેની પરવા કર્યા સિવાય તેમણે કામ વખતસર પાર પાડયું.

મહિનો બાકી રહ્યો, તે પ્રસંગે શહીદ સ્મારકની રચના માટે લડાયક વાતાવરણ જગાવવાનું ભારે કામ અમારી સામે આવીને ઊભું.

અમે વડોદરામાં અને અમદાવાદમાં લડત ચલાવવાના ઠરાવ કર્યાં. મેં પંડિત નેહરુની આગળ દિલ્હી સરકાર સામે શાંતિમય લડતનો પડકાર ફેંક્યો. હવે તેનો તાદૃશ ચમત્કાર કરવાનો આવ્યો ત્યારે અમદાવાદમાં ચોપાસ ઠંડું વાતાવરણ જોઈને ઘડીભર મારા પેટમાં ફાળ પડી. આપણે ઘણું બોલી બેઠા પણ ખરેખર જનતા આળસ મરડીને અડીખમ ઉઠશે ખરી ? મારે હિસાબે હવે પ્રચાર-સભાઓ ભરવાનો વખત થઈ ગયો હતો. છતાં મારા કોઈ સાથીની ઊંઘ ઉડતી નહોતી તેથી મારી ચિંતા વધી ગઈ. છેવટે આઠમી જૂલાઈનો માસિક શહીદદિન આવ્યો ત્યારે મને જોઈતી તક મળી. વરસતા વરસાદમાં પણ અમે સવારે સારી સંખ્યામાં સરઘસ કાઢીને શહીદોને પુષ્પાંજલિ કરવાને ગયા અને તેજ રાતે વળી ધોધમાર વરસાદમાં પહેલી સભા ભરીને અમે મંગલાચરણ કર્યું ત્યારે મને ગરમાગરમ લડતની આશા બંધાઈ.

બીજે દિવસે મહારાષ્ટ્ર સમિતિના મંત્રી એસ. એમ. જોષીને અમારી લડતની તૈયારીઓની ખબર આપી અને આવતી નવેમ્બરની દ્વિભાષી વિરોધદિનની શાનદાર ઉજવણી કરવામાં સહકારની માગણી કરી. દશમીએ કલોલના શહીદદિને મેં જંગી સભામાં હાજરી આપી અને આવતે મહિને શરૂ થતી જંગી લડતમાં ભાગ લેવાને હાકલ કરી. તે સભામાં હાજર રહેલા હજારો કામદારોએ અને નાગરિકોએ પૂરા જોષથી આવતી દશમીએ તળાવની પાળે બંને શહીદોનાં શાનદાર સ્મારકો રચવાની ખાતરી આપી અને જરૂર પડે તો સત્યાગ્રહમાં ભાગ લેવાની તૈયારી બતાવી. અગીયારમીએ હું નડિયાદની વિરાટસભામાં સામેલ થયો અને ત્યાં હાજર રહેલા હજારો

ભાઈ બહેનોને તેમના બંને શહીદોનાં સ્મારક કોઈપણ ભોગે રચીને સરકારને પડકાર ફેંકવા મેં કહ્યું. મારા બોલના જવાબમાં 'મહા-ગુજરાત ઝીંદાબાદ' અને 'શહીદો અમર રહો'ની બુલંદ ઘોષણાઓ ગાજી ઉઠી. બંને ઠેકાણે મેં આવતા વાર્ષિક દિનની ઉજવણી અંગે ખાસ કરીને સ્મારક તૈયાર કરવા વિષે જરૂર પડે તો સત્યાગ્રહ કરવાને સ્વયંસેવકો નોંધવાની અને બીજી વિગતવાર સૂચના આપી. નવી લડતના કાર્યક્રમથી બધા લોકો એવા ઉત્સાહમાં આવી ગયા કે જેથી '૫૬ની લડત જેવી હવા ફેલાવાની મને આશા બંધાઈ.

હવે શહીદ સંવત્સરીને દિવસે જરૂર પડે તો સરકારના હુકમનો ભંગ કરીને અમારી લડત નવી કટોકટીએ પહોંચાડવી હતી. તેથી ભાઈકાકાને મળીને તેમની સાથે નિખાલસ દિલથી મેં ચર્ચા કરી. અમે સત્યાગ્રહ કરીશું તો જેલની જાત્રા તો કરવાની જ હતી. એ લડત જામે તેમાં જ તેની સફળતા રહેલી હતી. તે દૃષ્ટિથી ભાઈ-કાકાએ પણ આખી પરિસ્થિતિ ચકાસી જોઈ. ચોપાસની બધી હકી-કત સાંભળી વિચારીને તેઓ પણ આ લડત ઉપાડવામાં મારી સાથે સહમત થયા. આમ તેમની શુભેચ્છા મેળવીને નવા જોશથી લડતને તેજ કરવાને હું પ્રવૃત્ત થયો.

જુલાઈ ૧૬ના રોજ પંડિતજીનો પહેલો જવાબ મળ્યો. તે હકી-કતે નિરાશાજનક હતો પણ અમારી લડતને માટે ઘણો પ્રેરક બન્યો. તરત મેં અમારો પત્રવહેવાર છાપામાં રોશન કર્યો અને તેનો વળતો જવાબ લખીને ભાઈકાકા આગળ રજૂ કર્યો. મેં જાહેર કર્યું કે પંડિતજી સાથેનો બધો પત્રવહેવાર ઓગસ્ટના આરંભમાં મળનારા પરિષદના સંમેલન આગળ રજૂ થશે અને આખરી લડતનો નિર્ણય ત્યાં લેવાશે. તેની સાથે અમે શહીદીનાં ત્રણે નગરમાં સ્મારકો રચ-

વાની તૈયારીઓ ચાલુ રાખી અને જરુર પડે સત્યાગ્રહ કરવાને સ્વયં-સેવકોની ભરતી કરવા માંડી.

હવે એક બાજુ શહીદોનાં સ્મારકો તૈયાર થતાં હતાં અને પંડિતજી સાથે પત્રવ્યવહાર ચાલતો હતો ત્યારે અમે જુલાઈના છેલ્લા અઠવાડિયામાં અમદાવાદ શહેરના બધાયે વોર્ડમાં અને લત્તામાં એક સાંજે પાંચ-દશ ભરચક સભાઓ ભરવા માંડી અને મહાગુજરાતની સિદ્ધિ માટે આખરી જંગ ખેલવાને સર્વને હાકલ કરવા માંડી. રોજ રોજ સભાઓ વધારે શાનદાર અને જોશિલી થતી ગઈ.

સારે નસીબે જુલાઈના છેલ્લા અઠવાડિયામાં જ મિલોના ડોફરોમાં એક લડત ફાટી નીકળી. આ સેંકડો કામદારોએ પોતાની રોજીનું ધોરણ સુધારવાને મજૂરમહાજનની તેમના સંબંધી નીતિનો વિરોધ કરીને શાંત અને શિસ્તબદ્ધ લડત આદરી ત્યારે તેને દાબી દેવાને સરકારે હથિયારબંધ પોલીસનું દળ શહેરમાં ઉતાર્યું. તેમણે થોડા જ ડોફરોની ધરપકડ કરી પણ સેંકડો ડોફરોને પોલીસો કાળી લારીઓમાં ભરીને દશ બાર માઈલ દૂર મધરાતે મૂકી આવતા અને કવચિત અમાનુષી દમન આચરતા. મારા લોકસભાના સાથી ફરસનદાસ પરમાર આ લડત ચલાવતા. સારા શહેરમાં અને ખાસ કરીને કોંગ્રેસહાઉસથી તે કારંજના વિસ્તારમાં સેંકડો પોલીસનાં જૂથને ફરતાં જોઈને અમારા દિલમાં પણ વીરરસ જાગૃત થતો. વળી આ હડતાલમાં તો અમારી આગામી લડતનો શાનદાર પૂર્વરંગ થતો જોઈને અમારા હૈયામાં આનંદ છલકાતો.

ત્રીજી ઓગસ્ટના સંમેલનની તૈયારી રૂપે પરિષદની મધ્યસ્થ કમિટી પહેલી ઓગસ્ટથી નડિયાદમાં મળવા લાગી. તેણે જે ઠરાવો કર્યા, તે બીજીની મહાસમિતિમાં અને પછી ત્રીજીના અધિવેશનમાં સુધારા સાથે પસાર થયા. કમિટીએ મહાગુજરાતના શહીદોને શાન-

દાર અંજલિ આપીને પોતાનું કામ શરુ કર્યું. તેમ નડિયાદના એક જુવાન લોકકવિ અને મહાગુજરાતના ગીતોના સંગીતકાર ઘનશ્યામ ઠાકર [1] બે અઠવાડિયાં પહેલાં જ અવસાન પામ્યા હતા તેમને અંજલિ આપવાનો ઠરાવ થયો. તેમ અમદાવાદમાં ડોક્ટર–કામદારોની જે લડત ચાલતી હતી તેને દાબી દેવાને પોલીસે જે પાશવી અત્યાચાર કર્યો હતો, તેનો કમિટીએ સખત વિરોધ કર્યો.

પછી પરિષદનાં સંમેલનમાં કમિટીએ આવતી શહીદ સંવત્સરીની ઉજવણીને જ કુદરતી રીતે સર્વોપરિ મહત્ત્વ આપ્યું. વડોદરામાં મહાસમિતિએ તે વિષે જે મહત્વનો ઠરાવ કર્યો હતો તેને ટેકો આપીને કમિટીએ અમદાવાદ, નડિયાદ, અને કલોલની પ્રજાએ પોતાના લાડીલા શહીદોની ખાંભીઓ રચવાની જવાબદારી ઉઠાવી લીધી તે માટે તેને ધન્યવાદ આપ્યા. અમદાવાદમાં પહેલાં બલિદાન આપનાર શહીદોની યાદમાં શહીદચોકમાં બે ખાંભીઓ રચવાનો નિર્ણય કર્યો અને સત્યાગ્રહ કરવાને સ્વયંસેવકો અંગે વિરાટ આંદોલન શરુ કર્યું. વળી સ્મારકો રચવા માટે નિમાયેલી સંગ્રામ સમિતિએ શહેરના જ કાર્યકરો પર જ નિર્ભર રહેવાના નિર્ણયને કમિટીએ વધાવી લીધો અને તેની અહિંસક લડતમાં સંપૂર્ણ વિજયની આશા દર્શાવી. પછી જાણે અણદીઠા ભાવિમાં નજર નાંખીને કમિટીએ ત્રણે નગરની કમિટીઓને ખાતરી આપી કે 'જો અને જ્યારે તેમની ન્યાયી લડતને આગળ ધપાવવાને તેમને બહારની સહાયની જરુર પડશે ત્યારે બીજા

---

૧. ઘનશ્યામ ઠાકર ક્ષયના જીવલેણ રોગથી પીડાતા હતા છતાં તેમણે મહાગુજરાતના આંદોલનમાં નોંધપાત્ર ભાગ લીધો. મહાગુજરાતના ગરબા લખીને તે ગવરાવતા, અને ગુર્જરી નામની મહાગુજરાતનાં ગીતની એક સચિત્ર પુસ્તિકા તેમણે પ્રગટ કરી હતી.

જિલ્લાની કમિટીએ સત્યાગ્રહ કરવાને સ્વયંસેવકોની ટુકડીઓ મોકલવાને તૈયાર રહેશે અને તેમની લડતને ગુજરાતવ્યાપી બનાવવામાં બનતી બધી જ સહાય આપશે.'

આ કમિટી મળી ત્યાં સુધીમાં અમને આઠમીનું સરઘસ માત્ર વિકટોરીયા બાગ સુધી જ લઈ જવાની મળી મંજૂરી અને ત્યાંથી કોંગ્રેસ ભવન સુધી આગળ જવાની કે શહીદોને સ્થાને શહીદસ્મારક રચવાની મનાઈ ફરમાવવામાં આવી હતી. આમ આ વખતે શહીદસ્મારકની રચના જ મહાગુજરાતની લડતનું મધ્યબિન્દુ બની ગઈ. અમે જાહેર સભાઓ ગજાવીને ફરી ફરીને કહેલું કે શહીદોનાં સ્મારકો, શહીદોને સ્થાને રચાશે, રચાશે, અને રચાશે જ. વળી અમે ઘણીવાર ઉમેરેલું કે આમ કરતાં સરકાર તરફથી જે કંઈ દમન કે હુમલો થશે તેનો અમે હિંમતથી મુકાબલો કરીશું અને નસીબ સંજોગે જો અમારા જાનનું બલિદાન આપવું પડશે તો અમે અમારૂં લોહી રેડીને શહીદોને પંથે વીરગતિએ પહોંચવામાં અમારું ગૌરવ સમજીશું. અમારા આવા શબ્દો હજારો-લાખો લોકો સાંભળીને પ્રેરણા પામ્યાં હતાં. તેથી હવે શહીદ સ્મારક રચવાની તૈયારીની સાથે સત્યાગ્રહીઓની ભરતીનું કામ પણ અનિવાર્ય બન્યું હતું અને તે પૂરા જાન ને જીગરથી અમદાવાદમાં ઉપાડી લેવામાં આવ્યું હતું. તેની સાથે ઠરાવના અંતમાં આ લડતને સાચા અર્થમાં મહાગુજરાતવ્યાપી બનાવવાની શ્રદ્ધા દર્શાવીને સારાયે પોણા બે કરોડની પ્રજાને આ ભવ્ય લડતમાં સામેલ થવાને હાકલ કરી.

બીજા ઠરાવ હાથમાં લેતાં કમિટીએ વાંસવાડા અને ડુંગરપુરના 'વાગડ' નામે પોતાના પ્રદેશને ગુજરાતમાં સમાવવાની તૈયારી રૂપે તેને મુંબઈ રાજ્યમાં સામેલ કરવાની માગણી કરી. પછી તરત જ પોલીસના ગોળીબારના સવાલ પર સરકારની અને પંડિતજીએ

તાજા કાગળમાં રજૂ કરેલી નીતિનો સખત વિરોધ કર્યો. સન ૧૯૫૬ના ગુજરાતના ગોળીબાર વિષે છેક દિલ્હી સુધી આટલો બધો ઊહાપોહ થયા પછી ગુજરાતમાં અને મદ્રાસ, કેરલ, કાશ્મીર અને ઉત્તરપ્રદેશ જેવાં અનેક રાજ્યોમાં ગોળીબાર થયા છે અને જાનહાનિ થઈ છે છતાં કેરલ સિવાય બીજા કોઈ રાજ્યમાં અદાલતી તપાસ થઈ નથી, તે માટે કમિટીએ સરકારની સખત ટીકા કરી. વળી પંડિત પંતે લોકસભામાં ગોળીબારની જે આચારસંહિતા રજૂ કરેલી તેનો પણ ભંગ કરીને જે પોલીસે અનેકના પ્રાણ લીધા છે તેમની પાસે માફી મંગાવવા અને બધાય આવા ગોળીબારની અદાલતી તપાસ કરવાને કમિટીએ સરકારને આગ્રહ કર્યો.

ગુજરાતનાં વિવિધ વિકાસનાં કામને સ્થગિત કરવાનો આરોપ મુંબઈ સરકાર પર મેં પંડિતજીના પહેલા કાગળમાં કર્યો હતો. હવે તેનો વિગતવાર જવાબ પંતપ્રધાન ચવાણે આપ્યો હતો, તેથી તે વિષે જે ઠરાવ કમિટીએ કર્યો તેમાં પ્રથમ તો તેમના ખુલાસાને અવાસ્તવિક, અધુરા અને ઉડાઉ ગણીને જણાવ્યું કે તેમાં પરિષદના આક્ષેપોનું આશ્ચર્યકારક રીતે સમર્થન થાય છે. પછી વિગતોમાં ઊતરતાં કમિટીએ જણાવ્યું કે કચ્છનાં બંદરો માટે ૧૫ લાખ મંજૂર થયેલા હોવા છતાં મોટામાં મોટા માંડવી બંદર પર માત્ર અડધો લાખ ખરચાયા છે, કચ્છના રણનો ઘસારો અટકાવવાને ૨૩ લાખ મંજૂર થયેલા હોવા છતાં તેના ખરચનો ઉલ્લેખ થયો નથી, સૌરાષ્ટ્રમાં શત્રુંજય માટે ૩૭૬ લાખ મંજૂર થયા છે તે પૈકી બે વરસમાં માંડ પાંચમા ભાગની રકમ ખર્ચાઈ છે અને સૌરાષ્ટ્ર સરકારની અનેક યોજનાઓના ખરચ પેટે એક પાઈ નહિ ખર્ચ્યાનો ચોખ્ખો એકરાર કર્યો છે, તેમ ગુજરાતમાં તાપી, કકરાપાર, ઉકાઈ, મહી અને કડાણા યોજના માટે જે આક્ષેપો કર્યા

છે તે મોટે ભાગે સ્વીકારવામાં આવ્યા છે અને ઉકાઈ માટે મંજૂર કરેલા ૨.૨૫ કરોડ પૈકી માંડ ૮૧ લાખ ખર્ચાયા છે અને ખેતી-જમીનના કાયદાના અમલ વિષે જે ફરિયાદો કરી છે, તે વિષે જવાબમાં શરમભરેલી લાપરવાહી બતાવી છે. છતાં પરિષદની વાસ્તવિક ફરિયાદોમાં પંડિત નેહરુએ સંકુચિત ભાષાવાદ પારખ્યો છે તેથી ગુજરાત પર થયેલા ઘા પર મીઠું ભભરાવવામાં આવ્યું છે, એમ જણાવીને કમિટીએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કર્યો કે હાલના વિશાળ અને વહિવટી દૃષ્ટિએ સાવ અસમર્થ બનેલા દ્વિભાષી રાજ્યમાં આવા અન્યાયને ટાળવાનું મુશ્કેલ બને એટલે જ આ અન્યાયને ટાળવાના એકમાત્ર ઇલાજ તરીકે મહાગુજરાતની રચના કરવાની માગણી ફરીવાર રજૂ કરી.

પછી ગૃહપ્રધાન પંતજીએ મુંબઈની વિધાનસભામાં તે રાજ્યના ભાગલા પાડવા વિષે ઠરાવ કરવાની જે સૂચના આપી હતી તેને ચકાસવાને મહારાષ્ટ્ર સમિતિના સભ્યો સાથે મળીને બનતો પ્રયાસ કરવાનો આદેશ, કમિટીએ આપણા ધારાસભ્યોને આપ્યો. તેમ '૫૬ પછી ગુજરાતમાં અનેક ગોળીબાર થયા તેની વિગતવાર નોંધ રજૂ કરીને કમિટીએ તેની અદાલતી તપાસની માગણી રજૂ કરી. આવા બધાયે ઠરાવો કર્યા છતાં અમને કેટલાકને કંઈક ઊણપ લાગી. સન ૧૯૨૯ની આખરે રાષ્ટ્રીય કોંગ્રેસે સ્વરાજ્યની લડત વિષે અનેક ઠરાવ કર્યા છતાં તેમાં ઊણપ લાગવાથી '૩૦માં ૨૬મી જાનેવારીના ઐતિહાસિક દિને રાષ્ટ્રીય આઝાદીનું જાહેરનામું તૈયાર કરી દેશભરમાં વંચાયું તેમ મહાગુજરાતનું સર્વાંગી હકનામું અને પ્રતિજ્ઞાપત્ર તૈયાર કરવાની તમન્ના અમારા દિલમાં જાગી. તેથી ૨૬મીના આઝાદીદિને જાહેરનામું અને સ્વરાજ્ય મળ્યા પછી તેમાં થયેલા સુધારાને તપાસીને અમે મહાગુજરાતની પ્રજાનું હકનામું તૈયાર કર્યું. મધ્યસ્થ કમિટીએ

તે મંજૂર કર્યું અને બીજી શહીદ સંવત્સરીને દિવસે તેનું ગુજરાત-ભરમાં વાંચન કરીને દરેક ઠેકાણે સ્થાનિક અધિકારીઓને સુપ્રત કરવાનું ઠરાવવામાં આવ્યું.

આ જાહેરનામાંના આરંભમાં જણાવ્યું કે 'ગુજરાતી બોલતા ભાઈ–બહેનોનું ભારતના બંધારણમાં અંકાયેલાં હક્ક અને ફરજ સાથેનું અલગ રાજ્ય રચવાનો અમારો કુદરતી, જન્મસિદ્ધ અને અબાધિત હક્ક છે.' પછી ગુજરાતની પ્રજાના દિલના દર્દને વાચા આપતાં ઉમેર્યું કે 'અમાનુષી અત્યાચાર ગુજારીને જે દ્વિભાષી રાજ્ય ઠોકી બેસાડવામાં આવ્યું છે, તેમાં અમારા પ્રજાજીવનનો હ્રાસ થઈ રહ્યો છે. સ્વતંત્ર ભારતમાં અમને એક પ્રકારના હલકા દરજ્જાના નાગરિકો બનાવી દેવામાં આવ્યા છે અને અમારો સર્વદેશીય વિકાસ રુંધાય છે.' પછી આર્થિક દષ્ટિએ ગુજરાતનો વિકાસ ને વિકાસની યોજનાઓ નિષ્ફળ થતી જણાવીને જાહેરનામામાં લખ્યું કે 'અમારી ખેતી વણસી રહી છે અને ઉદ્યોગમાં બેરોજગારીનું પ્રમાણ વધતું જાય છે...... રાજકીય નજરે અમે ઊતરતા પ્રકારના નાગરિકત્વનો ભાર વેઠીએ છીએ. સાંસ્કૃતિક બાબતમાં પણ ગુજરાતના હોનહાર યૌવનધન માટે જાણે બધા બારણા દેવાઈ ગયા હોય તેવી લાચારી અમે અનુ-ભવીએ છીએ. દ્વિભાષી રાજ્યના અમલ હેઠળ ગુજરાતના પ્રજા-જીવનમાં નૈતિક બંધ નામનો પણ રહ્યો નથી.'

ઉપસંહારમાં આ નિવેદનમાં લખ્યું છે કે 'આવા સર્વનાશના મૂળમાં રહેલાં દ્વિભાષી રાજ્યને વધુ એક પણ ક્ષણ નભાવી લેવું એ ગુજરાતની પ્રજાના ઐહિક અને પારમાર્થિક હિત માટે ભયાવહ છે. એટલે જ...... પૂજ્ય ગાંધીજીએ પ્રબોધેલા શાંતિમય તથા અહિંસક અને લોકશાહી માર્ગે જાતે ભોગ આપીને તેમજ અમારા શહીદોની આત્મસમર્પણની ભાવનાથી પ્રેરાઈને બીજી શહીદ સંવત્સ-

રીના આજના દિને મહાગુજરાતના અલગ રાજ્યની સ્થાપના સત્વર સાધવા માટે, શિર સાટે ઝઝૂમવાનો અમે અમારો નિર્ધાર જાહેર કરીએ છીએ.'

મહાગુજરાતનું નાવ ભરદરીયે પહોંચ્યું હતું તેને પુરપાટ આગળ ધપાવવાને આવાં ઐતિહાસિક ઠરાવ અને જાહેરનામું તૈયાર કરીને અમે ચોથીએ પાછા અમદાવાદ આવી ગયા. ફરી પછી સાતમીની મધરાત સુધી આખા શહેરમાં ભરચક સભાઓમાં ભાષણોની ઝડીઓ વરસી રહી અને તેમાં નવી લડતનો પડકાર સાંભળીને લોક આઠમીના કાર્યક્રમ માટે જાગૃત થયાં. સંવત્સરીની આગલી રાતે માણેકચોકમાં જંગી સભામાં બોલતાં મેં કહ્યું કે 'આ સત્યાગ્રહ સત્ય અને અસત્ય, ધર્મ અને અધર્મ, બંધન અને મુક્તિ વચ્ચેનો સંગ્રામ છે.' સરકારના હુકમનો ભંગ કરીને સરઘસ કોંગ્રેસભવન સુધી જવાનું છે તેથી સત્યાગ્રહ તો આવી રહ્યો હતો. તે વખતે મેં તાકીદની સૂચના આપી.' શાંતિ, સંયમ અને શિસ્ત જાળવજો. તોફાન ધાંધલથી દૂર રહેજો... પોલીસ પર એક પણ પથ્થર પડશે તો તે મારી છાતી પર વાગશે. શહીદદિન એટલે શહીદોની પાવક જ્વાળાઓથી પોતાને પવિત્ર કરવાનો પુનિત દિન.' બીજા સાથીઓએ પણ શાંતિ અને શિસ્ત પર પાકો ભાર મૂકયો.

છેવટે બીજી સંવત્સરીનું પ્રભાત થયું એટલે હજારો ભાઈબહેનો માણેકચોક આગળ ભેગા થયાં અને નક્કી કરેલા સમયે રાષ્ટ્રધ્વજ અને કાળા વાવટા લઈ અને ફૂલમાળાના કરંડીયા લઈને સરઘસ આકારે કોંગ્રેસભવન તરફ ચાલવા માંડયું. 'મહાગુજરાત ઝીંદાબાદ,' 'શહીદ સ્મારક બનાના હૈ ભૂલો મત ભૂલો મત','શહીદો અમર રહો' વગેરે સૂત્રો બુલંદ અવાજે બોલતાં હજારો માણસો ચાલ્યાં ત્યારે રાજમાર્ગ પર ટોળે મળેલાં હજારો નરનારીઓ આગેવાનોને તેવાં

જ સૂત્રોથી અને ફૂલની માળાઓથી નવાજતાં ગયાં. આ સરઘસ તો શાંતિથી કોંગ્રેસભવન આગળ પહોંચ્યું ત્યાં ભેગી થયેલી વિરાટ મેદની સમક્ષ શહીદનાં અને મહાગુજરાતનાં ગીત ગવાયાં, શહીદોને ભારોભાર પુષ્પાંજલિ બંને સ્થળે અર્પણ થઈ અને બધા વિખરાયા. કાર્યકરો તરત બપોરના સરઘસની વ્યવસ્થા કરવામાં રોકાઈ ગયા.

ભરબપોરે મણિલાલ મેન્શનથી સરઘસ નીકળે તે પહેલાં સિમેન્ટનાં બનેલાં બન્ને શહીદ સ્મારક સાયકલ-લારી પર ગોઠવીને સ્વયંસેવકો લઈ આવ્યા. સ્મારકોનું ભારે વજન ઝીલી શકાય તે માટે યાંત્રિક રિક્ષાનાં રબ્બરના ભારે પૈડા લગાવ્યાં હતાં. મોટા સ્મારકમાં ઘંટીના એક મોટા પડ પર નાનું પડ મૂકીને તેના મધ્યભાગમાં મૂકેલા એક ઊંચા હાથમાં માપસરની મશાલ હતી. બીજા નાના સ્મારકમાં એક સિમેન્ટની લંબચોરસ પાટની ઉપરની ધાર પાસે સૂરજ અને ચંદ્રનાં નિશાન કોતરેલા હતાં. 'શહીદો અમર રહો' ની બુલંદ ગર્જનાઓ વચ્ચે આ સ્મારક સરઘસને મોખરે જોવાં દેખાયાં કે તરત હજારો માણસો તેને વિંટળાઈ વળ્યાં અને તેના પર કંકુ અને ફૂલની માળાઓનો વરસાદ વરસાવવા લાગ્યાં. પછી સરઘસની લાંબી કૂચ શરૂ થઈ ત્યારે જોતજોતામાં તેમાં લાખો માણસોની વિરાટ મેદની જામી ગઈ. રસ્તામાં અને ઉપર છજાં, જાળીયાં પર પ્રેક્ષક નરનારીઓની ભીડ જામી અને રસ્તા પરથી તેમ ઉપરથી આખે રસ્તે સ્મારકો પર પુષ્પવૃષ્ટિ થઈ ગઈ. બધાય જાણતા હતા કે આ સરઘસ આખરે રોકાવાનું હતું અને તેના પર લાઠી કે ગોળી વરસવાનો સંભવ હતો. પણ તેથી જરાયે ડર્યા વિના સરઘસમાં જનતાની જમાવટ વધતી જ ગઈ અને શહીદ સ્મારકના પોકારોની ગર્જના પણ વધારે બુલંદ થતી ગઈ.

છેવટે જ્યારે સરઘસ રાણીબાગ આગળ કોંગ્રેસભવન જવાના માર્ગ પર પહોંચ્યું ત્યારે ત્યાં જામેલી પોલીસની સેનાએ તેને સરકારના હુકમથી આગળ વધતું અટકાવ્યું. આવે પ્રસંગે અગાઉથી નક્કી કર્યા મુજબ મારા સાથીઓની સાથે હું રાજમાર્ગ પર બેસી ગયો અને અમારા આદેશથી અમારી આગળ અને પાછળ ઊભેલા હજારો માણસો બેસી ગયા. વળી અમારા ઠરાવ મુજબ સર્વેએ 'રઘુપતિ રાઘવ રાજારામ પતિત પાવન સીતારામ'—એ પંક્તિઓ બુલંદ અવાજે ગાવા માંડી. દરમ્યાન અમારા પ્રતિનિધિ તરીકે જયંતિભાઈએ મુખ્ય પોલીસ અધિકારી સાથે સરકારી હુકમની ચર્ચા કરવા માંડી તે દરમ્યાન જયંતિભાઈએ આ વિરાટ મેદની તરફ આંગળી ચીંધીને ગેનીસનને કહ્યું કે અમને ઈશ્વર તરફથી સરઘસનો પરવાનો મળી ગયો છે અને તેના પર શહીદોના લોહીનાં સીલ વાગી ગયાં છે. દરમ્યાન ઉચ્ચ પોલીસ અધિકારીઓએ પણ સરકારના અગાઉના નિર્ણય મુજબ [1] બધી પોલીસસેનાને વચમાંથી ખસી જવાનો હુકમ આપ્યો. તરત વળી બુલંદ જયનાદો વચ્ચે સરઘસ સ્મારકો સાથે આગળ વધીને કોંગ્રેસભવન આગળ પહોંચ્યું. ત્યાં જમા થયેલા હજારો માણસોની ભીડમાં પણ મારે સ્મારકોની

---

૧. પછીથી ન્યાયમૂર્તિ કોટવાલનું જે તપાસપંચ નીમાયું તેની આગળ સરકારી અધિકારીઓએ જુબાની આપતાં કહ્યું કે આઠમી પહેલાં છેલ્લી ચર્ચામાં એવું નક્કી થયું હતું કે શહીદદિને સરઘસને રોકવાની કોશિષ થશે તો ભારે જાનહાનિ થશે તેથી સ્મારક શાંતિથી રચાયા પછી સરકાર થોડા દિવસમાં નક્કી કરે ત્યારે મધરાતે બધાં સ્મારક ખસેડી લેવાં. આવા સરકારી નિર્ણયની તે વખતે અમને ખબર નહોતી.

લારી પાસે પહોંચવાનું મુશ્કેલ બન્યું. કોંગ્રેસહાઉસ પર મૂકેલો ઘડિયાળનો કાંટો બેથી આગળ વધતો ગયો તેમ સાથીઓની મદદથી હું બધી તાકાત એકઠી કરીને શહીદ સ્મારકની બાજુએ ઊભો અને તે ટ્રાફીક પર મુકવાને માટે જગ્યા ખુલ્લી કરી. પછી બરાબર ૨–૧૦ મિનિટ પર કાંટો પહોંચ્યો કે તરત 'શહીદો અમર રહો' ની ગર્જનાઓ વચ્ચે પહેલા મોટા સ્મારકનાં એક પછી એક પડ ચક્કર પર ગોઠવ્યાં, પછી તેમાં મશાલનો નમૂનો મૂકીને આખું સ્મારક પુરું સ્થાપ્યું ત્યારે પુષ્પની અવિરત વૃષ્ટિ શરુ થઈ. ત્યાંથી મહામહેનતે સરદારભવનની ફૂટપાયરી પર પહોંચીને ત્યાં નાનું સ્મારક રચવાનું કામ વધારે મુશ્કેલ હતું. તે માટે અમારે ફૂટપાયરીના થોડા પથ્થર ખોદી કાઢીને સ્મારકનો પથ્થર જમીનમાં ઊંડો બેસાડવાનો હતો. પણ ઘણાં સાથીઓની મદદથી આ બધું કામ સત્વર પતી ગયું. ત્યાં સુધીમાં હું તો ભૂખ અને થાકથી એવો લોથપોથ થઈ ગયો હતો કે મારે તરત આરામ કરવાની જરુર હતી. તરત મને ભાઈ કેશવ માવલંકરે પાસે જ આવેલા તેમને ઘેર ચા પાણી કરવાનું આમંત્રણ આપ્યું તે મેં તરત સ્વીકારી લીધું. બધું સરઘસ વિખરાયું હતું અને સાંજની સભાની તૈયારીઓ બીજા ભાઈઓ કરતા હતા ત્યારે હું ભાઈ કેશવને ઘેર જઈને પહેલાં તો થોડીવાર થાક ઊતારવાને સૂઈ જ ગયો. પછી હોંશકોશમાં હું આવ્યો ત્યારે મેં ચા પીધી અને કેશવનાં કુટુંબીઓ સાથે વાતચીતમાં ભળ્યો. એકંદર સવારનું આખું કામ બહુ જ શાંતિથી પતી ગયું તેથી અમે બધાં બહુ જ ખુશી થયાં.

થોડીવારમાં પાસે લાલ દરવાજે સભાસ્થાને નગરજનો મોટી સંખ્યામાં ઊભરાવા લાગ્યા. હવે તો શહીદોનું સ્મારક પોલીસની નજર આગળ રચ્યાનો ઉન્માદ અને અભિમાન હતાં. તેથી હજારો

માણસો શહીદ સ્મારક જોવા જાય તેને પુષ્પાંજલિ અર્પણ કરી અને પછી સભામાં આવે. આમ સભામાં લાખ્ખો માણસ જામી ગયા ત્યારે હું કેશવભાઈની સાથે સભામાં ગયો ત્યારે મને સર્વેએ જયઘોષણાથી વધાવી લીધો. સભાનું કામ શરુ થયા પછી પ્રમુખશ્રી ડા. ગણપતરામ પટેલે નડિયાદમાં તૈયાર કરેલું ગુજરાતની પ્રજાનું હક્કનામું વાંચ્યું. તે પછી તેની એક નકલ સરકારી કમિશનર કાપડીયાને સુપ્રત કરવાને હું કેટલાક સાથીઓ સાથે ગયો. ત્યાં તેમણે પણ સારા દિવસનો કાર્યક્રમ શાંતિથી પસાર થયો તે માટે અમને ધન્યવાદ આપ્યા. ત્યારે અમે પોલીસે બતાવેલી અસાધારણ ખામોશી માટે સરકારને અભિનંદન આપ્યાં. થોડી વારમાં હું પાછો સભામાં પહોંચ્યો.

તે દિવસે પ્રવચન કરતાં જયંતિ દલાલે કહ્યું કે કોઈ પક્ષની સરકારના ગોળીબારમાંથી ફૂલ નહિ પણ ૩૦૩ની ગોળીઓ જ છુટે છે. ગમે તે પક્ષ હોય પણ તે ભારતની ધરતી પર ગોળીબાર નહિ કરી શકે. આ માટે આપણે લોકશાહી મૂલ્યોની સ્થાપના કરવાની છે. હરિહર ખંભોળજાએ કહ્યું કે આજે બે વરસ બાદ જનતાની તાકાતથી શહીદોનું સ્મારક થયું છે; મહાગુજરાતની લડતનો એક નવો વિક્રમ નોંધાયો છે. છેવટે બોલતાં મેં તો પંડિતજીના પત્રવ્યવહારને અનુલક્ષીને કહ્યું કે 'વડાપ્રધાન નેહરુ અને પંતપ્રધાન ચવાણ આરોપીના પિંજરામાં છે. તેમની જ સામે અમે તહોમતનામું ફરમાવ્યું છે અને તેઓ આ જવાબદારીમાંથી છટકી શકે એમ નથી. મહાગુજરાતની વિરાટ લડત હવે આવી રહી છે. તે દ્વિભાષી રાજ્યના ભાગલા પાડવા માટે છે. હવે ગુજરાતની પ્રજા દ્વિભાષી રાજ્યને વધુ વખત બરદાસ્ત કરી શકે એમ નથી. તેથી પહેલી નવેમ્બરે દ્વિભાષી રાજ્યની બીજી સંવત્સરી આવે તે દિવસથી નવી લડત માટે જનતાએ પોતાની ફરજનો વિચાર કરવો પડશે.

મહાગુજરાતના અને શહીદોના વિજયનાદો વચ્ચે આ વિરાટ સભા બરખાસ્ત થઈ. પછી દશમીએ કલોલમાં અને અગીયારમીએ નડિયાદમાં એવા જ આનંદોત્સાહથી સરકારી હુકમનો ભંગ કરીને સ્મારકો શહીદીને સ્થાને મારી હાજરીમાં રચાયાં. નડિયાદમાં અમે સ્મારકની સભા આટોપીને મોડી રાતે સૂતા. પણ વહેલી સવારે મને અમારા મિત્ર મનમોહનદાસે ઊંઘમાંથી જગાડીને કહ્યું કે ત્રણે સ્થળે પોલીસે શહીદોના સ્મારક મધરાત પછી ખસેડયાં છે, તેથી અમદાવાદમાં અશાંતિ થવાનો સંભવ છે માટે મારે તરત ત્યાં જવું જ જોઈએ. તરત હું એક મિત્રની ગાડીમાં બેસીને અમદાવાદ જવા ઉપડયો. રસ્તામાં અસલાલી આગળ ખબર પડી કે કેટલીક પોલીસચોકીને આગ લગાડી છે અને પોલીસે પણ દમન શરૂ કર્યું છે. અમદાવાદ પહોંચ્યો ત્યારે વધારે વિગતવાર હેવાલ મળ્યા. તે પરથી જાણ્યું કે મધરાત પછી ચોરી છુપીથી પોલીસે શહીદ સ્મારકો ઉઠાવી લીધાં તેની ખબર કોઈ જુવાને ગામમાં આપતાં અશાંતિ શરૂ થઈ અને પોલીસે પણ હંમેશ મુજબ દમનનીતિ શરૂ કરી. દેખીતી રીતે પોલીસની ઉશ્કેરણીથી લોકોનાં ટોળાંએ પણ તોફાન કરવા માંડયાં તે મને અસહ્ય લાગ્યું. તેથી મેં તરત એક નિવેદન કર્યું કે મુંબઈ સરકારે કશાં વજુદભર્યાં કારણ વિના શહીદોની પવિત્ર ખાંભીઓ અમદાવાદ, કલોલ અને નડિયાદમાં તોડી ફોડીને ઉપાડી લીધી છે અને ગુજરાતની પ્રજાને જે કીર્તિસ્મારક પર અનહદ ભક્તિભાવ હતો તેના પર જ કારમો પંજો ઉગામ્યો છે અને તેની લાગણીને ક્રૂર બેશરમ રીતે દબાવી અને કચડી છે, તેના વિરોધમાં હું સાત દિવસના ઉપવાસ જાહેર કરું છું.'

આ ઉપવાસ દરમ્યાન ફરીવાર હું મારા જૂના સાથી રતિભાઈ ખુશાલદાસને ઘેર રહ્યો. ત્યાં ચારે બાજુથી શહેરમાં પોલીસના



અંતિમયાત્રા : શહિદ સ્મારક પાસે

દમનની અને લોકોનાં તોફાનની માહિતી મળતી ગઈ. પોલીસ-ચોકીઓ અને કોંગ્રેસપક્ષી વેપારીઓની દુકાનો તૂટી, કોઈ ઠેકાણે લોકોએ દુકાનમાંથી માલ બહાર કાઢીને આગ લગાડી તો સામેથી પોલીસ વખતો વખત લોકો પર લાઠીઓ ચલાવતા, અશ્રુવાયુના ટોટા ફોડતા અને ગોળીઓ પણ છોડતા. આવી ગેરીલા લડાઈ સારા શહેરમાં ફાટી નીકળી. તેમ નડિયાદમાં પથ્થરમારો થતાં પોલીસે ગોળીબારથી એક જણને ઠાર કર્યાના ખબર મળ્યા. બધેય ઠેકાણે પાકી હડતાલ પડી અને સરકારે કોઈ ઠેકાણે કરફ્યુ તો ઘણે ઠેકાણે ૧૪૪મી કલમ જાહેર કરી. આ બધું તાંડવ ચાલતું હતું ત્યારે કોઈ મિત્રો તરફથી મને સંદેશો મળ્યો કે અમદાવાદ ભડકે બળે છે તે વખતે જ તમે બચાવી શકો એમ છો તેથી બહાર ફરીને શાંતિ સ્થાપવી જોઈએ. તરત હું ગાડી લઈને મારા પરિચિત ઝવેરીવાડના લત્તામાં ગયો. ત્યાં જોયું કે ત્યાં પોલીસનાં ધાડાંને ઘૂમતાં જોઈને લોકો અકળાય અને પથરા મારે એટલે સામા ટીયરગેસના ટોટા ફૂટે. આવી પરિસ્થિતિમાં નાની સભા ભરી પણ તેથી કંઈ ન વળે એમ સમજીને ઘેર પાછો ફર્યો.

દરમિયાનમાં શહીદ સ્મારકની સ્થાપના માટે રચાયેલી પગલાં-સમિતિએ અશાંતિના પહેલા જ દિવસે મળીને નક્કી કર્યું કે શહેર-માંથી કરફ્યુના કલમ ઉઠી જાય તેના બીજા દિવસથી શહીદ સ્મા-રકની રચના માટે સત્યાગ્રહ શરૂ કરવો અને હાલ જ્યાં ૧૪૪મી કલમનો અમલ નથી એવા વિસ્તારમાં તરત જાહેરસભાઓ ભરીને પ્રજાને પરિષદની નવી નીતિ સમજાવવી. તે મુજબ પહેલી જ સભા બારમી તારીખે સ્વામિનારાયણ મંદિરના ચોકઠામાં ભરીને મેં જાહેર કર્યું: 'હવે પછીનો જનતા પરિષદનો કાર્યક્રમ શહીદી અને આત્મ-સમર્પણનો છે. જ્યારે કરફ્યુનો અમલ ઉઠી જશે તેના બીજા જ

દિવસે ૧૪૪મી કલમનો ભંગ કરીને મારી આગેવાની નીચે સાતેક જેટલા સત્યાગ્રહીઓની પહેલી ટુકડી કોંગ્રેસહાઉસ આગળ જશે અને જ્યાં સુધી સ્મારકો પાછા લાવવામાં નહિ આવે ત્યાં સુધી ઉપવાસ આદરશું; આ પ્રમાણે રોજ સત્યાગ્રહીઓની ટુકડીઓ જશે અને સત્યાગ્રહ આદરશે.' સર્વ વકતાઓએ પરિષદનો મક્કમ નિર્ધાર જાહેર કર્યો કે થોડા જ વખતમાં શહીદોનાં સ્મારક પાછાં લાવવા કે રચવાને સત્યાગ્રહની લડત શરુ થશે અને છેવટે તે જરુર વિજયવંત થશે.

પછીના બે દિવસમાં શાહપુર દરવાજે મહાદેવના મંદિરના ચોકઠામાં અને દાળિયાબિલ્ડિંગ આગળ શાનદાર સભાઓ મળી, તેમાં અમે નવી લડતનો સંદેશો લોકોને આપ્યો. તે દરમ્યાન કમનસીબે શહેરમાં બાળવાનું અને લૂંટવાનું કામ ગુંડા તત્વોએ હાથ પર લીધું અને પોલીસે પણ ઠામઠામ ગોળીબાર કર્યા, તેમાં બે જુવાનો શહીદ થયા અને નવ ઘાયલ થયા. આવું ભયંકર તાંડવ શહેરમાં ફેલાતાં મેં મિત્રોની સલાહ લઈને જાહેર કર્યું કે જો આ તોફાનો નહિ અટકે તો મારે અચોક્કસ મુદતના ઉપવાસ પર ઊતરવું પડશે. મારા નિવેદનમાં મેં જણાવ્યું કે શહીદોની ખાંભીઓ ત્રણે શહેરમાં શાંતિપૂર્વક રચાઈ હતી તેના કણેકણ સાથે લાખો ભાઈબહેનોનાં દિલ જડાઈ ગયા હતાં—આ ખાંભીઓને પાશવી બુદ્ધિથી તોડી નાખવામાં સરકારે ગુજરાતના દિલ પર કારમો ઘા કર્યો છે. અમદાવાદમાં અત્યંત અનિષ્ટ બનાવો બન્યા છે તે માટે સરકારના જુલ્મી કૃત્યોને જવાબદાર ગણવાં જોઈએ. છતાં ઉશ્કેરાયેલા પ્રજાજનોના રોષનો લાભ લઈને ગુંડાતત્વો જે કૃત્યો કરી રહ્યા છે, તેથી મહાગુજરાતની માગણીને, લડતને અને આપણા પ્યારા શહીદોની શાનને કલંક લાગે છે...હવે પાટનગરના ભંડારો, દુકાનો, મ્યુનિસિપાલિટીનાં

મકાનો અને પોલીસચોકીઓ ભડકે બળે છે એ મને અસહ્ય લાગે છે. આવા અમદાવાદમાં જીવવા કરતાં શહીદોના આત્મસમર્પણનો માર્ગ અપનાવવો મને ઠીક લાગે છે, તેથી હું સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરું છું કે ખાનગી કે જાહેર મિલ્કતો કે માણસો પર હુમલા બંધ નહિ થાય તો હાલ જાહેર કરેલા સાતને બદલે અચોક્કસ મુદત માટે ઉપવાસ કરીને કદાચ શાંતિની આ લડતમાં મારા જાનને હોડમાં મૂકવાની મને ફરજ પડશે.

## ૧૯૫૮ થી ૧૯૭૨

[શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે એમની આત્મકથા ૧૩ ઓગસ્ટ ૧૯૫૮ સુધીની લખી છે. વાચકની અનુકૂળતા માટે એ પછીના વર્ષોની મિતાક્ષરી જિવનકથા અહીં સંપાદક આલેખે છે. તેમાં વિગતોમાં ઊતરવાનું ઉચિત માન્યું નથી. આ પછીના કાળની વિગતવાર સમયાનુસારી પ્રસંગો શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકની ડાયરીઓમાંથી આપ્યા પછી મહત્વના પ્રસંગોએ એમણે કરેલાં નિવેદનો, પ્રવચનો વગરેમાંથી સંકલન કરીને ઉપયોગી એવું નિરુપણ એમનાં જ શબ્દોમાં અપાશે. એમની છેલ્લી માંદગીની કથા અને એમને અપાયેલી મહત્વની અંજલીઓ છેલ્લે અપાશે. —સંપાદક]

૧૩મી ઓગસ્ટની રાત્રિમાં પોલીસે અમદાવાદ, કલોલ અને નડિયાદમાં રચાયેલી શહીદોની ખાંભીઓ ખસેડી નાખી. ૧૪મીની સવાર પડી અને વ્યાપક રોષ પ્રગટયો. શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક ત્યારે નડિયાદ હતા. અમદાવાદમાં રોષે ભરાયેલી જનતાએ ભાંગફોડ શરુ કરી હતી. તેની માહિતી મળતાં એ તરત મોટરમાં અમદાવાદ આવ્યા. ૧૫મી આગસ્ટે જનતા પરિષદની મધ્યસ્થ સમિતિની સભા મળી. ખાંભી અંગે સત્યાગ્રહ આરંભવાનો ઠરાવ થયો, ૧૭મી ઓગસ્ટ ૧૯૫૮થી સત્યાગ્રહનો આરંભ થયો. આ સત્યાગ્રહ મહિનાઓ સુધી ચાલ્યો.

૧૯૬૦ના મે ની પહેલી તારીખે ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યની રચના થઈ. એ રચના પછી મહાગુજરાત જનતા પરિષદનું વિસર્જન થયું. એ વિસર્જન થયાં પહેલા એ પરિષદની અમદાવાદ સમિતિએ આઠમી મેના દિવસે ઈન્દુભાઈનું જાહેર સન્માન કર્યું. તેને

માટે અમદાવાદના સરદારબાગમાં સભા મળી હતી. ત્યાં ઈન્દુભાઈને સમિતિ વતી ડૉ. ગણપતરામ પટેલની સહી સાથે માનપત્ર આપવામાં આવ્યું હતું.

મહાગુજરાત જનતા પરિષદનું વિસર્જન થયું હતું પણ તેનો એક હેતુ અપૂર્ણ રહ્યો હતો. એ હેતુ શહીદોનું સ્મારક રચવાનો હતો. તેને માટે વિસર્જન પહેલાં પરિષદે શહીદસ્મારક સમિતિની રચના કરી હતી.

થોડા સમય પછી ઈન્દુભાઈએ બિનપક્ષીય લોકોની બનેલી નૂતન મહાગુજરાત જનતા પરિષદની સ્થાપના કરી. ૧૯૬૪ના જાન્યુઆરીમાં વિવિધપક્ષોના સભ્યોને એમાં પ્રવેશ આપવાનું ઠરાવીને એ પરિષદને મહાગુજરાત જનતા પરિષદ એવું નામ આપવામાં આવ્યું.

આ પહેલાં અમદાવાદમાં કામદારોમાં મોંઘવારીને કારણે, ફરજિયાત બચતના નિયમને કારણે અને એવાં બીજાં અનેક કારણે એક જુવાળ ચઢી રહ્યો હતો. અમદાવાદના મિલ કામદાર યુનિયનના આગેવાનોએ કામદારોને સંગઠિત કરવાનો આરંભ કરી દીધો હતો. ઈન્દુભાઈ સોવિયેત સંઘ અને સમાજવાદી દેશોની યાત્રાએથી પાછા ફર્યા એ સમયે આ આંદોલન વેગ પકડી રહ્યું હતું. એ નિમિત્તે યોજાયેલાં એક સરઘસમાં ઈન્દુભાઈ જોડાયા અને જનવિરાટનો જુસ્સો જોઈને આ આંદોલનમાં ખેંચાયા. એમાંથી મહાગુજરાત સંગ્રામ સમિતિની રચના ૧૯૬૪ના જાન્યુઆરીમાં થઈ.

૧૯૬૩ના જુલાઈમાં મોંઘવારીના વિરોધમાં એક અસરકારક હડતાળ પડી હતી. એક વિરાટ સરઘસ પણ નીકળ્યું હતું. ઈન્દુભાઈએ તેની આગેવાની લીધી હતી. ૧૯૬૪માં આંદોલન વધુ ઉગ્ર

બન્યું. એ વર્ષે ઑગસ્ટની પાંચમી તારીખે ગુજરાતના અને અમદાવાદનાં ઈતિહાસમાં અવિસ્મરણીય રહે એવું આંદોલન જાગ્યું. અમદાવાદમાં મજૂરમહાજન સંઘની જે અસર હતી એ તે દિવસથી તૂટી. એ દિવસે પ્રચંડ હડતાળ પડી હતી. દમનના દોર એ દિવસે છુટયા હતા. એ દિવસે ટિળકમાર્ગ પર ઘોડેસવાર પોલીસે લોકો ઉપર ઘોડા દોડાવ્યા. આ આંદોલનને પરિણામે જ ૧૯૬૫માં અમદાવાદની નગરપાલિકાની ચૂંટણીમાં કોંગ્રેસનો પરાજય થયો.

આ પછીના કાળમાં મહાગુજરાતના સંગ્રામની ભૂમિકા લઈને ઈન્દુભાઈએ 'માયા' નામની એક નવલકથા લખી હતી.

૧૯૬૬માં ઈન્દુભાઈ સ્વદેશીના પ્રચાર તરફ અને વિદેશી માલના બહિષ્કાર તરફ વધુ લક્ષ્ય આપવા માંડયા. એ વર્ષે ઑગસ્ટમાં શહીદદિન નિમિત્તે અમેરિકી સામ્રાજ્યવાદનો વિરોધ કરવા માટે જે કાર્યક્રમ યોજાયો તેને પરિણામે ઑગસ્ટના આરંભે જ ઈન્દુભાઈની અને બીજા ૪૧ કાર્યકરોની અટકાયત કરવામાં આવી.

૧૯૬૭ની સામાન્ય ચૂંટણીમાં જનતા પરિષદ તરફથી ઇન્દુભાઈ ફરીને લોકસભામાં ચૂંટાયા. એ પછી શહીદ સ્મારક રચવાના પ્રશ્ન ઉપર એમણે લક્ષ્ય આપ્યું. આંદોલનને બદલે વાટાઘાટો દ્વારા એ પ્રશ્ન ઉકેલવાની નીતિ એમણે અખત્યાર કરી. એ વાટાઘાટોને અંતે અમદાવાદમાં ભદ્રમાં કોંગ્રેસહાઉસ સામે શહીદ સ્મારકની રચના થઈ છે. એ સ્મારકનું ઉદ્ઘાટન ૧૯૬૮ના સપ્ટેમ્બરની ૧૯મી તારીખે એટલે રેંટિયા બારસને દિવસે ઈન્દુભાઈને હાથે થયું.

આ પછીના બે વર્ષમાં ઈન્દુભાઈએ ગાંધી જન્મશતાબ્દી અને લેનિન જન્મશતાબ્દી વિષેની પ્રવૃત્તિ કરી હતી. કોંગ્રેસમાં મતભેદો જાગ્યા તે પછી ઈન્દુભાઈએ શ્રીમતી ઈન્દિરા ગાંધીનું સમર્થન કર્યું

હતું. ૧૯૭૧ની સામાન્ય ચૂંટણીમાં એ અપક્ષ ઉમેદવાર તરીકે ચૂંટાયા હતા પણ કોંગ્રેસે એમનું સમર્થન કર્યું હતું અને ચૂંટણી પછી તો કોંગ્રેસના સંસદીય પક્ષના સહકારી સભ્ય પણ એ બન્યા હતા.

૧૯૭૨માં ઇન્દુભાઇ એમના જિવનના એંશી વર્ષ પુરા કરવાના હતા, એ નિમિત્ત એમના પ્રશંશકોએ એમનો અમૃતમહોત્સવ ઉજવવાનું ઠરાવ્યું હતું અને તે માટે પ્રબંધ કરવા એક સમિતિની રચના કરી હતી. ૧૯૭૨ના આરંભમાં વિધાનસભાઓની સામાન્ય ચૂંટણી યોજાઇ તેથી આ મહોત્સવ મોડો ઉજવવાનું ઠરાવવામાં આવ્યું હતું. એ ઉજવાય તે પહેલાં તા. ૨૫ એપ્રિલ ૧૯૭૨ના દિવસે ઇન્દુભાઇ ઉપર વ્યાધિનો હુમલો થયો અને એ બેભાન બન્યા. એ અવસ્થામાં બ્યાંસી દિવસ રહ્યા ને પછી જુલાઇની ૧૭મી તારીખે એમનો દેહાંત થયો.

# ડાયરીમાંથી

## ૧૯૫૮

તા. ૧૭ ઑગસ્ટ : સવારે ૮–૩૦ સત્યાગ્રહ  સાબરમતી જેલમાં.
તા. ૨૦ ઑગસ્ટ : દોઢ માસની સજા.
તા. ૧ સપ્ટેમ્બર : જનતંત્ર શરુ.
તા. ૧૭ સપ્ટેમ્બર : સત્યાગ્રહના માસિકદિને ૧૦૫ મો સત્યાગ્રહ.
તા. ૨૦ સપ્ટેમ્બર : જેલમાં ગુજરાતનાં રાજકીય ઈતિહાસ વિષે પ્રવચન.
તા. ૨૩ સપ્ટેમ્બર : ગાંધીજી સાથેના જેલના અનુભવ અંગે પ્રવચન.
તા. ૩ ઑક્ટોબર : છૂટવાનો દિવસ અને સભા સરઘસ.
તા. ૫ નવેમ્બર નડિયાદની ખાંભી અંગે એક માસની સાદી કેદની સજા.
તા. ૮ નવેમ્બર : સાબરમતી જેલમાં.
તા. ૪ ડિસેમ્બર : છૂટકારો. સાંજે નડિયાદ સત્કારસભા.
તા. ૨૦ ડિસેમ્બર : વિનોબાજી સાથે મુલાકાત.
તા. ૨૬ ડિસેમ્બર : જયપ્રકાશ નારાયણ સાથે મુલાકાત.

## ૧૯૫૯

તા. ૧ ફેબ્રુઆરી : ખંભાતમાં મહાસમિતિની સભા.
તા. ૧૩ ફેબ્રુઆરી : પાર્લામેન્ટમાં મહાગુજરાત વિષે ભાષણ.
તા. ૮ માર્ચ : નડિયાદમાં મ્યુનિસિપાલિટીએ રચેલા શહીદ સ્મારકનું ઉદ્દ્‌ઘાટન.
તા. ૧૦ માર્ચ : કલોલમાં શહીદસ્થાને એક સ્મારક ખુલ્લું મૂકયું.
તા. ૨૬ ઑગસ્ટ : મહાગુજરાતની રચના અંગેની જાહેરાત.
તા. ૭ ઑક્ટોબર : જનતા પરિષદના પ્રમુખપદે ફરીને ચૂંટાયા.

## ૧૯૬૦

તા. ૫ ફેબ્રુઆરી : 'ગરવી ગુજરાત' માસિક કાઢવાનું: મહાગુજરાત ભવન નામે એક બોર્ડીંગ કાઢવાનું; કલ્યાણ-ગ્રામ' નવું રચવાનો મનસુબો કર્યો.

તા. ૧ મે : ગુજરાત રાજ્યની રચના નિમિત્તે સરઘસ. અને શહીદોને અંજલિ.

તા. ૮ મે : જનતા પરિષદનો વિજ્યોત્સ દિન. સાંજે ૬ વાગે સરઘસ. ૭–૧૫ વાગે સભા. ફૂલહાર સન્માન માનપત્ર.

તા. ૧૯ જૂન : નડિયાદમાં મહાગુજરાત જનતા સંમેલન.

## ૧૯૬૧

તા. ૧ જાન્યુઆરી : ભાવનગરમાં મોંઘવારીવિરોધી પરિષદ.

તા. ૨૬ જાન્યુઆરી : નડિયાદમાં શહીદ સ્મારક સત્યાગ્રહ.

તા. ૨૮ જાન્યુઆરી : શહેરના કાર્યકરોનું સંમેલન.

તા ૮ માર્ચ : લાઉડસ્પીકર જપ્ત થતાં ઉપવાસની જાહેરાત.

તા. ૧૮ માર્ચ : પારણાં કર્યાં.

તા. ૯ એપ્રીલ : મ્યુનિસિપલ ચૂંટણીનો દિવસ.

તા. ૮ મે : મહાગુજરાત વિષે લખવાનો સંકલ્પ.

તા. ૧૪ જૂન : દીવ, દમણ, ગોવા વિષે અરુણા અસફઅલીની સભામાં પ્રમુખસ્થાને.

તા. ૩૦ : જુલાઈ : રાજકોટમાં દીવ, દમણ અંગે સંમેલન.

તા. ૩૧ જુલાઈ : અરુણા અસફઅલી સાથે દીવની સફરે.

તા, ૧૭ ઓગસ્ટ : ઉપલેટામાં મેઘાણીની પ્રતિમાનું અનાવરણ.

તા. ૨૪ સપ્ટેમ્બર : ભરુચ મ્યુનિસિપાલિટીનું માનપત્ર.

તા. ૧૮ ઓકટોબર : પ્રેમાભાઈ હોલમાં શ્યામજી કૃષ્ણવર્મા વિષે ભાષણ

## ૧૯૬૨

તા. ૧૬ જાન્યુઆરી : ચૂંટણી ઓફિસનું પ્રાણલાલને હાથે ઉદ્‌ઘાટન.

તા. ૨૦ જાન્યુઆરી : ગાંધીજી વિષેનો વાર્તાલાપ રેડિયોઘર ઉપર રેકોર્ડ કરાવ્યો.

તા. ૨૭ ફેબ્રુઆરી : ચૂંટણીમાં ૨૨,૦૦૦ થી વધુ મતે વિજય.

તા. ૧૦ જૂન : મધ્યસ્થ સમિતિની સભા.

તા. ૩૦ જુલાઈ : સરઘસ; સંપૂર્ણ હડતાળ અને વિરાટસભા.

તા. ૮. ઓગસ્ટ : શહીદ સ્મારક સરઘસ.

તા. ૯ ઓકટોબર : કલેકટરની કચેરી પાસે સત્યાગ્રહ.

તા. ૧૬ ઓકટોબર : નડિયાદમાં સત્યાગ્રહ.

તા. ૨૨ ઓકટોબર : વડોદરામાં સત્યાગ્રહ.

## ૧૯૬૩

તા. ૩૦ જાન્યુઆરી : 'માયા' નું મંગલાચરણ.

તા. ૮ ફેબ્રુઆરી : યશપાલ પરીખનું 'મહાગુજરાતનો જંગ' પુસ્તક જોયું.

તા. ૧૪ જૂન : સવારે પાંચ વાગે પાલમ વિમાનમથકે ૧૦–૩૦ પ્લેનમાં ૩–૦૦ વાગે મોસ્કો પહોંચ્યા.

તા. ૧૫ જૂન : વિમાનમાં બર્લીન.

તા. ૧૬ જૂન : ડ્રેસ્ડર્ન તરફ. સાંજે પાછા બર્લીન.

તા. ૧૭ જૂન : બ્રેકટનું નાટક જોયું.

તા. ૧૯ જૂન : વિમાનમાં પ્રાગ.

તા. ૨૦ જૂન : તબીયત બગડી.

તા. ૨૩ જૂન : વિમાનમાં બુડાપેસ્ટ.

તા. ૨૭ જૂન : વિમાનમાં સોફીયા.

તા. ૨૯ જૂન : વિમાનમાં વર્ના.

તા. ૧ જુલાઈ : વિમાનમાં બુખારેસ્ટ.

તા. ૪ જુલાઈ : શાંતિસમિતિની સભા.

તા. ૬ જુલાઈ : વોર્સો પહોંચ્યાં.

તા. ૧૬ જુલાઈ : ટ્રેઈનમાં મિન્સ્ક.

તા. ૧૭ જુલાઈ : મિન્સ્કથી મોસ્કોથી દિલ્હી.

તા. ૧૬ જુલાઈ : ભરતખંડ ટેક્ષટાઈલ મિલ આગળ માંડવા નીચે સભા : સંગ્રામ સમિતિની પ્રવૃત્તિનો આરંભ.

તા. ૨૬ જુલાઈ : સારંગપુર પુલ પાસે કામદાર મેદાનમાં ભાષણ: 'હું લેનિનના કંઠી બાંધીને આવ્યો છું.'

તા. ૮ ઓગસ્ટ : ઉતાવળ : માણેકચોકમાંથી સરઘસ : નદીની રેતમાં પોલીસની દરમ્યાનગીરી, પથ્થરમારો અને લાઠી-ચાર્જ : નદીની રેતમાં સભા.

તા. ૨ ઓકટોબર : સંગ્રામ સમિતિની પહોંચણુકો આપી.

તા. ૬ ઓકટોબર : વડોદરામાં જંગી સભા : મોરારભાઈ પંડયા સાથે લાંબી ચર્ચાઓ.

તા. ૧૨ નવેમ્બર : અવકાશયાત્રી વેલેન્ટીનાનો કામા હોટલમાં સમારંભ.

તા. ૪ ડિસેમ્બર : મજૂરમહાજન તરફથી યોજાયેલી નંદાજીની મજૂર-દિન અંગેની સભા સામે કાંકરીયા ફૂટબોલ ગ્રાઉ-ન્ડમાં સમાંતર સભા.

## ૧૯૬૪

તા. ૨૫ જાન્યુઆરી : જનતા પરિષદ અને કામદર પરિષદનું અધિવેશન.

તા. ૨૬ જાન્યુઆરી : સંયુકત અધિવેશન ચાલુ : સરઘસ અને સભા : મોડી રાત્રે મુશાયરો.

તા. ૧૭ ફેબ્રુઆરી : મોંઘવારી અંગે ઉપવાસ.

તા. ૨૧ ફેબ્રુઆરી : ઉપવાસના પારણા.

તા. ૨૨ ફેબ્રુઆરી : જન્મદિવસ નિમિત્તે સફાઈ કાર્યક્રમ : સાંજે પાંચકૂવા દરવાજે સન્માન સમારંભ.

તા. ૨૧ એપ્રીલ : 'જનતા રાજ' ના લેખો અંગે તૈયારી, બટુક દેસાઈ સાથે વાતચીત.

તા. ૧ મે : 'જનતા રાજ' શરૂ.

તા. ૧૪ મે : સ્ત્રીઓની સભા.

તા. ૨૩ મે : સૌરાષ્ટ્ર બેંક કર્મચારી પરિષદ, રાજકોટ.

તા. ૨૭ મે : નેહરુનું અવસાન.

તા. ૨૮ મે : નેહરુની સ્મશાનયાત્રામાં.

તા. ૨૯ મે : નેહરુને અંજલી આપતું લોકસભામાં ભાષણ.

તા. ૨ જૂન : આકાશવાણી માટે ગુજરાતી અને અંગ્રેજી વાર્તાલાપ તૈયાર કર્યા :

તા. ૧૬ જૂન : કામદારોનું હડતાળ અંગેનું મતદાન.

તા. ૨૮ જૂન : પોરબંદરમાં શ્રમજીવી પરિષદ.

તા. ૫ ઓગસ્ટ : ગુજરાત બંધ હડતાળ : સરધસ : સભામાં : સભામાં શહીદનું શબ.

તા. ૬ ઓગસ્ટ : ૫ ઓગસ્ટ વિષે નિવેદન.

તા. ૮ ઓગસ્ટ : શહીદોને પુષ્પાંજલી.

તા. ૯ ઓગસ્ટ : ઉપવાસના પારણાં.

તા. ૨૫ ઓકટોબર : ઉપવાસનો નિર્ણય.

તા. ૨૬ ઓકટોબર : ઉપવાસ શરુ : સાંજે પારણાં.

તા. ૬ નવેમ્બર : નગરપાલિકાની ચૂંટણી માટેની તૈયારી શરુ.

તા. ૮ નવેમ્બર : ચૂંટણી માટે પત્રકાર પરિષદ.

તા. ૧૦ નવેમ્બર : ચૂંટણીનું જાહેરનામું.

તા. ૨૯ નવેમ્બર : વિરાટકૂચ અને સભા.

તા. ૧૦ ડિસેમ્બર : લાલબહાદુર શાસ્ત્રીને પ્રગટપત્ર.

તા. ૨૩ ડિસેમ્બર : તપાસપંચ સમક્ષ જુબાની.

તા. ૨૪ ડિસેમ્બર : તપાસપંચ સમક્ષ જુબાની.

તા. ૨૮ ડિસેમ્બર : તપાસપંચ સમક્ષ જુબાની.

## ૧૯૬૫

તા. ૧ જાન્યુઆરી : ઉપવાસ.
તા. ૨ જાન્યુઆરી : ઉપવાસ નગરપાલિકા ચૂંટણી ઢંઢેરો :
તા. ૪ જાન્યુઆરી : ઉપવાસ.
તા. ૫ જાન્યુઆરી : ઉપવાસ.
તા. ૬ જાન્યુઆરી : ઉપવાસના પારણા.
તા. ૨૬ જાન્યુઆરી : પી. પી. એચ. બુક સ્ટોલનું ઉદ્ઘાટન.
તા. ૨૨ ફેબ્રુઆરી : જન્મદિન નિમિત્તે શ્રમયજ્ઞ : નવલકથા 'માયા' પુરી કરી.
તા. ૨૪ ફેબ્રુઆરી : ઓઝાને પુરી નવલકથા સોંપી દીધી : આત્મકથાનું ચિંતન શરું.
તા. ૨૮ માર્ચ : નગરપાલિકાની ચૂંટણી અંગે સરઘસ અને સભા.
તા. ૬ એપ્રીલ : અમદાવાદ નગરપાલિકાના પરિણામનો તાર દિલ્હીમાં મળ્યો.
તા. ૯ એપ્રીલ : અમદાવાદ સ્ટેશન ઉપર વિજય સત્કાર.
તા. ૧૦ એપ્રીલ ; કાંકરીયા ફૂટબોલ ગ્રાઉન્ડ ઉપર સભા.
તા. ૧૮ એપ્રીલ : મ્યુનિસિપલ સભ્યોની સભા, મેયર વગેરેની ચૂંટણી.
તા. ૫ જુલાઈ : રાષ્ટ્રીય સંગ્રામસમિતિની સ્થાપના.
તા. ૧ ઓગસ્ટ : ઉપવાસ શરુ.
તા. ૭ ઓગસ્ટ ઉપવાસના પારણાં.
તા. ૮ ઓગસ્ટ : શહીદદિન નિમિત્ત સરઘસ અને સભા.
તા. ૨૪ ઓગસ્ટ : રાષ્ટ્રીય સંગ્રામસમિતિની પરિષદ.
તા. ૨૬ સપ્ટેમ્બર : વલ્લભવિદ્યાનગરમાં ઈસ્કસનું ઉદ્ઘાટન.
તા. ૧૦ ડિસેમ્બર : ત્રિદીબ ચૌધરીને ઘેર સર્વપક્ષ પરિષદ.
તા. ૨૧ ડિસેમ્બર : 'માયા'નું પ્રકાશન.
તા. ૨૩ ડિસેમ્બર : જશવંત સુતરીયા સાથે ટ્રસ્ટની વત્ત.

## ૧૯૬૬

તા. ૧ જાન્યુઆરી : આત્મકથા ચોથાભાગનું મંગલાચરણ.
તા. ૨૪ ફેબ્રુઆરી : શ્રી. માવળંકર વિષે લેખ.
તા. ૨૭ ફેબ્રુઆરી : રાત્રે પાંચકુવા સભા. દિનકર વગેરેનું સન્માન.
તા. ૧૦ માર્ચ : ટ્રસ્ટડીડની નકલો તૈયાર કરાવી.
તા. ૧૧ માર્ચ : ટ્રસ્ટડીડમાં સુધારા–વધારા.
તા. ૧ એપ્રિલ : ટ્રસ્ટડીડમાં સુધારો વધારો.
તા. ૯ એપ્રીલ : નગરગૃહમાં જનતાપરિષદનું અધિવેશન, વડોદરા.
તા. ૧૦ એપ્રીલ : સરઘસ અને સભા વડોદરામાં.
તા. ૪ મે : અમદાવાદ નગરપાલિકા મેયરની ચૂંટણી.
તા. ૨ જૂન : કકલભાઈના અવસાનના ખબર. વડોદરામાં: સાંજે અમદાવાદ કકલભાઈને ઘેર.
તા. ૨૧ જૂન : કકલભાઈ માટે શોકસભામાં.
તા. ૧૮ જુલાઈ : જનતા પરિષદની શહેર કારોબારી : શહીદ અને મુક્તિદિન અંગે નિર્ણયો.
તા. ૨ ઓગસ્ટ : સવારે ૩–૩૦ વાગે ધરપકડ : ૬ વાગે વડોદરા જેલમાં.
તા. ૮ ઓગસ્ટ : રેડિયોમાં અમદાવાદની ખબર.
તા. ૯ : ઓગસ્ટ : છાપાંઓમાં વિગતો મળી.
તા. ૧૫ ઓગસ્ટ : મુકિતદિન વિષે રેડિયોમાં માહિતી.
તા. ૧૬ ઓગસ્ટ : સવારના છાપાઓમાં વધુ વિગતો.
તા. ૧૮ ઓગસ્ટ : સિવિલ સર્જન પાસે.
તા. ૨૧ ઓગસ્ટ : હૉસ્પિતાલમાં તપાસ.
તા. ૨૭ ઓગસ્ટ : હૉસ્પિટલમાં રહેવા ખસેડયો.
તા. ૨ સપ્ટેમ્બર : ૬ દિવસ પેરોલ પર છૂટયો.
તા. ૮ સપ્ટેમ્બર : વડોદરામાં છુટકારાના સમાચાર.

તા ૧૮ સપ્ટેમ્બર : કકલભાઈ માટે લેખ.

તા. ૨૭ સપ્ટેમ્બર : હનુમાનસિંઘ માટે શોકસભા.

તા. ૯ ડિસેમ્બર : ૧૯૬૭ની ચૂંટણી માટેનો ઢંઢેરો.

૧૯૬૭

તા. ૨૪ જાન્યુઆરી : ભૂજમાં મોંઘવારી વિરોધી પરિષદ.

તા. ૩૦ જાન્યુઆરી : સુરતમાં લકવાનો હુમલો.

તા. ૧૨ ફેબ્રુઆરી : ચૂંટણીનું ૨ માઈલ લાંબુ સરઘસ : ફૂટબોલ ગ્રાઉન્ડ ઉપર વિરાટ સભા.

તા ૧૯ ફેબ્રુઆરી : ગુજરાત સમાચારના શ્રી વાસુદેવ મહેતાને જન્મદિન વિષે મુલાકાત.

તા ૨૩ ફેબ્રુઆરી : વિજય સરઘસ.

તા. ૧૧ એપ્રીલ : ટ્રસ્ટડીડ ટાઈપ માટે.

તા. ૨ મે : ટ્રસ્ટડીડ રજીસ્ટર્ડ કરાવ્યું.

તા. ૪ જુલાઈ : એકસરે કરાવ્યો.

તા. ૧૪ જુલાઈ : ઈસ્પિતાલમાં દિલ્હી.

તા. ૨૬ જુલાઈ : શ્રી. મોરારજી દેસાઈને ત્યાં જમણ.

તા. ૩૦ જુલાઈ : હિતેન્દ્રભાઈ દેસાઈ સાથે.

તા. ૩ ઓગસ્ટ : હિતેન્દ્ર દેસાઈને ત્યાં ડૉ. ગણપતરામ સાથે.

તા. ૧૪ સપ્ટેમ્બર : મીઠીબાઈ કૉલેજ વિલેપાર્લેમાં 'પાંચ દાયકા' એ વિષય ઉપર ભાષણ.

તા. ૨૯ સપ્ટેમ્બર : શહીદ સ્મારકની સભા.

તા. ૧૭ ઓકટોબર : દિનકરભાઈની ષષ્ટીપૂર્તિની સભા.

૧૯૬૮

તા. ૮ ફેબ્રુઆરી : આત્મકથા ભાગ-૪ પુરો.

તા. ૨૨ ફેબ્રુઆરી : જન્મદિન ઉત્સવ સફાઈ કાર્યક્રમ.

તા. ૧૭ એપ્રીલ : સર્વસેવા સંઘની સભા.

તા. ૧૯ એપ્રીલ : પ્રાણલાલ સાથે ભુજ : પરિષદમાં ભાષણ.

તા. ૮ મે : શ્રી મોરારજી દેસાઈને ત્યાં જમણ.
તા. ૧૯ મે : કચ્છ અંગે સરઘસ—ધરપકડ—છૂટકારો.
તા. ૨૮ મે : ઓઝાને છેલ્લાં પ્રકરણ આપ્યાં.
તા. ૬ જૂન : આબુમાં સર્વસેવા સંઘ પરિષદ.
તા. ૮ જૂન : સર્વોદય સંમેલન.
તા. ૨૮ જુલાઈ : પ્રકાશનનો પરીપત્ર તૈયાર કર્યો.
તા. ૮ ઓગસ્ટ : શહીદ સરઘસ.
તા. ૭ સપ્ટેમ્બર : ગાંધીજી વિષેનું લખાણ શ્રી. પુરષોત્તમ માવળંકરને મોકલાવ્યું.
તા. ૧૯ સપ્ટેમ્બર : શહીદ સ્મારકનું ઉદ્‌ઘાટન : સાંજે નદીકિનારે સભામાં.
તા. ૨ ઓકટોબર : પરીક્ષીત પુલનું ઉદ્‌ઘાટન.
તા. ૬ ઓકટોબર : કલોલમાં સ્મારકનું ઉદ્‌ઘાટન.
તા. ૯ ડિસેમ્બર : ગાંધી આદેશનો સંગ્રહ.
તા. ૧૧ ડિસેમ્બર : ડૉ. સુમંત મહેતાનું અવસાન : નિવેદન : શારદાબહેનને કાગળ.

## ૧૯૬૬

તા. ૨૫ જાન્યુઆરી : મ્યુનિસિપાલિટીમાં શ્રી. લાલબહાદુર શાસ્ત્રીનું તૈલચિત્ર ખુલ્લું મુકયું.
તા. ૨૭ ફેબ્રુઆરી : દાદા સાહેબ માવળંકરને અંજલી.
તા. ૩૧ માર્ચ : 'વિશ્વ વિભૂતિ' નાટકના મંગળ સમારંભમાં ધનવન્ત ઓઝા સાથે : પ્રમુખસ્થાને શ્રી. શ્રીમન્નનારાયણ.
તા. ૫ એપ્રીલ : શ્રી. હિંમતસિંહજીની ચૂંટણી અંગે પ્રેસ પરિષદ : બનાસકાંઠામાં ઉમેદવારી.
તા. ૧૭ એપ્રીલ : પાલણપુર, ડીસા, નવાડીસા, વગેરે સ્થળે સભા.
તા. ૨૨ એપ્રીલ : પાલણપુરમાં વિરાટ સભા.

તા. ૩ મે : ડૉ. ઝાકીરહુસેનનું અવસાન.

તા. ૩૧ મે : ખંભાતમાં ગાંધીશિબિર : શંકરરાવ દેવનું મંગળ પ્રવચન.

તા. ૨૦ જૂન : 'માયા' નાટક.

તા. ૨૦ જુલાઈ : બેંક રાષ્ટ્રીયકરણના સમાચાર.

તા. ૨૫ જુલાઈ : સંયુક્ત સંઘર્ષ સમિતિની સભા.

તા. ૨૬ જુલાઈ : સંઘર્ષ સમિતિ વિષે નિવેદન.

તા. ૯ ઓગસ્ટ : અમદાવાદમાં ગિરિને મળવા ગયા : ગિરિ સાથે જમણ.

તા. ૧૬ ઓગસ્ટ : રાષ્ટ્રપતિની ચૂંટણીમાં મત.

તા. ૧૯ સપ્ટેમ્બર : પોલીસ કમિશનરનો ફોન : કારંજમાં સભા : જગન્નાથ મંદિર ઉપર હુમલો.

## ૧૯૭૦

તા. ૨૨ ફેબ્રુઆરી : જન્મદિવસ : સન્માન : ક્ષમયજ્ઞ.

તા. ૨૨ એપ્રીલ : લાસ્કી ઈન્સ્ટીટયુટમાં લેનિન વિષે ભાષણ.

તા. ૨૪ એપ્રીલ : લેનિન શતાબ્દી નિમિત્તે કામદારોનું ઘોષણાપત્ર.

તા. ૨૬ એપ્રીલ : મહેમદાવાદમાં : અમૃત મહોત્સવ અંગે ઓઝા સાથે વાતો.

તા. ૧૫ જૂન : અમૃત મહોત્સવની અપીલ.

તા. ૨૭ જૂન : શ્વેતાનું આરંગેત્રલ.

તા. ૮ ઓકટોબર : સંઘર્ષ સમિતિ.

તા. ૧૦ ઓકટોબર : ટાઉનહોલ 'માતૃભૂમિ'નું ઉદ્‌ઘાટન.

તા. ૧૩ નવેમ્બર : શારદાબેનનું અવસાન.

તા. ૧૪ નવેમ્બર : શ્રી. રમેશ મહેતાને પત્ર : શારદાબેનને અંજલિ

તા. ૧૭ નવેમ્બર : યશોધર ષષ્ટીપૂર્તિ લેખ

તા. ૨૮ નવેમ્બર : શ્રી. ઘનશ્યામભાઈ ઓઝાને ત્યાં જમણ.
તા. ૨૭ ડિસેમ્બર : લોકસભા વિખરાયાના ખબર.

## ૧૯૭૧

તા. ૪ જાન્યુઆરી : ઉમેદવારી વિષે કોંગ્રેસને કાગળ.
તા. ૧૬ જાન્યુઆરી : કાંકરીયા પર ઈન્દિરાજીની સભામાં.
તા. ૧ ફેબ્રુઆરી : ઉમેદવારીપત્ર ભર્યું.
તા. ૧૮ ફેબ્રુઆરી : ત્રણ દિવસના ઉપવાસની જાહેરાત.
તા. ૨૨ ફેબ્રુઆરી : ઉપવાસના પારણા : વાર્ષગાંઠ નિમિત્ત શ્રમયજ્ઞ.
તા. ૨૩ ફેબ્રુઆરી : મોટું સરઘસ : કાંકરીયા પર ભાષણ.
તા. ૧ માર્ચ : ચૂંટણીનો દિવસ.
તા. ૧૦ માર્ચ : મતગણતરી : પરિણામ : વિજયનો ઉત્સવ.
તા. ૨૯ માર્ચ : બંગલાદેશ વિષે નિવેદન.
તા. ૨૩ મે : શ્રી. ઘનશ્યામભાઈ ઓઝા સાથે.
તા. ૨૦ જૂન : ગુજરાત સમાજવાદી ફોરમ : ભગતસિંહ હોલમાં પરિષદ.
તા. ૧૬ ઓગસ્ટ : સ્ત્રીઓના હક્કો વિષે પુસ્તક.
તા. ૧૭ ઓગસ્ટ : મેઘાણી મહોત્સવ અંગે સભા.
તા. ૧ સપ્ટેમ્બર : આત્મકથા ભાગ–૫ છેલ્લી વિધિ.
તા. ૨૧ સપ્ટેમ્બર : મહિલા પાઠશાળા સુવર્ણજયંતીમાં ભાષણ.
તા. ૩૦ સપ્ટેમ્બર : શારદાબેન અને વિદ્યાબેનના તૈલચિત્રોનું અનાવરણ કરવે કોલેજમાં.
તા. ૧૧ ઓકટોબર : વલ્લભવિદ્યાનગરમાં ભાઈકાકા, ભીખાભાઈ વિષે ભાષણ.
તા. ૬ ડિસેમ્બર : બંગલાદેશને માન્યતા :
તા. ૭ ડિસેમ્બર : ઘનશ્યામભાઈ ઓઝા સાથે.

તા. ૧૦ ડિસેમ્બર : નવી ઓફિસે : નેનપુર પર કાર્યાલય રાખવા વિચાર્યું.

તા. ૧૭ ડિસેમ્બર : હિંમતસિંહજીના ગરાજમાં છગન સામાન લાવ્યો.

## ૧૯૭૨

તા. ૧૬ જાન્યુઆરી : નેનપુરમાં ઉંધીયાપાર્ટી.

તા. ૨૦ જાન્યુઆરી : ડૉ. સુમંતની આત્મકથા. વાચક.

તા. ૩૧ જાન્યુઆરી : આશ્રમમાં મિજબાની.

તા. ૧ ફેબ્રુઆરી : ઘનશ્યામ પંડિત વિષે નિવેદન.

તા. ૧૫ ફેબ્રુઆરી : સ્ત્રીઓના હકકો વિષેના અંગ્રેજી પુસ્તક વિષેનો અનુવાદ કર્યો.

તા. ૨૨ ફેબ્રુઆરી : જન્મદિવસ : આશ્રમમાં શ્રમયજ્ઞ : સાંજે માણસા.

તા. ૨૫ ફેબ્રુઆરી : શ્રી. ઘનશ્યામભાઈ ઓઝાને ઘેર ચા–પાણી.

તા. ૫ માર્ચ : વિધાનસભાની ચૂંટણીમાં મત આપ્યો.

તા. ૬ માર્ચ : વિરાટ સરઘસ : સભા.

તા. ૨૩ માર્ચ : ઘનશ્યામભાઈ ઓઝાને ઘેર દિલ્હીમાં.

તા. ૨૯ માર્ચ : પાર્લામેન્ટમાં ભાષણ.

તા. ૫ એપ્રીલ : લતીફીને ઘેર : સ્ત્રી જાતિ વિષે વાતો.

તા. ૧૮ એપ્રીલ : ઘનશ્યામભાઈ વિધાનસભામાં ચૂંટાયા.

તા. ૨૩ એપ્રીલ : પત્રકાર કોલોનીમાં હરિપ્રસાદ પંડયાને ઘેર : બીજા પત્રકારોનું મિલન : ફાઈલ લઈ ઓફિસે.

## નોંધ

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે એમની નિયમિત ડાયરી ઉપરાંત કેટલીક બીજી નોંધો તા. ૧-૧૦-૬૮થી તા. ૨૪–૪–૭૨ સુધી જુદી ડાયરીઓમાં કરેલી છે. એ નોંધોમાં કેટલીક મહત્વની છે. એમની

પ્રવૃત્તિ, એમનું મનોમંથન અને એમના મનમાં ઘોળાતી યોજનાઓ વિષે એમાંથી ઘણી મહત્વની સામગ્રી મળે છે. આ સ્વરુપની કેટલીક નોંધો અહીં આપીએ છીએ.

તા. ૮-૪-૬૯

ઘણાં દિવસે આજે આ રોજનીશી ફરી શરૂ કરું છું; હમણાં જ પાંચમી તારીખે અમદાવાદમાં મ્યુનિસિપાલિટીની ચૂંટણી થઈ. તેના જંગમાં ઝુકાવવાનું મેં ધાર્યું નહોતું પણ કોંગ્રેસીઓએ જે પ્રચાર મારા નામનો ઉપયોગ કરીને આદર્યો તેથી મારે મૌન તોડવાની ફરજ પડી. પછી તા ૪થીએ વિમાનમાં પાછો અહીં આવ્યો ત્યારે છેલ્લી વિરાટસભામાં ભાગ લેવાની મને તક મળી અને મેં તેનો સારો ઉપયોગ કર્યો.

પછી હું ફરીએ પાલનપુર જઈ આવ્યો અને હિમ્મતસિંહજીની ઉમેદવારીની તરફેણમાં મેં ભાષણ કર્યું. અહીં આવીને હવે પાલનપુરના જંગ માટે વ્યવસ્થા કરુ છું.

આ બધી પ્રવૃત્તિ વધી ગઈ તેથી પહેલાં ગાંધી શતાબ્દી અને સ્વદેશી વિષે જે ભાષણ કરતો હતો અને જે માનસ ધરાવતો હતો તેના પર અસર થઈ છે. પહેલાં કેવળ પ્રજાલક્ષી હતો હવે ઘણો રાજ્યલક્ષી બની ગયો છુ.

તા. ૪-૫-૬૯

આજે સવારથી બલ્કે કેટલાક દિવસથી મારા દિલમાં ઘણું મંથન ચાલે છે.

હું હિમ્મતસિંહની ચૂંટણીની લડતમાં જઈ આવ્યો, તેમાં કામ તો સારું થયું પણ એકંદર ચૂંટણીના સારાયે પ્રચારની જે રીતે હાલ અપનાવવામાં આવે છે તેની ઘણી બુરી છાપ મારા દિલ પર પડી છે. તેથી હવે આવું રાજકારણ છોડીને રચનાત્મક કાર્ય તરફ મારું મન પાછું વળે છે.

તો હવે ક્યાં અને કેવી રીતે કામ શરુ કરવું તેની ચિંતામાં પડયો છું.

**તા. ૧૦-૫-૬૯ :**

ગઈકાલથી શતાબ્દીના કાર્યપર અને ખાસ કરીને ખંભાતની શિબિરને સફળ કરવાને તત્પર થયો છું. ગઈ રાતે શંકરરાવ દેવને મળ્યો અને ઘોષણાપત્રની નકલ આપી. આજે મળ્યા ત્યારે કહ્યું કે વાંચી ગયા છે અને તે પસંદ કરે છે.

વળી ૧-૨ જુનના દિવસે ખંભાત આવવાનું પણ તેમણે કબૂલ કર્યું છે, તેથી હવે તે માટે વ્યવસ્થા કરવાની છે.

**તા. ૧૦-૭-૬૯**

રાજકારણમાં ઝુકાવવા વિષે જે મંથન ખંભાતનો શિબિર દરમ્યાન શરુ થયું હતું તે તો મુંબઈમાં જ (તા. ૪-૭-૬૯ થી ૩-૭-૬૯) પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. ચારે બાજુએ ભ્રષ્ટાચાર ફૂલતો-ફાલતો જોઈને તે માટે મેં શૂન્યાવકાશ અથવા સાર્વજનિક, માનસિક ને રાજકીય અંધકારને જ કારણભૂત ગણ્યો હતો. તેથી નિશ્ચયપૂર્વક રાજકારણમાં સામેલ થવાનો મારો નિર્ણય મેં સ્પષ્ટ રીતે વાતોમાં જાહેર કર્યો. પછી ૮-૭-૬૯ની વિરોધપક્ષોની સભામાં પણ એજ ઘોષણા સ્પષ્ટ શબ્દોમાં કરી હતી. પછી બધાયે સલાહ આપી તે મુજબ ગઈકાલે રીતસર નિવેદન તૈયાર કરી આજે પત્રકારોને સુપ્રત કર્યું હતું. પછી તે વિષે રૂબરૂમાં ચોખવટ પણ કરી હતી.

આશા રાખું છું કે હવે કેટલાક વિરોધપક્ષો સંયુક્ત કાર્યવાહી અંગે જે શંકાકુશંકા સેવે છે તે પતી જશે અને સર્વના સહકારના દ્વાર ખુલી જશે.

**તા. ૫-૮-૬૯ :**

હમણાં લેનિનના પત્ની વિષે એક પુસ્તિકા વાંચી. તેમાંથી માલૂમ પડયું કે તેમણે ગામડામાં નિરક્ષરતાનું નિવારણ કરવામાં ઘણો રસ લીધો હતો. ખેડૂત પ્રજામાં જ્ઞાનનો દિપ પ્રગટાવવામાં તેમણે ખૂબ મહેનત કરેલી.

તે પરથી મને વિચાર આવ્યો કે ગ્રામદાનવાળા કરુણાથી લોકોના દિલ જીતવાને કોશિષ કરે છે પણ ખેડૂતપ્રજા લખી વાંચી શકે તે માટે ખાસ પ્રયાસ કેમ નહિ કરતા હોય ?

આજકાલ લેનિન વિષે ઘણું વાંચું છું, તે પરથી એમ લાગે છે કે ગાંધીજી અંતરની શુદ્ધિમાં રાચતા હતા અને બાહ્ય જગતમાં તો આંતરિક ભાવનાનો પ્રયોગ કરવાનું ધારતા હતા. ત્યારે લેનિન ખરેખરો તપસ્વી, સંયમી, કર્મયોગી હતો, છતાં તે બાહ્ય જગત અને સમાજની પ્રવૃત્તિ નીહાળીને તપાસીને તેની ઉન્નતિનો માર્ગ આંકતો હતો. આમ ગાંધીજીના અંતરમાં પ્રેમ હતો તેના વડે બધું જ મૂલ્યાંકન કરતા ત્યારે લેનિન બુદ્ધિના પ્રકાશથી જ પોતાના દેશનો માર્ગ નિયત કરતા હતા.

**તા. ૧૯-૮-૬૯ :**

આગળ લખ્યુ છે તે પરથી લાગે છે કે ખાસ કરીને આજના ગાંધીવાદીઓ, સર્વોદયવાદીઓ કરુણા અર્થાત હૃદયમાં ભાવ પ્રગટાવીને જનતાનો ઉદ્ધાર કરવા ચાહે છે, ત્યારે સમાજવાદીઓ બુદ્ધિના વિકાસ અને બાહ્યસમાજજીવનના વિકાસના નિયમોને અનુલક્ષીને પ્રગતિ કરવા ચાહે છે.

બીજો ભેદ કંઈક અંશે આમાંથી જ તરી આવે છે. હૃદયના ભાવ વ્યક્તિગત હોય છે તેથી કરુણાનો રાહ મોટે ભાગે વ્યક્તિગત ભાવ અને જીવનને આવરી લે છે. ત્યારે નવો જમાનો બુદ્ધિગમ્ય

સમાજજીવનના નિયમને અનુલક્ષીને આપળ ધપે છે. તેથી તે સંઘ શક્તિ પર મીટ માંડે છે. પહેલામાં 'એકલા ચલો' સૂત્ર છે ત્યારે બીજામાં 'મીલકે ચલો' સૂત્ર અનુસરવામાં આવે છે.

વળી માણસની પ્રકૃત્તિ એવી છે કે સાથે સંઘમાં કામ કરતાં એકબીજાની હુંફથી સંઘ શક્તિ જામે છે. તેમાં એકને એક બે નહીં પણ ૧૧ થાય છે, તેથી તેમાં માનસિક અને માનવશક્તિ વધે છે. અને સમાજના વાસ્તવિક નિયમો પર આધારિત હોવાને લીધે તે સફળ થાય છે.

**તા. ૨૦-૮-૬૯**

હમણાં લેનિન વિષે ઘણી ચોપડીઓ વાચ્યું છું તે પરથી ઉપર ગાંધીજી અને લેનિનની સરખામણી કરી છે.

ઘણાં વખતથી ગામડાના કામનો વિચાર કરતો તેમાં (૧) શ્રમદાન, સોનાખાતર વગેરેનો ખ્યાલ રાખતો. (૨) પછી તે ઉપરાંત ગામડાના લોકોની બુદ્ધિ—માનસને કેળવવાને, જાગૃત કરવાને શાળા, વર્ગો, ચર્ચા, નાટકો વગેરે યોજવાનો વિચાર આવ્યો.

(૩) પછી ગામડાના લોકને ચરખા જેવું વ્યક્તિગત બનાવવા ઉપરાંત સંઘશક્તિ ખીલવવાને સ્વયંસેવક દળ, સંગીતમંડળી વગેરે યોજવાનો વિચાર કરું છું.

(૪) લોકોના, શ્રમજીવિઓના સીધા સંપર્કથી આપણને ને તેમને કેવો ફાયદો થાય, કેવા સારા વિચારો, યોજનાઓ સ્ફુરે એ પણ લેનિનના વાંચનમાંથી ધ્યાનમાં આવ્યું.

**તા. ૨૪-૧૦-૬૯ :**

સપ્ટેમ્બરથી તો અહીં જ છું. પણ અહીં ૧૮મીએ જગન્નાથજીના મંદિર પર હુમલો થયા પછી કોમી રમખાણો ફાટી નીકળ્યા તેથી ગાંધી શતાબ્દીના બધા કાર્યક્રમ રદ થઈ ગયા.

૧૯મી સપ્ટેમ્બરે પોલીસ કમિશનરે શાંતિ માટે બોલાવ્યા તે પછી ધડાધડ દુકાનો, શાળાઓ બધું બંધ થઈ ગયું.

શનિવાર અને ૨૦મીએ મેયરે વેપારી મહામંડળ હોલમાં સભા બોલાવી તેમાં હાજર થયો. ત્યારે જ મારા દિલમાં મંથન શરું થયું હતું કે કોમી દાવાનળથી જલતા દિલને શાંતિ આપવાને ઉપવાસ કરવા કે કેમ? તા. ૨૧મી ને રવિવારે ત્રણ દિવસના ઉપવાસ જાહેર થયા. પછી કરફ્યુ અને તોફાન ચાલુ રહ્યા. છેવટે ૨૯મીને સોમવારે મિલો ચાલુ થઈ ત્યારે ઉપવાસ છોડયા.

દરમ્યાન શ્રીમન્નારાયણ, શ્રી જયપ્રકાશ નારાયણ વગેરે શ્રી અનીલભાઈને ત્યાં હું ઉપવાસ કરતો હતો ત્યાં મળી ગયા.

ઉપવાસના બધા દિવસ દરમ્યાન આંખો બંધ કરું ત્યારે શુભ કૃચ્છમાં સજ્જ થયેલા ગાંધીજીની શાંતિદાયક પણ દુઃખનું નિવારણ કરનાર મૂર્તિમાંથી ઝળહળતો પૂણ્ય પ્રકાશ દેખાતો હતો અને તેની પ્રેરણાથી ઉપવાસ ચાલુ રાખ્યા હતા.

હજી અંગારા જલે છે. હજી શાંતિ સ્થપાઈ નથી. જો કે બહારના ઉત્તપાત ઓછા થાય છે.

**૧૨-૧૧-૬૯ :**

હાલની કોમી ઝેરની હવાથી ગુંગળાઉ છું. તેમાંથી બચવાનો માર્ગ ઘણા વખતથી શોધું છું.

મને ગાંધીજીનો પ્રેમધર્મ મનમાં સ્ફૂર્યો. પ્રેમ માણસને નિર્ભય બનાવે છે. હાથમાં કફન લઈને ફરવાની તમન્ના આપણામાં હોય તો બીવાનું કોનાથી? બધાના દિલમાં પ્રેમભાવનો સંચાર થાય તો બધાને સંપ, સદાચાર, સહકારનો માર્ગ સાંપડે.

પછી એમ થયું કે હૃદયમાંથી સ્ફૂરતા, પ્રેમમાર્ગે તો વિચા-

રીએ. પણ તેની સાથે જ્ઞાનનો પ્રકાશ જોઈએ. પ્રેમની સાથે બુદ્ધિનું તેજ મળે તો ખરેખરી સફળતા સાંપડે.

મધ્યયુગમાં ધર્મના ઝગડા દુનિયામાં ચાલતા. જ્યારે યંત્રવાદ જાગ્યો, ઔદ્યોગિક ક્રાંતિ થઇ ત્યારે અર્વાચીન યુગ શરુ થયો અને જ્ઞાનના તેજથી સારી દુનિયા ઉજળી બની. આપણે ત્યાં શહેર–ગામડામાં બુદ્ધિના અજવાળાં અનેક રીતે પાથરવાં પડશે.

આજે ખ્યાલ આવ્યો કે, માત્ર પ્રેક્ષક થવાથી કંઈ વળતું નથી. થોડી અહમતા રાખીને જાતે ઝંપલાવવું પણ પડે. હિમ્મત અને હુંપદ બંને જમાવવાં પડશે. સાથે પ્રેમ અને જ્ઞાન.

**૨૯–૪–૭૦ :**

આશરે પાંચ મહિના પછી આ નોંધ લખવાનું શરુ કરું છું. તે દરમ્યાન કેટલાક નિર્ણયો થયા.

(૧) કોંગ્રેસના ભાગલા પડતાં મારી લાગણી ઇન્દિરાજી તરફ રહી પણ નિરાંતે વિચાર કરીને રાજકારણથી પર થવાનો નિર્ણય કર્યો ત્યારથી અદ્‌ભૂત શાંતિ અનુભવું છું અને રચનાત્મક કામ વધારે સારી રીતે થાય છે.

(૨) ટ્રસ્ટ તરફથી જ્ઞાન પ્રચારની યોજના તૈયાર કરીને આગળ ધપાવવા માંડી છે અને એક બે પુસ્તક પણ તૈયાર થશે.

(૩) લેનિન શતાબ્દી માટે અમદાવાદ, સૌરાષ્ટ્રમાં અને વડોદરામાં કાર્યક્રમ ઘડી પાર પાડવામાં ભાગ લીધો.

(૪) આત્મકથાનું કામ આગળ વધે છે.

**૩–૬–૭૧ :**

હવે નવું બજેટ રજૂ થતાં મારા મનમાં નવું મંથન શરું થયું છે. એ વિષે છાપાવાળા સાથે વાત કરતા મને થયું કે હાલના

શાસકોની આગળ દેશના સમાજવાદી રૂપાંતરનું કંઇ સ્પષ્ટ ચિત્ર જ નથી. તે ચિત્ર તૈયાર કરવાને હું તૈયાર થયો છું. તે માટે 'સમાજવાદી રચનાની અનિવાર્ય આવશ્યકતાઓ' વિષે નવી પત્રિકા લખવાને હું તૈયાર થાઉં છું.

૯-૮-૭૧

મારા મનમાં સમાજવાદની પ્રેરણા ઘૂમતી હતી, તેમાં સ્ત્રીઓની આઝાદી અને ઉત્કર્ષની ભાવના ભળી ગઈ છે. સમાજવાદનો ઇતિહાસ વાંચતા માલૂમ પડયું કે ગઈ સદીમાં ફ્રાંસમાં ફુરીયરના અનુયાયીઓએ તો સમાજવાદની ભૂમિકામાં સ્ત્રીઓની આઝાદી અને પ્રેમની મુક્તિની ભાવના પણ ભેળવી હતી. તેમણે ગમે તેવો અતિરેક કર્યો હોય પણ એ તો નક્કર હકીકત છે કે આજસુધી સમાજવાદી અને સામ્યવાદી અગ્રેસરોએ અને શાસકોએ સ્ત્રીઓની આઝાદીને પોતાના કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે. આજે સમાજવાદી અને સામ્યવાદી દેશમાં ઊંચું સ્થાન અને ગૌરવ સાંપડયા છે, તેનો જોટો બીજે ક્યાંય જડતો નથી.

હવે મારા દિલમાં પ્રેમનો પ્રકાશ સ્થિર થતો જાય છે, તેમ સમાજવાદના પ્રચારની પ્રવૃત્તિ જામતી જાય છે અને તેને અંગે પત્રિકા, પુસ્તિકા પ્રગટ કરીશ. તેમાં સ્ત્રીઓની પરાધિનતા અને આઝાદી વિષે પણ સાહિત્ય પ્રગટ કરવું છે.

'પ્રેમ અને પ્રકાશ' એ જૂનું સૂત્ર મનમાં રમે છે અને તેજ મને પ્રેરણા આપે છે.

૧૩-૧૨-૭૧ :

દિલ્હીથી ૨૦મીએ અહીં આવીને ૨૨મીએ ઇસ્પિતાલમાં ગયો. ઘણી હાંફ ચડતી અને રેલની સફરથી ઠંડીની ચોટ લાગી ગઈ તેથી ૨૨ મીથી ૧ લી ડિસેમ્બર સુધી વાડીલાલ સારાભાઈ ઇસ્પિતાલમાં રહ્યો. સારી સારવાર થઈ.

આશરે ૯ મહિના પછી નેનપુર આશ્રમમાં ગયો, ત્યાં જવાનો વિચાર થતાં જ દિલમાં ઓર તાલાવેલી જાગી. ધરતીનો, ગામડો પ્રેમ દિલમાં જાગી ઉઠયો. સવાર સાંજે સૂરજ અને ચંદ્રની દોસ્તી થતી તે યાદ આવી.

હવે ગંભીરરીતે નેનપુરની શાળામાં મારી ઓફિસ રાખવાનો વિચાર રાખું છું. નાતાલની રજામાં નક્કી કરીશ.

**૨૨-૧૨-૭૧ :**

હું મારા નવા કાર્યની પ્રસ્થાનત્રયીનો વિચાર કરતે કરતે તેને માટે રચવાના તંત્રનો વિચાર કરતો ગયો ત્યારે ગામ, શહેર, નગરમાં સમિતિઓ રચવાનો વિચાર કર્યો. પછી એમ થયું કે જનતાનું સંગઠન કરી તેની શક્તિ જમાવીને તેનું પરિવર્તન કરવું છે તેથી જનતા શક્તિસમિતિ અથવા જનતા સંગઠનસમિતિ એવાં નામ વિચાર્યાં. પછી સ્ફુરણા થઈ કે આ બધું કાર્ય તો જનતાની મૂળભૂત મુક્તિ સાધવાને કરવું છે, તેથી તેને માટે નવા તંત્રને જનતામુક્તિ સમિતિ નામ આપવાનું વિચારવું.

**૨૩-૨-૭૨ :**

મારા જન્મદિને મારા માનમાં હિમ્મતસિંહજીએ તેમના ગામ માણસામાં જમણ આપ્યું હતું, તે વખતે દેસાઈ, રતિભાઈ, ભાઈલાલભાઈ, રવિબાળા ને માવલંકર કુટુંબના ભાઈબહેનો પધાર્યા.

**૯-૩-૭૨ :**

મહિલા દિન વિષે ગઈકાલે હિમ્મતસિંહ સાથે વાત થઈ ત્યારે તેમણે કહ્યું કે, ક્લેરા ઝેટકીનની જીવનકથામાં લખ્યું છે તે મુજબ તેણે પેરીસની કમ્યુન વિષે કોઈ સભામાં યાદગાર ભાષણ કરેલું. ત્યાં ઘણાં લોકોએ કામદારવર્ગ અને સમાજવાદનો પ્રચાર કરવાની વાત કરી ત્યારે તેણે પોતાના પતિના અવસાનથી પ્રેરણા મેળવીને

સ્ત્રી જાતિની આઝાદીનો પ્રચાર કરવાને આંતરરાષ્ટ્રિય મહિલાદિન આઠ માર્ચના દિવસે પાળવાની જાહેરાત કરી. આ વિષે વધારે સાહિત્ય મેળવવાની વ્યવસ્થા કરીએ છીએ.

**૧૩-૩-૭૨ :**

ખાસ તો આજે કલેરા ઝેટકીન વિષે તપાસ કરવા નીકળ્યો નેશનલ ફેડરેશન ઓફ ઈન્ડિયન વિમેનની ઓફિસે ગયો. ત્યાં મુખ્ય સંચાલિકાએ બહુ ભાવથી મારો સત્કાર કર્યો અને મને બને તેટલી માહિતી પૂરી પાડવા કહ્યું છે. મેં તો પાર્લામેન્ટમાં સ્ત્રીઓની આઝાદી વિષે બોલવાની વાત પણ કરી. તેમને મારા વિચાર બહુ ગમ્યાં.

**૧૫-૩-૭૨ :**

આજે ઘનશ્યામભાઈની પંતપ્રધાન તરીકેની પસંદગીની ખબર પડી તેથી ખુશ થયો. તેમનું નામ આગળ ધરવામાં હિમ્મત સિંહ સાથે મેં ભાગ લીધો છે, સારું થયું.

**૨૩-૩-૭૨ :**

આજે સવારે શ્રી ઘનશ્યામ ઓઝાને મળવા જઈ આવ્યો. ખુલાસાથી વાતો કરી.

**૨૯-૩-૭૨ :**

પાર્લામેન્ટ પુસ્તકાલયમાં છાપાં વાંચી આવ્યો તે પછી પુષ્પા-બહેન મહેતા મળી ગયા. તેમની સાથે સ્ત્રીઓની ઉન્નતિ વિષે વાતો કરી. તેમને અમદાવાદમાં એક સંસ્થા-સામાજિક કાઢવી છે, તેમાં જોડાવવાનું મેં કહ્યું છે. એ પછી સદનમાં બાજપાઈનું ભાષણ સાંભળવું પડયું. પછી હું બોલ્યો.

**૩૧-૩-૭૨ :**

હિમ્મતસિંહને ત્યાં સામાન મુકી દેસાઈને ત્યાં ગયો. વાતો થઈ ત્યારે માલૂમ પડયું કે બી. એસ. સી.માં ચિત્રા પાસ થઈ ત્યારે

તેનો પહેલો વર્ગ નામંજૂર કરવાને ખાસ કાર્યવાહી થઈ. પછી ૧૯૬૩ માં એમ. એસ. સી. પાસ થઈ ત્યારે તેના પ્રિન્સીપાલના કાવાદાવા સફળ થયા નહિ અને તેજ સાલમાં તેને નોકરી મળી, તે ન મળે તે માટે કાવાદાવા થયા. પણ અમૃતલાલ શેઠ વચમાં પડ્યા તેથી સફળ થયા નહિ. આમ એ ઠીક સંગ્રામ ખેલીને એ આજની પાયરીએ પહોંચી છે.

**૩-૪-૭૨ :**

અત્યાર સુધી એક ઘરની કરુણા અને તેની મૂર્તિ પર લક્ષ્ય હતું. હવે તે પરથી સારા દેશમાંથી આવી કરુણતા ફેડવાને કરુણા મૂર્તિઓને સમાનતાના સિંહાસન સ્થાપવાની તમન્ના જાગી છે અને તે વિષે પ્રકરણ નવમાં લખ્યું છે.

રાતે વિલિયમ ઓનીલ કૃત 'ધ વુમન મુવમેન્ટ' વાંચી તેમાં તેણે સાચું જ કહ્યું છે કે જેમ ગુલામી માલિકોના માનસને અને સારા સંસારને—સમાજને કુલુસિત બનાવે છે તો પછી ઘરઘરમાં રહેતી સ્ત્રીઓની ગુલામી અવદશા તો વળી સમગ્ર વાતાવરણને ઝેરી બનાવે છે અને સારા સમાજની પ્રગતિને કુંઠિત કરે છે એટલે ખરું જોતાં આપણા દેશમાં પણ સ્ત્રીઓનો સવાલ એ માત્ર એક જાતિનો જ નહિ પણ સારા દેશની પ્રગતિ—ક્રાન્તિનો છે અને તેનું મહત્વ સમજીને સૌએ કામે લાગવું પડશે.

**૫-૪-૭૨ :**

રાતે લતીફીને ત્યાં વ્યાસની સાથે ગયો. ત્યાં સ્ત્રીઓના હક્ક અને તેમની પત્ની જે તેમના કરતાં ૧૨ વરસે મોટી છે, તે પાકી સ્ત્રી સ્વાતંત્ર્યવાદી છે અને તેમની પાસે તે વિષે ઘણી સારી લાયબ્રેરી છે. તેમણે પુસ્તકો દેખાડયાં તેનાં નામ લખી લીધાં છે અને

જેની તપાસ કરવા જવાનો છું. એક ચોપડી 'ફેમીનીન મિસ્ટીક' તો લઈ આવ્યો પણ ખરો. રાતે તરત તે ચોપડી વાંચવા માંડી. ઘણી મઝા પડે છે.

૧૧-૪-૭૨ :

મારા મનમાં એક વિચાર ઉપજ્યો છે કે જેમ 'ફેમીનીન મિસ્ટીક' ની લેખીકાએ ઘણી સ્ત્રીઓને પૂછીને મુલાકાત લઈને જેને આધારે પુસ્તક લખ્યું તેમ હું પણ સ્ત્રીઓના જીવન વિષે પ્રશ્નપત્રો તૈયાર કરીને તેના જવાબ નાની મોટી સ્ત્રીઓ પાસેથી મેળવું અને તે પરથી પુસ્તિકા લખું-

# પરિશિષ્ટો

૧૯૫૮ના ઓગસ્ટની ૧૫મી તારીખે શહીદ સ્મારક સત્યાગ્રહ અંગે ઠરાવ થયો ત્યાં સુધીની કથા શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આગળ પૃષ્ઠોમાં આલેખી છે. એ પછીના એમના જીવનમાં સીમા સ્તંભરૂપ બની રહે એવા પ્રસંગોનું આલેખન આ પરિશિષ્ટો દ્વારા કરવાનું ઉચિત માન્યું છે. આ પરિશિષ્ટોનાં કાળાનુક્રમે એમના ભાષણો, લેખો, મુલાકાતો વગેરેમાંથી મહત્વની સામગ્રી આપીએ છીએ. એમાંથી એમના શેષ જીવન વિષે ઉપયોગી સામગ્રી મળી રહે છે.

—સંપાદક

## [ ૧ ]

[ શહીદ સ્મારક સત્યાગ્રહ દરમ્યાન શ્રી મોરારભાઇ પંડયાએ શહીદો વિષેના ગીતોનો એક સંગ્રહ પ્રસિદ્ધ કર્યો હતો, તેની પ્રસ્તાવના શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે લખી હતી. એ પ્રસ્તાવનામાં એ સત્યાગ્રહ વિષેનું તેમજ શહાદત વિષેનું એમનું મૂલ્યાંકન આલેખાયું છે. ]

ગુજરાતની ધરતીએ દુનિયાને હિંસા અને અહિંસાનું, જડતા સામે પ્રેમનું મહત્ત્વ અવર્ણનીય રીતે સમજાવ્યું, અને રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીની કર્મભૂમિ અને તપોભૂમિનું બિરુદ મેળવ્યું તેજ ગુજરાતની પવિત્ર ધરતી પર ગુજરાતને થયેલા અન્યાયનો જવાબ માગવા જતાં અમદાવાદમાં કોંગ્રેસહાઉસ સામે જ નાના બાળકો અને નિર્દોષ માનવીઓના ખૂન કોંગ્રેસ સરકારે ગોળીબારથી કર્યા અને પવિત્ર ધરતી પર નિર્દોષોના લોહી રેડાયાં.

આ પછી શું બન્યું તેનાથી ગુજરાતની જનતા અજાણ નથી. ૧૯૫૬ના ઓગસ્ટની આઠમી તારીખના એ કરપીણ બનાવો પછી કલોલ અને નડિયાદમાં પણ એ જ રીતે નવજવાનો શહીદ બન્યા અને બે વરસ પછી તે શહીદોની ખાંભી રચાઇ તેને સરકારે ઉખેડી નાખ્યા પછી ફરીથી ગોળીબારનું તાંડવ અમદાવાદ, નડિયાદ અને ડભોઈમાં ખેલાયેલું અને વધુ પાંચ શહીદો ઈતિહાસમાં નોંધાયા.

મહાગુજરાતની સત્યાગ્રહની ત્રણથંભી અને અપૂર્વ લડત આજે ચાલી રહી છે. તેની પાછળ આ ત્રીસ શહીદોની અમર કુરબાનીની પ્રેરણા પ્રજ્વળી રહી છે. મહાગુજરાતના ઈતિહાસમાં ગામડે ગામડે આવા શહીદોના માનમાં જે ખાંભીઓ કે પાળીયા ઊભા કરવામાં આવ્યા હતાં તે આજે પણ જોવા મળે છે અને શહાદતના લાંબા અને શાનદાર ઈતિહાસની સાક્ષી પૂરે છે.

આ પાશવી હત્યાકાંડ સામે મંડાયેલા પૂનિત અહિંસક મોરચાનું રોમાંચક વર્ણન શ્રી. મોરારભાઈ ઓધવજી વડોદરાવાળાએ પોતાના કાવ્યો દ્વારા કર્યું છે અને શહીદોની શહાદતની યશગાથા ગુર્જરી માતને ચરણે ધરી છે. તા. ૧૭મી સપ્ટેંબર ૧૯૫૮ના રોજ ૯૦ સત્યાગ્રહીઓની જે ટુકડી પગપાળા અમદાવાદઆવી તેમાં વડોદરાથી અમદાવાદ સુધી ગામડે ગામડે આમાંના કેટલાંક ગીતો ગવાયા હતાં. એ ગીતો એ શહાદતનો સંદેશો ગુજરાતભરમાં ઘેર ઘેર ગુંજતો કરે, એ આ ભાવભરેલાં ગીતોનો હેતુ છે. મહાગુજરાતના ઈતિહાસમાં આ શહીદોના નામ અમર થઈ ચૂકયાં છે, તે કાવ્યો અને ગીતો મારફત આમજનતાને કંઠસ્થ થાય એ ઈચ્છવા યોગ્ય છે, મને શ્રદ્ધા છે કે મહાગુજરાતની જનતા આ શહીદોને યાદ રાખી મહાગુજરાતની લડતમાં ફાળો આપશે અને તેમાં આ ગીતો પણ પોતાનો ફાળો આપશે. આ ગીતોનાં લેખક શ્રી મોરારભાઈને હું ધન્યવાદ આપું છું. અને તેમના આ પ્રકાશનની સફળતા ઈચ્છું.

તા. ૫-૧૨-૫૮,

અમદાવાદ. —ઈન્દુલાલ યાજ્ઞિક

[ તા. ૧૭–૮–૫૮ના રોજ શરુ થયેલો સત્યાગ્રહ સ્થગિત કરવાનો ઠરાવ મહાગુજરાત જનતા પરિષદની કારોબારી સમિતિએ તા. ૫–૭–૫૯ના દિવસે કર્યો. આ ઠરાવ અહીં આપીએ છીએ. ]

દ્વિભાષીનો અણચિંતવ્યો નિર્ણય કર્યા બાદ તે નિર્ણય સ્વીકારવાની ફરજ પાડવા કરવામાં આવેલા ગોળીબાર અને લોકશાહી મુજબ આવા બેફામ, અવિચારી અને કશો જ હેતું ન સારે એવા, ગોળીબારની પણ અદાલતી તપાસ આપવાનો અમલદારી ઈજ્જત ટકાવી રાખવા ખાતર, ઈન્કાર કરીને ગુજરાતની જનતાના દિલ પર ગંભીર ઘા મારવામાં આવ્યો. આ ક્ષોભને અયોગ્ય માર્ગે

વળતો વારવા માટે મહાગુજરાતની સિદ્ધિ, ગોળીબારની નાબુદી અને જ્યાં થયા હોય ત્યાં ગોળીબારની અદાલતી તપાસ અને શહાદતને સ્થાને શહીદોના સ્મારકના વિવિધ હેતુસર મહાગુજરાત જનતા પરિષદની સ્થાપના થઈ.

શહીદોના સ્મારકના લોકહૈયામાં ઘર કરી ગયેલા પ્રશ્નને પ્રથમ હાથ પર લઈ જનતા પરિષદે અમદાવાદ, કલોલ અને નડિયાદમાં ૧૯૫૮ના ઓગસ્ટમાં સ્મારકો રચ્યાં. પણ ગુજરાતના લાખો લોકોને પોતાની ઉત્કટ ઇચ્છા પૂરી થયાનો સંતોષ થાય ન થાય ત્યાં તો રાતોરાત આ સ્મારકો હટાવી લેવાયાં અને ફરી એક વાર લોકક્ષોભને દબાવી દેવા ગોળીબાર, દમન, ટિયરગૅસ અને ધરપકડોનો આશ્રય લેવાયો. ગુજરાતની પ્રજાના દિલને ફરીવાર આઘાત પહોંચાડનારા દ્વિભાષી સરકારના આ પગલા સાથે, દ્વિભાષી સરકારની રીત મુજબ મિથ્યા દોષારોપણ કરવામાં આવ્યું. લોકોની નાનકડી ઇચ્છાને પણ કહેવાતી ઇજ્જત આગળ નમવું પડે એવી પરિસ્થિતિમાં લોકલાગણીની ઉત્કટતાનો પરિચય આપવા, ગુજરાતના વિશાળ, સમજુ અને અહિંસક ઢબને અપનાવનારા સમુદાયને કોઈ હિતના ઈશારે અસામાજિક કૃત્યો કરતા મુઠ્ઠીભર માનવીથી અલગ પાડવા અને આવા મુઠ્ઠીભર માનવીઓએ સર્જેલા કાંડ પ્રત્યેનો ઊંડો ખેદ દાખવવા જનતા પરિષદે ખાંભી સત્યાગ્રહ શરુ કર્યો. આજ ૩૨૧ દિવસ થયાં, નિયમિત શાંતિમય અને અત્યંત વ્યવસ્થિત રીતે ચાલતા સત્યાગ્રહમાં ગુજરાતભરમાંથી લગભગ ૨૩૦૦ ભાઈ–બહેનોએ ભાગ લીધો. સત્યાગ્રહે અહિંસક પ્રતિકારનો ઉમદા દાખલો આખાય ભારત સમક્ષ ધર્યો છે અને લોકશાહીમાં સત્યાગ્રહ અને અહિંસક પ્રતિકાર દ્વારા જ જનતાની લાગણીને વ્યક્ત કરી શકાય તે બોધ તારવી બતાવ્યો છે.

ગુજરાતની જનતાની આ પ્રશ્નો પર કેટલી ઉત્કટ લાગણી છે તેનું યથાર્થ દર્શન પણ આ સત્યાગ્રહે કરાવ્યું છે. આ લાગણી માત્ર ક્ષોભજનિત નથી પણ ઊંડી સાહજિક અને સાચી માન્યતા પ્રેરિત છે, એ વાતની પણ આ સત્યાગ્રહે પૂરી પ્રતીતિ આપી છે. તા. ૧૨–૧૩–૧૪ ઓગસ્ટ ૧૯૫૮નાં બનેલા બનાવો માટે તપાસ-પંચ તરીકે નિમાયેલ ન્યાયમૂર્તિ કોટવાલે પણ આ લાગણી પ્રવર્તમાન છે અને અત્યંત ઉત્કટ છે એની નોંધ લીધી છે.

જનતા પરિષદની મધ્યસ્થ કારોબારીની આ સભા એવો અભિપ્રાય ધરાવે છે કે લોકહૃદયની આ લાગણીનો પરિચય સત્તાવાળાને સત્યાગ્રહ દ્વારા જાતે દુઃખ વેઠીને ગુજરાતની જનતાએ આપ્યો છે. લોકલાગણીને સમજીને માનવ અંશનું ગૌરવ એ જ લોકશાહીનો પાયો બની શકે. સત્યાગ્રહ કોઈને નમાવવાની રીત નથી પણ જાતે વેઠીને પોતાની નિષ્ઠા વિષે સામાને ખાતરી કરાવવાની રીત છે એટલે ૩૨૧ દિવસ થયા ચાલતા સત્યાગ્રહને આજથી ૬ જુલાઈથી સ્થગિત કરીને મુંબઈ સરકારને, તે લોકની આ લાગણીનો આદર કરે અને સ્મારક રચવા દે એવી માગણી આ સમિતિ કરે છે. સત્યાગ્રહની પરિષદે સ્વીકારેલી નીતિ મુજબ સરકાર લોકઈચ્છાને સ્વીકારે તે માટે પ્રજામત જાગૃત કરવા આ સમિતિ સર્વેને આગ્રહ કરે છે.

## [૨]

[૧ મે ૧૯૬૦ના દિવસે ગુજરાત રાજ્યની રચના થઈ એ પછી બરાબર એક અઠવાડિયે ગુજરાતની પ્રજાના નામે મહાગુજરાત જનતા પરિષદની અમદાવાદ શહેર સમિતિએ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકને માનપત્ર આપ્યું હતું. આ નિમિત્તે સરદાર બાગમાં ડૉ. ગણપતરામ પટેલના પ્રમુખપદે સભા મળી હતી. એ માનપત્રમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક તરફનો ગુજરાતની જનતાનો ભાવ અંકિત થયેલો છે. એ માનપત્રનો સંપૂર્ણ પાઠ અહીં આપીએ છીએ]

સાડાત્રણ વરસ પહેલાં આઠમી ઑગસ્ટ ઓગણીસો છપ્પનના દિવસે અમદાવાદ કોંગ્રેસહાઉસ સામે મહાગુજરાતના બુલંદ અવાજ કરતા વિદ્યાર્થીઓ પર ગોળીબાર થયા પછી ગુજરાતની પ્રજાએ ત્રણ સંકલ્પ કર્યા હતા. મહાગુજરાતની સિદ્ધિ, શહીદચોકમાં શહીદ સ્મારકની રચના અને લોકશાહીનાં નૈતિક મૂલ્યોની સ્થાપના.

ગુજરાતની પ્રજાના ત્રણ સંકલ્પમાંથી પહેલા સંકલ્પની તા. ૧-મે ૧૯૬૦ના દિવસે ગુજરાત રાજ્યની રચના દ્વારા સિદ્ધિ થઈ છે, ત્યારે ગુજરાતી પ્રજાનું હૃદય ઉલ્લાસ અને ઉત્સાહથી સ્વાભાવિક; રીતે થનગને છે.

આ ઉલ્લાસ અને આ ઉત્સાહના ભાવ પ્રગટ કરવાનું સ્થાન આપના સાનિધ્યે જ યથાર્થરૂપે મળેલું છે, એમ અમને લાગે છે. અને તેથી ગુજરાત રાજ્યની રચના પછીના આજના પ્રથમ શહીદ-દિને, અમો આપ સમક્ષ એ ભાવ પ્રગટ કરીને કૃતકૃત્ય થઈએ છીએ.

આપે આપની ષષ્ટિપૂર્તિના સમારંભમાં કહ્યું હતું : 'હું તો ઝૂંપડાનો માનવી છું, પગથી પર જીવતો આદમી છું, ત્રીજાવર્ગની

જનતાનો માણસ છું. ગરીબો, કિસાનોની વચ્ચે બેસવું, એમની વિચારધારાને ઝીલવી એ મારું કાર્ય છે.

૧૯૫૩ના ફેબ્રુઆરીમાં આપે આ વચનો ઉચ્ચાર્યા ત્યારે આપને પિછાનનારા નિકટવર્તી સ્વજનો જ તેની યથાર્થતા સમજ્યા હશે. પણ એ પછી સાડાત્રણ વર્ષે ગુજરાતની પોણાબે કરોડની પ્રજાને સામાન્યત: એ વચનોની હૃદયતાનો અનુભવ થયો છે.

૧૯૫૬માં જ્યારે નવલોહીયાં કુમળાં ગુર્જરી સંતાનોના નેતૃત્વ નીચે ગુજરાતી વિરાટે વિજયયાત્રા શરુ કરી ત્યારે તેનો રથ સારથિ સૂનો હતો. કોઈ પીઢ અગ્રેસર સંગ્રામના ધર્મક્ષેત્ર દેખાતો નહોતો.

ત્યારે, ઈન્દુભાઈ ! આપ એક જ પહેલા દિવસથી એ સંગ્રામના કદમે કદમે તાલ મિલાવતા ચાલતા હતા, જનતાને સહાનુભૂતિ પ્રેરણા અને માર્ગદર્શન આપતા હતા.

એ પછી આંદોલનમાંથી સંગઠન રચાયું. મહાગુજરાત જનતા પરિષદનો જન્મ થયો.

એ પરિષદના પ્રથમ પ્રમુખ લેખે આપની સર્વાનુમતે ચૂંટણી થઈ. એ દિવસથી આપ ગુજરાતની પ્રજાના શૌર્યભર્યા, યશસ્વી સંગ્રામના નેતા રહ્યા છો.

એટલું જ નહિ, એ સંગ્રામના પ્રતીકશા અને એ સંગ્રામ પાછળની ભાવનાની મૂર્તિશા આપ આજના ગુજરાતમાં એક અને અદ્વિતીય અગ્રણી લોકસેવક લેખે પ્રકાશતા રહ્યા છો. એટલે જ ગુજરાતની સંસ્કારશ્રીના નિવાસસ્થાન સમા આપણા ગુજરાતના પાટનગર અમદાવાદની પ્રજાએ આપને ઉમળકાથી વધાવ્યા છે. માત્ર સન્માનથી નહિ, આપનાં વચનોમાં લક્ષાવધી સંખ્યામાં હાજરી આપીને જ નહિ, પણ અમદાવાદના અને ગુજરાતના ઈતિહાસમાં અભૂતપુર્વ એવો પ્રચંડ લોકમત લોકસભાની ચૂંટણી વખતે આપનો

તરફેણમાં દર્શાવી અને કોંગ્રેસને સુદીર્ઘકાળ સુધી નહીં વિસરાય એવો પરાજય આપીને આ ઉમળકો પ્રજાએ બતાવ્યો છે.

સાડાત્રણ વર્ષના આ વિક્રમશાળી ઇતિહાસની વિગતો આલેખવાનું આ સ્થાન નથી. પણ શહીદ સ્મારક સત્યાગ્રહનો ઉલ્લેખ કર્યા વિના અમે રહી શકતા નથી. અનેક યશસ્વી સત્યાગ્રહ-સંગ્રામોની પરાક્રમભૂમિ ગુજરાતમાંયે આ છેલ્લો સંગ્રામ સૌથી વધુ દૈદિપ્યમાન છે, એમ કહ્યા વિના ઇતિહાસકારને ચાલવાનું નથી. આવા આ સંગ્રામનો આરંભ કરી આપે સંગ્રામમાં યશસ્વી ભાગ લીધો હતો એમ કૃતજ્ઞતાપૂર્વક જાહેર કરીએ છીએ.

ગુજરાત મહારથીઓની ભૂમિ રત્નગર્ભા વસુંધરા—છે. તેણે મહાત્માજી અને સરદારશ્રી સમા વિરાટ પુરુષો પ્રસવ્યા છે. એવા ગુજરાતમાં વ્યાપક લોકસન્માન પામવાનું સહેલું નથી. ગાંધીજી અને સરદારશ્રી પછી સૌથી વધુ વ્યાપક લોકપ્રેમ આપ પામ્યા છો, એ આપની મહત્તાની પારાશીશી છે.

ગુજરાતની મનોકામના હજી પૂરી સંતોષાઈ નથી, હજી શહીદ સ્મારક રચવાનું બાકી છે. આ અને આવાં બીજા લોકશાહી સિદ્ધિનાં અને જનસેવાનાં કાર્યોમાં આપ હંમેશા સામેલ રહેશો એવી શ્રદ્ધા સાથે અમે આપને પ્રણામ કરીએ છીએ.

શ્રમજીવી વિરાટનો હાથ પકડી, શાંતિ અને ઉન્નતિની દિશાએ કદમ માંડતા આપ પુરુષાર્થમય સુદીર્ઘ આયુષ્ય પામીને શ્રીમદ્ ભગવદ્ ગીતાના—मनस्वी कार्यार्थी न गणयति दुःखम् न च सुखम् । એ આદર્શને મૂર્ત કરી રહો એવી ભાવના સાથે અમે આપને પુનઃ પ્રણામ કરીએ છીએ.

# [૩]

[૧૯૬૨ની સામાન્ય ચૂંટણીમાં સંયુક્ત મોરચો રચીને ચૂંટણી લડવાનું ઠરાવવામાં આવ્યું હતું, એ નિમિત્તે તા. ૨૦ જાન્યુઆરી ૧૯૬૨ના દિવસે જનતા પરિષદની નીતિ સમજાવતો નીચેનો લેખ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે લખ્યો હતો.]

જ્યારે સામાન્ય ચૂંટણી આવે છે ત્યારે સત્તાધારી તેમજ વિરોધપક્ષો પોતપોતાની કાર્યવાહીનો હિસાબ પ્રજા સમક્ષ સમક્ષ રજૂ કરી મતની માંગણી કરે છે. હવે ત્રીજી ચૂંટણી આવી રહી છે ત્યારે અમારી જનતા પરિષદ તરફથી હું સરકાર પાસે હિસાબ માંગુ છું. અને મહાગુજરાતવાદી તરીકે અમે અમારો હિસાબ જનતા સમક્ષ પૂરા ગૌરવથી રજૂ કરીએ છીએ.

સન ૧૯૫૬ના ઓગસ્ટમાં અમદાવાદ, નડિયાદ અને કલોલમાં જે ગોળીબાર થયા તેની અદાલતી તપાસ થઈ નથી.

બીજી પાસ જનતા પરિષદે એ ગોળીબાર સામે અખંડ આંદોલન જગાવ્યું છે અને ગોળીબાર થાય ત્યારે તેની અદાલતી તપાસ કરવાની માંગણી વારંવાર કરી છે. અમને જોઈ સંતોષ થાય છે કે દિલ્હી સરકારે ગોળીબારની અદાલતી તપાસ કરવાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે અને તેથી જ ૧૯૫૮ના ગોળીબારની અને પછી દાહોદ અદાલતી તપાસ કરવાની સરકારને ફરજ પડી છે. વળી ગોળીબાર કરવો જ પડે તો માણસને અવશ્ય વીંધી નાંખવાનો જે નિયમ સુધારીને ગોળી ઢીંચણ નીચે જ મારવાનો નવો નિયમ કરવાની મધ્યસ્થ સરકારને ફરજ પડી છે.

અમારી મોટામાં મોટી માંગ તો મહાગુજરાતના જૂદા એક-ભાષી અલગ રાજ્યની હતી. મુંબઈની ધારાસભામાં તેમજ લોકસભામાં અમારી સંખ્યા છેક જૂજ હતી, છતાં ગુજરાતની પ્રજાએ અમને સતત ત્રણ વરસ સુધી આંદોલન ચલાવવામાં સાથ આપ્યો. તેથી શ્રી. નહેરુની સરકારને દ્વિભાષી રાજ્યના ભાગલા પાડી ગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવાની ફરજ પડી છે.

એ જ રીતે ડાંગની છેલ્લી જિલ્લાબોર્ડની ચૂંટણીમાં ગુજ-રાતના પક્ષને વિજય સાંપડયો અને હવે ડાંગ ગુજરાતનું બની ગયું છે.

શહીદ સ્મારકની જે માંગણીએ જનતાના દિલમાં પ્રચંડ જ્યોત જગાવી છે. જે મહાગુજરાતની સિદ્ધિમાં નિર્ણાયક બની છે અને જે મહારાષ્ટ્રની કોંગ્રેસ સરકારે પણ મંજૂર કરી છે, ત્યારે અમે શહીદ સ્મારક માટે આંદોલન ચાલુ રાખીને જનતાની સેવા કરવા ચાહીએ છીએ.

## લોકશાહીના મૂલ્યો

જનતા પરિષદે લોકશાહીના મૂલ્યો ગુજરાતમાં સ્થાપવાની દૃષ્ટિ સમગ્ર આંદોલન ચલાવ્યું છે, ગુજરાતનું જુદુ રાજ લોક-ભાષામાં ચાલે તેથી લોકરાજ સ્થપાય અને નવું ગુજરાત રચાય એ દૃષ્ટિ અમારી હતી. પણ આજે ગુજરાતનું રાજ સ્થાપાયે દોઢ વરસથી વધારે સમય વહી ગયેલો હોવા છતાં પ્રજાને પોતાનું રાજ-સ્થપાયાનું સુખ હજી કયાં સાંપડયુ છે!

સરકારી કર્મચારીઓમાં તો અંગ્રેજોના વખતથી જે રૂશ્વત-ખોરી અને ભ્રષ્ટાચાર જામેલો હતો તેમજ તેમનું વર્ચસ નવી સરકાર પર વધી રહ્યું છે.

કેન્દ્ર પાસે ગુજરાતની સરકારના કરવેરામાં જંગી વધારો

થતાં મોંઘવારી આસમાને પહોંચી છે, તેથી શહેરની અને ગામડાની પ્રજા ભીંસાઈ રહી છે. ઘણાંને અન્ન અને દાંત વચ્ચે વેર થઈ રહ્યું છે. આવે...વખતે લોકરાજનું ભાન કેમ થાય ?

## કાળાં બજાર

ગામડાની પ્રજાને હજી પતરાં ને સિમેન્ટ, સારું બી અને વિલાયતી ખાતર મોટે ભાગે કાળા બજારમાંથી જ લેવા પડે છે. સરપંચો અને મુખી તલાટીઓ, પોલીસ અને બીજા અમલદારો તેમને જ વધારેમાં વધારે કનડે છે. ખેતમજૂરોની આવક ઘટી રહી છે અને તેમનાં દેવાં વધી રહ્યાં છે. આવી ગુલામીની હાલતમાં સબડતી પ્રજા સાચી આઝાદીની હવામાં કેમ વિહરી શકે ?

શહેરનાં વેપારીઓ અને માલેતુજારો વેચાણવેરા અને આવકવેરાના અધિકારીઓથી ચુસાય છે અને હેરાન થાય છે. જેમને લાઈસન્સ, પરમીટ કે કોન્ટ્રાકટ લેવા હોય તે સરકાર અને કોંગ્રેસનો હાજીઓ ભણે છે. ઘણાખરા સરકારથી ગભરાઈને ચાલે છે. આવું ભયનું સામ્રાજ્ય શહેરમાં ફેલાઈ રહ્યું હોય ત્યાં પછી ગામડાંની પ્રજાનું તો શું ગજું ?

સરકાર મિલમાલિકોને તેમજ મજૂરોને પોતાની પકડમાં રાખે છે ને માલિકોનો ડર બતાવીને બંનેની પાસેથી તે મનફાવતા નાણાં કઢાવે છે. અને તે વડે ચૂંટણીઓ જીતીને પાછી પોતાની પકડ ઓર જમાવે છે. આવી પરિસ્થિતિમાં મિલમાલિકોને કે મજૂરોને લોકરાજનું સુખ કયાંથી સાંપડે ?

## પાટનગરનું શું ?

મહાગુજરાતના આંદોલનને મોખરે રહેનાર અમદાવાદને બદલે ૧૦–૧૫ માઈલ દૂર કલોલ વિસ્તારમાં જંગી ખરચે નવું પાટનગર બાંધવાનું નક્કી થયું છે. તે માટે અનામત રાખેલી ૧૦ કરોડની રકમ ઓછી પડતાં બીજા ૨૦–૩૦ કરોડ રૂપિયા ગુજરાતની સરકારને

જોઈએ છે. અમદાવાદમાં જ ૪–૫ કરોડને ખરચે સચિવાલય, હાઈ-કોર્ટ વગેરે માટે મકાનો બાંધી શકાય પણ સરકારે તો કલોલના તેલથી ઊભરાતા ક્ષેત્રમાં જ કેન્દ્ર સરકારની સૂચનાની અવગણના કરીને નવું પાટનગર રચવાની નેમ રાખી છે. આથી અમદાવાદને જ નહિ, પણ ગુજરાત સમસ્તની પ્રજાને અનેક મુસીબતો પડે. આથી કુદરતી રીતે પ્રજા મુંઝાય છે અને ગુજરાતના રાજથી કંઈ આનંદ ભોગવી શકતી નથી.

## વહિવટ દોષભ્રષ્ટ છે.

પ્રજાના વિકાસ માટે સરકાર ગમે તેવી રૂપાળી કે ખર્ચાળ યોજનાઓ ઘડે અને ગમે તેવા સારા કાયદા કરે પણ જો તેનો વહિવટ અનેક દોષથી ભ્રષ્ટ થયો હોય તો જનતા પર જુલ્મ કરવામાં જ તેનો ઉપયોગ થાય છે. મધ્યસ્થ સરકારના કરવેરાના અને લોનના પૈસા ભરપટે સરકાર બે હાથે ખરચે છે અને તેમાંથી લગભગ અડધા સરકારી અધિકારીઓનાં, મોટા કોન્ટ્રાકટરોનાં અને બીજાઓના ખિસ્સામાં જ જાય છે.

આના સામે અમારી કાર્યવાહી ઉજળી છે. અમે ગુજરાતના ગોળીબારની સામે પ્રચંડ આંદોલન ચલાવીને તેની પર અંકુશ મુકાવ્યા છે અને તેની અદાલતી તપાસ કરવાની સરકારને ફરજ પાડી છે. વળી દ્વિભાષી રાજ્યની સામે વિરાટ લડત ચલાવીને અમે ગુજરાતની કોંગ્રેસના કટ્ટર વિરોધ છતાં ગુજરાતનું એકભાષી રાજ હાંસલ કર્યું છે. છતાં હજી શહીદ સ્મારક રચાયું નથી અને જનતાની ધારણા મુજબ સાચું લોકરાજ સ્થપાયું નથી, તેથી અમારાં આદર્શો અધૂરા રહ્યાં છે, તે પાર પાડવાને અમે નૂતન મહાગુજરાત જનતા પરિષદ તરફથી ચૂંટણી લડવાને મેદાને પડીએ છીએ અને પહેલાની જેમ જનતાનો ટેકો અમને મળી રહેશે એવી આશા રાખીએ છીએ.

[૧૯૬૨ના જાન્યુઆરીની ૨૬મી તારીખે પ્રજાસત્તાક દિન નિમિત્તે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે નીચેનો લેખ પ્રસિદ્ધ કર્યો હતો,]

અંગ્રેજોની હકુમત દરમ્યાન સારાયે ભારતની પ્રગતિ કુંઠિત થઈ હતી. સન ૧૯૪૭માં દેશ આઝાદ થયો ત્યારે તેની કરોડોની પ્રજાના નવલા વિકાસની આશા બંધાઈ.

પછી વરસો સુધી ગાંધીજીની ભાવના મુજબ ભાષાવાર પ્રાંત રચનાનો સવાલ ખોરંભે પડયો અને લોકસભામાં લોકરાજ ભોગવવાનું સ્વપ્ન સિદ્ધ ન થયું. છેવટે રાજ્યોની નવી રચના માટે કમિશન રચાયું અને તેની ભલામણ મુજબ ઘણાંખરા રાજ્યો ભાષાવાર રચાયાં ત્યારે થોડો વખત ગુજરાતનું રાજ્ય રચવાની સોનેરી આશા પડી. પણ ત્રણ રાજની યોજના નેવે મુકાઈ અને ૧૯૫૬માં દ્વિભાષી રાજ ઠોકી બેસાડવામાં આવ્યું, ત્યારે ગુજરાતમાં ભારે ઉલ્કાપાત થયો.

અંગ્રેજોના અને કોંગ્રેસના શાસન દરમ્યાન ઘણીવાર ગોળીબાર થયા હતાં. પણ '૫૬ ઓગસ્ટની આઠમીએ અમદાવાદના હજારો નિર્દોષ વિદ્યાર્થીઓ અને યુવાનો પર કોંગ્રેસહાઉસ આગળ ગોળીબાર થયો, તેથી ઘડીભરમાં જનતાએ દાયકાઓથી કોંગ્રેસ પર રાખેલી આશા અને શ્રદ્ધાના ભૂકકા થઈ ગઈ ગયા અને તેણે ગોળીબારની સામે તેમજ દ્વિભાષી રાજની સામે મરણીયો જંગ ખેલવાનો નિશ્ચય કર્યો. સારાય અમદાવાદની અને ગુજરાતની પ્રજા સરકારની સામે રણે ચઢી, તેની અને પોલીસની વચ્ચે કેટલીય અથડામણો થઈ અને તેમાં ૩૦ જુવાનો શહીદો થયા. વળી કેટલાય અઠવાડિયા

સુધી સાર્વત્રિક હડતાલો પડી, જનતા કરફ્યુનો ચમત્કાર થયો અને પંડિત નહેરુની સામે સમાંતર સભા થઈ, તે તરફ આખા દેશનું ધ્યાન ખેંચાયું.

થોડા વખતમાં મહાગુજરાતનો જંગ પાર પાડવાને મહાગુજરાત જનતા પરિષદ રચાઈ. સન ૧૯૫૭માં સામાન્ય ચૂંટણીઓ આવી ત્યારે પરિષદે તેમાં ઝુકાવ્યું અને પહેલી જ વાર વિરોધપક્ષે વિધાનસભાની આશરે ૩૩ અને લોકસભાની પાંચ બેઠક હાથ કરી. આવા વિજયથી સંતોષ માનવાનો બદલે પરિષદે મુંબઈ રાજના ભાગલા પાડવાના હેતુથી સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ સાથે વાટાઘાટો કરવાનું નક્કી કર્યું અને મુબંઈ મહારાષ્ટ્રમાં જોડીને પણ ગુજરાતનું એકભાષી રાજ સ્થાપવાનો નિશ્ચય જાહેર કયો.

## શહીદ સ્મારક

સન ૧૯૫૮માં પરિષદે '૫૬માં થયેલા પહેલા શહીદોનું સ્મારક આઠમી ઓગસ્ટે રચવાનું જાહેર કર્યું અને સરકારના સખત વિરોધ અને બંદોબસ્ત છતાં શાનદાર સ્મારક ધારેલ સમયે લાખોની હાજરી વચ્ચે રચાયું. ત્રણ દિવસ પછી એ સ્મારક સરકારે તોડયું તેથી ફરી અમદાવાદમાં અને અન્યત્ર નવા ઉલ્કાપાત થયા. થોડા દિવસમા શહીદ સ્મારક રચવા માટે સત્યાગ્રહ શરુ થયો અને દસ માસ દરમ્યાન આશરે ૨૩૦૦ ભાઈ–બહેનોએ જેલયાત્રા વહોરી લીધી.

વળી પંડિત નહેરુ બે વરસે ગુજરાતમાં—આ વખતે વડોદરે સભા ભરવાને આવ્યા ત્યારે ફરી ગંજાવર સમાંતર સભા યોજાઈ તેની પૂરી ખબર પંડિતજી દ્વિભાષીના ભાવિ વિષે વિચાર કરતા થઈ ગયા. છેવટે જ્યારે સન ૧૯૫૯માં મહારાષ્ટ્ર અને ગુજરાતમા નવી લડતના ભણકારા વાગવા માંડયા ત્યારે પંડિતજીએ મુંબઈમાં

પંતપ્રધાન શ્રી. ચવાણુ સાથે મસલત કરી મહારાષ્ટ્ર અને ગુજ-રાતનાં એકભાષી રાજ રચવાનો નિર્ણય જાહેર કર્યો.

## નિષ્ફળ નિવડેલા સ્વપ્નાં

૧૯૬૦ના મેની પહેલી તારીખે ગુજરાતની બે કરોડ પ્રજા તેનાથી લગભગ બેવડી મહારાષ્ટ્રની પ્રજાના બંધનમાંથી છુટી ત્યારે લોકસભામાં સાચું લોકરાજ રચવાની નવી આશા સાંપડી. સેંકડો વરસ પછી સ્થપાતું ગુજરાતનું રાજ ભારતની છત્રછાયા નીચે નવું સુખ અને સમૃદ્ધિ પામશે એમ સર્વેને લાગ્યું.

પણ જેમ '૪૭માં પરદેશીઓનાં તેમ '૬૦માં મુંબઈ રાજની વધુમતિમાં બંધન પણ પ્રજાએ સેવેલા આઝાદીનાં સ્વપ્નાં સફળ થયાં નથી. મુંબઈથી ઉપડીને ગુજરાતી પ્રધાનો અને નવા રાજના ઊંચા અધિકારીઓ અમદાવાદ આવી વસ્યા તેથી પ્રજાને કંઈ નવું સુખ સાંપડયું નથી એટલું જ નહિ પણ તેની બધીયે જૂની ફરિ-યાદો વધારે ઉત્કટ બની છે. બીજી વાર આઝાદ થયેલી પ્રજા આજે આગેકૂચ કરવા થનગની રહી છે. પણ તેની પીઠ પર જે ભારે ઘંટીના પડ મુકવામાં આવ્યાં છે તેનાથી તેનો વાંસો બેવડો વળી ગયો છે.

આજે લોકશાહીને નામે કોંગ્રેસી સત્તાધીશોની અને નોકર-શાહીની નાની ટોળકીઓ ભેગી મળીને રાજ કરે છે. નોકરશાહી તો અસલથી જ બિનજવાબદાર, લાંચીયા અને જુલમી હતી. કોંગ્રેસે અને ગાંધીજીએ તેની સખત ઝડતી લીધેલી અને અંગ્રેજ પ્રધાને પણ તેનો એકરાર કરેલો. કમનસીબે કોંગ્રેસીઓએ રાજસત્તા હાથ કરી ત્યારે તેમણે નોકરશાહીને સુધારવાને બદલે તેના દલાલ અને ભાગીદાર બની ગયા. તેથી નોકરશાહીની ઉત્તરોત્તર અધોગતિ થતી

રહી છે અને સચિવાલય માંડીને તે ગામડાંના ચોરા સુધી તેની લૂંટથી અને જુલ્મ વધતાં જ રહ્યાં છે.

આમાં ગુજરાત રાજની રચનાથી સુધારાને બદલે બગાડો થયો છે. હવે તો ગુજરાતની સરકાર પર ગુજરાતના કોંગ્રેસીઓની સત્તા વધી છે. બીજુ અમદાવાદના મૂડીપતિઓનું ભારે વર્ચસ સરકારીતંત્ર અને તેની નીતિ રીતિ પર જામ્યું છે. ગુજરાતમાં જ વધારેમાં વધારે દેશી રાજાઓ-નવાબો છે એટલે તેમનું ભારણ વધ્યું છે. આથી ઘડીભર તો હોલામાંથી ચુલામાં પડયા હોઈએ એમ લાગે છે!

## બેફામ ઉડાઉગીરી

સત્તા અને સમૃદ્ધિના લાલચુ આ બધાંયે તત્વો ભેગા મળીને સરકારી તિજોરીમાં ઊભરાતાં નાણાં બેફામરીતે અને ઉડાઉપણે વાપરવા માંડયા છે. તેમ કેન્દ્રીય અને રાજ્યની સરકારે વધારે ને વધારે નવા કરવેરા નાંખીને વરસોથી વધતી મોંઘવારીને આસમાને પહોંચાડી છે.

અનેક યોજનાઓના નામે જે કરોડો રૂપિયા ખર્ચાય છે, તેનાથી બંધાતી નહેરો ને રસ્તા, વીજળીના અને બીજા કારખાનાં—આ બધાનો લાભ અને મુઠ્ઠીભર મૂડીપતિ મોટા ખેડૂતો અને થોડા કામદારોને જ મળે છે. ત્યારે મોટાભાગનો મધ્યમ અને ગરીબ વર્ગ ભારે કરવેરાનો ભોગ બનીને ગજબનાક કરવેરા અને મોંઘ-વારીથી ભીંસાય છે. પૈસાદાર વધારે પૈસાદાર બન્યા છે અને ગરીબ વધારે ગરીબ બને છે એમ ચોપાસ દેખાય છે.

આમ કોંગ્રેસી સત્તાધીશો, જૂની નોકરશાહી ગુજરાતના મૂડી-પતિઓ અને રાજારજવાડા—આ સર્વે મળીને અનેક ગુજરાતની બે કરોડની પ્રજાનું હીર ચૂસી રહ્યા છે. આ સર્વ તત્વો ગુજરાતના

જીવન અને વિકાસને રુંધી રહ્યા છે. તેમની સંયુક્ત શક્તિ સામે લડત લેવાની મોટી જવાબદારી હવે પ્રજાને માથે આવી પડી છે.

## ભવ્ય ભાવના

જેમણે મહાગુજરાતની લડત ચલાવીને ગુજરાતનું જુદું રાજ સ્થાપવાની સરકારને ફરજ પાડી છે તેમને માથે આ જવાબદારી સવિશેષ છે. 'મહાગુજરાત ઝીંદાબાદ' નો નાદ જે શહીદોએ અને બીજા લાખો સ્ત્રી પુરુષો અને બાળકોએ ગુજરાતભરમાં ગુંજતો કર્યો તેમણે ગુજરાતની પ્રજાના સાચા પ્રજારાજની ભવ્ય ભાવના સેવી હતી. હવે જ્યારે ગુજરાતનું સાચું રાજ સિદ્ધ થયું છે, ત્યારે ગુજરાતની પ્રજા નવા બોજાથી હેરાન થઈ છે. આ નવા બોજામાંથી ગુજરાતની પ્રજાને મુક્ત કરી તેની આગેકૂચ આગળ ધપવાનો નવો ધર્મ આજે સર્વ મહાગુજરાતીઓની સામે આવીને ઊભો છે. તે ધર્મ યથાશક્તિ આચરીને જ માતા ગુર્જરીની સંપૂર્ણ મુક્તિ સાધી શકાય અને તેના સંતાનોનું કલ્યાણરાજ રચી શકાય.



ખાંભી સત્યાગ્રહ : પ્રથમ ટુકડી

## [૬]

[ગાંધી નિર્વાણ નિમિત્તે તા. ૩૦ જાન્યુઆરી ૧૯૬૨ના રોજ આકાશવાણી ઉપરથી શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનું પ્રવચન આપ્યું હતું.]

સન ૧૯૧૯માં રોલેટ કમિટીની ભલામણ અનુસાર સરકારે દમનનો કાયદો કર્યો ત્યારે ગાંધીજીના આદેશથી દેશભરમાં પહેલી રાજકીય હડતાલ પડી અને સત્યાગ્રહની લડત શરુ થઈ, તેવામાં ગાંધીજીને દિલ્હીને માર્ગે સરકારે પહેરે જ કર્યા તેથી ખાસ કરીને અમદાવાદમાં અને પંજાબમાં રમખાણો થયાં. ખાસ કરીને અંગ્રેજી હકુમતે અને અધિકારીઓએ જલિયાનવાલા બાગમાં સેંકડોની કતલ કરી અને બીજા ભયંકર અત્યાચારો કર્યા. તરત જ ગાંધીજીએ સત્યાગ્રહની લડત મોકૂફ રાખી. સાથે સાથે પંજાબના કારમા હત્યાકાંડના હેવાલ તેમની પાસે આવતા ગયા. ત્યારે તરત તો તેમણે મુંબાઈના સાથીઓની મદદથી હદપાર થયેલા શ્રી હોર્નીમેનના અઠવાડિક 'બોમ્બે ક્રોમીકલ'માં અર્થગંભીર લેખ પ્રગટ કરવા માંડયા.

તેવામાં જ ગાંધીજીને શ્રીમતી ગંગાબેનના સહકારથી ચરખો સાંપડયો. તેથી તેનો પ્રચાર કરવાને અને એકંદર સ્વદેશી કાપડનો પ્રચાર કરવાને ગાંધીજીએ સ્વદેશી સભા સ્થાપી. તેથી તેમને એકી સાથે સરકારી અત્યાચારોની માર્મિક અને અર્થગંભીર ટીકા કરવાને તેમજ સ્વદેશીનાં રચનાત્મક પ્રચાર કરવાને પોતાના જ મુખપત્રની જરુર લાગી. તે વખતે તે વખતોવખત મુંબઈ જતા અને વધારે વખત ત્યાં રહેતા. ત્યાં તેમના જ અનુયાયી શ્રી. શંકરલાલ બેંકર અને શ્રી ઉમર સોબાની 'યંગ ઈન્ડિયા' નામનું ઉદ્દામ અંગ્રેજી સાપ્તાહિક સન ૧૯૧૫થી ચલાવતા. તેમણે ગાંધીજીની જરુરિયાત

પીછાનીને તે પત્ર તેમને સમર્પણ કર્યું. ત્યારથી 'યંગ ઈન્ડિઆ'ને અપનાવીને તેને નવો ઓપ અને નવી પ્રસિદ્ધિ અપાવા માંડી.

ગાંધીજી પંજાબના ભયંકર હત્યાકાંડની જાતતપાસ કરવાને તે પ્રાંતમાં જવા તલસતા. સરકારે તેમની પ્રદેશની બંદી કરી તેથી ગાંધીજીનો અસંતોષ વધતો હતો. તેમના તરફથી દીનબંધુ સી. એફ. એન્ડ્રુજ પંજાબની ભારોભાર હકીકત મોકલતા ગયા તેમ વિચક્ષણ ગાંધીજી સમજી ગયા કે કંઈક અસાધારણ લડત સામે આવી રહી છે. તેવામાં હિન્દના મુસલમાનોએ તુર્કીના સુલતાનની ખિલાફતની નાબૂદી સામે પોકાર કરવા માંડયો. પંજાબની સાથે ખિલાફતની લડત પણ ગાંધીજીના દિલમાં વસી અને બંને લડત એકત્ર કરી દેશના હિન્દુઓ અને મુસલમાન વચ્ચે કોમી ઐકય સાધવાની અણમોલ તક ગાંધીજીને સાંપડી.

હવે ગાંધીજીને અમદાવાદ વધારે રહી ગુજરાતી ભાષામાં પોતાનું મુખપત્ર ચલાવવા જરુર લાગી. શ્રી. શંકરલાલ બેંકરના સહકારથી હું 'નવજીવન અને સત્ય' માસિક ચારેક વરસથી ચલાવતો હતો. અમે તરત જ તે પત્ર ગાંધીજીની સેવામાં અર્પણ કર્યું અને તેમનો મદદનીશ બન્યો.

શરુઆતમાં તો 'નવજીવન' રાયખડના એક છાપખાનામાં છપાવવા માંડયું. ગાંધીજીની સૂચનાથી હું રોજ સવારે ૭ વાગે આશ્રમમાં ગાંધીજી પાસે જઈ તેમની સૂચનાઓ લેતો. વળી તેઓ જે લેખ કે ટિપ્પણ લખાવતા તે લખતો અને કલાક દોઢ કલાકમાં પરવારી શહેરમાં પાછો ફરતો. ગાંધીજી જેવી મહાન વિભૂતિ અને પ્રતિભાશાળી લેખકના આટલા નિકટના સંબંધમાં પહેલી જ વાર આવવાનું મને અહોભાગ્ય સાંપડયું અને તેમના હાથ નીચે વરસો સુધી કામ કરવાની તાલીમ મળી, તેને હું અણમોલ ગણું છું.

આરંભકાળમાં જ ગાંધીજી સાથે એક મુદ્દા પર મારે ગાંધીજી સાથે મતભેદ થયો. પંજાબના અત્યાચારોમાં સંડોવાયેલા સર્વે અધિકારીઓને તેમની સરકારી કામગીરી અંગે બધી જવાબદારીમાંથી મુક્ત કરવાનો કાયદો સરકારે ઘડી ધારાસભામાં રજૂ કર્યો. મને આ કાયદો અસહ્ય લાગ્યો અને તેમાં પંજાબના અત્યાચારો છાવરવાનું કાવતરું દેખાયું, પણ દુનિયાના રાજકારણના અનુભવી ગાંધીજીએ તો દરેક હુલ્લડ કે બંડ પછીના સરકારી શિરસ્તા મુજબ આ કાયદાની રજૂઆતને ગણી. તેમણે ધીરગંભીર વાણિમાં આ વાત કરી તે મારે ગળે ન ઊતરી. તેથી મેં મુંબઈ જઈ વકીલોની સલાહ લેવાની પરવાનગી માગી, તે તેમણે ખુશીથી આપી દીધી. મુંબાઈ જઈ મેં શ્રી. કનૈયાલાલ મુનશીને એવા અગ્રગણ્ય ધારાશાસ્ત્રીઓની સાથે આ વિષે ચર્ચા કરી. તેમણે તે કાયદાની સખત ટીકા કરી. અભિપ્રાયની નોંધ લઈને હું પાછો આવીને ગાંધીજીને મળ્યો અને તેમને બધી જાણ કરી ત્યારે પણ તેમનો મત કાયમ જ રહ્યો. પંજાબના જે અત્યાચારો સામે ગાંધીજી અંદરથી સમસમી રહ્યા હતા તેનાં કારણરૂપ અધિકારીઓ વિષે કેવી ઉદાર વૃત્તિ રાખતા તે આ ઉપરથી સમજાય છે.

ગાંધીજી અમદાવાદ વધારે રહેતા ગયા ત્યારે તેમને 'યંગ ઇન્ડિયા' અમદાવાદથી જ પ્રગટ કરવાની જરુર લાગી, તરત જ બન્ને સાપ્તાહિક છાપવા માટે પાનકોર નાકા પાસે બિસ્કીટ ગલીમાં શ્રી. શંકરલાલ બેંકરે એક નાનું છાપખાનું ખરીદી લીધું. શરુઆતમાં ગુજરાતી અને અંગ્રેજી બન્ને છાપાનું લખાણ કંપોઝ કરાવી જુદે જુદે દિવસે છપાવવાનું મુશ્કેલ નીવડયું. ઘણીવાર શ્રી. શંકરલાલને મધરાતે બધી વ્યવસ્થા કરવા આવવું પડતું. હું તો માત્ર નવજીવનનાં પ્રૂફ સુધારવાને ત્યાં જતો અને ગાંધીજીનાં નવાં પત્રોનું વિજયી પ્રસ્થાન જોઈને હરખાતો.

[૧૯૬૨માં શિક્ષણક્ષેત્રે અંગ્રેજીના સ્થાન અંગે ઘણી ચર્ચાઓ ચાલી. એ પ્રશ્ન અંગે તેમજ જનતા પરિષદની સમગ્ર નીતિ અંગે તા. ૮ એપ્રીલ ૧૯૬૨ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે પત્રકાર-પરિષદને સંબોધી હતી, તેમાં એમણે આ મંતવ્યો રજૂ કર્યા હતા.]

નૂતન મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ શ્રી. ઈંદુલાલ યાજ્ઞિકે આજે યોજેલી પત્રકાર પરિષદમાં જણાવ્યું હતું કે લોકોના પ્રશ્નો વધતા જાય છે અને તેનો ઉકેલ થતો નથી. ગઈકાલે જનતા પરિષદે કરેલા ઠરાવોની ભૂમિકા સમજાવતાં શ્રી. યાજ્ઞિકે કહ્યું હતું કે આ ઠરાવો કરી અમે બેસી રહેવાના નથી. ઠરાવો અમલ માટે અમે આંદોલન, સભા, સરઘસ અને હડતાળના કાર્યક્રમો હાથ ધરીશું.

શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે હું છેલ્લા થોડા માસથી શહેરમાં અને ગામડે ગામડે ફરી રહ્યો છું. મારા સન્માનમાં પણ એ જ રણકો ઉઠે છે કે હવે મોટી લડત આવી રહી છે. અંગ્રેજીના પ્રશ્ન અંગે તેઓશ્રીએ જણાવ્યું હતું કે અમે ગાંધીજીએ ભાષાના માધ્યમ અંગે જે માતૃભાષામાં શિક્ષણ આપવું જોઈએ તેવી રાષ્ટ્રવાદી નીતિમાં માનીએ છીએ. અંગ્રેજી પાંચમાં ધોરણથી શિખવાય એવો અમારો આગ્રહ છે. અંગ્રેજીના પ્રશ્ન અંગે ઉદ્યોગપતિઓ અને કેળવણીકારોના પ્રતિનિધિમંડળને સાંભળ્યું નથી તે ખૂબ વિચિત્ર છે. કેળવણીકાર ઠાકોરભાઈના કેટલાક સૂચનો ખૂબ વાજબી છે, વ્યવહારિક નથી. આ પ્રશ્નમાં કોઈ પ્રધાન રાજીનામું આપવાના નથી. માધ્યમિક શાળા અંગ્રેજી દાખલ કરી ગ્રાન્ટ માંગે

અને રોટ અરજી કરે તેવું ખાસ લાગતું નથી, આ પ્રશ્ન કાયદેસર રીતે ઉકેલાશે તો અમે આંદોલન નહીં ચલાવીએ.

પ્રતિક હડતાલ પડશે

અંગ્રેજીના પ્રશ્ન અંગે અમે ઉઘડતી શાળાએ સભા ભરીશું અને ગુજરાતની વિદ્યાર્થી આલમને આ પ્રશ્ન ઉપર પ્રતિક હડતાલ પાડવાનું એલાન કરીશું.

શ્રી. યાજ્ઞિકે ચાલીઓના પ્રશ્નને ઉલ્લેખ કરતાં જણાવ્યુ હતું કે અમદાવાદ શહેરમાં વસતી પ્રજાને પુરી સગવડ મળતી નથી. બાર લાખની વસતિમાં ચાર લાખની વસ્તી ચાલીઓમાં વસે છે. એકથી દોઢ લાખ લોકો ઝૂંપડાઓમાં રહે છે. આ ચાલીઓનાં પ્રશ્નો અંગે ચાલીમંડળો સ્થાપવાની શરુઆત થઈ ગઈ છે. શહેરના ગંદા વસવાટોને નાબૂદ કરી લોકોને જીવવા લાયક મકાનોમાં રહેવાની સગવડ ઊભી કરવાનો સમય પાકી ગયો છે. કરવેરા અને મોંઘવારી વધી રહી છે. આ અંગે હવે શબ્દોમાં વાતચીત કરે નહીં ચાલે પણ સક્રિય પગલાં લેવા પડશે.

મોંઘુ કાપડ અને નફાખોરી

કાપડના પ્રશ્ન અંગે શ્રી. યાજ્ઞિકે એવું ઉચ્ચારણ કર્યું હતું કે આમાં શહેરના મિલમાલિકો ધૂમ નફો કરે છે. કાપડમાં જે કંટ્રોલથી અંકુશ મુકાયો છે તે પોકળ છે. આજે કાપડની અનેક જાતો છપાય છે અને ટેક્ષટાઈલખાતા તરફથી તેને માન્યતા મળે છે અને એ એ રીતે કાપડમાં ધૂમ નફાખોરી સર્જાઈ છે. આ બધા પ્રશ્નોને નજરમાં રાખીને અમે જનતા પરિષદનો ભાવિ કાર્યક્રમ નક્કી કર્યો છે અને તે માટે ટૂંક સમયમાં સીધી લડત કરવાના પયગામરૂપ આ ઠરાવમાં અમારો પડઘો પડે છે.

જનતા પરિષદના કાર્યકરોની સભામાં પસાર થયેલા ઠરાવો આ પ્રમાણે છે.

## અંગ્રેજીનું શિક્ષણ

જ્યારથી અગાઉની મુંબઈ સરકારે ગુજરાત સિવાયના બાકીના જૂના રાજમાં પાંચમાં ધોરણથી અંગ્રેજી શિખવવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે ગુજરાતના શિક્ષકોએ, વાલીઓ અને બીજા નાગરિકોએ તેમનાં અનેક મંડળો ને સંમેલનોએ તે નિયમ ગુજરાતને લાગુ પાડવાને ગુજરાતમાં ઠામ ઠામ ઠરાવો કર્યા છે. અને જોરદાર આંદોલન છેલ્લી ચૂંટણી દરમ્યાન અને તે પહેલા ચલાવ્યું છે. છતાં તાજેતરમાં ગુજરાતની ધારાસભામાં આ વિષે મુકાયેલા ઠરાવોનો તેમજ અમદાવાદ શહેરના શિષ્ટ મંડળને જવાબ આપતાં ગુજરાત સરકારે પોતાનું જીદી નકારાત્મક વલણ કાયમ રાખ્યું છે.

નૂતન મ. ગુ. જનતા પરિષદની અમદાવાદ શહેરની કમિટી અને કાર્યકરોની આ સંયુક્ત સભા પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરે છે કે જો અંગ્રેજી સાથે એસ. એસ. સી. ની પરીક્ષા પાસ કરીને જ કોલેજમાં એક ઉચ્ચશિક્ષણ મેળવી શકાતું હોય તો કેળવણીની અને માનસશાસ્ત્રની દષ્ટિથી બાળકોને પાંચમાં ધોરણથી જ શાળામાં સમયપત્રકના સમયમાં અંગ્રેજી શિખવવાની શરુઆત આવશ્યક કરવી છે. કેળવણીના માધ્યમ તરીખે માતૃભાષા જ હોવી જોઈએ તેમ આ પરિષદ માને છે તો પણ અંગ્રેજીના શિક્ષણની તે નીતિ આખા દેશનાં બધા રાજમાં અપનાવવામાં આવી છે તો ગુજરાતને તેમાંથી બાકાત રાખવાથી ગુજરાતના વિદ્યાર્થીઓ દેશના બીજા વિદ્યાર્થીઓને મુકાબલે અંગ્રેજી ભાષાના ઉચ્ચ શિક્ષણની અને દેશભરમાં નોકરી કરવાના અનેક લાભ અને તકથી વંચિત રહે છે. તેથી ગુજરાત સરકારનું જડસુ વલણ બદલવાને આ વિષે જોરદાર આંદોલન ચલાવવાનું, જરુરી સક્રિય પગલાં લેવાનું આ સભા ઠરાવે છે.

## ચાલીઓનો સુધારો

મહાત્મા ગાંધીજી સન ૧૯૧૪-૧૫માં અમદાવાદ આવ્યા તે પછી થોડા જ વખતમાં તેમણે જાતે તપાસ કરીને જુગલદાસની ચાલીને શહેરની શાનને શરમરૂપ દોજખ તરીકે ગણાવી હતી. એકંદર શહેરની આશરે ચાર લાખની લગભગ ત્રીજાભાગની વસતી આવી જ ચાલીઓમાં વસે છે. બીજા નાગરિકોની માફક તેઓ મ્યુનિસિપાલિટીના કરવેરા ભરે છે અને તેમના મકાનોને પણ એના એ બાંધકામના નિયમો લાગુ પડે છે છતાં તેના લાભથી તેઓ બાકાત રહે છે. છેલ્લાં ત્રીસેક વરસથી મ્યુનિસિપાલીટી પર ગુજરાતની કોંગ્રેસનું અને મજૂરમહાજનનું વર્ચસ રહ્યું છે, છતાં ચાલીઓની હાલતમાં કંઈ મૂળભૂત સુધારા થયા નથી, તેથી આ સભા મ્યુનિસિપાલિટીના સત્તાધીશોની આવી અનુયાયી અને માનવતા વિહિન નીતિ ને વહીવટનો સખત વિરોધ કરે છે.

આજે આ મ્યુનિસિપાલિટી પોતાની બહોળી આવકમાંથી અને દેવું કરીને પણ અનેક મરજિયાત યોજનાઓ પર કરોડો રૂપિયાનો ખર્ચ કરે છે, તેમાં કાપ મુકીને આ શહેરના લાખો કર ભરનાર નાગરિકોને માટે તેમના વાસમાં પાણી, ગટર જાજરૂ, દીવાબત્તી, અને સફાઈની વ્યવસ્થા કરવાની જે ફરજ મ્યુનિસિપાલિટી પર કાયદાથી મુકવામાં આવી છે, તે તરત જ હાથ ધરવા અને તે માટે વરસો વરસ વધારે જરુરી રકમ ફાજલ પાડવા આ સભા મ્યુનિ-સિપાલિટીને આગ્રહ કરે છે.

## કાયદાઓ સુધારો

મ્યુનિસિપાલિટી આ કામ સરળ રીતે પાર પાડી શકે અને ચાલી માલિકોની પાસે તેમની ફરજો અદા કરાવી શકે તે માટે બાંધકામના અને તેની સુખાકારીના નિયમો અને પેટા નિયમોમાં જરુરી સુધારા કરવા અને મ્યુનિસિપાલિટીના કાયદાઓમાં પણ જરુરી

સુધારા કરવાની ગુજરાત સરકારને ભલામણ કરવા આ સભા મ્યુનિસિપાલિટીને આગ્રહ કરે છે.

સાથે સાથે આ સભા માને છે કે શહેરના ચાલીઓના ભાડૂતો પોતે જાગૃત થઇને પ્રબળ આંદોલન ચલાવશે તો જ તેમને યોગ્ય સવલતો વહેલી મળવાનો સંભવ છે. તેથી આ સભા ચાલીઓના ભાડૂતોને આ પરિષદમાં સામેલ થઇ તેમનું સંગઠન સાધવા અને તેમના સંમેલનો અને પરિષદોના વોર્ડવાર અને પછી શહેર સમસ્તની ભરીને તેની નક્કર અને તાકીદની માંગણીઓ અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન સમક્ષ રજૂ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

## એલીસબ્રીજ સ્ટેશન

કેટલાક વરસો પર ગુજરાતની કોંગ્રેસના અને અમદાવાદના મ્યુનિસિપલ કોર્પોરેશનના અગ્રણીઓએ આ શહેરની અને ધોળકા-ધંધુકા લાઇન પર વસતા શહેર અને ગામડાંની જનતાની સુખ સગવડની સદંતર ઉપેક્ષા કરીને એલીસબ્રીજ સ્ટેશન અટીરા સુધી દૂર ફેરવવાના નિર્ણય કરી મુંબઇ સરકારની મારફત તે યોજના રેલ્વેના સત્તાધીશો સમક્ષ રજૂ કરી અને આ સ્થળતાંર કરવાના ખરચ પેટે રૂ. ૭૫ લાખ આપવાનો કોર્પોરેશને અઘટિત નિર્ણય કર્યો તે પછી આ સમગ્ર યોજનાની સામે ધોળકા ધંધુકા વગેરે અનેક મ્યુનિસિપાલિટીઓને, સરખેજ વગેરે અનેક ગામડાની ગ્રામપંચાયતોએ અને ખુદ અમદાવાદ જિલ્લા લોકલબોર્ડે પણ વિરોધ કર્યો છે. છતાં તાજેતરમાં જ આ લાઇન બદલવાનો અટીરાને રસ્તે આવતી જથાબંધ જમીન કબજે કરવાના સરકારી હુકમ પ્રગટ થયા છે, તેથી આ યોજના સામે બહારગામની પ્રજાનો વિરોધ વધારે ઉગ્ર અને વ્યાપક બન્યો છે.

આ સભા માને છે કે આ રેલ્વે લાઈનથી શહેરનો વિકાસ કુંઠિત થયાનું જે કારણ આગળ ધરાવામાં આવ્યું છે તે નરાતાર પોકળ અને અર્થહીન છે અને લાઇન ફેરવવાથી જે હજારો માણસો દૂધ, શાકભાજી વગેરે સામાન લઈને કે બીજા કામે આવીને શહેરની આબાદીમાં ફાળો આપે છે, તેમને સરએજ ઊતરીને નાહકનો અપાર ખર્ચ કરવો પડે એમ છે. અને આ યોજનાનો અમલ કરતાં કોર્પોરેશનમાં જે નાણાં તેના ફરજિયાત કામ માટે પૂરાં પાડતો નથી, તેનો અપાર દુર્વ્યય થાય એમ છે. આ બધો વિચાર કરીને આ યોજનાનો સખત વિરોધ કરે છે. અને તેનો અમલ રોકવાને બનતો કોર્પોરેશન અને ગુજરાત સરકારને સમજાવવાનું અને જરુર લાગે તો આસપાસની જનતા સહકારથી પ્રખર આંદોલન ચલાવવાનું ઠરાવે છે.

## મોંઘવારીનો વિરોધ

આ સાલનું દેશનું અંદાજપત્ર રજૂ કરતાં નાણાંમંત્રીએ સામાન્ય આવક ખર્ચમાં રૂ. ૬૩ કરોડ અને પંચવર્ષીય યોજનાના આ વર્ષના આંકડાં ધ્યાનમાં લેતાં કુલ રૂા. ૧૪૭ કરોડની ખાધ બતાવી છે. તે પરથી આવતાં થોડાં અઠવાડિયામાં મધ્યસ્થ સરકાર તરફથી રોજિંદા વપરાશથી ચીજવસ્તુઓ પર વધુ આડકતરા કરવેરા પડવાનો અને તેથી એકંદર મોંઘવારી ઘણી જ વધવાનો સંભવ લાગે છે. આ સંયોગોમાં યાદ રાખવું જરુરી છે કે સન ૧૯૫૦–૫૧ થી સન ૧૯૬૧–૬૨ સુધીમાં સીધા કરવેરા રૂા. ૧૩૦ કરોડથી ૨૦૬ કરોડ સુધીમાં જ વધ્યા છે, ત્યારે આડકતરા કરવેરાની રકમ રૂા. ૨૨૭ કરોડથી રૂા. ૫૬૨ કરોડ સુધી વધી છે અને તેથી મોટે ભાગે જીવન જરુરિયાતની વસ્તુઓ વધી ગઈ છે. તેથી આ સભા હાલના આડકતરા વેરાની રકમ વધારવાને

બદલે ઘટાડવાની અને આવક-ખરચની ખોટ પુરવાને સીધા કર-વેરામાં રહેતી સેંકડો કરોડોની બાકીની રકમ મોટા મૂડીપતિઓ પાસેથી સખતાઈથી વસૂલ કરવા, અબજોની છૂપી આવક શોધી કાઢીને તેના કર વસૂલ કરવા અને કરોડોના બીજા જરુરી ખરચમાં કરકસર કરવા આ સભા સરકારને ભલામણ કરે છે.

વળી ઘણાં જવાબદાર મધ્યસ્થ અને ગુજરાત રાજ્યના પ્રધાનો મોંઘવારી વિરોધી આંદોલનને બિન પાયાદાર ગણાવે છે. તેથી આ સભા તેમની આગળ એ નકકર હકીકત રજૂ કરે છે કે છેલ્લા પાંચ વરસમાં ચીજવસ્તુઓના જથ્થાબંધ ભાવનો આંકડો સને ૧૯૫૫-૫૬માં ૯૩૫૨ હતો. વરસો વરસ ચઢતે ચઢતે ૧૯૬૦-૬૧માં ૧૨૫ પર પહોંચ્યો છે. અને બળતણ વીજળી વગેરેના ભાવનો આંકડો ૯૫થી ૧૨૦ પર પહોંચ્યો છે. વળી અમદાવાદના મજૂરોની જરુરી વસ્તુઓના ભાવનો આંક છેલ્લા પાંચ વરસમાં ૨૪૪થી ગયા ડિસેમ્બરમાં ૩૦૪ સુધી પહોંચ્યો છે. આ વધારાના પ્રમાણમાં અપુરતું જ મોંઘવારી ભથ્થું શહેરના મિલ કામદારોને મળે છે. ત્યારે લાખો મજૂરો અને મધ્યમવર્ગની જનતાને તો કંઈ મળતું નથી.

## આર્થિક અસમાનતા

આમ જનતા સમસ્ત આડકતરા કરવેરાના ભરણથી અને મૂડીપતિઓની નફાખોરીથી સરજાયેલી અસહ્ય મોંઘવારીની ચકકીમાં પીસાઈ રહી છે. વળી જનતાની ખરીદશકિત ઘટી રહી છે તેથી સમાજની આર્થિક બદફેલીઓ અને ગુનાહિત પ્રવૃત્તિ વધી રહી છે, તેથી પરિષદ આ ગંભીર પરિસ્થિતિ અંગે સરકારનું ધ્યાન ખેંચે છે. અને આ જીવલેણ મોંઘવારીનો આંક નીચે ઊતરવાને આડકતરા કરવેરા ઓછા કરવા મૂડીપતિઓની નફાખોરી પર અંકુશ મુકવા વાજબી

ભાવે જરુરી વસ્તુઓ વેચવાની દુકાનો કાઢવા અને બીજામાં જરુરી પગલાં ભરવાં સરકારને આગ્રહ કરે છે.

આ સભા માને છે કે જેમ આજ સુધી તેમ ભવિષ્યમાં પણ પ્રજાની આ વાજબી માંગણીઓ ઉન્મત્ત અને આપખુદ સરકારના બહેરા કાન પર અથડાવવાનો સંભવ છે, તેથી આ સભા વધતા જતા કરવેરા અને મોંઘવારીને ડામવાને પ્રબળ આંદોલન જગાવવા સર્વેને આગ્રહ કરે છે.

### પરિષદનું સંગઠન

આ પરિષદના ચૂંટણીના જાહેરનામામાં સૂચવેલા કાર્યક્રમનો તેમજ તાજેતરમાં મધ્યસ્થ સમિતિએ અને આજની સંયુક્ત સભાએ પસાર કરેલા ઠરાવોનો અમલ કરવાને સભાઓ, પરિષદો ભરવી જોઈએ. તેમજ ખાસ જરુરી લાગે ત્યારે સરઘસો, મોરચા, હડતાલ, સત્યાગ્રહ વિગેરે લડતના માર્ગ યોજવા પડશે. આ બધી ફરજ પાળવા સારું પરિષદનું મજબૂત સંગઠન સાધવાને, તેના કાર્યાલયો સ્થાપવાને સભ્ય-સંખ્યા વધારવાને અને બધી રીતે પરિષદની લડાયકશક્તિ વધારવાને બનતાં બધા પગલાં તાકીદે ભરવા યાજ્ઞિકે સર્વ કાર્યકરોને એલાન કર્યું છે.

[૮]

[૧૯૬૨ની સામાન્ય ચૂંટણીની સંધ્યાએ પોતાની ચૂંટણી અંગેની નીતિ સમજાવતાં એક પત્રકારના પ્રશ્નનો જવાબ આપતાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેની સ્પષ્ટતા કરી હતી.]

પ્રશ્ન: તમે ક્યા મુદ્દા પર આ ચૂંટણી લડવા માગો છો?

જવાબ : અમારી પાંચ વર્ષની સિદ્ધિઓ ઉપર. અમે મહાગુજરાતના મુદ્દા ઉપર ચૂંટણી લડયા અને તે સિદ્ધ કર્યું. પોલીસ ગોળીબારની અદાલતી તપાસ માંગી અને મળી અને ગોળીબાર અંગેના નિયમમાં પણ સુધારો કરાવી શકયા. પહેલાં ગોળીબાર માણસને મારી નાખવા માટે કરાતો હતો, હવે તેમાં ફેરફાર કરાવી ગોળીબારનો આશ્રય લેવો જ પડે તો તે મારી નાખવાં માટે નહીં પણ પગમાં મારવી તેવું ઠરાવ્યું.

પ્રશ્ન : તમારી ભાવિ નીતિઓ શી છે?

જવાબ : ગઈ વખતે દ્વિભાષી રાજ્ય તોડવાનું હતું. આ વખતે મોંઘવારી નાબુદ કરવાની છે. આ ઉપરાંત શહીદ સ્મારક જેવા પ્રશ્નો પણ છે જ.

ખાનગી મૂડીવાદ સરકારી મૂડીવાદ સાથે મળીને દેશનું શોષણ કરી રહ્યો છે, દેશનું અમલદારી તંત્ર વધુ લાંચ રૂશવતમાં ફસાયું છે અને કોંગ્રેસી આગેવાનો અમલદારોના દલાલ થઈ ગયા છે. આથી લાગતાવળગતાઓને પરવાના અપાય છે. સીધા કરવેરા નિયમ પ્રમાણે ઉઘરાવાતા નથી અને કરચોરી મોટા પ્રમાણમાં ચાલે છે. તો સીધા કરવેરા કરતાં આડકતરા કરવેરાનું પ્રમાણ વધી ગયું છે. આ પરિસ્થિતિને તોડવાની અમારી નીતિ છે.

પ્રશ્ન : મોંઘવારી ઘટાડવા માટે તમે શું પગલાં સૂચવો છો ?

જવાબ : આડકતરા કરવેરા એવી રીતે નંખાવા જોઈએ કે જેથી કરીને ચીજ-વસ્તુઓના ભાવ વધે નહીં, ઉલ્ટા ઘટે. ખેડૂતોની વાજબી જરુરિયાતોને લક્ષ્યમાં લઈને ખાંડ, તેલ, કાપડ જેવી જીવન-જરુરિયાતોની ચીજોના ભાવ ઘટવા જોઈએ. ભાવો ઉપર અંકુશ મૂકાવા જોઈએ, અને આડકતરા કરવેરાનું પ્રમાણ ઓછું થવું જોઈએ.

સરકારી અમલદારોના મોટા પગારોમાં કાપ મૂકાવો જ જોઈએ. અને માસિક રૂપિયા ૧૫૦૦ થી વધુ પગાર કોઈ પણ અધિકારીને મળવો ન જોઈએ અને કોંગ્રેસી આગેવાનોની વહિવટી તંત્રમાંથી દખલગીરી ઓછી થવી જોઈએ.

શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે ગુજરાતના પાટનગરની યોજનાને ધક્કાઓ વાગે છે. છતાં મુખ્યપ્રધાન ડૉ. જીવરાજ મહેતાને ભાન નથી. ગધેડાના પૂંછડાની જેમ ગાંધીનગરને પકડી રાખે છે, એ તદ્દન વાહિયાત વાત છે. ગુજરાતમાં અમદાવાદના સ્થાનને પડકારી શકાય એમ નથી.

પ્રશ્ન: ગુજરાત વિધાનસભામાં વિરોધપક્ષનું સ્વરૂપ કેવું હશે ?

જવાબ : વિરોધપક્ષને આ વખતે ૪૦ થી ૫૦ બેઠકો મળશે. તેમાં સ્વતંત્રપક્ષ અને પ્રજા સમાજવાદીપક્ષ સારા પ્રમાણમાં આવશે. સ્વતંત્રપક્ષ દાવો કરે છે તેટલા પ્રમાણમાં આવશે કે કેમ તેની મને શંકા છે.

પ્રશ્ન : દેશની આર્થિક પરિસ્થિતિ અંગેના સ્વતંત્રપક્ષે બતાવેલ દોષો અને ઉપાય સાથે તમે સંમત થાવ છો ?

જવાબ: આર્થિક પરિસ્થિતિમાંના જે દોષો સ્વતંત્રપક્ષે બતાવ્યા છે તે સાથે અમે સંમત થઈએ છીએ પરંતુ તેઓ જે ઉપાય બતાવે છે, તેની સાથે અમે સમંત નથી. સ્વતંત્રપક્ષ કહે છે કે

કોંગ્રેસની આર્થિક નીતિઓ સમાજવાદ તરફ લઈ જનારી છે, જ્યારે અમારું માનવું છે કે એ નીતિ સમાજવાદ તરફ લઈ જનારી નથી પરંતુ રાજ્ય મૂડીવાદ તરફ લઈ જનારી છે.

પ્રશ્નઃ જાહેર ક્ષેત્રના વિસ્તારથી સમાજવાદ તરફ દેશ જઈ શકશે એમ તમે માનો છો?

જવાબઃ મેં કહ્યું તેમ અત્યારે જે પરિસ્થિતિ જાહેર ક્ષેત્રમાં પ્રવર્તે છે, તે રાજ્ય મૂડીવાદ તરફ લઈ જનારી છે. જાહેર ક્ષેત્રના કારખાનાઓમાંના કામદારોની ખાનગી ક્ષેત્રના કારખાનાઓના કામદારો કરતાં પરિસ્થિતિ વધુ ખરાબ છે અને 'દેશ હિત' ના નામે એમનું શોષણ થઈ રહ્યું છે.

[૯]

[૩૦ જુલાઈ ૧૯૬૨ના દિવસે હડતાલ અને સરઘસનો કાર્યક્રમ યોજવામાં આવ્યો. એ કાર્યક્રમ અંગે તા. ૨૮મી જુલાઈ ૧૯૬૨ના દિવસે એક પત્રકાર પરિષદને સંબોધતાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેના મંતવ્યો રજૂ કર્યા હતા.]

નૂતન મહાગુજરાત જનતા પરિષદના અધ્યક્ષ અને સંસદ-સભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આજે સવારે એક અખબારી પરિષદને સંબોધતાં જણાવ્યું હતું કે જો પ્રજામતનો પડઘો પાડતી પરિષદની માંગણીઓ સંતોષાશે નહીં, જનતાને સુખચેનથી જીવવાને સગવડ મળશે નહીં અને સાચું જનતારાજ ગુજરાતની ધરતી પર સ્થપાશે નહીં ત્યાં સુધી અમે જંપીશું નહી. તેમજ સરકારને પણ જંપીને બેસવા દઈશું નહીં. તેમણે કહ્યું હતું કે આવતા સોમવારની હડતાળ એ વિશાળ અને અવિરત આંદોલનનો એક ભાગ છે. આ લડતનો અંત નથી, આરંભ છે, એ લાગતા વળગતા સૌ કોઈએ સમજી લેવા જેવું છે.

પત્રકારો સાથેની પ્રશ્નોત્તરી દરમ્યાન નૂતન મહાગુજરાત જનતા પરિષદના અધ્યક્ષે શહીદ સ્મારક, કરવેરા અને મોંઘવારીને લીધે મધ્યમવર્ગને નડતી હાડમારીઓ, ચાલીઓની સુધારણા અને એવા બીજા અનેક મહત્વના મુદ્દાઓની વિષદ છણાવટ કરી હતી.

શ્રી. યાજ્ઞિકે પાંચમીથી અંગ્રેજીનું શિક્ષણ આપવાની જોરદાર હિમાયત કરતાં કહ્યું હતું કે, આઠમાંથી અંગ્રેજીનું ડુગડુગિયું વગાડનારાઓની મોટી દલીલ એ છે કે એક ધોરણથી બે ભાષા

એક સાથે શરુ ન કરવી જોઈએ. પરંતુ પાંચમા ધોરણથી હિન્દી શરુ કરવાની શી જરુર છે? ત્રીજા ધોરણથી હિન્દીનું શિક્ષણ આપવામાં શો વાંધો છે? જો ત્રીજા ધોરણથી હિન્દી અને પાંચમાં ધોરણથી અંગ્રેજી શિખવવામાં આવે તો એથી બાળકોનું હિત જળવાશે એમ કેળવણીકારોને પણ લાગે છે.

તેમણે વધુમાં જણાવ્યું હતું કે આજે શાળાઓમાં અંગ્રેજીનું શિક્ષણ આપવામાં આવે છે એનું ધોરણ ખૂબ નબળું છે, એ તો સરકાર પણ સ્વીકારે છે, મેટ્રીક સુધી જે અંગ્રેજી શિખવવામાં આવે છે એનાથી કોલેજમાં અંગ્રેજીના માધ્યમ સાથે વિદ્યાર્થીઓ કદી અભ્યાસ કરી શકે તેમ નથી.

અંગ્રેજીનું નબળું ધોરણ સુધારવા માટે સરકાર ઘનિષ્ટ કેળવણીનો પ્રયોગ કરે છે, છતાં બાર પિરીયડો કરે છે, પરંતુ આ નીતિમાં તેમની પોતાની નબળાઈ જાહેર થયા વિના રહેતી નથી.

પાટનગર અંગે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે પત્રકારોને જણાવ્યું કે હાથમાં માત્ર દસ કરોડ રૂપિયા જ હોવા છતાં સરકાર આજે ત્રીસ કરોડનો ગજા ઉપરાંતનો ખર્ચ કરી નવું પાટનગર બાંધવાની વાતો કરે છે.

### જનતાથી બચવા

અમદાવાદમાં હડતાલ પડે, જનતા કરફ્યુ નાખવો પડે, જનતા સચિવાલય અને વિધાનસભા ઉપર મોરચો લઈ જઈ હેરાન ન કરે માટે સરકાર પાટનગરને અમદાવાદથી ખસેડવા માગે છે, આથી 'ગમે ત્યાં પાટનગર કરો, અમદાવાદમાં તો નહીં જ' ની નીતિ અખત્યાર કરી ખર્ચો કરવા તૈયાર થયા છે.

મોંઘવારી અંગે બોલતાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે વર્ષોથી મજૂરપ્રવૃત્તિ સાથે સક્રિય રીતે સંકળાયેલા મજૂરપ્રધાન શ્રી.

નંદાએ પણ મોંઘવારી વધી રહી છે, તે ચોક્કસ આંકડા આપી પુરવાર કરી બતાવવા પ્રયત્ન કર્યો છે. શ્રી નંદા જવાબદારીપૂર્વક અદબ જાળવી બોલનારા છે. એટલે તેમના કથન ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય.

## કાર્યક્રમની રૂપરેખા

સોમવાર તા. ૩૦ : કાર્યક્રમની રૂપરેખા આપતાં શ્રી. યાજ્ઞિકે શ્રદ્ધાપૂર્વક જણાવ્યું હતું કે કાર્યક્રમ અવશ્ય સફળ થવાનો છે. એ માટેનું વાતાવરણ જામતું જાય છે. બજારોના આગેવાનો મારી પ્રચાર પદયાત્રા દરમિયાન હડતાળ અને સરઘસમાં સામેલ થવાની તૈયારી દર્શાવતા હોય છે.

પરિષદના પ્રમુખે વધુમાં એવી માહિતી આપી હતી કે ગુજરાત, સૌરાષ્ટ્ર વડોદરા, સુરત, ભરુચ, નડિયાદ, રાજકોટ અને કચ્છમાં પણ આ અંગે પરિષદે સારો એવો પ્રચાર કર્યો છે. અને બધા સ્થળોએ હડતાળ અને સભા સરઘસ યોજાશે એવા સમાચાર સાંપડી રહ્યા છે.

## ઇચ્છનીય નથી

પોલીસ કમિશનર તરફથી પ્રતિબંધ મૂકતા બહાર પડેલા જાહેરનામાથી અમારા કાર્યક્રમ ઉપર કોઈ અસર થવાની નથી. એમ તેમણે સ્પષ્ટપણે જાહેર કર્યું હતું અને કહ્યું હતું કે બળીયા લામડી પાસે જાહેરસભા ભરવા પરવાનગી મળી ગઈ છે. સરકાર કે પોલીસ સાથે અથડામણમાં ઊતરવાની અમારી લેશ માત્ર ઇચ્છા નથી.

[૧૦]

[ તા. ૨૫ ઑગસ્ટ ૧૯૬૨ના દિવસે સુરતની નર્મદ સાહિત્ય સભા તરફથી શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકને એમની 'આત્મકથા' અંગે 'નર્મદ સુવર્ણ ચંદ્રક' અર્પણ કરવામાં આવ્યો હતો. એ માટે યોજાયેલા સમારંભનો સુરતના દૈનિક 'પ્રતાપ'માં આવેલો અહેવાલ આ નીચે આપીએ છીએ.]

આજરોજ નર્મદ સાહિત્ય સભા તરફથી ડૉ. રતન માર્શલના પ્રમુખપદે સને ૧૯૫૪–૧૯૫૮ ની પંચવર્ષી દરમ્યાન આત્મકથા વિભાગની શ્રેષ્ઠ કૃતિ આત્મકથાને નર્મદ સુવર્ણચંદ્રક પ્રદાન કરવાનો વિધિ થયો હતો. બેસંટ હૉલની ચિક્કાર હાજરીમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકના જીવનને આત્મકથા પરત્વે ડૉ. રતન માર્શલ, પ્રા. જયંત પટેલ તથા શ્રી સત્વસુખરામ હેરાએ પ્રવચનો કર્યાં હતાં.

સભાની શરુઆતમાં નર્મદ સાહિત્ય સભાના મંત્રી શ્રી વનરાજ માળવીએ નર્મદ સુવર્ણ ચંદ્રકનો ટૂંકો ઈતિહાસ રજૂ કર્યો હતો.

પ્રા. જયંત પટેલે શ્રી. ઈંદુલાલ યાજ્ઞિકની આત્મકથામાંથી સ્ફૂટ થતી એમના સ્વભાવની વિશિષ્ટતાઓ રજૂ કરતાં એમને જન્મે બ્રાહ્મણ હોવા છતાં જીવનમાં ડગલે ને પગલે ક્ષત્રિય હોવા અંગે તથા પોતાના ક્ષેત્રમાં આત્મશ્રદ્ધાને બળે 'એકલવીર' તરીકે ઝઝૂમનાર તરીકે બિરદાવ્યા હતા. પ્રા. જયંત પટેલે શ્રી. યાજ્ઞિકની આત્મકથાનાં બે પ્રકરણો પોતાને ખૂબ સ્પર્ષ્યા હતા, તે ઉલ્લેખ કર્યો હતો. એક ગાંધીજીને ખુલ્લો પત્ર તથા બીજું લગ્નજીવનની વેદના, 'ગાંધીજીને ખુલ્લો પત્ર'ના પ્રકરણમાં શ્રી. યાજ્ઞિકની દિલની સચ્ચાઈ અને સ્વાતંત્ર મિજાજને અંજલિ આપ્યા બાદ 'લગ્ન જીવનની વેદના અંગે' પચ્ચીસ

નવલકથાઓ પણ એની આગળ ફુલ છે, કહી એ પ્રકરણમાં છતું થતા કારુણ્યને આત્મકથાના એક સફળ તત્ત્વ તરીકે બિરદાવ્યું હતું.

## શ્રી. યાજ્ઞિકની દેશસેવાની ધગશ

શ્રી. સત્વસુખ હોરાએ લોકલાગણીનો સરસ ચિતાર આત્મકથામાં જોવા મળે છે એમ જણાવી. શ્રી. યાજ્ઞિકની નિખાલસતા, સત્યનિષ્ટા તથા દેશસેવાની ધગશને અંજલિ આપી હતી. ઉપરાંત શ્રી. યાજ્ઞિક સાથેના પોતાના અનુભવો વર્ણવ્યાં હતા.

ડો. રતન માર્શલે આ પ્રસંગે આવેલ માંદગી સબબ હાજર ન રહી શકનાર શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો. 'આત્મકથા'માં શ્રી યાજ્ઞિકે દોરેલા રેખાચિત્રામાંથી નામી કરતાં અનામી વ્યક્તિઓનાં મનોહર ચિત્રણો પરત્વે પ્રશંસા કરી હતી. એમાં એક 'માસીબા'નું રેખાચિત્ર કરુણ રસનું એક સુદર દષ્ટાંત લેખાવ્યું હતું. અને સાચી સેવા કોને કહેવાય. તેનો દાખલો જોવા માટે આત્મકથા વાંચી જવા ભલામણ કરી હતી.

## ચંદ્રક પ્રદાન

બાદ ડો. માર્શલે શ્રી. ઈંદુલાલ યાજ્ઞિકને ચંદ્રક પ્રદાન કરવાનો વિધિ કર્યો હતો. અને શ્રી. ઈંદુલાલ યાજ્ઞિકને પોતાનું પ્રવચન રજૂ કરવા વિનંતિ કરી હતી.

ઈંદુલાલે પ્રવચનની શરુઆત કરતાં જણાવ્યું કે 'મારી આત્મ-કથા'ને સરકારે ઈનામ આપ્યું હતું પરંતુ તે સમયે દ્વિભાષી રાજ્ય હોઈ એ ઈનામ મેં ન લીધું. કારણ કે એમાં મારા સ્વમાનનો પ્રશ્ન હતો. પછી પહેલી જ વાર આત્મકથાના લેખન માટે મને સુવર્ણચંદ્રક મળે છે, તે બદલ નર્મદ સાહિત્ય સભા, એના અધિકારીઓ તથા સુરતની પ્રજાનો સર્વેનો આભાર માનું છું.

## સંઘર્ષમય જિવન

બાદ, તેમણે પોતાના જીવનમાં હંમેશ સંઘર્ષ જ ચાલ્યા કર્યો છે, તેનો ઉલ્લેખ કરતાં નડિયાદ ખાતે સાક્ષર શિરોમણીઓના સંપર્કમાં આવતાં તેમના જૂનવાણી વિચારોનો પ્રબળ વિરોધ કરવાથી શરુ કરી તે '૪૨ની સાલમાં ગાંધીજીએ સ્વાતંત્ર્યની લડત ચલાવી ત્યારે પોતાને રચનાત્મક કાર્ય કરવાની લાગેલી લગનીનો ઉલ્લેખ કર્યો હતો.

પોતાની આત્મકથા લખવાની સ્ફૂરણા એમને ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ લખવાની : ઈચ્છામાંથી જન્મી હતી. પરંતુ 'આત્મકથા'માં સાંસ્કૃતિક ઇતિહાસને પણ આલેખી શકું તો વાંચકોને રસ પડશે' એમ માની તે કામ શરુ કર્યું. શરુઆતમાં લાગ્યું કે કામ ઘણું સહેલું; પણ જ્યારે લખવાની શરુઆત કરી ત્યારે કલમ મૂકી દેવી પડી; કારણ કે નડિયાદની પશ્ચાદ્ભૂમિકા માટે કોઈ તૈયારી ન હતી.

## એકતાર

સાહિત્યસાધના માટે પૂરેપૂરી એકાગ્રતા, સંયમ તથા તપ આવશ્યક છે. જ્યારે વિષય સાથે દિલ એકતાર થઈ જાય ત્યારે લેખક પોતાની જાતને ભૂલી જાય છે અને દિલ જ કલમ વાટે કાગળ પર અક્ષર પાડે છે, એવો પોતાનો મત શ્રી. યાજ્ઞિકે રજૂ કર્યો હતો.

## ગાંધીજીની પ્રશંસા અને—

શ્રી. યાજ્ઞિકે જણાવ્યું કે પોતાના જીવનમાં એક તબક્કો એવો આવ્યો કે ગાંધીજીની ભારોભાર પ્રશંસાના લખાણો તેમણે લખ્યા અને ભગવાન બુદ્ધ સાથે સરખામણી કરી. એ લખાણની શાહી પણ ન સૂકાઈ ને ગાંધીજીએ રાજકારણમાં ચરખો દાખલ કર્યો; 'કાંતણને રાજકારણમાં મૂર્તિને સ્થાને મૂકયું' ત્યારે પોતાને બુદ્ધિને દૃષ્ટિએ બેહુદું લાગતાં તેના વિરોધના લેખો લખવાનું શરુ કરી દીધું હતું.

ગાંધીજીની અમુક માન્યતાઓનો વિરોધ કરતાં કદીયે આંચકો ખાધો નહોતો. પોતે કદી કોઇ વાડામાં બંધાવાનું પસંદ નહોતા કરતા, એનો ઉલ્લેખ કર્યો હતો. આત્મકથાના બાકીના ત્રણ ભાગ લખવાની ઈચ્છા હોવા છતાં રાજકારણ સાથે સતત સંકળાયેલા હોઈ માનસિક સ્વસ્થતા મળી શકી નથી. જ્યારે એ કામ હાથ પર ઉપાડવા માંડયું છે, ત્યારે તેમને કોઈક એવી પરિસ્થિતિ આવી પડી છે કે રાજકારણમાં સક્રિયપણે ઘસડાવું પડયું છે.

## "યાહોમ"

## "યાહોમ કરીને પડો"

એમના પોતાના જીવનમાં કવિ નર્મદની અસર અંગે કહ્યું: 'મને જ્યારે ય કોઈ પૂછે છે કે હવે શું ? તો હું હંમેશ એક જ જવાબ દઉં છું કે 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે.' મારા જીવનમાં 'યાહોમ' શબ્દ ઊતરી ગયો છે.'

બહેનોને પછાત રાખવા બદલ શ્રી. યાજ્ઞિકે પોતાનો રોષ વ્યક્ત કર્યો હતો. તેમને મંદિરની કે ઘરની મર્યાદામાંથી બહાર કાઢવાનો ખાસ અનુરોધ કર્યો હતો.

નર્મદ સાહિત્યસભાના મંત્રી ભગવતીકુમાર શર્માએ આભારવિધિ કરી હતી.

[૧૧]

[ ૧૯૬૨માં ભારત-ચીન સંઘર્ષ થયો એ પ્રસંગે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે તા. ૨૩ ઑક્ટોબર ૧૯૬૨ અને તા. ૨ નવેમ્બર ૧૯૬૨ના રોજ નીચેના નિવેદનો કર્યાં હતાં. ]

(૧)

નૂતન મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનું નિવેદન પ્રગટ કર્યું છે:

ચીનનાં નાના મોટા હુમલાનાં છમકલાં થોડા અઠવાડિયાથી થતા હતા, તેમાં છેલ્લા થોડા દિવસથી નેફા અને લડાખના બન્ને મોરચે સંપૂર્ણ રીતે શસ્ત્રસજ્જ ચીની લશ્કરોએ ભારતની ધરતી પર વધતા જતા જંગી અને ખૂનખાર હુમલા કરવા માંડયા છે. પરિણામે આપણા જવાનોએ રચેલા કેટલાંય રક્ષણાત્મક થાણાં દુશ્મનોએ પચાવી પાડયા છે, આપણાં કેટલાયે જુવાનોની કતલ થઈ છે અને આપણો કેટલોય ભૂમિવિસ્તાર કબજે કર્યો છે. આ બધો આપણો પ્રદેશ પોતાનો ગણાવાને ચીની સત્તાધીશોએ ઈરાદાપૂર્વક હડહડતાં જુઠાણાં ફેલાવીને પોતાના તદ્દન બેશરમ અને નગ્ન આક્રમણ પર પોકળ પડદો નાંખવાનો પ્રયાસ કર્યો છે, તેથી આપણાં વિશ્વાસુ અને શાંતિપ્રિય દિલને વધારે કારમો આઘાત થયો છે. આજે દેશભરના સર્વ પક્ષ અને જૂથના અગ્રણીઓ અને પ્રતિનિધિઓની સાથે હું પણ આ રાક્ષસી હુમલાઓ સામે કટ્ટર વિરોધ કરું છું અને માભોમનું કોઈપણ ભોગે જતન કરવાનો જે ઉગ્ર નિશ્ચય જાહેર કરું છું, તેની સાથે દુશ્મનની પ્રમાણમાં જંગી અને વધારે શસ્ત્રસજ્જ સેનાઓનો જે મરણીયા વીરતા અને જાનફેસાનીથી

ભારતના જવાનો ડગલેડગલે સખત મુકાબલો કરી રહ્યા છે, તેમને હું અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું. અને આ ધર્મયુદ્ધમાં ખપી ગયેલા ભારતીય શહીદોને હું ભાવભીની અંજલિ આપવામાં બીજા સર્વની સાથે હું સામેલ થાઉં છું.

અમારી પરિષદ તરફથી કરવેરા અને મોંઘવારી સામે આંદોલન અને સત્યાગ્રહ ચાલતું હતું તે દરમ્યાન ગઈકાલ સુધી મેં અનેકવાર કહેલું છે કે જ્યારે ચીની આક્રમણ ગંભીર પરાકાષ્ઠાએ પહોંચતા તેનો પ્રતિકાર કરવાને જે ઘડીયે આપણા વડાપ્રધાન શ્રી જવાહરલાલજી લોખંડી રાષ્ટ્રીય મોરચો રચવા માટે સર્વ પક્ષ અને જૂથનો સહકાર માગશે તે ઘડીયે જ અમે અમારી સત્યાગ્રહની લડત થંભવી દઈશું. ગઈકાલે પંડિતજીએ અતિશય ચીની હુમલાખોરો પર વાસ્તવિક પ્રહારો કર્યા પછી તમામ મતમતાંતર ભુલી જઈને આ રાષ્ટ્રિય સંરક્ષણના કાર્યમાં સર્વને સાથ અને સહકાર આપવા હાકલ કરી છે. આ રાષ્ટ્રીય હાકલને માન આપીને હું પરિષદને સત્યાગ્રહના લડતની મોકૂફી જાહેર કરું છું અને સમગ્ર પરિસ્થિતિની ફેરવિચારણા અમારી મધ્યસ્થ કમિટીની સભા ચોથી નવેમ્બરને રવિવારે બોલાવું છું.

દરમ્યાન હું એવી આશા રાખું છું કે જે જનતા સમસ્તનો સહકાર શ્રી. નેહરુ માગે છે, તેની વિરાટ શક્તિને મા ભોમના રક્ષણ માટે સંગઠિત કરવાને તેઓ સર્વપક્ષના પ્રતિનિધિરૂપ સરકાર કેન્દ્રમાં અને સર્વ રાજ્યોમાં રચવાને તાકીદનાં પગલાં લેશે. કારણ કે તેવી રાષ્ટ્રીય સરકાર જ રાષ્ટ્રીય સંરક્ષણ મજબૂત બનાવવા અને દુશ્મનોને ભારતની ધરતી પરથી પાછા હઠાવવાને માટે જુલ્મી કરવેરા, બેહદ નફાખોરી, અસીમ મોંઘવારી વગેરે પ્રજાનું સત્વ ચૂસતા આંતરિક દુશ્મનો ઉપર કડક પગલાં લઈ શકશે. આમ મોંઘવારી વિરોધી

લડત અટકશે નહિ પણ રાષ્ટ્રીય સંરક્ષણની વિરાટ લડતનું એક મહત્વનું અંગ બની જશે, તેની હું જનતાને ખાતરી આપું છું.

અંતમાં આ વિકટ જંગમાં વિજય મેળવવા માટે મનુષ્ય બળ, સાધનસામગ્રી, નાણાં વગેરેની જમાવટ કરવાની અને પ્રજાના નૈતિક શક્તિ ખીલવવાની સર્વ કાર્યમાં સરકારને પૂરો સહકાર આપવાની હું ખાતરી આપું છું.

( ૨ )

નૂતન મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનું નિવેદન પ્રગટ કર્યું છે.

છેલ્લા કેટલાક દિવસથી આ પરિષદને ને સામ્યવાદીપક્ષ વચ્ચેના સંબંધ વિષે અનેક વર્તુળોમાં ગેરસમજૂતિ ફેલાયેલી જણાય છે. તેથી ખાસ કરીને ચીની આક્રમણના સંદર્ભમાં તે વિષે જરુરી ખુલાસો કરું છું.

પહેલી વાત તો એ ધ્યાનમાં લેવી જોઈએ કે જૂની તેમજ નવી જનતા પરિષદના બંધારણમાં પહેલેથી જ નીચેની કલમ ૪.ગ સામેલ કરેલી છે

'આ સંસ્થાના નિર્ણયો અને ઠરાવો જોઈ બીજા રાજકીય પક્ષના ઠરાવ તથા સિદ્ધાંત સાથે સુસંગત નહિ હશે તો આ પરિષદના હોદ્દેદારો તથા પ્રતિનિધિઓએ આ પરિષદનો નિર્ણય કબૂલ રાખવો પડશે.'

આથી સ્પષ્ટ જ છે કે અગાઉ તેમજ આજે પરિષદમાં સામેલ થયેલા વ્યક્તિઓ (અને કોઈ પક્ષવાદી તરીકે નહિ પણ વ્યક્તિઓ તરીકે જ પરિષદમાં જોડાય છે.) ગમે તે પક્ષના હોય તેણે કોઈ મહત્વની બાબતમાં પક્ષના ગમે તે નિર્ણય હોય તો પણ તેમણે પરિષદનો જ આદેશ માન્ય કરવો પડે અથવા પરિષદના અધિકારપદેથી ખસી જવું પડે.

આથીયે વધારે મહત્વની બાબત એ છે કે ૧૫–૧૧–૫૯ ના રોજ જૂની પરિષદની મહાસમિતિ મંગળભવનમાં મળી ત્યારે તો લડાખની સરહદ પર ચીની હુમલાખોરોના ગોળીબારથી આપણા થોડા જવાનો માર્યા ગયા હતા. તે સમિતિમાં ઘણી ચર્ચા પછી જે ઠરાવ સર્વાનુંમતે પસાર થયો હતો, તેમાં નીચેના ૨૫૯ વિધાનો હતાં :

'ભારતની મિત્રતાનો દ્રોહ કરી સામ્યવાદી ચીને ભારતનો હજારો ચોરસ માઈલ વિસ્તાર આક્રમણ કરીને પચાવી પાડયો છે. અને ભારત પ્રત્યે દુશ્મનાવટ ભરેલું વલણ લીધું છે. તેમજ વિસ્તારવાદી મનોવૃત્તિ ખુલ્લી કરી તેના તરફ મહાગુજરાત જનતા પરિષદની મહાસમિતિની આ સભા સખત વિરોધ કરે છે.

'ચીનની સરકારે નકશાઓ પ્રસિદ્ધ કરીને ૪૦ હજાર ચોરસ માઈલના ભારતના જે વિસ્તારો ઉપર પોતાનો દાવો કરેલો છે, તેનો બળજબરીથી કબજો લેવાના એક દાવ તરીકે જ સરહદે મોટો વિસ્તાર અને લડાખમાં એથીયે મોટો વિસ્તાર કબજે લીધો છે અને વધુમાં ભારતની સરહદની અંદર ચાલીસ માઈલ ઘૂસી જઈને ભારતીય સૈનિકો ઉપર હિચકારો હુમલો કરી નવ સૈનિકોની કતલ કરી, બીજાને કેદ કરી લીધા. આ રીતે ચીન પોતાની તાકાત અને ગુમાનનું પ્રદર્શન કરીને ભારત પાસે પોતાની શરતો મંજૂર કરાવવા માંગે છે. ભારત અને તિબેટની સરહદ દર્શાવતી મેકમેહોન રેખા એ કાયદેસરની પરંપરાગત અને ઐતિહાસિક સરહદ છે. જેનો સ્વીકાર કરવાની ચીન સ્પષ્ટ ના પાડે છે. લડાખમાં પણ મોટો વિસ્તાર ચીને આક્રમણ કરીને પચાવી પાડયો છે અને ઉપરથી ચીને ભારતની સામે આક્રમણના પ્રતિઆક્ષેપો કર્યા છે. અને 'ચોર કોટવાલને દંડે' તેવી નીતિ અખત્યાર કરી છે.

'મહાસમિતિની આ સભા દેશની અખંડિતતાને તોડી, એકતાને ઢીલી બનાવી આક્રમણોને ઉત્તેજન આપે તેવી તમામ વાતોનો વિરોધ કરે છે. આ સંજોગોમાં આ સભાનું માનવું છે કે જ્યાં સુધી નેફા અને લડાખમાં કબજે કરેલો તમામ વિસ્તાર ખાલી કરી ભારતને કબજો સોંપે નહીં તેમજ મેકમેહોન સરહદનો સ્વીકાર કરે નહિ ત્યાં સુધી ચીનની સાથે કોઈ વાટાઘાટો કરવી તે શકય નથી.

'આ સભા જાહેર કરે છે કે દેશની આ કટોકટીના સવાલ ઉપર મહાગુજરાતની જનતાનો ભારતને સંપૂર્ણ ટેકો છે. અને કોઈ-પણ જૂથમાં જોડાયા વગર જરુર પડે બળ વાપરવા જેવાં બીજા તમામ પગલા લેવા તેમજ મકકમ વલણ લેવા આ સભા ગુજરાતની પ્રજાને વડાપ્રધાનની પાછળ એક થઈને ખડા રહેવા અને જરુર પડે દેશની આઝાદીના રક્ષણાર્થે બલિદાનો આપવા હાકલ કરે છે.

અંતમાં સરહદ પરની આ અથડામણમાં શહીદી પામેલાં ભારતીય જુવાનોને મહાસમિતિની આ સભા વંદન કરે છે અને ભાવભીની અંજલી અર્પે છે.'

આ ઠરાવ સર્વાનુમતે મંજૂર થયો હતો, અર્થાત્ પરિષદમાં સામેલ થયેલા સર્વ પક્ષના ભાઈઓએ તેને ટેકો આપ્યો હતો.

હવે આજે તો પરિસ્થિતિ ઘણી જ વધારે ગંભીર છે. ચીની હુમલાખોર સેનાઓએ એક મહાન રેખા ઓળંગી નેફાના વિસ્તાર પર બેફામ ખૂનખાર હુમલો કર્યો છે અને આપણાં હજારો જુવાનોની કતલ કરી છે. તેમજ લડાખને મોરચે પણ નવા હુમલા કરી આપણાં થોડા થાણાં સર કર્યા છે. તેથી ભારતનો દરેકે દરેક નાગરિક શરમ અને રોષથી સમસમી રહ્યા છે, અને વડાપ્રધાન શ્રી નેહરુની હાકલને માન આપીને બને તે બધાં બલિદાન આપવા કૃતનિશ્ચયી થયો છે.

મેં એક નિવેદન અગાઉ પ્રગટ કરીને જનતા પરિષદની પ્રણાલિકા મુજબ આ દગાખોર અને રાક્ષસી આક્રમણનો સખત વિરોધ

કરેલો જ છે અને પંડિતજીની હાકલનો માનભર્યો જવાબ આપવા પણ સર્વને આગ્રહ કરેલો જ છે. આજે સમસ્ત દેશ કરોડો રૂપિયા, ભરચક સોનું, હજારો સિપાઈઓ અને જોઈએ તેટલું લોહી આપી રહ્યો છે. મારી ખાતરી છે કે સર્વ ભારતની માભોમની તસુએ તસુ જમીન પરથી હુમલાખોરોને હાંકી કાઢવાને કૃતનિશ્ચયી બન્યો છે. આજે તો કોઈપણ ભોગે ચીની સેનાઓને સખત શિકસ્ત આપવાનો જ નાદ દેશમાં ગુંજી રહ્યો છે અને જે કોઈ ઢીલાશ બતાવે કે સસ્તી સુલેહની શરતોને સ્વીકારે તેને બરદાસ્ત કરવા કોઈ તૈયાર નથી—આ સંયોગોમાં હું સર્વને ખાતરી આપું છું કે જેમ મહાગુજરાતના જંગમાં તેમ ભારતની આઝાદી આ વધારે મહત્વના ને યશસ્વી જંગમાં હું અને મારા સર્વ સાથીઓ મોખરે જ રહીને જરુરી બધી કુરબાની આપવા તૈયાર જ રહીશું અને જ્યાં સુધી એક પણ ચીની સૈનિક ભારતની ભૂમિ પર હશે ત્યાં સુધી અમે જંપીને બેસીશું નહિ.

હું સર્વને ખાતરી આપું છું કે આવતી ચોથી તારીખે મળનારી અમારી મધ્યસ્થ કમિટીમાં આજ મુદ્દાને રજૂ કરીને આ યુદ્ધમાં સહાય કરવાની વિગતવાર સૂચનાઓ રજૂ થશે.

હું આશા રાખું છું કે પહેલાંના પ્રમાણમાં હળવી સ્થિતિમાં તેમજ હાલની ઘણી જ ગંભીર પરિસ્થિતિમાં પણ ઠરાવ સર્વાનુમતે પસાર થશે. છતાં કોઈ કારણુસર કોઈને તે મંજૂર નહિ હોય તો તેઓ બંધારણ મુજબ પરિષદના આદેશને માન આપશે નહીં, તો તે અલગ થશે, એવી મારી શ્રદ્ધા છે.

હું તો જીવનભર દેશની આઝાદી અને જનતાની સેવા માટે ઝુઝયો છું. અને આજે ૭૦ વરસે પણ હું હજી આઝાદી અને જનતારાજની સિદ્ધિ માટે વધારે ભોગ આપતો આપતો જ ખપી જાઉં એવી ઉમેદ રાખું છું. —ઇન્દુલાલ યાજ્ઞિક

[૧૨]

[ ૧૯૬૩માં જનતા પરિષદની પ્રવૃત્તિ વિકસી રહી હતી. તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૬૩ના દિવસે મળેલી પરિષદની મધ્યસ્થ કારોબારી સમિતિએ પસાર કરેલા ઠરાવોનો અહેવાલ અહીં આપીએ છીએ. ]

નૂતન મહાગુજરાત જનતા પરિષદની મધ્યસ્થ કારોબારીની આજે અત્રે પરિષદના પ્રમુખ અને સંસદસભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે મળેલી. એક બેઠક ઠરાવ પસાર કરી પ્રજાને કરકસરનો ઉપદેશ આપનાર સરકાર હજુ પ્રધાનમંડળમાં કે ઉચ્ચ અધિકારીઓની સંખ્યા, તેમના પગાર કે ભાડાભથ્થામાં જરાયે ઘટાડો કરવાને બદલે ગરીબ કારકુન કે પટાવાળાનો ખર્ચ ઘટાડવાનાં પગલાં ભરે છે, એ સામે વિરોધ વ્યક્ત કરવામાં આવ્યો હતો અને સરકાર પોતાના તંત્ર તથા વહિવટમાં કડકાઈથી સુધારા કરશે એવી આશા વ્યક્ત કરી હતી.

આ ઉપરાંત પસાર કરાયેલા બીજા ત્રણ ઠરાવો પૈકી એકમાં સોનીઓની વાજબી માગણીઓ સંતોષવાનો સરકારને આગ્રહ કરવામાં આવ્યો હતો. ચીની યુદ્ધવિરામ અંગેની સરકારની નીતિને ટેકો આપવામાં આવ્યો હતો અને છેલ્લાં ઠરાવમાં માનવશક્તિના સંગઠન પર ભાર મૂકવામાં આવ્યો હતો.

ચીની યુદ્ધ વિષેના પ્રથમ ઠરાવમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, હુમલાખોર ચીને એકતરફી યુદ્ધવિરામ જાહેર કરતાં કાયમના સુલેહ સારુ વાટાઘાટો કરવાને જે શરતો રજૂ કરી હતી, તે ભારત સરકારે મંજૂર કરી નથી તેથી હાલનો જે યુદ્ધવિરામ

અસ્થિર, શંકાશિલ ને કંઈક જોખમભરેલો બન્યો છે, તેને કંઈક સ્થિર અને કાયમી બનાવવા માટે તેમજ ભારત ચીન સાથે માનભેર વાટાઘાટો કરી શકાય તે માટે યોગ્ય ભૂમિકા તૈયાર કરવાના હેતુથી કોલંબોમાં મળેલા તટસ્થ મિત્ર છ રાજ્યોએ જે દરખાતો રજૂ કરી છે, તેનાથી ભારતની મૂળ શરતો કરતાં પણ તેને માટે વધારે અનુકૂળ સ્થિતિ સર્જાતી હોવાથી તેને ચીન સરકારે મંજૂર રાખી નથી. તેથી આવા તટસ્થ રાજ્યોની સુલેહની શરતોને ઠોકરે મારીને ચીને પોતાનું આક્રમણ હુમલાખોર માનસ સારી દુનિયા આગળ છતું કર્યું છે. આ સંયોગોમાં ચીની લશ્કરને તસુ પણ આગળ અટકાવવાને અને છેવટે ભારતનો જીતાયેલો સમગ્ર વિસ્તાર હાથ કરવાને દેશની યુદ્ધશક્તિ ઓર સબળ બનાવવાની જે નીતિ સરકારે સ્વીકારી છે, તેને નૂતન મહાગુજરાત જનતા પરિષદની મધ્યસ્થ કમિટી હાર્દિક ટેકો આપે છે અને તેને હાકલ કરે છે.

જનતાની હાડમારી દૂર કરવાની માગણી કરતા બીજા ઠરાવનો મુસદ્દો આ પ્રમાણે હતો; સરકારી યુદ્ધ નીતિને સંપૂર્ણ ટેકો આપતાં કમિટી એ હકીકત પણ ધ્યાનમાં લે છે કે યુદ્ધવિરામ થયા પછી દેશના સંરક્ષણ માટે પ્રજાનો ઉત્સાહ કંઈક ઓસરતો ગયો છે અને તે માટે સરકાર પણ કેટલેક અંશે જવાબદાર છે.

પ્રજાને કરકસરનો ઉપદેશ આપનાર સરકાર હજી પ્રધાન-મંડળમાં કે ઉચ્ચ અધિકારીઓની સંખ્યા કે તેમના પગારમાં કે ભાડા ભથ્થામાં જરાયે ઘટાડો કરવાને બદલે ગરીબ કારકુન ને પટાવાળાનો ખર્ચ ઘટાડવાને પગલાં ભરે છે.

શહેરની સામુહિક વિકાસ ઘટના જેવી કેટલીયે બિનજરુરી ખર્ચાળ યોજનાઓ આગળ ધપાવે જાય છે અને ચાલુ યોજનાઓ

પર જે ખર્ચ થાય છે, તેમાંથી કેટલાય તકવાદી તત્વોનાં ખિસ્સા ભરાય છે.

સંરક્ષણફાળો ખાસ કરીને, ગામડાંઓમાં થોડી ઘણી ધાકધમકી વાપરીને કે બળજબરીથી વસૂલ થતો હોવાની ફરિયાદો આવે છે અને કેવળ સ્વેચ્છાથી જ ફાળો વસૂલ કરવાનું વડાપ્રધાન શ્રી. નેહરુ અને નાણાંપ્રધાન શ્રી. મોરારજીભાઈ તરફથી જણાવવામાં આવેલું હોવા છતાં આ ફરિયાદો વિષે સરકાર ધ્યાન આપતી નથી, એટલું જ નહિ પણ તેને ઉત્તેજન આપે એવા કોઈ હુકમો ગામડાના અધિકારીઓને મળ્યાનું સંભળાય છે.

ખેડૂતોના કપાસ અને ડાંગર વગેરે પેદાશના ભાવ બેસી ગયા છે, ત્યારે તેની વાજબી ઊંચા ભાવે ખરીદી કરવાને બદલે હજી તે માટે કમિટી નીમવાની વિચારણા સરકાર કરે છે.

કેટલાંય કારખાનામાંથી આજે કામદારોની હકાલપટ્ટી થઈ રહી છે, તે વખતે તેમની વધતી બેકારી તરફ સરકાર ધ્યાન આપતી નથી.

સિમેન્ટ, લોખંડ, રસાયણિક ખાતર જેવા માલનાં હજી કાળાબજાર ચાલે છે છતાં તેની વહેંચણીમાં એવોને એવો જ પક્ષપાત અને અંધેર વહવિટ ચાલે છે.

આ અને આવા અનેક અનર્થ હજી રાજતંત્રમાં ચાલે છે, તેથી સંરક્ષણકાર્યમાં બનતો ફાળો આપ્યા પછી હવે જનતા હતાશ થતી જાય છે, અને પોતાના જીવન સંગ્રામમાં રોકાતી જાય છે. તેથી સંરક્ષણના સર્વોપરિ રાષ્ટ્રીય કાર્યમાં પ્રજાનો વધારે સાથ અને સહકાર મેળવવાને માટે સરકાર પોતાના તંત્ર અને વહિવટમાં કડકાઈથી સુધારો કરશે એવી આશા આ કમિટી રાખે છે.

સોનાના અંકુશ અંગેના પસાર કરાયેલા ઠરાવમાં એવી રજૂઆત કરાઈ હતી કે દેશના સંરક્ષણના તંત્રને શક્તિશાળી બનાવવાને અને તે સારુ પરદેશી ચલણ બને તેટલું બચાવવાની અને દેશના સોનાના જથ્થાને પણ ઉપયોગમાં લેવાની આજે સર્વોપરિ જરુરિયાત છે. એ દષ્ટિથી સોનાના ખાનગી જથ્થા અને વપરાશ પર અંકુશ મુકવાની જે નીતિ સરકારે અખત્યાર કરી છે તેને આ કમિટી હાર્દિક સંમતિ આપે છે.

પણ સાથે સાથે સોનાના અંકુશ માટે જે નિયમો ઘડવામાં આવ્યાં છે, તેનાથી વેપારીઓ, સોનાનાં ઘરેણાં ઘડનારાઓ અને તેના વાપરનારવર્ગ પર જે હાડમારીઓ પડે છે, તેનો સહાનુભૂતિથી વિચાર કરવાની અને તે દૂર કરવાની સરકારની ફરજ છે. ખાસ કરીને દેશના લાખો સોનીઓ માટે આ અંકુશથી બેકારીની, નાણાં ભીડની અને બીજી અનેક વિપત્તિઓ સર્જાઈ છે, તે પ્રત્યે આ કમિટી સહાનુભૂતિ વ્યક્ત કરે છે અને સોનીઓની વાજબી માંગણીઓને સંતોષવાને આ કમિટી સરકારને આગ્રહ કરે છે.

છેલ્લાં ઠરાવમાં જણાવાયું હતું કે, ગાંધીજીએ આઝાદી માટે લડત આદરી ત્યારે સર્વ વર્ગ અને કોમની રાષ્ટ્રીય સંપત્તિ વધારવાને અને શાંતિમય લડાયક શક્તિ જમાવવાને તેમણે ચરખો ચલાવવાનો આદેશ આપ્યો હતો. તે પછી વિનોબાજીએ અગ્રણીઓને દેશની કાયાપલટ કરવાને શ્રમદાનનો આદેશ આપ્યો છે. કેટલીક સંસ્થાઓએ ક્વચિત સમૂહ શ્રમયજ્ઞના સફળ પ્રયોગો પણ કર્યા છે. આજે સરકારનું યોજનાપંચ પણ રાષ્ટ્રની અણવપરાયેલી વિપુલ માનવશક્તિને દેશનું અણમોલ ધન ગણે છે અને તેનો ઉપયોગ કરવાને કંઈક યોજના ઘડે છે છતાં એકંદરે જનતાની શ્રમિક શક્તિનું સંગ-

ઠન કરવાનું કાર્ય હજી અધુરું જ રહ્યું છે અને તેનો પ્રવાહ અને પ્રચાર ઓસરી ગયો છે.

આજે ફરીવાર દેશની આઝાદી જોખમમાં આવી છે અને તેના સંરક્ષણનો સવાલ આજે સરકાર અને પ્રજાની આગળ ખડો થયો છે, ત્યારે જનતાની માનવશક્તિને એકત્રિત કરીને તેને કામમાં લેવાની જરુરિયાત ઊભી થઈ છે. આજે સંરક્ષણના કાર્ય માટે ખેતી અને ઉદ્યોગનું ઉત્પાદન વધારવાનો અને ઘર, રસ્તા, પુલ, નહેરો વગેરેનું અફાટ બાંધકામ વધારવાની જરુર સર્વને લાગે છે અને છતાં તે માટે દેશમાં કાચા સોના જેવી જ અફાટ માનવ-શક્તિ પડેલી છે, તેનું સંગઠન કરવાની જરુર વિસરાઈ ગયેલી લાગે છે.

આજે જ્યારે સરકારને સંરક્ષણ માટે પૈસાની ભારે ખોટ પડી છે અને તે પુરવાને નવા કર નાખી કરોડો રૂપિયા ભેગા કરવાનું વિચારી રહી છે અને જનતા પણ બને તે નાણાં, દાગીના વગેરે સ્વેચ્છાથી આપીને કંઈક થાકી ગઈ છે, ત્યારે દેશની કરોડોની માનવશક્તિને સંગઠિત કરીને તેને કામમાં લેવાની સર્વોપરિ જરૂર તરફ આ કમિટી સર્વનું ધ્યાન ખેંચે છે. રજાઓમાં, તહેવારોમાં અને બેકારીમાં હજારો અને લાખો યુવાનો અને સશક્ત માણસો સાથે મળીને ઉદ્યોગનાં ને સફાઈના ને રસ્તા બાંધવા કે સુધારવાના અને બીજા એવાં ઉપયોગી કામમાં લાગી જાય તો તેથી કરોડો રૂપિયાની બચત થાય અને સંપત્તિ વધે એટલું જ નહિ પણ તેથી સ્વાશ્રયી રીતે સાથે મહેનત કરવાથી સર્વમાં કરકસરની, સાદાઈની, સમાનતાની, બંધુત્વની અને આત્મશક્તિની ભાવના પણ વધતી

જાય છે અને રાષ્ટ્રીય સંગઠનનું મુશ્કેલ કાર્ય પણ આપોઆપ સધાઈ જાય.

આવી વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિથી શહેર અને ગામડાંના વિદ્યાર્થીઓ અને જુવાનો ને ખેડૂતો અને ખેતમજૂરોને, ગુમાસ્તા અને કારીગરોને રજાનો, તહેવારનો કે નવરાશનો વખત પોતાના સ્થળથી બહુ દૂર ન હોય તેવા સ્થળે કંઈ ને કંઈ ઉપયોગી કામમાં વાપરવા આ કમિટી એલાન કરે છે અને તે માટે વખતો વખત કંઈ ને કંઈ ઉપયોગી ને જરુરિયાતના કામની યાદી પહેલેથી કરી તે માટે શ્રમ કરનારની સ્વયંસેવકોની ટુકડીઓ જમાવી આવા શ્રમ કાર્યક્રમ રચવા આ કમિટી સર્વ સમિતિઓને અને કાર્યકરોને હાકલ કરે છે.

[૧૩]

[ ૧૯૬૩માં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક સોવિયેત સંઘ અને પૂર્વ યુરોપના સમાજવાદી દેશોની યાત્રાએ ગયા ત્યાંથી પાછા ફરતા પહેલાં રુમાનિયાના પાટનગર બુખારેસ્ટથી એમણે એમના અંગત કર્મચારી શ્રી. છગનભાઈ હડીયેલ ઉપર જનતા પરિષદની મધ્યસ્થ સમિતિના સભ્યો ઉપર પત્રો લખ્યા હતા, એ પત્રો અહીં આપીએ છીએ ]

બુખારેસ્ટ,
૫–૭–૬૩,

ભાઈ છગન,

આજે વોર્સો જઈએ છીએ. ૧૦મી એ મોસ્કો જઈશ ને ૧૩ મીએ ઊપડી તેજ દિવસે રાતે હું દિલ્હી પહોંચીશ. ૧૪ મીએ સવારે ફ્રંટીયર મેલમાં બેસી મધરાતે વડોદરે પહોંચીશ અને ત્યાંથી ૧૫ મીએ સવારે ગુજરાત કવીનમાં બેસી આશરે ૧૦–૪૫ના સુમારે અમદાવાદ આવીશ. આ બાબતની ખબર મિત્રોને અને તેમની સલાહ મુજબ છાપાને આપજે. ચંદુભાઈને વડોદરે, પુંજાભાઈને નડિયાદ અને શાંતિભાઈને અમદાવાદમાં ખબર આપજે.

તું પણ ૧૫ મીએ સવારે ગુજરાત કવીન પર આવજે, જેથી સામાન વિગેરેમાં મદદ થાય.

હવે નીચેનું લખાણ સાઈકલોસ્ટાઈલ કરી ઠરાવોની માફક બધા કમિટીના સભ્યો વગેરેને આપજે–તરત કામ કરજે.

ઈન્દુલાલના વંદન.
બુખારેસ્ટ / રૂમાનીઆ,
તા. ૫–૭–૬૩.

ભાઈઓ,

પરદેશ યુરોપના સમાજવાદી દેશોની મારી યાત્રા પૂરી થવા આવી છે. આજે જ વોર્સો અને ૧૦મીએ મોસ્કો થઈ ૧૩મીએ રાતે દિલ્હી પહોંચીશ અને ૧૫મીએ સવારે વડોદરેથી ગુજરાત ક્વીનમાં હુ અમદાવાદ પહોંચીશ.

સરકારી જુલ્મી કરવેરાની નીતિ સામે અને મોંઘવારી વગેરે અનેક અનર્થના વિરોધમાં આપણી પરિષદે આવતી આઠમી ઓગસ્ટે હડતાલ પાડવાનો ઠરાવ કર્યો છે. તેથી જૂનમાં પરદેશમાં જવાની સૂચના સ્વીકારતાં મારા દિલમાં થોડો વસવસો થયો હતો પણ છેવટે મારી ગેરહાજરી દરમ્યાન પ્રચારકાર્ય તમારા તરફથી ચાલુ રાખવામાં આવશે એવી શ્રદ્ધાથી મેં ગઈ નવમી તારીખે અમદાવાદ છોડયું છે અને ધાર્યા કરતાં મોડો-છેક આવતી પંદરમીએ અમદાવાદ પાછા આવવાનું નક્કી કર્યું છે: આમ એક માસથી વધુ સમય માટે મારી બધી જવાબદારી મેં તમારા સર્વ પર નાંખી છે. હું આશા રાખું છું કે પરિષદના બને તેટલા સભાસદો નોંધવાનું ને આઠમી ઓગસ્ટ સફળતાથી ઉજવવાનો પ્રચાર તમે સૌ કરતા હશો, જેથી હું પાછો આવીને છેલ્લાં ત્રણ અઠવાડિયામાં તમારા સર્વના સહકારથી પૂરી તૈયારી કરવાને બનતું કરી શકું.

અમદાવાદ વગેરે શહેરના ભાઈઓની જવાબદારી ઘણી મોટી છે. ગઈ સાલ ૩૦મી જુલાઈની હડતાળ વખતે તેમણે વિક્રમ નોંધાવ્યો હતો. આ વખતે તો વિક્રમને પણ ટપી જાય તે માટે તેમણે બજારે બજારે, શેરીએ શેરીએ અને પોળે પોળે બનતો પ્રચાર કરવો જોઈએ.

આ વખતે ગામડાંના ખેડૂતો પર બચત યોજનાનો ભારે બોજો પડયો છે, તેથી તેમનો સાથ મેળવવો જોઈશે. તેથી જિલ્લાના કાર્ય-

કરો આ વખતે વધારે પ્રવૃત્તિ કરે અને આપણી પત્રિકાઓ વહેંચીને અને સભાઓ ભરીને ગામડાંની અફાટ જનતાને આઠમી ઓગસ્ટ ઉજવવાને જાગૃત કરે.

બધે ઠેકાણે વિદ્યાર્થીઓ અને જુવાનો તો આપણા કાર્યમાં અજબ ઉત્સાહ દાખવે છે. તેમનો સંપર્ક સાધવો જોઈશે.

કામદારો પણ આજે મોંઘવારીથી અને ફરજિયાત બચતના શાસનથી પીડાઈ રહ્યા છે. જૂન–વાણિ આગેવાનોની ચુંગાલમાંથી તેઓ છૂટતા જાય છે, તેથી તેમનો સહકાર સહેલાઈથી મળી જશે.

બધે ઠેકાણે નાના વેપારીઓ, દુકાનદારો અને મધ્યમવર્ગના ભાઈઓ પણ આજે સરકારનાં અનેક જુલ્મી શાસનથી ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા છે, તેથી તેમનો સાથ શહેરોમાં તેમજ કસ્બામાં મેળવવાને બનતી જહેમત ઉઠાવવી જોઈશે.

મારી ગેરહાજરીમાં બધા ભાઈઓ પોતાની ભારે જવાબદારી સમજીને કામ ચાલુ રાખશે તો આપણું કામ આઠમી ટાંકણે સરળ અને સફળ બનશે અને ફરીવાર આપણે પરિષદની વિજયપતાકા ફરીવાર આખી ગુજરાતમાં સહેજે ફરકાવી શકીશું.

સર્વ મિત્રોને મારી શુભેચ્છા પાઠવું છું. અને તેમના મુશ્કેલ કાર્યમાં સફળતા ઈચ્છું છું.

હવે હું ૧૫ મીએ પાછો અમદાવાદ આવું છું, તેથી જેમને કંઈ સભા વગેરે રાખવી હોય તેમને તરત અમદાવાદની ઓફિસે લખી જણાવવા ખાસ વિનંતિ છે. લિ.

ઇન્દુલાલ યાજ્ઞિકના વંદન.

છગન,

મારા પગારનો ચેક આવે તે સાચવી રાખજે. બને તેટલાને અમદાવાદમાં મારા પ્રોગ્રામની ખબર આપજે અને ચોપડીઓ સભ્યોની આપી હોય તેમને હિસાબ સાથે પાછી આપવાને તરત લખજે.

—ઈન્દુલાલ.

[૧૪]

[તા. ૪ ડિસેમ્બર ૧૯૬૨ના દિવસે અમદાવાદના મજૂરમહાજન સંઘ મારફત મજૂરદિન નિમિત્તે એક સભા યોજવામાં આવી હતી, તેની સામે સંગ્રામસમિતિ તરફથી અમદાવાદમાં કાંકરીયાના ફુટબોલ મેદાનમાં સમાન્તર સભા યોજવામાં આવી હતી, એ સભાનો અહેવાલ નીચે આપીએ છીએ.]

**માત્ર અમદાવાદમાં જ નહીં સમગ્ર ગુજરાતની કામદાર પ્રવૃત્તિએ આજે પાસું પલટયું છે. ગાંધીના ગુજરાતની મજૂર પ્રવૃત્તિના ઈતિહાસમાં આજથી એક અનોખી તવારિખ રચાઇ રહી છે. ૪૬ વર્ષના મજૂરમહાજનની સભા કરતાં દસગણી વધુ હાજરી કામદાર સંગ્રામસમિતિ દ્વારા કાંકરિયા ફૂટબોલ મેદાન પર યોજાયેલી સમાન્તર સભામાં હતી.**

સંગ્રામ સમિતિ તથા મહાગુજરાત જનતા પરિષદના પ્રમુખ તેમજ સંસદસભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જંગી જાહેર સભાને સંબોધતાં એવું એલાન કર્યું હતું કે મજૂરોના હક્ક અને હિતને સિદ્ધ કરવા માટે સંગ્રામસમિતિ પ્રયાસ કરશે. દર મહિને મોંઘવારી ભથ્થાં અને બોનસવધારા માટે ગમે તે બલિદાન માટે, જાનફેસાની માટેની તૈયારી છે. અત્યાર સુધી અમદાવાદનો મજૂર હિન્દુસ્તાનના નકશા પર નહોતો—મહાજનના ખિસ્સામાં હતો. આજે એ બહાર નીકળી ગયો છે. આજે મહાજનનો સ્થાપનાદિન જ નથી, કામદારોનો મુક્તિદિન, ક્રાન્તિ દિન છે. હવે અમદાવાદ અને મુંબઈના આઝાદ કામદારોનો સંયુક્ત મોરચો રચાશે. સમસ્ત ભારત માટે એક વ્યૂહરચના રચાશે અને એમાંથી જ મજદૂરોનું ઉજ્વળ ભાવિ.

સભાએ સર્વાનુમતે પસાર કરેલા ચાર ઠરાવોમાં મોંઘવારી-ભથ્થામાં પ્રતિમાસ રૂ. ૨૫નો વધારો, સાડાબાર ટકા બોનસ, મોંઘવારી ભથ્થાનાં આંક માટેની રાજ્ય સરકારે નીમેલી નિષ્ણાત-સમિતિની કાર્યમર્યાદા વિસ્તારવાની માગણી તેમજ તા ૪થી અને ૫મી જાન્યુઆરીએ મહાગુજરાત કામદાર પરિષદ અમદાવાદમાં શ્રી. શ્રીપાદ ડાંગેની હાજરીમાં યોજવાના ઠરાવનો સમાવેશ થતો હતો.

## કાંકરિયા પર ઉમટેલી બે લાખની મેદની

ગુજરાતના તાજેતરના તંત્ર પલટાનો ઉલ્લેખ કરતાં શ્રી. યાજ્ઞિકે કહ્યું હતું કે ગુજરાતમાં ગઈ કાલે એક સરકાર ગઈ અને આજે બીજી આવી છે. આ સરકાર કેટલાં દિવસ રહેશે તે તો કોણ જાણે પરંતુ જેમ પુત્રના લક્ષણ પારણામાંથી એમ બળવંતરાય સરકારનાં લક્ષણ બારણામાંથી દેખાઈ ગયાં છે. અમદાવાદ વીજળી કંપનીના કામદારોના અને બીજા પ્રશ્ન અંગેના વલણ પરથી તો એ સાફ થઈ ગયું છે કે આ પૂરેપૂરી શ્રી. મોરારજીની અનુયાયી સરકાર છે. કામદારોની દુશ્મન નંબર એક, એમાં વળી શ્રી. બળવંતરાય મહેતામાં તો કશા રામ નથી. આમ છતાં લોઢાના ચણા આપણે સરકારને ચવડાવવાના છે.

સભાના પ્રમુખસ્થાને ઉપસંહાર કરતાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે કહ્યું હતું કે આજથી ૪૬ વર્ષ પહેલાં રાષ્ટ્રપિતા ગાંધીજીએ મજૂર સેવાલયની સ્થાપના કરી હતી. પરંતુ કયાં ગાંધીજીએ શુભ હેતુથી સ્થાપેલું મજૂર સેવાલય અને કયાં ભ્રષ્ટાચારથી ખદખદી રહેલું આજનું મહાજન! ગાંધીજી તો જુલ્મ અને અત્યાચાર સામે શાંતિ-મય લડત આપતા પરંતુ મજૂરમહાજને તો હડતાલનું શસ્ત્ર માલિકો પાસે ગિરો મૂકયું છે, એ તો નામ લડવાનું આપી હાથ મીલાવવામાં મશગુલ છે. આનાથી વધુ મોટી શરમની વાત બીજી કઈ હોઈ

શકે? આને જ કારણે આજે તો કોંગ્રેસના અને મજૂરમહાજનના આખરી દિવસો ગણાઈ રહ્યા છે.

આ સમિતિનો અહેવાલ કેવો આવશે અને એ પછી એનો અમલ કેવો થશે. મજૂરોનું કેટલું હિત અને મિલમાલિકોનું કેટલું હિત જળવાશે એ તો ખબર નથી. મજૂરમહાજન, કામદારો અને મિલમાલિકો વચ્ચે દલાલની કામગીરી બજાવવા મથી રહ્યું છે. પરંતુ નિર્ભય બનીને સંગ્રામસમિતિમાં જોડાનાર પ્રત્યેકનો એક નિર્ણય તો સ્પષ્ટ જ હોય છે કે કામદારોના હક્ક અને હિતને સિદ્ધ કરવા માટે ગમે તે બલિદાન અરે, જાનફેસાની માટે પણ પૂરેપૂરી તૈયારી છે જ.

સભાએ સર્વાનુમતે પસાર કરેલા ઠરાવો આ મુજબ હતા!

(૧) કામદારો તથા કર્મચારીઓને આજે મળતું મોંઘવારી-ભથ્થું ખામીભર્યા આંકને આધારે ગણાતું હોવાને કારણે કામદારોને કરોડો રૂપિયાની ખોટ ગઈ છે, તે પછી હવે સરકારે તેમજ તમામ કામદારોને કામદાર દીઠ દર મહિને ઓછામાં ઓછી ૩૦ રૂપિયાની ખોટ ઘણાં વર્ષોથી જાય છે. આ રીતે આઝાદી પછીના ૧૫ વરસમાં ૧ાા લાખ કામદારોને રૂા. ૬૭ કરોડનું ખોટું નુકસાન થઈ ગયું છે, તે પ્રત્યે રોષ વ્યક્ત કરે છે. આ સભા માંગણી કરે છે કે મોંઘવારી ભથ્થાંનો આંક સુધારવા માટે ગુજરાત સરકારે જે એક્સપર્ટ કમિટી નીમી છે, તેનો હેવાલ તૈયાર કરવામાં આવે અને કામદારોને દર મહિને ઓછામાં ઓછું ૨૫ રૂા. વધારે મોંઘવારી ભથ્થું મળવું જોઈએ અને તેનો અમલ ૧૯૬૦ના જાન્યુઆરીથી થવો જોઈએ. તે ઉપરાંત આઝાદી આવ્યા પછીના વર્ષોમાં કામદારોને જે નુકસાન પહોંચ્યું છે, તે ભરપાઈ કરવાની બાબત પર વિચારણા કરવા માટે સરકારે કામદારો તથા કર્મચારીઓના પ્રતિનિધિઓ સાથે મસલત કરીને નિર્ણય કરી તેનો અમલ કરવો.

આ ઉપરાંત સભા માગણી કરે છે કે, નવી ગણતરી સહિતનું મોંઘવારીભથ્થું આ પગારમાં ઉમેરી દઈ તે પ્રમાણે નવા મૂળ પગારની ગણતરી ૧૯૬૩ના જાન્યુઆરીથી થવી જોઈએ અને તેના આ નવાં મૂળ પગાર ઉપરાંત નવી ગણતરી મુજબનું મોંઘવારી ભથ્થું તમામ ઉદ્યોગ ધંધાઓમાં મળવું જોઈએ.

(૨) આ સમિતિના પ્રતિનિધિઓની સભા બોનસપંચ સમક્ષ માગણી કરે છે કે અમદાવાદના તથા દેશભરના કામદારો તથા કર્મચારીઓને દર વર્ષે ઓછામાં ઓછું ૧૨ાા ટકા બોનસ મળવું જોઈએ, એ ભલામણ પોતાના હેવાલમાં સરકાર સમક્ષ પેશ કરે. આ બોનસ ફક્ત પગારનું જ નહિ પરંતુ પગાર તથા સુધરેલા મોંઘવારી ભથ્થાં સહિતની રકમના ૧૨ાા ટકા જેટલું કર્મચારીઓને આ બોનસ મેળવવાનો હક્ક છે, જ્યાં વધુ ઉત્પાદન તથા નફો થતો હોય ત્યાં તે માટે તેટલા પ્રમાણમાં વધુ બોનસ મળવું જોઈએ. આ સભા માગણી કરે છે કે આ માંગણી કેન્દ્ર સરકારે મંજૂર રાખી કેન્દ્રના તમામ ઉદ્યોગ ધંધામાં તેનો અમલ થાય તે માટે જરુરી કાર્યવાહી સરકારે કરવી જોઈએ.

(૩) આજરોજની સંગ્રામ સમિતિના પ્રતિનિધિઓની મિટિંગમાં મોંઘવારી અને બોનસ અંગે જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે તેને અમલી બનાવવા ઘણા જરુરી છે. અમદાવાદને આપવામાં આવનાર મોંઘવારીની અસર સમગ્ર ગુજરાતના કામદારોની મોંઘવારી ઉપર પડનાર છે. આ મહત્વના સવાલ અંગે તેમજ બોનસ, રહેઠાણ વિ. કામદારોને લગતા સવાલો માટે મહાગુજરાતમાં જુદા જુદા ક્ષેત્રોમાં કામ કરતા કામદારો, તેમજ મધ્યમવર્ગના કર્મચારીઓની એક પરિષદ આવતી તા. ૪ થી અને ૫ મી જાન્યુઆરીએ અમદાવાદમાં બોલાવવાનું ઠરાવે છે. આ માટેની તારીખ, પ્રતિનિધિત્વ તથા કાર્યક્રમ નક્કી કરી તેની જાહેરાત કાર્યાલય તરફથી થોડા સમયમાં નક્કી કરવામાં આવશે.

[તા. ૨૫-૨૬ જાન્યુઆરીના રોજ અમદાવાદમાં મહાગુજરાત કામદાર પરિષદનું અધિવેશન મળ્યું તેના અહેવાલમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેની પ્રસ્તાવના લખી હતી.]

અમદાવાદની સંયુક્ત કામદાર સંગ્રામસમિતિના ઉપક્રમે મહાગુજરાત કામદાર પરિષદનું પહેલું સંમેલન તા. ૨૫-૨૬ જાન્યુઆરીના રોજ મળી ગયું તેમાં છેક ઓખા ને જામનગરથી તે સુરત સુધીના કામદારો અને ખેતમજૂરોના ૧૪૦૫ પ્રતિનિધિઓ સામેલ થયા, તેથી ખરેખરી મહાગુજરાતની પરિષદ બની અને અમદાવાદના કામદારોમાં આઝાદીની નવી તમન્ના જાગી છે. તે મહાગુજરાતના સર્વ વિસ્તારમાં ફેલાવા માંડી.

આ ઐતિહાસિક પરિષદને સલાહ સૂચના આપવાને મુંબઈના જ નહિ પણ સમગ્ર ભારતના કામદારોના વધારેમાં વધારે કસાયેલા અને ધૂરંધર આગેવાન બિરાદર શ્રી. ડાંગેને આમન્ત્રણ આપવામાં આવેલું. તેમણે ૨૫મીએ સાંજે પરિષદના પ્રતિનિધિઓ સમક્ષ અને ૨૬મીના સ્વાતંત્ર્ય દિને સાબરમતી નદીના વિશાળ પટમાં જામેલી વિરાટસભા આગળ પ્રેરક સચોટ પ્રવચન કરીને સર્વને મંત્રમુગ્ધ કર્યા. અને તેમણે કામદારોની તાકીદની માગણીઓ હાંસલ કરવાને એક દિવસની હડતાળ પાડવાનું એલાન આપ્યું, તે સર્વના દિલમાં વસી ગયું.

આ પરિષદે ૧૦૦ ટકા મોંઘવારીભથ્થું તેમજ બોનસ વિષે અને ખાસ કરીને કામદારોના કાયદામાં જરૂરી સુધારા અને કામદારોના હક્કના જાહેરનામા વિષે જે ઠરાવો કર્યા છે તે ખરેખર ઐતિહાસિક નિવડશે. વળી કામદારોના સર્વ હક્ક હાંસલ કરવાને મહાગુજરાતની સંગ્રામસમિતિ સ્થાપવાનો જે ઠરાવ કરવામાં આવ્યો છે, તેનો અમલ કરવામાં આવશે તેમ આપણી વિજયકૂચ આગળ વધતી જશે.

[૧૬]

[૧૯૬૪ના જાન્યુઆરીની ૨૬મી તારીખે સ્વાતંત્ર્યદિન નિમિત્તે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે નીચેની પ્રતિજ્ઞા લેવાની અપીલ કરી હતી.]

૨૬મી જાન્યુઆરી ૧૯૬૪ના સ્વાતંત્ર્યદિને બપોરે અમદાવાદના કામદારોએ અને જનતાએ એક જંગી સરઘસ કાઢ્યું હતું. પછી તે સાબરમતીના પટમાં વિરાટ સભામાં ફેરવાઈ ગયું. તેની સમક્ષ અનેક પ્રવચનો થયા; પછી નીચેની પ્રતિજ્ઞા વાંચવામાં આવી હતી, અને તેને સભાએ તાળીઓના ગડગડાટથી અનુમતિ આપી હતી :

અમે સ્વતંત્ર ભારતના નાગરિકો અને નર્મદ, ગાંધીજી તથા સરદારશ્રીના વારસદાર ગુજરાતીઓ આજના આ પવિત્ર સ્વાતંત્ર્યદિને પ્રતિજ્ઞા લઈએ છીએ કે :

વીર નર્મદ, પૂજ્ય ગાંધીજી અને સરદારશ્રીના મહાગુજરાતની રચના માટેના સ્વપ્નને સિદ્ધ કરવા ત્રીસ ત્રીસ નવયુવાનોએ પોતાના પ્રાણના બલિદાનો આપ્યાં છે. ગુજરાતની જનતાએ અનેક સિતમ અને વિટંબણાઓ સહન કરી મહાગુજરાતનું રાજ્ય પ્રાપ્ત કર્યું છે, છતાં ગુજરાતનાં મધ્યમવર્ગ, કામદારો, કિસાનો અને ખેતમજૂરોની અનેકવિધ મુશ્કેલીઓ દૂર થઈ નથી અને ચાર ચાર વર્ષમાં ગુજરાતની જનતાની આર્થિક, સામાજિક ને સાંસ્કૃતિક મુક્તિ સાધવામાં નિષ્ફળ નીવડી છે.

આઝાદીનાં પંદર પંદર વર્ષ વીતી ગયા છતાં ભારતની કોંગ્રેસી સરકાર ભારતની આમજનતાનો સર્વાંગી વિકાસ સાધી શકી નથી. મહામોંઘા બલિદાનોથી મેળવાયેલી રાજકીય આઝાદી આવી છે, પરંતુ આર્થિક આઝાદી હજી આવી નથી અને તેથી

દેશમાં નિરાશા, હતાશા અને અંધકાર છવાઈ ગયો છે. દેશમાં નૈતિક અધઃપતન ઝડપભેર વધતું જાય છે. દેશભક્તિને બદલે ધન અને સત્તાની આંધળી લાલસા ચોપાસ વધતી જાય છે. દેશમાં માલદારો અને બીજા આમવર્ગો વચ્ચે સંગ્રામ જામતો જાય છે. આ સંજોગોમાં દેશની આઝાદી ભયમાં આવી પડી છે.

અમો સ્વાતંત્ર ભારતના નાગરિકો દેશના રક્ષણ અને વિકાસ માટે ભારતનો અને ગુજરાતનો આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક અને નૈતિક વિકાસ સાધવાને તેમજ મધ્યમવર્ગ, કિસાનો અને કામદારોના ઉત્થાન માટે આંદોલન ચલાવવાનો નિર્ધાર જાહેર કરીએ છીએ અને પ્રતિજ્ઞા લઈએ છીએ કે જ્યાં સુધી ભારતની જનતાને મૂડીવાદીઓ અને તેમના હિતનું રક્ષણ કરનારી કોંગ્રેસી સરકારની નાગચૂડમાંથી છોડાવીશું નહિ અને આમ જનતાને આર્થિક, સામાજિક અને સર્વાંગી આઝાદી આપે એવી સાચી સમાજવાદી સરકારની સ્થાપના કરીશું નહિ ત્યાં સુધી અમે જંપીને બેસીશું નહિ, અને આ કાર્યની સિદ્ધિ માટે અમે અમારા તન, મન અને ધનની જે કોઈ કુરબાની આપવી પડશે તે આપવા અમે હંમેશા તૈયાર રહીશું.

[૧૭]

[મહાગુજરાત કામદાર પરિષદમાં કામદારના હક્કનું નીચેનું જાહેરનામું પસાર કરવામાં આવ્યું હતું.]

## કામદારોનું જાહેરનામું :

મહાગુજરાતના સઘળા કામદારો અને કર્મચારીઓની આ પરિષદ શ્રમજીવીવર્ગમાં આવી રહેલી નવી જાગૃતિ તથા નવા લડાયક ઉઠાવને અને એકતા તથા સંગઠનની ભાવના તથા ઉત્સાહને ખરા દીલથી આવકારે છે અને તે માટે શહેરો તથા ગામડાઓના બધા શ્રમજીવી ભાઈબહેનોને અભિનંદન આપે છે.

શ્રમજીવીવર્ગ લાંબા સમયથી શોષણ અને દમનની ભયંકર ચક્કીમાં પીસાઈ રહ્યો છે. ગામડામાં કામ કરતા ખેતમજૂરોને, હાળીઓ તથા હરિજનોને, આદિવાસીઓને તથા પછાતવર્ગના ગણાતા ગામડાના ગરીબોને આજની કારમી મોંઘવારીમાં પેટ પૂરતી રોજી મળતી નથી અને વરસના ત્રણ ચાર મહિના તો બેકારી અને ભૂખમરાની હાલતમાં રહેવું પડે છે. તેમને માટે નથી કોઈ બોનસ કે નથી મોંઘવારી ભથ્થું કે નથી કંઈ કાયદેસરના હક્કો.. તેમને રહેવા માટે પૂરતા ઝૂંપડાઓ પણ નથી. અમદાવાદ જેવા મોટા શહેરમાં પણ ૬૦ હજાર નાનકડા ગંદા ઝૂંપડાઓ અને હજારો નાની ઓરડીઓ વાળી ગીચ અને ગંદી ચાલીઓમાં લાખો શ્રમજીવીઓ પોતાના કુટુંબો સાથે વસે છે.

કામદારો વડે જ કરોડોના નફા કરતી મિલો ચાલે છે, સંખ્યાબંધ નાનામોટા કારખાનાં, રેલવે ગાડીઓ, મોટર બસો, રિકસા તથા ટેક્ષીઓ તથા હાથલારીઓ, હોટલો અને દુકાનો તેમના વડે ચાલે છે. ટૂંકા પગારવાળા શિક્ષકો, કારકુનો, ગુમાસ્તાઓ, પટાવાળાઓ, સરકારી, મ્યુનિસિપલ તથા ખાનગી ઓફિસોમાં તથા બેંકો અને

વીમા કંપનીઓમાં, તાર ટપાલ અને ટેલિફોનખાતામાં, દવાખાના તથા બીજી હોસ્પિટલોમાં, સડકો, ગટરો વગેરેની સફાઈ કરવાના કામમાં હજારો સ્ત્રી-પુરુષો કામ કરે છે. પણ બધાયે નાના ઘોલકા જેવા વસવાટોમાં આકરા ભાડાં ભરીને રહે છે, તેમને પુરતા પગાર મળતા નથી. તેમજ કૂદકે ને ભૂસકે વધતી જતી મોંઘવારીને પહોંચી વળવા માટે પૂરતી મોંઘવારી ભથ્થું કે બોનસ મળતાં નથી. તેમની નોકરીની કોઈ સલામતી નથી. ગમે ત્યારે બેકારીના ખાડામાં ફેંકી દેવામાં આવે છે. તે ઉપરાંત હજારો ભણેલા અને અભણ લોકો નોકરી ધંધાની શોધમાં મહિનાઓ અને વર્ષો સુધી બેકાર બનીને ભમતા ફરે છે અને એમ્પ્લોયમેન્ટ એક્ષચેંજ પર ધકકા ખાય છે.

નાના ઉદ્યોગ ધંધાઓમાં કે નોકરીઓમાં પગારનું કંઈ ઠેકાણું નથી અને કામના કલાકોનું પણ નિયમન નથી. ત્યાં કોઈ કાયદાઓ હોતા નથી અને જો હોય તો તેનો અમલ થતો નથી. ગુલામની જેમ જ માણસોને કામ કરવું પડે છે. કોઈ ફરિયાદ કે માગણી કરવા જાય તો બરતરફીની તલવાર તેના પર વિંઝાય છે. અન્યાય અને અપમાનનો તો પાર જ નથી.

વળી કારખાનાઓમાં કામનો બોજો પણ મોટો હોય છે. યંત્રોમાં સુધારા થતાં ઉત્પાદનશકિત વધે છે પરંતુ કામદારોને તેટલા પ્રમાણમાં વધુ પગાર મળતા નથી અને સુધારેલા યંત્રોથી રેશનલાઈઝેશનની કરવત ચલાવીને કામદારોની સંખ્યા કાપી નંખાય છે અને વધતી જતી બેકારીનો જે બોજો કામ પર ચાલુ હોય છે, તેવા શ્રમજીવીઓને વેઠવો પડે છે. મોટા શહેરોમાં સેંકડો નાની મોટી ફેક્ટરીઓ ઊભી થાય છે અને તેમાં કારમું શોષણ ચાલતું હોય છે. એવી જ હાલત એસ. ટી (સ્ટેટ ટ્રાન્સપોર્ટ) રેલવે વગેરેમાં ને બીજા સરકારી કે અર્ધસરકારી ખાતાઓમાં પ્રવર્તે છે.

ગુજરાતનો સૌથી વધુ વિકાસ પામેલો અને સૌથી વધુ નફો

આપતો ઉદ્યોગ કાપડની મિલોનો છે. એકલા અમદાવાદમાં જ ૬૪ મિલોમાં સવાથી દોઢ લાખ કામદારો જુદા જુદા ખાતાઓમાં અને જુદી જુદી પાળીઓમાં મહેનત વેચે છે અને તેમાંથી મિલમાલિકો કરોડોના નફા કરે છે. ઉપરાંત દક્ષિણમાં જ નડિયાદ, પેટલાદ, ખંભાત, ભરુચ, સુરત, નવસારી અને બિલિમોરા સુધી તો ઉત્તરમાં અને પૂર્વમાં કડી, કલોલ, સિદ્ધપુર, વિરમગામ, સુરેન્દ્રનગર, વાંકાનેર, રાજકોટ, ભાવનગર, પોરબંદર અને ભાવનગર સુધી ફેલાયેલી મિલોમાં બીજા હજારો કામદારો મજૂરી કરે છે. રેશમનાં કારખાનાઓમાં તથા હાથશાળ અને સંચાશાળાઓમાં પણ હજારો કામદારો કામ કરે છે. વળી નવા વિકસતા ખનિજ તેલની રિફાઈનરી, વિજળી પેદા કરનારા કારખાનાં, ધાતુની ખાણો વગેરે ઉદ્યોગોમાં પણ હજારો કામદારો કામ કરે છે અને તે બધાંની હાલત અન્યાય અને અસંતોષથી ભરપૂર છે. કાપડઉદ્યોગ વર્ષો જૂનો છે. સરકાર તરફથી તેને દાયકાઓ સુધી સંરક્ષણ મળ્યું છે અને સ્વદેશીના આંદોલનની પણ તેને હૂંફ મળી છે. તેનું કાપડ હવે દુનિયાભરના બજારોમાં વેચાય છે. તેમ છતાં તેના કામદારોની હાલત નબળી છે. હજી તેના કેટલાક ખાતાઓમાં, કેન્ટીનમાં, ડાઈંગ, બ્લિચિંગ, કેલેન્ડર, પ્રિન્ટીંગ, સફાઈવાળા, કોલસા લાવવા લઈ જવાના, બોબીન ખોલવાના વગેરે ખાતામાં કોન્ટ્રાકટ પદ્ધતિ ચાલુ હોવાથી બેવડું શોષણ થાય છે. હજી વરસો સુધી કામ કરનારને કામચલાઉ ગણવામાં આવે છે અને તેમને કાયમી કારીગરોના હકથી વંચિત રાખવામાં આવે છે. કરોડો કમાતા માલિકો, કામદારોને મોંઘવારી ભથ્થું તથા બીજા હકકો ન આપવા પડે તેટલા માટે આવી જાતજાતની તરકીબો કરે છે. ઓટોમેટીક શાળો, ચાર સાઈડ વગેરે શ્રમબોજ વધારતી અને કામદારોની સંખ્યામાં ઘટાડો કરતી પદ્ધતિઓ ઝડપભેર દાખલ કરવામાં આવે છે. ચાર માણસની જગ્યાએ ફક્ત એક માણસ રાખીને બીજા માણસના

પગાર, મોંઘવારી ભથ્થા વગેરેની ૨૦૦-ટકા સુધીની બચત કરીને એક કામદારને ૧૦-૧૨-ટકા વધારે પગાર અપાય છે. કામના પ્રમાણનું કોઈ ધોરણ કે સ્ટાન્ડર્ડ નથી. કામનો બોજ વધતો જાય છે અને માલિકોના નફાની સરખામણીમાં કામદારોની આવક ઘટતી જાય છે. અમદાવાદના દરેક કામદારને દર મહિને મોંઘવારી ભથ્થામાં રૂપિયા ૨૫-જેટલા ઓછા મળે છે અને બીજા ઘણાંને તો મોંઘવારી ભથ્થામાં કંઈ જ મળતું નથી. વળી બોનસ પણ તેમને નજીવું મળે છે. સામાજિક વીમા યોજના હેઠળનાં દવાખાના મુંબઈમાં પાંચ વરસથી ચાલુ થયા છે. પરંતુ અમદાવાદમાં તે હજુ અદ્ધર લટકે છે.

આ બધા માટે મુખ્ય જવાબદારી મૂડીવાદની પધ્ધતિની, મૂડીવાદી માલિકોની અને મૂડીવાદના માળખાને ટકાવી રાખનાર સરકારી નીતિની છે.

તે સાથે અમદાવાદ અને ગુજરાતના શ્રમજીવીઓને માલિકશાહીની જંજિરોમાં જકડી રાખવામાં મદદરૂપ થનાર અને મજૂરોને નામે કામ કરતા મજૂરમહાજનની પણ મોટી જવાબદારી છે. ઉદ્યોગહિતને નામે કામદારોની લડાયકશકિત તે કચડી નાંખે છે અને આર્થિક ગુલામીની સાથે માનસિક ગુલામીમાં તે કામદારવર્ગને જકડી રાખે છે. આજે ચોતરફ મજૂર મહાજન, કામદારો અને કર્મચારીઓની આગેકૂચ રોકવા માથા કૂટી રહ્યું છે અને તેમના પર કિન્નાખોરી અને દમન ચલાવવા મથે છે.

આવી પરિસ્થિતિમાં શ્રમજીવીવર્ગમાં નવો ઉઠાવ અને નવો ક્રાંતિકારી મીજાજ સૂકા ઘાસમાં આગ ફેલાય તેટલી ઝડપથી ફેલાઈ રહ્યો છે,

મહાગુજરાત કામદાર પરિષદ આથી સર્વ કામદારોની આર્થિક મુકિત માટે તેમજ દેશની સર્વાંગી ઉન્નતિ માટે નીચેની માગણીઓ રજૂ કરે છે :

(૧) તમામ ઉદ્યોગ–ધંધાઓમાં પગારમાં તત્કાળ ૨૫ ટકા વધારો કરવો જોઈએ અને તમામ કામદારો તથા કર્મચારીઓને સો ટકા મોંઘવારી ભથ્થુ આપવું જોઈએ. તે માટે હાલના ખોટા આંક અને ખોટી પધ્ધતિમાં તત્કાળ સુધારો કરવો જોઈએ. દરેક ઔદ્યોગિક કેન્દ્રો માટે મોંઘવારીનો અલગ આંક કાઢવો જોઈએ.

(૨) તમામ કામદારો તથા કર્મચારીઓને યોગ્ય અને નિશ્ચિત વાર્ષિક બોનસ મળવું જોઈએ અને બોનસપંચનો હેવાલ તથા તેના પરનો સરકારનો નિર્ણય એક માસમાં જાહેર કરવો જોઈએ.

(૩) શહેરો તથા ગામડાઓમાં ગરીબ, શ્રમજીવી કામદારો, કર્મચારીઓ તથા નોકરીયાતો માટે સસ્તા ભાડે સુઘડ વસવાટની ઝડપી વ્યવસ્થા કરવી જોઈએ. તે માટે તેમને જરુરી જમીન, આર્થિક મદદ તથા સસ્તા વ્યાજની લોન આપવી જોઈએ. સરકારે તથા મ્યુનિસિપાલિટીઓએ પોતાનાં કર્મચારીઓ માટે વસવાટની સગવડ કરવી જોઈએ અને માલિકોને પણ તેમ કરવા ફરજ પાડવી જોઈએ.

(૪) બેકારીમાં રહેલા અને બેકાર બનતા ભણેલા તેમજ અભણ કામદારો અને કર્મચારીઓ માટે બેકારી રાહતની વ્યવસ્થા કરવી જોઈએ. તેમજ તમામ કામદારો માટે સામાજિક વીમા યોજના, પ્રોવિડંડ ફંડ, હક્કરજા વગેરે દાખલ કરવા જોઈએ.

(૫) કારખાનાના કાયદા, ગુમાસ્તાધારા વગેરેનો ભંગ થતો અટકાવી તેનું કડક પાલન કરવું જોઈએ, અને ગુમાસ્તાધારાનો અમલ સુધરાઈઓના કાયદામાંથી લઈને સરકારે સંભાળી લેવો જોઈએ.

(૬) આજના મુંબઈ ઔદ્યોગિક ધારાના કાયદા નાબૂદ કરવા જોઈએ.

(૭) ત્રિપક્ષી પરિષદમાં થયેલા નિર્ણય મુજબ રોજબરોજ તકલિફો બાબત જે તે મિલ કે કારખાનામાં બહુમતી ધરાવતી કામ-

દાર સંસ્થાના પ્રતિનિધિઓ સાથે મસલત કરી તેનો નિકાલ આણવો જોઈએ.

(૮) અદાલતનો ફેંસલો મેળવ્યા વિના કોઈપણ કામદારને કાઢી મૂકવા નહિ. કામચલાઉ સસ્પેન્ડ કરવામાં આવેલા કામદારને અદાલતનો ફેંસલો આવતા સુધી લે ઓફનો અર્ધો પગાર ચાલુ રાખવો, અને કામદાર નિર્દોષ પૂરવાર થાય તો વચગાળાના સમયનો પૂરો પગાર આપવો જોઈએ.

(૯) કામદારની તપાસ દરમ્યાન તેની પસંદગી મુજબની રજિસ્ટર્ડ થયેલી કામદાર સંસ્થાના પ્રતિનિધિને હાજર રહેવાનો હક્ક આપવો જોઈએ.

(૧૦) ત્રિપક્ષી પરિષદની આચાર-સંહિતા અને જરુરિયાત મુજબના નિર્ણયને કાયદાનું સ્વરૂપ આપવું જોઈએ.

(૧૧) ચાલુ પગારે વરસમાં ૧૦-દિવસની કેજ્યુલ રજા, જ્યાં વીમા યોજના દાખલ થઈ ન હોય ત્યાં ૧૫ દિવસની માંદગીની રજા તથા ૨૦ દિવસની હક્ક રજા આપવી જોઈએ.

(૧૨) ઔદ્યોગિક તકરાર ધારાના પરિશિષ્ટ બીજા નીચેના તમામ ઝગડાઓ અંગે લેબર કોર્ટને સીધી અરજી કરવાનો અધિકાર કામદારને મળવો જોઈએ.

(૧૩) કામદારોને પૂરતું રક્ષણ આપ્યા વિના ઝડપથી વધી રહેલા રેશનલાઈઝેશન તથા ઓટોમેટીક સાંચા દાખલ કરવાની, બેકારી વધારતી પ્રક્રિયાને અટકાવવી જોઈએ, કામદારોને પુરતો ફાયદો આપવો જોઈએ અને આ પ્રક્રિયાની અસરની તપાસ કરી યોગ્ય સ્ટાન્ડર્ડ પગારનું તથા શ્રમબોજનું ધોરણ નક્કી કરવા કામદારોના પ્રતિનિધિ સહિતના તપાસપંચની નિમણૂક કરવી જોઈએ.

(૧૪) ઉદ્યોગોમાં ઠેકઠેકાણે ચાલતી કોન્ટ્રેક્ટ પદ્ધતિ સદંતર નાબૂદ કરવી જોઈએ.

(૧૫) આથી સ્ત્રી કામદારો તથા કર્મચારીઓ માટે સરખા કામ માટે સરખું વેતન ઘોડિયાઘર, તથા મેટરનિટી બેનિફિટ એક્ટ લાગુ કરવા માટે જોગવાઈ કરવી જોઈએ.

(૧૬) ગામડાં તથા શહેરોમાં અનાજ તથા જીવન જરુરિયાતની ચીજ–વસ્તુઓ માટે સસ્તા અને વાજબી ભાવોની દુકાનો સરકાર તથા માલિકો તરફથી ખોલવી જોઈએ.

(૧૭) બિનસંગઠિત તમામ ઉદ્યોગો માટે મિનિમમ વેજ બધાને તત્કાળ નક્કી કરી લાગુ કરવો જોઈએ.

(૧૮) ગામડાના ખેતમજૂરોને આજે મળતી અપૂરતી રોજી ઓછામાં ઓછી બમણી કરી, તેમનું જીવન ધોરણ સુધારી ઉત્પાદન-કાર્યમાં તેમનો રસ અને ઋિત વધારવા જોઈએ.

(૧૯) અસહ્ય બનતી જતી મોંઘવારીને દબાવવા માટે, ચીજ વસ્તુઓના ભાવોમાં ઓછામાં ઓછો ૨૫–ટકાનો ઘટાડો કરવો જોઈએ. મોટી મિલો તથા કારખાનાનાં માલિકોને સસ્તા અનાજની દુકાનો ખોલવાની ફરજ પાડવી જોઈએ.

(૨૦) અનાજના વેપારને રાજ્યહસ્તક લઈને સસ્તા ભાવે સારું અનાજ લોકોને પૂરું પાડવું જોઈએ અને ખેડૂતોને પોતાની પેદાશના વાજબી ભાવ આપવા જોઈએ.

(૨૧) બેંકોનું તથા પરદેશ સાથેના વેપારનું તાત્કાલિક રાષ્ટ્રીય-કરણ કરીને કરોડો રૂપિયાને કાળાબજારમાં જતા રોકી ફુગાવો અને મોંઘવારી ઓછા કરવાં જોઈએ.

(૨૨) ઉઘરાવવાના બાકી રહેલા રૂ. ૩૦૦– કરોડના કરવેરા જલદી ઉઘરાવી લેવા જોઈએ, અને આગામી બજેટમાં જનતા પરના કરવેરા ઓછા કરવા જોઈએ.

આ ઓછામાં ઓછા હકકો અને માગણીઓ મેળવવાનું કામ સહેલું નથી. નજીવા હકકો પણ લડત કર્યા વિના મળતા નથી એ આપણો અનુભવ છે. મૂડીવાદીઓ કે સરકાર ન્યાય બુધ્ધિ કે માનવતાથી પ્રેરાઈને આ વાજબી માગણીઓ મંજૂર કરશે એમ માનીશું તો ખત્તા ખાઈશું. એ મેળવવા માટે કામદારો, કર્મચારીઓ, નોકયાતો, ખેતમજૂરો વગેરેએ સજાગ થઈને પોતાની એકતા સાધીને મજબૂત સંગઠન રચવા જોઈશે. મજૂરમહાજન જેને દ્રોહી સંસ્થાઓનો ત્યાગ કરવો પડશે. જાગૃતિ, એકતા અને સંગઠન સાધીને આપણા વાજબી અને અનિવાર્ય હકકો અને માગણીઓ મેળવવા માટે સંગ્રામ ખેલવા માટે અને જરુરી કુરબાની આપવા માટે તૈયાર રહેવું પડશે, અને તે સારુ ઠેકઠેકાણે સંગ્રામ સમિતિઓ રચવા આ પરિષદ હાકલ કરે છે.

માલિકો તથા સરકાર સમક્ષ મકકમતાપૂર્વક આપણી આ માગણીઓ પરિષદ રજૂ કરે છે અને તે તત્કાળ મંજૂર કરવા આગ્રહ કરે છે. એમ કરવાથી શ્રમજીવી જનતાનું, ઉદ્યોગનું અને દેશનું કલ્યાણ થશે.

પરંતુ પોતાના સંકુચિત સ્વાર્થમાં આંધળા બનીને મૂડીવાદને માતબર કરવાની પોતાની નીતિ ચાલુ રાખવા ખાતર જો માલિકો અને સરકાર તેને અવગણશે, ઢીલમાં નાખશે કે ઠોકરે મારશે તો આખા દેશના કામદારો, કર્મચારીઓ તથા તમામ શ્રમજીવીઓના સાથમાં તેમજ જરુર પડે તો સ્થાનિક રીતે, આપણી માગણીઓ મેળવવામાં આપણે સફળ થઈએ ત્યાં સુધી મકકમ લડત લડી લેવા આ પરિષદ સર્વને એલાન કરે છે.

પરિષદ તમામ શ્રમજીવીઓને આ માગણીઓ માટે જાગૃત, સંગઠિત અને સંયુકત બનવા તથા જરુર પડે ત્યારે હાકલ પડતાં શાંત, શિસ્તબદ્ધ, સફળ સંગ્રામ ખેલવા તૈયાર રહેવા હાકલ કરે છે.

[૧૮]

[૧૯૬૩ ના ફેબ્રુઆરીમાં જન્મતિથિ નિમિત્તે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે ગુજરાત સમાચારના પ્રતિનિધિ શ્રી. વાસુદેવ મહેતાને એમની મુલાકાતમાં નીચે પ્રમાણે ઉત્તર આપ્યા હતા.]

પ્રશ્ન: આજે તમે તમારા જિવનના ૭૩માં વર્ષમાં પ્રવેશી રહ્યા છો, ત્યારે આટલાં વર્ષોના જાહેર જીવન પછી હવે તમે તમારા રાજકીય જીવનમાં આશાવાદ સેવો છો કે નિરાશાવાદ? ગુજરાતના જાહેર જીવનનું તમારું સ્વપ્ન તમારા જીવન દરમિયાન સાકાર બનશે એમ તમને લાગે છે ખરું ?

પ્રત્યુત્તર: હું હંમેશા આશાવાદી રહ્યો છું. જ્યારે માણસનું મગજ દેવાળુ કાઢે ત્યારે જ તે નિરાશાવાદી બને છે; હું પણ જે સવાલો હાથમાં લઉ છું તેનું નિરાકરણ કરવાનો માર્ગ મારી આગળ હંમેશાં સ્પષ્ટ થતો દેખાય છે અને તેથી જ હું આશાવાદી રહુ છું. આ બાબત થોડાક કારણ ગણાવું. ૧૯૩૬ માં પરદેશથી પાછા આવીને મેં ગુમાસ્તાઓની હાડમારીઓનો સવાલ લીધો અને સરકારે ગુમાસ્તાધારો કર્યો. મેં ભાડૂઆતોની મુસીબતો વિષે આંદોલન ચલાવ્યું અને તરત જ ભાડૂઆતોનો કાયદો થયો. મેં કિસાનોના ગણોત અને દેવા વિષે લડત ચલાવી અને તે બન્ને વિષે અલગ અલગ કાયદા સરકારે તરત કર્યા. મહાગુજરાતનું આંદોલન ત્રણ વર્ષ ચાલ્યા પછી તેમાં પણ સિદ્ધિ મળી અને ટૂંકી લડતમાં ફરજિયાત બચત યોજના ખતમ થઈ. આજે કાદારોમાં જે પ્રવૃત્તિ શરુ થઈ છે, તેથી એમનામાં જાગૃતિ આવી છે એ સહુ કોઈ જોઈ શકે છે. તેથી હું માનુ છું કે શુદ્ધ બુદ્ધિથી જે સાચી પ્રવૃત્તિ આદરવામાં આવે છે તેમાં નિરાશાને કોઈ સ્થાન નથી. ગુજરાત એ ભારતનો ભાગ છે. ભારતભરનું નવું ચિત્ર સાકાર થઈ શકે.

અલબત્ત ગુજરાત કેટલાક આદર્શ સિદ્ધ કરીને ભારતને દિશા પણ બતાવી શકે. એ મારા જીવન દરમિયાન થાય કે ન થાય એ પ્રમાણમાં ગૌણ વસ્તુ છે; પરંતુ મને લાગે છે કે ચારે બાજુએ જનતા પર જે વાદળ ઘેરાતાં જાય છે, તેને લીધે ક્રાંતિ તરફ ઝપાટાબંધ કદમ મંડાતા જશે અને તેથી કોઈ ક્રાંતિ મારા જીવન દરમિયાન જ થતી જોઈ શકીશ તો હું મારા જીવનને ભાગ્યશાળી ગણીશ.

પ્રશ્ન : ગુજરાતના તમારા સ્વપ્નને સાકાર સ્વરુપ આપવા શું કરવું જોઈએ ?

પ્રત્યુત્તર : ગુજરાતનો ખરો વિકાસ તો ત્યારે જ થાય જ્યારે નાતજાતના અને ઊંચનીચના બધાય ભેદભાવ અંતરમાંથી દૂર થાય અને અંગત કૌટુંબિક સ્વાર્થને ગૌણ બનાવીને સર્વે પરસ્પર સહ-કારથી પોતપોતાના ગામ અને શહેરનો અને છેવટે ગુજરાત સમસ્તનો વિકાસ સાધવા પ્રવૃત્ત થાય. એટલું કહેવું પડશે કે હાલનાં સટ્ટા બજારો, આંકફરકની બદી, જુગાર, કાળાંબજાર અને એવી તમામ સમાજવિરોધી પ્રવૃત્તિઓને ડામવી જોઈએ. પોલીસના અમલથી એ નહીં ડામી શકાય. પણ સહકારનું સાત્ત્વિક વાતાવરણ જમાવીને જ તેને ખતમ કરી શકાશે.

આજે ઉદ્યોગોનો વિકાસ બહુ સપાટાબંધ થઈ રહ્યો છે પણ બીજી બાજુએ તેના કામદારોનું ધોરણ નીચે જતું જાય છે. ઉદ્યોગોની અંદર હજારો કામદારો જેલના કેદીઓની માફક કામ કરે છે. માલિક આપખુદ સત્તા ભોગવે છે. એના પર અંકુશ મુકવા માટે દરેક કાર-ખાનાના કામદારોના મતથી ચૂંટાયેલી કાર્યવાહક કમિટીઓ રચાવી જ જોઈએ અને જે માલિકો સંમત ન થાય એમને પદભ્રષ્ટ કરવા જોઈએ. ગુજરાતને માટે આ પ્રશ્ન છે અને તે જલ્દી ઉકેલ માગી રહ્યો છે.

પ્રશ્ન : અત્યારે તમે જ્યારે ત્યારે 'ભૂક્કા' બોલાવવાની વાત કરો છો. તમને નથી લાગતું કે એ વાણી અને વિચાર બન્ને ખંડનાત્મક અને નકારાત્મક છે?

પ્રત્યુત્તર : દુનિયાના આરંભથી જ સત્ય અને અસત્ય, આઝાદી અને ગુલામી, ન્યાય અને અન્યાય વચ્ચે હંમેશા લડત ચાલતી રહી છે. ગીતામાં પણ કહ્યું છે કે સાધુઓના રક્ષણને માટે અને દુરાચારીઓના વિનાશને માટે ઈશ્વર વખતો વખત અવતાર ધારણ કરે છે. ગાંધીજીએ પણ બ્રિટિશ રાજ્યના ખંડનને માટે લડત ચલાવી હતી અને તેની સાથે સાથે દરિદ્રનારાયણના ઉદ્ધારને માટે પ્રવૃતિ આદરી હતી. બન્ને પ્રવૃતિઓ સાથે સાથે ચાલી હતી. દ્વિભાષી રાજ્ય અને ફરજિયાત બચત યોજનાનો 'ભૂક્કો' તો બોલી ગયો. હવે કારખાનાઓની અંદર અને શ્રીમંત ખેડૂતોના મોટા કંપાની અંદર જે અમર્યાદિત આપખુદી વર્તે છે, તેની સામે અમે લડત ચલાવીએ છીએ. પણ તેની સાથે અમે કામદારો અને ખેતમજૂરો માટે કલ્યાણકારી સવલતોની માગણીઓ પણ કરીએ છીએ. અંધકારનું વિલોપન અને પ્રકાશનો સત્કારએ બન્ને સાથે સાથે ચાલે છે. અમારી પ્રવૃત્તિનું એક પાસું નકારાત્મક હોય છે તો બીજું રચનાત્મક હોય છે. જનતાને એમાં પોતાનું ભાવિ કલ્યાણ દેખાય જ છે તેથી જ તેને સત્કારે છે.

પ્રશ્ન : ગુજરાતમાં આજે રાજકીયપક્ષો જે પરિસ્થિતિમાં છે, તે પરિસ્થિતિમાં સંયુક્ત મોરચો રચવાની શકયતાઓ તમે જૂઓ છો ખરા?

પ્રત્યુત્તર : ગુજરાતની જનતા સમસ્તનો સાથ મેળવવા તલસું છું પણ એમાં જે પોતાનો અંગત કે પોતાના વર્તુળોનો જ સ્વાર્થ આગળ ધપાવવા માગતા હોય તેમનો સાથ કુદરતી રીતે મળે નહિ અને લઈ શકાય નહીં, રાજકીયપક્ષો વિષે વિચારીએ તો કોંગ્રેસ

સમાજવાદની વાત કરે છે પણ બહુજન–સમાજ દૂર હટતો જાય છે. બીજા પક્ષમાં બે ભાગ છે. કેટલાક પક્ષો સીધી કે આડકતરી રીતે શહેર અને ગામડના મૂડીવાદી અને મિલકતધારી વર્તુળોનાં હિતને આગળ ધપાવવા માગે છે, જ્યારે કેટલાક સાચા શ્રમજીવી• ઓનાં હિતને વધુ પ્રાધાન્ય આપે છે. અમે મિલકતના પ્રમાણમાં માનવીને વધારે મૂલ્યવાન સમજીએ છીએ, તેથી બીજા પ્રકારના પક્ષ સાથે જ અમારો સહકાર સંભવી શકે. એ સહકાર મેળવવા હું હંમેશા તત્પર રહું છું.

પ્રશ્ન: તમે મધ્યમવર્ગની પ્રવૃત્તિમાંથી એકાએક કામદાર પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું એની પાછળ કોઈ ખાસ કારણ ખરું ? તમે કામદાર પ્રવૃત્તિમાં પડવાથી રાજકીય પ્રવૃત્તિ પરના તમારા ધ્યાનમાં કોઈ વિક્ષેપ નહીં આવે ?

પ્રત્યુત્તર: મહાગુજરાતની લડત માત્ર મધ્યમવર્ગની જ હતી. એની ઊંડી છાપ ગામડાંઓમાં પણ સારી રીતે પડી હતી. અને તેથી જ ત્રીસ જેટલા ધારાસભ્યો અને પાંચ સંસદસભ્યો ચૂંટાયા હતાં. પણ મધ્યમવર્ગને ખેડૂતવર્ગની માફક કામદારવર્ગ પણ રાજકારણમાં સારો ભાગ લઈ શકે. વધારામાં એમ કહું કે કામદારવર્ગ સિવાય બાકીનાની પ્રવૃત્તિ અધૂરી જ ગણાય. એટલે ખરું જોતા મારા રાજકીય ક્ષેત્રમાં કામદારવર્ગને દાખલ કરીને મેં તેને સાંગોપાંગ બનાવ્યું છે અને તેના સહકારથી અમારી રાજકીય પ્રવૃત્તિ વધારે જોરદાર અને સફળ બનશે.

પ્રશ્ન: સમાજવાદમાં માનતા તત્ત્વોને કોંગ્રેસમાં જોડાવા કોંગ્રેસ પ્રમુખે અપીલ કરી છે, તેને બીજા બિન–પક્ષીય રાજપુરુષોએ આવકાર આપ્યો છે. તમે આ દિશા–કોંગ્રેસમાં જોડાવાની દિશામાં વિચારો છો ખરાં ?

પ્રત્યુત્તર: કોંગ્રેસના પ્રમુખે જે કહ્યું છે તેની ભાવનાને હું આવકારું છું પણ જ્યાં સુધી સમાજવાદના આંકડા નીચે કોંગ્રેસી રાજ્ય છેક દિલ્હીથી તે ગામડાના ચોરા સુધી મિલકતધારીઓને જ પોષણ અને ઉત્તેજન આપે છે, ત્યાં સુધી કોંગ્રેસમાં જોડાવાનો કંઇ સવાલ જ નથી. હું જોઈ રહ્યો છું ત્યાં સુધીના ભવિષ્યમાં કોંગ્રેસ અનો રાહ બદલે અર્થાત્ મૂડીને બદલે માનવીને વધારે ગૌરવનું સ્થાન આપે એવો સંભવ દેખાતો નથી અને તેથી જ કોંગ્રેસમાં દાખલ થવાનો સવાલ મારા માટે ઉપસ્થિત થતો નથી.

પ્રશ્ન: છેલ્લા આઠેક વર્ષથી તમે લેખનપ્રવૃત્તિ સ્થગિત કરી દીધી હોય તેમ લાગે છે. હવે ફરીથી લેખનપ્રવૃત્તિ હાથ ધરવાની મહેચ્છા રાખો છો ખરા?

પ્રત્યુત્તર: મહાગુજરાતની લડત શરૂ થઈ ત્યારથી મારી લેખન-પ્રવૃત્તિ બંધ થઈ છે. જ્યારે નવો ઈતિહાસ આપણા ગુજરાતના પટ પર રચવામાં હું સામેલ થાઉં ત્યારે કુદરતી રીતે જ મારો વ્યક્તિગત ઈતિહાસ લખવાનું કામ થંભી જાય તે સ્વાભાવિક છે. ગુજરાતની રચના થયા પછી લખવાનું શરૂ કરવાનો વિચાર કર્યો હતો એટલામાં વળી કામદારોની વિરાટ પ્રવૃત્તિમાં હું ડૂબી ગયો છું. છતાં તે પ્રવૃત્તિ થોડા વખતમાં થાળે પડશે ત્યારે પ્રથમ તો કંઈક 'સાપ્તાહિક' પ્રગટ કરવાનો વિચાર રાખું છું. આત્મકથાનું કામ ક્યારે હાથમાં લઈ શકીશ એ હાલ કહેવું મુશ્કેલ છે. પણ મારા જીવન દરમિયાન એ કામ પૂરું કરવાની ખ્વાહિશ જરુર રાખું છું.

પ્રશ્ન: તમારા રાજકીય વ્યક્તિત્વ અને તમારામાનાં લેખક વચ્ચે કોઈ સંઘર્ષ થતો તમે અનુભવો છો ખરાં?

પ્રત્યુત્તર: લેખનપ્રવૃત્તિ માણસના આત્માના ઊંડાણમાંથી સ્ફુરે છે એટલે એક રીતે ગણો તો તે આત્મલક્ષી છે, જ્યારે સાર્વજનિક જીવન એ 'પરલક્ષી' છે. એ બન્ને પ્રવૃત્તિઓમાં એક જ માણસ ભાગ

રહે છે પણ પ્રવૃત્તિનાં જુદા જુદા બિબામાં એનું જીવનસત્ત્વ ઢળે છે અને તેથી જ તે જુદા રૂપે દેખાય છે. બાકી મારા લેખનમાં તેમજ મારી પ્રવૃત્તિમાં મારા દિલનો ઝોક તો હંમેશા દરિદ્રનારાયણ તરફ જ રહ્યો છે અને તેથી એ બેની વચ્ચે કશો વિરોધ મને દેખાતો નથી.

પ્રશ્ન : આપની વરસગાંઠ નિમિત્તે ગુજરાતની પ્રજાને આપ શો સંદેશો આપશો ?

પ્રત્યુત્તર : ખેડૂતમજૂરો, ખેડૂતો, કામદારો, મધ્યમવર્ગના કર્મ-ચારીઓ અને સરકારી તેમજ અર્ધ–સરકારી ખાતામાં કામ કર-નારા સહુ પ્રજાજનો હવે નિરાશ અને હતાશ થઈને સુસ્ત રહેવાને બદલે જાગૃત થઈ પોતપોતાનું સંગઠન કરે અને પોતપોતાને ફાવે તે રીતે સંગઠન કરીને સંગ્રામને માર્ગે કૂચ કરે એમ હું ચાહું છું. સમગ્ર શોષિત પીડિત જનતા પોતાની હાડમારી વિષે બળાપો કર-વાનું અને તડાકા મારવાનું છોડીને નિર્ભય બની ખડી થઈ સંગઠિત બને અને એવા સર્વે વર્ગો મળીને પ્રચંડ વિરાટ માનવ-શક્તિ કેળવે તો જ સર્વે મિલકતદારોને અને સરકારને પણ સાચો પડકાર કરી શકશે અને કાં તો તેમને નમાવવાને અથવા તો પદ-ભ્રષ્ટ કરવા શક્તિમાન થશે.

જન્મજયંતીની સન્માનસભામાં પ્રવચન આપતાં ઈન્દુભાઈએ કહ્યું હતું :

'મારા જીવનના પ્રભાતથી આજ સુધી હું લડી રહ્યો છું. આજે મેં જે કૂચ આદરી છે તેને આગળ ને આગળ ધપાવવા તલસુ છું. જ્યાં સુધી મારા ખોળિયામાં જીવ છે, ત્યાં સુધી લડત લડતો રહીશ અને કદાચ તેમાં જ ખપી જવાનું હશે તો મારા જીવનનું સદ્ભાગ્ય માનીશ. સંયુક્ત કામદાર સંગ્રામસમિતિ એ શબ્દ મારા જીવનનો મંત્ર બની ગયો છે.

આ પહેલા મેં કિસાનો, હાળીઓ, આદિવાસીઓ અને આઝાદીના સંગ્રામ માટે કંઠી બાંધી હતી તેમાં મને વિજય હાંસલ થયો હતો. આજે એક કંઠી જેઓની રહી ગઈ હતી તે કામદારોએ ૨૮મી જુલાઈએ મારું સ્વાગત કરીને બાંધી છે, ત્યારથી હું તેમનો ભક્ત બની ગયો છું. હું જે કંઠી બાંધુ છું તે ક્યારેક અન્ય કંઠીઓ પાછળ ઢંકાઈ જતી હશે પણ તે ક્યારેક તૂટતી નથી. આજે કામદારોની કંઠી બાંધ્યા પછી કામદારો પર જે જુલમ-અત્યાચાર થઈ રહ્યો છે, એ જુલમ સામે સંગ્રામ ખેલવાની મારી ફરજ થઈ પડી છે. કામદારો અને કિસાનો સંગઠિત થઈને સંગ્રામ ખેલે તો ગમે તેવી સલ્તનતને તોડી શકે છે.

હવે અમે કામદારોના હક માટે લડીએ છીએ. આપણે વિજય-યાત્રાના માર્ગે કૂચ કરી રહ્યા જ છીએ. આ માર્ગે પ્રયાણ કરતા આપણને કોઈ પણ તાકાત અટકાવી શકે તેમ નથી.

ગરીબ અને ધનિકવર્ગ વચ્ચે વધી રહેલી અસમાનતાનો નિર્દેશ કરતાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે જે માણસ પોતાના જીવનનિર્વાહ કરતાં પણ વધારે મેળવે છે, એ પાપી નથી પણ ચોર છે. આજે નિર્ધન અને ધનિક વચ્ચે અંતર વધતું જ જાય છે. મહેલોમાં અમનચમનથી રહેનારા અને ફૂટપાથ પર નગ્ન–અર્ધનગ્ન સૂનારાઓ વચ્ચે પરિસ્થિતિમાં સુમેળ નથી. ધનિકો પોતાની સમૃદ્ધિનો ભાગ પોતાની રાજીખુશીથી ગરીબોને નહીં આપે તો હિંસક ક્રાંતિ અનિવાર્ય છે. આ કોઈ લાલ રંગના ક્રાંતિકારીનો બોધ નથી, પરંતુ મહાત્મા ગાંધીજીનો બોધ છે.

આજે ચોરી, લાંચરૂશવત, લૂંટફાટ અને ડાકુગીરી ચાલી રહી છે, ત્યારે આવું શિથિલ તંત્ર ચલાવી શકાય નહીં માટે જ આ સરકારને બદલ્યા વિના છૂટકો નથી.

ચારે બાજુ ઝગારા મારતી ફરતી મોટરો અને ઊંચા મહેલોને જોઈને લોકો અંજાઈ જાય છે. ધનિકોની ઉડાઉગીરી જોઈને લોકોમાં ઊહાપોહ મચી જાય છે.

એટલે જ લાંચરૂશવતની બદી ફૂલીફાલી રહી છે,

બધી લડતોમાં હું મારી જાતનો ભોગ આપતો નથી પરંતુ મારાં દિલની ઉત્કટ અને પ્રબળ ઈચ્છા આવેશને શરણે થાઉં છું. આજે તો કામદાર જનતા મને જે પ્રેરણા આપે છે, તે જ હું બોલુ છું. આજે ખરેખર હું તેમની જમાતનો એક સાથી બની ગયો છું.

આજે શોષણ,અન્યાય અને સિતમ જે મૂડીવાદીઓ તરફથી ગુજરી રહ્યા છે એની સામે મરણિયા થઈને લડત લડયા સિવાય કોઈ વિજય હાંસલ થઈ શકે તેમ નથી. હવે તો સમસ્ત જનતાને સંગ્રામ ખેલવો પડશે કે જેથી અસમાનતા, ગરીબાઈ અને લાંચરૂશવત નાબૂદ થાય અને કિસાનોનું તથા કામદારોનું સાચું કલ્યાણમય રાજ્ય સ્થાપિત થાય.

[ ૧૯૬૪ ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે એમની જન્મ-જયંતી નિમિત્તે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકને નીચેનું માનપત્ર અમદાવાદના નાગરિકો તરફથી આપવામાં આવ્યું હતું. ]

## કર્મવીર ઈન્દુલાલ યાજ્ઞિકને

આપ આજે બોત્તેર વર્ષ પૂરાં કરીને તોતેરમાં વર્ષમાં પ્રવેશ કરો છો, એ પ્રસંગે ગુજરાતના પ્રજાજનોના નામે અમે આપનું અભિવાદન કરીએ છીએ.

બોત્તેર વર્ષના આપના આયુષ્યમાંથી લગભગ પચાસ વર્ષ આપે એક અથવા બીજા સ્વરુપે પ્રજાની સેવા કરી મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઈ પટેલ, સુભાષચંદ્ર બોઝ અને એવા બીજા મહાજનોના સાથી તરીકે પ્રવૃત્તિ કરીને આપે જે પ્રેરણા અને અનુભવ મેળવ્યાં છે, તેને આપના સુદીર્ઘ સેવાજીવન દ્વારા આપે સાર્થક કર્યાં છે.

જીવનના વિવિધ ક્ષેત્રોમાં આપે ચિરંજીવી મહત્વનું પ્રદાન કર્યું છે. રાજકીય અને સ્વાતંત્ર્ય–આંદોલન, શ્રમજીવીઓના આંદોલનો, શિક્ષણ અને સાહિત્યનાં ક્ષેત્રો અને માનવસેવાના કાર્યોમાં આપે આપનું આજ પર્યંતનું જીવન અહર્નિશ પ્રવૃતિ પરાયણ રહીને વિતાવ્યું છે.

સ્વાતંત્ર્ય–આંદોલનમાં મહાત્માં ગાંધીજીએ નેતૃત્વ લીધું એ સમયથી સ્વાતંત્ર્ય પ્રાપ્તિના સમય સુધી આપે નેતૃત્વ કર્યું છે. ૧૯૨૧–૨૨ ના અસહકાર આંદોલનમાં, ૧૯૪૨ ના 'ભારત છોડો' આંદોલનમાં અને અનેક વિવિધ પ્રસંગોએ આપે કારાવાસ અને બીજી આપત્તિઓ ભોગવી છે.

ભારતીય કિસાન આંદોલનના સંસ્થાપકોમાં આપ અગ્રેસર બન્યા છો. એ સમયથી આજ સુધી એ આંદોલનમાં આપે આપનું અગ્રેસરપદ સાચવ્યું છે. કામદાર આંદોલન સાથે આપનો સંપર્ક સુદીર્ઘ કાળનો છે. છેલ્લા દોઢેક વર્ષથી તો અમદાવાદના અને ગુજરાતના કામદારો અને કર્મચારીઓના આપ સાચા માર્ગદર્શક બન્યાં છો.

મહાગુજરાત આંદોલનના આપ મુખ્ય સૂત્રધાર હતા અને એ આંદોલનને યશસ્વી બનાવવાનું આપનું પ્રદાન તો ઐતિહાસિક લેખાશે.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં આપનો ફાળો મહત્વનો છે, અને કેળવણીના ક્ષેત્રે આપે બીજું પણ ઘણું ઉપયોગી પ્રદાન કર્યું છે.

સાહિત્ય ક્ષેત્રે આપ છેક ૧૯૧૫ થી મહત્વના અને યશસ્વી લેખક તરીકે પ્રકાશતા રહ્યા છો. કથા, નાટય, વિવેચન, જીવનકથા, આત્મકથા એમ અનેક સાહિત્ય સ્વરુપોનું આપે ખેડાણ કર્યું છે અને તેમાં આપે ઘણાં નવા ચીલા પાડયા છે.

આમ આપ ગુજરાતના પીઢ અને સર્વમાન્ય અગ્રણી છો. ગુજરાતના પાટનગરે બે સામાન્ય ચૂંટણીઓમાં પ્રચંડ બહુમતીથી આપને લોકસભાના સભ્ય તરીકે ચૂંટયા છે. જનતાની ચાહનાના પ્રતીક લેખે એ જનતાએ આપને 'દાદા' નું લાડીલુ સંબોધન આપ્યું છે.

એટલે આજના, આપની બોત્તરમી જન્મજયંતીના પ્રસંગે અમે ગુજરાતી પ્રજાને નામે આપને અભિનંદન આપીએ છીએ અને જનતાની ન્યાય માટેની, શોષણનો અંત લાવવા માટેની, સમાજવાદની સિદ્ધિ માટેની લડતનું નેતૃત્વ કરતા આપ ખૂબ ખૂબ લાંબુ અને તંદુરસ્ત આયુષ્ય પામો એવી શુભ ભાવના વ્યક્ત કરીએ છીએ.

ડો. ગણપતરામ પટેલ અને નગરજનો.

[૧૯૬૪ના મેની ૧લી તારીખે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે 'જનતા રાજ' નામનું સાપ્તાહિક શરૂ કર્યું હતું. થોડા મહિના ચલાવ્યા પછી એમણે આ સાપ્તાહિ ભારતીય સામ્યવાદીપક્ષની ગુજરાત સમિતિને સોંપી દીધું હતું. એમણે આ સાપ્તાહિક ચલાવ્યું તે દરમ્યાન જે મહત્વના લેખો તેમાં લખ્યા હતા, તેમાં એમની પ્રવૃત્તિ વિષે ઘણી ઉપયોગી સામગ્રી મળે છે. એમાંથી કેટલાક લેખો અહીં આપીએ છીએ.]

## 'જનતા રાજ'નું મંગલાચરણ

આજે હું નવું સાપ્તાહિક શરુ કરું છું તે વખતે મારા આજીવન સિદ્ધાંત, સંગ્રામ અને શ્રદ્ધા વિષે એકરાર કરવાની મારી ફરજ સમજું છું.

મારી ભરજુવાનીમાં મેં 'નવજીવન અને સત્ય' માસિક શરું કર્યું અને પછી ગાંધીજીને સુપ્રત થયેલા 'નવજીવન' સાપ્તાહિકમાં તેમના મદદનીશ તરીકે કામ કરતો. ત્યારે તો બ્રિટીશ શાહીવાદની બેડીઓ તોડીને ભારતને આઝાદ કરવાની પૂરી તમન્નાથી હું પ્રેરાયો હતો; અને તે માટે ગાંધીજીના અહિંસક સત્યાગ્રહના પેગામનો પ્રચાર કરવાની મુરાદ હતી.

તે વરસોમાં પણ ભારતની આઝાદીમાં ગાંધીજીના આદેશ મુજબ દરિદ્રનારાયણના ઉત્થાન અને ઉદ્ધારનું જ દર્શન કરતો હતો. અમદાવાદના મિલ માલિકોની સામે કામદારોની પહેલી હડતાલ અને ખેડા જિલ્લાના ખેડૂતોની ના–કરની પહેલી લડત ગાંધીજીએ ચલાવી તેના હું સાથી અને સહાયક હતો. આરંભકાળથી જ સક્રિય કર્મ-માર્ગનો પરચો દેશને બતાવ્યો તેના પર હું વારી ગયો હતો.

પહેલેથી જ કર્મવીર ગાંધીજીનો અદનો અનુયાયી થવામાં જ હું મારા જીવનનો પરમ આનંદ અને ઉલ્લાસ અનુભવતો.

વખત જતાં જેમ હું દેશની આઝાદી માટે ગાંધીજીની સત્યાગ્રહ અને અસહકારની લડતમાં આનંદોત્સાહથી ઝુકાવતો ગયો તેમ ઠક્કરબાપાની પ્રેરણાથી અસ્પર્શ્ય અને આદીવાસી જનતાની ઉન્નતિના રચનાત્મક કાર્યમાં પણ ગળાબૂડ રોકાતો ગયો.

દેશની સર્વાંગી આઝાદી માટે તેમજ દલિત–પીડિત જનતાના ઉદ્ધાર માટે વિવિધરંગી લડત–એ મારા જીવનનાં સૂત્ર આજ સુધી કાયમ રહ્યાં છે. તેને અનુસરીને જ આજે સર્વ પ્રવૃત્તિ આદરું છું અને આ પત્ર પ્રગટ કરું છું.

સન ૧૯૩૦–૩૫ના ગાળામાં હું પરદેશના પ્રવાસે ગયો ત્યારે આયર્લેન્ડના ઈતિહાસ અને અમર શહિદોના જીવનમાંથી સર્વાંગી રાષ્ટ્રિય ભાવનાના સંસ્કાર મને સાંપડયા. તેની સાથે જ ત્યાંના કિસાનોના જે સંગઠનથી આઝાદીની લડતમાં પ્રાણ પૂરાયા હતા તેમાંથી નવી પ્રેરણા મેળવી હું પાછો ફર્યો અને તરત જ શહેરના ગુમાસ્તા અને ભાડૂતોની અને પછી દેશભરના બેહાલ કિસાનો અને ખેતમજૂરોની લડતમાં હું રોકાયો.

વળી લાગલાગટ ૧૨ વરસ સુધી હરિજન આદિવાસી બાળકો માટે અનેક વિદ્યાર્થીગૃહો ચલાવતા ગ્રામવિસ્તારમાં રચનાત્મક કામ કરતો રહ્યો. પણ જ્યારે સન ૧૯૫૬ના ઓગસ્ટ માસમાં મહાગુજરાતની લડત અંગે અમદાવાદમાં પહેલો ગોળીબાર થયો ત્યારે જે ગુજરાત પ્રદેશની જ આજીવન સેવા કરતો આવ્યો છું તે માટે મારી પ્રેમભક્તિ ઉછળી ઉઠી અને નવી લડતમાં પૂરા દિલથી સામેલ થયો.

સન ૧૯૬૦માં ગુજરાત રાજ્યની સ્થાપના થઈ ત્યારે ગુજરાતની જનતાનુ જે રાજ નિહાળવાની મારી તમન્ના હતી, તેનું દર્શન થયું નહિ. વળી હું દિલ્હીની સંસદનો સભ્ય ચૂંટાયો હતો. ત્યાંથી પણ સારા દેશમાં સાચું જનતારાજ નજરે ન પડયુ; તેથી વળી આદરેલાં કામ અધૂરા રહેલા સમજી તે પૂરા કરવાને હું પાછો કૃતનિશ્ચયી બન્યો અને નૂતન જનતા પરિષદનું નવું આંદોલન શરું કર્યું.

સન ૧૯૬૨માં હું ફરી સંસદમાં ચૂંટાયો. ત્યારપછી તરત જ નવા કરવેરાનો અને વધતી મોંઘવારીનો માર પડતાં પરિષદ તરફથી ૩૦ મી જુલાઈના રોજ અમદાવાદ શહેરમાં હડતાલ, વિરાટ સરઘસ અને સભા યોજવામાં ભાગ લીધો. પણ તે પછી સત્યાગ્રહ ચાલતો હતો તે દરમ્યાન ચીન તરફથી ઓચિંતું ભયંકર આક્રમણ આપણા હિમાલયના સીમાડા પર કરવામાં આવ્યું ત્યારે તેનો સામનો કરવાની રાષ્ટ્રીય લડતમાં હું સામેલ થયો અને સત્યાગ્રહની લડત તરત જ બંધ કરી દીધી.

વળી, સન ૧૯૬૩માં વધારે કાતિલ કરવેરા જનતા પર ઝીંકવામાં આવ્યા અને ઉપરાંત ફરજિયાત બચત યોજનાને નામે નવો જજીઆવેરો જાહેર કરવામાં આવ્યો ત્યારે ફરીવાર પરિષદ તરફથી આઠમી ઓગસ્ટને દિવસે હડતાલ પાડવાનું એલાન આપવામાં આવ્યું આ વખતે ફરજિયાત બચત યોજનાથી અમદાવાદના હજારો કામદારોના પગારો કપાતા હતા, તેથી તેમના દિલમાં આગ સળગી અને મજૂરમહાજન તરફથી તેનો બચાવ થતો ગયો તેમ એ આગમાં ઘી હોમાતું ગયું. સ્વાભાવિક રીતે હજારો કામદારોએ શહેરની જનતા સાથે હડતાલમાં ભાગ લીધો અને આઠમીની વિરાટ સભામાં જ સંયુક્ત કામદાર સંગ્રામસમિતિ રચવાની યોજના જાહેર કરવામાં આવી.

દેશભરમાં ફરજિયાત બચત યોજના સામે વિરાટ લડત જાગી. તે જ વખતે શ્રી. કામરાજની જાણીતી યોજનાનો અમલ થયો. જોતજોતામાં કરવેરાના સર્જક શ્રી. મોરારજી દેસાઈ પદભ્રષ્ટ થયા અને તેમની બચતયોજના પણ રદ થઈ. આથી પ્રોત્સાહિત થયેલા કામદારો વધતી જતી મોંઘવારીમાંથી રાહત મેળવવા પોતાના માસિક મોંઘવારી ભથ્થામાં અને વાર્ષિક બોનસમાં યોગ્ય વધારો મેળવવાને સંગ્રામસમિતિમાં હજારોની સંખ્યામાં જોડાવા લાગ્યા. પછી ચોથી ડિસેમ્બર અને ૨૬ મી જાન્યુઆરીને દિવસે તેમના વિરાટ સરઘસ અને સભાએ તેમની સંગઠિત શક્તિનો પરચો દુનિયાને બતાવ્યો છે. તેમણે મોંઘવારી ભથ્થામાં થોડો વધારો મેળવ્યો છે અને તેમાં બીજો વધારો મેળવવાને તેમની લડત આજે ચાલુ છે.

દરમ્યાન મહાગુજરાત જનતા પરિષદ અને કામદાર પરિષદના સંમેલનો મળી ગયાં. તેથી આ નવી જાગૃતિનાં પૂર આખા ગુજરાતમાં ઔદ્યોગિક શહેરોમાં ફેલાવવા માંડયા છે. હવે સંગ્રામસમિતિ એ સર્વ પ્રકારના શ્રમજીવીઓનું ઉપરાંત મધ્યમવર્ગના ગુમાસ્તા અને કર્મચારીઓની તેમજ લાખો ખેડૂતો અને ખેતમજૂરોની પણ લડતનું એક વિરાટ તંત્ર બનતું જાય છે.

આવી રીતે સર્વ શોષિત અને પીડિત જનતાના સંગ્રામની જે પ્રવૃત્તિ આગળ વધતી જાય છે તેને આગળ ધપાવવાનો આ પત્રનો આશય રહેલો છે. હવે આ સંગ્રામ કોની સામે યોજવામાં આવે છે તેનો ખુલાસો કરવાની જરુર છે.

દેખીતી રીતે સર્વ શોષિતવર્ગ શોષણ કરનાર વર્ગની સામે સંગઠિત થઈને સંગ્રામ કરે છે. તેમાં નિર્ભયતા એ તેમની ઢાલ છે અને સંગઠન એ તેમની તલવાર છે. ઉમેરવાની જરુર નથી કે આ

સંગ્રામ આજ સુધી તેમજ ભવિષ્યમાં અહિંસક જ રહેશે અને તેમાં

મારનેકા નામ મત લો,
ભાઈ મરના શીખ લો

એ ગાંધીજીના જમાનાની પંક્તિઓ મારું સુત્ર બની રહેશે.

વળી, શોષિત અને શોષકવર્ગ જંગલમાં નહિ પણ સુવ્યવસ્થિત સમાજમાં લોકશાહી સરકારના છત્ર નીચે રહે છે, તેથી જેટલે અંશે સરકાર શોષકોનો પક્ષપાત કરે છે તેટલે અંશે તેની સામે પણ અહિંસક લડત બની છે.

પણ આ સંગ્રામનું કાર્ય આવી મર્યાદાથી બંધાતું નથી. ખરું જોતા હું સંપૂર્ણ રાજકીય, આર્થિક, સામાજિક અને સાંસ્કારિક ક્રાંતિનો ઉપાસક છું અને તે માટે જીવનના વિવિધ ક્ષેત્રોમાં નરમ કે ગરમ લડતો ખેલવાનો મારો આશય રહેશે.

વળી, પરદેશના હુમલાખોરોની રાષ્ટ્રિય આઝાદી સારુ લડવાની મારી ફરજ સમજું છું. તેમ દેશની જનતાની ગરીબાઈ, દીનતા, વહેમ, અજ્ઞાન, આળસ વગેરે આંતરિક શત્રુઓ સામે પણ હું જેહાદ ચલાવીશ.

ખાસ તો હું માનું છું કે જનતાના એક કે અનેક વર્ગો તેમના શોષણખોરો અને જુલ્મગારો સામે સફળતાથી લડી શકે તે માટે તેમણે અંદર અંદર પૂરી બિરાદરી, બંધુભાવ, સહકાર અને પરસ્પરપ્રેમની ભાવના ખીલવવી જોઈશે. તેમ અંદર અંદરના કજિયા, કંકાસ પૂરેપૂરા મીટાવવા પડશે. આવી રીતે જ સભ્ય અને સંસ્કૃત સમાજનો પાયો રચી શકાશે અને આવી સુધરેલી અને એકદિલ થયેલી જનતા જ પોતાની શાંત લડતોથી તેમજ સ્વાશ્રયી રચનાની દિશામાં આગેકૂચ કરી શકશે.

રાષ્ટ્રપતિ ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમની તેમની નાની પુસ્તિકામાં ભારતને માફક આવે એવા સાચા સમાજવાદનો સાર આપેલો છે. તેમાં હાલ વધતી જતી આર્થિક સમાનતાનું નિવારણ કરવાનો આદેશ આપી તેમણે અમર અક્ષરે લખેલું છે કે: **'જો આ અસમાનતા દૂર નહિ થાય તો હિંસક ક્રાંતિ અનિવાર્ય છે.'**

ગાંધીજીની જેમ આપણે સૌ હિંસક ક્રાંતિના કટ્ટર વિરોધી છીએ. **પણ તે વિરોધ સાર્થક કરવાને અહિંસક ક્રાંતિને માર્ગે આપણે ઝડપી મજલ કરવી જ જોઇશે.** એ ક્રાંતિને માર્ગે આગેકૂચ કરવામાં મહાગુજરાતની જનતાને સર્વ રીતે સહાય કરવાનો મારો ઉદ્દેશ છે અને તે સફળ કરવામાં આ પત્ર કંઇ પણ ફાળો આપશે તો તે સફળ થયેલું હું માનીશ.

પહેલી મે, ૧૯૬૪. —ઇન્દુલાલ યાજ્ઞિક

## [૨]

## ઠગારો સમાજવાદ

ગયા રવિવારે કોંગ્રેસની મહાસમિતિની બેઠક પૂરી થઈ તેમાં કોમી એકતા જાળવવા વિષે ઘણો સુયોગ્ય ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. વડાપ્રધાન શ્રી નેહરુએ કાશ્મીર વિષે જે નિવેદન કર્યું તેમાં પણ હિન્દને પાકિસ્તાન વચ્ચે સંબંધ સુધારવાની જ વાતને આગળ ધરવામાં આવી હતી. વળી શેખ અબ્દુલ્લા સાથે આટલી ચર્ચા કર્યા પછી પણ કાશ્મીરના ભારત સાથે જોડાણ વિષે જે નિશ્ચયાત્મક નિવેદન શ્રી. નેહરુએ કર્યું તે પણ આવકારદાયક હતું.

ભુવનેશ્વરમાં લોકશાહી અને સમાજવાદ વિષે પસાર કરેલા કોંગ્રેસના ઠરાવને અમલી બનાવવાને શ્રી. ઢેબરના પ્રમુખપણા નીચે એક કમિટી નીમવામાં આવી હતી. તેના હેવાલ પર ચાલુ લંબાણ ને ગરમા–ગરમ ચર્ચા થયા પછી તેની ભલામણોને મંજૂર કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

શ્રી. ઢેબર તો તેમની પ્રકૃતિ મુજબ ‘મહેતા મારે નહિ અને ભણાવે નહિ’ એવા જ રહ્યા છે. આ હેવાલમાં બહુ જ ગવાયેલી અને નિરર્થક પુરવાર થયેલી સૂચનાઓના ભારોભાર ઘાસમાંથી થોડા જ અનાજના કણ કાઢી શકાય એમ છે. અનાજના ઓછામાં ઓછા ભાવ ખેડૂતને પોષાય એવા હોવા જોઈએ, ખેતીના તમામ સુધારા ઝડપથી અમલમાં મુકવામાં અંગત જવાબદારી દરેક રાજ્યના પંતપ્રધાન પર લાદવી જોઈએ, અને એ રીતે જ સુધારાનો અમલ થતા આવતાં બે વરસમાં ખેતીનું ઉત્પાદન યોજના પ્રમાણે વધારવું જોઈએ–એ સૂચનો સંતોષકારક છે. ખાસ કરીને પંતપ્રધાનની સાથે તે ખાતાના મુખ્ય સરકારી અધિકારીને પણ આ કામ પાર પાડવાને માટે જવાબદાર ગણવા જ જોઈએ અને જે મંત્રી કે તેમનો અધિ-

કારી પોતાની ફરજ વખતસર ન બજાવી શકે તેમને પદભ્રષ્ટ પણ દેખીતી રીતે કરવા જ જોઈએ. પણ એવું કંઇક શાણા ઢેબરભાઈથી કેમ કહેવાય ?

કામદારોને ઉદ્યોગોના વિકાસ માટે પ્રોત્સાહિત કરવાને નવી નીતિ અપનાવવાની ખાસ ભલામણ ઢેબર કમિટીએ કરી છે. તેમાં એક ખાસ સૂચન એવું છે કે દરેક ઉદ્યોગમાં રોકાયેલા કામદારો ગુપ્ત-મતદાન આપીને વધુમતિથી જે યુનિયનને ટેકો આપે તે યુનિયનને જ સરકારે અને ઉદ્યોગના સંચાલકોએ સ્વીકૃતિ આપવી જોઈએ. અમે આશા રાખીશું કે આખો હેવાલ મહાસમિતિએ મંજૂર કર્યો છે તો હવે આ સૂચનાનો તરત અમલ કરવામાં આવશે અને કામ-દારોમાં અને તેમના મંડળોમાં ચાલતા ઝગડાનું સમાધાન હવે જલ્દી થઈ જશે.

પણ આ થોડી બાબતો બાદ કરતાં બાકીની ભલામણો અધ-કચરી અને દહીં, દુધીઆ છે અને તેથી સમાજવાદની દિશામાં કોંગ્રેસ કે તેની સરકાર કંઈ પ્રગતિ કરી શકે એમ નથી.

દાખલા તરીકે અનાજની ખરીદી અને વહેંચણીમાં સરકારે સર્વોપરી સત્તા જમાવવી જોઈએ એમ હેવાલ જણાવે છે પણ દેશ-ભરમાં આજે અનાજની જે મોંઘવારી અને કાળાબજાર વધી રહ્યાં છે તે જોતાં પણ અનાજનો જથ્થાબંધ વેપાર સરકાર હસ્તક કર-વાની નકકુર ભલામણ હેવાલમાં કરી નથી તેજ પ્રમાણે અનાજની થતી સંગ્રહખોરી અટકાવવાને માટે કે ખેડૂતોને જરુરી નાણું વધારે સહેલાઈથી મળી શકે તે માટે બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવાની ભલા-મણ પણ હેવાલમાં કરી નથી. પરિણામે અનાજનો બધો વહીવટ નફાખોર વેપારીઓ અને લાંચિયા અધિકારીઓને જ હસ્તક રહેશે અને જનતાનો કકળાટ રોજબરોજ વધતો જ જશે.

આજે આંગળીને વેઢે ગણી શકાય એટલા મોટા ઉદ્યોગપતિઓના હાથમાં વેપાર–ઉદ્યોગની ઈજારાશાહી મટી ગયેલી છે અને તેથી ગરીબ અને તવંગર વચ્ચે આર્થિક અસમાનતા વધી રહી છે. આ હકીકત છેલ્લે મહાલનોબીસ કમિટીના હેવાલમાંથી પણ ચોખ્ખી તરી આવે છે. પણ આ ઈજારશાહીના ભૂતને ડામવાને ઢેબર કમિટી એટલી જ ભલામણ કરે છે કે નવા ઉદ્યોગોના પરવાના બને ત્યાં સુધી મોટા ઉદ્યોગવાળાઓને બદલે નવા ને નાના મૂડીદારોને આપવા. પણ આવી સલાહ આજ સુધી પોથીમાંના રીંગણા જેવી જ રહી છે.

ખરું જોતા સર્વોપરી મૂડીપતિઓની પાંખો કાપવાને માટે મિસર, બ્રહ્મદેશ અને સિલોનની માફક કેટલાક મોટા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ તરત જ કરવું જોઈએ. બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવાનો ઠરાવ તો જયપુરની કોંગ્રેસમાં પસાર કરવામાં આવ્યો હતો. આ મહાસમિતિમાં પણ શ્રી. કૃષ્ણમેનને અને શ્રી. માલવીયાએ આ સુધારાના પક્ષમાં જોશિલા મુદ્દાસર પ્રવચન કર્યાં હતાં. પણ શ્રી ઢેબરે તો બધી બેંકો પર રીઝર્વબેંકને કંઈક વધારે સત્તા આપવાની જ સુફિયાણી સલાહ આપી હતી. જવાબમાં શ્રી. મેનને સચોટ સવાલ પૂછયો હતો કે છેવટે રીઝર્વબેંકનો વહીવટ પણ મૂડીપતીઓ જ કરે છે ને?

લોકશાહી સમાજવાદનો શાસ્ત્રીય અર્થ એ છે કે સમગ્ર સમૃદ્ધિના ઉત્પાદન, વહેંચણી અને વિનિમય પર સમાજને અર્થાત તેની લોકશાહી ઢબે ચૂંટાયેલી સરકારને હસ્તક હોય. અલબત્ત આ પ્રક્રિયાની શરુઆતમાં આ સર્વ ખાનગી વ્યવસાય પર સરકાર યોગ્ય અંકુશો મૂકી શકે પણ જ્યારે આઝાદીનાં સત્તર વરસના ગાળામાં મુકેલા અનેક અંકૂશોને તોડી ફોડીને, મૂડીવાદી આખલાઓ ચોપાસ દેશની વાડી ખેદાન મેદાન કરી રહ્યા છે અને ભયંકર ભૂખમરો સર્જી રહ્યા છે, ત્યારે હવે ઉદ્યોગ ધંધાના એક પછી એક ક્ષેત્રને

સરકારે પોતાને હસ્તક લેવાની ઘડી આવી પહોંચી છે અને આ દિશામાં એક પણ વ્યવહારિકને કડક ભલામણ કરવાનો ઈન્કાર કરીને ઢેબર કમિટીએ કોંગ્રેસના સમાજવાદની હાંસી ઉડાવી છે અને રહી સહી શ્રદ્ધાળુ જનતાને છેક જ નિરાશ કરી છે.

કમનસીબે મહાસમિતિએ પણ ઢેબર કમિટીની ભલામણોમાં કંઈ પણ સુધારો વધારો કર્યા વિના તેને મંજૂર કરી છે. એ સમિતિના મોવડીઓએ સર્વોદય નેતા શ્રી. ભાવેની સલાહને પણ ઠોકરે મારી છે. એ દીર્ઘદર્શી આચાર્યે એવું સાફ કહેલું છે કે જો આવતા ત્રણ વરસમાં સરકાર સમાજવાદની રચના નહિ કરે તો તે ભારે જોખમ વહોરી લેશે. રોજબરોજ દેશભરમાં પર્યટન કરનાર એ સંત જનતાની નાડ પર હાથ રાખે છે અને તેનો મિજાજ સારી રીતે પારખે છે, દેશમાં, ગામડામાં અને શહેરમાં મૂડીવાદી સાર્વભૌમત્વની સર્વ નીચે ગુંગળાતા અને ગુસ્સે થતા જાય છે. તેથી સમાજવાદ એ કોઈ બુદ્ધિજીવીઓની માન્યતાનો કે કલ્પનાનો વિષય નથી રહ્યો. પણ દેશની અંદર છવાતી આંધી અને અંધાધૂંધીનું સત્વર નિવારણ કરવાનો વ્યવહારિક ને રામબાણ ઉપાય છે. તેમાં એક–એક ક્ષણનો પણ વિલંબ થાય છે, તે ખતરનાક નીવડશે.

શરમની વાત તો એ છે કે સમાજવાદની દિશામાં એક પણ કદમ શ્રી. ઢેબરે આગળ ઉઠાવ્યો નથી, એટલું જ નહિ પણ છેલ્લા બજેટમાં નાણામંત્રી શ્રી. કૃષ્ણમાચારીએ જે રોજિંદા વપરાશની વસ્તુઓ બનાવવાને નવા ઉદ્યોગો જમાવવામાં પરદેશી મૂડીપતીઓને જે નોતરું આપ્યું છે તેને પણ તેમણે ટેકો આપ્યો છે. જ્યારે આવી પ્રતિગામી સૂચનાનો વિરોધ થયો છે ત્યારે અગાઉ સમાજવાદી દેશોએ પણ પરદેશી મૂડીના કરેલા સ્વીકારને શ્રી. ઢેબરે સામેથી ટાંકયો હતો. પણ તેઓ ભૂલી જાય છે કે ભારોભાર પરદેશી મૂડી અને મૂડીપતીઓ દેશમાં ઘૂસ્યા છે અને વધારે રોજ ઘૂસતા જાય છે, ત્યારે જે

માલ આજે દેશમાં બને છે અને વધારે પ્રમાણમાં બનાવવાની શક્તિ દેશમાં છે તેના ઉત્પાદનમાં નવા પરદેશીઓને બોલાવવાનો શો અર્થ છે? સારું થયું છે કે શ્રી. કૃષ્ણમાચારીના વચનથી ગેલમાં આવી જઇને કેટલાક અમેરિકાના મૂડીપતીઓ આ દેશમાં આવી ગયા અને એકંદર હવા અનુકૂળ ન લાગવાથી થોડી વાયડી સલાહ આપીને વિદાય થયા.

ખેર, ઢેબર કમિટી ગમે તેવો હેવાલ રજૂ કરે તેના પર કોંગ્રેસની મહાસમિતિ ગમે તેવી મહોર મારે પણ તેથી દેશની જનતાનું પેટ ભરાવાનું અને તેના દિલને સંતોષ થવાનો નથી. કોંગ્રેસમાં પણ છેક નીચેથી ઊંચે એવા અનિષ્ટ મૂડીવાદી તત્ત્વો દાખલ થઈ ગયાં છે કે સહેલાઈથી સમાજવાદની કંઈક કડક માત્રા સહેજે સ્વીકારી શકે એમ નથી. તે આવા દહીં દુધીઆ ઠગારા સમાજવાદથી સંતોષ માનીને મૂડીવાદીઓનાં ખિસ્સાં ભરતા જશે.

પણ દરમ્યાન દેશની ભૂખી જનતા હવે નિરાંતે બેસી શકે એમ નથી. દેશી અને પરદેશી મૂડીપતીઓનાં જંજિર તોડવાનું કામ સંતૃપ્ત થયેલા સર્વ શ્રમજીવી કિસાનો, કામદારો અને મધ્યમવર્ગે જ કર્યે છુટકો છે, તે સર્વ ન્યાત કોમ, ધર્મ ને પક્ષાપક્ષીના બધા ભેદ ભૂલી જઇને સંગઠિત થશે અને વિરાટ શક્તિથી તોતિંગ મૂડીવાદી ગઢ સામે જઇને મોરચા માંડશે તેમ તેના એક પછી એક બુરજ તૂટશે અને છેવટે સાચા કલ્યાણકારી સમાજવાદનું સર્જન થશે.

—૨૩ મે, ૧૯૬૪.

હવે પહેલો એ સવાલ લઇએ. આપણે દેશનું રાજ ૪૭ માં હાથ કર્યું ત્યાર પછી આપણે બ્રિટીશ રાજકર્તાઓએ તેમના ૧૫૦ વરસના રાજ દરમ્યાન આપણા દેશના સમગ્ર તંત્રમાં જે અનેક કોટને કિલ્લા બાંધ્યા હતા તેને જડમૂળથી સાફ કરવાને કંઈ પ્રયાસો

થયા છે? અર્થાત જીવનના દરેક ક્ષેત્રમાં સ્વાધીન ભારતની ધજા ફરકાવવાને કંઈ પગલા ભરવામાં આવ્યા છે?

ખેતીના ક્ષેત્રમાં બ્રિટિશ સરકારે પોતાના માનીતા અંગ્રેજોને ચાહ અને કોફી ઉગાડવાને માટે જે હજારો એકર જમીન સોંપી હતી તેમની પાસેથી ગમે તે ધોરણે પાછી મેળવવાને કંઈ કરવામાં આવ્યું છે?

ઉદ્યોગના ક્ષેત્રમાં શણના મોટા ઉદ્યોગો આગલી સરકારની રાહબરી નીચે ગોરાઓએ કલકત્તામાં જમાવ્યા હતા, તે પરથી તેમની પકડ નાબૂદ કરવાને કંઈ કરવામાં આવ્યું છે? પુષ્કળ સાબુ ને તેલ દેશમાં બને છે છતાં તે બનાવવાને જે મોટી બ્રિટિશ કંપનીઓ અગાઉથી જમાવવામાં આવી હતી, તેનો કાબુ ભારત સરકારે મેળવ્યો છે?

જે પરદેશી બેંકો, વીમા કંપનીઓ અને આયાત નિકાસની-બ્રિટીશ પેઢીઓએ કેટલાય દશકાથી ભારતમાં ભયંકર લૂંટ ચલાવી છે તે હાથ કરવાને આપણી સરકારે કંઈ કર્યું છે?

શાળા, કોલેજો અને યુનિવર્સિટીઓની જે નીતિ અંગ્રેજો ઘડી ગયા હતા, તેમાં કંઈ મૂળભૂત સુધારા કરવામાં આવ્યા છે?

અરે! શહેર, રસ્તા ને સંસ્થાઓને આપેલા અંગ્રેજોના નામમાં કંઈ સુધારો થયો છે? કે જે સત્તાધીશો સેનાધિપતિઓ અને રાજવી-ઓનાં બાવલાં દેશમાં ખડાં કરવામાં આવ્યા છે તે ઊતારી લેવામાં આવ્યાં છે?

આ બધા સવાલોનો જવાબ મોટે ભાગે નકારમાં જ આપવો પડે. અર્થાત અંગ્રેજો ગયા છતાં તેમણે સ્થાપેલું સમગ્ર તંત્ર કાયમ રહ્યું છે. વધારામાં હવે ઈંગ્લેંડ ને બીજા પશ્ચિમના દેશની મૂડીની મૂડીપતીઓની પકડ આઝાદીના કામમાં વધી ગઈ છે.

અર્થાત્ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ ગયા તોયે પાછા ભૂત થઇને અને વધારે ભૂતાવળ લઈને દેશમાં વધારે દોરદમામથી ઘૂમી રહ્યા છે અને આવી પરિસ્થિતિમાં જનતા અર્ધ ગુલામીની દશામાં સબડતી રહી છે અને તેનો આર્તનાદ ચોપાસ સંભળાય છે.

હવે દેશી સત્તાધીશો અને ઉદ્યોગપતિઓ તરફ નજર કરીએ. થોડા વખત પર નાગપુર યુનિવર્સિટી આગળ ભાષણ કરતા પ્રો. ગાડગીલે કહેલું કે આ દેશની ખરાબીના મૂળમાં ત્રણ તત્ત્વો રહેલાં છે. (૧) નવા કોંગ્રેસી સત્તાધીશો (૨ દેશી સનદી નોકરો અને (૩) નવા જામતા મૂડીપતીઓ.

૪૭ વરસ પહેલાં કોંગ્રેસી કાર્યકરોમાં જે સેવા, સાદાઇ અને સંયમની ભાવના હતી તે હવે લુપ્ત થઈ છે. થોડા અપવાદો સિવાય કોંગ્રેસી પ્રધાનો અને તેમના આશ્રિત કાર્યકરો હવે પોતાની સત્તા અને સમૃદ્ધિ ગમે તે રીતે જમાવવાની વેતરણમાં પડયા છે અને અંદર અંદર પણ ગંભીર યાદવાસ્થળીમાં મશગુલ થયા છે અને જ્યારે દેશના સર્વોપરી શાસકો આવો હલકો દાખલો બેસાડે ત્યારે ભ્રષ્ટાચાર પર અંકુશ કોણ કેવી રીતે મૂકી શકે ?

બીજુ સનદી નોકરોનું તંત્ર તો અંગ્રેજોના કામમાં જ લોકોની જીભે જ તેને હૃદયહીન, લોખંડી અને પાષાણીતંત્ર તરીકે વર્ણવ્યું હતું. ગાંધીજીએ એક અંગ્રેજ હાકેમે લખેલું કે આપ દયાદાનના અવતારરુપ હો તો યે આપનું અમલદારી તંત્ર શયતાની છે અને તેથી હું તમારા રાજ સામે બેઠું બંડ પોકારું છું.

કમનસીબે આ પાશવી તંત્રને તેના પાયામાંથી સુધારવાને કંઇ જ થયું નથી. ત્યારે બીજી પાસ તેમના ઉપર કોંગ્રેસીઓની લીલા જોઈને તેમનો ભ્રષ્ટાચાર છેક આકાશે પહોંચ્યો છે, તેથી સરકારમાં અબજોનાં આંધણ થયા છે. સરકારી ઉદ્યોગો ભારે ખોટમાં ચાલે

છે અને ત્યારે કરવેરાથી પ્રજા ત્રાહે ત્રાહે પોકારી રહી છે. મૂડીદાર-વર્ગ તો ખુલ્લી રીતે ઓછામાં ઓછા ખરચે વધારેમાં વધારે નફો કરવાનો જ હેતુ સેવે છે પણ તેમને તો પરમીટ, લાયસન્સ, પરદેશી હૂંડિયામણ વગેરે આપણા પ્રધાનો અને ઊંચા અધિકારીઓ પાસેથી મેળવવાનો અને તે સર્વની અધોગતિથી એ ઉસ્તાદો પૂરેપૂરા માહિતગાર હોવાથી તેઓ પાંચ પૈસા વેરાનો પચાસનો લાભ ઉઠાવે છે.

## રાષ્ટ્રીય ક્રાંતિ પૂરી ક્યારે થશે ?

આઝાદીની લડત દરમ્યાન આપણે રાહ પણ આર્થિક, જનકીય, સામાજિક અને સાંસ્કારિક હેતુસર પરદેશી સલ્તનતને પદભ્રષ્ટ કરવા લડયા હતા. ૧૯૪૭માં દેશ આઝાદ થયો ત્યારે લડત દરમ્યાન સેવેલા સોનેરી શમણાંની સિદ્ધિ માટે જનતા અધીરી બની રહી હતી.

પણ તે પછી ૧૭ વરસ પૂરા થવા આવ્યા છે, ત્યારે દેશમાં અબજો ખર્ચાયા છે ને મોટા ઉદ્યોગો સ્થપાયા છે પણ તેથી મુઠ્ઠીભર માણસો માલેતુજાર બન્યા છે, ત્યારે મધ્યમવર્ગ અને શહેર ને ગામડાનો શ્રમજીવીવર્ગ જીવલેણ મોંઘવારી, કારમી ગરીબાઈ, બેકારી અને બેહાલીથી પરેશાન થઈ રહ્યો છે. ચોપાસ સરકાર અને મૂડીપતીઓની નીતિરીતિ સામે ભયંકર અસંતોષ વ્યાપી ગયો છે.

આમ આજે આ ત્રણે વર્ગની વચ્ચે ગાઢ ત્રિપુટી જામી ગઈ છે. મોટા પ્રધાનોના પુત્રપુત્રીઓને મૂડીપતીઓ અનેક રીતે નવાજે છે અને મોટા અમલદારો જ્યારે ફારેગ થાય છે ત્યારે ઘણા જ ભારે પગારે ખાનગી નોકરીમાં રાખે છે. આવી અતૂટ ગાંઠ બંધાઈ છે તેથી સત્તાધારીવર્ગ અને મૂડીપતીઓ સાથે મળીને દેશમાં ભયંકર તાંડવનૃત્ય ખેલી રહ્યા છે અને કરોડોની જનતા તેનો ભોગ બને છે.

આવી પરિસ્થિતિથી આપણી આઝાદી અને પરદેશનીતિ જોખમમાં આવી રહ્યા છે. ખાસ કરીને ઉદ્યોગપતીઓ અને શાહ-સોદાગરો પશ્ચિમના મૂડીપતીઓનો વધારે સાથ અને ભાગીદારી કરતાં જાય છે અને તેમને પરદેશથી ઘણાં નાણાં પણ મળે છે, તેથી તેઓ પશ્ચિમી રાજપુરુષોના ગાઢ સાથીઓ બનતા જાય છે. આ પ્રક્રિયામાં મૂડીવાદી માનસ ધરાવતા અધિકારીઓ અને પ્રધાનો પૂરું ઉત્તેજન આપે છે, તેથી આપણા દેશની તટસ્થ નીતિનો ઉચ્ચાર ગમે તેટલા ઊંચા સ્વરે કરવામાં આવે છે, છતાં પશ્ચિમી રાજ-નીતિનું વર્ચસ દેશમાં જામતું જાય છે.

દેશના અગ્રણી વર્તમાનપત્રો પર આજે મૂડીપતિઓએ ભારે પકડ જમાવી છે. તેથી એ પત્રો પણ પશ્ચિમી રાજનીતિના જ વાજાં વગાડતા થઈ ગયા છે. તાજેતરમાં શેખ અબ્દુલ્લા છૂટયા તે પછી તેમના ઘણા નિવેદનો ભારત સાથે કાશ્મીરના જોડાણ વિષે વિરોધી કે શંકાશીલ હતા. સામાન્ય રીતે કોઈ રાષ્ટ્રવાદી અખબાર તેને મહત્વ ન આપે પણ અમેરિકા શેખની પાકિસ્તાન-તરફી નીતિને સીધી કે આડકતરી રીતે ટેકો આપે છે, તેથી આપણાં પત્રો શેખનાં નિવેદનોને મોટા મથાળાં બાંધીને પૂરેપૂરાં ચમકાવે છે.

આજે આવી પ્રક્રિયા લાંબો વખત ચાલુ રહે તો પશ્ચિમી મૂડીવાદી દેશોના સકંજામાં સપડાઈ જાય અને આપણી આઝાદી પણ જોખમમાં આવી જાય.

આ નકકુર સત્ય પિછાનીને જ મિસરના જનરલ નાસરે દેશના પરદેશી તેમજ દેશી મૂડીપતિઓ સામે કડક પગલાં લીધા છે અને તેમના ઉદ્યોગધંધાનું અડધું કે પૂરું રાષ્ટ્રીયકરણ કરી નાખ્યું છે. વળી આવા મૂડીપતિઓ પરદેશ પરસ્ત હોય છે તેમ જનતાના વિરોધી હોય છે તેથી જ મિસરના એક હુકનામામાં સ્પષ્ટ રીતે

લખ્યું છે, 'જે લોકો મૂડીના ઉપયોગ માટે પૂરેપૂરી છૂટ આપવાની હિમાયત કરે છે તેઓ ગંભીર ભૂલ કરે છે. જેમનાથી પછાત રહેલા દેશમાં મૂડીના મર્યાદિત વિકાસથી દેશ (અર્થાત તેની જનતા) સમૃદ્ધ થઈ શકે જ નહિ.'

આપણા જેવા જ સંયોગોમાં ઈન્ડોનેશિયાએ જૂના ડચ શાસકોએ નવજિલાં ડચ શ્રીમંતોના બધા ઉદ્યોગધંધાનું રાષ્ટ્રીયકરણ કર્યું છે તે જ પ્રમાણે અલ્જિરિયામાં પણ બધા ફ્રેંચ નાગરિકોની બધી જમીન-જાગીરો અને બધા ઉદ્યોગધંધા નવી સરકારે હાથ કર્યા છે. સિલોન અને બ્રહ્મદેશમાં પણ પરદેશીઓના થોડા ઘણા ઉદ્યોગધંધાનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે.

આખા એશિયામાં અમેરિકાને આધીન થયેલા થોડા નાના દેશને યાદ કરો તો ભારત જ એક એવો દેશ રહ્યો છે કે જેમાં ખાનગી ઉદ્યોગધંધામાં અને સરકારી કચેરીઓમાં જામેલા મૂડીવાદીઓ વધારેમાં વધારે માતબર, સમૃદ્ધ અને શક્તિશાળી બન્યાં છે. તેથી પૂર્વ અને પશ્ચિમની વચ્ચે સમતુલા રાખવાની આપણી પરદેશ-નીતિ જોખમાય છે એટલું જ નહિ પણ જે મહામૂલી આઝાદી માટે લાખો નરનારીઓએ ભારે ભોગ આપ્યા છે, તે આજે ધૂળમાં મળી જવાનો ભય ઊભો થયો છે.

સત્તાસ્થાનોમાં અને વેપાર-ઉદ્યોગમાં જામી પડેલા મૂડીવાદની સામે અને તેની સાથે સંકળાયેલા પશ્ચિમી સામ્રાજ્યવાદ સામે વિરાટ મોરચા માંડીને જ ભારતની સર્વાંગી આઝાદી મેળવાશે. તેથી તે ભગીરથ કાર્ય પાર પાડવાને કિસાનો, કામદારો અને આઝાદ બુદ્ધિનાં મધ્યમવર્ગે ભેગા મળી કમર કસવી પડશે–૩૦ મે, ૧૯૬૪.

## સંગ્રામ માટે તૈયાર થવા કામદારોને હાકલ

અમદાવાદની મિલના કામદારોને સરકારે મંજૂર કરેલું મોંઘવારી ભથ્થું બે માસથી મિલમાલિકો આપવાનો ઈન્કાર કરે છે અને તેથી મહાગુજરાત મિલ મઝદૂર યુનિયને હડતાળ પાડવાની તૈયારીરૂપે દરેક મિલને ઝાંપે કામદારોના મત લેવાનો ઠરાવ કર્યો છે, તે વિશે પ્રચાર કરતાં મિલના ઝાંપા ઉપર તાજેતરમાં મળેલી જાહેર સભાઓમાં યુનિયનના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જે ભાષણો કર્યા છે, તેનો સાર ભાગ નીચે આપ્યો છે.

આપણી સંગ્રામસમિતિને માટે હવે ખરેખર સંગ્રામ ખેલવાનો વખત આવ્યો છે. સંગ્રામસમિતિની રચના થઈ ત્યારથી તેના સભ્યોની સામે મજૂરમહાજનની દોરવણીથી મિલ-માલિકોએ ઘણી કિન્નાખોરી કામદારો સામે આદરી છે. કેટલાયે રકમના દંડ થયા છે. સસ્પેન્ડના હુકમોથી ભારે નુકસાન થયું છે. કેટલાયને નાની મોટી સજાઓ થઈ છે. અને ઘણીય મિલમાંથી થોડાને બરતરફ કરવામાં આવ્યા છે. આવા બધા પ્રસંગે અને વીર કામદારોએ હડતાલ પાડવાની માગણી કરી છે, ત્યારે અમે તેમાં સંમતી આપી નથી.

પણ હવે ગયા મહિનાથી પરિસ્થિતિ પલટાઈ છે. મિલમાલિકોએ ધોળા દિવસની લૂંટ મહિનાથી આદરી છે. આજ સુધી તેમણે ઘણીય ગેરરીતિઓ ચલાવીને તેમણે લાખો કરોડો રૂપિયાનું નુકસાન કર્યું છે પણ આવા લૂંટના કાર્યમાં તેને સરકાર તરફથી ટેકો મળતો નહિ. પણ ગયે મહિને પહેલી જ વાર સરકારે રૂા. ૧૧૨નું મોંઘવારી ભથ્થું ઠરાવ્યું ત્યારે મિલ-માલિકોએ તમારા વાજબી હકક ઉપર નવ રૂપિયાનો કાપ મૂકયો છે, તેમ આ મહિને સરકારે રૂા. ૧૧૩ નું મોંઘવારી ભથ્થું ઠરાવ્યું છે, તેમાં માલિકોએ

રૂા. ૧૩ નો કાપ મૂકયો છે. આમ આ બે મહિનામાં સવા લાખ કામદારોના માણસદીઠ સરકારે મંજૂર કરેલા હકના કુલ ૨૨ લાખ રૂા. માલિકોએ હજમ કર્યા છે. જો આ પ્રક્રિયા ચાલુ રહે અને મોંઘવારી પણ વધતી જાય તો દરેક કામદારને આખા વરસમાં ૧૫૦ કે એથી પણ વધારે રકમનું નુકસાન થાય અને અમદાવાદના કુલ કામદારોના આશરે રૂા. ૧ાા કરોડની રકમ શેઠીયાઓને પચી જાય.

હાલના કપરા કાળમાં ધોળા દિવસની આવી જાહેર લૂંટ કોઈ પણ સ્વાભિમાની માણસ ચાલવા દઈ શકે નહિ. ખરું જોતાં મિલ-માલિકોએ સરકારને નહિ પરંતુ તમને પડકાર કર્યો છે. તમારા કુટુંબ ઉપર પણ બેશરમ હુમલો કર્યો છે. તેનો વળતો જવાબ તમારે આપવો જ જોઈએ અને કામદારોએ હડતાલ પાડીને જ શેઠીયાઓના તુમાખી પડકારનો જવાબ આપવો પડશે. કોઈ મરદનો બચ્ચો આવા હુમલાનો સણસણુતો જવાબ આપ્યા વગર રહી શકે જ નહિ.

આમાં ખરું જોતાં વાજબી મોંઘવારીભથ્થાનો સવાલ તો છે પણ તેની સાથે કામદારોનાં પ્રતિષ્ઠા ને આબરુનો પણ સવાલ છે. જો તમારું વાજબી લેણું શેઠીયાઓ ફોક કરી શકે તો તમારું સ્વમાન હણાય છે અને શેઠીયાઓ તમને ગુલામ તરીકે ગણવાનો દાવો કરી શકશે, આમાં તમારી સાથે જે બીજા આખા ગુજરાતના કામદારોને અને કારીગરોની મોંઘવારી ભથ્થાં અમદાવાદના ધોરણે અપાય છે, તે બધાયની ઈજ્જત અને આબરુનો સવાલ રહેલો છે અને લાખો માણસોના કરોડો રૂપિયા શેઠીયાઓ લૂંટી લઈ અને સાથે તેમની કોડીની કિંમત ન રહે. તેથી અમદાવાદના અને સારા ગુજરાતના કામદારોએ તેમના સ્વાભિમાન અને શુરાતન ઉપર હુમલો થતાં જ સિંહગર્જના કરીને મેદાને પડવું જ જોઈએ.

વળી યાદ રાખો કે મોંઘવારી વધતી જશે તેમ દર મહિને સરકાર તરફથી મોંઘવારી ભથ્થું પણ વધારે થવાનો સંભવ છે પણ એકવાર સરકારી હુકમને અને કામદારોને ભાજી મૂળા ગણવાની ટેવ માલિકોને પડી જશે તો પછી જે બીજા અનેક હક કે લાભ સરકાર તરફથી મંજૂર થશે તેના ઉપર પણ છીણી મૂકવાનો માલિકોને ચસકો થશે. તેથી લાંબે ગાળે તમારા સમગ્ર ભાવિમાં તમને ઉપરાઉપરી નુકસાન થયા કરશે, તેથી જ્યારે પહેલી જ વાર માલિકોએ સરકારી મોંઘવારી ભથ્થાના આંકની સામે બંડ પોકાર્યું છે ત્યારે જ તેમની સામે પિસ્તાળ પાડીને તેમને નમાવવા જ જોઈએ. લાખો કામદારોને માટે પોતાના સારા ભવિષ્યના રક્ષણ માટે હડતાલનો માર્ગ ખુલ્લો છે અને તે માલિકોએ તમારા માટે મોકળો કર્યો છે.

સદ્ભાગ્યે તમને સમગ્ર જનતાનો આ લડતમાં ટેકો મળવાનો છે. કાપડના જે વેપારીઓ શેઠીયાઓની સાથે નિકટ સંબંધ રાખે છે તેમને પણ મિલોની આગવી દુકાનેથી અને બીજી સ્વાર્થી રીતરસમોથી ભારે નુકસાન થયું છે, તેથી તમે શેઠીયાઓની સામે હડતાળ પાડશો ત્યારે તમામ કાપડ બજારના વેપારીઓનો જાહેર નહિ તો ખાનગીમાં ટેકો રહેશે.

વળી સંગ્રામસમિતિના મોંઘવારી ભથ્થાના આંદોલનથી બજારના ગુમાસ્તાઓને ખાનગી તેમજ સરકારી અને અર્ધસરકારી કચેરીઓના કર્મચારીઓને અને સર્વે શ્રમજીવીઓને તેમજ બુદ્ધિજીવીઓને થોડો ઘણો ફાયદો થયેલો છે. આપણી લડતની છત્રછાયા નીચે વીમાના અને બેંકના કર્મચારીઓને, બીડી વાળનારને અને ખેતમજૂરોને પણ લડત કરવાની પ્રેરણા મળી છે અને થોડો ઘણો લાભ પણ થયો છે, તેથી સર્વેનો સાથ તમને મળી રહેશે.

વળી તમારા વિસ્તારના અને આખાય શહેરના સર્વ વહેપારીઓને તમારી વધારે કમાણીથી લાભ છે કારણ કે તમને જે વધારે પૈસા મળશે તેથી એ બધીય દુકાનોમાં વધારે વકરો થવાનો છે, વળી આજે મધ્યમવર્ગની જનતા વધતી જતી મોંઘવારી અને જરુરી ચીજોની અછતને લીધે સમસમી રહી છે, તેથી તમે જ્યારે હડતાલ પાડશો ત્યારે તમને બનતો સાથ અને સહકાર આપવા માત્ર વ્યાપારીઓની સાથે હોટેલ ને સિનેમાવાળા અને પરચુરણ દુકાનદારો પણ તૈયાર થશે.

તમે, અમદાવાદના કામદારો, કામદાર જગતના રાજા છો. તમારી લડતમાં સાથ મળવાનો જ છે. ત્યારે મુઠ્ઠીભર શેઠીયાઓને આ વખતે સરકારનો સાથ પણ ઝાઝો નહિ મળે. તમારી વિરાટ સેનાની સામે એકલા અટૂલા ધર્મ અને નીતિના કોઈ પણ છત્ર વગર તેઓ ઊભા રહેશે અને જેવા તમારા હુમલા ઉપર હુમલા થશે ત્યારે તે થરથર કાંપવા માંડશે અને છેવટે તેમને નમતું આપવું પડશે.

આ સવાલ હાલ કોર્ટમાં સોંપવામાં આવ્યો છે. પણ તેથી ગભરાવાની જરુર નથી. આપણી નૈતિક લડતથી આપણે ન્યાયાધીશનું અને સરકારનું દિલ જીતી લેવા માંગીએ છીએ. માલિકોના દિલમાં થોડીઘણી અકકલનો સંચાર થશે તો તેઓ ગમે ત્યારે સહેલાઈથી સમાધાન કરી લેશે.

આ લડતની અંદર આપણી તરફ ધર્મ, ન્યાય અને સત્ય છે તટસ્થ સરકારનો ચુકાદો પણ છે. આવા જ કારણસર અગાઉની લડતોમાં આપણે વિજય ઉપર વિજય મેળવ્યાં છે. હવે આ લડતમાં અગાઉના સર્વ વિજય પર સુવર્ણ કળશ ચઢાવીશું એવી મારી શ્રદ્ધા છે. આવી શ્રદ્ધાથી પ્રેરાઈને તમે સૌ હડતાલને માટે કામદારોનો અને જનતાનો મત જાગૃત કરવામાં પૂરો સાથ આપશો એવી મારી વિનંતિ છે.

૩૦ મે, ૧૯૬૪.

[૩]

## જવાહરલાલ નેહરુ

તા. ૨૭ મીની બપોરે નેહરુનું હૃદય બંધ પડયું તે પછી આકાશે જાણે ગમગીન બનીને શામળાં વાદળના વાઘા ધારણ કર્યા અને સાંજે તો વરસાદ વાટે અશ્રુધારા દિલ્હી પર વરસાવવા માંડી. બીજે દિવસે જ્યારે નેહરુનો દેહ સ્મશાનયાત્રા કરી રહ્યો હતો ત્યારે ધરતીમાને આંચકો લાગવાથી થોડી ઘણી કંપી ઊઠી.

ભર જુવાનીમાં બૅરીસ્ટરનો ધંધો છોડી જવાહરલાલ ગાંધીજીની લડતમાં છેક ૧૯૧૯થી જોડાયા. સત્યાગ્રહ અસહકાર, મીઠાની લડત 'હિન્દ છોડો' વગેરે બધી લડતોમાં વીર જવાહર ઝૂઝયા. તે સરઘસોમાં જોડાયા, જંગી સભાઓ ધ્રુજાવતા ગયા. તેમણે લાઠીઓ ખાધી ને ઘણીયે વાર સજા પામીને ઘણાં વરસ જેલમાં કાઢયાં.

પણ શરુઆતથી જ તેમની વિલક્ષણ પ્રતિભાનો ચમકારો તે બતાવતા ગયા. સન ૧૯૨૧–૨૨માં ગાંધીજી જાગૃત થયેલા. ઉત્તર-પ્રદેશના કિસાનોએ જમીનદારોની ગુલામી તોડવાનું સંગઠન કર્યું ત્યારે નેહરુ તેમના આગેવાન થયા. મોટા મૂડીપતિઓના શોષણ સામે લડવાને કામદારોએ સંગઠન કર્યું, ત્યારે તેને પણ નેહરુએ સાથ આપ્યો. સન ૧૯૨૮માં ટ્રેડ યુનિયન કોંગ્રેસના તે પ્રમુખ થયા. આમ રાજકીય આઝાદી સાથે કચડાયેલી જનતાની આર્થિક આઝા-દીનાં તે સિતારા બન્યાં.

દેશ અને દુનિયાના લાડીલા નેતા જવાહરલાલ નેહરુ આ સંસાર છોડી ચાલ્યા ગયા છે. તેમનો સ્થુળ દેહ જમના નદીને કિનારે ભસ્મિભૂત થઈ ગયો છે. છતાં તેમના જેવા માણસો કદી મરતા નથી. તેમનો આત્મા અમર છે. તે ધ્રૂવતારક બની આકાશમાં ઝળ-કયાં કરે છે અને આપણને ભાવિ માર્ગ રોશન કરે છે.

વળી, ૧૯૨૯માં તે લાહોરની કોંગ્રેસના પ્રમુખ બન્યા ત્યારે વીર ભગતસિંહનું 'ઇન્કીલાબ ઝીંદાબાદ' નું સૂત્ર અપનાવીને તેમણે હિંમતભેર કોંગ્રેસની મેદનીને સંભળાવ્યું. સન ૧૯૩૦ની ૨૬ જાન્યુઆરીના દિવસે આઝાદીની જે પ્રતિજ્ઞા દેશભરમાં વેચાઇ તે તેમણે જ ઘડી અને તેમાં દેશની સાંગોપાંગ પ્રગતિના અરમાનો રજૂ કર્યાં. થોડા માસમાં કોંગ્રેસ મળી ત્યારે કિસાનો, કામદારોના અને જનતાના હક્કનું જાહેરનામું તેમાં મંજૂર કરાવીને તેમણે આઝાદ ભારતનો નકશો પ્રજા સમક્ષ રજૂ કર્યો.

સન ૧૯૩૬માં નેહરુ ફરી કોંગ્રેસના પ્રમુખ થયા, ત્યારે નેતાજી સુભાષબાબુ અંગ્રેજોની જેલમાં હતા. તેમની ધરપકડના સમાચાર સાંભળીને તેમનો ચહેરો લાલચોળ થઇ ગયો અને તે જ રીતે કિસાનોના અને કામદારોના શોષણ અને કંગાલિયત નજરે જોતા ત્યારે પણ તેમની આંખમાંથી તણખા ઝરતા. ત્યારથી તે છેવટ સુધી મેં તેમને જ્યારે જોયા છે ત્યારે ગામડાં અને શહેરમાં ફેલાયેલા જુલમ અને કંગાલિયતને તેમજ અસંખ્ય ગંદી ચાલીઓ અને ઝૂંપડાંને જાણે ત્રીજું લોચન ઉઘાડીને ભસ્મ કરવાને તે તલસતા દેખાયા છે.

નેહરુ ભારતની ભૂગોળ અને ઈતિહાસના ઘનિષ્ઠ અભ્યાસી હતા. તેમના પુસ્તકોમાં તેમણે દેશને દુનિયાના રાજા, મહારાજા અને ધર્મગુરુઓ અને રાજપુરુષો, કલા અને સ્થાપત્ય અને સંગીતમાં ઘણો રસ દાખવ્યો છે. છતાં કોઇ પરાધીન દેશની ગુલામીની યાતનાઓ તે જોતા કે સાંભળતા ત્યારે તેમનું દિલ કકળી ઉઠતું અને તેમની આઝાદી માટે બુલંદ ઘોષણા કરતા તેથી જ એશિયા અને આફ્રિકાના કરોડો વતનીઓના તે બેલી ગણાયા અને તે તેમના અગ્રેસરોના મિત્ર બન્યાં.

તેવી જ રીતે હિલટર અને મુસોલીનીની આગેવાની નીચે ફાસીવાદનાં વાદળ યુરોપ પર ફેલાવા લાગ્યાં ત્યારે તેના પાશવી

અત્યાચારથી નેહરુ કાંપી ગયા. સ્પેનની ફાંસીવાદ વિરોધી લડાઈમાં તેમણે ખૂબ જ રસ લીધો અને બર્સોબીનાની મુલાકાત લીધી. હિટલર બીજા વિશ્વયુદ્ધની તૈયારી કરતો હતો ત્યારે તેમનાં પત્નીની સારવાર માટે થોડો વખત જર્મનીમાં અને પછી સ્વીટઝરલેન્ડમાં હતા. પછી વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારથી તે ફાસીવાદ વિરોધી લોકશાહીનાં પુરસ્કર્તા તેમજ આંતરરાષ્ટ્રીય શાંતિના પ્રણેતા બન્યા હતા.

ભારત આઝાદ થયું ત્યારે નેહરુ વડાપ્રધાન બન્યા. પણ ભારત અને પાકિસ્તાનના ભાગલાથી અને પછી ફાટી નીકળેલા કોમી હત્યાકાંડથી તેમનું દિલ ઘવાયું. તે જીવનભર કોમી એકતાના આચાર્ય અને રક્ષક રહ્યા. સર્વ લઘુમતી કોમો અને મુસ્લિમો તેમને પોતાના વહાલા વાલી ગણતા રહ્યા.

નેહરુ દેશના સુકાની થયા ત્યારે ગરીબ દેશ ને જનતાને સમૃદ્ધ બનાવવાને તેમણે ઉપરા ઉપરી ત્રણ પંચવર્ષીય યોજના ઘડવામાં આગેવાની લીધી હતી. જૂના રાહ છોડી દઈને તેમણે જંગી રાષ્ટ્રિય ઉદ્યોગો, વહાણવટુ, વેપાર અને આયાત નિકાસ, જિંદગીના વીમા વગેરેના તંત્ર રચ્યાં. કામદારોને યોગ્ય વેતન અને હક આપવાના કાયદા ઘડયાંની પ્રેરણા તેમણે આપી.

ગામડાંની સિકલ ફેરવવામાં તેમણે ગ્રામ-વિકાસ, ખેતી સુધારણા અને પંચાયતી રાજની યોજનાઓને ઉત્તેજન આપ્યું. તેમના આગ્રહથી જ જમીનદારીપ્રથા દેશભરમાં ખતમ થઇ છે અને શાહુકારી પાશ તોડવાને પ્રયાસો કરવામાં આવ્યાં છે. ગામડામાં નાના મોટા ઉદ્યોગો સ્થાપી તેને સમૃદ્ધ કરવાનાં સ્વપ્નો પણ તેમણે સેવેલાં છે.

સારા દેશની કાયાપલટ કરવાને નદીઓ પર મોટા બંધ બાંધી મોટી નહેરોથી ખેતીને ખીલવવાની અને વીજળી ઉત્પન્ન કરીને

પ્રકાશ અને શક્તિના પ્રવાહ વહેવડાવવાની મહેચ્છા હતી. તેથી જ ભાખરા–નાંગલ ને દામોદર વેલી જેવી વિરાટ યોજના તેમણે અબજો રૂપિયાના ખરચે પૂરી કરી છે. ભીલાઇ ને દુર્ગાપુરનાં પોલાદનાં કારખાનાની માફક આ બંધો પણ નહેરુના અચળ સ્મારક બની ગયાં છે.

છતાં દેશનું મહામુલું ધન તો દેશના વતનીઓને જ છે, એમ ગણતા અને તેમાંય તેમની નજર જે ધનાઢ્યોથી તે વિંટળાયેલી રહેતા તેમનાં કરતાં વધારે ગરીબ શ્રમજીવીઓ પર જ એકાગ્ર થતી. તેમના રાજકારભાર દરમ્યાન ત્રણ ભારે યોજનાઓ અમલમાં મુકાઇ છતાં મૂડીપતિઓ ફૂલતા અને ફાલતા ગયા, અને ગરીબ સુખી થવાને બદલે વધારે કંગાલ થતા ગયા, તે જોઇને તે દુઃખી થતા. માલદારોનાં કારસ્તાનનો તેમને વધારે અનુભવ થતો ગયો તેમ તે લોકશાહી સમાજવાદને પોતાની પાયાની નીતિ તરીકે અપનાવતા ગયા. તેથી જ અવાડીથી ભુવનેશ્વર કોંગ્રેસ સુધી તેમનો સમાજવાદનો સંદેશ વધારે પ્રબળ રહેતો ગયો અને તે વિષે જ છેલ્લી વીરગર્જના મુંબઈની મહાસમિતિમાં કરીને તે ચિર નિદ્રામાં પોઢી ગયાં.

તે જ પ્રમાણે જેમ જેમ તે દુનિયાના રાજકારણનો વધારે અનુભવ મેળવતા ગયા તેમ ગાંધીપ્રણીત શાંતિ મંત્રણાના તે પાકા ઉપાસક બનતા ગયા. પણ તેમને કબ્રસ્તાનની ગુલામીની શાંતિ ગમતી નહોતી તેથી તે શાંતિ સાથે આઝાદીની ઘોષણા કર્યે જતા. જ્યારે દુનિયા બે મોટા જૂથમાં વહેંચાઈ ગઈ, ત્યારે તેમનું દિલ સમાજવાદી દુનિયા તરફ ઢળતું હોવા છતાં તેમણે તટસ્થતાની જ નીતિને પોતાનો ધ્રુવતારક બનાવ્યો. તેથી તેમને બન્ને જૂથ તરફથી દેશના વિકાસ માટે ભરપેટે નાણાં અને સાધનસામગ્રી મળી છે.

—૬ જૂન, ૧૯૬૪.

## પાંચમી ઓગસ્ટે "ગુજરાત બંધ"

સંયુક્ત કામદાર સંગ્રામસમિતિ તરફથી "અમદાવાદ બંધ" નું સૂત્ર ગઈ તા. ૫મીએ અપાયા પછી તા. ૧૧ મીએ મહાગુજરાત જનતા પરિષદની મધ્યસ્થ કમિટીએ ગુજરાત બંધ નો પેગામ ગુજરાત સમસ્તનાં કામદારો, કિસાનો અને 'જનતાને આપ્યો' છે. ત્યારથી અમદાવાદમાં ને બધા જિલ્લાઓમાં સંપૂર્ણ હડતાલનો પેગામ ઝપાટાબંધ ગુંજતો થયો છે.

અલબત્ત આગલા વરસની ને આજની સામાન્ય હડતાલમાં શહીદ સ્મારકની રચનાનો અને પાંચમીથી અંગ્રેજી ભણાવવાના સવાલ તો સમાયેલાં છેજ. વળી નવું પાટનગર ચાલીસ પચાસ કરોડને ખરચે બાંધવાની યોજનાનો સખત વિરોધ પણ સમાયેલો છે જ પણ આજે મુખ્ય સવાલ તો રોજ ઊંચે ચઢતી જીવલેણ મોંઘવારીનો અને તે મુજબ સરકારે મંજૂર કરેલું મોંઘવારીભથ્થુ ચુકવવાનો મિલ માલિકોના ઈન્કારનો છે. પાછલી બે સાલમાં તો સરકારી કર વધારવાની સામે—સન ૧૯૬૨માં સાઠ કરોડના અને ૧૯૬૩માં ૨૪૫ કરોડના કર વધારાની સામે તેમજ સુવર્ણ અંકુશ અને ખાસ તો ફરજિયાત બચતયોજના સામે વિરોધમાં હડતાલ પાડવામાં આવી હતી. વળી આ બન્ને વરસમાં કરવેરાનાં વધારાથી મોંઘવારી વધી હતી. તેની સામે પણ હડતાલનું શસ્ત્ર ઉગામવામાં આવ્યું હતું. પછી ફરજિયાત બચતયોજના નાબૂદ થઈ અને સોના પર અંકુશ હળવા કરવામાં આવ્યા, તેમાં જનતા પરિષદે પોતાની ફત્તેહ માની હતી.

આ સાલ બધા મળીને કરવેરામાં ૪૦ કરોડનો ઉમેરો કરવામાં આવ્યો છે. પણ તેના પ્રમાણમાં મોંઘવારી બેહદ વધી રહી છે,

તેમાં જનતાને મૂડીવાદ, કાળાનાણાં, સંઘરાખોરી અને નફાખોરી તેમજ સરકારની ગુનાહિત નિષ્ક્રિયતા જ દેખાય છે. તે બધાની સામે સીધો પ્રહાર કરવાનો આ હડતાલનો હેતુ છે.

## શેખચલ્લીનું પાટનગર

નવા પાટનગરની સાંગોપાંગ યોજના અને તેનાં પુરા ખરચનો અંદાજ કર્યા સિવાય ગુજરાત સરકારે આ ખાતે આ સાલ પાંચ કરોડ ખરચવાનું ઠરાવ્યું છે. પછી યોજનાપંચના એક સભ્ય શ્રી. ઠક્કર અહીં આવ્યા. તેમણે સરકારની જડતી લીધી. તેમણે ચેતવણી આપી કે પહેલા પુરી યોજના ઘડી અને પુરા ખરચનો અંદાજ કરો અને તે દિલ્હી સરકારને મોકલો અને તમારી પાસે જે હોય તે ઉપરાંત જોઈતા નાણાંની રીતસર માગણી રજૂ કરો. આ વખતે એમ જાહેર થયુ હતું કે આવી સંપૂર્ણ યોજના ઘડવાને એક વરસ લાગશે અને પછી દિલ્હી સરકાર તેને મંજૂરી આપશે ત્યાં સુધી નવા પાટનગરનું બધું કામ થંભાવી દેવામાં આવશે.

પણ વળી ગુજરાત સરકારનાં મગજમાં નવો સળવળાટ થયો છે અને આ બધી વિધિ પાર પડે તે પહેલાં જ નવા પાટનગરને અંગે નવો જિલ્લો પહેલી ઓગસ્ટથી રચવાની જાહેરાત થઈ છે. વળી એમ જણાય છે કે નવા પાટનગરનો શિલારોપણવિધિ પણ દિવાળી પછી સત્વર કરવામાં આવશે.

આમ ગુજરાત સરકાર આંધળીયા કરવા તેયાર થઈ છે, ત્યારે બીજી બાજુએ ગુજરાતના સાંગોપાંગ વિકાસ માટે અત્યંત જરુરી એવી નર્મદાની અને ઉકાઈની, કડાણાની અને શેત્રુંજયની અને એવી અસંખ્ય નાની મોટી પાણીના બંધની, વીજળીની અને વિકાસની યોજનાઓ પૈસાના અભાવે અદ્ધર લટકી રહી છે, જે સરકાર અત્યંત તાકીદના પ્રજાકલ્યાણના કામને ટોલ્લે ચઢાવીને પોતાની

શેખચલ્લી જેવી નવા પાટનગરની યોજનાને આગળ ધપાવવા માટે કરોડો રૂપિયા ખરચવાનું ગાંડપણ કરે છે, તેને છેક જ નાલાયક ગણવી જોઈએ અને તેની સામે પુણ્યપ્રકોપ દર્શાવવાને ગુજરાતની જનતાને પાંચમીની હડતાલ ઝીંકવી જ પડશે.

## મોંઘવારીની ભીતરમાં

હાલની અસહ્ય મોંઘવારી વિષે પણ કલ્પાંત કરવાથી કે માત્ર સભા-સરઘસ કાઢવાથી કંઈ વળ્યું નથી. હવે તેનાં કારણ તપાસીને તેના મૂળમાં જ ઘા કરવાનો વખત આવ્યો છે.

છેલ્લું બજેટ રજૂ કરતા નાણાંમંત્રી શ્રી. કૃષ્ણમાચારીએ કહેલું કે આ મોંઘવારી મોટા મૂડીપતિઓની સંગ્રહખોરી, કાળા નાણાં અને બેંકોના અઢળક ધીરાણથી સર્જાઈ છે છતાં તેનું નિવારણ કરવાને કંઇ પગલા તેમણે લીધા નહોતાં. આજે આ વાત દીવા જેવી સર્વત્ર રોશન થઈ ગયેલી છે, છતાં દિલ્હીની કે ગુજરાતની સરકાર મોંઘવારીને ડામવાને અશક્ત છે. તે તેની નાદર નિષ્ફતાનો પુરાવો છે.

સરકારની પાસે કટોકટી માટે રચાયેલો હિંદસંરક્ષણ ધારો છે. વળી જીવન જરુરિયાતની વસ્તુઓના ભાવનિયમન માટે કાયદા કાયમ હોવા છતાં સંગ્રહખોર મૂડીપતિઓના ભંડાર અને નફા વધ્યે જ જાય છે. ત્યારે જનતા રોજ વધારે પિંસાતી જાય છે. શ્રી. નગરવાલા જેવા ઊંચા અધિકારીને રુખસદ આપવાને સરકાર દિલ્હી સરકારની મંજૂરીની અપેક્ષાએ કડક હુકમ કરી શકે છે પણ સમગ્ર જનતાને રહેંસનાર અને પીંસનાર ઘંઉ ચોખાના સંગ્રહખોરોને કે તેલ પીલનાર મિલવાળાને સરકારની ઊંની આંચ જરાયે નડતી નથી.

## ઝોનનો સવાલ

આ ચર્ચામાં આજે ઝોનની પ્રથાનો સવાલ મધ્ય સ્થાને આવી ઊભો છે. પ્રાંતપ્રધાનોની પરિષદ દિલ્હીમાં મળી ત્યારે મોટાભાગના જે રાજ્યો પાસે અનાજની વધુ છત છે, તેમના જ વિરોધથી ઝોન-પ્રથા કાયમ રહી છે. તેમની વાત એ હતી કે તેમને પોતાની પ્રજા માટે જરુરી અનાજ સાચવીને જ વધારાનું અનાજ નિકાસ કરવાની સત્તા હોવી જોઈએ. નહિ તો સ્થાનિક ભાવમાં ભારે ઉછાળો આવે. પણ આ પ્રથા કાયમ રહેશે એમ જાણીને તો આપણા પ્રધાનો દિલ્હી પાછા આવેલા અને તેમને જરુરી દેશી ઘઉં અને ચોખા પંજાબ અને મધ્યપ્રદેશમાંથી મળવાની ખાતરી પણ અપાયેલી. તો પછી હવે તે માલ હજી સુધી કેમ આવ્યો નથી ? મળ્યો છે તો તે સરકારને, સહકારી સંસ્થાઓને કે ખાનગી વેપારીઓને હસ્તક છે ? નથી આવ્યો તો કોની ભૂલ કે અવળચંડાઈથી નથી આવ્યો ? આ સવાલોનો કોઈ જવાબ સરકાર તરફથી અપાયો નથી. તેથી જનતા આ સરકારની સામે રૂઠી છે, અને તેની સામે હડતાલ પાડવા તૈયાર થઈ છે.

વળી જે પરદેશી ઘઉં અને ચોખા સરકાર તરફથી આવી રહ્યા છે તેનો વહીવટ પણ કઢંગો છે. અહીં અન્નમંત્રી સસ્તા અનાજની દુકાને તપાસવા ગયા ત્યારે તેમાં જરુરી માલ હતો. પણ અમદાવાદમાં ખાસ કરીને બહારના નાના મોટા નગર અને ગામડાંમાં સરકારની જ દુકાનોમાં આ માલ ઘણુંખરુ હોતો નથી અને ગરીબ જનતાને તે માટે દિવસો અને અઠવાડિયાઓ સુધી ટળવળવું પડે છે. આવી અંધાધૂંધી કોઈ પ્રજા એક ઘડીભર પણ ચલાવી શકે નહીં અને તેથી ગામડા અને શહેરોની આ પ્રજા સરકાર સામે રૂઠી છે.

## તેલની ભયંકર મોંઘવારી

હવે નવાઈની વાત એ છે કે અનાજની અછતવાળા આપણા રાજ્યને ઝોન પ્રથાને લીધે દેશી અનાજ મેળવવાની મુસીબત પડે છે ત્યારે બીજી પાસ તેલની પુરાંતવાળા આપણા રાજ્યમાંથી તેલ બહાર ઘસડાઈ જાય છે અને તેથી આપણે ત્યાં તેલના ભાવ આસમાને ચઢી રહ્યા છે. જો અનાજની પુરાતવાળા રાજ્યોએ પોતાની ગરીબ પ્રજાના રક્ષણ માટે અનાજના ઝોનની માગણી કરી તો તેલની પુરાંતવાળા ગુજરાતના આપણા પ્રધાનોએ પોતાની ગરીબ પ્રજાને યોગ્ય ભાવે તેલ મળી શકે તે માટે તેલના ઝોનની માગણી કેમ ન કરી ?

આ વિષે ચર્ચા કરતા આપણા અન્નમંત્રી શ્રી. ત્રિવેદીએ કહેલું કે અમે તો ઝોનની પ્રથાના જ વિરોધી છીએ. પણ અમે તે પ્રથાને સ્વીકારીએ તો તેલમાં પણ બધું કામ સરળ થાય તેમ છે. ભલા માણસ! ઝોનની પ્રથાના બધા ગેરલાભ તો ભોગવો છો તો તેલમાં તેનાં અભાવથી તમારી પ્રજાને શા સારું પરેશાન કરી રહ્યા છો ? જો ઝોન પ્રથાની દિવાલની સામે માથું ભટકાવી ને પણ તેને તોડી ન શક્યા તો તમે તમારી જનતા સમસ્તના કલ્યાણ માટે તમારા તેલની આસપાસ પણ એવી ઝોનની દિવાલ ખડી કેમ ન કરી ? જો વેળાસર દિલ્હીમાં વાટાઘાટો કરીને તેલનો ઝોન કર્યો હોત તો તેલની નિકાસ પર જરુર અંકુશ મુકવાની સત્તા તેમને મળી હોત અને દિવાળી આવી રહી છે ત્યારે તેલનો દુકાળ અને આસમાની મોંઘવારી નિહાળવાનો વખત ન આવત.

ખેર ! હજીયે જો કે મોડું થયું નથી. શ્રી. સુબ્રમણ્યમ આવે છે તે વખતે તેલની નિકાસ પર અંકુશ મુકવાની સત્તા મેળવો અને તેલના ભાવનું કડક નિયમન કરો તો હજીયે તેલ માટે ટળવળતી જનતાને કાંઈક રાહત મળશે.

# તેલ સોંઘવારી સપ્તાહ

તેલના ઉકળતા ચરૂ તરફ સરકારનું ધ્યાન ખેંચાય અને તેલનો દોર જનતાના હાથમાં આવે તે માટે અઠવડિયામાં "તેલ સોંઘવારી સપ્તાહ" ઉજવવાનું એલાન જનતા પરિષદ તરફથી કરવામાં આવ્યું છે. તેમાં આ સાત દિવસમાં ફાવે ત્યારે સભા સરઘસ યોજવાનું, તેલના ઉત્પાદકોને નિકાસ અને ભાવ પર સ્વૈચ્છિક કાપ મુકવા સમજાવવાનું અને રેલવે સ્ટેશનથી ગુજરાત બહાર તેલની નિકાસ બંધ થાય તે માટે સ્ટેશનના અધિકારી અને કામદારોને સમજાવવાનું એલાન સર્વને કરવામાં આવ્યુ છે

આશા છે કે આ સપ્તાહ દરમ્યાન ખાસ કરીને સૌરાષ્ટ્રમાં અને સાબરકાંઠામાં જનતામાં સેવકો અને કાર્યકરો કોઈ ને કોઈ પ્રવૃત્તિઓ આદરી અને તેલના ભાવ ઘટાડવાના સક્રિય પગલાં ભરશે. એવા સમાચાર મળ્યા છે કે પંચમહાલના તેલનાં વેપારીઓએ તેલના ભાવનું ઐચ્છિક નિયમન કર્યું છે.—જો કે તેની વિગતો એવી નથી. હમણાં જ વેપારી મહામંડળ તરફથી તેલના માલદારોનું સંમેલન મળ્યું છે. તેમાં ઘણી ચર્ચા વિચારણા કરીને ઘટતા પગલાં વિચારીને એક કમિટી નીમાઈ છે. તેનું છેવટનું પરિણામ જાણવામાં આવ્યું નથી. પણ તેલ મિલ વાળાની અને વેપારીઓની પેઢીઓ તેમજ બેંકો, રેલવે સ્ટેશનો અને સરકારી કચેરીઓ આગળ જનતાની માંગણીઓ બુલંદ બનાવવી જ પડશે.

## પાંચમીની હડતાલ

આ સપ્તાહ દરમ્યાન પાંચમીએ ગુજરાતભરમાં મિલો અને કારખાના, બજારો અને હોટલો, સિનેમા ને કોલેજો, શાળાઓ બંધ કરવાનો પ્રચાર તો કરવો જ પડશે.

હવે પાંચમીની હડતાલમાં સરકારે મંજૂર કરેલું મોંઘવારી-ભથ્થું મેળવવાની સર્વ કામદારોની ખાસ વધારાની મકસદ તો છે જ. આજ સુધીમાં માત્ર અમદાવાદના જ કામદારોને સરકારી ભથ્થું ન ચુકવવાથી ૮૦ લાખ રૂપિયાનું નુકસાન થયું છે અને તે રીતે આખા વરસમાં અઢી કરોડનું નુકસાન થાય એમ છે, આખા ગુજરાતનાં સર્વ કામદારોને પાંચ કરોડનું કે વધારે નુકસાન થવાનો સંભવ છે. હાલની ભયંકર મોંઘવારીમાં આવી ધોળા દિવસની મિલવાળાઓની લૂંટ કામદારો હરગીઝ સહન ન કરી શકે અને તેથી તેમને હડતાલ પાડવા સિવાય બીજો કોઈ ઈલાજ નથી.

તેમના આ જંગમાં હાલની મોંઘવારીથી રૂઠેલી પ્રજા સમસ્તનો ખેડૂતો, મધ્યમવર્ગ, નાના વેપારીઓનો, વિદ્યાર્થીઓનો ને ખેતમજૂરો આ સર્વેનો સાથ મળશે એવી આશા પડે છે.

આજ સુધીમાં ગુજરાતની જે મિલોમાં મતદાન લેવાય છે, તેમાં કામદારોએ જંગી વધુમતિથી હડતાલની તરફેણમાં મત આપ્યા છે. ને ત્યાં કામદારોની સાથે જનતા પણ હડતાલમાં જોડાશે એ વાત ચોક્કસ છે.

ભરુચ જિલ્લામાં રાજપીપળાના ઘણાં ગામોમાં પણ હારીઓએ, ખેતમજૂરોએ અને ગોવાળીયાઓએ તેમના નજીવા પગારની સામે હડતાલ પાડી છે. હજારો ખેતમજૂરોએ વિરોધ સરઘસ કાઢીને તેમજ સભાઓ યોજીને તેમની માંગણીઓ બુલંદ બનાવી છે. આ હડતાલમાં તેઓ જનતાની સાથે આવી એક હડતાલમાં જોડાશે એવી આશા પડે છે.

## મજૂરમહાજનના વાંધા

આજે પાંચમીની હડતાલ માટે સૌરાષ્ટ્રમાં તેમજ દક્ષિણ ગુજરાતમાં, કચ્છમાં ને મધ્યગુજરાતમાં ધૂમ પ્રચાર ચાલી રહ્યો છે. ત્યારે હવે મજૂરમહાજને તેની ઘોર નિંદ્રામાંથી જાગીને હડતાલની

સામે પ્રચાર ચાલુ કર્યો છે. તેનો પહેલો વાંધો તો એ છે કે જે મતદાન થયેલું તે સાચું કહી શકાય નહિ કારણ કે મત આપનાર વિશે પુરી ચોકસાઈ રખાઈ નથી. ખરું છે કે મત આપનારાના નામો લખાયા નહોતાં પણ બેવડું અને જુઠું મતદાન કરીને હડતાલના પક્ષની બહુમતિનો આંક જાણીબુઝીને ઊંચા ચઢાવવાનો તેનો આક્ષેપ કામદારોની ઈજ્જત અને આબરુને માટે અપમાનકારક છે. અને તેનો સમસમતો જવાબ તો કામદારો પાંચમીના દિવસે સજ્જડ હડતાલ પાડીને જ આપશે.

બીજો વાંધો એ છે કે હવે પાંચમીએ તો મોંઘવારી ભથ્થાં વિશે ચુકાદો નક્કી આવી જવાનો છે. તેથી તે દિવસે હડતાલ પાડવાનો કંઈ અર્થ નથી. પણ ખરી વાત એ છે કે પાંચમીએ તો હડતાલને લીધે કદાચ કોર્ટમાં કામની સુનાવણી પણ મુલવતી રહેશે. અને પછી બન્ને પક્ષ પોતપોતાની દલીલો કરવામાં એક બે અઠવા-ડિયા લેશે. કોર્ટને ચુકાદો તૈયાર કરતાં થોડા અઠવાડિયાં લાગશે પછી ગમે તે ચુકાદો આવે તેની સામે ગુજરાત હાઈકોર્ટમાં કે સુપ્રિમ કોર્ટમાં અપીલ થવાનો સંભવ રહે છે. આમ છેલ્લો ચુકાદો આવતા વર્ષો વીતી જાય. ત્યાં સુધી કામદારોના કરોડો રૂપિયા લૂંટાય તે અસહ્ય જ ગણાય.

છેલ્લો વાંધો એ છે કે આ હડતાલ ગેરકાયદેસર થશે અને તેથી તેમાં ભાગ લેનાર કામદારોને સહન કરવું પડશે. નવાઈની વાત તો એ છે કે હડતાલનો પ્રચાર એક માસથી ચાલુ છે, તે દરમ્યાન મજૂરમહાજન કે તેના મુખ્ય અગ્રેસર શ્રી. વસાવડા એક અક્ષર બોલતાં નથી. તે આજે નિંદ્રામાંથી કેમ સફાળા જાગીને વિરુદ્ધ પ્રચાર કરવા નિકળ્યાં છે? સાચી વાત એ છે કે જે હડતાલને તેઓ એક છોકરવાદી, મશ્કરીરૂપ ગણતા હતા તે હવે નક્કર હકીકત જેવી

તેમને લાગતી જાય છે, તેથી હવે સામા ધડાકા કરી રહ્યા છે. ખેર! હવે કામદારોએ તો મતદાન કરીને, પોતાનો આકરા નિશ્ચય જાહેર કર્યો છે, તે હવે કોઈથી ફેરવી શકાય એમ નથી અને ગમે તેની સજાની ધાકધમકીથી કોઈ કામદાર પાછા હઠી જાય એમ માનતા હોય તો તેઓ ભીંત ભૂલે છે!

એ પણ યાદ રાખવું જોઈએ કે જ્યારે મહાજન આ હડતાલથી અંધાધૂંધી અને અવ્યવસ્થા થવાનો ભય ઊભો કરે છે, ત્યારે તે ભુલી જાય છે કે શ્રી. વસાવડાએ થોડા દિવસ પર જ રેલવે કામદારોની તાકીદની માંગણીઓ ઠુકરાવવામાં આવશે તો હડતાલ પાડવાની ધમકી આપી હતી. હવે એ તો દેખીતું જ છે કે મિલ કામદારો કરતાં રેલવેના કામદારોની હડતાલથી સારા દેશમાં વધારે અંધાધૂંધી થવાનો સંભવ રહે છે.

ખરું જોતાં આ હડતાલનો હેતુ મિલમાલિકોનું જડસુ પદાંધ વલણ હળવું કરવાની અને તેમને ઔદ્યોગિક અદાલત કે મજૂરમંત્રી આગળ વાજબી સમાધાન કરવાને પ્રેરવાનો છે. તેમાં મજૂરમહાજન પણ કુદરતી રીતે જોડાય અને તેથી કંઈ જશ તે ખાટી જાય તો અમારે વાંધો નથી. નવાઈની વાત એ છે કે હડતાલથી શ્રી. વસાવડાની શક્તિને પુષ્ટિ મળે એવો સંભવ છે, તેની જ સામે તેઓ અકાળે ઉલટો પ્રચાર કરી રહ્યા છે.

ખેર! આજે કામદારો અને સમગ્ર જનતા અસહ્ય મોંઘવારી-ભથ્થા સામે સમસમી રહી છે. આ બન્ને યાતના માટે જવાબદાર અને અપૂરતા મોંઘવારી મૂડીપતિઓને અને તેમની લાગવગથી દબાયેલી સરકારને પડકાર ફેંકવાને જરુર ગુજરાતની પ્રજા પાંચમી ઓગસ્ટે હડતાલ પાડશે, એ ચોકકસ છે. —૨૫ જુલાઈ, ૧૯૬૪.

'ગુજરાત બંધ' નો ૫ ઓગસ્ટનો કાર્યક્રમ ગુજરાતના અનેક નાના મોટા શહેરોમાં શાંતિથી પાર પાડવામાં આવ્યો. અને થોડે ઘણે અંશે સફળ થયો. ભૂજ ને ભરુચ, વડોદરા અને ભાવનગર, મહેસાણા અને નડિયાદમાં ને બીજે સ્થળે તે સંપૂર્ણ સફળ થયો ત્યારે સુરત જેવા શહેરના હજારો કામદારોએ હડતાલ પાડીને નવો ઈતિહાસ રચ્યો. વિસનગર તથા લીંમડી, માણસા ને વિરમગામ જેવા જે શહેરમાં ખાસ પ્રચારકો ગયા નહોતા ત્યાં વિદ્યાર્થીઓએ અને નાગરિકોએ સારી હડતાલ પાડી.

આખા ગુજરાતમાં પાંચમીએ શાંતિ સચવાઈ. ત્યારે અમદાવાદમાં જ ભયંકર લાઠીમાર, ઘોડાદોડ અને ગોળીબાર કેમ થયાં? અને તેનાથી ઉશ્કેરાયેલા લોકોમાં તોફાન કેમ થયાં?

એમને યાદ રાખવું જોઈએ કે સન ૧૯૬૨ માં ડો. જીવરાજ મહેતાની સરકાર હતી ત્યારે ૩૦ જુલાઈને દિવસે હડતાલ પડેલી અને એક લાખ માણસનું સરઘસ નીકળેલું અને બે લાખની સભા વિધાનસભાની પાસે થયેલી પણ ત્યારે કંઈ પોલીસની જમાવટ દેખાઈ નહોતી અને બધો કાર્યક્રમ સૌ શાંતિથી પતી ગયો હતો.

સન ૧૯૬૩માં શ્રી. બળવંતરાય મહેતાની નવી સરકાર આવી અને ૮મી ઓગસ્ટની હડતાલમાં હજારો કામદારો જોડાયા ત્યારે પોલીસદળનું મોટું પ્રદર્શન કરવામાં આવેલું. ગાંધીરોડ પર ફુવારા આગળથી વિરાટ સરઘસ જતું હતું ત્યારે તેના પર પોલીસે ભયંકર હુમલો કરેલો. તરત પોલીસ અધિકારીને સમજાવવામાં આવતાં પોલીસને હઠાવી લેવામાં આવેલી તો યે સભા પૂરી થયા પછી સંધ્યાકાળે પોલીસે ફરીફરીને લાઠીમાર કરેલો. કારણ એ હતું કે

કામદારો મોટી સંખ્યામાં હડતાલમાં જોડાયેલા અને મજૂરમહાજનની પ્રતિષ્ઠા જોખમમાં આવેલી.

આ વખતે તો હડતાલનું એલાન કામદારોના મોંઘવારી ભથ્થાને અંગે કરવામાં આવેલું અને મજૂરમહાજને કોઈ પણ રીતે હડતાલને તોડી નાંખવાને બીડું ઝડપેલું, તેથી તેણે મિલમાલિકો અને સરકાર સામે મળીને ગેરકાયદે કામગીરીનો અને પોલીસ પશુ-બળનો પૂરો ઉપયોગ કરવાનું કાવતરું ગોઠવ્યું અને તેથી ભયંકર તાંડવનૃત્ય અમદાવાદની ધરતી પર ખેલાઈ ગયું. **આ કાવતરાના મુખ્ય મુદ્દા નીચે મુજબ તારવી શકાય.**

(૧) પહેલી વાત તો એ છે કે દરેક મિલના દરવાજા આગળ શાંત પીકેટીંગ ચોકી કરવાનો દરેક કામદાર અને નાગરિકને સ્વયંસિદ્ધ હક ભારતના બંધારણથી અપાયો છે. પણ તે પીકેટીંગ કરનારને જ મહાજનના માણસોએ સામું પીકેટીંગ કરીને રોકવા નહિ પણ ચોથીની રાતે જ ન્યું કોટન મિલ અને અરવિંદ મિલ આગળ પોલીસની લાઠીઓથી સંગ્રામસમિતિના સ્વયંસેવકોને મૂઢ માર મારીને હટાવવામાં આવ્યા અને ત્યાંથી જ બધા ધાંધલની શરુઆત થઈ, આવુ તાંડવ લગભગ દરેક મિલને દરવાજે ખેલાયું.

(૨) મિલમાલિકોએ પણ ત્રીજી પાળીમાં માણસોને સવારે રોકીને પાછા કામે લગાડવાની ગેરકાયદેસર નીતિ અખત્યાર કરી. તેથી તેની સામે બીજી પાળીના જે કામદારો અરવિંદમાંથી છૂટયા હતાં, તેમણે સખત વિરોધ કર્યો ત્યારે તેની સામે મિલના ઝાંપાની અંદર અને બહાર પોલીસની લાઠીઓ વિંઝાઈ અને સામો પથ્થરમારો થયો, ધાંધલ વધી ગયું, તેથી ટીયરગેસ પણ છોડવામાં આવ્યો. આ બધું થયા છતાં ૪૦ ટકા કામદારોથી જ પાંચમીએ પહેલી પાળી ચલાવવામાં આવી અને બીજી પાળીમાં તો કસ્તુરભાઈ ગ્રુપની બધી મિલો બંધ રહી હતી.

આવી રીતે ત્રીજી પાળીના કામદારોને બળજબરીથી રોકી રાખીને ઘણીખરી મિલોમાં પહેલી પાળી ચલાવવામાં આવેલી. આ કામગીરી દેખીતી રીતે ગેરકાયદેસર હતી અને તે માટે સરકારે સામા પગલા ભરવાને બદલે પોલીસની લાઠીઓનું તેમને રક્ષણ આપવામાં આવેલું.

(૩) વધારે ભયંકર વાત તો એ છે કે પાંચમીની સવારથી સંગ્ર મિલ વિસ્તારમાં મિલના દરવાજાથી દૂર ઊભેલા કે જતા-આવતા માણસોને અને પોતાની ચાલી કે હાઉસીંગ કોલોની પાસે ઊભેલા માણસોને શાંતિથી હરવા ફરવાને જે હક બંધારણથી આપવામાં આવ્યો છે, તેનો છડેચોક ભંગ કરવામાં આવ્યો હતો. રસ્તા પર પોતાના મકાન પાસે શાંતિથી ફરતા એકલ દોકલ માણસો પર કે જૂથ પર સવારથી પોલીસે ભયંકર લાઠીમાર કરીને મૂઢ માર માર્યો હતો. સેંકડો અને હજારોને માથામાં, છાતી પર કે હાથ-પગ પર નાની મોટી ઈજાઓ થઈ હતી. વાજાવાળી ચાલીની બહાર ઊભેલી પોલીસે નિર્દોશ માણસોને પહેલાં પોલીસે લાઠીની ધમકી આપી ને ચાલીની અંદર ધકેલી મૂકયાં અને છેવટે ઘરઘરમાં જઈ પોલીસે સ્ત્રીપુરુષો અને બાળકો પર પણ ભયંકર લાઠીમાર અનેક વાર કરેલો. આવું કેટલીયે ચાલીઓમાં અને વાસમાં બન્યું છે.

આમ પાંચમીએ હજારો પોલીસોના ધાડાએ નરાતાર ગુંડાગીરી આચરી અને આખા મિલ વિસ્તારમાં ભયંકર ખૂનામરકી ફેલાવી અને કામદારોને પોતાના કાયદેસર હકનું જતન કરવાને માટે જરુરી બળ વાપરવાની ફરજ પડેલી.

(૪) આવી બધી પાશવલીલા વાપરવા છતાં અને કંઈક તેને લીધે જ ઘણી મિલોની બીજી પાળી બંધ થઈ ગઈ અથવા બહુ થોડા માણસોથી કામ કરતી રહી. પછીથી પોલીસે બધું ધ્યાન શહેર પર એકાગ્ર કર્યું.

એક ઊંચા પોલીસ અધિકારીની સલાહ પર વિશ્વાસ રાખીને શહેરમાં તંગદિલી વધુ ન ફેલાય તે માટે મેં સરઘસનો કાર્યક્રમ રદ કરવાનો નિર્ણય કર્યો પણ તે વિષે મારું નિવેદન પ્રગટ થઈ શક્યું નહિ અને તેને જાહેર કરવાને લાઉડસ્પીકરની કંઈ સગવડ મળી નહિ. પરિણામે મણિલાલમેન્શન આગળ એક લાખથી વધારે માણસોની મેદની જમા થઈ ગઈ. આવી મોટી મેદની કંઈ તોફાન કરવાની નહોતી અને આ સરઘસને માટે પોલીસની રીતસરની પરવાગી મળેલી હતી. છતાં બધા કાયદા અને નીતિ નિયમનો ભંગ કરીને લાઠીધારી પોલીસને એ જંગી મેદની પર છોડવામાં આવી અને સેંકડો નિર્દોશ માણસોને મારવામાં આવ્યા. આ લાઠીમાર છેક-કૃષ્ણસિનેમા સુધી રસ્તા પર કે ફૂટપાથ પર ગેરકાયદેસર રીતે ફટકાર-વામાં આવ્યાં.

(૫) વધારેમાં વધારે તાજ્જુબીભરેલો અને નિર્દય હુમલો તો ઘોડેસ્વાર પોલીસનો હતો. અગાઉ બ્રિટીશ સરકારે પણ ગુજરાતમાં આવા શહેરમાં કદી ઘોડેસ્વારોને લોકોનાં ટોળા પર દોડાવ્યા નહોતા માત્ર ધારાસભામાં મીઠાના સત્યાગ્રહને રોકવાને અંગ્રેજોએ ઘોડા દોડાવેલા. હવે ગુજરાતનું રાજ સ્થપાયા પછી કોંગ્રેસ સરકારે અમદાવાદનાં મધ્યભાગમાં સંસ્કારી ને સુરક્ષિત જનતા પર ઓચિંતા ઘોડા દોડાવીને પોતાની રહી સહી આબરુને ધૂળમાં મેળવી છે. તે હુમલાથી કેટલાયે માણસો ગબડી, કેટલાયે છુંદાઈ અને કચડાઈ ગયા. કોઈ સ્ત્રીના પેટપર ઘોડાનો પગ પડતા તેને ભારે વ્યથા થઈ.

(૬) આ બધી ગેરકાયદેસર પાશવલીલાથી સ્તબ્ધ બની ગયેલા લોકો પોતાની સલામતી ખાતર આગળ પાછળ, આસપાસ દોડી ગયા એટલે તરત જ સશસ્ત્ર પોલીસને બોલાવવામાં આવી અને તેણે કંઈપણ ચેતવણી આપ્યા સિવાય કસોકસ જામેલી અફાટ માનવમેદની

પર ભયંકર ગોળીબાર કર્યા. તેથી આજ સુધીમાં પાંચ નવજુવાનો શહીદ થયા છે અને ત્રીસથી વધારે ઘાયલ થયા છે. આ ગોળીબારના સમાચાર શહેરમાં વાયુવેગે ફેલાતા ચોપાસ સરકારની સામે ભારે રોષ ફેલાયો અને કેટલીય ભાંગફોડ જુદા જુદા વિસ્તારમાં થતી ગઈ.

પોલીસની ગેરકાયદેસર હિંસાખોરીના આવા કૃત્યની અદાલતી તપાસ જનતા માગે છે અને તે નહિ મળે તો સંગ્રામસમિતિને પોતાનું નિષ્પક્ષ પંચ નીમવાની ફરજ પડશે.

આ બધું પાંચમીએ થયું તેને લીધે રોષે ભરાયેલી જનતાને ઉશ્કેરવાની સરકાર તરફથી સતત કોશિશ થઈ રહી હતી. પણ છેવટે સાતમીએ સવારે પૂરી શાંતિથી સરકારનો સિતમ સહેવાની વિનંતિ મેં કરી, ત્યારે જ શહેરમાં સંપૂર્ણ શાંતિ સ્થપાઈ.

મજૂરમહાજને અને સરકારે તો પાંચમીની હડતાલને અમદાવાદમાં નિષ્ફળ થયેલી જાહેર કરી છે. પણ આખી દુનિયા જાણે છે કે આખા શહેરમાં તો સંપૂર્ણ હડતાલ હતી જ. બાકી મિલોમાં કામદારોની હાજરીની ગમે તેટલી ગુલબાંગો ઉઠાવવામાં આવે તો પણ પહેલી પાળીમાં વધારેમાં વધારે ૩૦-૪૦ ટકા હાજરી હતી. અને બીજી ત્રીજી સદંતર બંધ રહી હતી અથવા કવચિત નજીવી હાજરીથી ચલાવવામાં આવી હતી.

ખેર! હડતાલનું ગમે તે સાચું જુઠું મૂલ્યાંકન થાય. પણ છઠ્ઠીએ એ નક્કર હકીકત બની કે મિલમાલિકોએ મહાજન સાથે સમજૂતિ કરી તે મુજબ ઔદ્યોગિક અદાલતે ગયા માર્ચ માસથી દર માસે મોંઘવારીભથ્થામાં રૂા. ૫-૨૮ પૈસાનો વધારો આપવાનો હુકમ કર્યો છે. આ હકીકતમાં જ હડતાલની વાસ્તવિક સફળતાનો અમુક પૂરાવો મળે છે. હડતાલનો ચમત્કાર થયો અને બીજે જ દિવસે શેઠીયાઓએ જરા નીચા વળીને નમસ્કાર

કરીને વચગાળાની રાહત તરીકે સવા પાંચ રુપિયાં ચૂકવવાની ફરજ સ્વીકારી.

હડતાલ પડવાની હતી તે ટાંકણે તેલના આંદોલનમાં જનતાને સફળતા મળી અને તેની નિકાસબંદી થતાં તેલના ભાવમાં સંગીન ઘટાડો થયો અને 'ગુજરાત બંધ' ને બીજે જ દિવસે મોંઘવારી ભથ્થાની લડતમાં કામદારોને ચોખ્ખો વિજય થયો છે. તેને મહાજન અને કોંગ્રેસ સિવાય સર્વ ગુજરાતના કામદારોના વિજય તરીકે જરુર લેખશે જ.

પણ હવે ભયંકર લાઠીમાર ને ગોળીબારથી જે સરકારે પોતાની જ ઘોર ખોદી છે, તેમાં તેને દફનાવવાનું કામ કરવાનું છે તો બીજી બાજુએ દિવાળી સુધીમાં દેશી ઘઉં, ચોખા અને બરછટ અનાજ પુરતા પ્રમાણમાં અડધા ભાવે મેળવવાને લડત આદરવાની છે.

ઘઉં પંજાબમાં સસ્તા મળે છે. ત્યાં તે ઢોરને ખવરાવવામાં આવે છે. ત્યારે અહીં માણસને પણ નથી મળતા, મળે છે તે રૂા. ૧૮–૨૦ના ભાવે મળે છે. તે સત્વર દિલ્હી સરકારે પૂરતાં પ્રમાણમાં અને અડધા ભાવે અહીં સુલભ કરવા જ જોઇએ.

ચોખા તો પહેલાના કરતાં આ સાલ વધારે પાકયા છે, તેથી તે તો વધારે સહેલાઇથી અહીં લાવી શકાય અને તે પણ આશરે અડધા ભાવે જ અહીં મળવા જોઇએ.

આ માગણીઓ પાર પાડવાને માટે ઘઉં–ચોખા અને બીજા અનાજનાં ગોદામો આગળ પણ પીકેટીંગ, ભૂખ હડતાલ અને સત્યાગ્રહ વગેરે કડક માર્ગ લેવા પડશે. જો અહીં માલ નહિ હોય તો આ મોરચા કલેકટરની કચેરીઓ આગળ અને સચિવાલય આગળ લઇ જવાને આપણે તૈયાર થવું જોઇએ.

આ લડત દરમ્યાન જ ગુજરાત સરકારનો યમઘંટ વગાડીશું.

યાદ રાખવું જોઈએ કે ગુજરાત કોંગ્રેસમાં પણ મોરારજીનો વિરોધી જૂથમાં હાલની સરકારની નીતિરીતિ સામે ઘણો વિરોધ જાગ્યો છે. હવે પાંચમીએ સરકારે જ પાશવી હિંસા આચરી છે, તેથી આ વિરોધી જૂથ જો ગુજરાત કોંગ્રેસમાં વધારે પાવરધુ થાય તો પછી તે હાલની સરકારને બદલવાને ધમપછાડા કરશે.

પણ આ પ્રવૃત્તિને આગળ ધપાવવાને આપણે એક નવી પ્રવૃત્તિ હાથ ધરવી જોઈશે. આજ સુધીમાં ગુજરાતનો કામદારવર્ગ અને મધ્યમવર્ગ સારી રીતે જાગૃત થયો છે. પણ વધારેમાં વધારે સંખ્યાબંધી ધરાવતો ગામડાનો ખેડૂતવર્ગ પાંચમીની હડતાલથી મોટે ભાગે અલગ રહ્યો છે. હવે જો ગામડાનો અફાટ કિસાનવર્ગ આપણા મોંઘવારીવિરોધી અને મૂડીવાદવિરોધી લડતમાં જોડાય તો આપણો વિજય નિશ્ચિત બનશે. જે દિવસે શહેરના કામદારો અને મધ્યમવર્ગની સાથે ગામડાની વિરાટ કિસાન જનતા સંયુક્ત મોરચા માંડશે, તે દિવસે સરકારના અને મૂડીપતીઓના બાર વાગી જશે.

—૧૫ ઓગસ્ટ.

## [૨૧]

[ ૧૯૬૪ના ઓગસ્ટની ૫મી તારીખે જનતા પરિષદ અને સંગ્રામસમિતિએ મોંઘવારી અને કરવેરાના વિરોધમાં હડતાલ અને સરઘસનો કાર્યક્રમ જાહેર કર્યો હતો. પોલીસે આ પ્રસંગે લાઠીઓ વરસાવી અને ગોળીઓ ચલાવી. છ નવજુવાનો આમાં શહીદ થયા. એમની શહાદતને અંજલિ આપવા પ્રગટ થયેલી પુસ્તિકામાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેની પ્રસ્તાવના લખી હતી. ]

ધાર્યું હતું કે મહાગુજરાતની લડત દરમ્યાન '૫૬ અને '૫૮'માં અમદાવાદમાં ઘણા ગોળીબાર થયા. તેની કડક ટીકા થતાં દિલ્હી સરકારે ગોળીબાર ઉપર કડક નિયમન મૂક્યું. પછી ખાસ કરીને મહાગુજરાતનું રાજ્ય સ્થપાયા પછી અમદાવાદમાં ગોળીબાર નહિ થાય એવી આશા રાખેલી. આ માટે ખાસ ચાનક ડૉ. જીવરાજ મહેતાની પહેલી સરકારે રાખી હતી. સન ૬૨માં ૩૧ જુલાઈના દિવસે કરવેરા અને મોંઘવારીના વિરોધમાં વિરાટ સરઘસ નીકળ્યું ત્યારે તેમાં પોલીસની કંઈ પણ ડખલ દેખાઈ નહોતી અને બધોયે કાર્યક્રમ પૂરી શાંતિથી પાર પડયો હતો.

પણ ગુજરાતના 'સર્વોચ્ચ' નેતા અને સદાના 'હિતૈષી' મોરારજી દેસાઈને આ રુચ્યું નહિ. તેમની સહબરી નીચે ડૉ. જીવરાજની સરકારે પણ પોતાના પોલીસ–માનસનું પારખું દેખાડયું અને સન '૬૩ના ૮ ઓગસ્ટના સરઘસ અને સભામાં પોલીસના લાઠીમારનું મંગલાચરણ થયું.

આ સાલ સંગ્રામસમિતિએ અમદાવાદના કામદારોનું નવું સંગઠન કરીને ગયા ઓગસ્ટની પાંચમીએ બજારોની સાથે પરાં વિસ્તારની મિલો પણ બંધ કરવાનું એલાન આપ્યું, તેથી આ

વખતે મજૂરમહાજનની સીધી ઉશ્કેરણીથી સરકારે પોલીસના રાક્ષસી બળનું સંપૂર્ણ પ્રદર્શન અમદાવાદમાં કર્યું. મિલ વિસ્તારમાં હજારો પર લાઠીઓ વરસી તો શહેરના મધ્યભાગમાં લાઠીમાર ઉપરાંત લાઠીધારી ઘોડેસ્વારનો અને બંદૂકની ગોળીઓનો પણ મારો વિરાટ સરઘસ ઉપર અકારણ અને આંધળિયાં કરીને નિર્દય રીતે ચલાવવામાં આવ્યો.

આ ગોળીબારથી જે ૭ નવજુવાનો ગોળીબારના સ્થાને કે પછીથી ઇસ્પિતાલમાં શહીદ થયા છે, તેમનો કંઇક પરિચય ગુજરાતની જનતાને આપવાને આ નાની પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે. વાંચનાર જોઈ શકશે કે આ બધાય મોટે ભાગે ૧૮–૨૦ વર્ષના કાચા યુવાનો હતા, અને એમની ઉંમરને લાયક જિજ્ઞાસાથી લોક-લડતમાં કંઈક રસ વૃત્તિથી, સાહસવૃત્તિથી ખેંચાઈને તેઓ લોક સમુદાયમાં ભળી ગયા હતા. બધીય હકીકત પરથી મારી ખાતરી થઈ છે કે આ સર્વે તદ્દન નિર્દોષ હતા. જ્યારે તેમના ઉપર ગોળીઓ વરસી ત્યારે ગોળીબાર કરવાને કંઈ કારણ રહ્યું ન હતું એમ જાણ્યું-છે. આમ કંઈપણ કારણ વગર આ નિર્દોષ કુમારોને જીવલેણ ગોળીઓથી વીંધીને બળવંતરાય મહેતાની સરકાર પણ હંમેશને માટે કલંકિત થઈ છે અને તેને ગુજરાતની જનતા કદી માફી નહિ આપે.

મારી ઉમેદ છે કે આ અમર શહિદોનું યોગ્ય સ્મારક તેમની શહિદીને સ્થાને રચવાને માટે યોગ્ય પ્રબંધ થશે જ. તે દરમ્યાન આ પુસ્તિકા વાંચનારના દિલમાં શહીદોની સ્મૃતિ કાયમ રહેશે એવી આશા હું રાખું છું.

પ્રથમ શહિદ દિન,<br>
તા. ૫-૯-૬૪,<br>
અમદાવાદ.

[૨૨]

૧૯૬૪ના ડિસેમ્બરમાં ગોળીબાર અંગે નિમાયેલા તપાસ-પંચ સમક્ષ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેની જુબાની આપી હતી.]

નૂતન મહાગુજરાત જનતા પરિષદ અને સંયુકત કામદાર સંગ્રામસમિતિના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આજે આખાય દિવસ દરમ્યાન ગોળીબાર તપાસપંચ સમક્ષ જુબાની આપી હતી. શરુઆતમાં શ્રી. યાજ્ઞિકે નામદારપંચ સમક્ષ પોલીસની સૂચનાથી સરઘસનો કાર્યક્રમ રદ કર્યાની વિગતો અને નામદારપંચે પૂછેલા પ્રશ્નોના જવાબો આપ્યા બાદ સ્વતંત્રપક્ષના એડવોકેટ શ્રી. રતીલાલ પટેલ તથા સરકારી એડવોકેટ શ્રી. હર્ષદરાય મહેતાની ઉલટ તપાસમાં લંબાણ જુબાની આપી હતી. શ્રી. યાજ્ઞિકની વધુ ઉલટતપાસ બીજા દિવસ પર મુલત્વી રહી હતી. સરકારી એડવોકેટોની ઉલટ-તપાસમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે તા. ૫મી ઓગસ્ટ પહેલાં મેં જે પ્રવચનો કર્યા હતાં, તે ઉશ્કેરણીજનક નહિ પરંતુ પ્રેરણાત્મક હતા. મારા એક ભાષણમાં મેં એમ કહેલું કે 'આપણે મિલમાલિકો-મૂડીવાદીઓ ગુજરાત સરકાર અને દિલ્હી સરકાર સામે સંગ્રામ ખેલવાનો છે. માટે થઈ જાઓ તૈયાર' એ વાત ખરી છે, પરંતુ આમાં ઉશ્કેરવાની કોઇ વાત નથી. સંગ્રામ એટલે હકક માટેની ન્યાયી લડત એવું કહેવાનો મારો ઉદ્દેશ હતો. બીજા એક ભાષણમાં મેં 'અમદાવાદ શહેરનું રાજ્ય લેવા માટે તૈયાર થાવ.' એવું કહેલું એ વાત પણ ખરી છે. પરંતુ એનો અર્થ મ્યુનિ. ચૂંટણીઓમાં ભાગ લઈને મ્યુનિ.નો વહીવટ હાથમાં લેવો એવું કહેવાનો મારો આશય હતો. શરુઆતમાં શ્રી. યાજ્ઞિકે કેટલાક દસ્તાવેજો અને

નિવેદનો ના. પંચ સમક્ષ રજૂ કર્યા હતા. જેમાં પરિષદ તરફથી બહાર પડેલી પત્રિકાઓ, પોસ્ટરો અને સરઘસની પરમીટ, પ્રજાજોગ પોતે કરેલાં અને અખબારોમાં પ્રસિદ્ધ થયેલાં નિવેદનો, ૫મી ઓગસ્ટના કાર્યક્રમ વિષે જનતા પરિષદની મધ્યસ્થ કારોબારીએ કરેલા ઠરાવોની નકલો તેમજ તેમના તરફથી પ્રગટ થતાં 'જનતા રાજ' નામના અઠવાડિકની નકલો વગેરેનો સમાવેશ થાય છે. શ્રી. યાજ્ઞિકે ના. પંચના પ્રશ્નોના જવાબમાં જણાવ્યું હતું કે પરિષદ તરફથી યોજાતા કાર્યક્રમો અને ચાલતી પ્રવૃત્તિઓમાં મારી સંમતી હોય છે, તે વાત ખરી છે પરંતુ એના જે કંઈ સારા–માઠા પરિણામો આવે તે પણ ભોગવવાની જવાબદારી મારી છે એવું હું કહી શકતો નથી, પરંતુ મારે ઉમેરવું જોઈએ કે સામાન્ય રીતે અમારા આપેલા કાર્યક્રમોનો અમલ સીધી રીતે કોઈની દખલગીરી કર્યા વગર થાય તો એના પરિણામની જવાબદારી સ્વીકારવામાં મને વાંધો નથી.

શ્રી. યાજ્ઞિકે શરુઆતમાં ના. પંચના પ્રશ્નોનો જવાબ આપતાં જણાવ્યું હતું કે મારી ઉંમર ૭૨ વર્ષની છે. હું પરિષદ અને સમિતિનો પ્રમુખ છું. આ બંને સંસ્થાઓની તરફથી તા. ૫મી ઓગસ્ટ ૧૯૬૪ના રોજ અમદાવાદ અને ગુજરાત બંધનું એલાન આપવામાં આવ્યું હતું.

## અફવાથી ઉશ્કેરાયા હતા

તે દિવસે બપોરે ૩–૩૦ વાગે મણિલાલમેન્શન આગળથી સરઘસ નીકળવાનું હતું તે વખતે મણિલાલ મેન્શનથી માંડીને તે છેક ધનાસુથારની પોળ સુધી લોકોનાં જંગી ટોળાં જમા થયાં હતાં અને લોકો મારી ધરપકડ થઈ છે એવી અફવાથી ઉશ્કેરાઈ ગયા હતા, અને સરઘસ કાઢવા ખુબ જ આતુર હતાં. એની જાણુ જો મને પહેલેથી જ થઈ હોત તો હું મણિલાલમેન્શન આગળ કે જ્યાંથી સરઘસ નીકળવાનું હતું ત્યાં કયારનોય પહોંચી ગયો હોત. પરંતુ

કમનસીબે મેં મારા કાર્યકરો અને કેટલાક લોકોએ મને કરેલા ટેલિફોન પર ભરોસો ન રાખ્યો અને પો. સુપ્રિ. શ્રી. માનસિંહજી ઝાલાની સરઘસ નહીં કાઢવાની વિનંતિને વશ થયો અને સાંજના ૪-૩૦ વાગ્યા સુધી મારી ઓફિસમાં જ બેસી રહ્યો પોલીસે તે પ્રસંગની ગંભીરતાની કોઈ વાત જ ન કરી.

## હું હાજર ન હતો

સરઘસ નીકળ્યું ત્યારે હું ત્યાં હાજર ન હતો. કારણ કે હું જ્યારે બપોરે દોઢેક વાગ્યે મારી ઓફિસમાં હતો ત્યારે શ્રી ઝાલાનો ટેલિફોન આવ્યો કે શહેરના કેટલાક ભાગોમાં પરિસ્થિતિ ગંભીર છે એટલે તમે જો સરઘસનો કાર્યક્રમ રદ કરો અને મણિલાલ મેન્શન આગળ જમા થયેલા લોકોને સીધા કાંકરીયાની જાહેર સભામાં જવાનું કહો તો સારું. એથી શહેરમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવાના કામમાં અમને ઘણી મદદ થશે. મારા દિલમાં પણ એવી ભાવના હતી કે. શહેરમાં કાયદો ને વ્યવસ્થા જળવાઈ રહે એટલે મેં આ અંગે શ્રી. દિનકર મહેતાની સાથે ચર્ચા કરીને શ્રી. ઝાલા સાથે હું સંમત થયો અને સરઘસ કાઢવાનુ માંડી વાળ્યું પરંતુ મારા ઉપર મનુભાઈ પાલખીવાળા અને રાઠોડ વગેરેના ફોન આવ્યા કે લોકો માનતા નથી એટલે મેં શ્રી. રતિલાલ શાહને ત્યાં મોકલ્યા પરતું મારી ધરપકડની અફવાથી ત્યાં ઉશ્કેરાટ ફેલાયેલો છે એવું મને કહેવામાં આવ્યું પરંતુ મેં કમનસીબે મારા કાર્યકરો અને લોકોની વાત ન માની અને શ્રી. ઝાલાની સાથે સહમત થઈ સરઘસનો કાર્યક્રમ રદ થયો.

સરઘસનો કાર્યક્રમ રદ કરવો એનો અર્થ એ જ કે મારે મણિલાલમેન્શન આગળ જવું નહિ અને સરઘસની આગેવાની લેવી નહીં એવું હું સમજેલો. અર્ધો પોણો કલાક પછી શ્રી. ઝાલાનો ફોન આવ્યો એટલે મેં તેમને જણાવ્યું કે તમારી ઈચ્છા મુજબ અમે સરઘસ કાઢવાનું માંડી વાળ્યું છે. તેમણે કહ્યું કે સારું કર્યું.

પરંતુ તેમણે મને ત્યાં જવાનું કહેલું નહિ અને ઉપરથી એવી સલાહ આપી કે તમે જાહેર સભા પણ મુલત્વી રાખો તો સારું પરંતુ મેં તેમને જવાબ આપ્યો કે સરઘસ બંધ રાખવું સહેલું છે પરંતુ શહેરના ખૂણે ખૂણેથી અને બહારગામથી પણ જાહેરસભામાં લોકો આવનાર છે એટલે કોઈપણ સંજોગોમાં જાહેર સભાનો કાર્યક્રમ રદ કરી શકાય નહીં.

## ઝાલાની અસર નીચે રહ્યા

આ વખતે શ્રી. ઝાલાએ મને મણિલાલ મેન્શન અને ધના-સુથારની પોળ આગળની પરિસ્થિતિ વિષે કંઈ જણાવેલું નહીં. તેમ તેનું નિવારણ કરવા માટે પણ કોઈપણ પ્રકારની વિનંતિ કરેલી નહીં. ના. પંચના પ્રશ્નોનો જવાબ આપતાં તેમણે કહ્યું કે હું ઝાલાની અસર નીચે રહ્યો એટલે ત્યાં ગયો નહિ. મને એમ લાગ્યું કે જો હું ત્યાં જઈશ તો વધુ તોફાન થશે.

હું આપ નામદારને કહેવા ચાહું છું કે શહેરમાં કાયદો ને વ્યવસ્થા જાળવવામાં મેં એટલી બધી ચીવટ રાખેલી કે મેં શ્રી. ઝાલાની સૂચના પાળી અને સરઘસનો કાર્યક્રમ રદ કર્યો એજ એનો પુરાવો છે.

પરંતુ સાંજે ૪–૩૦ની આસપાસ છૂપી પોલીસના પો. સ. ઈ. શ્રી. ભટ્ટનો ટેલિફોન આવ્યો કે ધનાસુથારની પોળ બાજુ લોકોનું જંગી ટોળું એકઠું થયું છે. અને સ્થિર થઇને બેઠું છે, ઉઠતું પણ નથી તો તમારી તાકીદે જરુર છે તો તમે જલ્દી આવો, હું શ્રી. ભટ્ટને ઓળખતો હતો એટલે તેમની વાત માનીને હું રિક્ષામાં ત્યાં જવા ઉપડયો. પરંતુ આગળ જંગી માનવી મેદની હોઇ આગળ જઈ શકાય એમ ન હોવાથી મારે રિક્ષામાંથી નીચે ઊતરી જવું પડયું હતું.

આ વખતે લોકો શાંત હતા. અને સરઘસની વાટ જોઈને ઊભા હતાં, ફૂટપાથો, રસ્તાઓ, અગાસીઓ, છજાઓ, જ્યાં જુઓ ત્યાં સ્ત્રી-પુરુષો અને બાળકો સરઘસની રાહ જોતા ઊભા હતાં. હું રિક્ષામાંથી ઊતર્યો કે લોકોએ મને ઘેરી લીધો અને પોલીસ વિરુદ્ધ ફરિયાદો કરવા માંડી કે પોલીસે અમને માર્યા છે, ઘોડા વિષે પણ ફરિયાદો કરી એટલે ઘોડા દોડી ગયા હશે.

## આગળ જવામાં માલ નથી

હું વિચારમાં હતો કે મારે આગળ જવું કે નહિ. પરંતુ એટલામાં તો શ્રી. ડાહ્યાભાઈ શિકારીને મેં વિદુષકના પહેરવેશમાં બીજા ઢોલ નગારાવાળા સાથે આવતા જોયાં. તેમણે મને કહ્યું કે હવે આગળ જવામાં માલ નથી. એટલે મેં ત્યાંથી જ સરઘસની આગેવાની લેવાનું નક્કી કર્યું અને ત્યાંથી સરઘસ શાંતિથી પાનકોર નાકા થઈને આસ્ટોડીયાના રસ્તે ગયું. રસ્તામાં લોકોએ અમારા ઉપર પુષ્પવૃષ્ટિ પણ કરેલી. પરંતુ અમે જેવા આસ્ટોડીયા દરવાજા બહાર આવ્યા કે રકતપિત્તીયા હોસ્પિટલ આગળ પોલીસની એક વાનમાંથી એસ. પી.ના માણસો હાથમાં લાકડીઓ લઈને ટપોટપ નીચે ઊતરીને અમારી તરફ સરઘસ જોઈને ધસી આવ્યા.

અમારી પાસે સરઘસની પરમીટ હતી અને તે રદ કરવામાં આવી નહોતી. તે પોલીસે જાણવું જોઈતું હતું. તેમ છતાં અમારા ઉપર ધસારો કર્યો.

ના. પંચ—અમસ્તો જ ધસારો કર્યો હતો કે? (હસાહસ)

શ્રી. યાજ્ઞિક :— પછી શું થયું તે હું આપને કહું છું. તેમના હાથમાં સોટીઓ નહિ પણ લાઠીઓ હતી કે મારે તો લોહી જ આવે.

ના. પંચ :— રાખવી તો પછી એવી જ લાઠીઓ રાખવી

જોઈએ નહિ તો પછી કંઈ જ નહિ રાખવું જોઈએ. (ફરીથી હસાહસ)

સાક્ષીએ વધુમાં જણાવ્યું હતું કે અમારી વચ્ચે અને પોલીસ વચ્ચે મેદાનમાં લોખંડની તારની વાડ હતી. તેના પર એસ. આર. પી.ના માણસો લાઠીઓ મારતા હતા અને વાડ તોડવા ઈચ્છતા હતા પરંતુ એવામાં એમનો એક આગેવાન મને જોઈ ગયો એટલે તેઓ શાંત થઈ ગયા. એમની પાસે અક્કલનો ઈજારો હોય તો ને?

ના. પંચ :– તો અક્કલનો ઈજારો કોની પાસે હોય છે? (હસાહસ)

શ્રી. યાજ્ઞિક :– જેની પાસે હોય તેની પાસે. પરંતુ એમની પાસે તો નથી જ.

## શબ લઈને આવી પહોંચ્યાં

તેમણે વધુમાં જણાવ્યું હતું કે સરઘસના લોકો તેમની તરફ જોવા લાગ્યા એટલે મેં કહ્યું શું જુઓ છો? ચાલો આગળ. પછી તેઓ મને જોઈને કંઈ કર્યા વગર ચાલ્યા ગયા. અમારું સરઘસ કાંકરિયા પહોંચ્યું. અને સભાના રૂપમાં ફેરવાઈ ગયું. અમે સભાની શરુઆત કરવા જતા હતા, તેવામાં ગોળીબારથી મૃત્યુ પામેલા એક યુવાનનું શબ લઈને તેના કોઈ સગાવહાલા કે મિત્રો સભામાં આવ્યા.

૧૯૫૬ની સાલથી ઘણીવાર નાની મોટી સભાઓ થઈ છે પરંતુ આ રીતે પહેલી જ વાર સભામાં યુવાનનું શબ આવતાં ઘણું જ કરુણાજનક દશ્ય ખડું થયુ હતું અને બધાની લાગણીઓ એકદમ ઉશ્કેરાઈ ગઈ હતી. મને પણ વિચાર થયેલો કે આનો મુકાબલો કેવી રીતે કરવો. પછી અંજલી આપતો ઠરાવ કર્યો. આ વખતે એવી માગણી કરવામાં આવી કે આ યુવાનનું શબ લઈને શહેરમાં ચાલો.

પરંતુ મેં કહ્યું કે કોઈપણ સંજોગોમાં શબ લઈને સરઘસ કાઢીને શહેરમાં જઈ શકાય નહિ. જાહેરસભામાં શબ કેવી રીતે લાવ્યા તેની સભાના વ્યવસ્થાપકોને કોઈ ખબર નહોતી. અને પોલીસની વિરુદ્ધ ફરિયાદ કરવાનાં હેતુથી ત્યાં શબ લાવવામાં આવ્યું હતું.

## ત્યારે ખબર પડી

શબ લાવ્યા ત્યારે મને ખબર પડી કે શહેરમાં ગોળીબાર થયો હતો. શબની હાજરીમાં સભા ચલાવવી મુશ્કેલ હતી એટલે અમે તેના સગાવહાલાંને શબ લઈ જવા વિનંતિ કરી. થોડી રકઝક પછી તેઓ શબ લઈ ગયા. સભાએ રસ્તો કરી આપ્યો અને શબ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. આ વખતે મને ખબર પડી કે શહેરમાં પોલીસે સખત બંદોબસ્ત ગોઠવી દીધો હતો. અમે શહીદ સાથે સરઘસ નહિ કાઢવાનો ગંભીર નિર્ણય લીધો પરિણામે મારે કહેવું જોઈએ કે શહેરમાં કાયદો ને વ્યવસ્થા જાળવવાનું કામ ઘણું સરળ થયું નહીં તો સરઘસ જો કાઢ્યું હોત તો એ રાત્રે શહેરની કેવી સ્ફોટક પરિસ્થિતિ થાત તે કહેવું મુશ્કેલ છે.

સાક્ષીએ વધુમાં જણાવ્યું હતું કે એક વખત અમે શ્રી. ઝાલાની સરઘસ નહિ કાઢવાની સૂચના માની અને બીજું શહીદના શબ સાથે શહેરમાં સરઘસ આકારે જવાનું માંડી વાળ્યું. એ બે વસ્તુ બતાવે છે કે અમો શહેરમાં કાયદો ને વ્યવસ્થા જાળવવાના કામમાં સાથ આપવામાં ચિવટવાળા હતા.

## પોલીસ લાઠીઓ સાથે ઘૂમતી હતી

તે દિવસે સવારે સાડા આઠ વાગે હું મોટર ગાડીમાં મિલ વિસ્તારમાં ફરવા નીકળ્યો હતો. રોહિત મિલ આગળ ગયો ત્યારે ત્યાં સ્મશાન શાંતિ હતી. હું બાજુની હાઉસીંગ સોસાયટીમાં ગયો નહોતો. એ વખતે પોલીસ લાઠીઓ સાથે ઘૂમતી હતી. મેં લોકોને

પોલીસ સાથે અથડામણુમાં નહિ આવવા અગાઉથી ચેતવણી આપી હતી. મેં ત્યાં કોઈ ટોળું જોયેલું નહિ. મેં ત્યાં કામદારોને ઉશ્કેર્યા હતા એવું જે કહેવામાં આવ્યું છે એ વાત તદ્દન ખોટી છે. ત્યાંથી હું રખિયાલ તરફ ગયો ત્યાં પણ લોકોએ મને પોલીસે કરેલા લાઠીચાર્જની ફરિયાદ કરી.

પરંતુ માસ્તરને જોઈ જેમ નિશાળિયા ભાગી જાય તેમ મને જોઈને પોલીસવાળા આઘાપાછા થઈ જતા હતા. મારી હાજરીમાં કોઈને મારપીટ કરતા ન હતા. ત્યાંથી હું નરોડા થઈને બપોરે ૧૨–૩૦ વાગે મારે ઘેર ગયો હતો.

તા. ૪ની રાત્રે પાંચકૂવાની જાહેર સભામાં શ્રી. રાઠોડ નામના અમારા એક કાર્યકરે આવીને મને કહ્યું કે શ્રી. હીરાભાઈ શેઠની મિલ આગળ એસ. આર. પી. પોલીસે પીકેટીંગ કરનારા અમારા પક્ષના કામદારો ઉપર લાઠીચાર્જ કરતી હતી. મેં આગલી રાત્રે એમ માનેલું કે મિલોના ઝાંપા આગળ અમારા પીકેટીંગ કરનારાઓને મજૂરમહાજનના અને કોંગ્રેસના માણસો સાથે થોડુંક ચકમક ઝરશે પરંતુ સવારે ન તો મહાજનવાળા આવ્યા કે ન કોંગ્રેસવાળા આવ્યા અને કાળા ટોપા વાળા પોલીસોએ અમારા પીકેટીયર્સ ઉપર ધડાધડ લાકડીઓ ઠોકવા માંડેલી.

આપ નામદારને હું વિનંતિ કરું છું કે ભારતના બંધારણ મુજબ કામદારોને હડતાલ પાડવાનો અને શાંતિપૂર્વક પીકેટીંગ કરવાનો હકક છે કે નહીં ? અને જો હોય તો પોલીસને તે રોકવાનો શો અધિકાર હતો ? આપ આ બાબતમાં જરુર વિચાર કરશો.

તા. ૪થીની મધરાતે ચામુંડા ચાર રસ્તા આગળ અમારી જાહેરસભા હતી, હું ત્યાં પ્રમુખ હતો. એ વખતે અરવિંદ મિલ આગળ ધમાલ થયેલી. એ વખતે લાઠીચાર્જથી ઘવાયેલા અને જેના માથા-

માંથી લોહી નીકળતું હતું તેવો એક માણસ મારી આગળ આવીને ઊભો રહ્યો હતો. મેં ત્યાં પોલીસ અને લોકો વચ્ચે ધમાચકડી થવાની વિગતો જાણી હતી. મેં પથરાના અવાજો અને ટીયરગેસના ટોટાના અવાજો પણ સાંભળ્યા હતાં. પછી હું ધાંધલ વધી પડતા સભા છોડીને ત્યાંથી ચાલી ગયો હતો. મેં ત્યાં થોડું ભાષણ કર્યું હતું.

સાક્ષીએ વધુમાં જણાવ્યું હતું કે મેં હડતાલ દરમ્યાન લોકોને પોતાનું ઘર ઝાલીને બેસી રહેવાનો ખાસ ઉપદેશ આપ્યો હતો અને જણાવ્યું હતું કે પીકેટીંગ કરનારાઓ સિવાય કોઈએ ૨ વાગ્યા સુધી ઘરમાંથી બહાર નીકળવું જ નહીં અને જનતા કરફ્યુ જેવું રાખવું. પછી બે વાગે સરઘસ સભામાં જવું આ પ્રકારની સુચનાઓ અને નિવેદનો અમોએ કરેલા છે, એ અંગેની પત્રિકાઓ પણ બહાર પાડેલી છે પરંતુ મને નવાઈ લાગે છે કે જે પોલીસે આપની સમક્ષ આટલા બધા પુરાવા રજૂ કર્યા તે પોલીસો અમારી પત્રિકાઓ અને અમારા બહાર પડેલાં નિવેદનો આપ નામદાર સમક્ષ રજૂ ન કર્યા, એ ભારે નવાઈની વાત છે.

ના પંચઃ- એટલે તો આપને અહીં બોલાવવામાં આવ્યા છે. પોલીસો સાથે અથડામણમાં નહીં ઊતરવું એવું અમે કામદારોને ખાસ જણાવ્યું હતું.

## એ સુત્ર વધુ તેજ બનશે

સ્વતંત્રપક્ષના એડવોકેટ શ્રી. રતિલાલ પટેલની ઉલટ તપાસમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે વધુમાં જુબાની આપતાં જણાવ્યું હતું કે પરિષદની સ્થાપના કરી ત્યારે તેના ત્રણ ઉપદેશો હતા. (૧) ૧૯૫૬ માં કોંગ્રેસભવન આગળ થયેલા ગોળીબારની અદાલતની તપાસ (૨) કોંગ્રેસભવન આગળ શહીદોની ખાંભી રચવી (૩) ગુજરાતનાં

અલગ રાજ્યની સ્થાપના કરવી. આ ત્રણે હેતુઓ શાંતિમય માર્ગોએ, અહિંસક રીતે લોકશાહી ઢબે પાર પાડવાના હતા.

'લાઠી ગોલી કી સરકાર નહીં ચલેગી' એવું એક સૂત્ર અમારું છે એ વાત ખરી છે. પરંતુ જેમ જેમ ગોળીઓ વધુ છોડવામાં આવશે તેમ આ સૂત્ર વધુ તેજ બનશે. (હસાહસ) અત્રે સાક્ષીએ પોતે જણાવ્યું હતું કે ૧૯૫૬થી ૧૯૬૪ના ઓગસ્ટ સુધીમાં પરિષદ તરફથી જે કોઈ કાર્યક્રમ યોજવામાં આવ્યા હતા, તેમાં તા. ૫ મીએ પોલીસે જે અત્યાચારો કર્યા હતા તે અમારી લડતોના ઈતિહાસમાં પ્રથમવાર હતા. આવા અત્યાચારો અગાઉ કદી થયા ન હતા ઘણીવાર શહેરમાં ખડકવામાં આવતા પોલીસના વધુ ધાડાં જ લોકોની ઉશ્કેરાટનું કારણ બનતા હતા અને એ પણ અનુભવ છે કે જ્યારે જ્યારે એસ. આર. પી. પોલીસ શહેરમાં આવે છે, ત્યારે જ તોફાનો ફાટી નિકળે છે.

## ચૂંટણીમાં ફત્તેહમંદ નીવડયો હતો

વધુ ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે ૧૯૫૭માં હું શ્રી. ખંડુભાઈ દેસાઈ સાથે અને ૧૯૬૨માં શ્રી. વસાવડા સામે પાર્લામેન્ટની ચૂંટણીમાં ઊભો રહ્યો હતો અને ફત્તેહમંદ નીવડયો હતો. મજૂરમહાજન એ કોંગ્રેસને ટેકો આપતી સંસ્થા છે. કોંગ્રેસના નેતાઓ કામદારોનું રાજકીય શોષણ કરે છે એ વાત ખરી નથી, તેઓ કામદારોનો સાથ લે છે એ વાત ખરી નથી. તેઓ કામદારોનો સાથ લે છે એ રીતે બધા રાજકીય પક્ષો કામદારોનો લાભ ઉઠાવે છે. શ્રી. વસાવડા હાર્યા ત્યાં સુધી મજૂરો માટે પરિષદની કોઈ સંસ્થા ન હતી. મજૂરમહાજનની મજૂરો ઉપરની લાગવગ તોડવા માટે જ માત્ર સંગ્રામ-સમિતિની રચના કરવામાં આવી નથી. પરંતુ અસહ્ય મોંઘવારી, મિલ કામદારોનું મોંઘવારી ભથ્થું, બોનસ, ફરજિયાત બચત સામેનો વિરોધ, વગેરે પ્રશ્નો માટે સંગ્રામસમિતિની સ્થાપના કરવામાં આવી

હતી. કોઈ રાજકીય હેતુ સિદ્ધ કરવા માટે સંગ્રામસમિતિની સ્થાપના કરવામાં આવી નથી, એ વાત ખરી છે.

### હડતાળ ગેરકાયદે હતી, એ વિષે મને શંકા હતી

મોંઘવારી ભથ્થાનો કેસ ઔદ્યોગિક અદાલત સમક્ષ હતો એની મને જાણ હતી. પરંતુ અમારી હડતાલ ગેરકાયદે હતી કે કેમ એ વિષે મને શંકા હતી. મોંઘવારી, બોનસ, મોંઘવારીભથ્થું અને મિલોમાં કામદારો ઉપર થતી જહાંગીરીનો વિરોધ કરવા અને લોકશાહીની જમાવટ કરવા તા.૫મીની હડતાલ પાડવામાં આવી હતી. વળી અમારો ઝગડો સિદ્ધો મિલમાલિકો સાથે નહોતો. પરંતુ સરકારે જે હુકમ કર્યો હતો તેનું માલિકો પાલન કરતા ન હતા. મજૂર મહાજન સંઘની દલીલ એ હતી કે અમારી આ હડતાલ ગેરકાયદેસર ગણવામાં આવશે. તેઓ મિલ વિસ્તારોમાં હડતાલ ગેરકાયદેસરની છે. એવો પ્રચાર કરતા હતાં. આવો પ્રચાર કરતી તેમની સભાઓમાં બોલનારા કરતા સાંભળનારા માણસોની સંખ્યા ઓછી રહેતી હતી. (હસાહસ)

### સામ્યવાદી વિચારસરણી ધરાવતો નથી

ત્યારબાદ સરકારી એડવોકેટ શ્રી. હર્ષદરાય મહેતાની ઉલટ તપાસમાં વધુમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જણાવ્યું હતું કે હું સામ્યવાદી વિચારસરણી બિલકુલ ધરાવતો નથી. હું સને ૧૯૧૫ થી મહાત્મા ગાંધી સાથે કામ કરતો આવ્યો છું એટલે મારી વિચારસરણી મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતો મુજબની છે. સને ૧૯૨૪માં ચરખાની બાબતમાં ગાંધીજી સાથે મારે મતભેદ ઊભો થતાં હું એમનાથી છૂટો પડયો હતો, મેં બહાર પાડેલાં એક અંગ્રેજી પુસ્તક 'ગાંધી આઈ નો હીમ' નામના પુસ્તકમાં ગાંધીજી સામે કેટલીક રાજકીય ટીકા કરી છે એ વાત ખરી છે. આ પુસ્તકમાં મેં જે વિચારો રજૂ કર્યા છે તે બધાને હું આજે 'વળગી રહેતો નથી. સને ૧૯૩૦–૩૧–૩૨ માં મેં આ પુસ્તક લંડન અને આયર્લેન્ડમાં લખ્યું હતું. મેં ગાંધી-

જીને એ પુસ્તકમાં આઝાદીની લડતમાં તેમને મૂડીવાદીઓ સાથે વધુ પડતી સમાધાનની નીતિ રાખનારા વર્ણવ્યા છે, એ વાત ખરી છે પરંતુ મેં તમને વાણિયા અને બાયલા તરીકે વર્ણવ્યા નથી.

## ૪૨ પછી વિચારો બદલ્યા છે

સાક્ષીએ વધુમાં ઉલટ તપાસમાં જણાવ્યું હતું કે ૧૯૪૨ પછી મારા વિચારો બદલ્યા છે.

સને ૧૯૪૩થી મેં મારી જિંદગીનું નવું સોપાન શરૂ કર્યું છે. હું યુરોપના દેશોમાં ફરેલો એટલે માર્ક્સવાદી તત્વજ્ઞાનથી હું અગાઉ રંગાયેલો હતો, એ વાત ખરી છે. ૧૯૫૯ની સાલથી પરિષદ અને સમિતિમાં મારી સાથે ગુજરાતના કોમ્યુનિસ્ટ પક્ષના આગેવાનો કામ કરે છે, એ વાત ખરી છે. હું પ્રજાસમાજવાદી પક્ષે સ્થાપેલ કિસાનસભામાં સભ્ય હતો, એ સંસ્થા સ્થાપવામાં કોમ્યુનિસ્ટો ઉપરાંત કોંગ્રેસવાળા હતા.

## સરદાર પટેલને પ્રત્યાઘાતી ગણાવ્યા છે

આરામના સમય બાદ સાક્ષીએ વધુ ઉલટ તપાસમાં જણાવ્યું હતું કે મેં લખેલા ઉપર્યુક્ત અંગ્રેજી પુસ્તકની પ્રથમ આવૃત્તિમાં આઠ દસ પ્રકરણો છાપવાના રહી ગયેલા, તે બીજી આવૃત્તિમાં સામેલ કરેલ છે. એમાં મેં સરદાર શ્રી. વલ્લભાઈ પટેલને રીએકશનરી (પ્રત્યાઘાતી) ગણાવ્યા છે એ વાત ખરી છે. તેમ સ્વ. પંડિત શ્રી. જવાહરલાલ નેહરુને પણ ગાંધીજીની અસરવાળા પ્રત્યાઘાતી તરીકે ઓળખાવ્યા છે, એ વાત પણ ખરી છે.

## કોમ્યુનિસ્ટ વિચારવાળા લેખો

કોંગ્રેસ છોડયા પછી મુંબઈમાં હિંદુસ્તાન પ્રજામિત્ર વિગેરે દૈનિકોમાં તંત્રી તરીકેનું કામ કરેલું અને તે પત્રોનું પ્રકાશન શ્રી. લોટવાળા કરતા હતા એ, એ વાત ખરી છે. આ પેપરોમાં કોમ્યુનિસ્ટ વિચારસરણીવાળા લેખો લખાતા હતા એ વાત ખરી છે.

સને ૧૯૩૦માં હું ઈંગ્લેન્ડ ગયો હતો. ૩૫ સુધી હું જર્મની, ઈંગ્લેન્ડ અને આયર્લૅન્ડમાં રહ્યો હતો અને ત્યાં મારે શ્રી. સકલાતવાળાનો સંપર્ક હતો, એ વાત ખરી છે. હિંદની આઝાદી મેળવવા માટે ત્યાં જે લીગની સ્થાપના કરવામાં આવી હતી, તેમાં હું સકલાતવાળા સાથે કામ કરતો હતો. એમાં કોઈ કોમ્યુનિસ્ટો નહોતા. આ વખતે હિંદુસ્તાનમાં સમાચારો મોકલવા માટે અમે એક સમાચાર સંસ્થા પણ સ્થાપી હતી. પરંતુ તેને કોમ્યુનિસ્ટ પક્ષ સાથે કંઈ લેવા દેવા નહોતી. અમારી આ સંસ્થામાં શ્રી. સકલાતવાળાનો પુત્ર કામ કરતો હતો. પરંતુ તેને તેના બાપના કોમ્યુનિઝમ સાથે કોઈ સંબંધ નહોતો.

## કિસાનસભાની સ્થાપના

૧૯૩૬માં કિસાનસભાની સ્થાપના કરવામાં આવી હતી. એ સ્થાપના કરનારામાં જયપ્રકાશ નારાયણ, સ્વામી સહજાનંદ અને પ્રોફેસર રંગા હતાં. એ વાત ખરી છે, ૧૯૪૨માં બીજા પક્ષોવાળા કિસાનસભામાંથી નિકળી ગયા હતા. મેં પણ એ સંસ્થા સાથેનો મારો સંબંધ કાપી નાંખ્યો હતો. ૧૯૪૩ થી ૧૯૪૭ સુધીમાં મેં ખેડૂતમંડળો શરુ કર્યા હતા. ૧૯૫૦માં હું મોસ્કોની તાસ એજન્સીના સંપર્કમાં આવ્યો હતો, તે વાત ખોટી છે. ૧૯૪૪થી ૧૯૫૬ સુધી ૧૨ વર્ષ સુધી હું મારા નેનપુર પાસે સ્થપેલા વાત્રક ખેડૂત વિદ્યાલય નામના આશ્રમમાં રહેતો હતો.

## સ્ટેલિનની પ્રેરણાથી સ્થપાયેલી

૧૯૪૬માં હું તેલંગણના કેદીઓની બચાવ સમિતિનો ચેરમેન હતો એ વાત ખોટી છે. રઝાકારોની મદદથી લશ્કરનાં માણસોનાં ખૂન કરવામાં આવેલા તેની મને ખબર નથી. ૧૯૪૯માં સ્થપાયેલી "ઓલ ઇંડિયા પીસ કાઉન્સિલ" નો હું સભ્ય હતો. આ સંસ્થા સ્ટેલિનની પ્રેરણાથી સ્થપાયેલી તેની મને ખબર નથી.

૧૯૫૨માં હું ઈન્ટરનેશનલ કોન્ફરન્સમાં હાજરી આપવા મોસ્કો ગયો હતો એ વાત ખરી છે. તેમજ ૧૯૫૨માં પેકીંગની મળેલી શાંતિ પરિષદમાં પણ મેં હાજરી આપી હતી. હું ફરીથી પેકીંગ ગયો હતો, એ વાત ખરી નથી.

સને ૧૯૫૨માં અમદાવાદમાં સ્થપાયેલા ઇંડો–ચાયના ફ્રેન્ડઝ એસોસિયેશનના હું ચેરમેન હતો, એ વાત ખરી નથી, સભ્ય હતો એ યાદ નથી.

હું નથી માનતો કે કોમ્યુનિસ્ટોની વિચારસરણી હિંસક તોફાનો દ્વારા સરકારને ઉથલાવી પાડવાની છે. ૧૯૪૮માં કલકત્તામાં કોમ્યુનિસ્ટોની મળેલી પરિષદમાં શ્રી. દિનકર મહેતાએ હાજરી આપી હત અને ત્યાં એવું ઠરાવવામાં આવ્યું હતુ કે હિંદમાં હિંસક ક્રાંતિ કરવી અને તેલંગણ જેવું કરવું તેની મને ખબર નથી. એ વખતે ત્યાં એવા પ્રકારની નીતિ નક્કી થઈ હતી કે પોલીસમથકો પર હુમલા કરવા હુલ્લડો કરવા અને કરાવવા, તેની પણ મને ખબર નથી. વળી એવી પરિસ્થિતિ સર્જવી કે પોલીસને ગોળીબાર કરવો પડે અને લોકોમાં પોલીસ પ્રત્યે ધિક્કારની લાગણી જન્મે, એવી નીતિ નક્કી કર્યાની પણ મને ખબર નથી. દિનકર મહેતા લેફ્ટીસ્ટગ્રુપના છે એ વાત ખરી છે. પરિષદમાં બન્ને ગૃપના માણસો છે.

## ચીનના આક્રમણ સામે વિરોધ

૧૯૬૨-૬૩માં પરિષદે ચીનના આક્રમણ અંગે વિરોધ દર્શાવતા ઠરાવો પસાર કર્યા હતા. ૧૯૬૩માં હું એક દિવસ રશિયામાં, રહ્યા પછી ત્યાંથી ઇસ્ટ જર્મની, ઝેકોસ્લોવેકીયા, વગેરે દેશોમાં ગયો હતો. આ બધા દેશો કોમ્યુનિસ્ટ દેશો છે, એ વાત ખરી છે. ૧૯૬૩ના જુલાઈમાં ત્યાંથી પાછા ફર્યા બાદ મેં ૧૯૬૩ના સપ્ટેમ્બરમાં સંગ્રામસમિતિનીરચના કરી હતી, એ વાત ખરી છે.

જ્યારથી સંગ્રામસમિતિની રચના કરવામાં આવી છે ત્યારથી

એના પ્રચાર માટે મિલોના ઝાંપા આગળ સભાઓ ભરવામાં આવે છે. તેમાં હું, દિનકર મહેતા, અબ્દુલ રઝાક અને હનુમાનસિંગ વગેરે ભાષણો કરીએ છીએ.

હું ઉશ્કેરણીજનક નહીં પરંતુ પ્રેરણાજનક ભાષણ કરું છું. ૧૯૫૯, ૬૨ અને ૬૩ના તોફાનો અંગે અખબારોમાં આવેલ અહેવાલો મેં વાંચેલા છે પરંતુ એનું મૂલ્યાંકન કઈ રીતે કરવું એનો નિર્ણય કરવાનો રહે છે.

હું તા ૪થીની રાત્રે અઢી વાગે મિલ વિસ્તારોમાં ફરીને મારે ઘેર ગયો હતો. મી. ઝાલાએ મને ફોન કર્યો ત્યાં સુધી શહેરની સાચી પરિસ્થિતિનો મને ખ્યાલ નહોતો, હે. પો. કોનું ખૂન થયેલુ તેની મને સાંજે જ ખબર પડી હતી.

શ્રી યાજ્ઞિકે વધુમાં જણાવ્યું હતું કે સવારે ૧૧ ૧૨ વાગે જો મને મિલ વિસ્તારના તોફાનો અંગે તેમજ પોલીસવાળાના ખૂન વિશે ખબર પડી હોત તો હું જાતે સરઘસનો કાર્યક્રમ રદ કરત. જાહેરસભા તો રદ થઈ શકે એમ હતું નહિ.

અત્રે સમય થઈ જતાં વધુ ઉલટ તપાસ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

ગુજરાત હાઈકોર્ટના ના. ન્યાયમૂર્તિ શ્રી. નસરવાનજી ? વકીલના એક સભ્યના બનેલા 'ગોળીબાર તપાસ પંચ' સમક્ષ ગઈ કાલથી શરુ થયેલી શ્રી. ઇંદુલાલ યાજ્ઞિકની વધુ ઉલટ તપાસ આજે પણ આખોય દિવસ ચાલુ રહી હતી, હવે શ્રી. યાજ્ઞિકની વધુ જુબાની તા. ૨૮મી-ને સોમવારે થશે. આજની ઉલટ તપાસ દરમ્યાન સરકારી એડવોકેટ શ્રી. હર્ષદરાય મહેતાએ. શ્રી. યાજ્ઞિકે ૬૩-'૬૪ની સાલમાં તા. ૫મી ઓગસ્ટની હડતાળ પહેલાં શહેર અને જુદી જુદી મિલોના ઝાંપા આગળ કરેલા સંખ્યાબંધ ભાષણોમાંથી આજે ૨૫ જેટલા ભાષણો-માંથી કેટલાક ફકરાઓ શ્રી. યાજ્ઞિકને વાંચી સંભળાવ્યા હતા અને

આવા ભાષણો તમે કરેલા કે એવા પ્રશ્નના જવાબમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે આ ભાષણો મેં કરેલા છે એ વાત ખરી છે પરંતુ એનો અર્થ મારા માનવા પ્રમાણે જુદો થાય છે. જો કે આ બધાં અવતરણો દ્વિઅર્થી છે. એનો અર્થ હિંસા કરવાના અર્થમાં થઈ શકે અને અહીંસાનો અર્થ પણ ઘટાવી શકાય. પરંતુ ના. પંચે કહ્યું કે મારે તો લોકસમુદાય પર એની શી અસર પડે એ નક્કી કરવાનું છે. પછી આપે ગમે તે અર્થમાં આ બધું કહ્યું હોય. શ્રી. યાજ્ઞિકે જવાબમાં કહ્યું કે હા સાહેબ એ વાત ખરી છે, તેનો નિર્ણય આપે કરવાનો છે પરંતુ મારો આશય ઉશ્કેરણી કરવાનો જરીકે હતો નહિ. આપ નામદારને મારી વિનંતિ છે કે આપ આ બધા ફકરાઓ એકલા નહિ વાંચતા એનો પૂર્વાપર સંબંધ પણ જોશો. એના જવાબમાં ના. પંચે કહ્યું હતું કે મારી પાસે આ બધાં ભાષણો પુરેપુરા છે એટલે એનો પૂર્વાપર સંબંધ જરૂર જોવાશે. શ્રી. યાજ્ઞિકે આજે સરકારી વકીલના કેટલાક પ્રશ્નો સામે વાંધો ઉઠાવી કોમ્યુનિસ્ટ પક્ષની નીતિરીતિ અંગેના અગાઉની સાલના પ્રશ્નો નહિ પૂછવા દેવાની વિનંતિ કરતાં ના. પંચે જણાવ્યું હતું કે આપને માત્ર સંબંધકર્તા જ પ્રશ્નો પૂછવામાં આવે છે. શ્રી. યાજ્ઞિક શુક્રવારથી (આજથી) ઉપવાસ પર ઊતરતા હોઈ તેઓ અદાલતમાં સોમવારે આવી શકશે કે કેમ એ અંગે પૂછવામાં આવતાં તેમણે જણાવ્યું હતું કે હું તો અઠવાડિયાથીયે વધુ સમય સુધી ઉપવાસ પર હોવા છતાં શક્તિ જાળવી રાખી શકું છું એટલે મને કોઈ વાંધો નથી.

સરકારી એડવોકેટ શ્રી. મહેતાએ જુદા જુદા સ્થળે શ્રી. યાજ્ઞિકે કરેલાં ભાષણોમાંના અદાલતમાં વાંચી સંભળાવેલા ફકરાઓનો સારભાગ નીચે પ્રમાણે હતો. જે બધાના પોતે ઘટાવેલા અર્થના શ્રી. યાજ્ઞિકે ખુલાસા કર્યા હતા. 'મહાજનને લોઢાના ચણા ચાવવા પડશે, એની ઘોર ખોદાશે પછી રામબોલો ભાઈ રામ! કૃષ્ણ પ્રભુની

માફક સો સો ગાળો ખાઈશું. પરંતુ ૧૦૧મી ગાળ વખતે સુદર્શન ચક્રથી નાશ કરીશું. આવું હું બોલેલો તેનો અર્થ એ હતો કે જો મજૂરમહાજન સંઘ તેની મર્યાદા ઓળંગીને વર્તન કરશે તો એનો નાશ થશે. વળી અમારું ચક્ર એટલે હડતાલ. મારા સાળા, બધા ચોઈન્ટા ભેગા થયા છે. બધુંયે ચોરી જાય છે. મજૂરોને અમારે મહાજનની જંજિરોથાંથી છોડાવવાના છે.—હડતાળ વખતે પોલીસોના ગોળીબારથી જો લોહી રેડાશે તો એમાંથી ક્રાંતિનું વિકરાળ સ્વરુપ પેદા થશે. પછી શેઠીયાઓ અને મેનજરો કયાં જશે? પોતાના હક્કો માટે કામદારો મિલોનો 'ખોકારાં' પાડીને પણ મિલોનો કબજો લેશે. —આમાં 'મારા સાળાઓ' એ કંઈ ગાળ નથી. એ તો મેં તળાદી ભાષા જ વાપરી છે. વળી આ ભાષણ ૧૯૬૭માં કર્યું. ત્યારે હડતાળ પાડવાની કોઈ વાત જ નહોતી. 'મિલો છોડીને હથમાં કાછડીઓ લઈને શેઠીયાઓએ ભાગવું પડશે.' એનો અર્થ એ છે કે મિલોના રાષ્ટ્રિયકરણનો પ્રશ્ન હવે ઉકેલી નાખવો જોઈએ.

વળી મારો કહેવાનો આશય એ પણ હતો કે જો લોકશાહી અને શાંતિમય માર્ગોએ અમારી માગણીઓ હાંસલ નહિ થાય તો પછી હિંસક ક્રાંતિ ફાટી નિકળશે. જો કે અમે એ ક્રાંતિમાં ભાગ લેનારા નહિ હોઈએ. તમે રામ છો, પાંડવો છો અને સામાવાળા રાવણ અને કૌરવો છે. ગળીયો બળદ ભાલોકું માર્યા વાર હેંડવાનો નથી. આ બધુ હડતાળ અંગે હતું અને નામદાર, હડતળનું તાત્કાલીક પરિણામ એ આવ્યું કે કામદારોને તાકીદે રૂા. ૫-૨૮ ન. પૈસાની વચગાળાની રાહત મોંઘવારી ભથ્થામાં આપવામાં આવી!

મહાજને દાયકાથી હડતાળનો ઉપયોગ કર્યો નથી એટલે એમણે એમનું તીરકામઠું ગીરો મૂકયું છે એવું મારું કહેવું હતું.—જો વધારે પડતો જુલમ કરશો તો તોફાન થશે એના જવાબદાર અમે નથી રહેવાના. 'માથે લોખંડ, મનમાં લોખંડ અને ત્રીજો માળ

'ખાલી' એવું પોલીસો માટે મેં કહ્યું હતું એ વાત ખરી છે. તેમ એક સભામાં એમ પણ કહેલું કે તમારી પોલીસ અને બંધુકડીઓ અમે ઘણીયે જોઈ છે. 'ખડા સેના' એનો અર્થ હડતાલની વ્યવસ્થા જાળવવાં રાખેલા સ્વયંસેવકો એ હતો.

## ભવિષ્યવાણી ભાખી શકાય નહિ

મારા અનુભવમાં આ રીતે સરઘસ રદ કરવાનો કોઈ બનાવ બન્યો જ નથી. આ રીતે સરઘસ રદ કરવાનો અમારો પ્રથમ પ્રયાસ હતો.

સ્થિતિ એવી અભુતપૂર્વ હતી કે શું થશે એની ભવિષ્યવાણી ભાખી શકાય નહિ. મેં તો કેવળ શ્રી. ઝાલા ઉપર ભરોસો રાખીને સરઘસ રદ કર્યું.

સામાન્ય રીતે હું દર વખત સરઘસો વખતે હાજર રહું છું પરંતુ આ વખતે મારી ધરપકડ થયાની ગુલબાંગ ઉડાવી હશે, એમ માનીને પણ લોકો ઉશ્કેરાય એ સ્વાભાવિક છે.

## એ વાત ખોટી છે

આ રીતે આવડો મોટો માનવ મહાસાગર મણિલાલ મેન્શનથી ઓરીએન્ટલ સુધી ઘૂઘવતો હશે તેની મને ખબર નહોતી. લોકોમાં ઉશ્કેરાટ કરાવવા માટે જ જાણી બૂઝીને મેં સરઘસનો કાર્યક્રમ રદ કર્યો હતો એ વાત તદ્દન ખોટી છે, તેમજ મારી ધરપકડ થયાની અફવા પણ જાણી બૂઝીને ફેલાવવામાં આવી હતી, એ વાત પણ ખોટી છે.

બપોરે બાર વાગે મને પોલીસનું ખૂન થયાની ખબર હતી એવું યાદ નથી પરંતુ જે કાંઈ થયું તે બધુ મિલ વિસ્તારમાં થયું હતું એટલે ત્યાંની અસર મણિલાલ મેન્શન આગળ થાય એવું હું માનતો નથી.

પોલીસ હે. કો. બેચરસિંગનું ખૂન થયું એથી અમને જરુર

આઘાત થયેલો પરંતુ એથી અમારી નીતિ અને આબરુને આંચકો લાગે તે સ્વાભાવિક છે. પરંતુ બેચરસિંગ અને પોલીસે ત્યાં જે અત્યાચારો કર્યા તે પણ જાણવાની જરુર છે.

## ઘોડામાર સરકાર

હું બીજીવાર સભામાં બોલ્યો તે પહેલાં મારે ઘણા માણસો સાથે કાળુપુરના બનાવ અંગે વાતચીત થઈ હતી. ત્યાં રતીલાલ આવેલા હતા અને તેમના કપાળમાં વાગેલુ હતું તે મેં જોયુ નહોતું. મારે રતીલાલ સાથે વાતચીત થઈ હતી કે તેમને કયાં અને કેવી રીતે વાગ્યું હતું.

મેં સભામાં એવી હકીકત જાહેર કરી હતી કે અત્યાર સુધી આ સરકાર લાઠીમાર સરકાર અને ગોળીબાર સરકાર હતી પરંતુ હવે તે ઘોડામાર સરકાર થઈ છે. ઘોડા દોડાવવામાં આવ્યા ત્યારે એક ઘોડાનો પગ એક વૃદ્ધ બાઈના પેટ પર પડયો હતો અને તેમાં ખાડો પડી ગયો હતો. આ હકીકત મેં મારા કાર્યકરો પાસેથી જાણી હતી. તેમણે મારા મન પર એવી છાપ પાડી કે ધનાસુથારની પોળ આગળ મોટું ટોળું જમા થયુ હતું અને શાંતિપૂર્વક ઊભું હતું. પરંતુ ટોળાને ખસેડવા માટે ત્યાં રાખવામાં આવેલા ઘોડા દોડાવવામાં આવ્યા એટલે લોકો ઉશ્કેરાઈ ગયા હતા.

## રૂબરૂ જોનારે કહ્યું નથી

મેં તા. ૫મી ઓગસ્ટ પહેલાં સરઘસોમાં અમદાવાદમાં કદી ઘોડેસ્વાર પોલીસ રાખવામાં આવતી જોઈ નહોતી. જો કે ચાલુ સાલે રથયાત્રા અને તાજિયા સરઘસ વખતે ઘોડેસ્વાર પોલીસ રાખવામાં આવા હતી. મને આ પ્રકારની માહિતી આપનારાઓમાં શ્રી. પાલખીવાળા, શ્રી. રતીલાલ શાહ, શ્રી. દિનકર મહેતા અને બીજાઓ હતા. આ કાર્યકરોએ મને ઘોડાથી ડોસીને થયેલી ઇજા વિષે કહેલું નહિ પરંતુ કેટલાક અઠવાડિયા પછી ધનાસુથારની પોળ આગળ

આવેલી શ્રી. બચુભાઈ કાપડીયાની ઓફિસે એ વિસ્તારના ઘણા લોકોએ મને કહ્યું હતું. કોઈ રૂબરૂ જોનારે આ હકીકત મને કહ્યાનું હું કહી શકતો નથી.

## ગોબેલ્સની યુક્તિઓ–પ્રયુક્તિઓ જાણું છું

મારા તંત્રીપદે પ્રગટ થતા 'જનતા રાજ'માં એવું પ્રસિદ્ધ થયું છે કે 'જે ડોસીમાને પેટમાં ઈજા થઈ છે, તે અહિં મોજૂદ છે' તેની મને ખબર નથી.

વારંવાર જુઠ્ઠાણું ફેલાવતા ડો. ગોબેલ્સ આપણા દેશમાં પણ છે. (હસાહસ)

લોકોના મોટા ટોળા સમક્ષ શબ બતાવીને ટોળાને ઉશ્કેરવું એ પણ કોમ્યુનિસ્ટોની એક યુક્તિ–પ્રયુક્તિ છે તેની મને ખબર નથી.

'જનતારાજમાં આ કમનસીબ યુવાનોની છબીઓ પ્રસિદ્ધ કરવામાં આવી હતી એ વાત ખરી છે.

યુરોપના કોમ્યુનિસ્ટ દેશોના પ્રવાસેથી પાછા ફર્યાં બાદ કોમ્યુનિસ્ટ પક્ષના પ્રચાર માટે જ સંગ્રામસમિતિની રચના કરવામાં આવી હતી એ વાત ખોટી છે.

## યુનાઈટેડ ફ્રન્ટની વાત

ખેડૂતો, કામદારો અને નીચલા મધ્યમવર્ગનું સંગઠન કરવું એવી કોમ્યુનિસ્ટોની પદ્ધતિ છે.

સાક્ષી રાજીખુશીથી જણાવે છે કે આ યુનાઈટેડ ફ્રન્ટની વાત હું ગાંધીજી પાસેથી શીખ્યો છું. હું તે કોમ્યુનિસ્ટો પાસેથી શીખ્યો નથી.

૧૯૪૮થી કેટલાક વર્ષ સુધી કોમ્યુનિસ્ટોની એ થીસીસ હતી કે ૧૯૪૭માં દેશ આઝાદ થયો જ નથી પરંતુ દેશનું સુકાન મૂડીવાદી દેશોના હાથમાં જ ગયું છે. આવી 'થીસીસ'ની અમે 'જનતા રાજ' દ્વારા પ્રચાર કરવાની પદ્ધતિ આદરી છે એ વાત ખોટી છે.

આ સરકારને પદભ્રષ્ટ કરવી જોઈએ અને જો ન થાય તો તેને હિંસા દ્વારા કરવી પડશે એવી રજૂઆત એમાં કરેલી છે, એ વાત ખરી છે પરંતુ પદભ્રષ્ટ કરવી એટલે બંધારણીય માર્ગે જ કરવી એવો અમારો આદેશ છે, નહિ કે હિંસાથી.

મારા ભાષણોમાં મેં વારંવાર કહેલું છે કે અમારો ઉદ્દેશ શાંતિમય માર્ગે જ સત્તા પ્રાપ્ત કરવાનો છે પરંતુ એમાં જો નિષ્ફળ જઈશું તો બીજા એમની હિંસાત્મક પદ્ધતિઓ અપનાવશે. એ પદ્ધતિઓ કોમ્યુનિસ્ટ 'સ્કૂલની' હશે કે કેમ તેની મને ખબર નથી. પરંતુ હું એ 'સ્કૂલમાં' નથી.

અમે આઈટૂકની (કોમ્યુનિસ્ટોની દેશવ્યાપી સંસ્થા) નીતિ રીતિ અનુસરતા હતા એ વાત ખોટી છે. અમારા કેટલાક કાર્યકરો સ્વતંત્રપણે દિલ્હીની કૂચમાં ગયા હતા.

હું પોતે મુંબઈમાં આઈટૂકની પરિષદમાં હાજર હતો એ વાત ખરી છે, તે પછી શ્રી. ડાંગેને તેમજ શ્રી. પાટકરને ભાષણો કરવા લઈ આવ્યો હતો. મેં આ પરિષદમાં સંગ્રામસમિતિના ડેલીગેટો તરીકે હાજરી આપી હતી.

## પાંડે કોમ્યુનિસ્ટ છે

એ વાત ખરી છે કે મોંઘવારી આંક નક્કી કરવાનું મુશ્કેલ હોઈ પ્રો. પાંડેની મદદ લીધી હતી. એ વાત ખરી છે કે શ્રી. પાંડે કોમ્યુનિસ્ટ છે.

મોંઘવારી ભથ્થાની અસર એકલા અમદાવાદના નહિ પરંતુ સારાય ગુજરાતના કામદારો પર પડે છે એટલા માટે અમદાવાદ બંધ સાથે અમે ગુજરાત બંધનું પણ એલાન આપ્યું હતું. તેમ મિલ સિવાયના બીજા એન્જિનિયરીંગ વિભાગના કામદારોને પણ આ મોંઘવારી ભથ્થું સ્પર્શ કરતુ હતું. વળી જનતાની રોજબરોજ ઉપયોગી ચીજોની વધતી જતી મોંઘવારીના વિરોધમાં પણ આ હડતાલ પાડવામાં આવી હતી.

## આરામના સમય બાદ

આરામના સમય બાદ સાક્ષીએ ના. પંચને જણાવ્યું હતું કે હડતાલ પાડવાનો બીજો હેતુ એ હતો કે મિલ માલિકોના હૃદયપલટો થઈ જાય અને તેઓ મોંઘવારી ભથ્થુ આપવા માંડે. કામદારો બલીદાન આપે એનો અર્થ એ છે કે તેઓને હડતાલના દિવસનો પગાર ગુમાવવો પડે છે.

૧૯૩૯માં હું ફોરવર્ડ બ્લોકમાં સભ્ય હતો. ૧૯૪૧માં હું જેલમાં હતો. કિસાનસભાની ચળવળમાં જિલ્લા મેજિસ્ટ્રેટના હુકમનો ભંગ કરીને મે જાતે જેલ વહોરી હતી.

## માફીની વાત ખોટી છે

કોમ્યુનિસ્ટોએ જે કર્યું તેનો હું વિરોધી હતો એટલે મેં કિસાનસભાનો ત્યાગ કર્યો. ૧૯૪૧માં છૂટયો ત્યારે મેં મુંબઈ સરકારને માફી લખી આપેલી કે હું કોઈ પ્રવૃત્તિમાં ભાગ લઈશ નહિ એ વાત ખોટી છે.

મેં જેલમાંથી છૂટયા પછી સરકારને માફીપત્ર લખેલો નહિ પરંતુ એવું જણાવેલું કે જ્યાં સુધી બીજા આગેવાનો છૂટે નહિ ત્યાં સુધી સરકાર સામે કામ કરવાની મારી નીતિ નકકી થઇ શકે નહિ.

૧૯૫૧માં હું વિયેનામાં મળેલી વર્લ્ડ પીસ કાઉન્સિલમાં ગયો હતો. ૧૯૫૨માં કલકત્તામાં મળેલી ઓલ ઇન્ડિયા કલ્ચરલ કમિટીમાં હું ગયો નહતો. કન્વિનર તરીકે સહી કરી હશે એમાં ઘણા કલાકારો બીજા પક્ષના પણ છે.

૧૯૫૨માં રશિયા અને ચીનના પ્રવાસેથી પાછા ફર્યા પછી મેં ગુજરાત, બિહાર અને સૌરાષ્ટ્રમાં પ્રવચનો કર્યા હતા, એ વાત ખરી છે. મેં તેમના આદર્શોના વખાણ કર્યાની વાત ખોટી છે. મેં લોકોને ત્યાંની મારા પર જે છાપ પડી હતી તેની વાતો કરી હતી.

૧૯૫૩માં મેં વિયેનામાં મળેલી ખેતીવાડી અંગેની પરિષદમાં હાજરી આપી હતી.

૧૯૫૬માં માંડવી તાલુકાના આંબલી કિસાનોની પરિષદમાં હું ગયો હતો પરંતુ તેઓ કોમ્યુનિસ્ટ ન હતા. ૧૯૫૭માં હું બેંગલોરમાં મળેલી શાંતિ પરિષદમાં ઉપપ્રમુખ ચૂંટાયો હતો પરંતું હાજર રહ્યો ન હતો. મેં કિસાનસભા સાથેના મારા સંબંધો ૧૯૫૬માં તોડી નાખ્યા હતા. પછી હું સેન્ટ્રલ કિસાન કાઉન્સિલમાં ૧૯૫૭માં ચૂંટાયાની વાત ખરી નથી.

હું સ્વ. ડી. એમ. પાંગારકરને ઓળખું છું. એમણે ૧૯૪૩માં કોમ્યુનિસ્ટપક્ષ છોડી દીધો હતો. મેં કિસાનસભા છોડયા પછી મેં શ્રી. પાંગારકર સાથે સુરત જિલ્લાનો પ્રવાસ ખેડયો હતો અને કિસાનરેલી સમક્ષ પ્રવચનો કર્યાં હતાં.

ના. પંચના પ્રશ્નોના જવાબમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે સરકારી એડવોકેટે પૂછેલા પ્રશ્નોમાં જે પક્ષો સાથે હું સંકળાયેલો હતો, તે સિવાય બીજા કોઈ રાજકીય પક્ષો સાથે હું સંકળાયેલો નહોતો. હું રાષ્ટ્રિય સંગ્રામસમિતિનો સભ્ય છું મેં પરદેશોમાં મળેલી ઉલટ તપાસમાં પૂછાયેલી પરિષદો સિવાયની બીજી કોઈ પરિષદમાં હાજરી આપી નથી.

## નવા તંત્રી કોમ્યુનિસ્ટ છે

એ વાત ખરી છે 'જનતા રાજ' સપ્ટેમ્બર ૧૯૬૪ માં બંધ થયેલું પણ પછી નવેમ્બરથી સુબોધ મહેતાના તંત્રીપદે શરૂ થયું છે. શ્રી. સુબોધ મહેતા કોમ્યુનિસ્ટ છે.

'જનતા રાજ'ના પ્રથમ અંકમાં મેં એવું લખેલું છે કે જો લોકોમાંથી અસમાનતા દૂર નહિ થાય તો હિંસક ક્રાંતિ અનિવાર્ય

છે એ વાત ખરી છે. આ શબ્દો ગાંધીજીએ હાલના રાજકર્તાઓને ચેતવણીરૂપે કહેલા છે.

વધુ સુનાવણી સોમવાર પર મુલત્વી રહી હતી.

અમદાવાદ શહેરમાં તા. ૫ અને તા. ૬ ઓગસ્ટે થએલા તોફાનો અને ગોળીબારની તપાસ ચલાવી રહેલા ગુજરાત હાઈકોર્ટના ના. ન્યાયમૂર્તિ શ્રી. નસરવાનજી કે. વકીલ સમક્ષ આજે સુનાવણીના ૫૧ માં દિવસે મહાગુજરાત જનતા પરિષદ અને સંયુકત કામદાર સંગ્રામસમિતિના પ્રમુખ અને સંસદસભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકની જુબાની પુરી થઈ હતી. પંચની છેલ્લી ત્રણ બેઠકો દરમ્યાન શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે કુલ પંદર કલાક અને દસ મિનિટ સુધી જુબાની આપી હતી. આજે શ્રી. યાજ્ઞિકે તેમના ઉપવાસના ચોથા દિવસે અદાલત ખંડમાં સાક્ષીના પિંજરામાંની ખુરશીમાં બેસીને જુબાની આપી હતી. તેમણે આજે પણ જુબાની દરમ્યાનમાં પાણી લીધું હતું.

પંચની આજની બેઠક પુરી થતાં શ્રી. યાજ્ઞિકની જુબાની પુરી થઈ હતી. અત્યાર સુધીમાં પંચ સમક્ષ શ્રી. યાજ્ઞિક સહિત ૨૯૪ સાક્ષીઓની જુબાની થઈ છે. આવતી કાલે શ્રી. દિનકર મહેતા, શ્રી. સખારામ રાઠોડ વગેરેની જુબાની થશે.

સરકારી વકીલ શ્રી. હર્ષદરાય મહેતાની તપાસમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જણાવ્યું હતું કે સને ૧૯૨૪ પહેલાં હું ગાંધીજીની સાથે હતો અને જે વિચારસરણી મારી હતી તેજ વિચારસરણી આજે મારી છે. મારા દ્વિઅર્થી ભાષણોનો વિરોધી લોકો અવળો અર્થ કરે છે પરંતુ સામાન્ય જનતાએ એવો ઊંધો અર્થ કર્યો હોય એમ મને લાગ્યું નથી. ગાંધીજીનાં પ્રવચનો અને લખાણોની ભાષાનો અર્થ પણ તે વખતની સરકારે દેશમાં અશાંતિ જગાવવાનો

કરેલો. જનતા પરિષદના સામ્યવાદી સભ્યોનું મૂલ્યાંકન કરવામાં મેં ભુલ કરી નથી.

વધુમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે અમારા પક્ષના કાર્યને લાગે વળગે છે ત્યાં સુધી જે નીતિ મારા સહકાર્યકરોએ અજમાવી છે અને પ્રચાર કર્યો છે તેમાં મને કાંઇ ખોટું લાગ્યું નથી. મારા ભાષણો જે અહિં વાંચી બતાવ્યા છે તેમાં હિંસાનો કોઇ સૂર હતો નહિ.

## સામ્યવાદી નીતિ

વધુમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે મહાગુજરાતના આંદોલન પહેલાં આદેશના નાના રાજ્યોને રાષ્ટ્રો ગણવાની સામ્યવાદીઓની નીતિ હતી કે કેમ તેની મને ખબર નથી. પક્ષની નીતિનો જો કોઇ વિરોધ કરે તો તેને કચડી નાંખવાની નીતિ એકલા સામ્યવાદીઓની નહિ, પરંતુ તમામ રાજકીય પક્ષોની છે. આઠમી ઓગસ્ટ ૧૯૫૬ માં થયેલા ગોળીબાર માટે શ્રી. મોરારજીભાઈ દેસાઇ જવાબદાર હતા, તેઓ તે વખતે મુંબઈ રાજ્યના પંતપ્રધાન હતા.

એમની ખ્યાતી એવી રહેલી કે ઝપારો મારીને વધારેમાં વધારે બળ વાપરીને કોઇ પણ આંદોલનને દબાવી દેવું.

શ્રી. બળવંતરાયની સરકારને ગાદીએ લાવનાર પણ શ્રી. મોરારજીભાઈ દેસાઈ છે. ટૂંકમાં તેઓ ગુજરાતની કોંગ્રેસ સરકારના મિત્ર, તત્વચિંતક અને ભોમીયા રૂપ છે. તેમની નીતિ 'મારબુધુ અને કર સીધું" જેવી છે.

## જીવનચરિત્ર લખેલું

કોંગ્રેસપક્ષના ધારાશાસ્ત્રી શ્રી. હરીપ્રસાદ કે. ઠાકોરની તપાસમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જણાવ્યું હતું કે સને ૧૯૩૫ માં મારા પરદેશના પ્રવાસ દરમ્યાન હું આઈરીશ રિપબ્લિકન આર્મીના

સંપર્કમાં આવેલો અને તેઓ સશસ્ત્ર ને સેના દ્વારા સત્તા કબજે કરવામાં માનતા હતા. ડી' વેલેરા. કે જેઓ સત્તા પર આવેલ તે પણ તેની સહાયતાથી જ આવેલા. શ્રી શ્યામજી કૃષ્ણ વર્માનું મેં જીવનચરિત્ર લખેલું તેઓ ભારતીય ક્રાંતિના પ્રણેતા ગણાતા હતા.

## તે વખતે કોંગ્રેસમાં ન હતો

સને ૧૯૩૦–૩૧ માં હું પરદેશના પ્રવાસે ગયો ત્યારે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના કહેવાથી ગાંધીજીના મીઠાના સત્યાગ્રહ અને ગાંધીજીના લડતના પ્રચાર માટે કેટલુંક સાહિત્ય અને ફોટાઓ સાથે લઈને ગયો હતો તે વખતે હું કોંગ્રેસપક્ષમાં ન હતો.

વધુમાં શ્રી યાજ્ઞિકે જણાવ્યું હતું કે ૧૯૪૨ ની ક્વીટ ઈન્ડિયાની લડતમાં સામ્યવાદીઓ જોડાયેલા નહિ એટલે હું જોડાયેલો ન હતો તે વાત ખોટી છે પરંતુ તેઓ આ લડતમાં ન જોડાતા મને દુઃખ થવાથી અને ૧૯૪૨ માં કિસાનસભામાંથી રાજીનામું આપીને હુ છુટો થયેલો.

## ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ

બેંકોનું રાષ્ટ્રીયકરણ તાત્કાલીક કરવું જોઈએ અને થોડા સમય બાદ મિલોનું રાષ્ટ્રીકરણ કરવામાં હું માનું છું. જનતા હિતના આધારીત હોય એવા તમામ મહત્વના ઉદ્યોગોનું રાષ્ટ્રિયકરણ કે સરકારીકરણ થવું જોઈએ એમ પણ હું માનું છું. શિક્ષણના રાષ્ટ્રીયકરણમાં હું માનતો નથી. પરંતુ સરકાર આજે કેટલીક બાબતો પોતાને રસ્તે રાખે છે. તે શિક્ષણકારોને સમિતિઓ મારફતે કરવી જોઈએ એમ મારું માનવું છે.

## તે મારી જવાબદારી છે

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે એડવોકેટ શ્રી. વામનરાવ દેસાઈની તપાસમાં શ્રી. ઠાકોરની વધુ તપાસમાં જણાવ્યું હતું કે સરઘસ બંધ

રક્ષાની લોકોને જાણુ કરવાની મારી જવાબદારી હતી તે વાત સાચી છે. તેથી મેં પક્ષના મંત્રી શ્રી, રતીલાલને મોકલેલા, તેમણે મને ફોનથી કહ્યું હોત કે તમારે આવવાની જરુર છે તો હું જરુર જાત. મને ત્યાં જવાની જરુરત લાગેલી નહિ કારણ કે અશાંતિ થવાની છે તેવું મને લાગેલું નહિ.

મજૂરમહાજનના ધારાશાસ્ત્રીઃ શ્રી. યાજ્ઞિક જણાવ્યું હતું કે આંતરરાષ્ટ્રીય કામદાર પરિષદે કામદાર માટે જે નિર્ણયો કરેલા તેમાનો કેટલાકનો સરકારે સ્વીકાર કરેલો છે. તેનો અમલ કરાવવા મજૂરમહાજને પ્રયાસ કરેલો છે. મજૂરમહાજનના પ્રતિનિધિઓ મ્યુ. કોર્પોરેશનના કોંગ્રેસની નીતિને ટેકો આપીને શેઠીયાઓને મદદ કરે છે. મજૂરમહાજનના ઘોચપરોણાને કારણે ૩૩ મિલોએ તા. ૫ મી ની હડતાલને ગેરકાયદેસર ઠરાવવા માટે અરજીઓ આપી છે એમ મારું માનવું છે.

શ્રી. દેસાઇ : મિલો પર પથ્થરમારો સંગ્રામસમિતિએ કે તેના ટેકદારોએ કરેલો?

શ્રી. યાજ્ઞિક : પોલીસે લાઠીઓથી માર મારેલો ત્યારે પથ્થર મારો કર્યો છે.

જનસંઘના એડવોકેટ શ્રી. હરિશ્ચંદ્ર પટેલની તપાસમાં શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે લોકો ગુસ્સે થયેલા અને તેથી મારી માનહાની થાય એટલે આગળથી સરઘસની આગેવાની મેં લીધી એ વાત ખોટી છે.

રિપબ્લિકનપક્ષના એડવોકેટ શ્રી. કરસનભાઇ પરમારે પણ પ્રશ્નો પુછીને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકની તપાસ લીધી હતી.

[૨૩]

[તા–૨૫ ડિસેમ્બર ૧૯૬૪ના દિવસથી શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે ૮ દિવસના ઉપવાસ કર્યા હતા. એ ઉપવાસ અંગે જનસત્તાએ એમના સમક્ષ કેટલાક પ્રશ્નો મૂકયા હતા, એ પ્રશ્નોના ઉત્તરરૂપે એમણે આ લેખ લખ્યો હતો.]

## મેં ઉપવાસનો માર્ગ કેમ લીધો ?

### ગાંધીજીના ઉપવાસ

મેં ગાંધીજીનો પહેલો ઉપવાસ અમદાવાદમાં કામદારોની લડત દરમ્યાન જોયેલો, તે ઉપવાસ મિલમાલિકો, શેઠીયાઓ અને કામદારો વચ્ચે ચાલતા સંઘર્ષ વખતે કર્યો હતો. પગારના, કામના પ્રમાણ અંગે ગાંધીજીએ લવાદની માગણી કરેલી. આ પ્રશ્ન દરમ્યાન ગાંધીજીના દિલને એક વાતની ચોટ લાગી હતી. કામદારો તેમને કહેતા કે 'તમે તો બે વાર ખાઓ છો, મોટરમાં ફરો છો, જ્યારે અમારું મિલોમાં મજૂરી કરીને તેલ નીકળી રહ્યુ છે'. ગાંધીજીએ કામદારોની આ વાત શાંતિથી સાંભળેલી, એથી ગુસ્સે થયેલા નહીં પણ એ વસ્તુની એમના દીલમાં ચોટ લાગી હતી અને તેઓ જાગૃત થયા હતા અને આથી ગાંધીજીએ કહેલું કે હું કહુને તમે ત્યાગ કરો છો ત્યારે મારે જાતે કંઈક કરવું જોઈએ. ત્યાગ કરવો જોઈએ.' આમ તેમણે આખરે ઉપવાસનો માર્ગ લીધો. કામદારોએ એમને કહેલું એથી એમના દીલમાં રોષ નહોતો, પણ હડતાલથી કાંઈ પરિણામ આવતું નહોતું. આથી આ પ્રશ્નમાં કામદારોના દીલમાં, શેઠીયાઓના દીલમાં અસર પહોંચાડવા માટે તેમણે ઉપવાસનો માર્ગ લીધો આ માર્ગ તેમણે કોઈ બાહ્ય દલીલો કે કારણોથી પ્રેરાઈને નહોતો લીધો પણ અંતરમાં જાગેલા અવાજથી લીધો. હતો. તેઓ વહેલી સવારે ચાર વાગે ઉઠતા અને

જે પ્રશ્ન ઊભો થતો તેના ઊપર મંથન કરતા. એમ આ પ્રશ્નમાં તેમણે મંથન કરેલું અને પોતાની જાતને પૂછેલું કે 'તું શું કહે છે?' અપવાસ કર. પ્રશ્નનો નીકાલ થશે! અને અંતરમાંથી પ્રેરણા મેળવી તેમણે ઉપવાસ શરુ કર્યા.

એમના ઊપવાસ કરવામાં એક વાત ખરી હતી કે શેઠીયાઓ પ્રત્યે એમના દીલમાં રોષ નહોતો. પણ આ પ્રશ્નમાં તેઓ-શેઠીયાઓ બરાબર વ્યવહાર કરતા નથી એમ તેમને લાગેલું. તેથી તેમના દીલમાં અસર પડે તે માટે તેમણે ઉપવાસ કરેલા. અને તેની તાત્કાલીક અસર થઈ. શ્રી. અંબાલાલ સારાભાઈ ઊંપર દેશભરમાંથી તારો આવવા લાગ્યાં કે ગાંધીજીની જિંદગી બચાવો અને સારું પરિણામ આવ્યું.

આમ ગાંધીજીનો ઊપવાસ જોવાનો મને આ અનુભવ પ્રથમ અમદાવાદમાં થયો હતો. આ વખતે હું અમદાવાદમાં હતો પણ આશ્રમમાં રહેતો નહોતો. મારાથી બનતી તેમની કે તેમના પ્રશ્નોમાં સેવા કરતો. તે અંગે અવારનવાર તેમને મળતો. એ વખતે સરદાર વલ્લભભાઈ કહે અને મારે કરવું તેમ નહોતું. કારણ કે હું તે વખતે સરદાર સાથે રહેતો નહોતો. પણ પછીથી એમની સાથે હોઈને તેમના ઊંપવાસને જોવાનો પ્રસંગ પડયો હતો અને તે મારો પ્રથમ અનુભવ હતો, પણ ત્યાર પછી એમના બીજા ઊપવાસ જોવાનો કોઈ સાક્ષાત પ્રસંગ પડયો નથી.

અલબત્ત હિંદના ભાગલા દરમ્યાન, થયેલા કોમી હુલ્લડો દરમ્યાન એમણે ૨૧ દિવસના ઊપવાસ કરેલા. પુના કરાર પ્રસંગે તેમણે આવા ઊપવાસ કરેલા. આ કરારના પ્રસંગ વખતે હું તો આયર્લેન્ડમાં હતો અને ત્યાં ઊપવાસ અંગેના પોસ્ટરો અને સમાચારોમાંથી જાણેલું. તેમણે એ ઊપવાસ અંગ્રેજ સરકાર, આંબેડકરવાદીઓ, સનાતનવાદીઓ અને કોંગ્રેસમાંના જૂનમતવાદીઓ સામે હતા. જેના પરિણામે કોન્ફરન્સ થઈ હતી અને પૂના કરાર થયા હતા. આ ઊપવાસ પાછળ તેમનો-

બીજો કોઈ સવાલ નહોતો. પણ એ પગલા દ્વારા તેઓ બધાના હૃદય ઉપર અસર પહોંચાડવા માગતા હતા. ઉપવાસ કરનાર તરફ સામાન્ય રીતે બધાને દયાની લાગણી થાય છે. પણ આ ઉપવાસમાં એટલું ફક્ત નહોતું. એ ઉપવાસ તો મહાનવિભુતી કરે છે, એના દ્વારા તે કાંઈક સહન કરે છે એમ સર્વેને લાગેલું અને તેની અસર લોકોના દીલ પર થતી હતી. ડૉ. આંબેડકર આમ તો તેજસ્વી બુદ્ધીના હતા. છતાં આ વખતે તેઓ જાડી બુદ્ધીના દેખાયા હતા. આમ છતાં તેઓ પણ ગાંધીજી તરફ ખેંચાયા હતા. ઈંગ્લાંડમાં મેકડોનાલ્ડ અને દિલ્હી સરકાર ઉપર પણ એની અસર થઈ હતી અને તેના પરિણામે એ ઉપવાસથી તાત્કાલીક નહીં ધારેલું પરિણામ આવ્યું હતું.

ઉપવાસની બાબતમાં કે બીજી બાબતમાં ગાંધીજી સાથે એમના પેંગડામાં કોઈ પગ મૂકી ન શકે અને એમની સાથે મારી જાતને તુલના કરું તેવો હું મૂર્ખ નથી.

## દિલ્હી નહિ અમદાવાદ કેમ ?

ઉપવાસ માટે દિલ્હીના બદલે અમદાવાદને પસંદ કરવા પાછળનું કારણ ખરું. મને દેશના જુદા ભાગોમાં ઓળખે ખરા. હું રાષ્ટ્રીય છું પણ મારું જીવન અને જિગર ગુજરાતની ધરતી સાથે વણાયેલું છે. બેચાર દિવસ હિંદુસ્તાનમાં બીજા ઠેકાણે ફરું. મને બીજે ઠેકાણે ઘણીવાર બોલાવે છે. પણ મારા માટે ગુજરાત એટલું મોટું છે કે એમાં એનું કામ કરવાની હું મર્યાદા સમજું છું. હું તો ગુજરાતનું બાળક છું, મારા જીવનના પ્રભાતથી ગુજરાત માટે કાર્ય કરતો રહ્યો છું. ભલે અમદાવાદમાં, સુરતમાં કે બીજે રહું પણ હું આ ઉપવાસ શા માટે કરું છુ ? તો એનું કારણ પણ છે. મહાગુજરાતનું રાજ્ય સ્થપાયું તે પહેલા એક માત્ર વાત તેને મેળવવાની લડતની મારે મન હતી અને તે માગણી હાંસલ કરવા માટે પાર્લામેન્ટ પર આધાર રાખતો હતો. એ ધ્યેયને પ્રાપ્ત કરવા માટે મેં કોઈ દિવસ ઉપવાસનો વિચાર કરેલો નહીં. પણ એ લડત

દરમ્યાન જો ઉપવાસ કરવા પડયા હોય તો તે જે તોફાન થાય તેને રોકવા માટે કુદરતી લાગણીથી કરેલાં પણ એ દ્વારા સરકાર ઉપર દબાણ લાવવા માટે નહીં. પણ એ તોફાન કરીને નૂકસાન કરતા લોકોને એ દ્વારા રોકવાનો ઉદ્દેશ રાખ્યો હતો, તોફાન અટકાવવા કરતો હતો.

પણ હવે તો ગુજરાતનું રાજ્ય થઈ ગયું તેને લાવવા માટે અમે પ્રયાસો કરેલા એટલે આ રાજ્ય સારી રીતે ચાલે, પ્રગતિ કરે, લોકો સુખી થાય તે બાબતનો દીલ ઉપર ભાર સ્વાભાવિક રીતે રહે. જ્યારે અમે જોઈએ કે મહારાષ્ટ્ર સરકાર સારુ કામ કરતી હોય અને અહીંયા સરકાર સારું કામ કરતી નથી એવું જોતા હોઈએ ત્યારે એ વાતનો બોજો મનમાં રહે છે. અમારી નજર ગુજરાતની સરકાર સારા કામો કરતી રહે તે જોવામાં રહે.

## મોંઘવારી અને મારા પ્રયત્નો

જનતાને પીડી રહેલી મોંઘવારીના સવાલને મેં ૧૯૬૨ની ચૂંટણીથી હાથ ધરેલો છે. એ ચૂંટણીના પ્રચારમાં પણ અમારી આ વાત હતી. મોંઘવારીને ડામવા માટે સરકારને જાગૃત કરવા અમે અવારનવાર હડતાલો, સભાઓ, સરઘસોના કાર્યક્રમો યોજ્યા હતા. આમ છતાં આ મોંઘવારીનું સંકટ વધતું ચાલ્યું હતું. આ સાલમાં અનાજનું સંકટ ઘણું વધતું ગયું છે. તેને રોકવા માટે અમારાથી બનતા પ્રયાસો કરી જોયા. જેનાં પરિણામે તેલમાં સરકારી પગલાથી જનતાને થોડીક રાહત મળી હતી. સરકારે એથી તેલની નિકાસબંધી કરેલી.

પણ ત્યાર બાદ અહીંયા, દેશમાં બધાનો મદાર ચોમાસુ પાક સારો થશે તે પર હતો. એથી પરિસ્થિતિ સુધરશે એટલે બીજું કંઈ કરવું નહિ પડે તેમ સૌનું માનવું હતું પણ એ મુરાદ—ધારણા નિષ્ફળ

નીવડી છે. ફસલ વખતે રોજ રોજ નવા નવા નિવેદનો કરે, સરકાર કાયદાઓ કરે, સજાઓ કરવાના પગલાં જાહેર કરે, રેશનીંગ લાવવાની વાતો કરે, ભાષણો થતા હોય અને વેપારીઓને ધમકીઓ અપાતી હોય છતાં તેનું કાંઇ સારું પરિણામ આવતું અમને ન જણાયું અને ફસલની શરુઆતથી સ્થિતિ ચિંતા પેદા કરે તેવી રહ્યા કરે. ઘઊં, ચોખાના ભાવની સાથે બરછટ અનાજ જેવું કે બાજરી, જુવાર કઠોળમાં તુવેર, મગના ભાવો એટલા વધતા ગયા કે મારા ૭૨ વર્ષના કાળ દરમ્યાન આવા કદી જોયા નથી. ગુજરાત અનાજમાં ખાધવાળું છે એટલે તેના ભાવો કદાચ વધે તેવું કારણ ગણીએ પણ જેનો પાક ઘણો વધારે છે, તે તેલના ભાવો વધતા જાય તો તે વાત અસહ્ય કહેવાય અને તેલની બાબતમાં નિકાસબંધી કાઢી નાંખી ત્યારે સરકારે કોઈ વ્યવસ્થા પણ કરી નહીં અને સરકાર કુદરતી આર્થિક નિયમોના આધારે રહી. આમ કરતાં તેલનો સરકારે નક્કી કરેલો ૧–૯૫નો ભાવ નવી સિઝનમાં ચાલી ગયો અને તેના બદલે ૨–૫૦નો ભાવ થયો. તે શરુઆતમાં. આમ ગુજરાતની પ્રજાને છત અને અછત બન્ને વસ્તુમાં માર પડવા લાગ્યો ત્યારે મારાથી આજની લોકોની સ્થિતિ જોઈ જાતી નથી.

## કેન્દ્રમાં મારી રજૂઆત પછી

આથી મેં વડાપ્રધાન શ્રી. લાલબહાદૂર શાસ્ત્રીને પત્ર લખ્યો. તેની નકલ કેન્દ્રના પુરવઠાપ્રધાન શ્રી. સુબ્રમણ્યમ અને અહીંની સરકારને મોકલી. આ પત્રમાં મેં ઉપવાસની વાત લખી હતી ત્યારે મારા દીલમાં એક એવી લાગણી થઈ હતી. ગુજરાતના ઉત્કર્ષ માટે ગુજરાતનું રાજ્ય થયું છે પણ તેની આસ્માની મોંઘવારી, ચઢતી જતી મોંઘવારી, અમારા જેવાને જોવાની હોય તો એમાં અમારા જીવવાનો કોઈ અર્થ રહેતો નથી. આવી પરિસ્થિતિ અસહ્ય બનીને

ટગર ટગર જોયા કરવી તેના કરતા પ્રાણ પાથરવા બહેતર છે. આવી હાલતમાં જીવવું નકામું છે. આવી ઉત્કઠ લાગણી મારા દીલમાં થઈ. આથી ગુજરાતની સ્થિતિ સુધારવા માટે જો જિવનનો અંત આવતો હોય તો આપવો એમ મેં નિર્ણય કર્યો છે.

આજની અસહ્ય મોંઘવારીના પ્રશ્નને માટે પાંચમી ઓગસ્ટે હડતાલ શુદ્ધ બુદ્ધિથી પાડી હતી. જેના પરિણામે કામદારોના મોંઘવારી ભથ્થામાં વધારો થયો હતો. પણ મોંઘવારી ઉપર તેની અસર થઈ નહીં.

દેશના મોટા આપણા વડાપ્રધાન શ્રી. શાસ્ત્રીજી, પુરવઠા પ્રધાન શ્રી. સુબ્રમણ્યમને લખ્યા પછી તેમને હું મળેલો. શ્રી. સુબ્રમણ્યમે તો કાંઈક વ્યંગમાં વાતો કેટલીક કરેલી. તેમણે કહેલું કે બરછટ અનાજ પર કોઈ પ્રતિબંવ નથી. ગમે ત્યાંથી લાવો. મેં તેમને કહેલું કે કોઈ આવવા દેતું નથી, આથી સરકારે જાતે ખરીદીને આપવું જોઈએ. વેપારીઓ લાવે તે ખોટું છે. રાજ્ય રાજ્ય વચ્ચે વ્યવસ્થા થવી જોઈએ. નિકાસબંધી કરવી પડી એટલે વધારે માલ ગુજરાતમાં નથી, એ જોવું જોઈએ. અને તેથી હવે ગુજરાતને બરછટ અનાજ મોકલવા માટે તાત્કાલીક ઓથોરાઈઝ એજન્સી દ્વારા સરકારે કામ હાથ ધરવું જોઈએ. અને આવી વ્યવસ્થામાં વધારે પડતો નફો નહીં થવો જોઈએ. પણ આજ સુધીમાં આવી વ્યવસ્થા કરવાનું કામ થયું નથી. વળી ગુજરાતમાંથી સરકારે અત્યાર સુધી બરછટ અનાજ એટલું બધું જવા દીધું છે કે હવે માલ રહ્યો નથી અને હવે બહારથી માલ મેળવવો મુશ્કેલ છે. રાજસ્થાન, પંજાબ કે મધ્યપ્રદેશમાંથી બરછટ અનાજ લાવવાના પ્રયત્નો થાય છે પણ ત્યાં પણ ઘણો માલ બહાર ચાલ્યો જતાં નિકાસબંધી ત્યાં કરવી પડી છે. આથી હવે તાત્કાલીક ગુજરાતમાં માલ આવે–ભાવ વધે નહીં તે રીતે તેની વ્યવસ્થા કરવી. છે. આથી શ્રી. સુબ્રમણ્યમ સાથેની ચર્ચા

દરમ્યાન કોઈ સારું પરિણામ આવે તે વિષે મને શંકા રહી છે. અને મેં તેમને જણાવેલું કે: 'તમારી વાત નવી આશા અમને આપતી નથી.' ત્યારબાદ હું વડાપ્રધાન શ્રી. શાસ્ત્રીને મળેલો. તેઓ તો મીઠા સ્વભાવના છે, હસીને વાતો કરે અને સામા માણસને કહે તેમ મને કહેલું કે 'આપ બડે આદમી હો' અને તમારે ઉપવાસ કરવા ન જોઈએ. તે માર્ગ શા માટે છોડી દો?

## ચારેય બાજુ અંધકાર ત્યારે આત્માનો અવાજ

પણ મેં તેમને જણાવેલું કે આજે ચારેય બાજુએ જે અંધકાર દેખાય છે, તેમાં આશાનું ઉગતું કિરણ દેખાતું હોય તો ફરીને વિચાર કરું પણ હું દિલગીર છું કે આશાનું કોઈ કિરણ દેખાતું નથી, દેશને ચીન કે પાકિસ્તાન જેવા દુશ્મન સામે લડવું હોય તો સહેલું છે. કારણ કે તેઓના આવતા લશ્કરને દૂરથી પણ જોઈ શકાય. પણ મોંઘવારીનો આ દુશ્મન ઘર આંગણે છે અને તે દુશ્મન લશ્કરની માફક જોઈ ન શકાય. મોંઘવારીના આ દુશ્મનની સામે લડવા માટે તમે ગેઝેટના કાગળીયા, નિયમો કે પેટાનિયમો દ્વારા ફક્ત લડી શકાશે નહી. સંગ્રહખોરો અને કાળા બજારીયા તેવા ફતવાઓને ઘોળીને પી ગયા છે. ફસલને વખતે જ્યારે આવી સ્થિતિ ઊભી થતી હોય તો આખું વર્ષ કેવું જશે. હોળી આવતા સુધીમાં તો લોકોની હોળી થઈ જશે. અને એનો વિચાર કરતા હું કંપુછું. આ સ્થિતિને નિવારવા માટે તમે કાંઈ કરતા હોય તો હું મારા ઉપવાસના નિર્ણય અંગે પુનઃવિચારું પણ ઠોસ–નક્કર કાર્ય થાય તો જ વિચાર કરું અને શ્રી. શાસ્ત્રીજીએ જણાવેલું કે 'હું તેનો વિચાર કરીશ, કરી રહ્યા છીએ.' અને હું તેમનાથી છૂટો પડયો.

## ઉપવાસ પાછળનો મારો આશય

ઉપવાસ કરવા પાછળનો મારો ઉદ્દેશ એવો છે કે ખેડૂતો, વેપારીઓ, સરકાર અને સહકારી મંડળીઓ એક બીજા સાથે ખરા હૃદયથી આજના પ્રશ્નને ઉકેલવા માટે સહકારથી કામ તાત્કાલીક કરે તો જ આ કોકડું ઉકેલી શકાય તેમ છે, એ સિવાય નહીં. બાજરી, જુવાર અને તુવેર તો હવે ગઈ છે. અને તે ગયેલી વસ્તુ હું જાન આપું તો પણ પાછી નહીં આવે એની મુશ્કેલી રહેવાની છતાં તે દૂર કરવા બહારથી લવાય તેમાં પણ મુશ્કેલીઓ છે. પણ અહીંના વેપારીઓ, ખેડૂતોને લાગે કે તેઓ પણ ગુજરાતની પ્રજા છે અને આ પ્રજા મારી છે તો જરુર તેઓ સ્વયંમ નિયંત્રણો કરી શકે છે પણ ખેડૂતો માલ દાબી રાખે છે, વેપારીઓ પણ માલ દાબી રાખે છે અને ભાવો ભાવાનો વિચાર કરે તો પ્રશ્ન ઉકેલાશે નહીં. એટલે આ પ્રશ્નનો ઉકેલ 'મિકેનિકલ રીતે' યંત્રવત રીતે કામ કરવાથી નહીં ઉકેલાય. સરકાર સત્તાથી તે ઉકેલી નહીં શકે. આમાં તો પ્રજા પ્રત્યેની આપણા સૌના દીલની લાગણી ખોલવી જ રહી. જડવાદી દુનિયામાં હૃદયને પ્રેમથી ખોલવાનું કામ મુશ્કેલ હોય છે છતાં તેના સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી. આથી મેં સૌના હૃદયને ખોલવા માટે ઉપવાસનો નિર્ણય કર્યો છે.

## ઉપવાસ રાજકારણથી પર છે

આમ તો અત્યારે મેં ઉપવાસ સાત દિવસના કરવાનો એવો નિર્ણય કર્યો છે અને તેની એક જ મકસદ છે કે સરકાર ઉપર સમગ્ર પ્રજાનું ધ્યાન કેન્દ્રીત કરવું. આ વિષય ઉપર ગંભીર રીતે મહત્વનું સૌ ધ્યાન આપે અને સરકારને તેના ઉકેલ માટે પ્રેરણા મળે, ઉપવાસની પાછળ મારું દીલ સાફ છે એની પાછળ હું કોઈ રાજકીય મકસદથી આ કામ કરતો નથી. સરકારને ઉથલાવી પાડવાનો કોઈ

વિચાર નથી. આજે હું એ વસ્તુથી પર થઈ જાઉં છું. જેલમાં જતાં હું જેમ રાજકારણથી પર થઈ જાઉં છું તેમ આ ઉપવાસમાં પર થઈ જવાનો છું. ઉપવાસમાં હું રોજિંદા રાજકારણથી પર થઈ જવાનો છું. સરકારમાં બેઠેલા, સત્તા મળવાના કારણે બેઠેલા છે, તે શ્રી. બળવંત ભાઈ કે શ્રી વિજયકુમારભાઈ પણ આપણા ભાઈઓ છે, બધાય ગુજરાતના સપુતો છે, આથી ગુજરાતના બધા લોકો ભેગા થઈને એવો રસ્તો કાઢે કે જેથી ભાવો નીચા જાય અને કાયમ રહી શકે તેવો એમાં બંદોબસ્ત થાય પણ મારા ઉપવાસથી ભાવો થોડા ઘટે, થોડા દિવસ માટે અને પાછા વધે તેનો કોઈ અર્થ નથી. કારણ કે હવે પછીથી આજની પરિસ્થિતિ આમ ચાલ્યા કરશે તો વધુ ગંભીર દશા આવવાની છે. તેને આવતી રોકવી જ રહી. આથી આ પરિસ્થિતિને પહોંચી વળવા બધાય તત્વો સહકારથી કામ કરવા ભેગા થાય એ જરુરી છે. અને માટે એક યોજના કરે જેથી આવતી ફસલ સુધી આમપ્રજાને કોઈ તકલીફ ન રહે. ભલે તે છેક નાબૂદ ન થાય તો પણ ઓછી તો થાય.

## સૌનો આત્મા જાગૃત કરવો છે

જનતા પરિષદના કાર્યકરોએ મારા ઉપવાસ અંગે ઠરાવ કર્યો છે. ભલે તે રાજકીય રીતે હોય પણ આમાં મારો વિચાર સરકારની સામે વિરોધી આંદોલન ઊભું કરવાનો કે તેને તેજીમાં નાંખીને તેને તોડી પાડવાનો નથી. એ બાબતમાં હું સાફ છું. અને એ જ વાત ઈચ્છું છું કે ઉપવાસ કરી રાજકીય વેપારીઓ અને ખેડૂતોના દિલને ઢંઢોળવા છે. પિગળાવવા છે, જેથી સારીય ગુજરાતની પ્રજાને માટે રાહતરૂપ નક્કર યોજના થાય, કાયમી સ્વરૂપની થાય.

## મેં ટીકા કરી નથી

મેં કોઈ દિવસ ગાંધીજીના ઉપવાસની ટીકા કરી નથી, સિવાય કે 'ગાંધી આઈ નો' જ્યારે લખ્યું ત્યારે તેમાં કરી હોય પણ તે

સ્થિતિ જુદી હતી. પણ ૧૯૪૨ પછીથી મેં મારું માનસ ફેરવી નાખેલું છે અને મારી આત્મકથાના ત્રીજા ભાગમાં આજનું મારું દર્શન છે, તેમાં મેં સ્પષ્ટ રીતે જણાવેલું છે. ગાંધીજીની ૧૯૨૪ સુધી ટીકાઓ કરી. પણ એવી ટીકાઓ કરનાર હું ઘણા વર્ષોથી રહ્યો નથી. મેં આત્મકથામાં સંઘર્ષ બતાવ્યો છે અને તે સિદ્ધાંતની ભૂમિકા ઉપર ૨૦ થી ૨૫ની સાલ સુધી તેમની ટીકાઓ કરેલી પણ ઉપવાસ અંગે નહીં. ૧૯૪૨–૪૩ સુધી તો મારા હૃદયમાં પરિવર્તન આવેલું છે. અને મેં ઉપવાસ અંગે કદી એમની ટીકા ત્યારથી કરેલી નથી, તે મને બરાબર યાદ છે.

## હું સામ્યવાદી નહીં, પણ ગાંધીવાદી છું

મને સામ્યવાદી તરીકે ચીતરવાનો પ્રયત્ન થાય છે. પણ હું સંપૂર્ણ રાષ્ટ્રવાદી છું, ગાંધીવાદી છું. ગાંધીવાદીનું લોહી મારી નસોમાં વહી રહ્યું છે. અને મારા ઉપવાસ પણ ગાંધીવાદી વિચાર પ્રમાણેના છે. હું દુનિયાના વિવિધ દેશોમાં ફરેલો છું. બ્રિટન, આર્યલેન્ડ, જર્મની, ચીન, રશીયા અને એવા અનેક દેશોમાં ફરેલો છું. દુનિયાના રંગો મારામાં પુરાયેલા છે. આયર્લેન્ડે મારામાં રાષ્ટ્રીયતાનો રંગ પુરેલો છે એથી આજે ભલે ગેડીદડા કે ગીલ્લી દંડા જેવી રમત ન રમું તો પણ તે પ્રત્યે મને ઘણો પ્રેમ છે. આની સાથે સાથે હું કહી દેવા માગું છું કે હું જડવાદી બિલકુલ નથી. આત્માવાદી સંપૂર્ણ છું. આત્મ અને પરમાત્મામાં હું માનુ છું. બ્રહ્મ અને પરબ્રહ્મમાં માનનારો છું અને તેથી આત્માના અવાજને ઓળખવા પ્રયત્ન કરું છું તે કહે, પ્રેરણા આપે તેમ કરવા પ્રયત્ન કરું છું.

## આત્માનું મનોમંથન અને નિર્ણય

આજની અસહ્ય કારમી મોંઘવારી અંગે મારા મનમાં વેદના છે. અને તેના પર મંથન ચાલતું હતું ત્યારે એક એક વખત

હુ દિલ્હી છોડતો હતો–ગઈ તા. ૧૦મીએ દિલ્હીથી અહીંયા આવતો હતો, ત્યારે મેં દિલ્હીમાં મારી રૂમનું બારણું છોડયું તે વખતે મારા મનમાં એવી પ્રેરણા થઈ આવી કે આજની સ્થિતિને નિવારવા માટે શું કરવું? હાથ વલોવ્યા કરું તો તેનું કોઈ પરિણામ નહીં આવે, આથી મારે કાંઈક એવું પગલું લેવું જોઈએ કે જેથી તેનો ઉકેલ આવે, મારો આત્મા આ પરિસ્થિતિ વિશે મારા કર્તવ્યો વિશે એકદમ જાગૃત થયો કે હું ગુજરાતની ધરતીમાં જીવું છું, તે ધરતી રસાતાળ જતી જણાતી હોય ત્યારે મારો ફરજ શું છે? આથી તેને નિવારવા માટે મેં મારા બધાય પગલાઓ અજમાવી જોયા હતા પણ પરિણામ આવ્યું નહીં ત્યારે હવે હું મુક રીતે મૌનથી સહન કરવા સિવાય બીજો કોઈ માર્ગ રહેલો નથી એમ મને લાગતા મેં આ નિર્ણય કર્યો. તેથી ગુજરાતની સરકાર, કેન્દ્ર સરકાર, જનતા, વેપારીવર્ગ ખેડૂતોને જાગૃત કરવા માટે બધાયના દિલને જાગૃત કરવાના ઉપાય માટે મને ઉપવાસની પ્રેરણા થઈ અને તે અંગે અહીંયાથી મેં કાગળો પણ લખ્યા.

## જડવાદી નહીં પણ આત્માવાદી છું

માર્કસવાદ, સામ્યવાદના કોઈ પૃથક્કરણ કે કોઈ દર્શનને હું થોડું ઘણુ માનું છું એથી કરીને કોઈ એમ ન સમજે કે હું અંતરમાં જડવાદી છું, હું તો આત્માવાદી છું. અને એને પરબ્રહ્મ કહો તો તે, કે એને ભગવાન કહો તો તે ભગવાનને હું માનુ છું હું એમાં માનનારો છું. તે વસ્તુ મારી આત્મકથાના ત્રીજા ભાગમાં સંપૂર્ણ રીતે જણાઈ આવશે. ગાંધીજી સાથેની ચર્ચાઓ, યોગ આશ્રમ કે અરવિંદ વગેરે અંગે મેં આ લખેલું છે. આથી મારી આત્મકથાનો ત્રીજો ભાગ ગાંધીજી અંગે, આત્મા પરમાત્મા અંગેનો છે.

એટલે સામ્યવાદી તરીકે મને ખોટી રીતે ન ચીતરો. હું તો સંપૂર્ણ ગાંધીવાદી છું અને રહેવાનો છું.

## ઉપવાસ દરમ્યાન મારું કાર્ય

આજે દરેક વસ્તુમાં રાજકારણ આવી ગયું છે. કોઈ વસ્તુ એનાથી પર નથી. છતા મારા ઉપવાસમાં હું રાજકારણને આવવા દેવા માંગતો નથી. રાજકારણના કામકાજમાં મળતા ફાજલ સમયમાં હું જે નવલકથા લખું છું, તે નવલકથાને આગળ લખવાના મુડમાં ઉપવાસ દરમ્યાન આવી જઈશ. મહાગુજરાતની લડતને ધ્યાનમાં રાખીને મારી આ નવલકથા લખાઈ રહી છે અને તેના પંદર પ્રકરણો પુરાં થઈ ગયા છે. ૧૯૫૯ સુધીની એમાં વાત આવી જાય છે. હવે ૧૯૬૦ સુધીની વાત આ દિવસો દરમ્યાન પુરી કરીશ. મારી નવલકથા ગુજરાતનું રાજ્ય થયું ત્યાં સુધીના સમયને આવરી લેનારી છે.

આથી આ નવલકથાને પુરી કરવાના મુડમાં ઉપવાસ દરમ્યાન આવી જઈશ. તેના માટે મારી આંગળીઓ ચટપટમાં આવી ગઈ છે. અને આશા છે કે આ કામ એ દરમ્યાન પુરું થશે.

વળી હું ઉપવાસ દરમ્યાન આ પ્રશ્નના ઉકેલ માટે વાટાઘાટો કરવા માટે જવું પડે, બોલાવે તો તેમાં જઈશ. સભાઓ થશે તો સાંજ પછી તેને સંબોધવા જવાશે તો પણ જઈશ.

## આત્માના સાનિધ્યમાં રહીશ

પણ ઉપવાસ દરમ્યાન હું થોડો સમય મારી પાસે જે ગીતા છે તેને વાંચવામાં પણ ગાળીશ. કારણ કે ઉપવાસ દરમ્યાન હું ખાસ કરીને આત્માના સાનિધ્યમાં રહેવા માગુ છું. રાજકારણથી પર બનીને. આથી મારે તે દરમ્યાન ગમે તે કરવું હોય તો તે આધ્યાત્મિક દૃષ્ટિએ કરવાનું છે. આમ અરવિંદે લખેલું છે. તેમ આત્માને માધ્યમ રાખીને કામ કરીશ. આત્માને વિલાસ તેની લીલાને મધ્યમાં

રાખીને કામ કરીશ. આથી આત્માનું સાનિધ્ય વધારે રહે તે રીતે કામ કરતો રહીશ.

ઉપવાસમાં હું ખાટું લીંબુ અને મીઠું લઈશ કારણ કે ઉબકા ન આવે અને કોઠો સાફ રહે. સાત-આઠ દિવસના ઉપવાસ તો મારા મન હવે ડાબા હાથનો ખેલ છે. તેટલા કરતાં કોઈ મુશ્કેલી રહેવાની નથી. પણ ૧૨-૧૪ દિવસના થાય તો તેમ કરવા મુશ્કેલી રહે, કારણ કે ત્યારે ડોકટરો આવે. અગાઉ મેં ઉપવાસ કરેલા ત્યારે પાંચ ઉપવાસ બાદ ડો. અશોક મને તપાસવા આવેલા અને કહેલું કે તમારા હૃદય ઉપર અસર થાય છે. આથી મેં ડો. ગણપત રામને ત્યાં જઈને આરામ કરેલો અને નિર્ધારિત ઉપવાસ પુરા કરેલા. અગાઉ મેં મહાગુજરાતની લડત દરમ્યાન લોકોના તોફાનોને રોકવા માટે એક વખત ૧ લી ઓગસ્ટથી ૮મી ઓગસ્ટ સુધી ઉપવાસ કરેલા છતાં એ દિવસે મોટી સભાને લાલ દરવાજાના મેદાન પર સંબોધેલી અને ત્યાં મેં પારણાં કર્યાં હતા. એટલે આજની પરિસ્થિતિના ઉકેલમાં મારે સાત દિવસના ઉપવાસ કરવા પડે તો એમાં મને મુશ્કેલી આવવાની નથી.

પણ આજની સ્થિતિને નિવારવા માટે આ સિવાય મને કોઈ ઝડપી પગલાં ભરાય તેવો બીજો માર્ગ દેખાતો નથી. અને ઉપવાસ કરવા છતાં પણ જો કાંઈ થાય નહિ. સરકાર, વેપારીઓ અને ખેડૂતો કાંઈ કરે નહિ તો એનો ઉકેલ લાવવા મારે ઉપવાસ ચાલુ રાખવા. એમ કરતાં જિવનનો અંત આવે તો આવવા દેવો. પણ આજની અસહ્ય પરિસ્થિતિને હવે લાંબો વખત ચાલવા ન દેવી જોઈએ. એમ મારા જેવાને અંતરથી લાગ્યું છે. આથી મારા ઉપવાસમાં કોઈ રાજકરણ ન જુએ, એથી તો આમાં હું પર થઈ ગયો છું, ફક્ત એની પાછળ આમજનતાનો વિચાર કરું છું. સરકારને ઉથલાવી પાડવાનો નહિ કે તોફાન જગાવવાનો પણ નહિ. મારું આ પગલું આત્મવાદી તરીકેનું છે.

[૨૪]

[ તા. ૨૯ ડિસેમ્બર ૧૯૬૪ના દિવસે આગામી મ્યુનિસિપલ ચૂંટણીને અનુલક્ષીને સભા અને સરઘસનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. એ કાર્યક્રમનો અમદાવાદના દૈનિક પ્રભાતમાં તા.૩૦-૧૧-૬૪ના રોજ પ્રસિદ્ધ થયેલો અહેવાલ અહીં આપીએ છીએ ]

'સરકારે પહેલું કામ જીવનં જરુરિયાતની ચીજના ભાવ બાંધવા જોઈએ પણ તે કરવામાં આવતું નથી. ચોખાના ભાવ બાંધ્યા તો ચોખા છૂમંતર થયા, ભાવનું પાટિયું દેખાય છે પણ માલ નહિ. સરકારે ભાવ બાંધી માલ બજારમાંથી ખરીદવો જોઈતો હતો. અનાજનો વેપાર પોતાના હાથમાં લેવાનું સરકારનું કામ હતું. દિવાળીની ફસલ પૂરી થઈ અને હવે અનાજ કાળાબજારમાં ભોંયભીતરે ચાલી ગયું છે. અનાજ છે નહિ. સરકાર વહેંચવા ધારે તો પણ તે કરી શકે તેમ નથી. કેન્દ્રના અન્નપ્રધાન સુબ્રમણ્યમની વાતો હવાઈ ઘોડા જેવી છે. મને આશા નથી કે હું બોલું કે લાખો લોકો બોલે પણ સરકાર કોઈ પગલાં લઈ શકે.

પાંચમી ઓગસ્ટે લાઠી, ટીયરગેસ, ગોળીબાર કરી સરકારે હોળી સળગાવી છે. એ હોળીમાં સરકાર ભસ્મ થઈ જશે. આ સરકારે સમગ્ર દેશમાં પેટની હોળી સળગાવી છે. પેટની હોળી એવી નથી જે ફાયરબ્રિગેડના બંબાઓથી ઓલવાય. એ હોળી ઓલવવા માટે તો અનાજ જોઈએ. સરકાર પાસે અનાજ નથી. અને વેપારીઓ અનાજ બહાર કાઢે એમ નથી.

મહાગુજરાત જનતા પરિષદ અને સંયુકત સંગ્રામસમિતિના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આજે સાંજે સાડા પાંચ વાગે હોમગાર્ડઝ ગ્રાઉન્ડની પાછળ સાબરમતી નદીના મેદાનમાં યોજાયેલી સભાને સંબોધતાં ઉપર મુજબ જણાવ્યું હતું.

જેના વિષે ઘણો મોટો પ્રચાર શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક કરતા હતા, તે "વિરાટ કૂચ" આજે સાંજે સાડા ત્રણ વાગે મણિલાલ મેન્શનથી નીકળીને સાબરમતી નદીના મેદાનમાં સભાના રૂપમાં ફેરવાઈ હતી.

શ્રી. યાજ્ઞિકે પોતાનું પ્રવચન શરું કર્યું તે અટકાયતીઓને છોડી મૂકવા અને સંરક્ષણધારાનો અમલ સંઘરાખોરો અને કાળાબજારીયાઓ સામે કરવામાં સરકાર નિષ્ફળ ગઈ હોઈ આ જનતાકૂચ દ્વારા માગણીઓ હાંસલ કરવાનો નિર્ધાર કરે છે. એવી મતલબના બે ઠરાવો પસાર કર્યા હતા.

શ્રી. યાજ્ઞિકે આ "વિરાટ કૂચ" અને સભાની મકસદનો ખ્યાલ આપ્યો હતો.

અમદાવાદના મિલમાલિકોની મોંઘવારી અને બોનસની નીતિનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે, "આ શેઠીયાલોકોને મોંઘવારી કે બોનસ આપવું નથી. એ બધા તો સુપ્રિમ કોર્ટની વાતો કરે છે. એમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે. એમની આબરુ ખતમ થઈ ગઈ છે. નાક કપાઈ ગયું છે, તે પકડી રાખીને ફરે છે. મારી તો સલાહ છે કે સુપ્રિમ કોર્ટમાં જવાને બદલે અહીંની કોર્ટે મંજૂર કર્યું છે તે ચૂકવી દે, નહિ તો છાપનના મેળમાં મળી જશે.

મજૂરમહાજનનો ઉલ્લેખ કરી તેમણે જણાવ્યું કે, 'પાંચમી ઓગસ્ટનો દિવસ અમદાવાદ ભૂલી નહિ શકે. હડતાલ પાડવાનો કામદારોને હક્ક છે. એ માટે પીકેટીંગ કરવાનો પણ હક્ક છે. ત્યારે મજૂરમહાજનના કાર્યકરોએ ઉશ્કેરણી કરી સંયુક્ત સંગ્રામસમિતિના કાર્યકરોને પોલીસ પાસે પીટાવ્યા. વાજાવાળાની ચાલીમાં બધા લાલ વાવટાવાળાઓ છે કહી ત્યાં પણ પોલીસ પાસે દમન કરાવ્યું. આં ભયંકર પાશવી લીલાના મૂળમાં મજૂરમહાજન છે.

અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનની આગામી ચૂંટણીનો ઉલ્લેખ કરી તેમણે જણાવ્યું કે, મ્યુ. કોર્પોરેશન એટલે અમદાવાદનું રાજ. આ કોંગ્રેસવાળાઓ એનો કરોડોનો વહીવટ કરે છે અને કરોડો ખાઈ જાય છે, એમાં મજૂરમહાજનના ત્રીસ સભ્યો છે. આ મહાજનવાળાઓએ ત્રાસ ગુજાર્યો છે. એમને અમદાવાદની જનતા માફી નહિ આપી શકે પણ એનું ચક્રવતી વ્યાજ સાથે વળતર લેવાનું છે, એ બંદૂક કે ટીયરગેસથી નહિ.

મ્યુનિસિપલ ચૂંટણી વખતે મહાજનવાળાઓ તમારી પાસે આવશે અને કહેશે કે તમારી સેવા કરવા અમને મત આપો.

ત્યારે કહેજો કે તમારી સેવા અમારા માથામાં, પગમાં અને છાતીમાં વાગી છે. તમારી સેવાએ આઠ જણાના લાશની ભેટ આપી છે.

આપણે 'એક કાંકરે બે પક્ષી' મારવાના છે. એક તો આ ચૂંટણીમાં મહાજનને બંધ કરવું છે. એટલે શેઠીયા આપોઆપ બંધ થશે. મ્યુનિ.ના દ્વાર હંમેશ માટે શેઠીયા અને મહાજન માટે બંધ કરવાના છે, માટે તૈયાર થઈ જાવ.

સંગ્રામસમિતિના જેલમાં પૂરવામાં આવેલા કાર્યકરોનો ઉલ્લેખ કરી શ્રી. યાજ્ઞિકે કહ્યું હતું કે જનતા પરિષદ અને સંગ્રામ-સમિતિના કાર્યકરોને આપણું સંગઠન તોડવા માટે જેલમાં પૂરવામાં આવ્યા છે પણ સંગ્રામસમિતિ એમ કાંઈ વીંખાશે નહિ. અમે એ ભાઈઓ માટે છેક સુધી ઝઝૂમીશું અને એમના છુટકારા માટે સરકારને આખરીનામું આપી કડક પગલાં ભરવાની જ્યોર્જ ફર્નાન્ડીઝે જે વાત કરી છે, તેને અમે માથે ચઢાવી છે.

આ સભાને શરુઆતમાં અખિલ હિંદ સંગ્રામસમિતિના મંત્રી અને હિંદ મઝદૂર પંચાયતના પ્રમુખ જ્યોર્જ ફર્નાન્ડીઝે સંબોધી હતી.

શ્રી. ફર્નાન્ડીઝે પ્રારંભમાં સંગ્રામસમિતિના અટકાયતમાં લેવાયેલા કાર્યકરોને છોડાવવા માટેનું આંદોલન ચલાવવા અનુરોધ કરતાં જણાવ્યું હતું કે "આ કાર્યકરોને છોડાવવાની જવાબદારી આપણી છે. આપણે સરકાર સામે એલાન આપવાનું છે કે તમે અમારા કાર્યકરોને છોડી દો અને નહિ છોડો તો અમે જેલો ભરી દઈશું.'

તા. ૧૪ અને ૧૫મી ઓકટોબરે મળેલી બોનસ પરિષદનો ખ્યાલ આપતાં શ્રી. ફર્નાન્ડીઝે જણાવ્યું હતું કે 'અમે આ અંગે સરકારને એક માંગપાત્ર આપ્યું છે, અને આખરીનામું પણ આપ્યું છે કે તા. ૩૧મી ડિસેમ્બર સુધીમાં અમારી માગણી પૂરી નહિ થાય તો એક દિવસ માટે ભારત બંધ રહેશે.

[૨૫]

[મહાગુજરાત આંદોલનનો ઈતિહાસ આત્મકથામાં આલેખ્યા પહેલાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે એ આંદોલનની પાર્શ્વભૂમિકામાં એક 'માયા' નામની નવલકથા લખી હતી. એ નવલકથા ૧૯૬૫ના આરંભે પ્રસિદ્ધ થઈ. તેની એમણે લખેલી પ્રસ્તાવના અહીં આપી છે.]

## પ્રસ્તાવના

### (૧)

પહેલી કડીબદ્ધ નવલકથા લખવાનું કેમ સૂઝયું તે મારે જણાવવું જોઈએ.

'કુમારનાં સ્ત્રીરત્નો' નામથી પહેલો ટૂંકી વાતનો સંગ્રહ મેં ૧૯૨૪ના શિયાળામાં યરવડા જેલમાં ગાંધીજીના સાનિધ્યમાં લખ્યો. તે પછી ઘણી પ્રસંગકથાઓ અને નાટકો મેં વિલાયતમાં ને પછી દેશમાં આવી લખ્યાં. પછી ૧૯૫૪–૫૬ના ગાળામાં આત્મકથાના ત્રણ ભાગ પ્રગટ કર્યા પણ પૂરી નવલકથા તો પહેલીવાર ગુજરાતના વાચકો સમક્ષ રજૂ કરું છું.

સન ૧૯૫૬ના ઓગસ્ટ માસના પ્રારંભમાં હું આત્મકથાના ત્રીજા ભાગનું પ્રકાશન કરવાની તૈયારીમાં હતો, તે વખતે જ આઠમી તારીખે અમદાવાદમાં ગોળીબાર થયો ને મહાગુજરાત વિદ્યાર્થીસમિતિએ મહાગુજરાતનું આંદોલન શરું કર્યું. તેને બીજે જ દિવસે નવમીએ શહીદ કીનારીવાળાની પુણ્યતિથિને દિવસે ગુજ-રાત કોલેજમાં સભા થઈ ત્યારથી મેં નવી લડતમાં ઝુકાવ્યું. એક માસ પછી હું મહાગુજરાત જનતા પરિષદનો પ્રમુખ ચૂંટાયો ત્યારથી મહાગુજરાતની સ્થાપનાની જાહેરાત ૧૯૫૯ની ઓગસ્ટની

આખરે થઈ અને ૧૯૬૦ના મે માસની પહેલી તારીખે ગુજરાતનું રાજ્ય સ્થાપાયું ત્યાં સુધી હું લગાતાર એ લડતનો ઝંડાધારી રહ્યો.

તે પહેલા અને પછી આત્મકથાના આગળના ભાગ લખવાને ઘણા મિત્રો તરફથી સલાહ મળતી રહી છે. પણ નવા રાજ્યમાં શહીદ સ્મારકની રચના માટે પ્રયાસો ૧૯૬૦ની આખર સુધી ચાલુ રહ્યા. સન ૧૯૬૧ના આરંભમાં અમદાવાદની મ્યુનિસિપાલિટીની ચૂંટણીના કામમાં રોકાયો. તે વરસની આખરથી સામાન્ય ચૂંટણીના કામમાં હું ગુંથાયો. ફરી લોકસભામાં ચૂંટાયો ત્યારે જનતાને આપેલા વચન અનુસાર નવા કરવેરા અને મોંઘવારી સામે આંદોલનોમાં મેં ઝુકાવ્યું.

તે વરસની આખરે ફરીવાર મેં લેખનપ્રવૃત્તિ હાથ ધરવાનો વિચાર કર્યો. મહાગુજરાતની લડતના ભણકારા કાનમાં વાગતા હતા, તેથી તે વિશે જ એક કડીબદ્ધ પુસ્તક લખવાનો વિચાર આવ્યો પણ અહીંયાના બધા દફતરો તપાસીને નિરાંતે લખવાનું કામ, પાર્લામેન્ટની વખતોવખત મળતી બેઠકોને લીધે મુશ્કેલ લાગ્યું, તેથી તે લડતને પશ્ચાદ્‌ભૂમિકામાં રાખીને એક નવલકથા લખવાની યોજના મગજમાં આકાર લેતી ગઈ. પહેલા ચાર પ્રકરણ સન ૧૯૬૩ના શિયાળામાં લખીને મંગળાચરણ કર્યું.

એ સાલના ઉનાળામાં પૂર્વ યુરોપના દેશોમાં એક માસ પ્રવાસ કરીને પાછો આવ્યો ત્યારે આઠમી ઓગસ્ટની હડતાલ સામે આવીને ઊભી. તે દિવસની સભામાં જ સંયુક્ત કામદાર સંગ્રામસમિતિ રચવાનો નિર્ણય જાહેર થયો અને ત્યારથી મારા જીવનમાં એક નવું સીમાચિહ્ન શરુ થયું પણ તે સમિતિનો વિકાસ થયો તે પહેલાં બીજા ૪ પ્રકરણ લખ્યા ને પછી કામદારોની લડતમાં ગળાબુડ રોકાઈ ગયો.

વળી ગઈ સાલમાં નવું કામ કંઈક થાળે પડયું ત્યારે જે કેટલાક સ્નેહીઓએ નવલકથાના આઠ પ્રકરણ વાંચ્યા હતા, તે તેમણે તે પુસ્તક પૂરું કરવાને મને આગ્રહ કરવા માંડયો પણ નવમા પ્રકરણથી મારે આ પુસ્તકની મુખ્યભૂમિકા 'માયાનુ' જીવન અમદાવાદથી ઉઠાવીને મહાબળેશ્વર ને મુંબઈમાં આગળ ધપાવવાનું હતું. તેથી સમગ્ર વસ્તુને નવો વળાંક આપવાનો હતો. તેની યોજના ઘડતાં જરા વખત લાગ્યો. પણ છેવટે મને જ આ પુસ્તક વરસની આખર સુધીમાં પુરું કરવાની લગન લાગી અને તેથી આજે તે જનતા આગળ મૂકી શકું છું.

આ પુસ્તકની યોજના વિષે થોડો ખુલાસો કરવો જોઈએ.

તેમાં લડતના કાળના કોઈ સરકારી સત્તાધીશોના નામનો ઉલ્લેખ કર્યો છે. પણ લડતના કોઈ આગેવાનો કે કાર્યકરોના નામ લીધા નથી. મધ્યમવર્ગના થોડા ગૃહસ્થી કુટુંબોમાં મહાગુજરાતની લડતમાં કેવા પડઘા પાડે છે અને તે થોડી યુવતીઓ અને યુવકોને કેવા પરાક્રમ કરવા પ્રેરે છે, તે આ કથામાં આલેખવાનો આશય રાખ્યો છે. તેની સાથે સાથે આ લડતના દરેક તબકકામાં જે સવાલો ઉપસ્થિત થયા તેની મુકત ચર્ચા પણ રજૂ કરવામાં આવી છે.

પણ આ કથામાં માત્ર લડતનો જ રસ નથી તેમાં પહેલેથી છેલ્લે સુધી ગુંથાયેલી દિલસોજ માયાનું મન, હૃદય અને જીવન જ આ કથામાં મધ્યબિંદુ તરીકે સાચવ્યાં છે અને તેથી જ તે નવલકથારૂપે રજૂ થાય છે.

પહેલી નવલકથા લખતાં એક લડતની અંદર થોડા પાત્રોનાં અંગત જીવનને વર્ણવાનું કંઈક મુશ્કેલ કાર્ય મેં હાથ ધર્યું છે. તેમાં હું કેટલે અંશે સફળ થયો છું, તેનો કયાસ કાઢવાનું કાર્ય હું સુજ્ઞ વાચકવર્ગ પર છોડીને આ નવલકથા તેમની આગળ રજૂ કરુ છું.

તા–૧૭–૧–૬૫, —ઈન્દુલાલ યાજ્ઞિક.

અમદાવાદ.

## [૨૬]

[૧૯૬૫માં અમદાવાદ મહાનગર પાલિકાની ચૂંટણીમાં મહાગુજરાત જનતા પરિષદ અને સંગ્રામસમિતિને પ્રચંડ બહુમતી મળી એ વિજયોત્સવ નિમિત્તે મળેલી સભામાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આપેલા પ્રવચનનો અહેવાલ અહીં આપ્યો છે.]

(૨)

ક્રાંતિ આવી રહી છે. એના એંધાણ અમદાવાદ બતાવી રહ્યું છે. હું જ્યારે આ વિરાટ સભા આગળ ઊભો રહું છું ત્યારે ફરી વાર ૫૬ના શહીદો અને પાંચમી ઑગસ્ટના શહીદોને હું અંજલિ અર્પું છું. એ શહીદોએ જે શહાદત આપી છે, તેમાંથી પ્રેરણા મેળવીને જનતા પરિષદની વણથંભી કૂચ આગળ ધપી રહી છે.

મ્યુ. કોર્પોરેશનની ચૂંટણીમાં થયેલો વિજય મારો કે જનતા પરિષદનો નહિ, એ તમારો છે, સમગ્ર અમદાવાદની જનતાનો છે. અમદાવાદની જનતાએ આજ સુધીમાં અનેક વિક્રમો સર્જ્યાં છે પણ વિક્રમ એ સીમાચિહ્ન છે.

આ કોંગ્રેસ અને મહાજનના પંજામાંથી મ્યુનિસિપાલિટીની મુક્તિ થઈ છે. જનતાનો આ વિજય છે. એ મુક્તિદિનનો ઉત્સવ ઉજવાય છે. ચારે બાજુથી આજે ઘણા વર્ષોથી કેદખાનામાં જકડાયેલી જનતામાં મુક્તિનો આનંદ અને વસંતઋતુની લેરખીનો ઉલ્લાસ પ્રગટ્યો હોય એવું વાતાવરણ છે.

કોંગ્રેસે દેશને મુક્તિ અપાવી પણ ત્યાર પછી આટલા વર્ષો શું કર્યું ? કોંગ્રેસ કોંગ્રેસ ના રહી, મજૂર મહાજન મજૂર મહાજન ન રહ્યું, તેઓ મજૂર ન રહ્યા, માણસ ન રહ્યા, મજૂરસેવક ન રહ્યા

પણ 'યહા મહાજન' બન્યા. મોટા શેઠિયાઓ સાથે સોદા કર્યા. જનતાની વેદના, નિઃસાસા યાતના ભૂલી ગયા. ચાલીસ વર્ષ પહેલા સરદાર પટેલે જે મ્યુનિસિપાલિટી ઉપર કોંગ્રેસની ધજા રોપી હતી, સરદાર વલ્લભભાઈ અને મહાત્મા ગાંધીના સાથી જેવા મારે અને કોંગ્રેસીઓ પાસેથી એનો હવાલો જનતાના સાચા સેવકોને આપવાનો આજે સોનેરી દિવસ આવ્યો છે, કોંગ્રેસીઓએ અને મજૂર મહાજને મ્યુનિસિપાલિટી જેવા આ સેવાધામને સેવામંદિર ન રહેવા દેતાં, પાપ, ભ્રષ્ટાચાર અને કાવાદાવાથી કલંકિત કર્યું છે. અમે એ બધો ભ્રષ્ટાચાર સાફ કરી એને સેવામંદિર બનાવીશું.

જનતા પરિષદ અને સંગ્રામ સમિતિના પ્રમુખ તથા લોકસભાના સભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આજે કાંકરિયા ફૂટબોલ મેદાનમાં યોજાયેલ વિરાટસભાને સંબોધન કરતાં ઉપર મુજબ જણાવ્યું હતું.

તેમણે ગઈકાલે તેમના સ્વાગત માટે રેલવે સ્ટેશન ઉપર તેમના થયેલા ભવ્ય સ્વાગતનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે, 'ગઈકાલે અમદાવાદ સ્ટેશને જે દ્રશ્ય જોયું તેનો જોટો મારી જિંદગીમાં મેં જોયો નથી.

અંગ્રેજીના પ્રશ્નનો ઉલ્લેખ કરી તેમણે કહ્યું કે 'આખી દુનિયામાં અંગ્રેજી પાંચમાંથી કે ત્રીજીથી ચાલે ત્યારે અહીં આઠમીથી શ્રી. મોરારજીભાઈ દેસાઈ કહે તે પ્રમાણે જ બધું ચાલે. આજે તો કોંગ્રેસ જાણે દેસાઈ આણી પ્રાઈવેટ લિમિટેડ કંપની બની ગઈ છે. જ્યાં જુઓ ત્યાં દેસાઈ. આજે આ સરકારે સમજી લેવું જોઈએ કે આ દેસાઈઓની સત્તાનો યમઘંટ વાગી રહ્યો છે. આ દેસાઈઓને જો સત્તા પરથી નહિ ખસેડો તો જે '૬૫માં—આજે અહીં થયું છે તે સન ૬૭માં આખા ગુજરાતમાં થશે.

# વિષમતા દૂર કરીશ

મ્યુ. કોર્પોરેશનના વહીવટનો ઉલ્લેખ કરીને તેમણે જણાવ્યું કે કે 'જનતા પરિષદ મિલોવાળા ઓછા કરવેરા ભરે અને ગરીબો વધુ કરવેરા ભરે એ વિષમતાનો અંત લાવશે. અમદાવાદના નાના ઘરમાં વિધવા બેનો, ગરીબો બધા રહે છે, એમનો આનંદ કોંગ્રેસે ટાળ્યો છે. જનતા પરિષદવાળાઓ એમને ઈન્સાફ આપશે એની હું ખાતરી આપું છું. અમે આ વિષમતા દૂર કરીશું.

તેમણે મજૂરમહાજનનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે 'મહાજને કામદારોને ઘેટાબકરા ગણ્યા હતા. મહાજન જેટલું પાણી પાય તેટલું પીવાની વાત શીખવી હતી. પણ કદી લડનાની રસમ શીખવી નહોતી. મજદૂરોને એણે હીન દશામાં રાખ્યા હતા અને શેઠિયાઓને ધાકધમકી પણ બતાવી હતી. પણ સંગ્રામસમિતિની ચળવળથી કામદારો સફાળા જાગ્યા, નિર્ભય બન્યા અને દોઢ વરસના ગાળામાં તો પાવરધા થઈ ગયા અને ચૂંટણીમાં પૂરી તાકાત બતાવી આપી.

ચૂંટણીના પરિણામો અગાઉની અટકળો ઉપર કટાક્ષો કરીને જણાવ્યું કે, 'ગઈ કાલે આબુ સ્ટેશનથી હું મહેસાણા આવ્યો અને જ્યારે જાણ્યું કે જનતા પરિષદની ૫૦ આસપાસ બેઠકો આવી છે ત્યારે મારી છાતી ગજગજ ફૂલી હતી.

અમદાવાદના નાગરિક જીવનની વિષમતાનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે, 'આજે ચાલીઓમાં બેનો પાણીના ટીપેટીપાં માટે લડે છે, અનાજની દુકાને દુકાને ધાન લેવા માટે ટળવળે છે. જો બેનોમાં નવી હિંમત આવી તેઓ પણ મેદાને પડી અને એ બેનો આજે બની છે વકરેલી વાઘણ, બેનોએ ઘણું સહન કર્યું છે. પાણીનો

ત્રાસ, દુર્ગંધ મારતી ચાલીઓનો ત્રાસ, એ બધું સહન કરે છે. વળી પાછો ઘઉંનો ભાવ વધે છે.

પેલા પુરવઠાપ્રધાને ચોકકસ ભાવે તેલ બજારમાં વેચવાની વાત કરી હતી પણ એમાંયે અગત્સ્ય મુનિના વાયદાની જેમ કશું થયું નથી.

## ક્રાંતિની મશાલ

ગુજરાતની સરકારને હું ચેતવણી આપવા માગું છે કે આજે અમદાવાદે કર્યું છે કે તેનો પડઘો કચ્છથી ઉંબરગાંવ સુધી પડયો છે. અમદાવાદની જનતા આજે ક્રાંતિની મશાલધારી બની છે એણે એ મશાલનો પ્રકાશ સારાય ગુજરાતમાં રેલાવવાનો છે. આજે અમદાવાદે કર્યું છે, તે ૬૭ની ચૂંટણીમાં સમગ્ર ગુજરાતની જનતા કરી બતાવશે.

[૨૭]

[૧૯૬૬ના ઓગસ્ટમાં અમદાવાદમાં શહીદ સ્મારક અંગેનું આંદોલન ઉગ્ર બન્યું હતું. ૮મી ઓગસ્ટે શહીદોની દશમી શહીદ સંવત્સરી ઉજવવા માટે તેમજ ૧૫મી ઓગસ્ટના આઝાદી દિને અમેરિકી માલનો બહિષ્કાર કરવા માટે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જે નિવેદનો કર્યાં હતાં તે અહીં આપ્યાં છે.]

(૧)

સન ૧૯૫૬ના ઓગસ્ટની આઠમી તારીખે અમદાવાદના કોંગ્રેસ-હાઉસના ઓટલા પરથી ગોઝારો ગોળીબાર થયો ને કોઈની ખોપરી ઉડી, કોઈનાં શરીર વિંધાયા. ત્યારથી પોલીસ અને પ્રજા વચ્ચે જે ઘમસાણ જાગ્યું તેથી અમદાવાદમાં ૨૨, કલોલમાં ૩ અને નડિયાદમાં ૨ યુવાનો શહીદ થયા.

પછી ૧૯૫૮માં શહીદસ્મારકો રચાયા પછી તૂટયા તેથી અમદાવાદમાં ૩, નડિયાદમાં ૧ અને ડભોઈમાં ૧ જુવાન શહીદ થયા. એકંદર મહાગુજરાતની લડતમાં શહીદ થયા છે.

આ શહીદોના બલિદાનની પ્રેરણાથી જ મહાગુજરાતની સભાઓમાં હજારો નરનારીઓ સામેલ થતા ગયાં, ૧૯મી ઓગસ્ટે જનતા કરફ્યુનો ચમત્કાર થયો અને ૨ ઓકટોબરના રોજ પંડિત નેહરુની સામે યોજેલી સમાંતર સભામાં લાખો માનવીઓએ હાજર થઈને મહાગુજરાતની ઘોષણા બુલંદ બનાવી. એ શહીદોના પ્રતાપે જ શહીદ-સ્મારક રચવાની પ્રેરણા મળી અને તે તૂટતાં દશ માસના સત્યાગ્રહમાં બે હજારથી ઉપરાંત સ્વયંસેવકોએ જેલની યાતનાઓ વહોરી લીધી હતી. આ લડતની ચકાસણી કરવા પંડિત નેહરુ સન ૧૯૫૮

આખરમાં વડોદરે પધાર્યા ત્યારે પણ આઝાદ મેદાનમાં લાખ ઉપરાંત માનવીઓએ મહાગુજરાતની સભામાં હાજરી આપીને નેહરુજીના દિલ પર અકસીર ચોટ લગાવી. તેને પરિણામે જ સન ૧૯૫૯ની શહીદ સંવત્સરી પછી થોડા જ દિવસમાં દ્વિભાષી રાજ્યના ભાગલા પાડીને ગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવાનો નિર્ણય લેવાયો અને સન ૧૯૬૦ના મે માસની પહેલી તારીખે આપણા નવા રાજ્યની સ્થાપના થઈ.

કમનસીબે આ રાજ્ય સ્થાપવાને ૬ વરસ વીતી ગયા છે અને શહીદોની દશમી સંવત્સરી આવી રહી છે ત્યારે પણ ગુજરાત સરકાર હજી અસલ શહીદીને સ્થાને શહીદ સ્મારક રચવાની બંદી ફરમાવે છે, તેથી આ સંવત્સરી ભવ્ય રીતે ઉજવવાની અને સરકાર પર પ્રજામતની છાપ પાડવાની આપણી અનિવાર્ય ફરજ થઈ પડી છે. હાલની સરકારના પાયામાં મહાગુજરાતના શહીદો પૂરાયેલા છે. જ્યાં સુધી તેમનું શાનદાર સ્મારક રચાશે નહિ ત્યાં સુધી જનતાને જંપ વળશે નહિ અને સરકારથી જંપીને બેસાશે નહિ.

સરકાર તરફથી રાણીબાગમાં કે લાલ દરવાજાના સરદાર બાગમાં સ્મારક રચવાની વાત થાય છે. એ મિથ્યા છે. જે ધરતી પહેલા શહીદોના લોહીથી ખરડાયેલી છે, તે જ ઐતિહાસિક સ્થાને વાસ્તવિક સ્મારક શહીદીના અનેક સ્થળે રચાયાં છે, તેથી હવે દશ વરસના વહાણાં વાયા પછી અને ગુજરાત રાજ્યની રચનાની મૂળ નેમ પાર પડયા પછી સરકાર આ વિષે કંઈ જ વિરોધ ન કરી શકે.

આવા સંજોગોમાં અમદાવાદ, કલોલ, નડિયાદ અને ડભોઈની જનતા શહીદીને પવિત્ર સ્થાને જ રચવાને શાનદાર કાર્યક્રમ ઘડે

અને તેની ફરજ બજાવવામાં મહાગુજરાતની શહેર અને ગામડાંની જનતા બુલંદ અવાજ ઉઠાવે એવી મારી સર્વને વિનંતિ છે.

અમદાવાદ.

૨૬–૭–૬૬,

(૨)

સન ૧૯૪૭ના ૧૫મી ઑગસ્ટને દિને ભારત બ્રિટીશ શાહીવાદના અંકુશમાંથી આઝાદ થયું પણ હવે આઝાદીના ઉત્સવો તો એ દિવસે આવે છે ત્યારે દુનિયાના અનેક ઈજારાશાહી દેશોના આગેવાન તરીકે અમેરિકાનો શાહીવાદ આપણા દેશના અર્થતંત્ર પર નાગચૂડ જમાવી રહ્યો છે. તેથી તેની સામે આઝાદીની લડત શરુ કરવાને આવતી ૧૫મીએ 'મુક્તિદિન' પાળવાનું એલાન મહાગુજરાત જનતા પરિષદે ગુજરાતની જનતાને આપ્યું છે.

છેલ્લા કેટલાક માસ દરમ્યાન આપણા કેટલાક પ્રધાનોને ફસાવીને અમેરિકી સરકારે તેમના ઈજારદારોના પૂરા વર્ચસ નીચે ખાતરના કારખાના કાઢી તેનો માલ ફાવે તે ભાવે વેચવાની સત્તા મેળવી છે. પછી તરત જ અમેરિકાના મૂડીપતીઓ ફાવે તેટલા નાણાં ને માલ ફાવે તે શરતે અને ભાવે ભારત પર સીંચી શકે એવી સત્તા મેળવીને દેશના દરવાજા તેમને માટે ખુલ્લા કર્યા છે. આપણા વડાપ્રધાને અમેરિકાના પ્રમુખ સાથે મળીને અમેરિકી છાપની તાલિમી-યોજના મંજૂર કરવાને દેશના યુવાનો પર અમેરિકી સંસ્કાર પાડવાનું કબૂલ કર્યું.

વિરોધ વહોરી લઈને સરકારે રૂપિયાનું અવમૂલ્યન કર્યું છે, તેથી દેશના ઉદ્યોગ વેપારને, ખેડૂતોને, કામદારોને અપાર નુકસાન થયું છે. તેથી આખો દેશ નવી આર્થિક ગુલામીમાં જકડાતો જાય છે.

આવી પરિસ્થિતિમાં ભારતની મહામૂલી આઝાદીનું ખગ્રાસ-ગ્રહણ થાય તે પહેલાં દેશભરમાં આઝાદીની લડત ઉપાડવાનો સમય પાકી ગયો છે અને તેનું મંગલાચરણ આવતા ૧૫મી ઓગસ્ટના પુનિત દિને કરવામાં આવશે.

'હિન્દ છોડો'ની લડત સને ૧૯૪૨માં નવમી ઓગસ્ટને દિને શરુ થઈ ત્યારે જ અમદાવાદમાં શ્રી. વિનોદ કીનારીવાલા અને શ્રી. ઉમાકાન્ત કડીયા પોલીસના ગોળીબારથી જે સ્થાને શહીદ થયા તે દિવસે સવારે તેમના હુતાત્માને પુષ્પાંજલિ અર્પણ કરવામાં આવશે.

# અમેરિકી તેલકંપનીઓ પર ચોકી

પછી ૧૫મી ઓગસ્ટને દિવસે સવારે ભારતમાં જામતા અમેરિકી આર્થિક સામ્રાજ્યના ઝળકતા પ્રતીક સમા એસો અને કેલ્ટેક્ષના પેટ્રોલ પંપો પર ગુજરાતભરમાં દેખાવો કે ચોકી યોજવી જોઈએ.

વળી આજકાલ તેલના ભાવ પણ આસમાને પહોંચી રહ્યા છે, તેથી જનતા અત્યંત કફોડી દશામાં મુકાઈ ગઈ છે. તેથી ૧૫મીને દિવસે તેલની મિલો અને તેલની દુકાનો આગળ દેખાવો કે ચોકી યોજવી જોઈશે.

તે દિવસે શક્ય હોય ત્યાં અમેરિકી ને પરદેશી માલનો બહિષ્કાર પણ યોજી શકાશે પણ તેનો વિગતવાર કાર્યક્રમ પછીથી યોજવામાં આવશે.

તે દિવસે રજા હોવાથી ખેડૂત, મઝદૂરો અને જનતાના બને તેટલા શાનદાર સરઘસો રાષ્ટ્રીય અને પરિષદના ધજાપતાકા અને સૂત્રોવાળા પડદા લઈને શહેર–ગામડામાં કાઢવાની અને સાંજે સભાઓ યોજી મુક્તિદિનનો સંદેશ આપવાની વિનંતિ છે.

નવું પરદેશી આક્રમણ શરું થતું જ અટકી જાય તે માટે આ સમગ્ર કાર્યક્રમ વિજયની પૂરી શ્રદ્ધાથી અને જનતાના પૂરા પીઠબળથી સફળ બનાવવાને હું સર્વને હાકલ કરુ છું.

## અમેરિકાનાં ! શાહીવાદીઓ
## છોડો ભારત છોડો,
## ઈન્કીલાબ ઝીંદાબાદ

અમદાવાદ. —ઈન્દુલાલ યાજ્ઞિક.

૨૬–૭–૬૬, પ્રમુખ, મહાગુજરાત જનતા પરિષદ.

[૨૮]

[૧૯૬૬ના મેની આખરે શ્રી. કક્કલભાઈ કોઠારીનો દેહાંત થયો. નવેમ્બરમાં શ્રી. બબીબહેન ભરવાડાએ એમના માસિક 'આરસી'નો કક્કલભાઈ સ્મારક અંક પ્રસિદ્ધ કર્યો. તે અંકમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનો લેખ લખ્યો હતો.]

સન ૧૯૨૪માં ગાંધીજીના અંતિમ ચરખાવાદ સામે જાહેર બંડ પોકારીને મેં મુંબઈમાં 'હિન્દુસ્થાન પ્રજાતંત્ર' દૈનિક પત્રનું તંત્રીપદ સંભાળ્યું. તે પત્રમાં મેં ગાંધીવાદની અનેક મર્યાદાઓ પર ટીકાઓ વરસાવવા માંડી ત્યારે શ્રી. અમૃતલાલભાઈની સાથે શ્રી. કક્કલભાઈ પણ તે પત્ર રસથી વાંચતા અને મારી ખરાવાદી ટીકાઓ તરફ સહાનુભૂતિ રાખતા. પરિણામે મેં ૧૯૨૩-૨૪ ના કારાવાસ દરમ્યાન 'કુમારના સ્ત્રી રત્નો'નું પુસ્તક પ્રગટ કરવાને શ્રી. અમૃતલાલભાઈને વિનંતિ કરી ત્યારે તરત સ્વીકારી લીધી અને તે માટે મને સારો પુરસ્કાર પણ આપ્યો. તે કાળ દરમ્યાન શેઠ મને એકવાર મુંબઈમાં મળેલા ત્યારે મને તેમણે કહેલું કે : 'અમારે ત્યાં શ્રી. કક્કલભાઈ નામના યુવાન તમારા ભારે પ્રશંસક છે.

સન ૧૯૩૫ની આખરમાં હું પાંચ વર્ષનો વિલાયતનો પ્રવાસ કરી દેશ પાછો ફર્યો. ત્યારથી શ્રી. કક્કલભાઈએ ઘણા જ ભાવથી મારી સરભરા કરી. તેમની અને લોકશાયર શ્રી. મેઘાણી સાથે મેં ઘણી રસભરી ચર્ચાઓ કરી અને જિંદગીભરના અમે મિત્ર બની ગયા પછી ભાવનગરમાં મેં પ્રવચનો કર્યા. તેનો ઘણો જ સરસ હેવાલ 'ફૂલછાબ'માં શ્રી. કક્કલભાઈએ પ્રગટ કર્યો હતો.

સન ૧૯૩૬ના આરંભમાં મેં સૌરાષ્ટ્રના મિત્રમંડળને એવી સૂચના કરી કે વિલાયતની માફક ઉનાળાની રજાઓ દરમ્યાન જુવાનોને રાજકીય અને સામાજિક જ્ઞાન આપવાને ગ્રીષ્મવર્ગો ચલાવવા અને તેમાં જુદા જુદા પક્ષના આગેવાનોને વિવિધ વિષય પર પ્રવચન કરવા આમંત્રણ આપવું. શ્રી. કક્કલભાઈએ આ યોજનાની હિમાયત કરી અને શ્રી. અમૃતલાલભાઈએ તે મંજૂર કરી, તેથી તેમના ખર્ચે સન ૧૯૩૬ના ઉનાળામાં શ્રી. કક્કલભાઈના જ વતનમાં સરસ ગ્રીષ્મ-શાળા ચલાવવામાં આવી. તેમાં વિખ્યાત કોંગ્રેસી સાહિત્યકાર 'દર્શક' થી માંડીને સામ્યવાદી આગેવાન શ્રી. ડાંગે સુધીના અનેક ભાઈઓને આમંત્રણ અપાયા અને લગભગ એક માસ સુધી અમરેલીમાં જ્ઞાનગંગાનો પ્રવાહ વહ્યો હતો. તે વખતે શ્રી. કક્કલભાઈની દોસ્તીને લીધે હું તેમના ભાઈનો મહેમાન થયો હતો. તે ગ્રીષ્મ-વર્ગના મીઠાં સ્મરણો હજી પણ મારા દિલમાં ગુંજે છે.

સન ૧૯૩૭ થી શ્રી. કક્કલભાઈએ અમદાવાદમાં વાસ કર્યો. અને 'નવ સૌરાષ્ટ્ર' નું મંગલાચરણ કર્યું. ત્યારથી તેમની સાથે સંબંધ વધારે ગાઢ થયો. સન ૧૯૩૮માં ગુજરાતમાંથી મારી હદ-પારી પૂરી થઈ ત્યારથી અમદાવાદ આવતો અને ૧૯૩૯થી રહેતો થયો, ત્યારથી શ્રી. કક્કલભાઈની ઓફિસ અને ઘર એ મારા માનીતા સ્થાનક બની ગયા. ભૂખ્યો હોઉં તો ખાવાનું મળે ને લખવું હોય તો સગવડ મળે.

અનોખી પ્રતિભા ધરાવતા અને સ્વતંત્ર મિજાજના શ્રી. કક્કલભાઈએ જોત-જોતામાં અમદાવાદની છાપાની દુનિયામાં નવી ભાત પાડવા માંડી અને રાજકારણમાં તેના પડઘા પડવા માંડ્યા, તે વખતે સરદાર વલ્લભભાઈની પ્રતિષ્ઠા આખા દેશમાં જામેલી હતી અને ગુજરાતમાં તે સર્વોપરી અગ્રેસર હતા, છતાં શ્રી. કક્કલભાઈએ

અજબ હિંમત દાખવીને ગુજરાતની કોંગ્રેસી નીતિ-રીતિના સંદર્ભમાં સરદારને કોંગ્રેસીઓ સારી કદર કરતા ત્યારથી જ તેમણે ગુજરાતના એક ઉચ્ચકક્ષાના પ્રભાવશાળી પત્રકાર તરીકે નામના મેળવી અને છેવટ સુધી તેમના 'પ્રભાત'ના કેટલાક અગ્રલેખો વાચીને અનેક ગુણજ્ઞ વાંચકો તેમની મુક્તકંઠે પ્રશંશા કરતા.

સન ૧૯૪૦માં મહાયુદ્ધ ચાલતુ હતું ત્યારે સરકારી નીતિની ટીકાને કારણે હિંદ સંરક્ષણ ધારા મુજબ મારા પર જે હુકમ કરવામાં આવ્યા તેનો મેં જાણીબૂઝીને ભંગ કર્યો. મને કંઇ નિવેદન કરવાની મનાઇ કરવામાં આવી હતી, તેનો ભંગ કર્યો અને માત્ર 'પ્રભાત'માં જ મારું નિવેદન પ્રગટ થયું. પછી સરકારી હુકમનો ભંગ કરીને મેં ગામડે ગામડે ભાષણો કર્યાં, તેથી મારા પર અદાલતમાં ફોજદારી કેસ થયો. તે વખતે મારી તરફેણમાં જુબાની આપવાને શ્રી. કક્કલભાઇ અદાલતમાં આવ્યા અને તેમના પત્રમાં અનુકૂળ હેવાલ પ્રગટ કરતા. છેવટે મને દોઢ વર્ષની સજા થઇ. ત્યારે શ્રી. કક્કલભાઇએ મને ભાવભરી વિદાય આપેલી

૧૯૪૧માં જેલમાંથી છૂટયા પછી સન ૧૯૪૩થી પછાતવર્ગનાં બાળકો માટે મેં આશ્રમપ્રવૃત્તિ શરુ કરી, અને નેનપુર સ્ટેશન પાસે 'વાત્રક ખેડૂત વિદ્યાલય'ની સ્થાપના કરી ત્યારથી અમારી વચ્ચે બિરાદરીનો નવો યુગ શરુ થયો, પહેલેથી જ તેમણે મારા કામમાં પૂરો રસ લઇને બનતી સહાય કરવા માંડી. સન ૧૯૪૫માં નેનપુર સ્ટેશન પાસે આશ્રમ તરફથી જમીન લઇ 'વાત્રકનગર' ની યોજના કરી ત્યારે તેમણે તરત જ બે પ્લોટ લઇ લીધા. પછી વખતો વખત તેઓ આશ્રમની મુલાકાતે આવતા ગયા. છેવટના વર્ષમાં જરુરી સુખસગવડ કરીને રહેવાના અને શાંત જીવન ગાળવાના મનોરથ સેવતા હતા. પણ તે કંઇ બની શકે તે પહેલાં તો હૃદયરોગના ભોગ બનીને તે ચાલ્યા ગયા.

સને ૧૯૫૨માં મારી ષષ્ટિપૂર્તિ ઉજવવામાં અને ફાળો ઉઘરાવવામાં શ્રી. કક્કલભાઈએ જે આગેવાની લીધી, તે મારાથી કદી વિસરાશે નહિ. તેની સંચાલક કમિટીની સભાઓ 'પ્રભાત કાર્યાલય' માં જ મળતી. બધાને બને તેટલો ફાળો ઉઘરાવવા તે સતત ચાનક આપતા. આ બધી પ્રવૃત્તિને લીધે નેનપુર આશ્રમ દેવાના ભારમાંથી મુક્ત થયો. તેનો મોટો જશ શ્રી. કક્કલભાઈને જ ઘટે છે.

મહાગુજરાતની લડતમાં શરૂઆતમાં શ્રી કક્કલભાઈ અમારી સાથે રહ્યા. પણ 'જનતા કરફ્યુ' ના ૧૯૫૬ના દિવસથી તેમની નીતિ બદલાઈ. પછી સરકારે ગુજરાત રાજ્ય સ્થાપવાનો નિર્ણય કર્યો ત્યાં સુધી શ્રી. કક્કલભાઈએ મારા પર અનેકવાર તાતાં તીર વરસાવ્યાં છતાં અમારી વચ્ચે દિલનો ભેદ કદી થયો નહિ અને આશ્રમપ્રવૃત્તિ તરફના તેમના દિલસોજ સહકારમાં જરાયે ખોટ આવી નથી.

આશ્રમ અને તે પહેલાંના જીવન દરમ્યાન હું ઘણીવાર અમદાવાદમાં ઘર વિનાના શહેરીની અવસ્થામાં ખિસ્સામાં દમડી વિના ભ્રમણ કરતો. કોઈવાર ચ્હા પાણી, કોઈવાર ભોજન અને હંમેશા વિસામો શોધતો હું શ્રી. કક્કલભાઈ પાસે જતો અને હંમેશ તાજો અને પ્રફુલ્લ થઈ પાછો ફરતો. કોઈવાર બીજે શહેર ફોન કરવો હોય તો પણ પ્રભાત કાર્યાલયનો આશરો લેતો. કોઈવાર રાતે મોડે સુધી કંઈ લખવાની સગવડ જોઈતી હોય તે પણ 'પ્રભાત' માં મને મળી રહેતી. કોઈક રાત પણ એ કાર્યાલયના સોફા પર ગાળી છે અને સવારે પઠાણ આવતાં તેની ચ્હા પીને તાજો થઈ નીકળી પડતો. આમ રખડતાં રઝળતાં શ્રી. કક્કલભાઈ મને દિલાસો આપતા અને તેમની કચેરીએ મને આરામ આપતા એ દિવસો યાદ કરું છું ત્યારે થાય છે કે દોસ્ત તો શ્રી. કક્કલભાઈ જેવા જ હજો.'

—નવેમ્બર ૧૯૬૬.

[૧૯૬૭ની સામાન્ય ચૂંટણીમાં મહાગુજરાત જનતા પરિષદે જે જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હતું, તે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જ લખ્યું હતું. એ જાહેરનામામાં મહાગુજરાતની રચના થઈ એ પછીના ૧૯૬૭ સુધીના આંદોલનો વિષે અને તે સમયની સમસ્યાઓ વિષે એમણે મહત્વની સામગ્રી મૂકી છે.]

સન ૧૯૫૬ના ઓગસ્ટની આઠમી તારીખે અમદાવાદના વિદ્યાર્થીઓ અને નવજૂવાનોએ મહાગુજરાતનું આંદોલન શરું કર્યું અને તે ઉગતું જ ડામવાને મુંબઈની શ્રી. મોરારજી દેસાઈની સરકારે ગોળીબાર કરીને નવાજ્યું. ત્યારથી જે લડત શરુ થઈ તે સન ૧૯૬૦ના મે માસમાં મહાગુજરાતના અલગ રાજ્યની રચના થવાથી એક રીતે પૂરી થઈ. કમનસીબે ગુજરાતનું એકભાષી રાજ્ય થવાથી ગુજરાતી ભાષામાં ચાલતા ગુજરાતની જનતાનું રાજ્ય સ્થાપવાની જે નેમ પરિષદે રાખી હતી તે સફળ થઈ નહિ. તેમ મહાગુજરાતની લડતના શહીદોનું સ્મારક રચવાની અસલ નેમ પણ પાર પડી નહિ તેથી તે બધાયે હેતુ સિદ્ધ કરવાને નૂતન મહાગુજરાત જનતા પરિષદ સ્થપાઈ અને તે પરિષદે ૧૯૬૨ની ચૂંટણીમાં ઝૂકાવ્યું.

તે પછીના પાંચ વરસમાં ગુજરાતના કોંગ્રેસી રાજ્યનું જનતા વિરોધી સ્વરુપ વધારે સ્પષ્ટ થતુ ગયું છે. અબજો રૂપિયાનું દેવું થવાથી કેન્દ્રની અને ગુજરાતની સરકારના કરવેરામાં ભયંકર વધારા થવાથી અને છેવટે ગઈ સાલ રૂપિયાનું અવમૂલ્યન થવાથી જીવન-જરૂરિયાતની બધી ચીજોની અને ખાસ કરીને તેલની મોંઘવારી વધતે વધતે અસહ્ય બની ગઈ છે, તેથી તેની સામે જનતાના પ્રતિ-

નિધિ તરીકે જનતા પરિષદે વિરાટ આંદોલનો જગાવ્યા છે અને કંઈક કંઈક ગણનાપાત્ર સિદ્ધિઓ પણ મેળવી છે. સન ૧૯૬૩માં મોંઘવારીમાં થતા વધારા મુજબ કામદારોના મોંઘવારીભથ્થાંના આંકની ગણતરીમાં થતી છેતરપિંડી સામે મજબૂત લડત આપવાને સંગ્રામસમિતિની સ્થાપના કરવામાં આવી, તે પછી કામદારોનાં અને હાળીઓનાં સંમેલનમાં પરિષદનો પાયો વધારે વિશાળ અને મજબૂત બનાવવામાં આવ્યો. વળી રોજ વધતી મોંઘવારી, ગેરવહીવટ અને ભ્રષ્ટાચાર સામે પરિષદ અને સંગ્રામસમિતિએ જે લડતો આદરી છે અને જે દમન અને જેલવાસ સહન કર્યો છે, તેને પરિણામે પરિષદે અમદાવાદ શહેરમાં મ્યુનિસિપલ કોર્પોરેશનમાં વધુમતિ મેળવીને કોંગ્રેસને તેના સત્તાસ્થાનેથી પદભ્રષ્ટ કરી છે. પરિણામે વધારે સબળ બનેલી પરિષદના સન ૧૯૬૬ના સંમેલને કિસાનો અને મધ્યમવર્ગના ગુમાસ્તાઓને પણ પોતાના બંધારણમાં સમાવી લઈને તેની લડાયકશકિત વધુ મજબૂત કરી છે. પરિષદના અગ્રેસરો, કાર્યકરો પર જેમ દમનનો કોરડો ચલાવવામાં આવ્યો, તેમ તે વધારે શક્તિશાળી બની છે અને હવે તો સરકારી તંત્રમાં વિરોધપક્ષનો અવાજ મજબૂત કરવાને જ નહિ પણ તેમાંથી કોંગ્રેસને હઠાવવાની એક જ નેમથી પરિષદ આવતી ચૂંટણીમાં મેદાને પડે છે.

પાંચ વર્ષે ચૂંટણી આવે ત્યારે આપણે સરકાર પાસે તેના વહીવટનો હિસાબ માગીએ છીએ તેમ ચૂંટણીમાં ઝૂકાવનાર સર્વ પક્ષ અને જૂથે પણ પોતાની કાર્યવાહીની તપસીલ જનતા આગળ રજૂ કરવી જોઇએ. તે મુજબ જનતા પરિષદના પાંચ વર્ષના આંદોલનનું સરવૈયું નીચે રજૂ કર્યું છે.

આ પાંચ વર્ષ દરમ્યાન ગુજરાત રાજ્યને ત્રણ મુખ્યપ્રધાન સાંપડયા છે. પહેલા બે સત્તાધીશોએ તો આ શહીદ સ્મારકનો સવાલ

વાટાઘાટથી ઉકેલવાની પૂરી અનિચ્છા જ દર્શાવી અને ત્રીજા પંત-પ્રધાને સન ૧૯૬૬ માં ત્રણ વખત પરિષદના પ્રમુખ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક સાથે કંઈક મીઠી ચર્ચાઓ કર્યા પછી છેવટે આઠમી ઓગસ્ટના શહીદદિન પહેલાં જ તેમને, તેમજ અમદાવાદના નગરપતિ શ્રી. દિનકર મહેતા અને બીજા ૩૮ સાથીઓને જેલમાં પૂરીને દમનનો જ દંડો ચલાવીને વાટાઘાટો તોડી નાંખી.

છતાં દશમા શહીદદિને અમદાવાદની વિરાટ મેદનીએ શહીદ-સ્મારકના સત્યાગ્રહીઓને શાનદાર રીતે વિદાય આપી અને શહેરવ્યાપી હડતાલ પાડી. જનશક્તિનાં એવા દશ્યો વડોદરા–ભરુચ–ભાવનગર વગેરે શહેરોમાં પણ દેખાયાં છે. શહીદોને સ્થાને જ શહીદસ્મારક રચવાની તીવ્ર તમન્ના સારાયે ગુજરાતમાં પાછી ઉકળી ઉઠી છે. હવે તો પરિષદને ખાતરી થઈ છે કે મહાગુજરાતના તેમજ કામદારોની લડતના સર્વ શહીદોનું શાનદાર સ્મારક કોંગ્રેસ રાજ્ય ખતમ થયા પછી જ સ્થાપી શકાશે અને તેથી હવે પરિષદ એ સરકારનો યમઘંટ વગાડવાને જ ચૂંટણીમાં ઝૂકાવે છે.

તેવી જ રીતે મહાગુજરાતની લડતમાં આગેવાની લેનાર અમદાવાદ શહેરનું નાક કાપવાને માટે સરકારે ગુજરાતનું નવું પાટનગર રચવાની તાલાવેલી હજી સુધી કાયમ રાખી છે. ગયા ૫૦ કરોડ ઉપરાંત રકમને આંબી જનાર યોજના હાથ ધરવાનું નક્કી કરીને નર્મદા જેવી ગુજરાતને "નંદનવન' બનાવે તેવી યોજનાને પણ તડકે નાંખીને ઉપરા ઉપરી દુષ્કાળના વખતમાં પણ આ યોજના પર કરોડોનું આંધણુ કરવાને ગુજરાત સરકારે આંધળી દોટ કાયમ રાખી છે.

આ બધી હકીકત પરથી એ પણ સાબિત થાય છે કે પંત-પ્રધાનોની ફેરબદલીથી પણ મહંમદ તઘલખને પણ ભૂલાવે તેવા

કોંગ્રેસરાજ્યની દિવાની નીતિમાં કંઈ ફરક પડયો નથી. હવે આ રાજ્યને જ મિટાવ્યા સિવાય ગુજરાતની દુઃખી જનતા માટે કોઈ માર્ગ રહ્યો નથી.

૧૯૬૨ની ચૂંટણીઓમાં જ જીવનજરુરિયાતોની વધતી મોંઘવારીને પરિષદે અગ્રસ્થાન આપ્યું હતું. કમનસીબે તે ચૂંટણી પત્યા પછી દિલ્હી સરકારના નાણામંત્રી શ્રી. મોરારજી દેસાઈએ પહેલા જ તડાકે ચીજ વસ્તુઓ પર આશરે ૬૭ કરોડના નવા કરવેરા ઝિંકયા અને તેથી મોંઘવારી વધવાના આક્ષેપોને ઠોકરે માર્યા. છતાં એપ્રીલ-મે માસમાં વધુ મોંઘવારી ચોપાસ સમગ્ર પ્રજાને સાલવા માંડી, તેથી પરિષદે પૂરી તાકાતથી અમદાવાદમાં ૩૦ જુલાઈના રોજ બજારોમાં હડતાલ પાડીને વિરાટ સરઘસ ને સભા યોજીને વિધાનસભા પર કૂચ કરવાનો નિર્ધાર કર્યો. અમદાવાદની હડતાલની ફત્તેહથી, જંગી સરઘસથી અને બે લાખની સભાથી સર્વ તાજજુબ થયા. અને જો કે ગુજરાતના પંતપ્રધાનને મળવા ગયેલા પ્રતિનિધિમંડળે ઉડાઉ જવાબ આપીને પતાવી દીધું તો પણ પછીથી પરિષદે નિશ્ચિત પગલે આગળ ધપાવાનો નિર્ણય કર્યો.

તરત જ બીજી ઓકટોબરે ગાંધીજયંતીને દિવસે પરિષદે ગામડાંના ખેડૂતોને પણ જનતાની લડતમાં ભેળવવાને ખેડૂતોનું જાહેરનામું પ્રગટ કર્યું. પછીના અઠવાડિયામાં મોંઘવારી નિવારણ માટે અને બીજી તાકીદની માગણીઓને બુલંદ બનાવવાને સરકારી કચેરીઓનું કામકાજ સ્થગિત કરવાના હેતુથી અમદાવાદમાં જૂની સિવિલ હોસ્પિટલને દરવાજે શાંત સત્યાગ્રહ યોજવામાં આવ્યો. બીજે અઠવાડિયે નડિયાદમાં અને પછીથી વડોદરામાં સત્યાગ્રહ યોજાયા. પણ તેવામાં જ ચીનના આક્રમણથી નેફાની સરહદે ખૂનગાર જંગ શરુ

થયો, તેથી વડાપ્રધાન શ્રી. નેહરુની અપીલને માન આપીને સત્યા-ગ્રહની પ્રવૃત્તિ સ્થગિત કરવામાં આવી

ચીનની સરહદે શસ્ત્રવિરામ થયો ત્યાર પછી પણ સરકારને કંઈ શાન ન આવી. અને ૧૯૬૪ માં "સર્વોચ્ચ" ગુજરાતી નાણાં-મંત્રીએ દિલ્હી સરકાર તરફથી ૨૪૫ કરોડના રાક્ષસી નવા કરવેરા ઝિંકયા. તેટલા અત્યાચારથી જ સંતોષ ન માનતા તેમણે ફરજિયાત બચતયોજના નાના નોકરિયાતો અને વેપારીઓ પર લાદી અને સોનીઓ અને સોનાના વેપારીઓ માટે શ્રાપરૂપ સુવર્ણ અંકુશધારો પણ ઠોકી દીધો.

નવા કરવેરાથી મોંઘવારી વળી કૂદકે ને ભૂસકે વધવા લાગી. કામદારો અને મધ્યમવર્ગ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યો અને સોનાઓ પણ લડતમાં ખેંચાયા—કેટલાય બેકાર બનેલા સોનીઓએ આપઘાત કર્યા. આથી નવી દેશવ્યાપી લડતના પડઘમ વાગવા માંડયા.

એ અરસામાં અમદાવાદની ભરતખંડ ટેક્ષટાઈલ્સ મિલ્સ બંધ પડી અને તેના કામદારો પરિષદની સહાય મેળવવા તેની કચેરીએ આવ્યા, ત્યારથી પરિષદના નવા કામદાર આંદોલનના ગણેશ મંડાયા. પરિષદના અગ્રેસરોએ ભરતખંડ મિલ ફરી ચાલુ કરવાને સભાઓ આદરી તેમજ બીજી મિલોના કામદારોના પગાર કપાવા માંડયા તેથી તેમણે તેમની બધી માંગણીઓ માટે પરિષદનો સાથ સાધવા માંડયો.

આમ રાક્ષસી કરવેરા અને મોંઘવારી, કામદારોની માગણીઓ અને સોનાના અંકુશની નાબૂદી—આ બધાય માટે પરિષદે આઠમી ઓગસ્ટના શહીદ સ્મારકદિને હડતાલ અને વિરાટસભા—સરઘસ યોજવાનું એલાન કર્યું. પણ આ વખતે સરકારે આ કાર્યક્રમમાં ભાંગફોડ કરવાનો નિર્ધાર કર્યો. સરઘસ ફુવારાથી ગાંધીરોડમાં વળતુ

હતું ત્યારે કંઈ કારણુ વિના પોલીસે લાઠીચાર્જ કર્યો અને ફરી પાછું એકત્ર થઈને નદીની રેતમાં ફેરવાઈ ગયું. ત્યારે એલીસબ્રીજ પર ઊભેલા નિર્દોષ પ્રેક્ષકો પર પણુ લાઠીઓ વરસી. છતાં સમગ્ર કાર્યક્રમ શાનદાર રીતે સફળ થયો. વિરાટ જનમેદની તાકીદની માગણીઓને હલ કરવાને સંયુક્ત કામદાર સંગ્રામસમિતિની સ્થાપનાની જાહેરાત કરવામાં આવી. જોતજોતામાં આ સમિતિમાં હજારો કામદાર જોડાઈ ગયા અને ચોથી ડિસેમ્બરના મજૂરમહાજનના વાર્ષિકદિને ગૃહપ્રધાન ગુલઝારીલાલ નંદાના વિરોધમાં કામદારોનું પહેલું સરઘસ અને વિરાટ સમાંતરસભા યોજીને પોતાની ઊગતી તાકાતનું પારખુ દેખાડયું.

પછી સપ્ટેમ્બર માસમાં દિલ્હીમાં યોજાયેલા કામદારોના વિરાટ સરઘસ અને સભાએ ફરજિયાત બચતયોજનાનો મૃત્યુઘંટ વગાડયો. જોતજોતામાં તે યોજના સરકારને રદ કરવાની અને પછી શ્રી.મોરારજી દેસાઈને મંત્રીપદમાંથી રુખસદ આપવાની ફરજ પડી. આમ નવો વિજય મેળવીને દેશની જનતાએ ૧૯૬૩ની સાલ પૂરી કરી.

૧૯૬૪ની તા. ૨૫-૨૬ જાન્યુઆરીના રોજ જનતા પરિષદ અને મહાગુજરાત કામદાર પરિષદના પહેલાં સંમેલન યોજાયાં. ૨૬ મી જાન્યુઆરીના દિવસે જનતા કામદારોનું વિરાટ સરઘસ અને સભા યોજાયાં; કામદારોના મોંઘવારીભથ્થાના જૂના આંકડાની છેતરપિંડી રદ કરી તેમાં વાજબી વધારો આપવાની બુલંદ ઘોષણા થઈ તેના થોડા જ દિવસ પછી ૮ રૂપિયાનો વધારો મંજૂર થયો. પછી ગુજરાત સરકારે દિલ્હી સરકારના આંકડાના આધારે રૂા. ૧૨૦-૦૦ સુધીનું નવું મોંઘવારીભથ્થું મંજૂર કર્યું ને મિલમાલિકોએ તે નામંજૂર કરીને રૂા. ૯૯-૦૦ જ આપતા રહ્યા. તેથી અકળાઈને છેવટે વાજબી મોંઘવારીભથ્થું, બોનસ અને સસ્તા

ભાવે જીવન જરુરિયાતની ચીજ–વસ્તુઓ મેળવવાને પાંચમી ઓગસ્ટને દિને અને પરિષદે સંગ્રામસમિતિએ જનતા અને કામદારોને હડતાલ પાડવાની 'ગુજરાત બંધ' કરવાની અને સંયુક્ત સરઘસ અને સભા યોજવાની હાકલ કરી.

આ હડતાલ તોડવાને અને આખાયે કાર્યક્રમને છિન્નભિન્ન કરવાને સરકારે હજારો લોખંડી ટોપાવાળા પોલીસને અમદાવાદમાં ઊતાર્યા. ચોથીની મધરાતથી તે પાંચમીની બપોર સુધી મિલ-વિસ્તારમાં બેશુમાર–નિર્દય લાઠીમાર થતા ગયા. પછી અમદાવાદના રાજમાર્ગ પર શાંત સરઘસ માટે ભેગા થયેલા લાખેક સ્ત્રી–પુરુષોની મેદની પર ઘોડા દોડાવ્યા, લાઠીમાર અને છેવટે બંદૂકની ગોળીઓ પણ છોડી. પરિણામે સેંકડો ઘવાયા અને છ નવજુવાનો શહીદ થયા, છતાં સરઘસ સભાસ્થાને શાંતિથી પહોંચ્યું અને ત્યાં જામેલી શાનદાર સભામાં સરકારના દમનકાંડની સખત ઝાટકણી કાઢવામાં આવી અને જનતાના અંતિમ વિજયની આગાહી કરવામાં આવી.

બીજે જ દિવસે પરિષદના અને કામદારોના ચુનંદા ૩૦ આગેવાનો ને કાર્યકરોને હિન્દ સંરક્ષણ ધારા નીચે ગીરફતાર કરવામાં અને તેમનામાંથી કેટલાકને ૧૯ માસ જેલમાં રાખવામાં આવ્યા.

મિલ માલિકોએ મોંઘવારીભથ્થામાં થોડો વધારો મંજૂર કર્યો. એટલું જ નહિ પણ વચગાળામાં માલિકોએ કરેલા કાપની રકમ પણ વ્યાજ સાથે ચૂકવી આપવાનો હુકમ કર્યો. આમ અમદાવાદના અને ગુજરાતના બે લાખ કાપડ કામદારોનો અદ્દભૂત વિજય થયો. વળી એ અરસામાં દિલ્હીના અન્નમંત્રી ગુજરાતમાં આવી ગયા અને તેમની મંજૂરીથી તેલના ભાવ વધતા રોકવાને તેલની નિકાસ-બંદી ફરમાવવામાં આવી, તેથી સારાયે ગુજરાતની પ્રજાએ રાહતનો થોડો દમ ખેંચ્યો.

ઓગસ્ટના અમદાવાદના હત્યાકાંડે સારાયે દેશમાં સન્નાટો ફેલાવ્યો. તરત જ અહીંથી બીજા રાજ્યના કામદાર નેતાઓ સાથે સંપર્ક સધાયો, ત્યારે અમદાવાદની લડતને પંથે બોનસ જેવા અનેક સવાલો પર દેશના કામદારોની લડત ચલાવવા બીજા કામદાર આગેવાનો તૈયાર થયા. તેથી બધાની સાથે પત્રવહેવાર કરીને દેશના વિવિધપક્ષના અને ધંધાના સર્વોપરી કામદારમંડળોના પ્રતિનિધિઓનું એક સંમેલન અમદાવાદમાં સંગ્રામસમિતિ તરફથી બોલાવવામાં આવ્યું. તે સંમેલનમાં બોનસ, મોંઘવારી, મોંઘવારીભથ્થું, બેંકોનું રાષ્ટ્રીયકરણ વગેરે અનેક સવાલો પર એક જાહેરનામુ મંજૂર કરવામાં આવ્યું અને તેની માગણીઓ હલ કરવાને રાષ્ટ્રીય સંગ્રામસમિતિને નામે એક નવી સંસ્થા સ્થાપવામાં આવી. આ સંમેલનના ધોરણસર, તેની શાખાઓ 'બધાં રાજ્યોમાં સ્થાપવાનું' પણ ઠરાવવામાં આવ્યું.

આમ અમદાવાદની પ્રવૃત્તિએ સારા દેશની કામદારપ્રવૃત્તિમાં મહત્વનો ફાળો આપ્યો છે અને પછીના કામમાં કેટલાક બંગાળ, મુંબઈ, મહારાષ્ટ્ર, મ્હૈસુર, આંધ્ર વગેરે રાજ્યોની સ્થાનિક સંગ્રામસમિતિએ સાર્વત્રિક હડતાલ અને બંધની હાકલ અનેકવાર કરી છે અને દેશની વધતી વિરાટ કામદાર એકતાનો પરચો આપ્યો છે.

૧૯૬૫ના આરંભમાં અમદાવાદમાં દમનરાજની છાપ તાજી હતી, તેવામાં આ શહેરની મ્યુનિસિપાલિટીની ચૂંટણી આવી પહોંચી. સરકારી દુકાનેથી માપબંધીથી તેલ કંઈક સસ્તા ભાવે વેચાતું થયું, તેમાં જનતાનો વિજય થયો તેમજ કામદારોનું મોંઘવારીભથ્થું પણ વધ્યે જતું હતું, તેથી પ્રોત્સાહિત થઈને ૧૯૬૪ના દમનનો બદલો ૧૯૬૫ની ચૂંટણીમાં લેવાને જનતા તૈયાર થઈ ગઈ.

૧૯૬૪ની હડતાળને કચડી નાંખવાને સરકાર, મજૂર મહાજન

અને મિલમાલિકો એકત્ર થયા હતા. તે જ ત્રિપુટી દાયકાઓથી મ્યુનિસિપાલિટીનો કબજો જમાવી પોતાના પક્ષીય અને વર્ગીય હિત માટે વહીવટ ચલાવતી હતી. હવે જે ત્રિપુટીના હાથ ૧૯૬૪ના દમનકાંડમાં જનતાના દમન લોહીથી ખરડાયેલા હતા, તેના કોઈ પ્રતિનિધિને કોઈ હિસાબે મત ન જ આપવાનો પ્રચાર પરિષદ તરફથી પૂરબહારમાં કરવામાં આવ્યો. પરિણામે ચૂંટણીમાં જનતા પરિષદનો જ્વલંત વિજય થયો. તેના ૮ આગેવાનો જેલમાંથી જ ચૂંટાયા. પરિષદે મ્યુનિસિપાલિટીના વહીવટમાંથી કોંગ્રેસીઓ, મહાજનીઓ અને મિલ માલિકોને હઠાવીને પરિણામે સમગ્ર વહીવટ પોતાના હાથમાં લીધો. ત્યારથી આજ સુધી પરિષદે મ્યુનિસિપાલિટીના વહીવટમાં જે સુધારા કર્યા છે, તેની જુદી જુદી સમીક્ષા આ પત્રિકાના છેડે સામેલ કરવામાં આવી છે.

૧૯૬૫ના સપ્ટેમ્બર માસમાં કાશ્મીર આંચકી લેવાને પાકિસ્તાની સેનાઓએ ભારત પર ઓચિંતો હુમલો કર્યો ત્યારે આપણાં સૈનિકોએ અને વિમાનીઓએ તેનો બહાદૂરીથી મુકાબલો કર્યો. શરુઆતથી જ પાકિસ્તાને અમેરિકાએ આપેલાં પેટન ટેન્ક, અને સેબર જેટ વિમાનોમાંની ગોળીઓ અને બોમ્બ વરસાવવા માંડયા, તેથી આ લડાઈ જામતી ગઇ, તેમ અમેરિકી શાહીવાદીઓ સામે દેશભરમાં ઝનૂની નફરત પેદા થતી ગઈ. વળી અંગ્રેજોના બી. બી. સી. રેડિયો પરથી પાકિસ્તાન તરફી હેવાલ રજૂ થતા ગયા, તેથી તેની સરકાર સામે વિરોધ જામતો ગયો.

એકાદ મહિનામાં લડાઈનો વિરામ થયો ત્યારે ભારતમાં થોડો ઘણો દુકાળ પડવાથી જ્યારે અમેરિકા પાસેથી અનાજની માગણી કરવામાં આવી ત્યારે જાણે પોતાના વિરોધી પ્રચારથી ગુસ્સે થઈને પ્રમુખ જોન્સને અનાજ આપવા માટે જાત-જાતની અપમાનભરી

શરતો રજૂ કરવા માંડી, આથી આપણા મરહૂમ વડાપ્રધાન શ્રી.લાલબહાદુર શાસ્ત્રીએ ચોંકી જઈને સાફ જણાવ્યું કે ભારત કોઈની પણ ગુલામીની શરતોને વશ થવાને બદલે ભૂખે મરવાનું પસંદ કરશે. તરત જ તેમણે ઉદ્યોગ અને અનાજમાં સ્વાશ્રય અને સ્વદેશીના સિદ્ધાંત અપનાવવા દેશને હાકલ કરી.

તરત જ પરિષદે શ્રી. શાસ્ત્રીજીની હાકલને વધાવી લીધી. અને તે ધોરણસર અનાજનું ઉત્પાદન વધારવા માટે સરકારને વિગતવાર ભલામણો કરી. વળી અમેરિકાના અને ઇંગ્લાંડના શાહીવાદીઓની નીતિનો વિરોધ કરીને, બ્રિટીશ રાષ્ટ્રસમૂહનો ત્યાગ કરવાની અને બંનેના તેલકંપનીઓનું રાષ્ટ્રિયકરણ કરવાની માગણી કરી.

શ્રી. શાસ્ત્રીજીના અવસાન પછી તરત જ અનેક પ્રધાનોએ અને વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીએ અમેરિકા જઈને તેની શાહીવાદી શરતો સ્વીકારવા માંડી. તેની સામે દેશભરમાં પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો. તે મુજબ જનતા પરિષદે મદ્રાસમાં અમેરિકી ખાતરનું કારખાનું સ્થાપવાની શરતોનો તેમજ અમેરિકી મૂડીને ભારતમાં છૂટો દોર આપવાની નીતિનો સખત વિરોધ કર્યો.

૧૯૬૬ના એપ્રિલ માસમાં પરિષદનું બીજું શાનદાર અધિવેશન વડોદરામાં મળ્યું, તેમાં કામદારો, તેમજ હાળીઓ ઉપરાંત ખેડૂતો અને ગુમાસ્તાઓના સંગઠનને સામેલ કરવામાં આવ્યાં. આથી વધારે પ્રભાવશાળી બનેલી પરિષદે દેશની સમગ્ર સ્થિતિનું અવલોકન કરીને તેના અંગભૂત સર્વ વર્ગની તાત્કાલિક માગણીઓ રજૂ કરી. પણ તેણે આ સંમેલનને વિશેષ કરીને પરદેશી શાહીવાદીઓની ભયંકર હદે વધતી જતી ઘૂસણખોરીનો મુકાબલો કરવાને નવા સાચા, આર્થિક અને રાજકીય આઝાદી માટે મુક્તિસંગ્રામ શરુ

કરવા જનતાને હાકલ કરી. તે માટે સ્વાશ્રયના સિદ્ધાંતસર દેશમાં અનાજ ઉદ્યોગો, યંત્રસામગ્રી વિગેરે સર્વક્ષેત્રમાં સ્વાલંબન સાધવાને ઉત્પન્ન કરવાને જરુરી પગલાં લેવાની સરકારને ભલામણ કરી, વળી જનતાને સ્વદેશીના કડક પાલન માટે અંગત જીવનમાં પરદેશી માલ-સામાનનો બને તેટલો બહિષ્કાર કરવાને એલાન કર્યું. પરિષદે પરદેશી તેલ કંપનીઓના રાષ્ટ્રિયકરણની માગ ઉઠાવી અને તેમ થઈ શકે તે દરમ્યાન એ કંપનીઓના તેલની વહેંચણી રાષ્ટ્રિય ઈન્ડિયા ઓઈલ કંપનીને સોંપવાની માગ ઉઠાવી.

પછી જૂનના આરંભમાં રૂપિયાના અવમૂલ્યનની વીજળી એકાએક દેશ પર પડી. તરત જ તેમાં જનતાએ અમેરિકાના શાહીવાદ આગળ શરણાગતિની પરાકાષ્ઠા પારખી. પરદેશી માલ સામાન અને યંત્રસામગ્રી રાતોરાત મોંઘા થતાં બધીય ચીજ-વસ્તુઓના ભાવ ઓર વધવા માંડયા: બધી આયાત મોંઘી પડતી ગઈ અને પહેલા જેટલું જ પરદેશી હૂંડિયામણ મેળવવાને વધારે માલ મોકલવાની ફરજ પડી. આમ આયાત-નિકાસમાં ધારેલા ફાયદાને બદલે નુકસાન થયું અને દેશભરમાં મોંઘવારીનો આંક ઊંચો ચઢતો ગયો.

આ પરિસ્થિતિમાં દેશભરમાં ભયંકર ઉલ્કાપાત મચી ગયો. ચોપાસ, હડતાળ, બંધ સરઘસો, સભાઓ, સત્યાગ્રહ રોજિંદા બનાવ થઈ ગયા. આર્થિક આંધીમાં ઓચિંતા ભીંસાયેલા કામદારો મધ્યમવર્ગના ગુમાસ્તા, સરકારી કર્મચારીઓ, વિદ્યાર્થીઓ અને સામાન્ય જનતા પણ વિવિધ માગણીઓ રજૂ કરી વિવિધ લડતોમાં જોડાતા ગયા.

ગુજરાતમાં આ લડતે વિશિષ્ટ સ્વરુપ લીધું. દશમો શહીદદિન નજીક આવતો હતો, તેથી સરકાર સાથે બધી વાટાઘાટો નિષ્ફળ થયા પછી પરિષદે ૮ ઓગસ્ટના દિને શહીદસ્મારક માટે સત્યાગ્રહ-

કરવાનો નિર્ણય કર્યો. વળી અગાઉ પરિષદે મુક્તિસંગ્રામની સૂચના પહેલા પગલાં તરીકે ૧૫ મી ઓગસ્ટના આઝાદીના દિને અમેરિકી તેલકંપનીઓના ચોક્કસ પંપ આગળ પીકેટીંગ કરવાનો ઠરાવ કર્યો. આખા જુલાઈ માસ દરમ્યાન ગુજરાતભરમાં પોસ્ટરો લગાવીને અને પત્રિકાઓ વહેંચીને પ્રચાર કરવામાં આવ્યો અને અમદાવાદમાં નૃત્ય-નાટિકા સાથે લત્તે લત્તે સંખ્યાબંધ સભાઓ ભરવામાં આવી.

પરિષદની સક્રિય લડતનો જુવાળ ચઢતો જોઈને સરકાર ચોંકી ઊઠી. તેના અમારા પ્રતિનિધિઓ સાથે કંઈ પણ ચર્ચા કર્યા વિના બીજી ઓગસ્ટની વહેલી સવારે પરિષદના ચાલીસ ચુનંદા અગ્રેસરોને અને કાર્યકરોને અટકાયતી ધારા નીચે પકડીને વડોદરાની જેલમાં ધકેલી મૂકવામાં આવ્યા. આવા અત્યાચારને વાજબી ઠરાવવાને સરકારે અટકાયતીઓ ઉપર શહેરમાં મોટા પાયા પર ભાંગફોડ કરવાના અને પેટ્રોલપંપ સળગાવવાનું કાવતરું કરવાના કપોળ-કલ્પિત આક્ષેપો મૂક્યા. પણ તે એટલા વાહિયાત હતા કે કોઈ માની શકે એમ નહોતું.

આવી દમનખોરીથી સરકારી ધારણાનું ઊંધુ જ પરિણામ આવ્યું. પરિષદે તરત જ આઠમી તારીખે હડતાળ પાડવાની નવી હાકલ કરી અને પોલીસની અવળચંડી આડખીલીઓ છતાં અમદાવાદમાં લત્તે લત્તે ભરચક સભાઓ ભરાતી ગઈ અને આઠમીને દિને સવારે વિરાટ જનમેદનીએ શહીદ-સ્મારકના સત્યાગ્રહીઓને સંપૂર્ણ શાંતિથી વિદાય આપી. પછી આશરે એકસો સત્યાગ્રહીઓ પકડાયા. તે દિવસે સાંજે જે વિરાટસભા ફૂટબોલ ગ્રાઉન્ડ પર થઈ તેમાં સરકારની દમનનીતિની સખત ઝાટકણી કાઢવામાં આવી અને જનતાની શહીદ સ્મારક રચવાની અને મોંઘવારી વગેરે અનર્થ ડામવાની માગણીઓ બુલંદ બનાવવામાં આવી.

તે જ રીતે તા. ૧૫મી ઓગસ્ટનો મુક્તિ-દિન પણ નક્કી કરેલો. અમેરિકી પેટ્રોલ પંપ આગળ વિરોધમાં શાંત દેખાવો કરીને પાળવામાં આવ્યો. સરઘસ અને સભાનો કાર્યક્રમ પણ ધાર્યા મુજબ શાંતિથી પાર પડયો. પછી સપ્ટેમ્બર માસમાં બધાય અટકાયતીઓને છોડી મૂકવામાં આવ્યા. તેથી એકંદરે સરકારની બધી બાજી ઊંધી વળી ગઈ અને જનતાપરિષદ એકંદરે ઘણી વધારે પ્રબળ અને સંગઠિત બનીને ચૂંટણીનો જંગ ખેલવાને તૈયાર થઈ.

ઓક્ટોબરની બીજીના ગાંધી-જયંતીના દિને સ્વદેશીના વિગતવાર કાર્યક્રમની ઘોષણા પરિષદે કરી હતી. પ્રથમ તો પરદેશીઓની માલિકીના ચ્હા-કોફીના બગીચા, કાપડ-શણની મિલો, તેલના કારખાનાં, બેંકો અને વીમાકંપનીઓ વગેરેનું રાષ્ટ્રીયકરણ કરવાની માગ કરવામાં આવી હતી. પછી ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે દેશી મૂડી ને સંચાલનથી ઉત્પન્ન થતા માલને જ સાચા અર્થમાં સ્વદેશી ગણીને દેશમાંના પરદેશીઓના કારખાનાના માલને પરદેશી ગણીને તેનો બનતો બહિષ્કાર કરવાનો આદેશ આપવામાં આવ્યો અને છેવટે શિક્ષણ, ભાષા, સંસ્કાર, વેશભૂષા, વિગેરે જીવનચર્યામાં સ્વદેશીનું પાલન કરવાની હાકલ કરવામાં આવી અને આ સાંગોપાંગ ઠરાવનો કડીબદ્ધ અમલ થઈ શકે તે પહેલાં જ પરિષદને ચૂંટણીની તૈયારીઓ કરવાની ફરજ પડી છે.

## વર્તમાન પરિસ્થિતિ

આવી રીતે છેલ્લા પાંચ વર્ષ દરમ્યાન જનતા પરિષદે સરકારના કરવેરા, ને મોંઘવારીના સિતમ, દમનનીતિ ને હત્યાકાંડ સામે નિરંતર લડતો ચલાવી છે, તે દરમ્યાન સરકારી તંત્ર વધારે આપખુદ, જનતા-વિરોધી ભિષણ સ્વરુપ ધારણ કરતું રહ્યું છે, કોંગ્રેસ સરકારી માળખામાં દુઃસાધ્ય રોગ એવી ઊંડી જડ ઘાલીને

બેઠો છે કે તે કોઈ રીતે સુધરી શકે એમ નથી. અંતકાળની આરે આવેલા આ તંત્રને ખતમ કર્યે જ હવે છૂટકો છે.

અંગ્રેજ શાસકોએ ૧૯૪૭માં ભારત છોડયું ત્યારે તેમની શરત પ્રમાણે ચ્હા–કોફીના બગીચા સુતર–શણની મિલો, બેંકો અને બીમા કંપનીઓ, વહાણવટા અને વેપાર ઉદ્યોગમાં તેમણે જમાવેલી અસ્કયામતો અંકબંધ રહી. તેમના પરદેશી શાસનને માફક આવે એવું જે શિક્ષણતંત્ર તેમણે સ્થાપ્યું હતું, તે પણ કાયમ રહ્યું.

વધારે મહત્વની વાત તો એ છે કે તેમણે દોઢસો વર્ષથી સ્થાપેલું નોકરશાહીનું અને સનંદી અમલદારી જે તંત્રને સ્થાપ્યું હતું તેને એક હિન્દી કચેરીના અંગ્રેજ મંત્રીએ જ આશરે પચાસ વર્ષ પહેલાં લોખંડી આપખુદ, અમાનુષી વગેરે શબ્દોમાં વર્ણવ્યું હતું. આ તંત્ર દેશનો વહીવટ કરતું હતું. તે અંગ્રેજોને તેમના સ્થાપિત હિતોને વફાદાર રહેવાને ટેવાયેલું હતું. આ તંત્રમાંથી અંગ્રેજો ગયા પણ પશ્ચિમી વફાદારીમાં તેમની પણ ટક્કર મારે એવા હિન્દીઓ ચાલુ રહ્યા છે.

આ અધિકારીઓ જમાનાથી દેશના વેપાર–ઉદ્યોગના શિરોમણીઓ સાથે નિકટનો સંબંધ રાખવાને ટેવાયેલા છે. સંસ્કારથી અને વર્ગીય હિતથી બંનેનું માનસ મૂડીવાદી અને પશ્ચિમ પરસ્ત રહ્યું છે. અંગ્રેજોના કાળમાં દેશના મૂડીપતીઓ કોઈકવાર રાષ્ટ્રીય હિતની દૃષ્ટિથી પરદેશી મૂડીપતીઓ સામે હરીફાઈનો અને વિરોધનો પડકાર ફેંકતા હતા પણ સ્વરાજ્યના કાળમાં ધીમે ધીમે દેશી શ્રીમંતોએ સપાટાબંધ અનેક રીતે પરદેશી શાહીવાદી સરકાર અને મૂડીપતીઓ સાથે સહિયારું કરવામાં જ પોતાનું હિત પિછાણ્યું છે અને આ પ્રક્રિયામાં સનંદી શાસકોએ સંગીન સહાય કરી છે.

શ્રી. જવાહરલાલજીની આગેવાની નીચે કોંગ્રેસ સરકારે સત્તાના સૂત્ર સંભાળ્યા છે. ત્યારે તેને થોડો વખત રાષ્ટ્રીય હિત અને ગૌરવને ધ્યાનમાં રાખીને તેમના અધિકારીઓ અને દેશના ધન-પતિઓ પર અંકુશ રાખવાનો પ્રયાસ કર્યો, પણ શાહીવાદીઓ પાસેથી નાણું, યંત્રસામગ્રી શસ્ત્રાશસ્ત્રો અને અનાજ પણ મેળવવાની જરુર ૧૯૫૬-૫૭માં વધતી ગઈ, તેમ શ્રી. જવાહરલાલજીના આખરી કાળમાં જ સારુંયે સરકારી તંત્ર શાહીવાદીઓ તરફ વધારે ઝુકતું ગયું. તે અરસામાં પોતાના દિલમાં ઝબૂકતા આઝાદીના દીપને જલતો રાખવા સમાજવાદના પોકળ સૂત્રો કોંગ્રેસીઓ ઉચ્ચારતા ગયા. પણ છેલ્લા વર્ષોમાં ને ખાસ કરીને ૧૯૬૬ના વર્ષમાં તો શ્રી. નેહરુના પુત્રી શ્રીમતિ ઇન્દિરા ગાંધીની છત્રછાયા નીચે રહીને કોંગ્રેસ સરકાર ખાસ કરીને અમેરિકી શાહીવાદીઓને શરણે થતા ગયા છે અને તેમના દબાણ નીચે દેશી અને પરદેશી પૂંજીપતિઓને વધારે છૂટો દોર આપતા ગયા છે.

જ્યારે દેશના શાસકોનું સમગ્ર જૂથ શાહીવાદીઓ તરફ ઝુકતું જાય ત્યારે દેખીતી રીતે વધારે આપખુદ, સ્વાર્થી અને નીતિભ્રષ્ટ બનીને દેશની આમજનતાને બેવફા બનતી જાય છે કોંગ્રેસી અગ્રેસરો, દેશના શ્રીમંતો અને સંનદી શાસકોની ત્રિપુટીએ પોતપોતાની સત્તા અને સંપત્તિ વધારવાને આંધળી દોટ મૂકી છે. અને તેથી આમજનતાનાં બધાંય હિત નિર્દયપણે કચરાય ને છુંદાય છે, તેથી પ્રજા સમસ્તની આઝાદી અને ઉત્કર્ષ માટે સર્વના શિરો-મણીરુપ કોંગ્રેસી શાસનને જ ખતમ કરવાની ઘડી આવી પહોંચી છે.

છેલ્લી લડાઈના કાળમાં અનાજની ટાંચ પડી ત્યારથી અંગ્રેજ સરકારે સ્વરાજ્ય મળ્યા પછી આપણી સરકારે આજે વધારે અનાજ ઉત્પન્ન કરવાને લખલૂંટ ખર્ચ કર્યો છે. સન ૧૯૫૫-૫૭માં તો દેશી

અનાજમાં સ્વાશ્રયી થયો અને વધારાનું અનાજ પરદેશ નિકાસ કરી શકશે એવી જાહેરાતો થઈ પણ ૧૯૫૭માં સરકારી ગુલબાંગોનું પોકળ પરખાયું-રાતોરાત સરકારી ભંડારોનું ચાલુ થયેલું લીલામ બંધ રાખવામાં આવ્યું અને અનાજની નીતિ વિષે તપાસ કરવાને કમિટી નીમાઈ, તેની ભલામણો અભરાઈએ ચઢાવીને અને કોંગ્રેસે જ જાહેર કરેલા ખેતસુધારાને મોટે ભાગે ઉપેક્ષા કરીને સરકારે આજ સુધી અમેરિકાથી ઘઉં, ચોખા વગેરે અનાજ આયાત કરવાનું કાયમ રાખ્યું છે.. બે વરસથી તો કેટલાય વિસ્તારમાં દુકાળ પડયો છે, તેથી વધારે આયાત કરવાને અને તે માટે અમેરિકા અને બીજા દેશોનું શરણું શોધાય છે.

વધારે જમીન ખેતીમાં લેવાઈ છે છતાં આવી પરિસ્થિતિ સર્જાય છે. દાખલા તરીકે ત્રીજી પંચવર્ષીય યોજનામાં ગુજરાત સરકારે તેનું કારણ દીવા જેવું ચોખ્ખું છે. સરકારે ખેતી ખેડુત પરસ્ત નથી પણ શ્રીમંત પરસ્ત ગામડામાં ખરેખર જમીન છે પણ ખેડે તેમને મોટે ભાગે જમીન અપાઈ નથી. ઘણી જમીન મોટા ખેડૂતો; નફાખોરો અને કાળા બજારીઓના હાથમાં સપડાઈ છે. સરકારી તગાવી, ખાતર, પંપ માટે ક્રુડ ઓઈલ વગેરે સાધન તેમને જ મળે છે અને તેમની જ સલાહથી માલદાર શાસકો મોટા-ભાગના ગરીબ અને મહેનતુ કિસાનોને રઝળાવે છે અને ભુખે મારે છે. ગામડામાં ખદબદતા જે મળ-મૂત્ર-હાડ-ચામ અને અઢળક કચરામાંથી સોનાનું ખાતર ઉત્પન્ન થઈ શકે, તે તરફ રાજકર્તાઓ નજર પણ નાખતા નથી અને આજે દુકાળના વરસમાં દેશના કરોડો ખેડૂતો મરવાની આળસે જીવે છે.

'ખેડૂ જગતનો તાત' ગણાતો તે ખેડૂત આજે સરકારની વક્ર મૂડીવાદી વલણને લીધે હીન દશામાં સબડે છે. ખેતમજૂરોની હાલત

સરકારી આંકડા પ્રમાણે વધારે બૂરી થઈ છે. કપડાં માટે જમીન પણ ન ધરાવતા હાળીઓને આપેલા વચનો પળાયાં નથી. આથી સર્વે સરકારને શ્રાપ આપે છે અને તેનો અંત લાવવાને ઉત્સુક બન્યો છે.

જે ઉદ્યોગો ખેડૂતોની પેદાશ પર આધાર રાખે છે તેમાં પણ ખેડૂતોની ગુલામી સરજાય છે.

તાજેતરમાં કાપડની મિલોમાં રૂની ખાધ પડી અને કેટલીય મિલો બંધ થવા માંડી, ત્યારે સરકારે જ્યાં હોય ત્યાંથી રૂ આંચકી લઈને મિલોને આપવાનો હુકમ કર્યો છે. મિલોના સંચાલન માટે આ પગલું ભલે જરુરી હોય પણ નિષ્ણાતોના અભિપ્રાય મુજબ રૂની ખરેખરી અછત હતી જ નહિ અને રૂના મોટા સંઘરાખોરે એ ખોટી કાગારોળ ઊભી કરી હતી અને તેમને રિઝવવાને સરકારે ભાવમાં ૫ ટકાનો વધારો મંજૂર કર્યો છે, બાકી ઘણાં વરસથી કપાસના તળિયાના તેમજ ટોચના ભાવની સામે ખેડૂતોનો સખત વિરોધ સંભળાય છે. સરકારે ખરું જોતાં રૂના વધારે ઉત્પાદનને વધારે મહત્વનું ગણીને ખેડૂતને પોષાય એવા ભાવ બાંધવા જોઈએ, પણ સરકાર તો ખેડૂતોને મિલમાલિકોના પરાધીન નોકર જેવા જ ગણીને રૂના ભાવમા અન્યાય કરતી રહી છે?

ખાતરના કારખાના સ્થપાય છે. તેમાં પણ તેના ભાવ માલિકોના ફાયદા માટે ઘણા ઊંચા બાંધવામાં આવે છે, તેથી તે ગરીબને બદલે તવંગર ખેડૂતોના જ કામમાં આવે છે.

હાલમાં અમેરિકી કંપનીઓ સાથે ખાતરના કારખાનાની સ્થાપના માટે વાટાઘાટો ચાલે છે. એ પરદેશીઓ ફાવે તે ભાવે અને ફાવે તેની મારફત ખાતર વેચવાનો આગ્રહ રાખે છે, આવા માનવ-

ભક્ષી રાક્ષસોને દેશમાં નોંતરવાથી ખેતીનો ઉદય થવાનો નથી. તેથી આવા શાહીવાદીઓ સામે વાટાઘાટો બંધ કરવી જોઈએ.

ખેતી અને ઉદ્યોગ વચ્ચે જે સરકાર સમતુલા ન જાળવે તેને દેશવટો જ આપવો જોઇએ.

ગુજરાતમાં જૂની નહેરો નજીવી જ હતી. શેત્રુંજી, ભદ્દુર વગેરે નદીઓ પર નવા બંધ બાંધી ખેડૂતોને પાણી અપાય છે પણ તાપી અને મહી જેવી બે મોટી નદીઓ પર તો આડ બંધ જ બાંધ્યા છે અને તેના પર ઉકાઈ અને કડાણા આગળ ઊંચા બંધ બાંધી ખેડૂતોને બારે માસ પાણી આપવાની યોજનાઓ વરસોથી કીડીને પગલે ચાલે છે કે ખોરંભે પડી છે. તેને માટે જે કરોડો રૂપિયા જોઈએ તે સરકાર નવા પાટનગર જેવી અપતરંગી દીવાની યોજનામાં ખરચે છે અને જમનાથી તાપી–મહી પ્રદેશના ખેડૂતોએ જે સસ્તું પાણી મળવાની આશા રાખી છે, તે સુકાઈ રહી છે.

વળી મહી–તાપીની ને બીજી નહેરોમાંથી પણ યોજના પ્રમાણે પૂરા વિસ્તારને પાણી મળતું નથી. સરકારના તુમાખી ઈજનેરોએ થોડી પેટા નહેરો બાંધી છે પણ ખેતરે ખેતરે પાણી પહોંચાડવા માટે જે ઘણી પેટાનહેરો અને નીકો બાંધવા જોઈએ તેવી કંઈ યોજના ઘડી નથી. તે કામ બીજી અર્ધ સરકારી સંસ્થાઓને સોંપવામાં આવ્યું છે, તે નાણાંના અને દિલસોજીના અભાવે ખોરંભે પડયું છે. પરિણામે સન. ૧૯૬૫–૬૬માં બધી નહેરોમાં કુલ સાડા ચાર એકર ને પલાળવાની સિંચાઈ શક્તિ હોવા છતાં પૂરા સવાલાખ એકરને પણ પાણી પહોંચ્યુ નથી અને યોજનાના ફળ વિષે સરકારી આંકડા નિષ્ફળ નીવડે છે.

નર્મદા ગુજરાતની મોટામાં મોટી નદી છે. તેના પર નવાગામના જે બંધનું ખાતમુહૂર્ત શ્રી. જવાહરલાલજીએ વરસો પહેલાં કર્યું

હતું તેને વિષે બેસલા કમિટીનો હેવાલ ગઈ સાલની આખરે પ્રગટ થયો. પછી છ મહિના સુધી ગુજરાત સરકારે તે તરફ ધ્યાન ન આપ્યું, ત્યાં સુધીમાં મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશની સરકારે મળી જઇને કંઇક આડખીલીઓ નાંખી છે અને તેને દૂર કરવાને મોડા મોડા પ્રયાસ આપણી સરકાર કરી રહી છે.

વીજળીની અસલ યોજનાઓ ખેડૂતોના અને ગામડાના હિત માટે જ હાથ ધરવામાં આવી હતી. છતાં હાલ ગુજરાતમાં જે વીજળીનું ઉત્પાદન વધ્યું છે, તેની વહેંચણીમાં ખેડૂતો કરતા ઉદ્યોગ-પતિઓ તરફ વધારે પક્ષપાત થાય છે. વળી ખેડૂતોને દેશના કરોડ-રજ્જુ સમાન ગણીને તેમને પ્રમાણમાં ઓછા ખરચે અને સસ્તા દરે વીજળી આપવાનું અને તેમાં ખોટ પડે તો ગાળો ઉદ્યોગપતિઓ પાસેથી વસૂલ કરવાનું સરકારને સૂઝતું નથી. પરિણામે ગુજરાતમાં કેટલીયે વીજળી આજે વણપરાયેલી પડી રહી છે પણ તેનો લાભ ગામડાની અફાર પ્રજાને મળતો નથી.

આમ નહેરો અને વીજળીના માફકસરના ચાલુમાં હોંશિલી ગ્રામપ્રજાને મળતા નથી, તેથી તે નિઃસાસા નાખે છે અને સરકાર પર શ્રાપ વરસાવે છે.

સરકાર વારંવાર દેશમાં જંગલ વિસ્તાર વધારવાની અને સુધાર-વાની જાહેરાતો કરે છે પણ આપણાં જંગલો વાંકાચૂંકા રોપાયેલા, ઢંગધડા વિનાનાં વૃક્ષોના સમૂહ જેવા લાગે છે. સુધરેલા દેશમાં સારા બગીચાની યાદ આવે એવા હારબંધ રોપેલા ઝાડો જંગલોમાં જોવા મળે છે, તે પ્રમાણમાં આપણાં તો છેક જ આછા પાતળા ને કંગાળ લાગે છે.

વળી જંગલ વિસ્તારના આદિવાસી ખેડૂત મજૂરીની ગુલામી અંગ્રેજકાળથી ચાલુ રહેલી પ્રથા મુજબ પાસેના આદિવાસી ખેડૂ-

તોને ફરજિયાત સરકારે બાંધેલા દરે ગમે ત્યારે જંગલમાં કામે જવું પડે છે અને રોજીના નીકળતા પૈસા ગમે ત્યારે અપાય છે. વળી આસપાસના ઢોર ચરાવતા કે ઝૂંપડામાં રહેતા આદિવાસીઓને ઘણી કનડગત કરવામાં આવે છે. જંગલખાતાના અધિકારીઓ બંધ જંગલમાં ઢોર ચરાવવાને, આરોપ મૂકી ખેડૂતોને મારપીટ અને દંડ કરે છે. કોઈના ઝૂંપડાનું લાકડું જંગલનું ગણીને તેના માલિક પર સોટો ચલાવવામાં આવે છે. બીજીપાસ એ અધિકારીઓ જંગલના જ લાકડા કંગાળ આદિવાસીઓ પાસે વેઠે કપાવીને પોતાને દૂર ઘેર પહોંચતા કરાવે છે. આવા જંગલોમાં સરકારી મંડળીઓ પણ સ્થપાઈ છે, તેના પર તેના સત્તાધીશ અધિકારીઓ જ ભયંકર ભ્રષ્ટાચાર આચરીને આદિવાસીઓને ગુલામી દશામાં રાખે છે. આવી જંગલોમાં ચાલતી જંગલી નીતિથી આદિવાસી કાયર થાય છે. જંગલખાતાના મૂળભૂત સુધારા સિવાય તેમને માટે કોઈ આશા નથી.

કહેવાતા જંગલના કેટલાક ભાગમાં થોડાં ગણતરીના ઠુંઠા જ હોય છે, અને તેમાં કંઈ નવા ઝાડો રોપાતા નથી, તેથી જમીન-વિહોણા ખેડૂતો તેમાં વાવેતર કરે છે, ત્યારે તેમના ઊભા પાક ઉખેડી નાંખવામાં આવે છે અને તેમનો સખત દંડ થાય છે. તાપી કિનારાથી કેટલીક જમીન ઉકાઈના બંધથી બોળાવવાની છે તે પણ સરકાર કામચલાઉ ખેડવાને અદિવાસીને સોંપતી નથી તેથી તેઓ ઘણાં હેરાન થાય છે.

ગુજરાતભરમાં ખેડાય એવી પડતર જમીનનો ૧૨ લાખ એકરનો અંદાજ છે. હવે આવી ખરાબાની અને બીજી જમીનો સરકારે પંચાયતને હસ્તક સોંપી છે પણ પંચાયતોમાં જુદા જુદા વર્ગો-જ્ઞાતિઓ વચ્ચે ઝગડા ચાલે છે અને તેના પર માલદાર ખેડૂતોની પકડ

હોય છે, તેથી તેઓ નાના ખેતમજૂરોને કે હરિજનોને સરકારી નિયમ પ્રમાણે આવી જમીનો આપવાને તૈયાર થતાં નથી. ખરું જોતાં સરકારે જે વચન આપ્યાં છે, તે તેણે પોતે જ પાળવા જોઈએ અને મહારાષ્ટ્ર સરકારની માફક શુદ્ધ બુદ્ધિથી પડતર જમીનો કોઈ વગવસીલાની પરવા કર્યા વિના બધી પડતર જમીનો ખેતમજૂરો અને હરિજનોને સોંપવી જોઈએ. તે ફરજ સરકાર આટલાં વર્ષથી ચૂકી છે, તેથી હવે કોંગ્રેસ સરકાર પાસે કોઈ આશા રાખી શકાય એમ નથી.

સરકારે ગાંધીજીએ બિરદાવેલા ગરીબ આદિવાસીઓ અને હરિજનોને છેહ દીધો છે. તેથી એક ઘડી પણ સત્તાસ્થાને રાખી શકાય નહિ.

અંગ્રેજોના કાળમાં તેમનાં ઘણાંયે મૂડીપતીઓએ ઘણાંયે બગીચા અને ખાણોનો, કારખાનાઓનો અને વેપારનો કબજો મેળવ્યો હતો. ઘણી પરદેશી કંપનીઓએ પોતાની શાળા દેશમાં ખોલીને ડાલ્ડા, સાબુ, દવાઓ, બિસ્કીટ વગેરે બનાવવાનાં કારખાનાં ખોલ્યા હતાં.

હવે આઝાદીના કાળમાં પોલાદનાં યંત્રતંત્ર બનાવવાનાં, દવાઓ અને ખનીજ તેલના વિરાટ સહકારી કારખાનાં સ્થપાયાં છે. આથી દેશ સ્વાશ્રયને માર્ગે આગળ વધી રહ્યો છે અને આપણું આર્થિક-તંત્ર ઘણું સંગીન થયું છે પણ તેનો એ વહીવટ મૂડીવાદી સનંદી નોકરો અને શ્રીમંતોને સોંપાયેલો હોવાથી તે પણ મૂડીવાદીના ધોરણે ચલાવવામાં આવે છે અને તેથી ઘણાં બદનામ થયા છે, તેમાં ઘણો ગેરવહીવટ અને ભ્રષ્ટાચાર ચાલે છે.

દેશમાં પૂરી પરદેશી કંપનીઓની સ્થાપના પર અંકુશ મુકાયા ત્યારે પરદેશીઓએ ઘૂસણખોરીનો નવો માર્ગ અપનાવ્યો, જે દેશી

ઉદ્યોગપતિઓ શાહીવાદીના ઘૂસણખોરીનો વિરોધ કરતા હતા તેમણે હવે અનેક જાતના મોજ-શોખની અપ્તરંગી વસ્તુઓ પેદા કરવાને પરદેશી ઈજારદારોની સાથે ભાગીદારી યોજના ઘડી છે. અને આપણી શાહીવાદ પરસ્તી સરકારે આવી ભાગીદારી આવી કંપનીઓને સપાટાબંધ પરવાના આપ્યા છે. આજકાલ તો શુદ્ધ દેશી કંપનીના કરતાં આવી પરદેશી ભાગીદારીવાળી પેઢીઓને સરકાર વધારે સહેલાઈથી પરવાના આપે છે.

આવી ભાગીદારીમાં દેશી મૂડીપતીઓ પરદેશી યંત્રતંત્ર ઘણાં મોંઘા ભાવે મેળવે છે અને પછી મિશ્ર કંપનીઓ તેમનો મોજ-શોખનો માલ વળી વધારે મોંઘા ભાવે વેચે છે, આથી કોઈ ને કોઈ દેશી ઉદ્યોગોને કે જૂના હાથ કારીગરોને નુકસાન થાય છે અને બજારો પરદેશી ઢબની મોજશોખની ચીજોથી ઊભરાય છે. નાયલોન, ટેરેલીન, આર્ટસીલ્ક, રેયોન વગેરે નવી ઢબનું કાપડ દેશમાં વેચતાં ખાસ કરીને જૂવાનોના મોજશોખ, પહેરવેશ, વેશભુષા અને સંસ્કાર પર ઘણી માઠી અસર થાય છે. આ માર્ગે શાહીવાદીઓ પોતાની મૂડી અને દેશના અર્થતંત્ર પર મજબૂત પક્કડ જમાવતા જાય છે. આથી પ્રોત્સાહિત થઈને અમેરિકાના શાહીવાદીઓ તેમની મૂડી દેશમાં રોકવાને માટે આપણે માટે વધારે જે શરમભરેલી શરતો મુકતા જાય છે. આ પ્રક્રિયા આવી ભયંકર હદે પહોંચી જાય છે ત્યારે તેને બંધ કરવાને શાહીવાદીઓની શરણાગતી કરનાર આ સરકાર બદલે જ છુટકો છે.

ચાલુ મોંઘવારીને લીધે મોટી મિલો અને કારખાનાના કામદારો પર જે હુમલા થઈ રહ્યા છે અને તેથી જે લડતો છેલ્લાં વરસોમાં ચાલી છે, તેનો ખ્યાલ આગળ આપ્યો છે.

આવું ખરાબ વરસમાં રૂની તંગીને તેમજ ગેરવહીવટને લીધે કેટલીક મિલો બંધ પડી છે. આખા ગુજરાતમાં ૧-૪-૬૪થી ૧૭-૧-૬૬ સુધીમાં ૯૨ રજીસ્ટર્ડ કરેલા કારખાના બંધ પડયા છે. પરિણામે દેશભરમાં ૧૬૨ લાખ માણસો બેકાર છે. તે પૈકી ગુજરાતમાં આશરે ૭ લાખ માણસો બેકાર છે અને મિલો વધારે બંધ થતી અટકાવવાને સરકારે અઠવાડિયે એક વધુ દિવસ મિલો બંધ રાખવાની પરવાનગી આપી છે. અસલ મિલમાલિકો ૧૫ દિવસ મિલો બંધ રાખવા માગતા હતા, તેને બદલે વરસમાં પર દિવસ મિલો બંધ રહેશે અને તેથી ર૬ દિવસનો પગાર મિલ કામદારો ખોશે. આમ એકંદરે લાખો કામદારોને માટે કરોડો રૂપિયાની નુકસાની સરજાઈ છે.

વળી બોનસ કમિશનના ભલામણમાં ઘણા કામદાર વિરોધી સુધારા આમેજ કરીને સરકારે કાયદો કર્યો હતો. તેની પણ કેટલીક કલમો સુપ્રિમ કોર્ટે રદ કરી છે. આવે વખતે સરકારે કામદારના હિતની કલમો પાછી કાયમ કરવાને જે તાકીદના પગલાં ભરવા જોઈતા હતા, તે હજી વિચારાયા જ નથી. આમ બોનસના જીવાદોર સમાન સવાલ પર સરકારની બેદરકારી જોઈને કામદારો ચોંકી ઉઠયા છે.

અધૂરામાં પૂરું કરવાને જંગી લડતો આદરી અને બલિદાનો આપીને કામદારોએ જે સંગીન મોંઘવારીભથ્થું મેળવ્યું છે, તેમાં ૩૩ ટકા કાપ મુકવાની અમદાવાદના મિલમાલિકોએ નોટિસ આપી છે અને તે અમલમાં આવે તો ગુજરાતના બે લાખ કામદારોને ભારે નુકસાન થશે. આ કારમા સમાચારથી પણ સરકારનું કોઈ રૂવાડું ફરકતું દેખાતું નથી, તેથી તેનું કામદારવિરોધી માનસ પરખાય છે.

ઈજનેરી કામદારોના વેતનપંચે વચગાળાનો હેવાલ પ્રગટ કરીને તેની રોજીમાં કંઈક સુધારા સૂચવ્યાં છે પણ તેનો અમલ કરાવવાને સરકાર કંઈ કરતી નથી. ત્યારે ચોપાસ મોંઘવારી વધતી જાય છે, તેથી કામદારોની મુંઝવણનો પાર રહ્યો નથી.

કામદારોને પણ રોટલો મળે પણ ઓટલો સહેજે ન મળે. તેમના વસવાટ માટે ૪૦ વરસથી જામી પડેલા મજૂરમહાજને કંઈ સક્રિય પગલા ભર્યાં નથી. તેમની ચાલીઓ અને ઝૂંપડા દોઝખ જેવા જ ગણાય. પણ તેમને માફક આવે એવા થોડા જ મકાન ( સ્લમ્સ કર્વાર્ટ્સ ) બંધાય છે પણ તેને માટે મુકેલી આવકની મર્યાદાને લીધે ઘણાં કામદારો તેનો લાભ લઈ શકતા નથી.

હાલના કામદારો સંબંધી કાયદા માલિક તરફી છે. તે સુધારવાને જનતાપરિષદે અનેકવાર માગ ઉઠાવી છે, તેને સરકારે ઠુકરાવી છે, તેથી માલિકોથી ચૂસાતા અને રહેંસાતા કામદારો ભારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યા છે. હાલની મૂડીવાદી સરકારને હઠાવી જ થઈ શકે.

છેલ્લા થોડા વરસોમાં બેંકો, જીવન વીમા કોર્પોરેશન વગેરે સંસ્થાના બધી કક્ષાના કર્મચારીઓ પોતાના પગાર, મોંઘવારી વગેરે હક્કો માટે રીતસર સંગઠન સાધીને આંદોલન ચલાવે છે. સારા કપડામાં સજ્જ થયેલા મધ્યમવર્ગના માણસોએ કામદારો અને કારીગરોને પંથે વળીને વર્ગીય લડતનો રાહ અપનાવ્યો છે. કવચિત તેઓ સરઘસ, જાહેર સભા, ભૂખ હડતાલ વગેરે આકરા માર્ગે પણ કૂચ કરે છે. પરિણામે તેમણે વેતનપંચો કે લવાદી મારફત કંઈ કંઈ લાભ મેળવ્યા છે.

હમણાં હમણાં અમદાવાદના અને બીજા શહેરોના ખાનગી પેઢી દુકાનોના ગુમાસ્તાઓએ પણ સંગઠન સાધવા માંડયું છે. તેમણે

પણ સભા સરઘસ યોજવાની શરુઆત કરી છે. બીજાને મુકાબલે દેશભરના લાખો ગુમાસ્તાની દશા ઘણી કફોડી છે. પેઢી–દુકાનમાં ૫–૧૦ને ઘણે ભાગે તેથી ઓછા, કવચિત્ જ કંઈક વધારે ગુમાસ્તા કામ કરે છે. તેઓ માલિકની શહેમાં તણાતા આવ્યા છે, તેમના પગાર કામદારોના પ્રમાણમાં ઘણો ઓછો હોય છે. ત્યારે તેમનો કૌટુંબિક ખરચ વધારે હોય છે. મોંઘવારીભથ્થું તો તેમને મળતું જ નથી. બોનસ, ગ્રેચ્યુઈટી, પ્રોવિડંડ ફંડ વગેરે હક્ક તેમને કાયદાથી અપાયા નથી. શેઠ રૂઠે ત્યારે તેમને રૂખસદ મળે છે અને તે વખતે કંઈ હકદાવા મળતા નથી. ખરેખર આખા ભારતમાં મધ્યમવર્ગના આ કર્મચારીઓની હાલત ઘણી દયાજનક છે.

હમણાં ગુમાસ્તાઓને માટે સરકારે વેતનપંચ નીમેલું હતું અને તેના હેવાલમાં તેમના પગારનાં ધોરણ કંઈક વધ્યા છે પરંતુ એકંદર તેમની સ્થિતિ ખાસ સુધરી નથી. માલિકોએ હવે જૂના ૩૦–૪૦ વરસના મુનીમ-ગુમાસ્તાને ઘેર બેસાડવા માંડયા છે અને કેટલાક ઓછા પગાર આપી વધારે રકમ પર સહી લેવાની ચાલાકી અજમાવી રહ્યા છે. આમ સરકારી હેવાલ પ્રગટ થતાં ગુમાસ્તાની સ્થિતિ વધારે કરુણાજનક બની છે પણ તેથી જરાયે ગભરાયા વિના સમસ્ત ગુમાસ્તામંડળે પગારવધારા માટે મોંઘવારીના આંક પ્રમાણે વધુ મોંઘવારી મેળવવા માટે, વાર્ષિક પગારવધારા માટે અને નોકરીની સલામતી માટે આંદોલન શરું કર્યું છે. ખરું જોતાં આવા વિશેષ હક્ક તેમને મળે તે માટે સરકારે નકકુર પરિસ્થિતિને પિછાનીને, જૂના કાયદામાં મૂળભૂત સુધારા કરવા જ જોઈએ. પણ કામદારોની તેમજ ગુમાસ્તાની તાકીદની માંગણીઓ તરફ આ કોંગ્રેસી સરકાર કેવળ દુર્લક્ષ્ય જ સેવે છે. બધી કક્ષાના શિક્ષકો પણ મધ્યમવર્ગની બધી મુસીબતોથી પીડાય છે. હજુ તેમના કંઈ લડા-

ચક સંગઠન થયા નથી. તેથી તે તો સુધરાઈઓ, પંચાયતો અને સરકારને આધિન રહે છે. હવે તેમણે પણ બીજા નોકરીયાતો સાથે આંદોલનમાં ભળવું જોઈશે.

છેલ્લા પાંચ વરસમાં દિલ્હીના અને ગુજરાતના કરવેરાની ભીંસ ઘણી વધી ગઇ છે, ત્રીજી પંચવર્ષીય યોજનામાં કેન્દ્ર સરકારે ૧૭૧૦ કરોડના કુલ કરવેરા નાંખવાનો અંદાજ કર્યો હતો, તેને બદલે તેણે ૨૦૫૨ કરોડના કરવેરા નાંખ્યા છે. તેજ પ્રમાણે ગુજરાત સરકારે ૧૨૯ કરોડના કરવેરાનો અંદાજ કર્યો હતો, તેમાં તેણે ૪૩૬૧ કરોડના કરવેરા વસૂલ કર્યાં છે.

બંન્ને સરકારના કરવેરા મોટે ભાગે રોજિંદા વપરાશની ચીજ વસ્તુઓ પર વધ્યા છે, ત્યારે માલદારો પર સીધા કરવેરાનું પ્રમાણુ નજીવું જ રહ્યું છે. ગુજરાત સરકારે જમીન મહેસૂલ પર પંચાયતવેરો રૂપિયે વીસ પૈસાને બદલે ૫૦-પૈસાનો કર્યો છે અને નવો શિક્ષણવેરો પણ બધા પર નાંખ્યો છે. તેથી ખેડૂત અને ગરીબ પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. ખરું જોતાં સાર્વત્રિક જમીન મહેસૂલ રદ કરવું જોઈએ અને મોટા ખેડૂત પર ખાસ આવકવેરો નાખવો જોઈએ. પણ આવું ડાહ્યું પગલું ભરવાની સરકારને સૂઝ પડતી નથી.

દીવા જેવું દેખાય છે કે કરવેરાનું આખું માળખું શાહીવાદીઓની સાથે સંતલસ કરીને જ દિલ્હીમાં ઘડાય છે. આઝાદી આવી ત્યારે સરકારનું ઇંગ્લેંડ પાસે રૂા. ૧૪૦૦ કરોડનું લ્હેણું હતું, તેને બદલે બધા રાજ્યોનું દિલ્હી સરકાર પર અવમૂલ્યન પહેલાં આશરે ૫૬૧૨ કરોડનું દેવું છે, તે પૈકી ઘઉં વગેરે અનાજની આયાત ને પરિણામે ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે અમેરિકાના દિલ્હીના એલચીખાતા પાસે ૮૦૦-૯૦૦ કરોડ રૂપિયા જમા છે. તે આપણી આઝાદી માટે જોખમરૂપ છે. સરકાર પશ્ચિમ દેશો પાસેથી ભારે

લોન લઈને ધૂમ બિન ઉત્પાદક ખર્ચ કર્યે જાય છે અને તેથી તેમના તરફથી સરકારના બે પાસા સરખા કરવાને કરવેરા વધારવાનો આગ્રહ થાય છે. આમ સરકાર શાહીવાદીઓની આર્થિક જાળમાં ફસાતી જાય છે અને તેમને આધીન થઈને દેશનું તંત્ર ચલાવવું પડે છે.

દેવાળીઆનો આવો નાગો નાચ કરનારને હવે એક ઘડી પણ ટકવા દેવામાં ભારે જોખમ છે.

કરવેરા અને મોંઘવારી સામે જનતા પરિષદે જે લડત વરસોવરસ ચલાવી છે, તેનું ધ્યાન આગળ આપ્યું છે.

કરવેરાનો ભાર રોજિંદી વપરાશ પર વધતાં મોંઘવારી છેલ્લા વરસોમાં વધતી જ ગઈ છે. ઉપરાંત બીજા જે કારણોથી આ રોગ વધે છે. તેનું નિરુપણ માજી નાણાંપ્રધાન શ્રી. કૃષ્ણમાચારીએ એક અંદાજપત્રના તેમના ભાષણમાં કર્યું હતું. તેમના મત મુજબ આશરે ૩૦૦૦ કરોડનું કાળું નાણું દેશમાં છે, આમાં જો અમેરિકી સરકારની દિલ્હીની કચેરી પાસે જે ૯૦૦ કરોડ રૂપિયા છે, તે ઉમેરો તો દેશમાં કુલ જે ચલણી નાણું ફરે છે તેટલું જ લગભગ થયા. આથી ભારતના રાજ્યતંત્ર પર કેટલી ભીંસ આવે તે સહેલાઈથી સમજી શકાશે. તેથી સટ્ટાખોરી, સંઘરાખોરી અને કાળાબજાર દેશમાં જામ્યાં છે, બેંકો તરફથી અનાજ ને બીજા માલ પર જે ધીરાણ થયા તેથી મોંઘવારી વધે છે. આ વાત સાચી છે જ પણ આમાંના કંઈ અનર્થને ડામવાને કોઈ નાણાંપ્રધાને કંઈ કડીતોડ પ્રયાસો કર્યા નથી અને જે કંઈ આછાવાતવા કર્યા છે તે સફળ થયા જ નથી. છેલ્લે છેલ્લે અવમૂલ્યનથી તો મોંઘવારીમાં આડો આંક વળ્યો છે.

હાલના અન્નમંત્રીએ આ દુકાળના વરસમાં અનાજનો સવાલ ઉકેલવાને અનાજની ખરીદ કરી વહેંચણી કરવાને એક તંત્ર રચ્યું

છે પણ તેના તરફથી ઝાઝું અન્ન ભેગું થતું નથી કે વહેંચાતું નથી. અન્નમંત્રી તો પરદેશો અને ખાસ કરીને અમેરિકા સાથે નાકલીંટીઓ તાણી બંને તેટલું આયાત કરવાની પેરવી કરે છે.

પણ ઘણાંયે વિચક્ષણ અભ્યાસીઓના મત મુજબ દેશની જરુર જેટલું અનાજ તો અહીં છે જ, પણ તે સંઘરાખોરો અને કાળાબજારીઓના ગોદામોમાં ભરેલું છે. વિચક્ષણ પરદેશીએ જાહેર કર્યું છે કે જ્યારે ચોપાસ હજાર માણસો અનાજ વિના ટળવતા હતા ત્યારે તેણે અનાજથી ફાટતા કેટલાંયે ગોદામ નિરખ્યા છે. ખરી વાત એ છે કે જ્યારે દેશમાં અનાજની કટોકટી હોય ત્યારે સરકારે સખતાઈથી, ખાસ કરીને ઘઉં અને ચોખા જેવા અનાજનો કુલ વેપાર પોતાના હાથમાં જ લેવો જોઈએ. બધા જ ખાનગી ભંડારોનો માલ હાથ કરવો જોઈએ. પછી દેશભરમાં કડક માપબંધીથી વહેંચવો જોઈએ. આ અભિપ્રાય પરિષદે વડોદરાના સંમેલનમાં સ્પષ્ટ રીતે જાહેર કર્યો છે. પણ તેની સરકાર પર કોઈ અસર થઈ નથી. ગઈ લડાઈના સંજોગોમાં આવી રીતે જ બ્રિટીશ સરકારે અનાજનો સવાલ ઉકેલ્યો હતો તો સ્વરાજ્ય સરકાર તેવું કેમ ન કરી શકે ?

ગુજરાતમાં તેલના ભાવ આજે કીલોગ્રામનાં રૂ. ૪–૮૦ સુધી પહોંચ્યા છે. જ્યારે રૂ. બેથી આગળ વધ્યા ત્યારે અન્નમંત્રીએ જાતે ગુજરાતમાં આવીને તેની માપબંધી જાહેર કરી હતી. પછી પાછા ભાવ વધ્યા ત્યારે સન ૧૯૬૫ના આરંભમાં સરકારે તેલની મિલવાળા પાસેથી તેલ ખરીદીને રૂ. ૧–૯૫ના ભાવે તે માપબંધીથી વેચવા માંડયું હતું. આ સાલમાં માપબંધીથી રૂ. ૩/૮ના ભાવથી તે વેચાયું, પણ હવે તેલની નિકાસબંદી રદ થયા પછી સરકાર લેવીના ૨૦ ટકા તેલ ઝડપથી ખરીદીને જનતાને રૂ. ૩–૦૦ના ભાવે પુરું પાડતી નથી.

આ બધીયે હાલત જોતાં જનતા આજે સરકાર પર ફીટકાર વરસાવે છે અને તેને પદભ્રષ્ટ કરવાને તલપાપડ થઈ ગઈ છે.

શહેર અને ગામડાંની જનતાને મોંઘવારીની ભીંસમાંથી બચાવવાને માટે તેમજ તેમને સસ્તા દરે નાણાં મળી શકે તે માટે સહકારી મંડળીઓ યોજાઈ છે. પણ તેમાં સમગ્ર દેશમાં વ્યાપી રહેલો મૂડીવાદ, સગાવાદ અને કોમવાદ ઘૂસી જાય છે અને તેને ભ્રષ્ટ કરે છે. દર સાલ વિવિધ પ્રકારની સહકારી મંડળીઓની સંખ્યા અને થાપણ વધતાં જાય છે પણ તે જનતાને રાહત આપવાને છેક જ નિરર્થક બને છે.

ગામડાંની અને ઉપરી પંચાયતો પણ વધારે કર લાદવામાં, સરકારી તંત્ર જ બન્યા છે. તેમાંયે બધા સામાજિક દૂષણો દાખલ થયા છે, અને સહકારીની જેમ પંચાયતી તંત્ર પણ લોકોમાં અળખામણું થયું છે.

વળી આ બંને તંત્ર પર સરકાર ઘણી વિશાળ સત્તાઓ ધરાવે છે. તેથી તે જનતાની નહિ પણ સરકારી સંસ્થાઓ જ બની ગઈ છે. અને જ્યારે સરકારી તંત્ર જ સાવ સડી ગયેલું હોય ત્યારે સહકારી મંડળીઓ અને પંચાયતો આશીર્વાદને બદલે શ્રાપસમાન બની જાય એમાં નવાઈ નથી, આવા સંયોગોમાં સરકારને જ પલટાવ્યા સિવાય બીજો તરણોપાય નથી.

લાંચ રૂશવત અને સર્વ પ્રકારના ભ્રષ્ટાચારથી સમગ્ર સરકારી તંત્ર દોષિત થયું છે. ગાંધીજીના જમાનામાં ઘણાં કોંગ્રેસીઓ સંયમી અને સદાચાર, સેવાભાવ અને આત્મસમર્પણના આદર્શની મૂર્તિરૂપ હતા, તેથી સરકાર શ્રીમંતો અને જનતાના સ્વાર્થીય અને સ્વચ્છંદી જીવન પર કંઈક સારા સંસ્કાર પાડતા પણ કોંગ્રેસીઓ સત્તા પર આવ્યા પછી સનંદી અમલદારો અને શ્રીમંતોના મૂડીવાદી તંત્રમાં

ઓતપ્રોત થતા ગયા, તેમ તેમણે જૂના આદર્શને વિસારે નાંખીને સત્તા અને સમૃદ્ધિ માટે આંધળી દોટ મૂકી છે અને પરદેશી શાહી-વાદીઓના સહકારથી જેમ મૂડીવાદ દેશના સરકારી તેમજ ખાનગી અર્થતંત્રમાં વધારે જામતો જાય છે, તેમ ભ્રષ્ટાચાર સરકારી ઔદ્યો-ગિક અને વેપારીતંત્રમાં તેમજ ખાનગી જીવનમાં વધારે પસરતો ગયો છે.

ગુજરાતમાં પણ ભ્રષ્ટાચારના કેટલાક દાખલા સરકારી હેવાલમાં ટંકાયા છે. આશરે ૪૩ લાખને ખર્ચે ૩૬ લાખ એકર જમીન સુધારવાની હતી. પણ એ ૭૬ લાખ ખર્ચાયા છતાં કંઈ ગણુના-પાત્ર જમીન નવસાધ્ય થઈ નથી. તે પ્રમાણે હીરણુ નદીના બંધ પર સન ૧૯૬૪ના જૂન સુધીમાં આશરે ૭૨ લાખ ખર્ચાયાં છે, છતાં થોડા જ એકરની સિંચાઈ થઈ શકી છે.

છતાં એક સવાલ રહે છે કે આઝાદી પછી ગાંધીજીના સિપાઈ સરદાર જેવા દેશના સર્વોપરી અગ્રસરોએ એ રાજસત્તા હાથમાં લીધી ત્યારે તેઓ શા રીતે પુરાણા મૂડીવાદી નોકરશાહી તંત્રને સુધારવાને બદલે તેના રંગે કેમ રંગાઈ ગયા? જે બ્રિટિશ અમલ-દારી તંત્રને ગાંધીજીએ શેતાની કહ્યું હતું, તેની ઝેરી મોહિનીને વશ કેમ થયા? જે લોકશાહી ક્રાંતિ ૧૯૪૭માં અંગ્રેજ શાસકોની રવા-નગીથી શરુ થઈ તેને પરિપૂર્ણ કરવાને બદલે તે શાહીવાદીઓએ રચેલા જૂના મૂડીવાદી તંત્રને આધિન કેમ થયા?

આધારભૂત રીતે જાણવા મળે છે કે જ્યારે શ્રી. જવાહરલાલ નેહરુએ દિલ્હીમાં સત્તાના સૂત્ર સંભાળ્યા અને તેમના કારભારની ચોકી કરવાને ગાંધીજી હયાત હતા, ત્યારે સર્વોચ્ચ અમલદારોના દિલમાં અંદેશો હતો કે કદાચ બાદશાહી પગાર ભથ્થાં અને દોર-દમામ પર સખત અંકુશ ક્રાંતિકારી કોંગ્રેસી સરકાર તરફથી મુકવામાં

આવશે. પણ પહેલાં જ ગવર્નર જનરલ બનેલા સાદાઈના અવતાર-સમા શ્રી. રાજગોપાલાચારીએ તેમના અંગ્રેજ પૂર્વગામીઓને પગલે પશ્ચિમી ઢબના પોષાકના ખર્ચ પેટે મોટી રકમ સ્વીકારી લીધી, ત્યારથી તેમણે રાહતનો દમ ખેંચ્યો. પછીથી તેમણે હિંમત કરીને ધીમે ધીમે કોંગ્રેસી પ્રધાનોને અને આગેવાનોને પોતાની મૂડીવાદી જાળમાં હુંશિયારીથી ખેંચવા માંડયા. આ પ્રક્રિયામાં શાહીવાદી દેશના મોટા એલચીઓ અને મૂડીપતીઓએ પણ પરદેશના પર્યટનની કુટુંબીઓ માટે ખર્ચાળ શિક્ષણની અને સીધી કે આડકતરી રીતે કંઈક કમાવવાની તક ધરવા માંડી, તેમ તે ધીમે ધીમે નીચે સરકતા ગયા. પરિણામે દેશભરના કોંગ્રેસીઓને સત્તા અને સમૃદ્ધિની ભૂંડી ભૂખ લાગી છે અને રાજકર્તાવર્ગ ખોટો દાખલો બેસાડે તે પછી મોટા નાના અમલદારો અને શ્રીમંતો તે રસ્તે પુરપાટ દોડે એમાં શી નવાઈ?

આમ દેશ પર સવાર થયેલું રાજકીય અને આર્થિક તંત્ર એવડું શેતાની બન્યું છે. અંગ્રેજોના કાળમાં તેમાં જે શેતાની તત્ત્વ હતું તે બિનજવાબદાર કોંગ્રેસી જમાતના અધઃપતનથી અને સહકારથી છેક વકરી ગયું છે. પશ્ચિમી રાજ્યોના શાસકો અને ઉદ્યોગપતિઓમાં આશ્રયની અને દેશ તરફ વફાદારીની કંઈક ભાવના હોવાથી જે કંઈ નીતિ–નિયમ જળવાય છે, તેનો અહીં સદંતર અભાવ છે. કોંગ્રેસી રાજકર્તાઓ નિર્વાહ માટે અન્ન, ઉદ્યોગ માટે યંત્રતંત્ર, રક્ષણ માટે શસ્ત્રો અને બધાય વિકાસ માટે જરુરી નાણું સારુ પશ્ચિમ પાસેથી ભીખ માગવા ટેવાઈ ગયા છે. તેથી તે પરદેશથી, મૂડીવાદથી, શાહીવાદ પરસ્તથી રંગાતા જાય છે અને દેશથી વધારે વિમુખ બનતા જાય છે.

આમ કોંગ્રેસ શાસકો ગાંધીજીના સેવા અને આત્મસર્પણના બધા આદર્શોને નવે મૂકીને નર્યા સ્વાર્થી અને આત્મલક્ષી બન્યા-

છે. પોતાની પાપી સત્તા ગમે તે ટકાવવાને તે શાહીવાદીઓની આર્થિક અને રાજકીય જાળમાં ફસાયા છે. તેથી તે ચોખ્ખી રીતે દેશની કરોડની જનતાને બેવફા બન્યા છે. પશ્ચિમી શાહીવાદી સ્વાર્થી શિખામણ મુજબ જુલ્મી શાસન ચલાવવાને કોઈ વર્ગ કે જૂથ તેમની સામે માથું ઊંચકે તેમના પર લાઠી ને ગોળી વરસાવવાને ટેવાઈ ગયા છે. આવી જટીલ નીતિથી હતાશ થયેલા કેટલાય સેવાભાવી કોંગ્રેસી આગેવાનો તેમની પુરાણી સંસ્થાને છોડતા જાય છે. પણ તેની અસર સત્તાધીશ અગ્રેસરો પર થતી નથી.

આવી રીતે ગાંધીવાદમાંથી મૂડીવાદ પરસ્તે અને શાહીવાદની શરણાગતિ સુધી જ કોંગ્રેસીઓ પહોંચી ગયા છે, તે તેમનો વહીવટ જેમ તેમ ચલાવવાને કપરા કરવેરા નાખી મોંઘવારી વધારી મૂકે છે.

ભયંકર દમનરાજ ચલાવે છે. આમ જેઓ ભારતની જનતાને બેવફા થઈને મૂડીપતીઓ અને શાહીવાદીઓની શરણાગતિ કરવામાં ગૌરવ માને છે કે તેમણે આઝાદ પ્રજા ઉપર રાજ્ય કરવાના નૈતિક હક્ક ગુમાવ્યો છે.

મહાગુજરાત જનતા પરિષદ આવા પાપી કોંગ્રેસી જમાતને દેશની રાજગાદી પરથી હઠાવીને સાચું લોકરાજ સ્થાપવાને આ ચૂંટણીમાં મેદાને પડે છે અને આ મહાન લડતમાં સાથ અને સહકાર આપવા ગુજરાતનાં સર્વ સંતાનોને વિનંતિ કરે છે.

[૩૦]

[૧૯૬૭માં સામાન્ય ચૂંટણી આવી ત્યારે અમદાવાદની મહા-નગરપાલિકાના વહીવટ વિષે ઘણો જ અવળો પ્રચાર થઈ રહ્યો હતો. એ પરિસ્થિતિમાં જનતા પરિષદના યશસ્વી કામગીરી અંગે માહિતી આપતી એક પુસ્તિકા શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે પ્રસિદ્ધ કરી હતી.]

અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં સને ૧૯૬૫ના એપ્રિલ માસમાં શહેરની જનતાએ કોંગ્રેસપક્ષને ભારે પરાજય આપ્યો અને પરિષદને જીતાડી ત્યારથી કોંગ્રેસપક્ષ તથા સ્વતંત્ર જૂથના સભ્યો તરફથી પરિષદને બદનામ કરવા માટે અને પરિષદ પક્ષમાં ભંગાણ પડાવવા માટે એકધારો વિકૃત અને અતિશયોક્તિપૂર્ણ પ્રચાર થઈ રહ્યો છે અને લોકોમાં ભ્રમજાળ પેદા કરવાનો નિષ્ફળ પ્રયાસ થઈ રહ્યો છે.

તેમનો પ્રચાર બે પ્રકારનો રહ્યો છે : (અ) અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં જનતા પરિષદે વિખવાદોને કારણે લોકહિતને નુકસાન કર્યું છે. (બ) જનતા પરિષદે મ્યુ. કોર્પોરેશનનું આર્થિક તંત્ર દેવાળીયું બનાવી દીધું છે.

આ પ્રચારમાં આંતરિક સંઘર્ષની વિકૃત રજૂઆત અને અતિ-શયોક્તિભરી ખોટી વાતોના પુનરુચ્ચારણથી વિશેષ કાંઈ નથી. પરિષદના નેજા નીચે થયેલી કામગીરી અને મેયર શ્રી. દિનકર મહેતાએ ૨૦ નવેમ્બરે ટાઉનહોલની થયેલી ચર્ચામાં રજૂ કરેલી હકીકતો પરિ-ષદે જનહિતનાં કાર્યોને લક્ષ્યમાં રાખીને કારભાર ચલાવ્યો, તેની હકીકતને અનુમોદન આપે છે. પરિષદે મિલોના માલિકો તરફ દૃષ્ટિ રાખીને,

નહિ પરંતુ મિલોની ચાલીઓમાં રહેતા કામદારો તરફ નજર રાખીને, શાહીબાગ–એલિસબ્રીજની મહેલાતો તરફ માત્ર નજર રાખીને નહિ પરંતુ શહેરની શેરીઓને લક્ષ્યમાં રાખીને કોર્પોરેશનનો વહીવટ ચલાવ્યો છે.

કોર્પોરેશનના આર્થિક તંત્રને અનુકૂળ રહીને જનતા પરિષદે ચૂંટણી–ઢંઢેરામાં જણાવ્યા અનુસાર જનહિતના કાર્યો હાથ ધર્યા છે.

કોંગ્રેસના નેજા નીચે સ્થાપિત હિતોને અકબંધ રાખી ઘડાયેલા કરવેરાના માળખામાં પરિષદે ધરખમ ફેરફાર કર્યો છે. ત્રણ લાખ મિલકતો પૈકી અઢી લાખ ઉપરાંત મિલકતોને કરવેરામાં રાહત આપી છે, જેમાં ઝૂંપડાવાસી, ચાલીવાસી અને મધ્યમવર્ગનો સમાવેશ થાય-છે. કોર્પોરેશન કાયદામાં કરવેરાનું ધોરણ ૧૨ ટકાથી નીચું ન હોઈ પરિષદે ૧ લાખ પાંચ હજાર મિલકતો પર ૧૪ ટકા વેરો હતો તે ઘટાડીને ૧૨ ટકાના ધોરણે કર્યો છે અને પાંચ હજારથી વધુ આકારણીવાળી મિલકત પર ૨૫ થી વધારીને ૩૦ ટકા કર્યો છે.

આજસુધી સ્થાપિતહિતો રૂ, મશીનરી, કોલસા પર વજનના ધોરણે ઓકટ્રોયવેરો–નાકાવેરો નાખી અન્યાયી રીતે તેમને કરોડો રૂપિયાનો ફાયદો કરી આપ્યો હતો. પરિષદે કિંમતના ધોરણે વેરો નાખી આવકબાજુને સંગીન પાયા પર મૂકવા કોશિશ કરી છે. કોંગ્રેસપક્ષના વિકૃત પ્રચાર મુજબ અમદાવાદ શહેરની જનતાના શિર પર કરોડોનો બોજો પડતો નથી. સારીયે આવક બહારના રાષ્ટ્રીય–આંતરરાષ્ટ્રીય બજારોમાંથી મળે છે અને અમદાવાદ શહેરની જનતાના શિર પર તો માથાદીઠ બે પૈસા પણ વધારાનો વેરો પડતો નથી અને મ્યુનિસિપાલિટીની આવકમાં પચાસેક લાખ રૂપિયાનો વધારો થયો છે.

કોંગ્રેસપક્ષે સને ૧૯૬૫ સુધી પાણીના પ્રશ્નની ગુનાહિત અવગણના કરી છે. પરિષદે વહીવટ લીધા પછી પાણીના પ્રશ્નને અગ્રીમતા આપી છે. ચાલીઓ અને શહેરની શેરીઓને લક્ષ્યમાં રાખી બોરીંગકૂવા અને પાણીની પાઈપલાઇનની યોજના હાથ ધરી છે. પરાવિસ્તારોમાં પાતાળકૂવા બની ચૂકયા છે અને તેના પાણી એ વિસ્તારોની તંગી દૂર કરી રહ્યાં છે; બીજા વીસ પાતાળકૂવા હાથ ધરાઈ રહ્યા છે. આ પૈકી ૪ દૂધેશ્વરની પાણીની ટાંકીના વિસ્તારમાં અને ૨ માધવબાગ પાસે હાથ ધરાશે. આ અને દરિયા-પુર દરવાજાથી માણેકચોક સુધીની નવી નંખાયેલી પાણીની પાઈપ-લાઇનથી શહેરના વિસ્તારના પાણીના પ્રશ્નને હળવો બનાવાઈ રહ્યો છે. આમ પરાવિસ્તાર અને શહેરના વિસ્તારનો પાણીનો પ્રશ્ન ખૂબ નજીકના ભવિષ્યમાં હળવો બની જશે.

સત્તા હાથ ધર્યા બાદ તુર્ત જ પરિષદે જનતાને આપેલા કોલ અનુસાર ૫ માં ધોરણથી અંગ્રેજી મ્યુનિસિપલ શાળાઓમાં દાખલ કરી ગુજરાત સરકારની અંગ્રેજી નીતિને પડકાર ફેંકી જનતાના દિલનો જોરદાર અમલીય પડઘો પાડયો છે. આ જ કારણને લીધે રાજ્ય સરકારને પણ તેની અંગ્રેજી નીતિમાં કેટલીક છૂટછાટ મૂકી પીછેહઠ કરવાની ફરજ પડી હતી.

મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડમાં સરકારે પોતાના ચાર માણસો નીમ્યા હોવાથી તેમાં જનતા પરિષદની વધુમતી ન રહી. તેમ છતાં શાળાઓમાં કોંગ્રેસે દાખલ કરેલી પાળીપ્રથા દૂર કરાઈ રહી છે, સ્કૂલો માટેના પોતાના મકાનો વધી રહ્યાં છે, શિક્ષકો વગેરેના પગારમાં વધારો થયો છે. આજે મ્યુ. શાળાઓમાં ૧ લાખ ૬૨ હજાર બાળકો ભણે છે અને તે માટે ૧ાા કરોડ રૂપિયા કરતાં વધુ ખર્ચ થાય છે તો બીજી તરફથી સરકારી ગ્રાંટ ૪૫ ટકાથી ઘટીને ૨૩ ટકા સુધી પહોંચી છે.

કોંગ્રેસપક્ષના હાથે અનાદર પામેલ ચાલીઓની નળ, ગટર વગેરેની સુધારણા માટે જનતા પરિષદે કદમ ઉઠાવ્યા છે. ગયા વર્ષના બજેટમાં આ માટે રૂ. ૭૪ લાખ રકમની જોગવાઈ કરવામાં આવી હતી, પણ આપવામાં સરકારે કરેલા વિલંબને કારણે કામ ખોરંભે પડયું હતું; ચાલીઓને નળ, ગટરલાઈન માટે ૫૦ ટકાના ખર્ચની મદદ કોર્પોરેશન આપે એ ધોરણ અપનાવી તે કામ ઝડપથી હાથ ધર્યું છે. ૨૨ જેટલી ચાલીઓમાં સુધારણા કરવાની વ્યવસ્થા ચાલી રહી છે અને નવ વર્ષમાં સંખ્યાબંધ ચાલીઓમાં પરિષદે સત્તા હાથમાં લેતાંની સાથે જ ચોથાવર્ગના કર્મચારીઓના પગારધોરણ સુધારવાના કામને હાથ ધર્યું. કોંગ્રેસના હાથે અનાદર પામેલ ચોથાવર્ગના ઝાડુકામદારો, ગટરવાળા, આયા, વોર્ડ-બોય વગેરેના પગારધોરણમાં કેટલાક ફેરફાર સૂચવ્યા અને માસિક આઠ રૂપિયા એડહોક આપી સરાસરી તેર લાખ રૂપિયાની સીધી મદદ પરિષદે આપી છે. તે ઉપરાંત કેન્દ્રના ધોરણે મોંઘવારીભથ્થાંના સિદ્ધાંત અમલમાં મૂકી એક મોટું કદમ ઉઠાવ્યું છે. આથી બાવીસ હજાર કર્મચારીઓની આવકમાં વાર્ષિક રૂ. ૬૦ લાખનો વધારો થયો છે. હજારો કર્મચારીઓને ન્યાયી મોંઘવારીભથ્થું અપાતા સંતોષ થયો છે અને કર્મચારીઓની કાર્યક્ષમતામાં વધારો થયો છે. દેશભરમાં આમ કરનાર આ પહેલી મ્યુનિસિપાલિટી છે.

કોંગ્રેસપક્ષ જે ખોખું મૂકીને ગયો હતો તેમાં પરિષદે જનતાનાં વિશાળ હિતોને લક્ષ્યમાં રાખીને કેટલાક ફેરફાર કર્યા છે અને પરા-વિસ્તાર તથા મધ્યમવર્ગીય શહેર વિસ્તારમાં અનેક નવા કેંદ્રો ખોલી વિશાળ જનતાને સહાયભૂત થવા કદમ ઊઠાવ્યા છે. સારાયે દેશમાં મ્યુનિસિપલ ડેરીના દૂધનો ભાવ સૌથી ઓછો છે. દૂધની ડેરી પંદરેક લાખની ખોટ સહેતી હોવા છતાં દૂધના ભાવોમાં પરિષદે અંકુશ

રાખ્યો છે કે જેથી ખાનગી વેપારીઓ ઉપર પણ અંકુશ રહે અને સમગ્ર જનતા દૂધના પ્રશ્ન બાબતમાં રાહત અનુભવે. પહેલાંના ૪૦ હજારને બદલે હવે ૭૦ હજાર લિટર દૂધનું વિતરણ થાય છે.

રાજ્ય સરકારે અને કેન્દ્ર સરકારે ડિઝલ, ટાયર, ટયુબ્સ, વગેરે પર વેરા ઝિંકવાને કારણે અને ૩૫ લાખના દેવા સાથે કોંગ્રેસના હાથમાંથી પરિષદના હાથમાં વહીવટ આવ્યો ત્યારે બસવ્યવહારનું માળખું સડેલા ખોખા જેવું હતું. વિદ્યાર્થીઓને, બાળકોને તથા અપંગોને અપાતી રાહત ચાલુ રહી છે. ભારતના કોઈ શહેરમાં પાંચ પૈસાની ટિકિટ નથી. લાખો મધ્યમવર્ગી અને કામદાર કુટુંબો તેનો લાભ ઉઠાવતાં હોઈ તે બંધ કરવી પણ યોગ્ય નહોતી. પરિષદે બસવ્યવહાર ખોરવાઈ કે ખોટકી ન જાય તે હેતુથી માત્ર સબસ્ટેજ દૂર કર્યાં છે. ૫૦ પૈસાના ૩૫ પૈસા કરીને લાંબા અંતરવાળાને રાહત આપી છે. સરકારના વેરા તથા વધેલા ભાવોને લીધે ખર્ચમાં લાખો રૂપિયા વધ્યા છે. નીચેના આંકડાઓ આખુંયે ચિત્ર વધુ સ્પષ્ટ કરશે.

| | સને ૧૯૬૪–૬૫ | ૧૯૬૬–૬૭ |
|---|---|---|
| બસ મુસાફરોની રોજિંદી સંખ્યા | ૪.૧૮ લાખ | ૫.૧૪ લાખ |
| બસદીઠ સંખ્યા | ૧૧૯૨ | ૧૩૩૧ |
| બસદીઠ આવક | રૂ. ૧૩૯ | રૂ. ૧૫૬ |
| **ખર્ચ** | | |
| ડિઝલના ભાવ (લીટરે) | ૦.૬૫ | ૦.૭૫ |
| એકસાઈઝ વેરો | ૦.૫૨ | ૦.૫૫ |

મ્યુ. કોર્પોરેશન તરફથી ચાલતા દવાખાનાઓમાં પણ હજારો દર્દીઓને લાભ મળે છે. વા. સા. હોસ્પિટલમાં આજે ૬૦૦ પથારીઓ છે અને તેનો વાર્ષિક ખર્ચ ૫૦ લાખ રૂ. મ્યુનિસિપલ

કોર્પોરેશન ભોગવે છે. એ જ રીતે લલ્લુભાઈ ગોરધનદાસ હોસ્પિટલ તથા શારદાબેન ચીમનલાલ સરસપુર હોસ્પિટલમાં પણ પથારીઓ વધતી જાય છે. તેમજ મ્યુ. ચેપી રોગની હોસ્પિટલ, ટી. બી. કલીનીક અને આંખની હોસ્પિટલ, પણ ચલાવે છે અને બાળકો માટેની હોસ્પિટલ બંધાઈ રહી છે. તે ઉપરાંત વોર્ડે વોર્ડે એટલે કે ૧૮ જેટલા પ્રસુતિગૃહો તથા ૩૫ જેટલા દવાખાનાં કોર્પોરેશન ચલાવે છે અને કુલ આ બધાનો વાર્ષિક ખર્ચ રૂા. ૧૬૦ લાખ જેટલો છે. તે ઉપરાંત મ્યુ. કોર્પોરેશન તરફથી મેડિકલ કોલેજ ચાલે છે, જેમાં વાર્ષિક રૂા. ૧૨ લાખ જેટલો ખર્ચ થાય છે અને હાલ ૩૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ શિક્ષણ લઈ લઈ રહ્યા છે.

અત્યાર સુધીમાં ચાલીઓના વિસ્તારો માટે કોંગ્રેસપક્ષે કશું કર્યું નહોતું. જનતા પરિષદે આવી પહેલા જ વર્ષે ચાલી-સુધારણા માટે બજેટમાં રૂા. ૭૪ લાખની જોગવાઈ કરી પણ એ પૈસા સરકાર પાસે પડેલા હતા, જે આપવામાં સરકારે એક વર્ષ કરતાં વધુ વિલંબ કર્યો. ૭૪ લાખની આ યોજના મુજબ ચાલી-સુધારણાના ખર્ચમાં મ્યુ. કોર્પોરેશન તરફથી ૫૦ ટકાના ખર્ચની રાહત આપવામાં આવે છે. આ યોજના મુજબ ટૂંક સમયમાં ૨૨ જેટલી ચાલીઓમાં સુધારણા કરવાની વ્યવસ્થા ચાલી રહી છે અને સંખ્યાબંધ ચાલીવાસીઓને નળ તથા ગટરની સગવડ મળશે.

આ સમય દરમ્યાન ઝૂંપડાવાસીઓ માટે સ્લમ કલીયરન્સ યોજનાની પ્રવૃત્તિ પણ સારી રીતે આગળ વધી છે અને છેલ્લાં બે વર્ષમાં લગભગ ૨૭૦૦ કવાર્ટર્સ કોર્પોરેશને બાંધ્યા છે અને જેનો લાભ ૨૭૦૦ ઝૂંપડામાં રહેતા કુટુંબોને મળ્યો છે અને હાલમાં ૧૦૦૦ કવાર્ટર્સનું કામ ચાલુ છે.

અત્યાર સુધી મ્યુ. કોર્પોરેશનનું તેમજ સરકારનું એ બન્ને તંત્ર કોંગ્રેસના હાથમાં હતા. આજે જનતા પરિષદના એટલે કે કોંગ્રેસના મુખ્ય વિરોધપક્ષના હાથમાં મ્યુ. કોર્પોરેશન છે. તે કારણે કોર્પોરેશનને પહેલાં જેટલી સરળતા રહેતી નથી. ૨૦ મી નવેમ્બરની ચર્ચામાં મેયરશ્રીએ જણાવ્યું હતું તે પ્રમાણે સરકારમાં જનતા પરિષદનું મોસાળ નથી. આથી ઓકટ્રોયવેરો મંજૂર કરવામાં સરકારે મોડું કરીને મ્યુ. કોર્પોરેશનને લગભગ ૩૦ લાખનું નુકસાન કર્યું હતું. તે જ રીતે બસનાં સબ-સ્ટેજ કાઢી નાખવાનો ઠરાવ મંજૂર કરવામાં ઘણા મહિનાનો વિલંબ સરકારે કર્યો હોવાથી લાખ્ખો રૂપિયાનું નુકસાન બસ સર્વિસને વેઠવું પડયું હતું.

કોંગ્રેસના વિકૃત જૂઠ્ઠા પ્રચાર પ્રમાણે જનતા પરિષદે કોર્પોરેશનની તિજોરી ખાલી કરી નથી પણ કોંગ્રેસના અવિચારી, ઉડાઉ ખર્ચાને કારણે કોર્પોરેશનનું આર્થિક તંત્ર અક્કડ બન્યું છે, એ નીચેની હકીકતો ઉપરથી સ્પષ્ટ થાય છે:

કોંગ્રેસપક્ષે સને ૧૯૫૦થી ૧૯૬૫ સુધીમાં સ્થાપિત હિતોને લક્ષ્યમાં રાખીને, તેમનાં હિતોને અકબંધ રાખીને ખોટા અને ઉડાઉ ખર્ચ કરી રૂ. ૧૮ કરોડનું દેવું કર્યું હતું. આ દેવાના હપ્તાઓ અને વ્યાજ સને ૧૯૬૫થી ભરવાના શરુ થયા છે, જે રકમ વર્ષે ૯૦થી ૯૫ લાખ રૂપિયા થાય છે.

ચૌદ લાખના ખર્ચે ટાગોર મેમોરિયલ હોલ બનાવવાનો હતો, જે પૈકી કોર્પોરેશને સાડાત્રણ લાખ ખર્ચવાના હતા. ૨૬ લાખ રૂપિયા ખર્ચ આજ સુધી તે પાછળ થઈ ચૂકયો છે અને આવક જરા પણ નથી.

સરદાર સ્ટેડીયમની એક કરોડની યોજના કોંગ્રેસપક્ષ ઠોકીને ગયો છે. જે પરિપૂર્ણ કરવાનું કામ પરિષદના માથા પર આવીને પડ્યું છે.

આ અને આવી યોજનાઓને કોંગ્રેસપક્ષે આપેલી અગ્રીમતા તથા અવિચારી અને ઉડાઉ ખર્ચને લીધે પરિષદને ભારે આર્થિક આંધીનો સામનો કરવો પડે છે. પરિષદે જનહિતને લક્ષ્યમાં રાખીને કેટલુંક ખર્ચ ઉઠાવ્યું છે પણ તે સાથે આવકમાં જ વધારો કર્યો છે, તે ખર્ચ કરતાં વધુ હોઈ પરિષદે આર્થિકતંત્રને સંગીન પાયા પર મૂકવા ઉઠાવેલા કદમની પ્રતીતિ કરાવે છે. એ દુઃખદ હકીકત છે કે પરિષદને બદનામ કરવા અને જનહિતને અવગણી પક્ષીય હેતુ બર લાવવા રાજ્ય સરકારમાં બેઠેલા કોંગ્રેસપક્ષે વિલંબનીતિ દ્વારા કોર્પોરેશનને અને આર્થિકતંત્રને ગુંગળાવવા નિષ્ફળ પ્રયાસો કરેલા છે.

કોર્પોરેશનની કારોબારીમાં સરકાર તરફથી અન્યાયી દખલગીરી થાય છે. સામાન્ય રીતે કમિશનરની નિમણુક સરકાર ત્રણ વર્ષ માટે કરતી હોય છે પરંતુ જનતા પરિષદના હાથમાં સત્તા આવ્યા પછી સરકારે એક જ વર્ષમાં કમિશનર બદલી નાખ્યા અને દોઢ વર્ષમાં ત્રણ કમિશનર થયા. એકધારા તંત્રસંચાલન માટે આ અગવડરૂપ બને એ બધા સમજી શકે એવું છે.

કોંગ્રેસની વધુમતિ જ્યારે કોર્પોરેશનમાં હતી ત્યારે વિરોધપક્ષના લોકોને નજીવી છૂટછાટ મળતી હતી અને સરમુખત્યારી પદ્ધતિથી મ્યુ. બોર્ડમાં કામકાજ ચાલતું હતું. આજે જનતા પરિષદની વધુમતિ છે ત્યારે બધા જ પક્ષોને પોતાની વાત રજૂ કરવાની સંપૂર્ણ અને પૂરેપૂરી તક આપવામાં આવે છે એટલું જ નહીં પણ વિરોધપક્ષની જે સાચી વાત હોય તેનો સ્વીકાર પણ કરવામાં આવે છે.

આર્થિકતંત્રને ગુંગળાવવા કોર્પોરેશને પસાર કરેલ ઓકટ્રોય શીડ્યુલને કેટલાક મહિનાઓ સુધી બહાલી આપી શકી નહિ અને

છેવટે કેટલાક ફેરફારો કરી બહાલી આપી ત્યારે કોર્પોરેશનને ત્રીસ લાખનું નુકસાન થઈ ચૂકયું હતું.

તે જ પ્રમાણે બસવ્યવહારમાં સબસ્ટેજ કાઢવાની દરખાસ્ત વિલંબમાં નાખી બસવ્યવહારના તંત્રને ગુંગળાવવા ઠીક ઠીક પ્રયાસ કર્યો છે.

આમ છતાં કોંગ્રેસના નેતાઓ ખોટો પ્રચાર કરી રહ્યા છે કે મ્યુનિસિપાલિટીનું આર્થિકતંત્ર દેવાળિયું બની ગયું છે. તેનો છેલ્લો જવાબ હાલમાં જ મળ્યો છે. ૧૯૬૬ના ડિસેમ્બરની ૨૭મી તારીખે મ્યુ. કોર્પોરેશને રૂા. ૧ કરોડ ૨૭ લાખની લોન કાઢી તે થોડી જ મિનિટમાં છલકાઈ ગઈ અને તેમાં ૧ કરોડ ૫૧ લાખ રૂપિયા ભરાઈ ગયા. મ્યુ. કોર્પોરેશનની આર્થિક સદ્ધરતાનો આથી વધુ અસરકારક પુરાવો બીજો કોઈ ન હોઈ શકે.

ટૂંકમાં જનતા પરિષદે જનહિતને લક્ષ્યમાં રાખીને કોર્પોરેશનમાં જનતાનો વહીવટ ચલાવ્યો છે અને તે માટે પરિષદ ગૌરવ લે છે. કોંગ્રેસપક્ષ અને તેના મોવડીઓ અસહ્ય મોંઘવારી, કમરતોડ કરવેરા, બેકારી, તેલ, ચોખાની માનવસર્જિત તંગી વગેરે સામેના જનતાના રોષથી બચવા "કોર્પોરેશનમાં પરિષદનો વહીવટ જુઓ", કહી આંગળી ચીંધે છે. અમે એ જ કહીએ છીએ કે જનતાનો વહીવટ જોવો હોય તો "કોર્પોરેશનનો વહીવટ જુઓ" અને સ્થાપિત હિતોની રખવાળી કરતો જનહિતવિરોધી વહીવટ જોવો હોય તો "રાજ્ય સરકાર અને ભારત સરકારનો વહીવટ જુઓ."

[૧૯૬૭ના ઓગસ્ટની ત્રીજી તારીખે શહીદ સ્મારક અંગે ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી શ્રી. હિતેન્દ્રભાઈ દેસાઈ, પંચાયતમંત્રી શ્રી. ઠાકોરભાઈ દેસાઈ, શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક અને ડૉ. ગણપતરામ પટેલ વચ્ચે ચર્ચા થયા પછી શહીદ સ્મારક સમિતિએ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા હતા.]

ઠરાવ :-૧.

૧૧-વરસ સુધી ગુજરાતની જનતાએ શહીદ સ્મારકની રચના માટે જે તમન્ના સેવી હતી તે માટે તેને ધન્યવાદ ઘટે છે. તા. ૮ ઓગસ્ટ ૧૯૫૬ના રોજ મહાગુજરાતના રાજ્ય માટેની લડતમાં શહીદ થયેલા વીરોનું ભદ્રમાં આવેલ સરદાર સ્મારક ભવનના કંપાઉન્ડની પૂર્વ દિશાએ દિવાલની નજીક ફૂટપાથ પરના શહીદ સ્થાન પાસે શાનદાર સ્મારક રચવું. તેના નીચેના ભાગની લંબાઈ અને પહોળાઈ આશરે ફૂટ અઢીના રહેશે અને ઊંચાઈ આશરે ૧૦ થી ૧૫ ફૂટ સુધીની રહેશે. સ્મારકની ડીઝાઈન નિષ્ણાતી કલાકારો અને શિલ્પકારો પાસે તૈયાર કરાવીને સમિતિ સમક્ષ મંજૂરી માટે મુકવામાં આવશે.

સદરહુ ઠરાવ મુખ્ય મંત્રીશ્રીને મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ :-૨

તા ૮ મી ઓગસ્ટે માણેકચોકથી સવારે ૮-૩૦ વાગે સરઘસ-આકારે શહીદોના સ્થાને પુષ્પાંજલી અર્પણ કરવા કાર્યક્રમ રાખવો એમ ઠરાવવામાં આવે છે અને સાંજે એલીસબ્રીજ પાસે નદીની રેતમાં જાહેરસભા રાખવી, જેમાં સમિતિના સભ્યો પ્રવચન કરશે.

[૧૯૬૭ના સપ્ટેમ્બરની ૨૭ તારીખે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે મહાગુજરાત સેવા ટ્રસ્ટની સ્થાપના કરી હતી, તેનું ટ્રસ્ટડીડ નીચે પ્રમાણે હતું.]

રૂા. ૧૨-૫૦.

નંબર, ૧૪૦૩૯. રૂા. ૧૨-૫૦.

તારીખ : ૨૯ માહે આઠ સને ૧૯૬૭.

લેનાર : ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક વતી. એમ. એમ. દેસાઈ.

ઠેકાણું : અમદાવાદ, ભદ્ર.

અમદાવાદ માણેકચોકના સણુંદી : કુંજબિહારી અંબાલાલ.

સહી : ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક વતી એમ. એમ. દેસાઈ.

અનુક્રમ નંબર : ૧૪૦૮.

સને ૧૯૬૭ની સપ્ટેમ્બરની બીજીતારીખે,

૧૨-૦૦ થી ૧-૦૦ વાગ્યાની વચ્ચે.

ગાંધીનગર સબ રજિસ્ટ્રારની કચેરીએ રજૂ કર્યો.

સ્પેશ્યલ એડહેસીવ
સ્ટેમ્પ રૂા. ૧૫-૦૦.

એક તરફવાલા : શ્રી ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક ઉંમર આશરે વરસ ૭૫, ધંધો સમાજસેવાનો, ઠે. મીશનરોડ, ભદ્ર અમદાવાદ.

બીજી તરફવાલા : (૧) ડૉ. ગણુપતરામ ગો. પટેલ.
(૨) શ્રી. રતિલાલ ખુશાલદાસ પટેલ.
(૩) શ્રી. જશવંત ભોગીલાલ સુતરીયા.
(૪) શ્રી. ડી. વાસુદેવ એન. ત્રિપાઠી.
(૫) શ્રી. ઈન્દુલાલ કે. યાજ્ઞિક.
સર્વે રહેવાસી અમદાવાદના.

ગુજરાતના નવા રાજ્યનું નિમાર્ણુ થયા પછી ગુજરાતના લોકોમાં પ્રચંડ જાગૃતિ આવી છે. તેને કલ્યાણુ રાજ્યમાં પલટાવવા માટે સાચો રાહ બતાવવાની જરુર છે. સમાજના ઉત્થાન અને જીવન-નિર્માણુમાં રોકાયેલા કાર્યકર્તાઓને વિચાર વિનિમયનો મોકો આપવો. તેમના કામમાં આવતી મુશ્કેલીને પરસ્પર સમજી-વિચારી ઉકેલવી તથા તેના કાર્યકર્તાઓને બનતી સહાય કરી તેમના કાર્યને વેગ મળે તેમ કરવાની તથા સમાજનું સર્વ રીતે પરિવર્તન થાય તેવા કાર્ય-કર્તાઓને તૈયાર કરવાની મારી નેમ છે. તેમજ સામાજિક અને આર્થિક દૃષ્ટિથી લોકોમાં કેળવણીનો પ્રચાર થાય તે પણુ જરુરી છે. આ કાર્યો કરવા માટે એક જાહેર ટ્રસ્ટ ઊભું કરવાની મારી ઇચ્છા છે અને તેથી મારી મૂડીમાંથી રૂ. ૧૦૦૦-૦૦ અંકે રૂપિયા એક હજાર પુરા મહાગુજરાતની જાહેર પ્રજાના હિત માટે વપરાય તે માટે રકમ ઉપરથી મારો હક્ક ઉઠાવી લઈ આજરોજ તેનું (સાર્વજનિક) ટ્રસ્ટ કરી તે મિલકત બીજી તરફવાલા કે જેમણે ટ્રસ્ટી થવાની સંમતિ આપેલી છે, તેમને સોંપેલ છે. હવેથી રૂ. ૧૦૦૦-૦૦ ઉપર મારો; મારા વાલી વારસોનો કોઈ હકક હિસ્સો રહ્યો નથી.

સદર મિલકતમાં ટ્રસ્ટનો આ દસ્તાવેજ કરવામાં આવે છે, તેની વિગત નીચે પ્રમાણે છે.

(૧) આ ટ્રસ્ટડીડ તા. ૧-૯-૧૯૬૭ના રોજથી અમલમાં આવશે.

**: રૂ. ૨-૫૦ ના બીજા સ્ટેમ્પ ઉપર લખાણુ :**

(૨) **આ ટ્રસ્ટનું નામ :** શ્રી મહાગુજરાત સેવા ટ્રસ્ટ-રહેશે. કોઈપણુ સંજોગોમાં આ નામ ફેરવી શકાશે નહીં.

**(૩) ટ્રસ્ટની મિલકતો :** રૂા. ૧૦૦૦–૦૦ આ ટ્રસ્ટ જાહેર કરું છું. જે નવી મિલકતોમાં ટ્રસ્ટ તરફથી સંપાદન કરવામાં આવે છે, તે તથા ટ્રસ્ટને દાન મળતી સઘળી રોકડ તથા સ્થાવર જંગમ મિલકત એ તમામ ટ્રસ્ટની મિલકત ગણાશે.

**(૪) ટ્રસ્ટની મિલકત સંપ્રાપ્ત થવા બાબત :** ટ્રસ્ટની મિલકતો જે તે સમયે ચાલુ હોય તે ટ્રસ્ટીઓને સંપ્રાપ્ત(વેસ્ટ) થશે અને તે તમામ મિલકતોની વ્યવસ્થા તથા વહીવટ તે ટ્રસ્ટીઓ આ બંધારણને આધીન રહી કરશે.

**(૫) ટ્રસ્ટના હેતુઓ :** મહાગુજરાતના ગામડાંના ખેડૂત કારીગર, મજૂર, નાના વેપારી વગેરે સરવે ગરીબ રહેવાસીઓની અને ખાસ કરીને તેમાં આદિવાસી અને હરીજનોની ગરીબાઈ માટે તેમજ તેમના શારીરિક માનસિક, નૈતિક અને ઔદ્યોગિક ઉન્નતી, તાલીમ અને વિકાસ માટે સહાય આપવી.

૨. નાના મોટા શહેરોના કામદારો, કારીગરો અને બીજા શ્રમજીવીઓના સરવે પ્રકારની પ્રગતિ અને વિકાસ માટે પ્રબંધ કરવો કે તેમાં સહાય કરવી.

૩. મહાગુજરાતના મધ્યમવર્ગની જનતાની આર્થિક અને સંસ્કારીક અને ઉન્નતિના કાર્યમાં સહાય કરવી.

૪. મહાગુજરાતની સાહિત્ય નાટક રંગભૂમિ કલા વિગેરે સંસ્કારીક તમામ પ્રવૃત્તિમાં સહાય કરવી.

૫. ભારતના બીજા રાજ્યોની સાહિત્ય કલા વિગેરે સંસ્કાર પ્રવૃત્તિનો પરિચય હું ગુજરાતની જનતાને આપવાના કાર્યમાં સહાય કરવી.

૬. ગાંધીજીએ આપેલા સ્વદેશીના મુળ આદર્શોનો હાલના સંજોગોને અનુસરીને પ્રચાર કરવો.

૭. પ્રથમ એકંદરે ઉપરના ઉદ્દેશો પાર પાડવાને માટે મહાગુજરાતની સમસ્ત પ્રજાને સર્વે પ્રકારની ઉન્નતિ, સમૃદ્ધિ અને વિકાસને માટે બનતી પ્રવૃત્તિ કરવી અને તેમાં સહાય કરવી.

**(૬) ટ્રસ્ટીઓની સંખ્યા :** ટ્રસ્ટીઓની સંખ્યા વધુમાં વધુ પંદર અને ઓછામાં ઓછી પાંચની રહેશે.

**(૭) પ્રથમ ટ્રસ્ટીઓ :** નીચેની વ્યક્તિઓ આ ટ્રસ્ટના આજીવન ટ્રસ્ટીઓ રહેશે.

(૧) ડૉ. ગણુપતરામ ગો. પટેલ.

(૨) શ્રી. રતિલાલ ખુશાલદાસ પટેલ.

(૩) શ્રી. જશવંતલાલ ભોગીલાલ સુતરીયા.

(૪) શ્રી. ડૉ. વાસુદેવ એન. ત્રિપાઠી.

(૫) શ્રી. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

ઉપરના પાંચ ટ્રસ્ટીઓ સર્વાનુમતે કે વધુ મતે ઠરાવ કરી વધારાના દશ ટ્રસ્ટીઓ કે તેથી ગમે તેટલી ઓછી સંખ્યામાં ટ્રસ્ટીઓ નીમી શકશે. આવા ટ્રસ્ટીઓની નિમણુક વખતે ટ્રસ્ટીઓનો નિર્ણય સર્વાનુમતે જ હોવો જોઈએ. એવું કોઈ બંધન રહેશે નહીં.

**(૮) ટ્રસ્ટીઓની નિમણુક કરવા બાબત :** આ ટ્રસ્ટના બંધારણ હેઠળ નીમાયેલા બધા ટ્રસ્ટીઓ તેમની હયાતી સુધી ટ્રસ્ટી તરીકે રહેશે.

**(૯) ટ્રસ્ટીઓની જગા ખાલી પડે તે પુરવા બાબત :** કોઈપણ ટ્રસ્ટી તેમના હોદ્દાની મુદત દરમિયાન ગુજરી જાય અગર ચેરીટી કમિશનર અગર ડેપ્યુટી ચેરીટી કમિશનર અમદાવાદની પરવાનગી વગર સતત ૭ માસ સુધી ભારતમાંથી ગેરહાજર રહે અગર નૈતિક દોશવાળા કોઈપણ ફોજદારી ગુન્હો કરવા બદલ સજા પામે અગર રાજીનામુ આપી ટ્રસ્ટી તરીકે છુટા થવા માગે અગર નાદાર થાય અગર ટ્રસ્ટી તરીકે તેમની ફરજો અગર તો સત્તાઓ બજાવી ન શકે અથવા તે માટે અશક્તિમાન થાય અથવા તેમ કરવા ખુશી ન હોય તેવા તમામ સંજોગોમાં તે સિવાયના બાકીના ટ્રસ્ટીઓ એવા ટ્રસ્ટી કે ટ્રસ્ટીઓની જગા ઉપર બીજી કોઈ વ્યક્તિઓની સર્વાનુમતે કે વધુ મતે ઠરાવ કરી નવા ટ્રસ્ટીઓ તરીકે નિમણૂક કરી શકશે. આથી વધુ સ્પષ્ટ કરવામાં આવે છે કે ટ્રસ્ટી કે ટ્રસ્ટીઓની ખાલી પડેલી જગા પર બાકીના ટ્રસ્ટીઓ જો વધુમતે ઠરાવ કરી નવા ટ્રસ્ટીઓની કે ટ્રસ્ટીની નિમણૂક કરશે તે કાયદેસર ગણાશે અને તે અંગેનો કોઈ વાંધો ચાલી શકશે નહીં.

**(૧૦) વહીવટદાર ટ્રસ્ટી :** ટ્રસ્ટીઓ પોતે ઠરાવ કરી પોતાનામાંથી એક જણને વહીવટદાર તરીકે નીમશે અને તેઓ આ બંધારણની રુએ વહીવટદાર ટ્રસ્ટી તરીકેની ફરજો બજાવશે. પ્રથમ વહીવટદાર ટ્રસ્ટી તરીકે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક કામ કરશે. જ્યાં સુધી ટ્રસ્ટીઓ ઠરાવ કરી બીજાની નિમણૂક ના કરે ત્યાં સુધી તે વહીવટદાર તરીકે કામ કરશે.

**(૧૧) ટ્રસ્ટીની મિલકત નવા ટ્રસ્ટીઓમાં સંપાદિત થવા બાબત :** જ્યારે જ્યારે નવા ટ્રસ્ટીઓની નિમણૂક કરવામાં

આવે ત્યારે પહેલાના ટ્રસ્ટીઓમાં જે મિલકત સંપ્રાપ્ત થઈ હોય તે મિલકતો નવા ટ્રસ્ટીઓના નામે ચઢાવી દેવી પડશે.

**(૧૨) નવા ટ્રસ્ટી કે ટ્રસ્ટીઓની સંમતિ:** નિમણૂક કરતાં પહેલાં લેખિત સંમતિ મળેથી તે નવા ટ્રસ્ટીઓ આ બંધારણ મુજબ અસલથી નીમેલા ટ્રસ્ટીઓ જેમ જ વર્તશે.

**(૧૩) ટ્રસ્ટના બંધારણ હેઠળ ટ્રસ્ટીઓને નીચે જણાવેલ અધિકાર છે :**

(૧) મુંબઈ પબ્લિક ટ્રસ્ટ એકટ સને ૧૯૫૦ની કલમ અને નિયમોને આધીન રહી ટ્રસ્ટની સ્થાવર મિલકતો ને તમામ પ્રકારનો વહીવટ જેવો કે ખરીદ, વેચાણ કે બીજા રીતના ટ્રસ્ટીઓ કરી શકશે.

(૨) ટ્રસ્ટીની સ્થાવર મિલકત તથા જંગમ મિલકત જેવી કે શેરો, સીકયુરીટીઓ, પ્રોમીસરી નોટો, લોન, બોન્ડસ વિગેરે તથા બેન્કોના ખાતા વહીવટદાર ટ્રસ્ટી ઉપરાંત બીજા ટ્રસ્ટીઓ પૈકી બે જણાંના નામે રાખવાના છે. અને તે પૈકી ટ્રસ્ટીઓ બે જેમાં એક વહીવટદાર ટ્રસ્ટી હશે તેમણે તેનો વહીવટ કરવાનો છે.

(૩) ટ્રસ્ટીના ઉદ્દેશોને બાધ ન આવે તેમજ આ બંધારણના બીજા નિયમોનું ઉલંઘન ના થાય તેવી રીતે જરુરી વિગતવાર નિયમો ઘડવાની તથા અમલ કરવાના તથા સુધારા કરવાની સત્તા ટ્રસ્ટીઓની રહેશે.

(૪) ટ્રસ્ટીઓ તેમનું કામકાજ સર્વાનુમતે અથવા બહુમતીએ કરશે.

(૫) વહીવટદાર ટ્રસ્ટી દરેક સભાનું પ્રમુખસ્થાન લેશે. જો કોઈપણ સંજોગોમાં વહીવટદાર ટ્રસ્ટી હાજર થઇ શકે તો હાજર

રહેલા ટ્રસ્ટીઓ તેમનામાંથી તે સભા પુરતા પ્રમુખ ચુંટી કાઢશે.

(૬) ટ્રસ્ટીઓની સભામાં કોઈ પણ વખતે સરખા મત પડે તો પ્રમુખને પોતાનો વધારાનો (કાસ્ટીંગ) વોટ આપવાનો રહેશે.

(૭) સંસ્થાના ઉદ્દેશો પાર પાડવા માટે યોગ્ય જણાય તે રીતે ટ્રસ્ટની મિલકતોનો વહીવટ કરવાનો અને ઉપયોગ કરવાનો રહેશે.

(૮) ટ્રસ્ટના કામકાજ માટે નોકર કે નોકરો રાખવાનો નવા તેમને છુટા કરવાનો તથા ટ્રસ્ટીઓને કામ માટે મહેનતાણું આપવાનુ હોય તો ટ્રસ્ટીઓ ઠરાવ કરે તેમ કરી શકશે.

(૯) ટ્રસ્ટીઓની મિટિંગમાં હાજર રહેવા માટે ટ્રસ્ટીઓને આવવા જવા માટે વાજબી મુસાફરીખર્ચ તથા કન્વેશન ખર્ચ ટ્રસ્ટમાંથી આપી શકશે.

(૧૦) ટ્રસ્ટીઓ ટ્રસ્ટના ચોપડા, ઓડીટ કરાવવા માટે ચાર્ટર્ડ-એકાઉન્ટન્ટની નિમણૂક કરશે.

(૧૧) ટ્રસ્ટીનું હિસાબી વરસ પહેલી જાન્યુઆરી તારીખ ૩૧ મી ડિસેમ્બર સુધીનું રહેશે. અને ટ્રસ્ટીઓને યોગ્ય લાગે તો ઠરાવ કરી ફેરફાર કરી શકશે. અને તેવા ફેરફાર અંગે ચેરીટી કમિશનરની મંજૂરી લેવાની રહેશે.

(૧૨) સંસ્થાના નાણાંનું રોકાણ સિડયુલ બેન્કમાં સરકારી જામીનગીરીઓમાં કે બીજા જામીનગીરીઓમાં તે લિમિટેડ કંપનીઓના શેરોમાં કે સ્થાવર મિલકતો પ્રથમ મોરગેજ રાખીને કે સ્થાવર જંગમ મિલકતોમાં પબ્લિક ટ્રસ્ટ કાયદાને આધીન રહીને કરી શકશે.

(૧૩) ટ્રસ્ટની સ્થાવર જંગમ મિલકતની એક નોંધ રાખવામાં આવશે. અને તેમાં દરેક ટ્રસ્ટીએ સહી કરવાની રહેશે.

(૧૪) વહીવટદાર ટ્રસ્ટી નીચે મુજબ કાર્યો કરશે.

(૧) ટ્રસ્ટનું તથા ટ્રસ્ટ તરફથી ચાલતી સંસ્થા કે સંસ્થાઓનો તમામ રોજિંદો વહેવાર વહીવટદાર ટ્રસ્ટી કરશે.

(૨) ટ્રસ્ટીઓની સભા બોલાવશે અને તે સભાના કાર્યવાહીની નોંધ રાખશે.

(૩) ટ્રસ્ટના હીસાબો રાખશે અને ટ્રસ્ટીઓએ નીમેલા ઓડીટરો પાસે ઓડીટ કરાવશે.

(૪) ટ્રસ્ટીઓની સભા ઓછામાં ઓછી દર ત્રણ મહિને એકવાર બોલાવશે અને તે વખતે કામકાજનો અહેવાલ રજૂ કરશે. જરુર પડે ખાસ ખાસ મિટિંગ બોલાવી શકશે.

(૫) રોજબરોજને લગતી સામાન્ય વિગતોનો અગર તાત્કાલીક જરુરિયાતની વિગતોનો નિર્ણય ફક્ત પરીપત્રથી ટ્રસ્ટીઓ તેમની મિટિંગ બોલાવ્યા વગર કરી શકશે, સિવાય કે તે અંગે તમામ ટ્રસ્ટીઓ સંમત હોય. આવા પ્રશ્નોમાં ટ્રસ્ટીઓમાં મતભેદ પડે તો તેનો નિકાલ ત્યાર પછીનાં મિટિંગમાં કરવો.

(૬) વહીવટદાર ટ્રસ્ટીએ.ની સભા ટ્રસ્ટની ઓફિસે અથવા ટ્રસ્ટીઓ નક્કી કરે તો તે રીતે તે જગ્યાએ બોલાવશે. મિટિંગનો સમય વહીવટદાર ટ્રસ્ટી નકકી કરશે.

(૭) હાલમાં પાંચ ટ્રસ્ટીઓ છે. એટલે તેમાંથી ત્રણ હાજર હશે તો કોરમ ગણાશે. સાત સુધી ચારનું અને ત્યારબાદ પાંચનું કોરમ ગણાશે. જો કોરમ ના થાય તો મિટિંગ મુલતવી રહેલી સભા અઠવાડિયા પછી કે ટ્રસ્ટીઓ નકકી કરે તે રીતે અઠવાડિયાની અંદર ગમે તે દિવસે તે જ સ્થળે અને તે જ સમયે મળશે. મુલતવી રહેલી મિટિંગ માટે ફરી નોટિસ આપવાની રહેશે નહીં, તેમજ કોરમની પણ જરુર રહેશે નહિ.

(૮) ટ્રસ્ટીઓની સભાની નોટિસ મિટિંગનો દિવસ બાદ કરતાં ચાર દિવસની આપવાની રહેશે. અને મિટિંગની નોટિસ તેના એજન્ટો સાથે દરેક ટ્રસ્ટીને વ્યક્તિગત રીતે ઓર્ડીનરી પોસ્ટથી મોકલવાની રહેશે.

(૯) પાંચ ટ્રસ્ટીઓ પૈકી ત્રણ ટ્રસ્ટીઓ અને જો પાંચ કરતાં વધારે હોય તો પાંચ ટ્રસ્ટીઓ જો વહીવટદાર ટ્રસ્ટીને લખાણ કરીને તેમાં જણાવેલા કામ માટે ટ્રસ્ટીઓની મિટિંગ બોલાવવા કહે તો વહીવટદાર ટ્રસ્ટીએ તેવું લખાણ મળ્યા પછી તારીખ વીસ દિવસમાં મિટિંગ બોલાવવી પડશે અને જો તેમ કરવામાં ના આવે તો દબાણ કરનાર ટ્રસ્ટીઓ પોતે સભા બોલાવશે અને જો વહીવટદાર ટ્રસ્ટી હાજર રહે તો તે પ્રમુખસ્થાન લેશે. અને જો વહીવટદાર ટ્રસ્ટી હાજર ન રહે તો તે હાજર રહેલા ટ્રસ્ટીઓ પોતે પ્રમુખ ચૂંટી કાઢશે. આવી સભામાં થયેલું કામ કાયદેસર ગણાશે.

(૧૦) ટ્રસ્ટીઓ ઠરાવ કરીને જ્યારે જ્યારે માર્ગદર્શન કે સુચના આપે કે ઠરાવ કરી કોઈ પણ કામ કરવાનું કહે તે મુજબ વહીવટદાર ટ્રસ્ટીએ કામ કરવાનું રહેશે.

(૧૧) ટ્રસ્ટીઓનું વરસ પૂરું થતાં ૭ માસની અંદર ટ્રસ્ટીઓની વાર્ષિક સભા બોલાવવામાં આવશે. આ વાર્ષિક સભામાં ગયા વરસનો અહેવાલ તથા ઓડીટ થયેલ હિસાબો ટ્રસ્ટીઓની મંજૂરી માટે રજૂ કરવાના રહેશે.

**(૧૫) બંધારણના ખર્ચ અંગે:–** આ બંધારણની કલમના ખરચના સંબંધ ટ્રસ્ટીઓમાં કોઈ પણ મતભેદ પડે તો તે બાબત ટ્રસ્ટીઓએ ઠરાવ કરી ચેરીટી કમિશનરને વહીવટદાર ટ્રસ્ટી મારફતે અરજી કરવાની રહેશે અને તે અરજી ઉપર ચેરીટી કમિશનરનો અભિપ્રાય છેવટનો અને આખરી ગણાશે.

**(૧૬) ટ્રસ્ટીઓને રક્ષણ :–** વહીવટદાર ટ્રસ્ટી તથા બીજા ટ્રસ્ટીઓ ટ્રસ્ટના હિત ખાતર શુદ્ધબુદ્ધીથી કામકાજ કરશે. આવું કામકાજ કરતાં ટ્રસ્ટો ટ્રસ્ટને નુકસાન થાય તો વહીવટદાર ટ્રસ્ટી કે બીજા ટ્રસ્ટોએ વ્યક્તિગત રીતે સમુહમાં અંગત જવાબદાર ગણાશે નહીં.

**(૧૭) આ બંધારણમાં ફેરફાર કરવા માટે વહીવટદાર-ટ્રસ્ટી :–**

જો કે ટ્રસ્ટીઓના ઠરાવથી અસાધારણ સભા બોલાવશે અને તેમાં હાજર રહેલા ટ્રસ્ટીઓને સર્વાનુમતે ૩–૪ બહુમતીથી ઠરાવ કરી બંધારણમાં ફેરફાર કરી શકાશે.

(૧૮) તા. ૨૭ મે ૧૯૬૭ ના રોજ અનુક્રમ નંબર ૭૦૦ થી ગાંધીનગર સબ રજિસ્ટ્રારની કચેરીમાં મહાગુજરાત સેવા ટ્રસ્ટનો દસ્તાવેજ કરાવ્યો હતો પરંતુ સદરહુ રજિસ્ટર થયેલા દસ્તાવેજમાં ટાઈપની ભૂલો રહી જવા પામી છે અને લખાણમાં ખામી રહી ગયેલી તેથી તે રદ કરું છું અને તેને બદલે આ દસ્તાવેજ નવેસરથી રજિસ્ટર કરાવું છું. આ દસ્તાવેજ રજીસ્ટર કરાવાથી ઉપર જણાવેલ પ્રમાણે રજિસ્ટર થયેલા દસ્તાવેજનું અસ્તિત્વ રહેતું નથી અને તે રદ કરવા માટે તથા એક નવો દસ્તાવેજ રજીસ્ટર કરાવવા માટે ટ્રસ્ટીઓએ પણ સંમતિ આપેલી છે. આ ટ્રસ્ટનો દસ્તાવેજ મેં મારી રાજીખુશીથી તેમજ અકકલ હૂંશિયારીથી તથા મગજના સાવધાનપણામાં કર્યો છે અને તે બન્ને તરફવાળાઓ તેમના વાલી–વારસો, વહીવટદારો, વકીલો એટર્નીઓ વગેરેને કબુલ મંજૂર અને બંધનકર્તા અને તેવી કબૂલાત માટે બન્ને તરફવાળાઓએ આજરોજ દસ્તાવેજમાં સહીઓ કરી છે.

સંવત ૨૦૨૩ ના શ્રાવણ વદ ૧૩ ને વાર તારીખ ૨ માહે સપ્ટેમ્બર સને ૧૯૬૭.

[૧૯૬૮ ના ડિસેમ્બરની ૨૨મી તારીખે સુરત મહાનગર પાલિકાના ઉપક્રમે સરદાર વલ્લભભાઈ પટેલના જિવન અને કાર્ય વિષે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનું પ્રવચન આપ્યું હતું.]

સરદાર વલ્લભભાઈએ ગાંધીજીની પ્રેરણાથી રાજકારણમાં ઝૂકાવ્યું, ત્યારપછી થોડા વખતમાં જ મારે તેમનો પરિચય થયો. સન ૧૯૧૭માં રાજકીય સુધારા વિષે ગાંધીજીએ એક ટૂંકી અરજી ઘડીને તેના ઉપર હજારો લોકોની સહી લેવાનો અને તે હિન્દી વજીર મોન્ટેગ્યુ દેશમાં આવવાના હતા તેમને સુપ્રત કરવાનો આદેશ સર્વ કાર્યકર્તાઓને આપ્યો હતો. તે વખતે તેમના મુંબઈના અનુયાયીઓ હોમરુલ લીગ તરફથી અને અમદાવાદના કાર્યકરો ગુજરાત સભા તરફથી સહીઓ લેતા હતા. આ બન્ને જૂથની વચ્ચે મીઠી હરીફાઈ ચાલતી હતી. હું મુંબઈના હોમરુલ લીગનો અને સરદાર અમદાવાદની ગુજરાત સભાના પ્રચારક હતા. તેથી મારે વિષે પણ સરદારના દિલમાં સહેજસાજ જુદાઈની લાગણી ખરી.

## રાજકારણમાં મંગલાચરણ

આ સંજોગોમાં બોરસદની સભામાં અમારે સાથે જ જવાનું નક્કી થયેલું હોવાથી હું નડિયાદ સ્ટેશનેથી સરદારના બીજાવર્ગના ડબ્બામાં ચઢી ગયો. મેં તો ધોતિયું, ખાખી હાફકોટ અને કાશ્મીરી ભરતની ટોપી પહેરેલી, ત્યારે વલ્લભભાઈ તો પાટલૂન, કોલર, ટાઈ અને હેટના વિલાયતી પોષાકમાં સજ્જ થયેલા હતા. મને પહેલી વાર જોઈને જરા હસીને ઊંચી આંખ કરીને પૂછ્યું: 'તમે જ ઈન્દુલાલ કે?' મેં હા પાડી અને અમે વાતોએ વળગ્યાં. ત્યારથી તે તેમના અંતકાળ સુધી અમારી બિરાદરી કાયમ રહી હતી.

તે સાલની આખરે, ગાંધીજી પહેલી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ તરીકે ગોધરા પધાર્યા ત્યારે વલ્લભભાઈ સાદા દેશી પોષાકમાં અમારી સાથે કામ કરતા થઈ ગયા. ગાંધીજીના શ્રદ્ધાળુ અનુયાયી બનીને પરિષદના મૂક પ્રેક્ષક જ રહ્યા. જ્યારે પરિષદનું કામ કાયમ ચલાવવા માટે કમિટીની રચના થઈ, તેમાં મંત્રી તરીકે અગ્રસ્થાને સરદારનું નામ મૂકવામાં આવ્યું અને ગાંધીજીની આગેવાની નીચે કામ કરવાની જવાબદારી તેમણે ઉપાડી લીધી.

## ખેડા સત્યાગ્રહ

સને ૧૯૧૮ના શિયાળામાં ગાંધીજીએ મિલ કામદારોની હડતાલની આગેવાની લીધી ત્યારે સરદાર તેમની પડખે રહેતા, પણ જ્યારે ખેડા જિલ્લામાં વધારે પડતી સરકારી આનાવારી વિષે ફરિયાદ કરવા શ્રી. નરહરિભાઈ અને શ્રી. મોહનભાઈ પંડ્યા સરદારને મળવા આવ્યા ત્યારથી તેમનું ઘર નવી પ્રવૃત્તિનું મુખ્યધામ બની ગયું. શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ ખેડા જિલ્લામાં તપાસ કરીને પોતાનો અહેવાલ આપવા સરદારને ઘેર આવ્યા, ત્યારે ગાંધીજી પણ ખાસ અમારી વિનંતિથી હાજર રહ્યા. તે વખતે બધું સાંભળીને ગાંધીજીએ નડિયાદ જઈ ખેડા જિલ્લામાં સત્યાગ્રહની તૈયારી કરવાનો નિશ્ચય જાહેર કર્યો. વળી જેમને સાથ આપવો હોય તેમને સાથે જવાનો આદેશ આપ્યો. આ લડત દરમ્યાન સરદાર ગાંધીજી સાથે નડિયાદના કાર્યાલયમાં રહેતા, ફરતા અને સર્વને માર્ગદર્શન આપતા. ધીમે ધીમે તાપ વધતો ગયો અને રસ્તા બહુ જ રેતાળ હતા, છતાં ઘણીયે વાર સરદાર કોઈ સેવકની સાથે ગામડાનો કઠણ માર્ગ કાપતા અને લડતને આગળ ધપાવતા.

આ લડતની પૂર્ણાહુતિ થઈ ત્યારે યોજાયેલા સમારંભમાં બોલતાં ગાંધીજીએ કહ્યું : 'મેં વલ્લભભાઈને પહેલી વાર (ઘણું કરીને ગુજરાત ક્લબમાં) જોયા, ત્યારે મને થયું કે આ કોણ ઉદ્ધત પુરુષ મારી

સામે ઊભો છે?' ખરેખર ગાંધીજીને સરદારે પહેલી વાર જોયા ત્યારે તે જરા શંકાશીલ હતા. પછી ગુજરાત સભાના કામ અંગે તેમને ગાંધીજીનો નિકટનો પરિચય થયો અને તેમને સાચા ધર્મપુરુષ તેમજ કડક કર્મયોગી તરીકે પારખ્યા, ત્યારે જ સરદારનું દિલ તેમની આગળ ઝૂકી ગયું અને જીવનભર તેમના શ્રદ્ધાળુ અનુયાયી બની રહ્યા.

પછી તરત ગાંધીજીએ અંગ્રેજ સરકારને લડાઇમાં મદદ કરવાને ખેડા જિલ્લામાં સિપાઇઓની ભરતી કરવાનું કામ શરુ કર્યું, તેમાં પણ સરદાર સાથે રહ્યા પણ થોડા વખતમાં ગાંધીજી સખત બિમારીથી પટકાયા તેથી અમદાવાદ આવીને મહિનાઓ સુધી ખાટલાવશ રહ્યા.

## દુષ્કાળ રાહત

સન ૧૯૧૮નું ચોમાસું નિષ્ફળ નીવડયું ત્યારે સરદારની આગેવાની નીચે દુષ્કાળ રાહતના કામમાં મેં ઝંપલાવ્યું. તેમાં દાદાસાહેબ માવળંકર, અંબાલાલ સારાભાઇ અને કસ્તુરભાઇ લાલભાઇ અમારા નિકટના સાથીઓ હતા. લગભગ રોજ અમે બધાયે સરદારને ઘેર મળતા અને અનાજની ખરીદી, વહેંચણી અને વેચાણના સવાલોની ચર્ચા કરતા. કોઇ વખત રાજકીય કે વહીવટી સવાલો પર શેઠિયાઓ સાથે મારે મતભેદ થતો ત્યારે સરદાર મારી પડખે ઊભા રહેતા. તે વખતે હું એમને ઘેર જ રહેતો. તેથી દાહોદના દુષ્કાળ વિષે સુખદેવભાઇનો દર્દભર્યો કાગળ મળતાં મેં તેમને સરદારને ઘેર જ મળવા બોલાવેલા અને બધી વાત સાંભળ્યા પછી તેમની શુભેચ્છા લઇને જ હું દાહોદ જવા ઊપડી ગયેલો.

દુષ્કાળ રાહતનું કામ ચાલતું હતું તેવામાં જ અંગ્રેજ સરકારે ક્રાંતિકારી લડતને દબાવવાને બહાને ભયંકર દમનનો કાયદો દિલ્હીની ધારાસભામાં દાખલ કર્યો, તેથી આખા દેશમાં ભારે ઉત્પાત મચી

ગયો, મુંબઈથી શ્રીમતી સરોજની નાયડુ વગેરે મોટા કાર્યકરો સરદારની સાથે ગાંધીજીના બિછાનાની આસપાસ ભેગા થયા. ગાંધીજીએ તરત જ કાયદો જોઈને તેની સામે સત્યાગ્રહમાં જોડાવા સર્વને આદેશ આપ્યો. પછી વાઈસરોયને કાયદો પાછો ખેંચી લેવા અને નહિ તો સત્યાગ્રહનો મુકાબલો કરવાનો પડકાર ફેંકયો.

## કાળા કાયદા સામે સત્યાગ્રહ

વાઈસરોયે ગાંધીજીને મચક ન આપી એટલે તેઓ તરત જ દેશવ્યાપી સત્યાગ્રહનું આંદોલન જગાવવાને લાંબા પ્રવાસે ઊપડયા. દક્ષિણમાં પ્રવાસ કરતાં ગાંધીજીએ આ કાળા કાયદાની સામે ૬ઠ્ઠી એપ્રિલના દિવસે ઉપવાસ અને પ્રાર્થના કરી પહેલી રાજકીય હડતાળ પાડવાનું એલાન આપ્યું. તરત જ સરદારે અમદાવાદની અને સારાયે ગુજરાતની લડતની આગેવાનીનો દોર હાથમાં લીધો. તેમની આગેવાની નીચે જ અમે અમદાવાદમાં અને બહારગામ કાળા કાયદા સામે જંગી સભાઓ ભરતા. છઠ્ઠી એપ્રિલે કાળા વાવટા ફરકાવ્યા,કાળી પટ્ટીઓ પહેરીને અમે મોટું સરઘસ કાઢયું અને સભા ભરી. હવે તો સરદારની જબાન તીખીતમતમતી બની ગઈ.

થોડા દિવસમાં દિલ્હી જતાં ગાંધીજીની ધરપકડ થઈ, ત્યારે અમદાવાદ શહેરમાં અને ખાસ કરીને ગાંધીવાદી બનેલા કામદારોમાં ભારે ઉલ્કાપાત મચ્યો. તોફાને ચઢેલા લોકોએ હાથમાં લાકડીઓ લઈને હજારોની સંખ્યામાં ભમવા માંડયું. સરદારે બને તેટલી લાકડીઓ કબજે કરી ને લોકોને શાંતિ જાળવવા સલાહ આપી.

અમે સવારમાં આ કામગીરી પતાવીને ઘેર બેઠા હતા ત્યારે જ લાલ દરવાજે બાંધેલો મેટ્રિકની પરીક્ષાનો મંડપ ભડભડ સળગી ઊઠયો. પછી કલેકટરની કચેરી અને મોટી તારની કચેરીમાંથી પણ

જ્વાળાઓ ભભૂકવા લાગી. તરત લોકોનું ટોળું સરદારના ઘરના સામે બેંકમાં ઘૂસતુ હતું ત્યારે તેના પર ચોકીદારોએ ગોળીબાર કર્યા. એક માણસ ઘાયલ થઈને સામે જ પડ્યો. સરકારે બીજા દિવસથી માર્શલ લૉ જાહેર કર્યો, એટલે અમારી બધીયે કામગીરી રુંધાઈ ગઈ.

બે એક દિવસમાં ગાંધીજી છૂટીને પાછા અમદાવાદ આવ્યા, ત્યારે તેમણે સરકારી દમનની તેમજ હિંસાખોરીની સખત ટીકા કરી. તેમણે ત્રણ દિવસના ઉપવાસ જાહેર કર્યા અને શહેરમાં શાંતિની નીતિનો પ્રચાર કરવાનું કામ અમને સોંપ્યું. સરદારની સૂચના મુજબ તે પાર પાડવાને અમે નીકળી પડયા. આ બનાવના અનુસંધાનમાં અમદાવાદ આવતી લશ્કરી ગાડીને રોકવાને નડિયાદના ટોળાએ રેલના પાટા ઉખેડી નાખેલા. તે ઉપરથી કેટલાકની સામે સરકારે કેસ કર્યા. સરદારે તેમને વકીલ તરીકે સખત કામગીરી બજાવીને છોડાવ્યાં.

## અસહકારની લડત

સન ૧૯૨૦માં મુસ્લિમ ભાઈઓની ખિલાફતની લડતના ટેકામાં ગાંધીજીએ અસહકારની નીતિ જાહેર કરી ત્યારે થોડો વખત સરદાર મારી માફક શંકાશીલ રહ્યા, પણ પંજાબના અત્યાચારો વિષે ગાંધીજીનો હૃદયભેદક હેવાલ બહાર પડયો એટલે સરદાર પણ લડતમાં ઝુકાવવાને તૈયાર થયા. સન ૨૦ના ઓગસ્ટમાં ગાંધીજીની સલાહથી રાજકીય પરિષદની બેઠક મળી. તેની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે સરદારે ઘણું જ અર્થગંભીર અને લડાયક ભાષણ કર્યું. પરિષદે ગાંધીજીના પંચવિધ બહિષ્કારનો અને અસહકારની નીતિનો ઠરાવ ગગનભેદી જયનાદો વચ્ચે પસાર કર્યો. ગુજરાતમાં આ ઠરાવ પાર પાડવાની જવાબદારી સરદારને સોંપવામાં આવી.

પછી તો સરદાર ધારાસભાના બહિષ્કારના, ગુજરાત વિદ્યાપીઠની રચનાના અને સરકારી શાળાઓના રાષ્ટ્રીયકરણના બધાયે કામમાં મોખરે રહ્યા. તેમની આસપાસ વેરાગી વકીલોનું અને રાષ્ટ્રીય ભાવનાવાળા દિવાન બલ્લુભાઈ જેવા કેળવણીકારોનું જૂથ જામ્યું. અમદાવાદના મહાજનોએ તન–મન ધનથી પૂરો સહકાર આપવા માંડયો.

સન ૧૯૨૪ના ઐતિહાસિક વર્ષમાં ગુજરાતને ફાળે આવેલા રૂપિયા પંદર લાખ સરદારે તિલક ફંડ માટે ભેગા કર્યા, સંખ્યાબંધ રાષ્ટ્રીય શાળાઓ ગુજરાતમાં સ્થાપી અને કેટલીયે મોટી હાઈસ્કૂલોનું રાષ્ટ્રીયકરણ કર્યું. છેવટે પરદેશી કાપડ બાળવાનો આદેશ ગાંધીજીએ આપ્યો ત્યારે ગુજરાતભરમાં તેની હોળીઓ કરવામાં આવી. વરસની આખરે મહાસભાની બેઠક અમદાવાદમાં મળી ત્યારે તેમણે સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે હાલની વી. એસ. હોસ્પિટલની જગ્યાએ ખાદીનો મંડપ બંધાવીને અને પ્રતિનિધિઓ માટે ખાદીનગર વસાવીને શાનદાર વ્યવસ્થા કરી.

દરમિયાન દુષ્કાળ રાહતની જરુર વિષે અને હરિજનોના આશ્રમની સ્થાપના વિષે સરદાર સાથે મારે ઉગ્ર મતભેદ થયો. ગાંધીજીએ મારી દરખાસ્ત મંજૂર કરી પણ સરદારને તે ન રુચી. મેં દુ:ખી દિલે પ્રાંતિક સમિતિના મંત્રીપદનું રાજીનામું આપ્યું ને તે પસાર થયું ત્યારે સરદાર ગળગળા થઈ ગયા.

## નાફેરવાદી લડત

છતાં સન ૧૯૨૨માં ચૌરીચોરાના હત્યાકાંડને લીધે બારડોલીની લડત બંધ થઈ અને ગાંધીજીને ૬ વર્ષની સજા થઈ, ત્યારે સરદાર મને ઘણા ભાવથી મળતા અને રાજકાજમાં મારો સહકાર લેતા. પછી વિઠ્ઠલભાઈની કમિટીએ ધારાસભાની ચૂંટણી લડવાની ભલામણ કરી, ત્યારે તેની સામે લડવાને સરદાર તૈયાર થયા. સરદારે જૂની બિરાદરી યાદ કરીને મારો સહકાર માગ્યો જે આપવાને

હું તૈયાર થયો. વર્ષની આખરે ગયામાં કોંગ્રેસ મળી ત્યારે નાફેર-વાદી–ગાંધીવાદી પક્ષનો હું સેવક હતો અને રાજાજીની સાથે સરદાર અમારા આગેવાન હતા. કોંગ્રેસમાં અમારા પક્ષનો વિજય થયો. પછી કોંગ્રેસના સત્યાગ્રહ કરવાના ઠરાવનો પ્રચાર કરતાં હું એક વર્ષ માટે જેલમાં ગયો અને ત્યારથી સરદારની સાથે રોજિંદી કામગીરીનો મારો કાળ પૂરો થયો.

સન ૧૯૨૩–૨૪માં ગાંધીજીની સાથે જ દસેક મહિના જેલમાં રહ્યો, તે દરમિયાન નાગપુરનાં સરદારના સત્યાગ્રહમાં સરદારની કામગીરી વિષે તેમજ બોરસદમાં બહારવટીયાઓની લૂંટફાટના નામે સરકારે ચલાવેલા દમનનાં સામે સરદારે આદરેલી વિજયવંત લડત વિષે જાણવામાં આવ્યું હતું. ગાંધીજીએ સરદારની કામગીરીનાં ભારોભાર વખાણ કરેલાં તે સાંભળીને હું બહાર આવ્યો. પછી થોડો વખત તો ગાંધીજી અને સરદારના પરિવારહમાં હું સમાઈ ગયો.

પણ જ્યારે કોંગ્રેસના સભ્યપદને માટે સૂતરનો ફાળો લેવાની દરખાસ્ત ગાંધીજીએ રજૂ કરી ત્યારે પાછો મારો પિત્તો ઊકળી ગયો. પછી ગાંધીજીની રેંટિયા–ખાદીની નીતિના વિરોધમાં જ હું ગુજરાત છોડીને મુંબઈમાં પત્રકાર બની ગયો. ચાર પાંચ વરસના પત્રકારત્વ દરમિયાન હું ગાંધીજીની અને કોંગ્રેસની નીતિરીતિની ઘણી જ ટીકા કરતો. પછી બારડોલીના ખેડૂતોની લડત ચલાવીને સરદારે આખા ભારતમાં ડંકો વગાડ્યો ત્યારે તેમની નેતાગીરી માટે મારા દિલમાં માન વધતું ગયું, છતાં એમની લડતથી નાના ખેડૂતો કે મજૂરોને ગણોતના કે મજૂરીના દરમાં કંઈ ફાયદો ન થયો તે વિષે અસંતોષ જાહેર કર્યો. બારડોલીમાં વિજય મેળવીને તેમણે સરદારનું બિરુદ પ્રાપ્ત કર્યું, ત્યારે મારું દિલ તો આનંદથી નાચી ઊઠયું પણ તેને મેં વાચા આપી નહિ.

## સરદારનો ફરી મેળાપ

પછી સરદાર સાથે મારો સીધો મેળાપ ૧૯૩૦માં થયો. મીઠાની લડત લેતાં ગાંધીજી પકડાઈ ગયા અને આઝાદ મેદાન પર લાઠીઓ વરસી ત્યારે ફિલ્મનો ધંધો છોડી દઈને હું પાછો રાષ્ટ્રીય-લડત તરફ વળ્યો. થોડા જ વખતમાં સરદાર કોંગ્રેસના પ્રમુખ બની મુંબઈ પધાર્યા અને ઘણાં જ ભાવથી હું મળવા ગયો ત્યારે સરદારે મને પહેલાંની જેમ નાનાભાઈની માફક વધાવી લીધો. મેં તેમની સાથે મારા ભાવિ કાર્યક્રમની ચર્ચા કરી ત્યારે મને કોંગ્રેસમાં ઊંચા સ્થાને નીમવાની ઇચ્છા જણાવી.

તે કાળમાં હું તેમની ઘણીયે સભાઓમાં જતો અને તેમની સિંહ-ગર્જના સાંભળતો, એકવાર તેમણે કહ્યું: 'હવે આ દેશમાં આઝાદીની છેલ્લી લડત ચાલી રહી છે. આ સમય ત્યાગ, આત્મભોગનો છે, માટે જેમને ગમે તે રીતે મોટી કમાણી કરવી હોય તેમને આ દેશ છોડી ચાલી જવાની હું નોટિસ આપું છું.' આવા શબ્દો સાંભળીને મારી છાતી ગજ-ગજ ફુલાતી.

થોડા વખતમાં પ્રો. કે. ટી. શાહે મને ભારતની લડતનો પરદેશમાં પ્રચાર કરવાને ઊપડવાની સૂચના કરી. તરત તે મેં સરદારને પહોંચાડી. મારા ખાસ આગ્રહથી સરદાર પ્રોફેસરને મળવા પણ આવ્યા. છેવટે તેમણે આ યોજનાને અંગત રીતે ટેકો આપ્યો. પણ કોંગ્રેસે ચોખ્ખો ઠરાવ કરી પરદેશના પ્રચારની મનાઈ કરેલી તેથી તેમણે આ બાબતમાં કંઈ અધિકારપત્ર આપવાની અશક્તિ બતાવી.

## ૧૯૩૫માં સરદાર જયંતી

સન ૧૯૩૫માં પાંચ વરસ વિલાયતમાં પૂરાં કરીને દેશ પાછો આવતાં મેં તેમને મારા રાષ્ટ્રવાદી વલણથી માહિતગાર કર્યા, ત્યારે

તેમણે બહુ દિલોસોજી ભરેલો જવાબ પાઠવ્યો, તેમાં તેમણે લખ્યું કે, મતભેદો હોય પણ મને હવે ૬૦ થોડા વખતમાં થશે ને ગાંધીજીને ૭૦ થવા આવ્યા તેથી તમારે માટે રાષ્ટ્રના કામના બધાયે માર્ગ ખુલ્યા છે. તે પરથી મને ખબર પડી કે ૩૧મી ઓકટોબર સરદારની જન્મતારીખ છે. મેં અમદાવાદમાં પગ મૂકતાં જ સરદાર-જયંતી ઊજવવાને અપીલ બહાર પાડી દીધી.

સન ૧૯૫૩ની આખરમાં અમદાવાદમાં મારી એક સભામાં બોલતા સરદારે કહ્યું કે ' વિઠ્ઠલભાઈ તો ગયા અને ફૂલચંદ પણ. એ બધાની ખોટ ઈન્દુલાલ પૂરી શકે એમ છે.' આવું સોનેરી પ્રમાણપત્ર મને સરદારે આપ્યું. છતાં કમનસીબે ફરી મારે તેમની સામે મતભેદ ઊભો થયો.

## વિરોધની પરાકાષ્ઠા

સમાજવાદી મિત્રો સાથે મળીને મેં કિસાનસભાની સ્થાપનામાં ભાગ લીધો. પછી આવતી ચૂંટણીમાં કોંગ્રેસનો વિજય થાય તો પણ પ્રધાનપદાના સ્વીકારના વિરોધમાં ચાલતી ઝુંબેશમાં હું સામેલ થયો. મહાસમિતિમાં છેવટે સત્તાનો સ્વીકાર કરવાનો ઠરાવ પસાર થયો ત્યારે અમારી લડત પરાકાષ્ઠાએ પહોંચી, તેથી મારી અને સરદારની વચ્ચે અંતર વધતું ગયું.

સન ૧૯૩૭માં ચૂંટણીઓ થયા પછી મુંબઈ રાજ્યના પહેલા કોંગ્રેસી રાજ્યની રચના થઈ ત્યારે સરદારે નરીમાનને બાજુએ મૂકીને શ્રી. બાલાસાહેબ ખેરને મુખ્યમંત્રી નીમવાની ભલામણ કરી. વળી આથી મારો મિજાજ ફરી ઊકળી ગયો. મહિનાઓ સુધી મેં છાપાં-ઓમાં સરદાર–વિરોધી પ્રચાર ચાલુ રાખ્યો. છેવટે અમારી ફરિયાદ કોંગ્રેસ મંત્રીમંડળ સુધી પહોંચી અને ગાંધીજીની સૂચનાથી સરદારની કામગીરીની તપાસ કરવા શ્રી. બહાદૂરની નિમણૂક થઈ. તેમણે સરદારને નિર્દોષ ઠરાવ્યા એટલે અમારી લડત પૂરી થઈ.

સન ૧૯૪૦માં કિસાનસભાનું કામ કરતા મને દોઢ વરસની સજા થઇ ત્યારે વ્યક્તિગત સત્યાગ્રહમાં સામેલ થયેલા કોંગ્રેસી મિત્રોને જેલમાં મળવાનું થયું. નરીમાનની નીતિરીતિ વિષે મને ત્યાં જે હકીકત મળી તે પરથી મારી ભૂલનો એકરાર કરીને સરદારની માફી માંગવાનું મેં જણાવ્યું. જેલમાંથી છૂટયા પછી સન ૧૯૪૨ના આરંભમાં સરદારને હું મુંબઈમાં મળ્યો ત્યારે ફરી તેમણે મારી હકીકત સાંભળીને મને પોતાના દિલમાં સમાવી લીધો. પછી તેમની સાથે કંઇ ઘર્ષણ થયું નહિ અને છેવટ સુધી તેમની સાથે મારો સંબંધ મીઠો જ રહ્યો.

સન ૧૯૪૨ની લડત અંગે પકડાયા પછી સરદાર ૧૯૪૫ના અરસામાં છૂટયા. ત્યાર પછી વખતોવખત તેમને હું મળતો રહ્યો. એકવાર ખાસ યાદ કરીને તેમણે મને પૂના બોલાવ્યો અને ત્યાં જે વાત થઈ તે ઉપરથી મને ખેડા જિલ્લાની કોંગ્રેસ કમિટીમાં સ્થાન અપાવ્યું.

## દેશી રાજ્યોનું વિલિનિકરણ

સરદારે સેંકડો દેશી રાજ્યોનું ભારત સરકારમાં વિલિનિકરણ સાધીને દેશમાં અને દુનિયામાં સોનેરી યશકલગી મેળવી છે. એ રાજ્યોનાં સેંકડો પીળાં ધાબાં જો દેશમાં ચાલુ રહ્યાં હોત તો આજની વિસંવાદી દુનિયામાં દેશની અંદર કેટલા બધા પરદેશીઓનાં થાણાં જામી જાત અને તેથી રાષ્ટ્રના ઐક્યને કેટલું ભયંકર નુકસાન થાત તે સહેજે કલ્પી શકાતું નથી.

સન ૧૯૩૨ની લડત પછી સરદારને દેશી રાજ્યોનું શૂળ વધારે ને વધારે સાલતું ગયું, બ્રિટિશ સત્તાના ખીલડા ઉપર આ વાછરડા નાચે છે માટે મૂળ ખીલડાને ઉખાડવામાં જ બધી શક્તિ કેન્દ્રિત કરવી જોઇએ. એ તો ગાંધીજીની સાથે સરદાર પણ માનતા હતા અને તેથી ઘણાયે ઉદ્દામ જુવાનીઆઓ રજવાડામાં લડત કર

વાનો આગ્રહ કરતા અને છતાં સન ૧૯૩૯માં લડાઇ ફાટી નીકળી, તે પહેલાં સરદારે દેશી રાજાઓની આપખુદ સત્તા અને નિરંકુશ દુઃશાસનની સામે તીરંદાજી શરુ કરી દીધી હતી. તેમનાં ભાષણો જેમ વધારે ઉગ્ર થતા ગયાં તેમ તેમ રાજાઓએ અને તેમના પક્ષકારોએ સરદારનાં સરઘસો અને સભાઓમાં ધાંધલ મચાવવા માંડ્યું. ભાવનગરમાં સરદારના સરઘસ ઉપર હુમલો થયો અને વડોદરામાં તેમના સભા–મંડપને રજવાડી લોકોએ સળગાવી મૂક્યો. તેમ છતાં સરદાર ગાંધીજીની સલાહ માનીને સક્રીય લડતથી દૂર જ રહ્યા અને પરદેશી શાસનના અંતની રાહ જોતા રહ્યા.

સને ૧૯૪૭માં અંગ્રેજો વિદાય થયા ત્યારે ગૃહખાતાના સત્તાધીશ તરીકે સરદારે રાજાઓને નમાવવાને માટે ઝપાટાબંધ કામગીરી શરુ કરી દીધી. ઘણી આનાકાની કર્યા પછી ઓરિસ્સાનાં રાજ્યો પહેલાં કેન્દ્ર સરકારમાં ભળી ગયા. તે પછી તો સરદારનો રથ વિજય-પતાકા ફરકાવતો સારા દેશમાં ફરી વળ્યો. બધાં રાજ્યો ભળ્યાં પછી એક નિઝામ અણનમ રહ્યો. એટલે તેને લશ્કરની કૂચ કરીને નમાવી દીધો. આમ ભારતનો સારોયે નકશો એક રંગે રંગાઈ ગયો અને રાજતંત્ર અખંડ બન્યું.

આવી રીતે બારડોલીના સરદાર આખા દેશની કિલ્લેબંધીના સાચા સરદાર બની ગયા. સમગ્ર ભારતના એકીકરણની આ ગાથા જુગ જુગ સુધી ગવાશે ને ત્યાં સુધી સરદારનું નામ અમર રહેશે.

૨૯–૧૦–'૬૮, અમદાવાદ.

[તા. ૨૪-૨-૬૯ના રોજ જુદા જુદા પક્ષોના ધારાસભ્યો અને અગ્રણી કાર્યકર્તાઓની એક સભા શ્રી. રતીલાલ ખુશાલદાસ પટેલને ત્યાં મળી હતી, તે સભામાં ગુજરાત ગાંધી જન્મશતાબ્દી મંડળની સ્થાપના કરવા માટે નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.]

ગુજરાતના વિવિધ ક્ષેત્રોમાં કાર્ય કરતા અગ્રણી કાર્યકરોની આજરોજ મળેલી સભા ગુજરાતમાં ગાંધી શતાબ્દી વરસ દરમ્યાન ગાંધી વિચારને વ્યાપકરૂપે જનતા સમક્ષ લઈ જવા તેમજ ગાંધીજીના કાર્યક્રમને અમલી બનાવવા સંગઠિત પ્રયાસ કરવા 'ગુજરાત ગાંધી શતાબ્દી મંડળ'ની રચના કરવાનું ઠરાવે છે અને આ માટે વધુ કાર્યકરોને કો-ઓપ્ટ કરવાની સત્તાથી નીચેની સમિતિ નીમે છે.

(૧) શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક — કન્વિનર
(૨) શ્રી. વસંત પરીખ — ધારાસભ્ય
(૩) શ્રી. યુવરાજ મનોહરસિંહજી — ,, ,,
(૪) શ્રી. રતિલાલ ખુશાલદાસ પટેલ — ,, ,,
(૫) શ્રી. ડૉ. સોમાભાઈ દેસાઈ — ,, ,,
(૬) શ્રી. ચીમનભાઈ શુક્લ — ,, ,,
(૭) શ્રી. સનતભાઈ મહેતા — ,, ,,
(૮) શ્રી. કસ્તુરચંદ દોસી — ,, ,,
(૯) શ્રી. ચાનુભાઈ પટેલ — ,, ,,
(૧૦) શ્રી. મનુભાઈ હ. પાલખીવાળા — ,, ,,
(૧૧) શ્રી. નરભેશંકર પાણેરી — ,, ,, (માજી ધારાસભ્ય)

(૧૨) શ્રી. અમૃતભાઈ મોદી　　　તંત્રી 'ભૂમિપુત્ર'

(૧૩) શ્રી. કાંતિલાલ શાહ　　　,, ,,

(૧૪) શ્રી હરવિલાસબહેન શાહ　　　,, ,,

(૧૫) શ્રી. પુરુષોત્તમભાઈ માવળંકર　　　,, ,,

(૧૬) શ્રી. પ્રબોધભાઈ ચોકસી　　　તંત્રી નિરીક્ષક

આ અંગે કાર્યક્રમની રુપરેખા દોરવા માટે નીચેની પેટા-સમિતિ નીમવામાં આવે છે.

(૧) શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક (૨) શ્રી. સનતભાઇ મહેતા (૩) શ્રી. વસંતભાઈ પરીખ (૪) શ્રી. પ્રબોધભાઇ ચોકસી (૫) શ્રી. પુરુષોત્તમભાઈ માવળંકર.

[૩૫]

[તા. ૭-૪-૬૯ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે ગુજરાત ગાંધી-જન્મ શતાબ્દી મંડળનું ઘોષણાપત્ર પ્રગટ કર્યું હતું જે અહીં આપેલ છે.]

આ વરસ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીની જન્મશતાબ્દીનું વરસ છે. રાષ્ટ્રભરમાં એની ઉજવણી અનેકવિધ રીતે થઈ રહી છે. કેન્દ્ર અને રાજ્ય સરકારો; સુધરાઈ અને મ્યુનિસિપલ કોર્પોરેશનો બધાંએ સમિતિઓ રચી છે.

પણ પ્રશ્ન તો એ છે કે સાચી ઉજવણી કેવી હોય?

ગાંધીજીનાં પુસ્તકોનું, ચિત્રોનું, ફોટાઓનું પ્રકાશન, પ્રદર્શન કે વ્યાખ્યાનમાળા વગેરે તો એમના બાહ્ય સ્વરૂપોવાળા કાર્યક્રમો છે.

## શતાબ્દીની સાચી ઉજવણી

સાચી ઉજવણી તો ગાંધીજીની કાર્યપદ્ધતિ, એમની અહિંસા, એમની સમાજના છેલ્લા માણસના ભલા માટેની ઝંખના, એમની શિક્ષણને પલટાવવાની તાલાવેલી, મૂડીવાદને ટ્રસ્ટીશીપમાં પલટાવવા છેલ્લે એમણે રજૂ કરેલી ક્રાન્તિકારી યોજના. આ બધા પાયાના વિચારોને આજની આપણી બળબળતી સમસ્યાઓના ઉકેલ માટે કસોટીએ ચડાવવામાં આવેલ છે.

મૃત્યુ પહેલાંના એમના છેલ્લા મહિનાઓમાં એમણે સ્વતંત્ર ભારતની અનેક મૂળભૂત સમસ્યાઓ માટે જે મનોમંથન અનુભવ્યું હતું, જે વિચારો કર્યા હતા એ ભારે ક્રાન્તિકારી હતા. ભારતમાં અને ભારત બહારના જગત સામે એમના અગાઉના વિચારો જેટલા પહોંચ્યા એટલા આ વિચારો નથી પહોંચ્યા. એ કરુણતાને મિટાવી એમના એ સમર્થ વિચાર ગુજરાતની નવી પેઢી સુધી પહોંચાડવા એ આ વરસનું અગત્યનું કાર્ય છે.

**આજની, ૧૯૪૨ અને ૧૯૪૭ના અરસામાં જન્મેલી નવી પેઢી સામે ગાંધીજીના ક્રાન્તિકારી વિચારો પહોંચાડી એ માર્ગે આગળ વધવું એ આ જન્મશતાબ્દી વરસનું પ્રથમ કર્તવ્ય છે. એટલું જ નહિ પણ આ વિચારોને અનુરુપ ગુજરાતના કિસાન, વિદ્યાર્થી, હરિજન, આદિવાસી અને મજૂરોની સમસ્યાઓના ઉકેલ તરફ દોરી જતા કાર્યક્રમને દૃઢપણે અમલમાં મુકવો એ જ સાચી ઉજવણી હોઇ શકે.**

આ માટે ગુજરાત ગાંધી જન્મશતાબ્દી મંડળે નીચેનું ઘોષણાપત્ર ઘડી કાઢ્યું છે અને તેમાંથી ફલિત થતા કાર્યક્રમો અપનાવી એને અમલી બનાવવા પોતપોતાના ક્ષેત્રે સબળ પ્રયાસો કરવા ગુજરાતના કિસાન, મજૂર, વિદ્યાર્થી, હરિજન, આદિવાસી અને જનતા સમસ્તને મંડળ હૃદયપૂર્વક અપીલ કરે છે.

## કિસાનો માટે

દેશમાં હરિયાળી ક્રાન્તિની વાતો શરુ થઇ છે.

ગુજરાતના લોકો અનાજની જબરદસ્ત ખાધ અનુભવે છે અને છતાંયે ગાંધીના ગુજરાતમાં ખેતીમાંના નાના ખેડૂત કે ખેત-મજૂર જેમાંના મોટાભાગના હરિજનો કે આદિવાસી છે એને પોતાનું ગુજરાન રોજ ૦-૫૫ પૈસામાં જ કરતું પડે છે.

(૧) ગુજરાતમાં ૪૭% ખેડૂતો એકથી પાંચ એકર જમીન ધરાવે છે. આટલા વરસમાં (૬૬-૬૭ સુધી) ગુજરાતમાં સહકારી મંડળીઓ મારફત ૮૬૧ કરોડ રૂપિયાનું જ ધિરાણ થયું છે. બિયાંરણ, ખાતર, એન્જિન, પંપ, કૂવા વિગેરે માટે કરોડો રૂપિયાની સબસીડી અપાઇ છે પણ એ બધી સહાય મોટા ખેડૂતો જ લઇ ગયા છે.

આમ જ ચાલ્યું તો શહેરો જેટલી જ ગરીબ–અમીર વચ્ચેની જંગી ખાઈ ગુજરાતનાં ગામડાઓમાં પણ ઊભી થઈ જશે.

જ્યાં સુધી ૪૭% ખેડૂતોને આ સહાયનો પૂરો લાભ ન મળે ત્યાં સુધી તેનો શું અર્થ ?

ગુજરાતમાં સહકારી મંડળીઓની કુલ સહાયમાંથી માત્ર ૩૫% પાંચ એકર સુધીનાને મળી છે. મદ્રાસમાં એ પ્રમાણ ૮૭%નું છે.

**એટલે આ વરસમાં તમામ પગલાં લેવાવાં જોઈએ કે ખેતીની આવી બધા પ્રકારની સહાયમાં પાંચ એકર સુધીનાને અગ્રિમતા મળે. એ માટે સહાયના બધા નિયમોમાં સુધારો થવો જોઇએ.**

(૨) બીજું ગુજરાતમાં ગણોતધારો અને જમીનની ટોચ-મર્યાદાનો કાયદો ઘડાયો હતો. જમીનની પુનઃન્યાયી વહેંચણી કરવી એ એનો ઉદ્દેશ હતો. પણ ગણોતધારામાં ગણોતીયાઓની જમીનો ઝૂંટવાઈ છે, એ જગજાહેર છે.

સીલિંગ કાયદાની વાતો પણ પોથીમાં જ રહી છે. ૧–૪–૬૮ સુધીમાં આ કાયદા નીચે માત્ર ૮૩૫૦ એકર જમીન રાજ્ય મેળવી શક્યું છે. આમાંથી ખેડા, ડાંગ, કચ્છ–ભૂજ એ ત્રણ જિલ્લાને તો એક પણ નથી મળી. તે કરતાં તો ભૂદાન આંદોલનમાં લોકોએ સ્વેચ્છાએ આપેલી જમીન ફરી વહેંચાઈ તેનો આંકડો પચાસેક હજારે પહોંચ્યો છે.[1] સીલિંગનો કાયદો અસરકારક નિવડયો નથી. તેનું મુખ્ય કારણ એ છે કે સરકારે 'માથાદીઠ સીલિંગ' બાંધવાનું સ્વીકાર્યું નથી. આજના સીલિંગ કાયદાથી ને તેનો જે રીતે અમલ થયો છે, તેમાંથી તો ઉલટું ખાતાઓનું વિભાગીકરણ થયું છે ને ભૂમિહીનો માટે જમીન નામની પણ મળી નથી.

---

૧. ગુજરાતમાં કુલ ૫૦૯૨૪ એકર જમીન ૧૦૨૭૦ પરિવારમાં વહેંચાઇ છે એમાંની ૩૬૫૭૦ એકર લોકોએ આપેલી ને ૧૪૪૧૪ એકર સરકારે આપેલી છે.

**ગાંધીજીએ તો જમીનદારોને કહ્યું હતું કે :—**

**"મારે તમને ચેતવવા જોઇએ કે તમારા દિવસો ભરાઇ ચૂકયા છે એમ જાણજો. કિસાનોના સ્વામી અને પ્રભુ તરીકે આજ સુધી તમે અમલ ભોગવ્યો. હવે તમારું વર્ચસ રહેવાનું નથી."**

આવું હોય તો ગાંધી જન્મશતાબ્દીના વરસમાં સીલિંગ અને ગણોતધારાનો આવો અમલ કેમ ચલાવી-લેવાય-ખાસ તો જ્યારે હજારો ખેત-મજૂરો મજૂરી માટે ભટકી રહ્યા છે?

**સીલિંગનો કાયદો આવ્યો ત્યારે ગુજરાત સરકારનો અંદાજ બે લાખ એકર મેળવવાનો હતો. હવે ૪૦-હજાર મળશે એમ ધારે છે. માટે ઓછામાં ઓછું તો આ ઓકટોબરની બીજી તારીખ સુધીમાં આ ૪૦-હજાર એકર જમીનવિહોણાને વહેંચાઈ જવી જાઈએ.**

ગુજરાતના ૫-એકર જમીન ધરાવતા ૪૭% લઘુ કિસાનો અને ૧૫ થી ૨૦ ટકા ભૂમિહીન કિસાનો જે ગુજરાતની ગ્રામ વસ્તીની મોટી બહુમતી છે, તેમણે સાથે મળીને લઘુ કિસાનોનું એક રાજ્યવ્યાપી સંગઠન કરવુ જોઇએ અને તમામ ગરીબોની મુક્તિ માટેની સેનાના સૈનિક બની કામ કરવું જોઈએ.

૩) બીજ અને પાણીની વ્યવસ્થા સુધારવાને કંઈક પ્રયાસો થાય છે; ત્યારે ખાતરમાં માત્ર રાસાયણિક ખાતરનો પુરવઠો વધારવાને કેન્દ્રની અને રાજ્યની સરકાર અબજો રૂપિયા ખર્ચે છે. પણ એ તો જાણીતું છે કે આ ખાતર ઘણું મોંઘું હોવાથી થોડા જ ખેડૂતોને મળી શકે છે. વળી તેનો પ્રયોગ વધારેમાં વધારે ફળદાયક બનાવવાને સેન્દ્રિય સોનખાતર વાપરવાની જરુર સર્વ સ્વીકારે છે. માણસ ને પશુના મળમાં, ગામડાંનાં ખેતરો, વાડીઓ, ઘર અને

રસ્તાના તમામ કચરા-પૂંજાને સારી રીતે ભેળવીને ઉત્તમ સોન-ખાતર બનાવીને ખેતરે ખેતરમાં વાપરવાનો ગાંધીજીએ આદેશ આપ્યો-છે અને તેનું વિદેશી વૈજ્ઞાનિકોએ સમર્થન કર્યું છે.

છતાં સરકાર આવા ખાતરની પેદાશને ઉત્તેજન આપવાને નજીવી રકમ ખરચે છે ને પાંચ હજારની ઓછી વસ્તીવાળા ગામને જરાયે સહાય કરતી નથી. **તેથી આ શતાબ્દીના વરસમાં ઓછામાં ઓછા રૂપિયા એક કરોડની રકમ બધાં ગામ-ડામાં સોનખાતરની તથા ગોબર ગેસપ્લાન્ટની પ્રવૃત્તિમાં સહાય કરવાને સરકારે મંજૂર કરવી જોઈએ.**

## વિદ્યાર્થીઓ માટે

સમાજના ઘડતરમાં શિક્ષણનું સ્થાન ચાવીરૂપ છે, આજના ભણતરમાં બુદ્ધિની અને કામની તાલીમ વચ્ચે અંતર વધી ગયેલું હોવાથી ચોમેર બેકારી વધતી જ જાય છે

આજે શિક્ષણનું માળખું બદલવાની જરુર છે એમ સહુ કહે છે. પણ ૨૨ વરસથી શિક્ષણમાં કોઈ મૂળભૂત ફરક કરી શકાયો નથી. ગુજરાતનો જુવાન ગ્રેજ્યુએટ થઈને પણ બેકારી ભોગવે છે. શિક્ષણ-સંસ્થાઓ જાણે કે મિલના સાંચા જેવી બની ગઈ છે.

શિક્ષણ સંસ્થાઓ નફાખોરીનાં સાધનો બની છે. રાજ્ય શૂક્ષણ-ખોરી શિક્ષણની બાબતમાં વધી છે તો બીજી બાજુ સર્વસત્તાધીશ રાજ્ય શિક્ષકોને રક્ષણ આપવામાં નિષ્ફળ સાબિત થયું છે. આ માટે આખીયે પદ્ધતિમાં ધરાળથી ફેરફાર કરવાના પગરણ આ વરસે જ મંડાઈ જવા જોઈએ.

શિક્ષણમાં વિદ્યાર્થી, વાલી અને શિક્ષક સિવાય સરકાર કે સંચાલકનું સ્થાન ગૌણ બનવું જોઈએ. પ્રજાના પૈસામાંથી સરકાર શિક્ષણ માટે નાણાં ખર્ચે છે, તે તેની ફરજ છે. તેના બદલામાં શિક્ષણ ઉપર જડબેસલાક અંકુશ બેસાડવાનું કામ સરકારનું નથી.

મેટ્રિક સુધીમાં શિક્ષણ પુસ્તકિયાને બદલે કામ આપી શકે તેવું બની જવું જોઈએ.

**ઓછામાં ઓછું ગુજરાતમાં ૧૯૭૫ સુધીમાં સ્થપાનાર પેટ્રોકેમિકલ, ખાતર, રસાયણ કે બીજા ઉદ્યોગોને માટે જરુરી એવા કુશળ કારીગરો તૈયાર કરવાની સંસ્થાઓ શરુ કરી અગર હાલની સંસ્થાઓમાં પલટો લાવનારી પાકી યોજના ઘડી આ વરસમાં અમલમાં આવી જવી જોઈએ.**

આ ઉપરાંત ગ્રામ વિસ્તારોમાં એન્જિન પંપોનો વધતો જતો ઉપયોગ અને ગ્રામ વીજળીકરણની જરુરિયાતો તથા શહેરી જિવનની નવી સેવા–જરુરતોને પહોંચી વળવા ટૂંકા ગાળાની તાલીમ માટે શાળાઓ અને ઉદ્યોગ તાલીમ શિબિરો વિના વિલંબે શરુ કરવાં જોઈએ.

આ માટે શિક્ષકો, વાલીઓ, વિદ્યાર્થીઓ અને જુવાનોએ સંગઠિત થઈ અવાજ ઉઠાવવો જોઈએ.

## મૂડીવાદનો વિકલ્પ

વિધિની વિચિત્રતા એ છે કે, ગાંધી જન્મશતાબ્દીના વરસમાં જ જ્યાં ગાંધીજીએ મજૂર સંગઠનનો આરંભ કર્યો હતો તેવા અમદાવાદ અને ગુજરાતમાં ડઝનથી વધુ મિલો બંધ પડી છે. ૨૦હજારથી વધુ કામદારો અને એમાં કુટુંબો બેકારીમાં સબડી રહ્યાં છે.

રાજ્યે સવા બે કરોડની લોનનો ઓકિસજન આ મિલોને આપ્યો છતાંયે બચાવી ન શકાઈ. કામદારોના પગાર અને પ્રોવિડંડ ફંડના દોઢ કરોડ ડૂબી ગયા છે. એક જવાળામુખી પર ગુજરાત બેઠું છે.

આ વખતે ગાંધીજીના ટ્રસ્ટીશિપના સિદ્ધાંતનો અમલ એ સૌથી અસરકારક ઉપાય છે.

આજે તો ટ્રસ્ટીશિપની વાત માત્ર મૂડીવાદીઓને બચાવી લેવાના અર્થમાં થઈ રહી છે.

હકીકતમાં તો ગાંધીજીએ અંગ્રેજોને ટ્રસ્ટી બની રહેવા કહેલું પણ રોલટ એકટ અને જલિયાનવાલાના બનાવો પછી છેવટે એમણે અંગ્રેજોને ચાલ્યા જવા કહી દીધું.

રાજાઓને ૧૯૧૬માં બનારસમાં ગાંધીજીએ ટ્રસ્ટી બની રહેવાનું કહ્યું અને છેવટે સ્વરાજ્ય આવતાં રાજાઓનાં માલિકી-હક્કનો ગાંધીજીએ સંમતિ ને ટેકાથી અંત આણ્યો.

ગાંધીજીએ બિરલા પર એમની વિગતો ઘડી મોકલી, જેમાં એમણે છ કલમો સ્પષ્ટ કરી, તેમાં તેમણે જણાવ્યું કે એમની કલ્પનાના રાજમાં મૂડીવાદને સ્થાન નથી. વધુમાં કહ્યું કે મૂડીની માલિકી અને મૂડીના ઉપયોગ માટે કાયદા દ્વારા નિયંત્રણ મૂકવાની વાત પણ ટ્રસ્ટીશિપના વિચારમાંથી બાકાત નથી.[1] 'આ વિચારો ગાંધીજીના હતા.

આ ઉપરથી સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે ગાંધીજી આવા રાષ્ટ્રીયકરણના હિમાયતી હતા.

છતાં આજે એનો અમલ નથી થતો એટલું જ નહિ પણ એના અર્થની પણ વિકૃતિ થઈ રહી છે.

આ વરસે ગુજરાતમાં મૂડીવાદનું કદરૂપું સ્વરૂપ છતું થયું છે. એક બાજુ ૨૦ હજાર કુટુંબો બેકારીમાં રિબાય છે, તો બીજી બાજુ બંધ થયેલ મિલોના માલિકોના એશઆરામ અને મોજમજામાં કોઇ ફેર પડયો નથી.

---

૧. સન ૧૯૪૨માં ગાંધીજીની પ્રેરણાથી અમદાવાદમાં મજૂર-મહાજન સંઘની સ્થાપના થઈ હતી. તેના ઉદ્દેશમાં પગાર, મોંઘવારી-ભથ્થું, બોનસ વિગેરે વિષયોનો ઉલ્લેખ કર્યા પછી છેવટે એમ લખ્યું છે કે "છેલ્લે કાળક્રમે મિલ ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરવું.

**આ વરસમાં આવો કાયદો અખિલ ભારતને ધોરણે થઈ શકે પણ ગુજરાત વિધાનસભા ઠરાવ કરી શકે કે એક કરોડ અને તેથી વધુ રૂપિયાની મૂડી રોકાણવાળા ઉદ્યોગોના માલિકોને એના ટ્રસ્ટી બનાવવા. જરુર પડે કાનૂન સુધીના પગલાં ભરવા જોઈએ.**

મૂડીના ઉપયોગ પર સામાજિક અન્વેષણની પદ્ધતિ દાખલ કરાવવી જોઈએ. ઉદ્યોગો ચલાવતાં સમાજના સ્વાશ્રય કે સગવડને જે દશ્ય-અદશ્ય હાનિ પહોંચતી હોય તેની જવાબદારી ઉદ્યોગોએ સ્વીકારવી જોઈએ.

## સ્વદેશી

**દેશને રાજકીય આઝાદી મળ્યા પછી ગાંધીજીએ તેમના અવસાનના ત્રણ દિવસ પહેલાં લખ્યું હતું: 'કોંગ્રેસે રાજકીય સ્વતંત્રતા, સામાજિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું કામ હજી બાકી છે.' આમાં ગાંધીજીએ અનેક ઠેકાણે જણાવ્યું છે તે મુજબ સામાજિક તેમજ નૈતિક સ્વતંત્રતાના પાયામાં આર્થિક સ્વતંત્રતા સમાયેલા છે અને તેથી એ ઉદ્દેશની સિદ્ધિ માટે ઉપરનો કાર્યક્રમ રજૂ કર્યો છે.**

જ્યારે આપણા સાચા સંપૂર્ણ સ્વરાજ્યની સિદ્ધિ ગાંધી જન્મ-શતાબ્દીના ટાંકણે મૂળભૂત માગણીઓ રજૂ કરીએ છીએ ત્યારે એનો અમલ થાય તે માટે જનતાએ કટિબદ્ધ થઈને રચનાત્મક કામ કરવાનું રહે છે.

રાજકીય આઝાદીની લડત સારુ દેશને તૈયાર કરવાને ગાંધીજીએ પ્રથમ સર્વને આત્મશુધ્ધિ કરવાનો અને નિર્ભય થવાનો આદેશ આપ્યો હતો. પછી શુધ્ધ સ્વદેશી માલ વાપરવાનું અને પરદેશી

માલનો બહિષ્કાર કરવાને પ્રબળ આંદોલન જગાવ્યું હતું. સને ૧૯૪૭માં આઝાદી મળ્યા પછી કુભાગ્યે સરકારની માફક જનતા પણ સ્વદેશી વિષે છેક બેદરકાર બની ગઈ છે.

આ પરિણામે આજે પરદેશી માલ દાણચોરીથી ધૂમ આવે છે અને વેચાય છે.

**દેશના સ્વત્વ; સંસ્કાર અને અર્થકારણને વિઘાતક આ પરદેશીકરણના જુવાળને પાછો હટાવવાને સર્વએ સ્વદેશીનું આંદોલન ફરીથી ઉપાડવું જોઈએ.**

## હરિજનો–આદિવાસીઓ

ગુજરાતના ૪૦લાખ હરિજનો અને આદિવાસીઓ બાવીસ વરસની સ્વતંત્રતા છતાં એ જ અવદશા ભોગવી રહ્યાં છે, એવો દિવસ ભાગ્યે જ જાય છે, જ્યારે વિધાનસભા ચાલુ હોય ત્યારે હરિજનો તરફના ભેદભાવની કથની બહાર ન આવી હોય. ઈન્ડિયન રીસર્ચ સોસાયટી ફોર ધી વેલફેર ઓફ બેકવર્ડ કલાસીસે પંચાયત રાજ્યમાં હરિજનોની સ્થિતિ તપાસવા બે હજાર ગામની ગુજરાતમાં સર્વે કરી જણાવ્યું કે '૯૯.૯ ટકા પંચાયતોમાં હરિજનોને વારિગૃહે પાણી ભરવા દેતા નથી. કૂવા, તળાવે હરિજનો પાણી ન ભરે એવા ઠરાવો પંચાયતોના દફતરે છે!

મદ્રાસમાં હરિજનોના કલ્યાણ પાછળ માથાદીઠ ૧૬.૮૬ રૂપિયા, મૈસુરમાં ૧૦.૪૬; મહારાષ્ટ્રમાં ૧૫.૨૭; પંજાબમાં ૧૧.૪૩ રૂપિયા ખર્ચાય છે, જ્યારે ગુજરાતમાં કેવળ ૯.૫૫ રૂપિયા ખર્ચાય છે અને આદિવાસી પાછળ તો માથાદીઠ માત્ર ૬.૦૦ રૂપિયા જ ખર્ચાય છે.

આ પરિસ્થિતિ તત્કાળ ઉકેલ માગે છે. એનો ઉકેલ દયા, ભીખ કે સવર્ણોની ઉદારતામાંથી નહિ પણ **ગાંધીના પગલે ચાલેલા અમેરિકાના ગાંધી માર્ટિન લ્યુથર કિંગે રસ્તો બતાવ્યો છે,**

**તે પ્રમાણે 'અસ્પૃશ્ય નિવારણ કૂચો' મોટા પાયા પર યોજવી જોઈએ.**

**આ વરસે ઓછામાં ઓછા મહારાષ્ટ્રમાં જેટલા ખર્ચાય છે એટલા પંદર રૂપિયા સુધી આદિવાસી અને હરિજનો પાછળ માથાદીઠ ખર્ચ થવો જોઈએ.**

તો બીજી બાજુ હરિજનો અને આદિવાસીઓએ પોતાના સંગઠનને સંગીન બનાવવું પડશે. હરિજનો ને આદિવાસીઓ, કવિઓ, લેખકો ગાંધીયુગની ગરીબો પ્રત્યેની ભાવનાની તીવ્રતાને ફરી બેઠી કરે.

## સ્વાશ્રયથી રચનાત્મક કામ

જનતાની શકિત જમાવીને જ ગાંધીજી રાજસત્તાને તેમજ રાજનીતિને પલટાવતા હતા. સ્વદેશીના અમલથી તેમજ વિવિધ પ્રકારના રચનાત્મક કાર્યથી પણ જનશકિત, શતાબ્દીના આ વરસમાં ખાસ જમાવવી જોઈશે. તેમાં નશાબંધી, જુગારબંધી વગેરેનો સમાવેશ થઈ જાય છે.

વળી સોનખાતર બનાવી વાપરવાનો ગાંધીજીનો આદેશ સમજુ ખેડૂતો તરત જ અમલમાં મૂકી શકે. તેમને ધૂળમાંથી ધન બનાવવાની રીત બરાબર સમજાવવામાં આવે તો તેઓ પહેલાં કોઈક કોઈક ને પછી ઘણા સાથે મળીને તે અમલમાં મૂકી શકે અને ગામને પાદરે સારુ ખાતર તૈયાર કરીને વધારે અનાજ પેદા કરી શકે. ગાંધીજીએ સાચું જ કહેલું કે કરોડો માણસો આ મહેનત કરશે તો તે ખાધે-પીધે સુખી થશે અને દેશને અન્નમાં સ્વાશ્રયી બનાવશે.

વળી ગામનો બધો કચરો-પૂંજો ભેગો કરીને તેનું ખાતર કરવામાં આવે ત્યારે ગામ કુદરતી રીતે સાફ થાય, રોગચાળો ઓછો થાય, ગામની બધી શેરીઓ અને ભાગોળની સફાઈ પર તેના નવ-

નિર્માણની ઈમારત રચી શકાય. તે સારુ સર્વના સહકારથી શાળા, પુસ્તકાલય, દવાખાનું વગેરે અનેક સંસ્થાઓ સ્થાપીને ગામડાની સિકલ પલટાવી શકાય.

**શતાબ્દીના વરસમાં લોકોના શ્રમદાન મંડળે ૧૦૦ ગામનું નવનિર્માણ કરવાનું ઠરાવ્યું છે તો ગુજરાતમાં ઓછામાં ઓછા એકસો ગામમાં સોનખાતરની અને ગ્રામ-વિકાસની વ્યવસ્થા કરી તેની સાંગોપાંગ પ્રગતિ સાધવી જોઈએ.**

## રાષ્ટ્રીય ઐક્ય

ગાંધીજીએ રાષ્ટ્રીય ઐક્ય સાધીને જ આઝાદી મેળવી હતી. રાષ્ટ્રીય ઐક્યમાં બધી કોમ, જાતિ, રાજ્યો વગેરે વચ્ચે એકદિલી, સંપ અને સહકારનો સમાવેશ થાય છે. આપણી આઝાદી કાયમ રાખવાને માટે દરેક ગામ ને વિસ્તારના વિવિધ વતનીઓ વચ્ચે સતત સુમેળ સાચવવાની આપણી સર્વોપરી ફરજ છે.

કમનસીબે આજે દેશમાં પહેલાં સધાયેલી એક્યની ભાવના ઘસાતી જાય છે, કોમો, જિલ્લાઓ અને રાજ્યો વચ્ચે ઝગડાં ઠામ ઠામ ગંભીર સ્વરુપ લે છે. વળી ગાંધીજીએ બિરદાવેલા હરિજનો પર પણ ક્વચિત ભયંકર સિતમ થાય છે, ત્યારે ભારે દુઃખ થાય છે.

આ બધી બાબતમાં સરકારની ભૂલ થતી હોય તો તે બતાવવી જોઈએ અને સક્રિય કાર્યક્રમ હાથ ધરવાને આગ્રહ કરવો જોઈએ. તે સાથે ગાંધીજીની રીતે ગામડાં અને શહેરી વિસ્તારોમાં દેશના બધાયે અંગો વચ્ચે હાર્દિક સુમેળ સાધીને જ રાષ્ટ્રીય ઐક્ય સબળ બનાવવું જોઈશે અને તે રીતે રાષ્ટ્રીય સંરક્ષણને પણ વધારે પ્રબળ બનાવી શકાશે.

# અહિંસા-શાંતિ

આર્થિક અને સામાજિક સમાનતા અને ઐકયના પાયા પર જ અહિંસક સમાજ સ્થાપી શકાય, તે માટે દેશમાં અવિચ્છિન્ન શાંતિ સ્થપાવી જ જોઈએ.

સત્ય અને અહિંસા એ ગાંધીજીના જીવનમંત્ર હતા. સત્યની સિદ્ધિ માટે અહિંસાનો માર્ગ તેમણે ચિંધ્યો હતો. આજે સામાજિક વિસંવાદને લીધે તો ઘણીવાર અશાંતિ ફેલાય છે. ઉપરાંત આજે તો ગાંધીજીના જ નામે અસહકાર ને સત્યાગ્રહ આચરતા કે હડતાળ પાડતાં જોતજોતામાં તોફાનો ફાટી નીકળે છે. આમ ગાંધીજીના નામે ચોપાસ ઘણી જ અશાંતિ ફેલાતી જાય છે. એ આજની એક દુઃખદ ઘટના છે.

છેલ્લા કાળમાં ગાંધીજીએ કહેલું કે, દેશની જનતાએ બલિદાનની નમ્રતાથી નહિ પણ નબળાઈના કારણે અહિંસા અપનાવી હતી. આજે પણ આ વિષે ચિંતન ભૂમિકા ભજવી અણીશુદ્ધ અહિંસાનો પૈગામ આપી શકે તેવા કોઈ છે નહિ. તેથી બની શકે તેટલે અંશે મનથી પણ ખાસ તો વચન અને કર્મથી જો અહિંસા પાળવાનો રાષ્ટ્રવ્યાપી નિર્ણય ગાંધી જન્મશતાબ્દીના વર્ષમાં કરવો જ જોઈએ. તે માટે જુલમને મિટાવવાને કે ન્યાયને મેળવવાને જે લડત યોગ્ય લાગે તેમાં સામાવાળાની સામે દ્વેષ કે વેરવૃત્તિ ન હોય અને જે કાર્યવાહી ઘડાય તેમાં અહિંસાની લક્ષ્મણરેખા દોરાય તો જ રાષ્ટ્રપિતાની શતાબ્દી સાર્થક થઈ શકે. દેશના સર્વે પક્ષો મળીને આવું અહિંસાવ્રત લે તો સારાયે સમાજની સુરત સહેલાઈથી પલટાવી શકાય.

## શાંતિ સેવાદળ

ઉપર ખાસ કરીને જે રચનાત્મક કાર્યક્રમ રજૂ કર્યો છે, તેનો ચોપાસ અમલ કરવાને માટે સ્વયંસેવક દળ રચવું જોઈએ. આ માટે ગાંધીજીના જ સિદ્ધાંતો મુજબ સ્વદેશી સભા, ગુજરાત તરફથી જે 'શાંતિ સેવાદળ' સ્થાપવાનું ઠરાવ્યું છે, તે બને તેટલા વિસ્તારમાં રચી શકાશે તો જ શાંતિને વરેલા શિસ્તબદ્ધ સ્વયંસેવકોનું જૂથ શતાબ્દી મંડળને મળી રહેશે અને તે ચાલુ વરસ દરમ્યાન કંઈ પણ ગણનાપાત્ર કામયાબી મેળવી શકશે.

ગાંધીજીએ રાજકીય આઝાદી મળ્યા પછી બાકી રહેલી આર્થિક, સામાજિક અને નૈતિક સ્વતંત્રતા મેળવીને સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાનો આદેશ આપ્યો હતો. આ વર્ષ દરમ્યાન આ આદેશની સિદ્ધિની દિશામાં કંઈક નોંધપાત્ર કૃત્ય કરવાની આ મંડળની અભિલાષા છે, અને તેમાં ગુજરાતના સર્વ પ્રજાજનોનો સહકાર માંગે છે.

[૩૬]

[૧૯૬૯માં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે રાજકારણમાં સક્રીય બનવાનો ફરીને નિર્ણય કર્યો તેને અંગે ૧૦ જુલાઈ ૧૯૬૯ના રોજ તેમણે નીચેનું નિવેદન પ્રસિદ્ધ કર્યું.]

રાજકીય પ્રવૃત્તિથી વિમુખ રહેવાનું જે વલણ મેં બે-એક વરસથી અપનાવ્યું હતું તેમાં છેલ્લાં થોડા અઠવાડિયાના ચિંતનથી મેં નવો નિર્ણય લીધો છે. તેનો ખુલાસો કરવાને હું આ નિવેદન કરું છું.

સન ૧૯૬૭માં ત્રીજીવાર હું લોકસભામાં ચૂંટાઈને દિલ્હી ગયો, ત્યારે થોડા વખતમાં મને દેશની પરિસ્થિતિનું દુઃખદ દર્શન થયું. પછી તરત મને સ્ફુર્યું કે આ સ્થિતિમાં ગાંધીજીનું સાહિત્ય મેળવીને વાંચવા મંડી પડયો.

નવા અભ્યાસ અને ચિંતનને પરિણામે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાને સ્વદેશીનો સંગ્રામ ફરીથી હાથ ધરવા વિષે એક પુસ્તિકા પ્રગટ કરી. તેને અંગે ગામડાનું નવનિર્માણ કરવાને માટે મિશ્ર ખાતર, સોનખાતર, તૈયાર કરવાની રચનાત્મક પ્રવૃત્તિ મને માફક આવી- અને તે વિષે પણ એક પુસ્તિકા પ્રગટ કરી.

સ્વદેશી ધર્મનું સર્વોપરી મહત્વ મારા દિલમાં વસ્યું એટલે કેટલાક મિત્રોના સહકારથી મેં સ્વદેશી સભાની સ્થાપના કરી. દરમ્યાન ગઈ સાલથી વિનોબાનું સાહિત્ય પણ વાંચતો ગયો. તે વિષે મારી જિજ્ઞાસા સંતોષવાને હું '૬૮ના જૂન માસમાં આબુ‍ગઢ ઉપર મળેલા સર્વોદય સંમેલનમાં બધા દિવસ હાજર રહ્યો. ત્યાં શ્રી. જયપ્રકાશ નારાયણને મળીને ગાંધીજીની અને વિનોબાની બન્ને શક્તિ

તે રચનાત્મક પ્રવૃત્તિ હાથ ધરવાની મારી ઇચ્છા બતાવી. ત્યારે તેમણે માત્ર ચૂંટણીના કાર્યથી અલગ રહીને મનગમતી રચનાત્મક પ્રવૃત્તિમાં ભાગ લેવાની સલાહ આપી. ગઇ સાલની આખરમાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી મને સૌરાષ્ટ્રની બધી કોલેજોમાં અને તેની નગર સભાઓમાં વ્યાખ્યાનો આપવાની તક મળી. ત્યારે મેં ધીમે ધીમે ગાંધીજીના વિચાર મુજબ સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાને માટે સર્વ પક્ષો અને પ્રજાજનોનો સંયુક્ત મોરચો રચવાની સલાહ આપવા માંડી.

ગાંધીજીની વિશાળ છત્રછાયા નીચે સર્વ ગાંધીવાદીઓ અને સર્વપક્ષના આગેવાનો ભેગા મળીને તેમની જન્મ શતાબ્દીનો કાર્યક્રમ સફળ બનાવે. એ દષ્ટિથી વડોદરામાં જિલ્લા શતાબ્દી મંડળની સ્થાપના કરવામાં આવી.

પછી દિલ્હીમાં સર્વ પક્ષોને ગાંધીજીના વાલીપણાના આદેશના ધોરણસર એકત્ર કરવા વિષે એક અંગ્રેજી પુસ્તિકા મારા વાંચવામાં આવી. તરત અમદાવાદનો વિધાનસભાના મિત્રોને તેની નકલ મેં આપી. એટલે થોડા દિવસમાં લગભગ બધા વિરોધપક્ષોના સભ્યો અને કેટલાક સર્વોદયવાદી મિત્રોએ તા. ૨૯ ફેબ્રુઆરીના રોજ મળીને આખા ગુજરાત રાજ્ય માટે ગાંધી જન્મશતાબ્દી મંડળ સ્થાપવાનું ઠરાવ્યું. તેના ઘોષણાપત્રમાં રાજકીય આંદોલનને તેમજ રચનાત્મક પ્રવૃત્તિને સ્થાન આપ્યું.

પછી કેટલીક ચૂંટણીઓ પતી ગયા પછી મંડળના ઉદ્દેશ અને કાર્યોનો પ્રચાર કરવા માટે જૂનમાં ૧ થી ૮ સુધી શિબિર ચલાવવાનું ઠરાવવામાં આવ્યું. શ્રી. શંકરરાવ દવેએ ૧લી તારીખે શિબિરનું ઉદઘાટન કર્યું. પહેલે જ દિવસે શ્રી. શંકરરાવજીએ કહ્યું કે હાલનું રાજકીય, આર્થિક, શહેરનું તેમજ ગામડાનું સમગ્ર તંત્ર સડી ગયેલું છે, તેનો વિકલ્પ જ વિચારવાનો છે. ત્યારે કોઇએ

સવાલ કર્યો કે સડેલાં તંત્રની સામે તમે કેમ પ્રચાર નથી કરતા? ત્યારે તેમણે કહ્યું કે જેને તે કામ ગમે તે કરે પણ મારું કામ તો નવી રચના કરવાનું છે.

આ શિબિરના સપ્તાહ દરમ્યાન મારો ભાવિ માર્ગ નક્કી કરવા હું તલપી રહ્યો. ફરી ફરીને શ્રી. શંકરરાવજીની સૂચના મુજબ એકેએક ગામડામાં જઈ સ્વદેશીનો પ્રચાર કરવાની યોજના કરતો ગયો પણ તે માટે જોઈતી હવા દિલમાં જામી નહિ.

છેવટે એક સર્વોપરી સવાલ મારી આગળ ખડો થયો. ગામડા કે શહેરનું જે ચિત્ર મારી આંખે દેખાય છે, તે જનાતાના મનને જાગૃત કરવાને માટે કેમ રજૂ ન કરવું? ગાંધીવાદી સર્વપ્રવૃત્તિને વેગ આપવાને જૂની વ્યવસ્થા ઉપર પ્રહાર કર્યા વગર કેમ ચાલે?

ગાંધીજીના ખંડન અને મનના બેવડા કાર્યનો મારો ખ્યાલ ફરી પાછો તાજો થયો. ગાંધીજીએ જીવનભર સર્વે પ્રકારના અન્યાય સિતમ અને વિષમતાની સામે હંમેશા લડત ચલાવી. તેની સાથે સાથે જ શિક્ષણનું, સફાઈનું, ખાદીનું અને ગ્રામોદ્યોગનું રચનાત્મક કાર્ય પણ નહોતું કર્યું?

તા. ૨-જી ઓકટોબરના દિવસને થોડા જ મહિના રહ્યાં છે ત્યારે મારો માર્ગ નિશ્ચિત કરવાની તાલાવેલી પરાકાષ્ઠાએ પહોંચી. છેલ્લે તો દરેક માણસે પોતાના ઉપદેશ મુજબ સ્વધર્મ પાળવાનો છે. મેં જીવનના પ્રભાતે સારામાં સારા વરસ રાજકીય આંદોલનમાં ગાળ્યા છે. સન ૧૯૫૬થી મહાગુજરાતની લડત સાથે અને કામદારોના સંગ્રામ સાથે હું સંકળાયેલો છું. તો હવે ગાંધીજીના રચનાત્મક કામને અપનાવીને પણ લોકલડત જ મારો શ્વાસપ્રાણ રહ્યો છે. તેને મારા આદી ગુરુ ગાંધીજીની જન્મ શતાબ્દીને પ્રસંગે કેમ છોડી શકાય?

આવા વિચાર કરતા મને દિવા જેવું દેખાય છે કે ગામડાંમાં કે શહેરમાં રચનાત્મક પ્રવૃત્તિ જરુર કરીશ પણ તેની સાથે સાથે જરુર પડશે તેમ અંતરના અવાજને માન આપીને લોકલડતોમાં પણ પહેલાની માફક ઝુકાવીશ અને બને તેટલા પક્ષોના અને નિષ્પક્ષોના સાથીઓનો સહકાર મેળવીશ.

તાજેતરમાં મુંબઈ ગયો ત્યારે ખાસ કરીને ગુજરાતમાં જે રાજકીય શુન્ય અથવા અંધકાર પ્રસરેલો છે, તે મારી આંખે ચડયો. પ્રભાવશાળી રાજકીય પ્રવૃત્તિના અભાવથી જ્યારે અંધકાર ફેલાય છે ત્યારે જ વ્યકિતવાદ, અરાજકતા, ભ્રષ્ટાચાર, અનીતિ વગેરે ફુલેફાલે છે અને દેશના સ્વત્વને હરી લે છે.

આવી પરિસ્થિતિને માટે દરેક પોતપોતાની જવાબદારીનો વિચાર કરે. પણ હું મારી આર્થિક જવાબદારી સ્વીકારવાને તૈયાર છું. એ જવાબદારી ગુનાહિત છે અને ગાંધી જન્મશતાબ્દીના વરસમાં તેનું પ્રાયશ્ચિત કરવાને હવે હું તૈયાર થાઉં છું.

આવે વખતે ગુજરાત સરકારની કેટલીક કામગીરીએ મારા માનસને જાગૃત કર્યું. ખાંડના ભાવમાં વધારો, તેલના આસમાની ભાવ, પાઠયપુસ્તકોમાં અરાજકતા, આદિવાસી વિસ્તારોમાં વધતો અસંતોષ વગેરે નાની મોટી વાતો આંખે ચડે છે અને હૈયું બાળે છે. દરેક માટે કંઈક ખાસ ન થાય પણ સરકારની સામેનું પાસુ વધુ ભારે થતું જાય છે.

આવે વખતે ગાંધીવાદના નવાજૂના પાઠ ભણી ફરીથી હું રાજકીય ને રચનાત્મક કાર્ય સાધવાને મારું શેષ જીવન ગાળીને હું કૃતકૃત્ય થવા ચાહુ છું.

— ઈન્દુલાલ યાજ્ઞિક

[તા. ૧૮ જુલાઈ ૧૯૬૯ના રોજ વિવિધપક્ષોના પ્રતિનિધિઓની સભા મળી હતી. તેમાં સંયુક્ત સંઘર્ષ સમિતિની સ્થાપના કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. એ સભાનો અહેવાલ અહીં આપીએ છીએ.]

અનેક વિરોધપક્ષના પ્રતિનિધિઓની પહેલી અને આઠમી જુલાઈએ મુલતવી રહેલી સભા ગઈ કાલે તા. ૧૭–૭–૬૯ ને ગુરુવારના રોજ મળી હતી. તેમાં સર્વ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક (જ. પ.) દિનકર મહેતા (માર્કસીસ્ટ સામ્યવાદીપક્ષ), મનુભાઈ હ. પાલખીવાળા (સંયુક્ત સમાજવાદીપક્ષ) નરસિંહ મકવાણા (પ્રજા સમાજવાદી પક્ષ) નારણભાઈ સોલંકી (રિપબ્લિકન પક્ષ), ગોરધનભાઈ પટેલ (ભારતીય સામ્યવાદી પક્ષ) ડૉ. અશોક મહેતા (સંયુક્ત સમાજવાદી પક્ષ) સોમચંદ જે. મકવાણા (રિપબ્લિકન પક્ષ) ચંદ્રકાન્ત ભટ્ટ (સોસ્યાલીસ્ટ વર્કસ પાર્ટી), મહેન્દ્ર કુમાર દવે (સોસ્યાલીસ્ટ પાર્ટી), કામેન્દુ આચાર્ય (સંયુક્ત સમાજવાદી પક્ષ), અને લાલભાઈ કુંદીવાલા (અપક્ષ) હાજર રહ્યા હતા.

આ સર્વે ચોક્કસ કાર્યક્રમ પસંદ કરીને તે વિષે આંદોલન ચલાવી શકે તે માટે સર્વને માફક આવે એવું તંત્ર રચવાની લંબાણ ચર્ચા કરી હતી. છેવટે સર્વેએ નીચેનો ઠરાવ સર્વાનુમતિથી પસાર કર્યો હતો :

## ઠરાવ

'હાલની પરિસ્થિતિમાં કેટલાક એવા સવાલો ઉપસ્થિત થયા જેના નિરાકરણ માટે સર્વ ઉદ્દામ ને સમાજવાદીપક્ષો અને વ્યક્તિઓ સાથે મળીને કંઈક નક્કર અને અસરકારક વિચારણા અને આંદોલન કરી શકે. દાખલા તરીકે આજે આદિવાસીઓ અને હરિજનોની દુર્દશા, નાના ખેડૂતો ને ખેતમજૂરોની હાલાકી, શહેરમાં વિદ્યાર્થીઓની અને કામદારોની બેકારી, કાપડ મિલોના વેપાર કમિશનની ભલામણો, રોજ વધતી જતી મોંઘવારી, બેન્કોનું રાષ્ટ્રીયકરણ વગેરે સવાલો હાલ તાકીદના બન્યાં છે. તેથી આ અને એવા બીજા સવાલો વિષે ચર્ચા–વિચારણા કરીને યોગ્ય નીતિ ઘડવાને અને તેના અમલ માટે જરુરી આંદોલન ચલાવવાનો, અમે એકત્ર થયેલા જુદા જુદા પક્ષના અને અપક્ષના કાર્યકરોની આ સભા નિર્ધાર કરે છે અને તે માટે 'સંયુક્ત સંઘર્ષ સમિતિ' યોજવાનો નિર્ણય કરે છે.

આ સમિતિ પસંદ કરેલા વિષયો પર વિચાર કરી લાંબા-ટૂંકા ગાળાનો કાર્યક્રમ ઘડવાનો અને તેનો અમલ કરવાની નીતિ-રીતિ નક્કી કરવાને દરેક પક્ષના નિષ્પક્ષોના એક એક પ્રતિનિધિની પેટા કમિટી નીમવાનું ઠરાવે છે. આ પેટા સમિતિની સભા તા. ૨૫–મી જુલાઈના રોજ સાંજે ૫–૩૦ વગે મળશે.'

[૩૮]

[સંયુક્ત સંઘર્ષ સમિતિ તરફથી તા. ૨૬ મી જુલાઈ ૧૯૬૯ ના રોજ નીચેનું નિવેદન પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.]

થોડા માસથી વડાંપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધી અને માજી નાણાપ્રધાન શ્રી. મોરારજી દેસાઈ વચ્ચે આર્થિક નીતિના કેટલાક સવાલો વિષે ઘર્ષણ ચાલતું હતું. કુદરતી રીતે બંને જૂથ પોતપોતાની તાકાત વધારીને સત્તાની છેવટની સાઠમારી માટે અનુકૂળ ભૂમિકા રચતાં હતાં.

જ્યારે ગુજરાત કોંગ્રેસે લોકસભાની બેઠક માટે શ્રી. એસ. કે. પાટિલને પસંદ કર્યા ત્યારે એમ ખુલ્લું કહેવાયું હતું કે તેમાં તેમનો સાથ મેળવીને પોતાની તાકાત વધારવાની શ્રી. મોરારજીની મકસદ હતી. વળી ચૂંટણી દરમ્યાન શ્રી. પાટિલે અનેકવાર કહેલું કે દિલ્હી જઈને કેટલાકને ખુરશીઓમાંથી ગબડાવવા ધારું છું. વળી પાર્લામેન્ટના વર્તુળોમાં છૂટથી બોલાતું હતું કે શ્રી. પાટિલ ચૂંટાયા પછી શ્રીમતી ઇન્દિરાજીની સામે અવિશ્વાસની દરખાસ્ત લાવશે. અને તેમને પદભ્રષ્ટ કરીને શ્રી. દેસાઈને વડાપ્રધાન બનાવવાને ચોકકસ પ્રયાસ કરશે.

આ બધી માહિતી વડાપ્રધાનને મળતી જ હતી. જેથી તેમણે પણ વળતાં પગલાં વીજળીક ઝડપથી લેવા માંડયા. વરસો ઉપર ભુવનેશ્વરની કોંગ્રેસમાં તેમના પિતા શ્રી. જવાહરલાલના ખાસ આગ્રહથી બેન્કોના રાષ્ટ્રીયકરણનો ઠરાવ પસાર થયેલો, તેનો હવે ત્વરિત અમલ કરવાને બેંગ્લોરના સંમેલનમાં શ્રીમતી ઇન્દિરાજીએ નોંધ રજૂ કરી. તેને ધ્યાનમાં રાખીને અનુકૂળ ઠરાવ પસાર તો થયો પણ

શ્રી. મોરારજીએ બેન્કોના સામાજિકરણનું જૂનું ગાણું ફરીવાર ગાવા માંડયું. તેથી શ્રીમતી ઈન્દિરાજીને ખાતરી થઈ કે શ્રી. દેસાઈ નાણાપ્રધાન હશે ત્યાં સુધી રાષ્ટ્રિયકરણની દિશામાં કંઈ ઝડપી પ્રગતિ થઈ શકશે નહિ.

આ સંજોગોમાં શ્રી. દેસાઈને નાણાંખાતા ઉપરથી હઠાવીને તેનો હવાલો શ્રીમતી ઈન્દિરાજીએ લીધો કે તરત જ સારાયે પ્રધાનમંડળની સર્વાનુમતિથી તેમણે બેન્કોનું રાષ્ટ્રીયકરણ કરવાનો રાષ્ટ્રપતિનો વટહુકમ બહાર પાડીને આખાય દેશને આશ્ચર્યચકિત કરી દીધો. મોટા સ્થપિત હિતો અને થોડા પ્રત્યાઘાતીઓએ એનો વિરોધ કર્યો ત્યારે દેશભરના તમામ પ્રગતિશીલ લોકોએ તેને આનંદોત્સાહથી વધાવી લીધો છે. હવે આ વટહુકમને કાયદાનું રુપ અપાય છે. તેથી આવતા માસથી પૂરો અમલ થઈ શકશે.

હવે દેશના સમગ્ર રાજકારણમાં બેન્કો મૂડી ધીરાણનું સર્વોપરી સ્થાન ધરાવે છે. લોકોની પાસેથી જ કરોડો રુપિયાની થાપણ લઈને આજસુધી બેન્કો મોટા કારખાનેદારો અને વેપારીઓને ભરપૂર રકમો ધીરીને કામદારો અને જનતાનું શોષણ કરવાને વધારે સમૃદ્ધ બનાવે છે. વળી યોજના વપરાશ અનાજ, ખાંડ, તેલ વગેરે અનેક માલ પર સંઘરાખોરોને મોટું ધીરાણ કરીને મોંઘવારી વધારવામાં તેમને મદદ કરે છે, આવી રીતે જામતી આર્થિક અસમાનતા અને જનતાની બેહાલીનું નિવારણ કરવા માટે બેન્કોનું રાષ્ટ્રીયકરણ એક અસરકારક માર્ગ તરીકે સર્વ સ્વીકારે છે અને તેથી તેનો વહેલો અમલ થાય એમ ઈચ્છે છે.

હવે જે કાયદો લોકસભામાં રજૂ થયો છે, તેમાંથી મોટી પરદેશી બેન્કોને બાકાત રાખવામાં આવી છે. તેનો સખત વિરોધ કરવો જોઈએ. આ બેન્કોના માફક જ આર્થિક અસમાનતા અને મોંઘવારી વધારવામાં મદદ કરે છે. ઉપરાંત પરદેશી માલ મોંઘા

ભાવે આયાત કરવામાં અને દેશી માલનો હલકે ભાવે નિકાસ કરવામાં મદદ કરે કરે છે. વળી પરદેશી મૂડીનું સામ્રાજ્ય તે આ દેશમાં વધારે મજબૂત બનાવે છે.

નાની બેન્કોને આ કાયદામાંથી હાલ બાકાત રાખી છે, તે વહીવટી દૃષ્ટિથી સગવડભરેલું હશે પણ હવે તેના વહીવટ પર બારીક નજર રાખવી પડશે. જેથી તેના વહીવટથી જનતાની પરેશાની વધે નહિ. છેવટે આ બેન્કોનું રાષ્ટ્રીયકરણ કરવું જ જોઈએ.

હવે રાષ્ટ્રીયકરણનો કાયદો પસાર થશે તેથી આપમેળે તરત જ તેનો લાભ જનતાને થવાનો નથી. બેન્કોમાં કરોડો રૂપિયાના ધીરાણનું મોટું વિરાટ તંત્ર સમાયેલું છે. આજ સુધી વધુ ધીરાણ પૂરી સલામતી સાચવવાની અને સારામાં સારો નફો કરવાની દૃષ્ટિથી કરવામાં આવ્યું છે. પણ હવે નાના ઉદ્યોગોને, કારીગરોને, ખેડૂતોને, અને ગણોતિયાઓને પણ તેમની નાણાંની જરુરિયાતને અને તે વડે જે વધુ ઉત્પાદન કરી શકે તેને ધ્યાનમાં રાખીને ધીરાણ કરવું જોઈશે. વળી આજે બેન્કોની મોટી રકમો મોટા શાહસોદાગરોને, સટોડીયાઓને અને સંઘરાખોરોને કરવામાં આવે છે. હવે આવા ધીરધાર પર સખત અંકુશ મુકવા પડશે કે જેથી જીવન જરુરિયાતની ચીજો કંઈક સોંઘી થાય અને આર્થિક અસમાનતા ઓછી થાય.

આવી રીતે રાષ્ટ્રીયકરણના નક્કુર લાભ શહેર અને ગામડાંની જનતાને સારી રીતે મળી શકે તે સારું આ કાયદાના મૂળભૂત હેતુની પૂરી સમજ લોકોને આપવાની ખાસ જરુર છે. ખેડૂત અને કામદારોના અનુભવથી સૌ જાણે છે કે લોકો જેટલે અંશે કાયદાથી મળતા હક્ક અને લાભ જાણતા હોય તેટલે જ અંશે તેમને તેનો લાભ મળી શકે છે. તેથી આ કાયદાના અમલથી લોકોને જે લાભ મળી શકે તે બેન્કોના નવા વહીવટદારો ઉપર જે જવાબદારી આવે અને

સંઘરાખોરી ઉપર જે અંકુશ નંખાય તેનો ચોપાસ મુક્ત પ્રચાર કરવાની જરુર રહે છે.

આજકાલ તેલ, ખાંડ, અનાજ વગેરે જરુરી ચીજો સામે ભારે અસંતોષ વ્યાપી રહ્યો છે પણ જે લોકો તેલ કે ખાંડના સંઘરાખોરોના ઉપર તડી પાડે છે, તેમણે તેના ભાગીદાર તરીકે બેન્કોના હાલના વહીવટદારને પણ ગણવા જોઇએ. મોટી કે નાની બેન્કોના અને કવચિત્ ખાનગી શાહુકારોના ભારે ધીરાણને લીધે જ મોંઘવારી ફૂલીફાલી છે અને તેથી હવે સરકાર અને સંઘરાખોરોની સાથે બેન્કોના સંચાલકોને પણ જનતાની હાલાકીને માટે જવાબદાર ગણવા જોઈશે. આ બધાય વહીવટમાં બેન્કો જે સર્વોપરી ભાગ ભજવે છે, તેને ધ્યાનમાં રાખીને આપણે જનમત અને જનશક્તિ કેળવીશું તેટલે અંશે મોંઘવારીને હળવી કરી શકીશું.

આ કાયદો જનહિત માટે ખૂબ જ જરુરી હોવા છતાં તેનો સ્વતંત્ર અને જનસંઘ જેવા રાજકીયપક્ષો, મૂડીવાદીઓ તેમજ કોંગ્રેસમાનાં પ્રત્યાઘાતી બળો વિરોધ કરી રહ્યા છે. આ કાયદો પાર્લામેન્ટમાં પાસ ન થાય તે માટે ખૂબ જ મહેનત કરી રહ્યા છે. આ કાયદો પસાર થાય તો તેના અમલને નિષ્ફળ બનાવવા, આ સહુ કટિબદ્ધ થયા છે. આ પ્રત્યાઘાતી બળો સામે અવાજ ઉઠાવવાની અને જનમત કેળવવાની ખૂબ જ જરુર છે.

આ બધું ધ્યાનમાં લઈને ઓગસ્ટની આઠમીથી ૧૫મીના સ્વાતંત્ર્ય દિન સુધીના સપ્તાહ દરમ્યાન આ કાયદાની કલમોનો સાર સમજાવવા તથા તેનો જનહિતમાં અમલ કરવાનું દબાણ લાવવાની ઝુંબેશ ચલાવવા તથા વધતી મોંઘવારી સામે આંદોલન કરવા આ સમિતિએ અમદાવાદના અને ગુજરાતના સર્વ પ્રગતિશીલ કાર્યકરોને વિનંતિ કરે છે.

[૩૯]

[તા. ૧૨-૮-૬૯ ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે ગાંધીજી અને લેનિન' એ શિર્ષક નીચે એક લેખ લખ્યો હતો. એ લેખ અહીં આપીએ છીએ.]

## ગાંધીજી અને લેનિન

ગાંધીજીનો જન્મ સન ૧૮૬૯માં ૨જી ઓકટોબરે થયો અને લેનિનનો જન્મ સન ૧૮૭૦માં એપ્રિલની ૧૦મી તારીખે થયો. તેથી બંને યુગપુરુષોની સંવત્સરી આ સાલમાં તેમના પોતપોતાના અને દુનિયાના ઘણાં દેશોમાં ઉજવાય છે.

સન ૧૯૨૦-૨૧માં અસહકારની લડત અહીંયા ચાલતી ત્યારે ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય શ્રી. ગીડવાણી અનેકવાર ગાંધીજીની સાથે લેનિનનો પણ એક યુગપુરુષ તરીખે ઉલ્લેખ કરતા હતા. લેનિને પહેલા વિશ્વયુદ્ધના અંતે સડી ગયેલી ઝારશાહીને ખતમ કરીને દુનિયામાં પહેલા સમાજવાદી રાજ્યની સ્થાપના કરી. ત્યારે ગાંધીજીએ બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટિશ સામ્રાજ્યવાદને હઠાવીને તેમના વારસદાર જવાહરલાલની કોંગ્રેસ સરકારની સ્થાપના કરી.

આથી આ બંને યુગપુરુષોની જન્મશતાબ્દી આ સાલમાં ઉજવાય છે, તે સુયોગ્ય છે.

ગાંધીજી ઈશ્વરમાં શ્રદ્ધા રાખતા હોવાથી તે અંતરમુખ હતા અને આત્મશક્તિને કેળવીને સામાજિક, આર્થિક, રાજકીય વગેરે બધા પ્રકારની ગુલામીને ખતમ કરવા ચાહતા હતા. લેનિન પણ એમની રીતે મહાત્મા જ હતા પણ તેમણે ઐતિહાસિક રીતે સમાજની પ્રગતિનો અભ્યાસ કરીને તેની ઉન્નતિને માટે એક શાસ્ત્ર

રચ્યું અને એક પક્ષ જમાવ્યો. તેની શક્તિ વડે જ તેમણે રશિયામાં ઝારશાહી નાબૂદ કર્યા પછી તેમણે સમાજવાદી રાજ્યની રચના કરી. આજે દુનિયાના ત્રીજા ભાગની વસ્તીએ સમાજવાદી રાજ્યતંત્ર અપનાવ્યું છે.

ગાંધીજીના આધ્યાત્મિક અને લેનિનના સમાજવાદી ઉપદેશની વચ્ચે રહેલા ભેદને આગળ ધરીને તેમના જીવન સંદેશને છેક પરસ્પર વિરોધી ગણવાની રીત ઘણાં વર્તુળોમાં પ્રચલિત થઈ છે પણ નીચેના મુદ્દા ધ્યાનમાં લેવાથી તેમની વ્યવહાર નીતિમાં જે મૌલિક સમાનતા રહેલી છે, તે સહેલાઈથી જોઈ શકાશે.

૧. ગાંધીજીને રશિયન ક્રાંતિના જે અહેવાલ મળેલા તેમાં હિંસાખોરીને પ્રાધ્યાન્ય આપવામાં આવેલું. તેની ટીકા કરીને પણ તેમણે લખેલું કે રશિયાના સામ્યવાદીઓએ જે ભારે બલિદાન આપ્યાં છે, તે કદી નિષ્ફળ નહિ જાય.

૨. ગાંધીજી અને લેનિન બંને મનુષ્ય માત્રની સમાનતામાં માનના હતા. જમીનદારોના, મૂડીપતિઓના અને શહેરીઓના શોષણમાંથી ખેડૂતો, મજૂરો અને ગ્રામજનતાની મુક્તિ માટે બંને લડયા હતા.

૩. ગાંધીજીની એક વિશિષ્ટતા જરુર હતી કે તેઓ બને તો જમીનદાર વગેરે શોષકવર્ગનો હૃદયપલટો કરીને તેમને શોષિતવર્ગના વાલી થવાને સમજાવતા હતા. આ તત્ત્વ લેનિનમાં નહોતું.

૪. પણ જો ધનિક ને શોષકવર્ગ ઘણું સમજાવ્યા છતાં પણ રાજીખુશીથી પોતાનું શોષણ બંધ ન કરે તો લેનિનની માફક ગાંધીજીએ પણ દલિતવર્ગનું સંગઠન કરીને અલબત્ત અહિંસક રીતે પોતાની મુક્તિ માટે લડવાનું એલાન આપ્યું હતું.

(૫) વળી, લેનિનની માફક ગાંધીજીએ પણ જ્યાં લોકશાહી કે સમાજવાદી રાજ્ય રચાયું હોય ત્યાં ધનિકોનું શોષણ અટકાવવાને માટે જરુરી કાયદા કરવાની અચૂક સલાહ આપી હતી. સને ૧૯૩૧માં લંડનમાં ગોળમેજી પરિષદમાં બોલતાં ગાંધીજીએ સ્વરાજ્યની સરકારને વર્ષો સુધી દલિતો અને પતિતોની મુક્તિ માટે કાયદા કરવાનો આદેશ આપ્યો હતો.

એ તો દેખીતું છે કે કોઈપણ સભ્યસમાજમાં સારામાં સારી શાંતિમય ક્રાંતિ તો કાયદાથી જ થઈ શકે છે. એ દિશામાં એક પગલું આપણાં વડાંપ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધીએ હમણાં ભર્યું છે. તેમણે રાજ્યસભામાં હમણાં જ ભાષણ કરતાં ગાંધીજીના આ ભાષણને ટાંકીને સાફ કહ્યું છે કે હું સામ્યવાદીઓની નહીં પણ ગાંધીજીની શિખામણ મુજબ ચાલુ છું. આવી રીતે આ બંને મહાપુરુષોએ આપણને શોષણરહિત સમાજ રચવાનો આદેશ આપ્યો છે અને તે પાળવાને આ બંનેની જન્મ શતાબ્દીના વર્ષમાં બનતા પગલા લેવાની આપણી ફરજ છે.

તા. ૧૨–૮–૬૯,

અમદાવાદ.

[ગાંધી શતાબ્દી નિમિત્તે કિસાનોનું નીચેનું ઘોષણાપત્ર તા.– ૨ ઓકટોબર ૧૯૬૯ ના રોજ વડોદરામાં એક જાહેરસભામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.]

રાષ્ટ્રપિતા ગાંધીજીની જન્મ શતાબ્દીના પવિત્ર દિને અમે ગામડાના ગરીબ, કિસાનો અને ખેતમજૂરો અમારા અંતરનો પોકાર જનતા સમક્ષ રજૂ કરીએ છીએ:—

દેશને સ્વરાજ્ય મળ્યે ૨૨–વરસ થયા છતાં પણ અમારા ગામડાં સુધી સાચું સ્વરાજ્ય પહોંચ્યું નથી. અમે સરકારી સત્તાધારીઓના અને ધનવાનવર્ગના બેવડા સિતમથી હજી પરેશાન થઈએ છીએ અને અમારી બધાયે પ્રકારની પરિસ્થિતિ સુધારવાને બદલે બગડી રહી છે.

ગુલામીના કાળમાં અમારી કેટલીયે જમીનો શાહુકારો અને મોટા ખાતેદારોના હાથમાં ગયેલી, તે હજી અમને પાછી મળી નથી. વળી, ગરીબ લોકોમાં ફાજલ પડતી ખેડાઉ જમીનો પછાત અને ગરીબવર્ગમાં વહેંચવાની-જાહેરાત સરકારે કરી છે પણ તે એમને હજુ કાંઈ મળી નથી. તેથી જમીનની અસમાનતા વધતી જ જાય છે.

ગામડામાં જે પછાતવર્ગના અને ગરીબ લોકો ખેતીની મજૂરી ઉપર જીવે છે, તેમને સરકારે નકકી કરેલી મજૂરીના દર પણ મળતા નથી. વળી સરકારી રાવણીઆ અને કોટવાળોના પગાર પણ ઘણાં ઓછા છે. ભણેલામાં અને કારીગરોમાં પણ ઘણી બેકારી છે, તેથી અમારી આર્થિક અને સંસારિક દશા ઘણી કફોડી બની છે.

ગામડામાં શાળાઓ ખોલવામાં આવી છે. પણ ઘણાંને બાળકોની મજૂરી પણ નિર્વાહ માટે જરુરી હોવાથી તેમને નિશાળે પણ મોકલી

શકતા નથી. એકંદરે શિક્ષણ અને સંસ્કારમાં અમે હીન દશા ભોગવીએ છીએ.

આમ, દલિત અને ગરીબ હાલતમાં અમે રવડીએ છીએ. મોંઘવારી રોજ ને રોજ વધતી જાય છે, તેથી અમારામાં દારુ, જુગાર વગેરે ગેરરીતિઓ દાખલ થઈ છે અને અમારી સમાજની નીતિ પણ ઘસાતી જાય છે.

ઉપરાંત બધીયે સરકારી, પંચાયતોની અને સહકારી સંસ્થાની કચેરીઓમાં તેમજ વેપારી પેઢીઓમાં અને દુકાનોમાં અમને હલકા ગણીને દૂર કે અળગા બેસાડવામાં આવે છે. કવચિત્ અમને તુંકારા કરીને અપમાનિત તેમજ અન્યાય કરવામાં આવે છે. આમ બધી રીતે અમને જાણે હલકી, કોટિના માણસ હોવાનું ભાન થાય છે.

પણ હવે ગાંધીબાપુના સ્વરાજ્ય અને સમાનતાના અમર સિદ્ધાંતો મુજબ અમે સ્વમાન અને સ્વાભિમાનની ભાવના કેળવીને અમારા માનવી તરીકેના હકક વિષે જાગૃત થઈએ છીએ. "ખેડૂત જગતનો તાત' એ બાપુએ બિરદાવેલી જૂની કહેવત મુજબ અમે સારાયે સમાજના અન્નદાતા છીએ, એવા ખ્યાલથી અમે ગૌરવ અનુભવીએ છીએ. હવે જીવનના વિવિધ ક્ષેત્રોમાં ન્યાયસર અમારા નીચેના હકક મેળવવાનો અમે સંકલ્પ કરીએ છીએ:

## ૧. સિલિંગનો કાયદો અને ફાજલ જમીનની વહેંચણી

(૧) જમીનની અસમાનતા ઘટાડવાને માટે જે સિલિંગનો કાયદો કરવામાં આવ્યો છે, તેથી જોઈતા પ્રમાણમાં જમીન મળી નથી. હાલમાં સારામાં સારી "એ" વર્ગની જમીનની ટોચમર્યાદા ૫૬ એકરની અને કનિષ્ઠમાં કનિષ્ઠ વર્ગની જમીનની ટોચમર્યાદા ૧૩૨ એકરની રાખવામાં આવી છે. તે બન્ને ટોચમર્યાદામાં ૫૦%નો ઘટાડો કરવો જોઈએ અને તે માટે અસરકારક અને સમયસર પગલા લેવાં જોઈએ.

(૨) હાલમાં જે ફાજલ ખેડાઉ જમીનો પછાત અને ગરીબ-વર્ગમાં વહેંચી આપવાની સરકારે જાહેરાત કરી છે, તે હવે આવતા ૭ માસ દરમ્યાન વહેંચી આપવી જોઇએ.

(૩) હાલમાં ફાજલ જમીનોની વહેંચણીનું કામ પંચાયતોને સોંપવામાં આવ્યું છે પણ તેના નિર્ણયથી જ્યારે પછાતવર્ગના અને બીજા ગરીબ ખેતમજૂરોને અન્યાય થાય ત્યારે તે વિષેનો છેવટનો નિર્ણય સરકારે કરવો જોઇએ.

(૪) કોઈ ગામના માથાભારે માણસો ગોચરમાં ઘૂસણખોરી કરે છે તેમાં ઉચાપત કરેલી જમીનો સરકારે પાછી મેળવવી જોઇએ અને જ્યાં ગોચરમાં વધારાની જમીન હોય ત્યાં તે પછાતવર્ગના લોકોને વહેંચી આપવી જોઇએ.

## ૨. ખેતમજૂરોના રોજિના દર

(૧) ખેતમજૂરોને રોજના રૂા ૧–૫૦ થી રૂા. ૨–૫૦ સુધી અને વાર્ષિક રૂા. ૩૦૦ થી રૂા. ૧૦૦૦–૦૦ સુધીના વેતનના દર મુકરર કર્યા છે પણ આજે સરકારે જે મજૂર અધિકારીઓને નીરિક્ષક તરીકે નિમ્યા છે, તે સ્થાનિક લાગવગને લીધે કાયદાનો અમલ કરાવી શકતા નથી, તેથી જિલ્લાવાર તથા તાલુકાવાર આ કાયદાના અમલ માટે ખાસ અધિકારીઓ નિમવા જોઇએ.

(૨) આ અધિકારીઓને સલાહ આપવાને માટે સ્થાનિક સલાહકાર મંડળ નિમવું જોઇએ અને તેમાં સ્થાનિક પ્રતિનિધિઓને સ્થાન આપવું જોઈએ.

(૩) ખેતમજૂરોની પરસ્પર સહાયક સહકારી મંડળીઓને સરકારે માન્ય કરીને તેને સહાય આપવી જોઇએ અને દરેક વખતે તેની સાથે વાટાઘાટ કરવાની સૂચના નવા નીરિક્ષક અધિકારીઓને આપવી જોઇએ.

(૪) ગામડાંના રાવણીઆ અને કોટવાળોના પગાર છેક હલકા છે, તે આજની મોંઘવારીને ધ્યાનમાં લઈ વધારવા જોઈએ.

## ૩. સિંચાઈની સગવડ

(૧) મોટી નહેરોના વિકાસ માટે નાની કાંસ–કાસડીઓ બાંધવી જોઈએ, તેના ન્યાયી ઉપયોગને માટે તટસ્થ કમિટી સ્થાપવી જોઈએ અને પાણીના દર હળવા કરવા જોઈએ.

(૨) નાની સિંચાઈની મોટેભાગે ઉપેક્ષા થઈ રહી છે, તેની યોજના પૂરી કરવાને વધારે રકમ ફાજલ પાડવી જોઈએ અને તે હાથમાં લેવાય તે માટે પંચાયતોને સહકાર આપવા તૈયાર રહેવું જોઈએ.

(૩) ટયુબવેલ ખાસ કરીને નપાણિયા મુલકમાં તૈયાર કરવા જોઈએ અને જે તૈયાર છે, તેની જરુર પડે ત્યારે મરામત કરીને તેનો વધારેમાં વધારે લાભ ખેડૂતોને આપવો જોઈએ.

(૪) જરૂર હોય ત્યાં વધારે તળાવો ખોદવાં જોઈએ, ચાલુ તળાવોનો વહીવટ સુધારવો જોઈએ અને તેના દર હળવા કરવા જોઈએ.

(૫) સિંચાઈનું અમલદારીતંત્ર હંમેશા લાંચ રુશવતવાળું રહ્યું છે, તેથી તેમાં ભ્રષ્ટાચાર કરનારને સખત સજા થવી જોઈએ અને જે લોકો વધારેમાં વધારે ખેડૂતોને પાણી આપે અને સલાહકાર કમિટી જેને વખાણે તેને બઢતી આપવી જોઈએ.

(૬) વીજળીખાતાના અધિકારીઓ અને કામદારો આજે સિંચાઈના કામમાં મદદ કરવામાં ઘણી અનિયમિતતા અને આળસ રાખે છે, તેથી તેમનામાંથી પણ જે સારામાં સારી કામગીરી બજાવે, તેમને બઢતી આપવી જોઈએ.

## ૪. ધિરાણની સગવડ વધારો

(૧) આજે એકથી પાંચ એકર જમીન ધરાવતા ૪૭% જેટલા ખેડૂતો છે. કુલ સહાયમાંથી માત્ર ૩૫% જ મળે છે. તેથી આ ખેડૂતોને સહકારી બેંકોના ધિરાણમાં ઊંચુ સ્થાન મળે તે માટે સરકારે ધિરાણના કાયદામાં જરુરી સુધારા કરવા જોઇએ.

(૨) સારા બી, બળદ ખરીદવાને અને કૂવા તૈયાર કરવાને ને સમારવાને માટે સરકારે ઉદારપણે નાણાં ધિરવા જોઈએ.

(૩) વિજળીના પંપ અને ટ્રેકટર ખરીદવાને માટે અમુક એકરથી વધારે જમીન ધરાવનારને જ જરુરી ધિરાણ મળે, એ નિયમમાં સુધારો કરી નાના ખેડૂતોને પણ તે મળી શકે તેવી વ્યવસ્થા કરવી.

(૪) રાસાયણિક ખાતર માટે જરુરી ધિરાણ ખેડૂતોને મળતું નથી, તેથી તેમની જરુરિયાત પુરી થતી નથી, ત્યારે કારખાનામાં ખાતરના ઢગલા થાય છે. તે સ્થિતિ સુધારવાને માટે ધિરાણના નિયમો વધારે ઉદાર બનાવવા જોઈએ.

(૫) ખરાબ વરસમાં ઢોર અને માણસના ગુજારા માટે ખેડૂતોને વગર વ્યાજે લોન આપવી જોઈએ.

## ૫. શાહુકારી પાશની નાબૂદી

(૧) ઉપર મુજબ સરકારના જૂનવાણી નિયમોને લીધે સહકારી મંડળીઓ પાસેથી પુરતી રકમ મળતી નથી. તેથી આજે મોટા ભાગનું દેવું ખેડૂતો ગામડાંના શાહૂકારોનું કરે છે. તેથી જૂના વખતથી ચાલતું આવેલું શાહૂકારી દેવું વધી ગયું છે માટે શાહૂકારી કાયદાની દષ્ટિથી શાહૂકારી રીતરસમોની અને તેમના લહેણાંની ખાસ તપાસ કરવી જોઈએ અને પછી જરુરિયાત પ્રમાણે ખેડૂતોના દેવામાં કપાત કરવાને નવો કાયદો કરવો જોઈએ.

(૨) શાહૂકારી કાયદા મારફત કોર્ટમાં ખેડૂતોને ન્યાય મળતો નથી, તેથી તે કાયદામાં કરવા જેવા સુધારાની ભલામણ કરવાને એક કમિટી નિમવી જોઈએ.

(૩) શાહૂકારો અને સહકારી મંડળીઓના લેણાંદેણાં વિષે ખેડૂતોને મદદ આપવા અને કાયદાની સહાય અને સલાહ આપવાને સરકારે ખાસ મદદનીશ નિમવા જોઈએ.

## ૬. કિસાનોના કાયદા ને નિયમમાં સુધારા

(૧) છેક નાના ખેડૂતોનું મહેસૂલ રદ થવું જોઈએ.

(૨) આનાવારીના કાયદામાં સુધારો કરી ખેડૂતોને ન્યાય મળે તે માટે પાકો પ્રબંધ કરવો જોઈએ.

(૩) ખેડે તેને જમીન આપવાના હેતુથી ગણોતનો જૂનો કાયદો થયેલો તે નિષ્ફળ થયો છે, તેથી તે હેતુ અણિશુધ્ધ પાર પાડવાને નવો કાયદો કરવો જોઈએ.

(૪) જ્યાં ખેડૂતોને જમીનના માલિક ઠરાવવામાં આવ્યા હોય ત્યાં મૂળ માલિકને પૂરું વળતર સરકારે ચૂકવી દેવું જોઈએ અને હપ્તા સરકારે જ વસૂલ કરવા જોઈએ.

(૫) કોઈપણ ગરીબ ખેડૂતોની જમીનનું વેચાણ શાહૂકારોના લેણાંની ચૂકવણી માટે ન થાય એવો પ્રબંધ કાયદાથી થવો જોઈએ.

(૬) કોઈ દિવાની કે મહેસૂલી કોર્ટનું કામ ચોમાસાની ખેતીની ઋતુમાં ચલાવી શકાય નહિ.

(૭) ખેડૂતોના પાક, ઘાસ અને પશુને કંઈ પણ અકસ્માતથી નુકસાન થાય તેની સામે રક્ષણ આપવા માટે વીમાનો પ્રબંધ સરકારે કરવો જોઈએ.

## ૭. અમલદારી તંત્રમાં સુધારા

(૧) જમાનાથી ગામડામાં સરકારી અધિકારીઓની આપખુદી ચાલી છે, તે આજે સ્વરાજ્યના વખતમાં પણ કાયમ છે. સરકારી

કચેરીઓમાં નાના ખેડૂત-મજૂરોને બહાર ઓસરીમાં કે ખુલ્લી જમીનમાં બેસાડવામાં આવે છે અને તેમની સાથે સખ્તાઇ દાખવવામાં આવે છે. આ બધી નીતિરીતિ સુધારવાને સરકારે કડક હુકમ કરવા જોઇએ.

(૨) પોલીસનો જુલમ તો જાણીતો જ છે અને ગમે તે બહાનુ કાઢીને ખેડૂતોને મારપીટ થાય છે, તેથી તેમને માટે નવી આચારસંહિતા ઘડી અમલમાં મૂકવી જોઇએ.

(૩) જંગલ ખાતાવાળા ખેડૂતોની માલિકીના ગમે તે લાકડાની ઉપર નજર નાંખીને તે રાખવા બદલ ખેડૂતોને સખત દંડ કરે છે ને વધારે રકમ લઇને ઓછાની પહોંચ આપે છે. આ બધી કારવાહી પર પાકી દેખરેખ રાખવાને સલાહકાર કમિટી નિમવી જોઇએ.

(૪) મહેસૂલખાતાના મામલતદારો હજી પણ ગામડામાં વેઠ કરાવે છે, ગમે તેને ધાકધમકીઓ આપે છે અને ફાવે તેવા હુકમ કરે છે. આ બધી જાતનો જુલમ તરત જ બંધ થવો જોઇએ.

## ૮. સરકાર ન્યાય આપે

(૧) ગાંધી શતાબ્દીના વરસમાં મીઠા ઉપર જે કર છે, તે તરત દૂર કરવો જોઇએ.

(૨) ખેડૂતોના જીવન જરુરિયાતના બીજા માલ ઉપર ઓછા કર કરવા જોઇએ.

(૩) ખેડૂતોને ખરીદવા એન્જિન પંપ, ટ્રેકટર, બીજ વગેરેની ખરીદીમાં સરકારે સારી સહાય આપવી જોઇએ.

(૪) કામદારોની માફક ખેડૂતોનાં યુનિયન કે મંડળને નોંધવાનો અને તેને ખાસ હક્ક અને છૂટ આપવાનો કાયદો સરકારે આ વરસમાં જ ઘડવો જોઇએ.

## ૯. નાના ને ઘરઉદ્યોગો

(૧) આજે ગામડાંના ઉદ્યોગો સ્થાપવાને વિષે સરકાર ઘણી યોજના કરે છે, તેમાં ગામડાંના કારીગરોને, ખેતમજૂરોને, સ્ત્રીઓને અને થોડાંઘણા અપંગ હોય તેમને ધંધો આપવાનો પ્રબંધ થવો જોઈએ.

(૨) મોટા ને નાના ઉદ્યોગોની વસાહતો (એસ્ટેટ) ગામડાંના વિસ્તારમાં જ સ્થાપવી જોઈએ.

(૩) હાથ વણાટને વધારે ઉત્તેજન અને સહાય આપવી અને છેલ્લી ઢબની સારી શાળ ખરીદવાને જરૂરી લોન આપવી જોઈએ.

(૪) હાથશાળની સાથે હરીફાઈ ન કરે તેવી રીતે પાવરલુમને ઉત્તેજન આપવું જોઈએ, તે ખરીદવાને સારી લોન આપવી જોઈએ અને તેને વીજળીથી ચલાવવા માટે કિફાયત ભાવે વ્યવસ્થા કરવી જોઈએ.

(૫) ખાદીને માટે અંબરચરખો આશીર્વાદ જેવો છે, તેનો વધારેમાં વધારે ઉપયોગ લોકો ઘેરઘેર કરી શકે તે માટે તેના વર્ગો ચલાવવા જોઈએ અને તે વસાવવાને સરકારે મોટા પાયા ઉપર લોન આપવી જોઈએ.

(૬) પાણી અને વીજળીની સગવડવાળા ગામોમાં નાના ઉદ્યોગો માટે સરકારે ખાસ મદદ આપવી જોઈએ.

(૭) ખાસ કરીને એવા ઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઈએ કે જેને તૈયાર થતા નાના મોટા ભાગને ઘરમાં કે ઝૂંપડીમાં બેસીને અને બને તેટલી વીજળીશક્તિથી ઘડીને તૈયાર કરી શકાય.

(૮) ખેતમજૂરોને કામ શિખવવાને વિવિધ પ્રકારની ઉદ્યોગ-શાળાઓ ચલાવવી જોઈએ.

## ૧૦. ગામડામાં વસવાટની વ્યવસ્થા

(૧) જૂના વખતથી ગામડાંને માટે જે ગામઠાણુ ઠરાવેલા છે, તે વસ્તીમાં વધારો થતાં સાંકડા પડતા જાય છે, તેથી ઘર અને રહેઠાણનો સવાલ ઘણો જ ગંભીર બન્યો છે. તેથી ગામઠાણમાં ૫૦% નો વધારો સરકારે મંજૂર કરવો જોઈએ.

(૨) છેક ગરીબ માણસને જમીનનો ટુકડો ઘર બાંધવાને સરકારે મફત આપવાની વ્યવસ્થા કરવી જોઈએ.

(૩) વળી તેમાં ઘર બાંધવાને માટે મોટાભાગની રકમ સહાય પેટે અને લોન પેટે આપવી જોઈએ.

(૪) જ્યાં બની શકે ત્યાં ગરીબ લોકોને માટે સહકારી ઘર મંડળીઓ સ્થાપવાની તજવીજ પંચાયતે અને સરકારી વિકાસ-ખાતાએ મળીને કરવી જોઇએ.

## ૧૧. ગામડાનાં શિક્ષણતંત્રમાં સુધારો

(૧) ગાંધીજીએ સૂચવેલી બુનિયાદી તાલીમના સિદ્ધાંત્ત મુજબ ગામડાની શાળામાં અડધો વખત પુસ્તકીયા અને અડધો વખત અંબર ચરખાની, કડિયા—સુથારની કે વીજળીની કે યંત્ર તાલીમ આપવી જોઈએ.

(૨) પાઠ્ય પુસ્તકો ગામડાની પરિસ્થિતિને અનુકૂળ હોય તેવા તૈયાર કરવા જોઈએ અને તેનો ભાર હળવો કરવો જોઈએ.

(૩) દરેક શાળાની આસપાસ નાનુંમોટું ચોગાન રાખવું જોઈએ અને તેમાં બગીચો અને આદર્શ ખેતી ખિલવવાને વ્યવસ્થા રાખવી જોઈએ.

(૪) દરેક શાળા માટે પાયખાના અને પેશાબઘરની યોજના. સારું સોનખાતર મળે તે ધોરણે તૈયાર કરવી જોઈએ અને તે વિષે વિદ્યાર્થીઓને તાલીમ આપવી જોઈએ.

(૫) શાળાનાં મકાનો જ્યાં ઓછાં પડે કે જરીપુરાણાં હોય ત્યાં નવાં બાંધવાં જોઈએ.

(૬) શિક્ષકોની બદલી ચોમાસાના દિવસોમાં ન કરવી જોઈએ. એકંદર શિક્ષકોની સાથે સહાનુભૂતિપૂર્વક વર્તન રાખવું જોઈએ.

## ૧૨. બાળશિક્ષણ અને પ્રૌઢશિક્ષણ

(૧) પંચાયત તરફથી નાના બાળકો માટે શાળા ચલાવવાની વ્યવસ્થા કરવી જોઈએ અને ઉપરી પંચાયતે અને સરકારે તેને મદદ કરવી જોઈએ.

(૨) પ્રૌઢશિક્ષણનો પ્રચાર કરવા માટે ગામડામાં પંચાયતો અને શિક્ષકોએ મળીને પ્રૌઢશિક્ષણની વ્યવસ્થા કરવી જોઈએ અને તેને ઉપરી પંચાયત અને સરકારે ખાસ મદદ આપવી જોઈએ.

(૩) દરેક ગામડામાં યુવાનોએ શારીરિક તાલીમ માટે વ્યાયામ-શાળા ચલાવવી જોઈએ.

## ૧૩. સેવા સહકારી મંડળીઓ

(૧) કેટલીક સહકારી મંડળીઓમાં નવા સભાસદ ન લેતા હોય ત્યાં નવાને દાખલ કરવાની ફરજ પાડવી જોઈએ.

(૨) ખેડૂતોનો માલ વેચવાને તેમજ ખેડૂતોને જોઈતો માલ ખરીદીને લાવવાને જ્યાં જરુર પડે ત્યાં સેવા સહકારી મંડળીઓ સ્થાપવી જોઈએ.

(૩) આવી બધી સહકારી મંડળીના તેમજ ડેરી મંડળીઓના વહીવટ પર સરકારે ઝીણી નજર રાખવી જોઈએ અને જો કોઈ મંડળીઓમાં કોઈ મોટા મૂડીપતિનું વર્ચસ જામતું હોય તો તે દૂર કરવાને પગલાં ભરવાં જોઈએ.

## ૧૪. ગ્રામ પંચાયતથી ગ્રામ સ્વરાજ્ય

(૧) ગામડામાં ખોટા રિવાજો, વહેમો, રાગદ્વેષ, આભડછેટ

વગેરે હજી ચાલુ જ છે. તેના નિવારણ માટે વખતો વખત લોક-શિક્ષણના કાર્યક્રમ યોજવા જોઈએ.

(૨) ગામડાંના લોકોના શિક્ષણ અને મનોરંજન માટે શિક્ષણાત્મક ફિલ્મો અને પ્રદર્શનો બતાવવા જોઈએ અને સંગીત તથા નાટકોના કાર્યક્રમ રાખવા જોઈએ.

(૩) જુદા જુદા દેશની ખેતી અને સામાજિક જીવનની રીત-રસમોનું જ્ઞાન ખેડૂતોને મળે તે માટે પ્રબંધ કરવો જોઈએ.

(૪) ગાંધીજીના આદેશ મુજબ ગામડાંના મળ અને કચરામાંથી સોનખાતર બનાવવાને તેમજ સગવડ સાચવવા માટે શૌચાલય બાંધવા જોઈએ.

(૫) ગામડાનું આર્થિક, નૈતિક, સામાજિક, બૌદ્ધિક જીવન વધારે ઊંચી કક્ષાએ પહોંચે તે માટે ગામ લોકોએ, પંચાયતે અને સરકારે મળીને વિવિધ યોજનાઓ પાર પાડવી જોઈએ.

(૬) ગ્રામ પંચાયતના કાયદામાં એવા સુધારા કરવા જોઈએ કે જેથી તે ગ્રામસ્વરાજ્યની પાયાની સંસ્થા બની શકે.

## ૧૫. પંચવર્ષીય યોજનામાં સુધારો

(૧) આજ સુધીની યોજનાઓ ઉદ્યોગલક્ષી અને શ્રીમંત-લક્ષી બનાવવામાં આવી છે પણ હવે તે માનવલક્ષી, ગ્રામલક્ષી અને કરોડોને રોજી પૂરી પાડવાને ઘડવી જોઈએ.

(૨) એવા નવા ઉદ્યોગો સ્થાપવા કે જેનું ઉત્પાદન આમ-પ્રજાને ઉપયોગી હોય.

(૩) વળી વધારે નફો નહિ પણ વધારે માણસોને રોજી આપે એવા નાના મોટા ઉદ્યોગો સ્થાપવા જોઈએ.

(૪) એકંદરે આ દેશની સંસ્કૃતિ, આબોહવા અને નીતિનિયમોને અનુસરીને આ દેશની આંતરિક પરિસ્થિતિ સુધરે એવી યોજના ઘડાવી જોઈએ.

## ૧૬. સ્વાશ્રય, સ્વદેશી અને રચનાત્મક કામ

(૧) ઉપરની માંગણીઓ હલ કરવાને માટે પહેલાં જેમ ગાંધીજીએ જનતાનું સંગઠન અને શક્તિ ખિલવવાને સલાહ આપી હતી તે અમલમાં મૂકવાને તેમણે ચિંધેલો માર્ગ આજે પણ અપનાવવો જોઈએ.

(૨) કિસાનોનાં કે મોટા જૂથનું સંગઠન કરીને અને સભાઓ, સરઘસો યોજીને સંઘશક્તિ કેળવવી જોઈએ.

(૩) દારુ, જુગાર વગેરે જે બદીઓથી પ્રજાનું હીર હણાય-છે, તેનો બહિષ્કાર કરવો જોઈએ અને પોત પોતાના વિસ્તારમાં તે માટે ઝુંબેશ ચલાવવી જોઈએ.

(૪) હરિજનોની આભડછેટ ને તેમની સાથે ભાઈચારો કેળવવો જોઈએ.

(૫) ગાંધીજીની સૂચના મુજબ નવા જમાનાને માફક આવે એવી રીતે સ્વદેશી ધર્મ અપનાવવો જોઈએ અને જનતાનું ખમીર જમાવવું જોઈએ.

(૬) ગામડાંની બધી રચનાત્મક પ્રવૃત્તિમાં કિસાનોએ જાત મહેનત કરીને ફાળો આપવાને તૈયાર રહેવું પડશે કે જેથી પંચાયત અને સરકારની થોડી મદદથી રસ્તા, નાની સિંચાઈ યોજના વગેરે ઘણાં કામ સહેલાઈથી પાર પાડી શકાય.

(૭) ઘણાં લોકો જાત મહેનતથી ભેગા મળીને કામ કરતાં જાય તેમ તેમનામાં સ્વમાન, અને સ્વાભિમાનની ભાવના પણ ખીલે છે અને તેથી તેમની સંઘશક્તિ વધારે મજબૂત બનશે.

આ ઘોષણાપત્રમાં જે હક્ક ને કાયદાની માગણી કરવામાં આવી છે, તે મેળવવાને માટે જનતાનો પ્રજામત જ નિર્ણાયક બનશે. નવા કાયદા પસાર થાય ત્યારે તેનો ખરો ફાયદો પણ જાગૃત અને સંગઠિત ખેડૂતો અને ખેતમજૂરોને જ મળી શકશે, તેથી ગામડાંની આમ જનતાએ ગાંધી શતાબ્દીના આ પવિત્ર પર્વમાં પૂરા જાગૃત થઇ અને આત્મશુદ્ધિ કરીને પોત પોતાનું સંગઠન સાધવું જોઇએ, સ્વાશ્રયની ભાવના કેળવવી જોઈએ અને સાથે મળીને શાંતિમય આંદોલન ચલાવી જનશકિત જમાવવી જોઇએ તો જ આ ઘોષણા-પત્ર જે આશા અને નેમથી ઘડવામાં આવ્યું છે, તે પાર પડશે અને ખેડૂતો તેમજ ખેતમજૂરો કંઈક નવું સુખ, સંપત્તિ ભોગવ-વાને ભાગ્યશાળી થશે.

[૧૯૬૯ના સપ્ટેમ્બરમાં અમદાવાદમાં કોમી રમખાણ ફાટી નિકળ્યું હતું, એ પ્રસંગે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે ઉપવાસ જાહેર કર્યા હતા, એ ઉપવાસ છોડવા અંગે એમણે તા– ૨૯ સપ્ટેમ્બર ૧૯૬૯ના દિવસે નીચેનું નિવેદન પ્રસિદ્ધ કર્યું હતું.]

ગઈ ૧૯–૨૦ તારીખે અમદાવાદમાં કોમી રમખાણો ફાટી નિકળ્યાં અને તેની આગ બીજા શહેરો અને ગામડામાં ફેલાતી ગઈ, ત્યારે મારા દિલમાં જે દર્દ થયું તેના નિવારણ માટે અને શાંતિની સ્થાપના માટે મેં તા. ૨૧–મીની સવારથી ત્રણ દિવસના ઉપવાસ જાહેર કર્યા હતા. એ મુદત વિત્યા પછી પણ શહેરમાં અને બહાર ખૂનામરકી અને તોફાન ચાલુ રહ્યા, તેથી મારે ઉપવાસ લંબાવવાની ફરજ પડી હતી.

છેલ્લા એક–બે દિવસથી ધીમે ધીમે શાંતિ સ્થપાતી જાય છે અને આજ સવારથી બધી મિલોમાં બધી કોમના કામદારો કામ પર લાગી ગયા છે અને શહેરમાં થોડા કલાકને બાદ કરતાં આખો દિવસ કરફ્યુ ઉઠાવી લેવામાં આવ્યો છે, તેથી અનેક યુવાનો અને મિત્રોએ ઉપવાસ છોડી દેવાની સૂચના મને કરી છે. વળી આખા શહેરના મુસ્લિમ જનતાના પચાસેક પ્રતિનિધિઓનું એક પ્રતિનિધિ-મંડળ જાણીતા એડવોકેટ અહેમદમિયા શેખની આગેવાની નીચે મને આજે સવારે મળ્યું હતું અને તેમણે પણ ઉપવાસ છોડી દેવાનો ખાસ આગ્રહ કર્યો હતો.

મારા મનમાં પહેલેથી જ એવો વિચાર હતો કે હું મારી રોજની નિયમસર પ્રવૃત્તિ કરી શકું તેવી પરિસ્થિતિ સર્જાય ત્યારે

મારે ઉપવાસ છોડી દેવા. મને પણ લાગે છે કે હવે એવી પરિસ્થિતિ સર્જાય છે. જો હજી હું ઉપવાસ ચાલુ રાખું તો કોમી કટોકટી ચાલુ રહી છે, એવી માન્યતા લોકોમાં જાણેઅજાણે દઢ કરુ. તેથી હવે કોમી શાંતિ બરાબર સ્થપાતી જાય છે અને હવે પૂરી સ્થપાશે જ એવી શ્રદ્ધા જનતાના દિલમાં જગાવવાને આજે સવારે મેં ઉપવાસ છોડીને પારણાં કર્યાં છે.

હવે થોડા દિવસમાં પૂરી શકિત મેળવીને અમદાવાદ અને સારા ગુજરાતની જનતા વચ્ચે શાંતિ અને સંગઠનના સાચા માર્ગનો બોધ આપવાને માટે ઘૂમવાની મારી મુરાદ છે. હું આશા રાખું છું કે હવે સર્વે કોમ અને સર્વના સંનિષ્ઠ કાર્યકરોના સહકારથી સંપૂર્ણ શાંતિ સ્થપાશે અને ઉન્નતિના સાચા માર્ગે જનતા સપાટાબંધ આગેકૂચ કરશે.

# [૪૨]

[૧૯૬૯ ની ગાંધીજયંતીના દિવસથી ગાંધી શતાબ્દી ઉજવાતી હતી, એ પ્રસંગે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે પોતાના ગાંધીજી વિષેનાં સંસ્મરણો અંગે આકાશવાણી ઉપરથી નીચેનો વાર્તાલાપ આપ્યો હતો.]

કર્મયોગી ગાંધીજીને હું યાદ કરું છું કે તરત જ તેમનાં સ્મરણોની હારમાળા મારા અંતરમાં પસાર થાય છે.

સને ૧૯૧૫માં ગાંધીજી મુંબઈમાં પધાર્યા ત્યારે દૈનિક 'હિન્દુસ્તાન' માં તેમણે સત્યાગ્રહના જે શસ્ત્ર વડે દક્ષિણ આફ્રિકામાં વિજય મેળવ્યો છે, તેનો જ ઉપયોગ કરીને તેઓ ભારતને માટે સ્વરાજ્ય મેળવશે. થોડા જ વખતમાં ગૂર્જરસભા તરફથી ગાંધીજીનું સન્માન કરવામાં આવ્યું ત્યારે સૌરાષ્ટ્રના ગામઠી વસ્ત્રમાં સજ્જ થયેલા ગાંધીજી સાદાઈ અને નમ્રતાની મૂર્તિસમા લાગ્યા. તેમનું સન્માન કરતાં પ્રમુખ શ્રી. ઝીણાએ અને શ્રી. કનૈયાલાલ મુન્શીએ અંગ્રેજીમાં ભાષણો કર્યા. પછી ગાંધીજીએ સાદી ગુજરાતી ભાષામાં સર્વેનો આભાર માન્યો ત્યારે સમજાયું કે સભાના અંગ્રેજી વાતાવરણમાં તેમણે ગુજરાતી ભાષા વાપરવાની ટકોર કરી.

સને ૧૯૧૭માં ગોખલેની બીજી પૂણ્યતિથિ પ્રસંગે અમારી વિનંતિથી ગાંધીજી ગોધરા પધાર્યા. ગાંધીજીએ ગોખલે વિષે ભાષણ કરતાં દેશભક્તિ કરવાનો આદેશ આપ્યો. બીજે દિવસે આફ્રિકાની ગુલામી ગીરમીટિયા પદ્ધતિ આવતી ૩૧મી મે સુધીમાં નાબૂદ કરવાની અને જો તેમ ન થાય તો મરવાને તૈયાર થવાનો નિશ્ચય જણાવ્યો ત્યારે હું બહુ જ પ્રોત્સાહિત થયો.

## પહેલો સત્યાગ્રહ

તરત સરકારે ગીરમીટિયા પદ્ધતિ તો નાબૂદ કરી પણ તે પહેલાં ચંપારણના બગીચાવાળાના જુલમથી પિસાતા કિસાનોની ફરિયાદોની તપાસ કરવાને ગાંધીજી ત્યાં પહોંચી ગયા. તેમના ભારે પીઠબળથી ગભરાઈને સરકારે ગાંધીજીને ચંપારણ છોડી જવાનો હુકમ કર્યો. તેનો ભંગ કરીને ગાંધીજીએ સરકારને નમાવી. આથી તેમનો પહેલો જ સત્યાગ્રહ આખા દેશમાં પંકાયો.

તે સાલના ચોમાસામાં સરકારે હોમરુલ લડતના આગેવાન એની બેસન્ટની હદપારી કરી તેથી દેશમાં ને ગુજરાતમાં જે ભારે આંદોલન થયું તેમાં મેં ઝુકાવ્યું. એની બેસન્ટના છુટકારા માટે ગાંધીજીએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા તૈયાર કરી, તેના પર સહી કરી, તેથી ગોખલેના સમાજથી ભારે દિલે છૂટા થવાની ફરજ પડી.

## નવજીવનનું મંગલાચરણ

એ જ વરસની આખરે ભરુચમાં બીજી કેળવણી પરિષદ અને ગોધરામાં પહેલી રાજકીય પરિષદ–બન્ને ગાંધીજીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી. ગોધરાની પરિષદ ટિળક અને ઝીણા જેવા આગેવાનોની હાજરીને લીધે યાદગાર બની. આ પરિષદથી ગુજરાતમાં નવજીવનનું મંગલાચરણ કરવામાં હું સામેલ થયો.

સને ૧૯૧૮માં અમદાવાદના કામદારોએ ગાંધીજીની આગેવાની નીચે તેમના પગારના ઘટાડાના વિરોધમાં સફળ હડતાળ પાડી, તેવામાં ખેડા જિલ્લાના કેટલાક કાર્યકર્તાઓએ અતિવૃષ્ટિથી બગડેલા પાકની વધારે પડતી સરકારી આનાવારી સામે ગાંધીજી આગળ રજૂઆત કરી. તરત તેમના આદેશ મુજબ હું પણ કાર્યકરોની એક ટુકડી સાથે નડિયાદ તાલુકામાં પાકની તપાસ કરવાને નિકળ્યો. છેવટે 'નકર'ની લડતનું એલાન ગાંધીજીએ કર્યું, ત્યારે મને માતર તાલુ-



ઉપવાસનાં
પારણાં

કાની કામગીરી સોંપાઈ. છેલ્લે છેલ્લે નવાગામના ખેડૂતો પર આવેલી હરાજીની નોટિસો લઈને તે ગાંધીજી પાસે આવ્યા, ત્યારે ગાંધીજીએ નિશ્ચયપૂર્વક જાહેર કર્યું કે આ પરદેશી સરકાર તમને ગમે તેવી ધમકીઓ આપે તો પણ તે તમારા બાપદાદાની જમીન ખૂંચવી શકશે નહીં અને તેમાં બીજો કોઈ ખેતી કરી શકશે નહિ

## દેશવ્યાપી આંદોલન

દેશમાં આવીને બે વરસ સુધી સ્થાનિક લડતોમાં ગાંધીજીના સત્યાગ્રહનો પ્રયોગ થયા પછી સને ૧૯૧૯ના આરંભમાં સરકારે એક જુલમી કાયદો પસાર કરવાનો નિશ્ચય જાહેર કર્યો, ત્યારે તેની સામે દેશવ્યાપી આંદોલન ચલાવવાની અણમોલ તક તેમને સાંપડી. મુંબઈથી શ્રીમતી સરોજીની નાયડુ, જમનાદાસ વગેરે આગેવાનોએ સાબરમતી આશ્રમમાં આવીને આ કાયદાની સામે લડતની આગેવાની લેવા ગાંધીજીને વિનંતિ કરી. ગાંધીજીએ તરત જ કાયદો વાંચીને અને સત્યાગ્રહની લડતમાં સામેલ થવાની તેમની સંમતી મેળવીને વાઇસરોયને તાર કર્યો કે જો આ કાયદો પાછો ખેંચી લેવામાં નહીં આવે તો મારા મિત્રોની સાથે મળીને મારે આ કાયદાની શામે શાંતિમય સત્યાગ્રહ કરવાની ફરજ પડશે. આ કાયદો વડી ધારાસભામાં પસાર થયા પછી છઠ્ઠી એપ્રિલના દિવસે ગાંધીજીએ ઉપવાસ પ્રાર્થના કરી દેશભરમાં હડતાળ પાડવાની હાકલ કરી. અમે પણ અમદાવાદમાં કાળી પટ્ટીઓ પહેરીને અને કાળા ઝંડા લઈને શાનદાર સરઘસ કાઢયું અને જંગી સભા ભરી.

## અમદાવાદમાં રમખાણ

દશમી તારીખે દિલ્હી જતાં ગાંધીજીની ધરપકડ થઈ ત્યારે અમદાવાદમાં ભારે રમખાણ ફાટી નિકળ્યું. પહેલે દિવસે તો મહામુસીબતે લોકોના ટોળા ઉપર કાબૂ રાખીને અમે પોલીસનો ગોળી-

બહાર અટકાવ્યો. પણ બીજે દિવસે મેટ્રીકની પરીક્ષા માટે લાલ દરવાજાના મેદાનમાં બાંધેલો મંડપ અને અનેક સરકારી મકાનોને લોકોના જંગી ટોળાએ આગ લગાડી તે જ વખતે પંજાબમાં પણ ભયંકર રમખાણો થયાં, તેથી સરકારે ગાંધીજીને છોડી મૂકયા. તેરમી એપ્રિલના દિવસે જલિયાનવાલા બાગમાં સેંકડો સ્ત્રી–પુરુષોની કતલ થઈ. તે પહેલાં ગાંધીજીએ અમદાવાદ આવીને તોફાનો માટે કાર્યકર્તાઓને સખત ઠપકો આપ્યો, ચોપાસ ફાટી નિકળેલી હિંસાથી વ્યથિત થઈને તેમણે સત્યાગ્રહની લડત બંધ કરી અને પોતે ત્રણ દિવસના ઉપવાસ કર્યા.

પછીથી પંજાબમાં જે હત્યાકાંડ અને દમન ચાલુ રહ્યા તેની કડક સમીક્ષા કરવાને ગાંધીજીને એક અંગ્રેજી સાપ્તાહિકની જરુર જણાઈ. તરત મુંબઈના મિત્રોએ તેમનું 'યંગ ઈન્ડિયા' પત્ર તેમની સેવામાં ધરી દીધું. પછી ગુજરાતીમાં પણ તેમને એક સાપ્તાહિક પ્રગટ કરવાની જરુર જણાઈ. તરત જ મેં અમારું નવજીવન માસિક ગાંધીજીને સુપરત કર્યું. હવે સવારમાં હું એકલો આશ્રમમાં પહોંચી જતો, ત્યારે કોઈ વખત ગાંધીજી પોતાનો લેખ મને લખાવતા અને મેં કંઈ લખાણ તૈયાર કર્યું હોય, તે જોઈ જતા. કલાકેકમાં તૈયાર થયેલું બધુ લખાણ લઈને હું છાપખાનામાં પહોંચી જતો.

## રોજના વીસ કલાક કામ

સને ૧૯૧૯ની આખરે કોંગ્રેસની વાર્ષિક બેઠક મળી તે વખતે પંજાબના હત્યાકાંડની તપાસ કરવાને કોંગ્રેસે જે કમિટી નિમી હતી, તેના પ્રમુખસ્થાને ગાંધીજી નિમાયા. પછી પંજાબમાં પ્રવાસ કરીને જે બધી હૃદયભેદક કહાણીઓ તેમણે ભેગી કરી, તે ઉપરથી ગાંધીજીએ જ તૈયાર કરેલો અહેવાલ આખી કમિટીએ મંજૂર કરીને જરુરી સુધારાવધારા કરીને અહેવાલ પ્રગટ કરવાનું કામ તેમને સુપરત

થયું. તેઓ જાણતા હતા કે એક દિવસનો વિલંબ થતો તે તેમને માથાના ઘા જેવો લાગતો. એવે વખતે મેં તેમને એક નાનીશી સભામાં થોડીવાર આવી જવાની વિનંતિ કરી. તેમણે જવાબ આપ્યો કે તમારે જાણવું જોઈએ કે હું પંજાબના અહેવાલ ઉપર રોજના ૨૦ કલાક ગાળું છું. મેં ચકિત થઈને પૂછ્યું કે આટલો વખત કામ કેમ થઈ શકે? તેમણે કહ્યું : 'આ તો તદ્દન સહેલું છે. આહાર ઓછો કરો એટલે ઉંઘ ઓછી થાય.'

પંજાબનો અહેવાલ બહાર પડયો ત્યાં સુધી માત્ર ખિલાફતના સવાલ ઉપર સરકાર સામે અસહકારની લડત ચલાવવામાં અમે કેટલાક મિત્રો ગાંધીજી સાથે સંમત નહોતા પણ અહેવાલ બહાર પડતાં જ આખા દેશમાં જાણે વીજળીનો કડાકો થયો. તરત લાલા લજપતરાયે જાહેર કર્યું કે સરકારી અધિકારીઓના જે હાથ અમારા દેશબંધુઓના લોહીથી ખરડાયેલા છે, તેમની સાથે અમે હાથ નહિ મિલાવીએ. પછી અમારી રાજકીય કમિટીએ અને પછી પરિષદે અસહકારની લડતમાં ટેકો આપ્યો.

## જૂના ધૂરંધરો સામે ગાંધીજી

કલકત્તાની કોંગ્રેસના ઠરાવો ઘડવાને જે વિષય વિચારની કમિટી મળી એ અદ્દભૂત ચર્ચા હું કદી પણ ભૂલી શકીશ નહિ, તે સમિતિમાં કોંગ્રેસના જૂના ધૂરંધરો પંડિત માલવિયા, એની બેસંટ વગેરે બધા અસહકારના વિરોધીઓ હાજર હતા. ગાંધીજીની પડખે માનુ માનુ અલીભાઈઓ અને મોતીલાલ નેહરુ જ હતા. ગાંધીજીએ બહુ જ શાંત સ્વસ્થ ચિત્તે સૌમ્ય ભાષામાં અસહકારની સમગ્ર ભૂમિકા સમજાવી, તરત જ કોંગ્રેસના જમાના જૂના આગેવાનોએ તેના ઉપર ટીકાઓની ઝડીઓ વરસાવી. છેવટે ગાંધીજીએ આખી ચર્ચાનો જવાબ આપવા માંડયો ત્યારે તેમનાં પ્રવચનમાં ખરેખર તેમની કુશાગ્ર બુદ્ધિ

અજબ તેજે ઝળકી રહી, તેમની જીભે જાણે સરસ્વતી બેઠી. ઘડીકમાં ઊંચા અને ઘડીકમાં હળવા અવાજે ગાંધીજીએ વિરોધીઓની એક પછી એક દલીલનું ઘણી સિફતથી ખંડન કર્યું.

વળી ગાંધીજીએ તૈયાર કરેલું કોંગ્રેસનું નવું બંધારણ નાગપુરની કોંગ્રેસમાં પસાર થયું. તે મુજબ સને ૧૯૨૧ના આરંભમાં ગુજરાતની સમિતિ રચાઈ, ત્યારે ગાંધીજીની ભલામણથી દાદા સાહેબ માવળંકરની સાથે હું તેનો મંત્રી ચૂંટાયો. પહેલી ઓગસ્ટને દિવસે મુંબઈની એક મિલના મોટા મેદાનમાં ગાંધીજીએ પરદેશી કાપડના જંગી ગંજની હોળી કરી. ત્યારે પણ હું હજારોની સાથે મંત્રમુગ્ધ થયો.

## અણમોલ પ્રમાણપત્ર

વરસને વચગાળે ગુજરાતમાં દુષ્કાળના રાહત અંગે આદિવાસીઓ અને હરિજનો માટે આશ્રમો સ્થાપવા વિષે સરદાર વલ્લભભાઈ સાથે મારે ઉગ્ર મતભેદ થયો. ત્યારે મેં પ્રાંતિક સમિતિના મંત્રીપદેથી રાજીનામું આપ્યું. સમિતિની ભરચક બેઠકમાં મારા રાજીનામા દરમ્યાન ગાંધીજીએ મારી કામગીરી અને પ્રમાણિકતા માટે અણમોલ પ્રમાણપત્ર આપ્યું, વરસની આખરે અંગ્રેજ શહેનશાહના પાટવી કુંવર મુંબઈ બંદરે ઊતર્યા. જ્યારે તેમના વિરોધમાં તોફાનો થયાં, કલકત્તામાં એ રાજકુમાર જાય ત્યારે કોંગ્રેસે ઠરાવેલી હડતાળનું નિવારણ કરવાને વાઈસરોયે માલવિયાજીની મારફત ગાંધીજી સાથે સંદેશા ચલાવ્યા. અમદાવાદમાં કોંગ્રેસ મળી તે વખતે ગાંધીજીને મળવા ગયો. ત્યારે આ સંદેશા ચાલતા હતા. તેમની વાત પરથી જણાયું કે તદ્દન સ્વસ્થ ચિત્તે સાત પેઢીના મુત્સદ્દીની અદાથી દેશના એ સર્વોપરી નેતા સરકારી તારના જવાબ આપતા હતા. જ્યારે વાઈસરોયે સર્વ રાજકીય કેદીઓને છોડી મૂકીને સમાધાન કરવાની સંમતિ બતાવી, ત્યારે ગાંધીજીએ અલીભાઈઓ

સહિત ખિલાફતના બધા કેદીઓને પણ છોડવાનો આગ્રહ કર્યો. આ વિષે વાઈસરોય સંમત ન થયા તેથી સમાધાન તૂટી પડયું અને કલકત્તામાં જંગી હડતાળ પડી, તેને અંગે કલકત્તાના અનેક સ્ત્રીરત્નોની ધડપકડ થઈ ત્યારે ગાંધીજીનું દિલ આનંદોત્સાહથી નાચી ઉઠયું. તેમણે કહ્યું કે આ ખુશખબરથી જાણે સ્વરાજ્ય મળી ગયું હોય એવો આનંદ મને થાય છે.

## રાજદ્રોહનો આરોપ

થોડા જ વખતમાં 'યંગ ઇન્ડિયાના લખાણો માટે ગાંધીજી ઉપર રાજદ્રોહનો આરોપ મૂકીને સરકારે તેમને છ વરસની સજા ફરમાવતા અમે સર્વએ તેમને ભાવભીની વિદાય આપી. પછી વરસની આખરે ગયા. કોંગ્રેસના ઠરાવ મુજબ સત્યાગ્રહનો પ્રચાર કરતાં હું પણ સજા પામ્યો અને યરવડા જેલમાં ગાંધીજીનો સાથી બન્યો.

સને ૧૯૨૯માં ગાંધીજીની માંદગીને લીધે તેઓ ઇસ્પિતાલમાં વિદાય થયા ત્યાં સુધી કારાવાસના એકાંતમાં તેમની સાથે રહેવાની અણમોલ તક મને સાંપડી. ગાંધીજી જાણે હંમેશા ઇશ્વરને સાક્ષી રાખીને વહેલી સવારથી તે રાત સુધી પ્રાર્થના અને ચિંતનમાં, લેખન અને વાંચનમાં, કાંતણ અને પર્યટનમાં નિશ્ચંત સમય ગાળતા. તેમની પાસેથી વિવિધ શિષ્ટગ્રંથો લઇને વાંચવાની અને તેની સાથે વિવિધ વિષયો ઉપર લાંબી ચર્ચાઓ કરવાની અદ્ભૂત સગવડ મને મળી.

## ગાંધીજીએ ઝેર ચૂસ્યું

આ જેલજીવનના અનેક પ્રસંગોમાંથી બે અહીંયા ટાંકીશ. આફ્રિકાના હબસી બરદાસી આદનને એક દિવસ સંધ્યાકાળે વીંછી કરડયો. તરત ગાંધીજીએ તેનો ઘા ધોઇને તેમાંથી ઝેર ચૂસીને થુંકવા માંડયું. આ જોઇને હું તો દંગ જ થઈ ગયો.

બીજો એક પ્રસંગ, મુલ્સી પેઠાના સત્યાગ્રહને અંગે જેલમાં આવેલા શંકુરરાવ દેવ વગેરેના ઉપવાસના અંગે બન્યો. દેવપોઢી એકાદશીના દિવસે તેમણે ઉપવાસ કરીને કામ કર્યું. તેથી તેમને ફટકાતી સજા થઈ. તેના વિરોધમાં તેમણે ઉપવાસ આદર્યા. આ કિસ્સાની ખબર રોજ–રોજ ગાંધીજીને પડતી ગઈ તેમ તેમના દિલમાં ઉગ્ર મંથન થતું ગયું. ઉપવાસના દસેક દિવસ થવા આવ્યા ત્યારે તેમણે ગવર્નરને એક કાગળ લખીને ઉપવાસીઓને સાચી સમજૂતિ આપવવા ને મળવાની માંગણી કરી અને જો તે નામંજૂર થાય તો ઉપવાસ કરવાનો નિર્ણય જણાવ્યો. છેવટે જોઈતી મંજૂરી મળી અને ઉપવાસીભાઈઓને મળીને ગાંધીજીએ તેમના ઉપવાસ છોડાવ્યા.

## નવું જ દર્શન

સને ૧૯૨૪ના આરંભમાં ગાંધીજી પછી થોડા જ દિવસમાં હું જેલમાંથી છુટયો. થોડા વખતમાં કોંગ્રેસની મહાસમિતિની બેઠક અમદાવાદમાં મળી ત્યારે પંચવિધ બહિષ્ઠારનો ઠરાવ ફરીથી અમલમાં મુકવાની ગાંધીજીની સૂચના દેશબંધું દાસ વગેરે સ્વરાજયવાદીઓના વિરોધથી તેમને પાછી ખેંચવી પડી. તેથી તેમણે ઘણો વિચાર કોંગ્રેસ પર ચરખાનું સામાજ્ય સ્થાપવાને દરેક સભ્ય માટે કરીને, સુતરના ચોક્કસ તાર કાંતવાનું ફરજિયાત કરવાની દરખાસ્ત રજૂ કરી. રાજકીય સંસ્થામાં ચરખાને આવું સર્વોપરી સ્થાન આપવાની ગાંધીજીની દરખાસ્તથી હું એટલો બધો ગુસ્સે થયો કે મેં તરત જ તેમને બે પ્રગટપત્રો લખ્યા અને છેવટે ગાંધીભક્ત બનેલા ગુજરાતની ધરતી છોડીને હું મુંબઈ ચાલ્યો ગયો.

ત્યારથી ગાંધીજી સાથેનો મારો અંગત સંબંધ પૂરો થયો નહિ. તે ફરીથી કદીયે સંધાયો નહિ.

આજે ગાંધીજીની જન્મ શતાબ્દી ઉજવાય છે, ત્યારે ગાંધીજીનું એક નવું દર્શન મને થાય છે. સ્વચ્છ પડામાં સજ્જ થયેલો સુકલકડી ગાંધીજીના હાથમાં હું લાંબો દંડ જોઉં છું અને તેમની કમ્મર બાંધેલું ઘડિયાળ નિહાળુ છું પણ તેમનો ખરો જાદૂ તેમની આંખોમાં છે, તેમાંથી એવી અગન ચમકે છે, જે જગતનાં બંધનો અને પાપને ભસ્મ કરવાની શકિત ધરાવે છે. એ મહાત્મા અને યુગપુરુષને વંદન કરીને, આ સ્મરણાંજલી પુરી કરું છું.

[૪૩]

[તા. ૨૨–૨–૭૦ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક ૭૯માં વર્ષમાં પ્રવેશ્યા, તે દિવસે અતિથિવિશેષ તરીકે હેરલ્ડ લેસ્કી ઈન્સ્ટીટ્યૂટમાં એમણે પ્રવચન આપ્યું હતું, એ પ્રવચનમાં એમણે ભવિષ્યના જિવન અંગેના કાર્યક્રમની રૂપરેખા આપી હતી. અનુગામી કાર્યકરોને માર્ગદર્શક બને એવી ઘણી સામગ્રી આ પ્રવચનમાં છે. લેસ્કી ઈન્સ્ટીટ્યૂટના નિયામક શ્રી. પુરુષોત્તમ ગણેશ માવળંકરે આ પ્રવચન એમના માસિકપત્ર 'અભ્યાસ' માં પ્રસિદ્ધ કર્યું હતું. આ પ્રવચન અહીં આપીએ છીએ.]

[હેરલ્ડ લેસ્કી ઈન્સ્ટીટ્યૂટ ઓફ પોલિટિકલ સાયન્સ, અમદાવાદના ઉપક્રમે તા. ૨૨–૨–૧૯૭૦ ના રોજ યોજાયેલી ખાસ સભામાં મુરબ્બી ઈન્દુચાચાએ અતિથિવિશેષ તરીકે કરેલા આ ભાવવાહી અને પ્રેરણાદાયી પ્રવચનનો સંપૂર્ણ પાઠ, ઝડપી નોંધને આધારે મેં બીજે જ દિવસે તૈયાર કર્યો, જેને પછી ઈન્દુચાચાએ ક્યાંક ક્યાંક મઠાર્યો ને સુધાર્યો તેને 'અભ્યાસ' માં પ્રગટ કરતાં આનંદ અનુભવું છું. તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૭૦ ને દિવસે ત્રિવિધ યોગ સધાયો હતો—મહાત્મા ગાંધી જન્મ–શતાબ્દીની ઉજવણીનું સમાપન અધિકૃત રીતે તે દિવસે થયું; પૂજ્ય કસ્તુરબા ગાંધીનો શ્રાદ્ધદિન એ તારીખે હતો; અને ઈન્દુચાચાનો એ જન્મદિન હતો. પોતાના જુસ્સાભર્યા અને ઝંઝાવાતભર્યા જીવનસંગ્રામનાં ૭૮ વર્ષ પૂરાં કરીને ઈન્દુચાચાએ ૭૯માં વર્ષમાં પ્રવેશ કર્યો. એ દિવસે,લેસ્કી ઈન્સ્ટિટ્યૂટની 'વિઝિટર્સ બુક' માં નામ–સરનામું નોંધ્યા બાદ, વધારામાં અપવાદ તરીકે, ઈન્દુચાચાએ આમ લખ્યું : 'ગાંધીજીનો જીવન સંદેશ દરેકે પોતાની અલ્પશક્તિ અને અલ્પમતિ મુજબ પાર પાડવો જોઈએ.'

—પુ. ગ. મા.]

પુરુષોત્તમભાઈએ આજના દિવસનું મહત્ત્વ આપણી આગળ હમણાં રજૂ કર્યું છે. મારે 'બા' એ શબ્દ નથી, તેઓ એક વ્યક્તિ હતાં અને છે. અહીં અમદાવાદમાં કોચરબ આશ્રમમાં બાનો સહવાસ મને નહિ થયેલો પણ સાબરમતી આશ્રમની અંદર બાના સહવાસમાં હું ઠીક ઠીક આવેલો. કસ્તુરબાની વાણી એવી તો મીઠી ને મધુરી હતી; આપણને ગુજરાતમાંના લોકોને સૌરાષ્ટ્રના લોકોની ભાષા ઘણી મધુરી લાગે છે. બાનો બોલ ઘણો હળવો, કંઈક કડક વાત કહેવાની હોય તો પણ વહુ મીઠી રીતે કહેવાની તેમને ટેવ હતી. બા અન્નપૂર્ણા હતાં. ગાંધીજીને ત્યાં તો ગમે ત્યારે ગમે તેટલા મહેમાનો આવે, ત્યારે તેમના સહુનાં ભોજન, આદીની વ્યવસ્થા કુદરતી રીતે બાને માથે જ રહે અને આ બધી વ્યવસ્થા અને બધું કામકાજ બા હસતે મોંઢે કર્યા કરે. રોજ ને રોજ વધતી જતી આ જવાબદારી બા સરસ રીતે પાર પાડતાં.

જેમ જેમ ગાંધીજીનું જીવન વ્યાપક બનતું ગયું, તેમનો સિતારો આકાશમાં ચડતો ગયો, તેમ તેમ વિવિધ માણસોની મોટી ઠઠ આશ્રમમાં જામવા લાગી. એ સૌના યોગક્ષેમનું કામ બા કરતાં હતાં. ગાંધીજીએ લખેલું કે બા વિના મારું જિવન આટલું બધું સૂનું થશે એમ મેં પણ ધાર્યું નહોતું. બાપુએ તેમ મનુબેન ગાંધીએ પણ બાની જીવન-સભરતા વિષે અનેકવાર લખ્યું જ છે.

બાપુએ તો કહ્યું કે બા વગર હું જે સિદ્ધિએ પહોંચ્યો—અંતરની તપસ્યામાં ને બહારની સિદ્ધિમાં તેને પહોંચી ન શકત. બાની આંખ આગાખાન મહેલમાં બીડાઈ. આ દુ:ખદ બિના જેલમાં બની. ગાંધીજી કર્મયોગી હતા અને હિંમતથી અને વૈરાગ્યથી તેમણે આવી પડેલું આ દુ:ખ સહન કર્યું. જીવનમાં અને બાના નિર્વાણ બાદ વિશેષ કરીને, બા–બાપુનાં નામ એકમેકમાં ભળી ગયાં. બંનેની જન્મ શતાબ્દી એક જ વર્ષમાં ઉજવાઈ ગઈ.

બા-બાપુની જન્મશતાબ્દી એક સાથે ઉજવાય એ, આમ સ્વાભાવિક હતું, બા-બાપુ શતાબ્દી શરુ થઈ અને અને હવે પૂરી થાય છે. શતાબ્દીની ઉજવણી શરુ થવાની હતી, ત્યારે મારા મનની અંદર એક એવી ઉત્કટ મહેચ્છા હતી કે આ શતાબ્દી કંઈક ચોકકસ રીતે જેને ઠોસ કાર્યક્રમ કહી શકાય-એ રીતે ઉજવવી જોઈએ. એવા ઠોસ કાર્યક્રમ વિના શતાબ્દીની ઉજવણી પૂરી ન થવા દેવી જોઈએ. કાર્યકરોને મેં કહેલું કે આમાં તમારી કસોટી છે. શતાબ્દીનો કાર્યક્રમ તમારે બરાબર વિચારવો જોઈએ અને સરસ રીતે અમલમાં મૂકવો જોઈએ. શતાબ્દી ઉજવણીની તૈયારીઓના પ્રારંભિક કામમાં, દિલ્હીમાં હું ઘણીવાર ગાંધી શતાબ્દી ઓફિસમાં જતો અને ત્યાં બધી દેખભાળ કરતો તેમજ જે વિવિધ કાર્યક્રમો વિચારાતા હતા તે વિષે સાંભળતો હતો, જોતો હતો અને એ બધા વિષે જાણવાની કોશિશ કરતો હતો.

આપણે ત્યાં અને આખા દેશમાં શતાબ્દી ઉજવણી ચાલુ થઈ ને પૂરી પણ થઈ. કેટલાય પ્રતિનિધિમંડળો દેશ દેશમાં ઘૂમી વળ્યાં. આફ્રિકામાં આપણાં ગુજરાતી ભાઈ-બહેનોએ હજારો રૂપિયાનું ગાંધી સાહિત્ય વેચાતું લીધું અગ્નિએશિયામાં ગાંધીજીનો સંદેશો બીજા કેટલાક કાર્યકર્તાઓએ પહોંચાડયો. અહીં દેશમાં એક આખી રેલ્વેગાડી બધે ફરી અને ગાંધીજીની છબીઓ વગેરેનું પ્રદર્શન સહુએ નિહાળ્યું. ખુદ દિલ્હીમાં 'ગાંધી દર્શન' પ્રદર્શન ભરાયું. છેલ્લે છેલ્લે એક મોટો આંતરરાષ્ટ્રીય પરિસંવાદ રાજધાનીમાં યોજાયો. દેશવિદેશમાનાં ગાંધી-વિચારના ચાહકો, વિદ્વાનો અને અનુભવીઓ એમાં ઉપસ્થિત રહ્યા. બ્રિટન, ફ્રાંસ, અમેરિકા વગેરે દેશોમાંથી શાંતિ-અહિંસાને વરેલા વિચારકો આવ્યા અને 'ઈટાલીનાં ગાંધી' ગણાતા ડોલ્ચી જેવા મહાનુભવ પણ આ પરિસંવાદ માટે આપણે ત્યાં આવી ગયા. એમણે સહુએ પોતપોતાની રીતે ગાંધીજી

વિષે વાતો કરી અને પોતપોતાના વિશિષ્ટ અનુભવો અને કાર્યો વિષે બયાન આપ્યું.

આમ છતાં, મારા મનમાં એવો ખ્યાલ રહી ગયો છે કે ગાંધીશતાબ્દી જે રીતે આપણે ઉજવવી જોઈતી હતી, તે રીતે એની ઉજવણી થઈ નથી. ઉજવણીના આરંભમાં તો ઘણી ઘણી આશાઓ હતી; શાંતિસેના વગેરેના કાર્યક્રમો વિચારાયા હતા. વિનોબાજીનો પણ એ યોજનાને ટેકો હતો. છતાં ન બનવાના બનાવો બન્યા છે અને બનતા રહે છે. આજે આપણા દેશમાં શિસ્ત નથી, સંયમ નથી, શાંતિ નથી, દિલમાં શાંતિ નથી અને વખતોવખત હિંસાની જવાળાઓ ભભૂકી ઊઠે છે. ચારે બાજુ અસંતોષની જવાળાઓ ફેલાતી જાય છે. આ બધા અસંતોષને રચનાત્મક રસ્તે વાળવા માટે અને વિધાયક માર્ગે એને લઈ જવા માટે ખાસ કશું નક્કર કામ થતું જણાતું નથી. આવી શોચનીય પરિસ્થિતિ આજે છે અને લોકો પણ એ વિષે પ્રશ્નો પૂછે છે.

સરહદનાં ગાંધી હમણાં ભારત આવી ગયા. તેમણે પોતાનું દિલ ઠાલવ્યું. જ્યાં ત્યાં ફરીને ઊંડા દર્દ સાથે એમણે એક જ વાત કહ્યા કરી: 'તમે લોકો ગાંધીજીને ભૂલી ગયા છો ત્યાં હવે મારી વાત શું સાંભળવાના હતા? અને મારા બોલવાથી ભલીવાર શો? બાદશાહખાન આ રીતે દિલમાં ઘણું દુ:ખ લઈને પાછા કાબૂલ ગયા. ગયે વર્ષે અમદાવાદમાં તેઓ અઢાર દિવસ રહ્યા હતા, તે દરમિયાન તેઓ ઘણા બધા લોકોને મળ્યા. પોતાનું દરદ ઠાલવ્યું. પ્રજાના સરકારના બધાયના કામ વિષે એમણે ઘણો અસંતોષ વ્યક્ત કર્યો. એમનું દિલ ઘણું દઝાયું અને ઘવાયું. આમ જનતાના દર્દની જે કથાઓ એમણે સાંભળી તેનાથી એમની આંતરડી કકળી ઊઠી હતી.

ગાંધી જન્મ–શતાબ્દી હવે પૂરી થાય છે. દેશના રાજકરણમાં આજે ઘણું બધું મંથન ચાલુ રહ્યું છે. આપણે ત્યાં અનેક રાજકીય પક્ષો છે પણ તેમાં કોંગ્રેસ સૌથી જૂનો અને મોટો પક્ષ છે, પણ તેમાં આજે જબરજસ્ત ભંગાણ પડેલું છે. બીજા પક્ષોમાં તો તે ક્યારનું પડેલું જ છે. સામ્યવાદીપક્ષ, સંયુક્ત સમાજવાદી-પક્ષ, વગેરે પક્ષોમાંના ભાગલા આજના નથી. પણ આજે તો ચારે બાજુ ભંગાણ જોવા મળે છે, ગાંધીજીએ એક આર્ષ દૃષ્ટાની હેસિયતથી લખ્યું હતું–અવસાનના આગલા દિવસે જ એમણે એ વાત નોંધી હતી કે કોંગ્રેસનું સ્વરૂપ સ્વરાજ્ય આવતાં ધરમૂળથી બદલાવું જોઈએ. જે બધા સભ્યો સ્વતંત્ર ભારતના મતદાર પત્રકમાં હોય તે બધા જ સભ્યો કોંગ્રેસના સભ્યો હોવા જોઈએ. ગાંધીજીને સર્વે મતદારોની એવી કોંગ્રેસ જોઈતી હતી, જેમાં કોઈ ભેદભાવ ન હોય, પણ એમણે જોયું કે એવો સંઘ રચવાનું મુશ્કેલ છે અને કદાચ રચાયો તો એવો સંઘ કાશીએ પહોંચવાનું કઠણ છે એટલે એમણે કોંગ્રેસના વિસર્જનની વાત કરી. લોકસેવક સંઘની સ્થાપના કરવાનો વિચાર અને આદેશ પણ એમણે રજૂ કર્યો.

પરંતુ એક પ્રશ્ન તો બાકી રહ્યો જ : રાજ કોણ ચલાવે? રાજ કેવી રીતે ચાલે? એ સવાલ અનુત્તર રહ્યો. પ્રજાશક્તિ કે જનસામર્થ્ય અલબત્ત ખરાં, પણ એને રાજકારણમાં કોણ વાળે? તે વખતના નેતાઓએ ઠરાવ્યું કે આજની કોંગ્રેસ જ ચાલું રાખવી અને એણે સત્તાનાં સૂત્રો ધારણ કર્યાં. આજે એ વાતને ૨૩ વર્ષ થવા આવ્યાં, પરંતુ દેશની સ્થિતિ સુધરવાને બદલે ઉલટી બગડતી જ ચાલી છે અને આજે તો એકંદર સ્થિતિ બહુ ડહોળાયેલી માલૂમ પડે છે.

ખાન અબ્દુલ ગફારખાન આવ્યા ને બોલ્યા અને સર્વ સ્થળે બોલ્યા ત્યારે ઘણાંને થયું કે ગાંધીજી આવ્યા ને બોલ્યા. બાદશાહ-

ખાનની વાતો તો ઘણુંએ સાંભળી; પણ એને અમલમાં કોણ મૂકે ? એ કર્તવ્ય અને કામ કોનું ? સરકારનું ? પ્રજાનું ? પક્ષોનું ? પક્ષો બહારના લોકોનું ? આવા ઘણા ગૂંચવાડાભર્યા પ્રશ્નો ઊભા થાય છે. હમણાં હું 'એશિયન ડ્રામા' પુસ્તક વાંચું છું. ત્રણ ખંડમાં લખાયેલા આ મહાગ્રંથના લેખક સ્વીડનના જગપ્રસિદ્ધ અર્થશાસ્ત્રી છે. આ ગ્રંથમાં લેખકે એમનું નામ ગુનાર મિરડાલ છે–દક્ષિણ–પૂર્વ એશિયાની ગરીબાઈ પર વિશદતાથી લખ્યું છે. આંકડાઓની હારમાળા સાથે એમાં એમણે વિશ્લેષણ કર્યું છે. સદર વિદ્વાન કહે છે કે આખા એશિયામાં ગાંધીજી અને જવાહરલાલ જેવા મહાન નેતાઓ ભારત સિવાય બીજે ક્યાંય થયા નથી. ગાંધીજી જેવા યુગપુરુષ અને વિશ્વ–માનવને તથા નેહરુ જેવા આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા રાજપુરુષને એક જ સૈકામાં અને લગભગ એક સાથે મેળવવાનું માન એકલા ભારતને જ મળ્યું અને તેમ છતાં, આખા એશિયામાં નિરક્ષરતાની બાબતમાં સહુથી વધુ પછાત હજી ભારત ( અને પાકિસ્તાન ) જ છે. આર્થિક ક્ષેત્રે આપણા દેશનું કંઈક ઊજળું પાસું કહેવાય. પણ અહીં ગાંધીજી જેવા આટલા મોટા વિશ્વવંદ્ય વિભૂતિ કહી શકાય એવા નેતા થઈ ગયા તો પણ આપણે ભારતવાસીઓ આટલા બધા પાછળ કેમ રહી ગયા ?

ગાંધીજી ૭૯ વર્ષની ઉંમરે ચાલ્યા ગયા, એટલે તેઓ લાંબી જિંદગી જીવ્યા, એમ જરુર કહી શકાય; જો કે ભારતને સ્વતંત્રતા મળ્યા પછી તેઓ ઝાઝો વખત રહ્યા નહિ. જવાહરલાલ નેહરુ તો સ્વતંત્ર ભારતમાં પણ લગભગ ૧૭–૧૮ વર્ષ સુધી જીવ્યા અને લાગલાગટ સર્વોચ્ચ સત્તાસ્થાને રહ્યા. લગભગ બે દાયકા સુધી એમણે નિષ્કંટક રાજ્ય ચલાવ્યું. નેહરુએ પંચવાર્ષિક યોજનાઓ શરુ કરી. કરોડો રૂપિયા ખર્ચ્યા, વિવિધ દેશોમાંથી મબલખ મદદ

મેળવી. આ બધું છતાં, અર્થકારણ, રાજકારણ અને સામાજિક જીવન પર ગાંધી–નેહરુની છાપ કેમ ન પડી? આ બધું વિચારવા જેવો પ્રશ્ન છે. જે વસ્તુ ગાંધી–નેહરુ જેવા પણ ન કરી શકયા તે આજે હવે કોણ કરશે? પેલા સ્વીડિશ વિદ્વાને તો બરાબર ટકોર કરી છે કે ભારતમાં આજે કેન્દ્ર સરકાર અને રાજ્યોની સરકારો ભારોભાર કાયદાઓ કર્યે જાય છે પણ એ પૈકી અમલ કેટલો થયો ને થાય છે? કરોડો ને અબજો રૂપિયાનો વરસાદ પરદેશી મદદ દ્વારા અને સરકારી યોજના મારફત વરસતો રહ્યો છે. ઘણું થયું છે એ ખરું; નેહરુએ તો રાતદિવસ જહેમત ઉઠાવી; ખૂબ તનતોડ કામ કર્યું, રોજના ૧૭–૧૮ કલાક તેઓ સતત પ્રવૃત્તિશીલ રહ્યા. અમેરિકાથી અને રશિયાથી એમણે ઘણી બધી મદદ દેશને માટે મેળવી. ઢગલાબંધ નીતિનિયમો કર્યા અને હુકમો છોડયા.

પણ આ બધું ઉપરની જ સપાટીએ ચાલ્યું. એમાંથી નીચે આમજનતા સુધી કેટલું ઊતર્યું ને પહોંચ્યું? અંગ્રેજીમાં infra-structure કહે છે તે સામાજિક અને આર્થિક તંત્ર નીચે ભોંય-તળિયે લગભગ એવું ને એવું જ રહ્યું છે. સદીઓથી જે માળખું આ દેશમાં જામેલું હતું, એ લગભગ એવું ને એવું રહ્યું છે અને જ્યાં સુધી એમાં કશી હલચલ અને ગડમથલ નહિ થાય ત્યાં સુધી ઉપરની સપાટી પરની બધી દોડધામ ફોગટ છે. આજે તો કમનસીબે સ્થિતિ એ છે કે નીચલી કક્ષાથી ઉપરવાળા સુધીના જે સહુ છે તે બેઠા બેઠા પોતે જ બધું ઓહિયાં કરે છે! મેં જે વરસાદની વાત કરી તેનું પાણી નીચે બેઠેલાઓ સુધી પહોંચ્યું જ નથી. વિનોબા ભાવે કહ્યા જ કરે છે કે યોજનાઓ કરવી સારી પણ તે પ્રજા સુધી પહોંચવી જોઈએ ને! આજે તો યોજનાનું પાણી નીચે ટપકતું જ નથી percolate થતું જ નથી. છેક ઉપર બેઠેલા પ્રધાનોથી માંડીને તદ્દન નીચે ગ્રામ પંચાયતોના સરપંચો

સુધીના સહુ આવી યોજનાઓનો લાભ મહદ્ અંશે ખાટી જાય છે. આ બધા કર્તાહર્તાઓ અને એમના ચૌદશિયાઓ બધું ઉપભોગે છે. 'ચૌદશિયાઓ' શબ્દ પરથી વધુમાં વધુ ચૌદ માણસોની ગણતરી કરાય, પણ આમના દરેકના તો બેચાર બેચાર જ 'ચૌદશિયાઓ' હોય છે અને એ બધાંની 'યોજના' જુદી જ હોય છે ! પરિણામે ઉપરની યોજના જુદી અને તે નીચેની યોજનાની ઉપરવટ થતી રહે છે. આ બધા કર્તાહર્તાઓ નીચલી સપાટીએ શું કરે છે એની ઘણીવાર તો ઉપરવાળાઓને પૂરી ખબર પણ હોતી નથી. આપણા હિતુભાઈને પણ ભાગ્યે જ ખબર હશે કે તંત્રમાંની નીચલી પાયરીઓના માણસો શું કરે છે કે શું નથી કરતા ! દુર્ભાગ્યે, આમાંનો દરેક જણ આજે પોતાના વાસમાં ને ખિસ્સામાં બને તેટલું બધું ઝટઝટ ભરી લે છે ! હવે વહીવટનું અને તંત્રનું આ જે તળિયાનું માળખું છે એને કેવી રીતે બદલી શકાય ? આ બધી બાબતોનો ઊહાપોહ કરવો એ એક મોટો વિષય છે. પણ હું આ પ્રસંગે લાંબું ભાષણ નહિ કરી શકું એક બે મુદ્દા જ ફક્ત કહીશ.

આજની ગૂંચવાડાભરી પરિસ્થિતિમાંથી બહાર આવવા માટે અને કશુંક નક્કર કામ કરવા માટે એક બે નહિ પણ કંઈક સારી સંખ્યામાં સેવાભાવી અને કસાયેલા કાર્યકરોએ ભેગા આવવું જોઈએ. આવા માણસોનું જૂથ જ કંઈ કરી શકે. પણ મુશ્કેલી એ છે કે આવું જૂથ સહેલાઈથી રચી શકાતું નથી. રાજકીય પક્ષોવાળા લોકો એવું રચી શકે, પણ તેઓ બધા સત્તાના રાજકારણને વરેલા છે. એ બધો સદો આપણે નજરોનજર હમણાંથી નિહાળતા આવ્યા છીએ. 'આયા રામ'– 'ગયા રામ' નું રાજકારણ અજાણ્યું નથી. આપણી સગી આંખે આપણે એ જોઈ રહ્યા છીએ. મતની ગણતરી અને સત્તાના રાજકારણમાં રાજકીય પક્ષો રચ્યાપચ્યા રહીને આખો

વખત ઉપર જ જુએ છે, નીચે જોતા નથી! વચ્ચે વચ્ચે તેઓ નીચે નજર નાખે છે ખરા. પણ તે માત્ર પોતાના માણસોને કહેવા –સમજાવવા વાસ્તે. સત્તાનું આ બધું રાજકારણ મને હવે માયાવી લાગે છે. રાજકીય પક્ષો મારફત કંઈક કે થોડુંક જરુર થશે, નહિ થાય એમ હું નહિ કહું. પરંતુ તેઓ કંઈક સારું પણ કરવા જશે તો તંત્રમાંના નીચેવાળાઓ બધુ પતાવી દેશે!

નીચેવાળા આ તંત્રને કઈ રીતે સુધારવું એ માટે મારા ખ્યાલમાં બે રસ્તા છે. વાસ્તવમાં ગાંધીજીએ જ એ કહેલા છે ને પ્રમાણેલા છે: (૧) લોકશિક્ષણનો માર્ગ અને (૨) રચનાત્મક કાર્યનો રસ્તો. આ બન્ને કાર્યો માટે કાર્યકરોની તાલીમબદ્ધ સેનાઓ જોઈશે. ત્યાર પછી પણ બધું કામ તો તરત નહિ પાર પડે. રચનાત્મક કાર્ય જેઓ કરવા માગે છે, તેઓએ ગામડાંઓનો સહવાસ રાખવો જોઈશે. ભારત મુખ્યત્વે ગામડાંઓમાં વસે છે. અને તેથી આ વિશાળ દેશનાં સંખ્યાબંધ ગામડાઓમાં નિશ્ચયાત્મક બુદ્ધિવાળા માણસો અને સમાજનું નવનિર્માણ કરનારા માણસો જયારે પલાંઠી વાળીને બેસશે અને વિવિધ રચનાત્મક કામોમાં ખૂંપી જશે, ત્યારે કંઈક પ્રગતિ અને ફેરફાર શકય બનશે અને સિદ્ધ કરી શકાશે. આ કામ માટે યુવકસેનાઓ જોઈશે. ઉપરાંત આમાં સહુનો-વિદ્યાર્થીઓ, શિક્ષકો, કિસાનો, કામદારો, હરિજનો, આદિ સહુનો-સાથ અને સહકાર જોઈશે અને આ સહુની મારફત કામ કરવું પડશે. આ સહુ માણસોના મનને ને દિલને નવેસરથી ઘડે અને એમનું જોડાણ કરે કે જેથી બધા ચૌદશિયાઓ ટાઢા પડે અને આમજનતા આગળ આવે, પછી જ ઉપરથી આવતા રેલાનો લાભ છેક નીચે સુધી ન્યાયપૂર્વક મળે.

આ બહુ ભગિરથ કામ છે. આ દિશામાં અત્યારે કયાંક કયાંક થોડુંક કામ થાય છે ખરું; શિબિરો ભરાય છે, ગામડાઓમાં પરિ-

સંવાદો અને સફાઈના કાર્યક્રમો થાય છે, શાંતિસેવાનું કાર્ય ચાલે છે. સર્વશ્રી અપ્પાસાહેબ સહસ્રબુધ્ધે, મામા દેવગિરિકર, ઈશ્વરભાઈ, વગેરે અનેક કાર્યકર્તાઓ છે. હરિજન સેવકસંઘના ભાઈઓ પણ છે. તેઓ ગામડે ગામડે ફરીને સુખાકારીના સાધનો પહોંચાડે છે, ઊભાં કરે છે, અને હરિજનો તરફની સવર્ણ સમાજની સૂગ ઓછી કરે છે. છતાં, ઝગડા થાય જ છે, જેમ કે બાવળા જેવામાં થયા. પણ, રચનાત્મક કાર્ય શ્રદ્ધાથી અને સંગીન ધોરણે ચાલુ જ છે. મોટે- ભાગે આવું કાર્ય મહારાષ્ટ્રમાં સરસ ચાલી રહ્યું છે. અનેક ગામ- ડાઓમાં રસ્તાઓ તથા નવનિર્માણનું કામ થઈ રહ્યું છે. મહારાષ્ટ્રના આવા એક આઝાદ માનવી સાથે મારો મેળાપ થયો. તેઓ મુંબઈમાં રહે છે પણ મોટેભાગે મહારાષ્ટ્રમાં ફરે છે. તેમનો વધુ સંપર્ક સાધવાનો છું એટલે આવા પણ માણસો છે ખરા; નથી એમ નહિ પણ હજી આ કામ ઝાઝું આગળ વધ્યું નથી.

રચનાત્મક કાર્યમાં કશી સત્તા મેળવવાની નથી કે નથી એમાં મળવાની કોઈ મોટાઈ કે નાણાંકીય રેલમછેલ. છાપાંઓમાં એનાં કશા બણગા ફૂંકાવાનાં નથી. છતાં આવા સન્નિષ્ઠ માણસો શાંતિથી એમનું કામ કર્યે જાય છે. અલબત્ત, રાજકારણી માણસોનો સાથ મળે ખરો; તે સાથે એ પણ ખરું કે વધારે પડતું રાજસ્ એમાં પ્રવેશે તો બધું કામ ચાલ્યું જાય સત્તાના વહેણમાં! રચનાત્મક કાર્ય કરવાનો આજે એક રસ્તો છે. તેને હું હમણાંથી ઉત્કટપણે શોધું છું. પણ એની કેડી ને એનો રાજમાર્ગ મને હજી જડતાં નથી. ગામડાઓમાં ને જંગલોમાં આશ્રમો તો મેં ય કાઢ્યા છે અને શિબિરોમાં પણ હું જાઉં છું. પણ શિબિર વખતે બે ચાર દિવસ બધા સાંભળે અને પછી બધું ભૂલી જાય. એની કશી ભારે અસર રહેતી નથી. ૪–૮ દિવસ સફાઈનો કાર્યક્રમ અમલી બને અને ફરી પાછા જ્યાં હતા ત્યાં!

હવે એક બીજો માર્ગ છે, જે મારા ખ્યાલમાં આવે છે અને તે એ કે માનસિક શક્તિ નિર્માણ કરવાને સમાજશિક્ષણ કે લોક-શિક્ષણનો માર્ગ. છેવટે માનસ અને ખરેખરું એનું સંચાલક તત્ત્વ શું? સ્વાભાવિક જ માણસનું મન. એટલે મનને સુધારવું રહ્યું. અને મન એટલે બુદ્ધિ તથા ભાવનાઓ. આમ માણસની કલ્પનાને જાગૃત કરો, માનવતાના ફુવારા એના દિલમાં ફૂટે તેમ કરો, એની બુદ્ધિ પ્રકાશિત થાય તેવું કરો અને આમ થતાં નવો માણસ અને નવું માનસ તૈયાર થશે. એવી સમજણવાળા માણસો સહુ ભેગા મળે અને નવા માનસની કેળવણી તથા જ્ઞાનના વિકાસનું વિકટ કાર્ય હાથમાં લે તે બહુ જરૂરી છે. આ એક બહુ મોટી ચીજ છે.

એક રીતે હું જોઉં છું તો મને એમ લાગે છે કે આપણા દેશમાં કંઈક આપણું જે રાષ્ટ્રીયત્વ છે, સ્વાભિમાન છે, તે જ કેટલીક વાર આપણા જ્ઞાનની વિશાળતામાં બાધક નીવડે છે. દા.ત., અહીંના પંડિતોને બગદાદના ખલિફો ને સુલતાનો બોલાવે. આપણા પંડિતો અરેબિક ભાષા જાણે. પણ આપણો કોઈ પંડિત અરેબિકમાંથી સંસ્કૃતમાં કશું ન ઊતારે. પરદેશીઓ એટલે જાણે મ્લેચ્છ! પરદેશીઓના સાહિત્યની આપણા પંડિતોને સૂગ. પરદેશી સાહિત્ય-માંથી તે વળી શું લેવાનું હોય એવું એમનું અભિમાન. આરબની પાસે સંખ્યાના આંક–numerals–પહેલવહેલા હતા, તે જો કે આપણે અપનાવ્યા. પણ એવી બીજી ઘણી ચીજો આપણે ત્યાં આવી શકત તે ન આવી. ત્યાંનુ જ્ઞાન, વિજ્ઞાન, સાહિત્ય ન આવ્યું. આ આપણી એક પરંપરાગત મર્યાદા રહેલી છે.

ગઈ સદીમાં એ મર્યાદા ઓછી થઈ ખરી; રાજા રામમોહન-રાયે એ દિશામાં પહેલ કરી. ફિરોઝશાહ મહેતા, ગોખલે, ગાંધીજી જેવા મહાનુભાવો વિદેશોની સફર કરી આવ્યા. એ પણ એક રીતે

વિદેશોમાંની સારી ચીજો અહીં લાવવા–અપનાવવાનો નૂસખો હતો. મહર્ષિ દાદાભાઈ નવરોજજી જેવા વિલાયત ગયા અને ત્યાં રહ્યા ને જોયું ત્યારે એમને 'Un-British Rule in India'ની ખબર પડી! અહીં દેશમાં જ દાદાભાઈ રહ્યા હોત તો તેમને ભારતમાંની બિનબ્રિટિશ હકૂમતનો ખ્યાલ ન આવત. ઇંગ્લેંન્ડમાં રહ્યા પછી અને અંગ્રેજોનું રાજકાજ અંગ્રેજોના જ આંગણમાં જોયા–જાણ્યા પછી દાદાભાઈએ બેસડક પ્રચાર શરુ કર્યો કે અંગ્રેજોને આ બધું છાજતું કે શોભતું નથી અને ભારતમાંની પોતાની હકૂમતની રીતરસમો એમણે બદલવી જ રહી એટલે જોઈ શકાશે કે વિદેશયાત્રા બાદ દાદાભાઈની દૃષ્ટિ ખૂલી ગઈ. એમની દૃષ્ટિ વિશાળ થઈ. એમનું જ્ઞાન સમૃદ્ધ બનતાં અને બુદ્ધિ વિકસિત થતાં એમણે ભારતને દુનિયાના ભાગરૂપે જોયો. દિલને ધક્કો લાગ્યો અને એમાંથી રાષ્ટ્રીયત્વ ફૂટી નિકળ્યું. આમ જ્ઞાનનો વિસ્તાર થતાં બુદ્ધિ જાગૃત બને છે. હૃદય વિશાળ થાય છે અને અંતરના ઊંડાણમાં શક્તિ જાગે છે, એક નવી શ્રદ્ધા પ્રગટ થાય છે.

દિવસે દિવસે આ ખ્યાલ મારા દિલમાં ઊંડો ઊતરતો જાય છે. ફ્રેંચ સમ્રાટ નેપોલિયન બોનાપાર્ટે કહ્યું કે રૂસોનું 'સામાજિક કરાર' પુસ્તક લખાયું ન હોત તો ફ્રેંચ ક્રાંતિ સંભવત નહિ. એ જ રીતે, 'સિટીઝન' ટોમ પેઈને 'એજ ઓફ રીઝન લખ્યું' અને જ્યોર્જ વોશિંગ્ટન કહી ગયા કે પેઈનના આ પુસ્તક વિના અમેરિકાના બંધારણીય હક્કો અને લોકતંત્ર માટે મૂળભૂત પાયાનું કામ કર્યું. કહે છે કે પેઈન જ્યારે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો ત્યારે લાકડી હાથમાં લઈ, ધીરે ધીરે ડગલાં માંડતો સ્વતંત્ર અમેરિકામાં મતદાન કરવા માટે જઈ રહ્યો હતો ત્યારે મતદાન કેન્દ્ર પરના અફસરે એને ઓળખ્યો પણ નહિ! ટોમ પેઈન સાધારણ જેવા તેવા

ઘરમાં રહ્યો અને ગુજરી ગયો. પણ ઈતિહાસમાં એનું નામ રોશન કરતો ગયો.

આ બધા વિચારકોએ બહુ મોટું કામ કર્યું. રાજાઓના દૈવી હકો અને સત્તાને એમણે અસરકારક રીતે પડકારી અને યુરોપમાં તથા બહાર ઠેર ઠેર ક્રાંતિની ચિનગારી સળગાવી. રોમન કૅથોલિક સંપ્રદાયના વડા પોપની હકૂમત સામે પણ એવી જ રીતે વિદ્રોહી આત્માઓ જાગ્યા. બાયબલ લૅટિનમાં જ હોય, અને પોપ કહે તે જ બ્રહ્મવાક્ય, એની સામે જર્મનીમાં માર્ટિન લ્યૂથર ઊભો થયો અને એણે લલકાર્યું કે પોપને એવી કશી જ સત્તા નથી અને જર્મન ભાષામાં બાયબલનું ભાષાંતર કરવાનો પ્રજાને અધિકાર છે. આપણે ત્યાં પણ વેદો સંસ્કૃતમાં લખેલા છે. તેમના અનુવાદો જો ગુજરાતી, મરાઠી, વગેરે ભારતીય ભાષાઓમાં થાય તો મર્મનો સંદેશ અને નીતિનો પ્રચાર સામાન્યજન સુધી પહોંચે. સૈકાઓ પહેલાં સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં જ્યારે રૂપાંતરો વગેરે થવા લાગ્યા ત્યારે આપણે ત્યાં પણ વિરોધ ઓછો થયો નહોતો.

ખેર; વિચાર દ્વારા એક મોટી ક્રાંતિ થાય છે. માર્ટિન લ્યૂથર સામે તહોમત મૂકાયું હતું પણ એણે તો જવાબ આપ્યો કે હજાર માણસો મારી સામે ટીકા કરવાને તૈયાર હોય તો તે સહુનો મુકાબલો કરવા હું તૈયાર છું. એવી એની અજબ શ્રદ્ધા હતી અને અચલ વિચાર હતો. માનસિક પરિવર્તનનું મોટું કામ એણે કર્યું. પછી તો યુરોપના અને દુનિયાના ઈતિહાસમાં ઔદ્યોગિક પરિવર્તનો થયાં, ઉમરાવોએ રાજા-મહારાજાઓની ધૂળ કાઢી નાખી અને ઈંગ્લૅન્ડમાં રાજા ચાર્લ્સ વાંકો થયો તો એનું ડોકું જ ઉડાવી દીધું! પહેલાં ચાર સૈકાઓ પહેલાં, છેક ૧૨૧૫ની સાલમાં 'મૅગ્ના કાર્ટા'-મહાન ખતપત્ર-પર રાજા જોન પાસે ઉમરાવોએ સહી કરાવી લીધી અને

પ્રજાના મૂળભૂત હકકોને અંકિત કર્યા. આધુનિક સમયની ક્રાંતિઓ–રશિયાની, ચીનની વગેરે—જાણીતી છે.

હવે, આ બધી જે માનસિક, ઔદ્યોગિક, ધાર્મિક, આર્થિક, રાજકીય, ઈત્યાદિ ક્રાંતિઓ થઈ એ બધા વિષે આપણા લોકો વાંચે તો એમને ખ્યાલ આવે અને તેમને પણ થાય કે જૂની પરંપરાઓમાંથી આપણે બહાર નીકળી જઈએ નહિ તો મોતને કિનારે આપણે બધા ધકેલાઈ જઈશું! આ સદીમાં જર્મનીમાં હિટલરે કેર વર્તાવ્યો. યહૂદીઓની એણે ક્રૂર અને આંધળી કતલ કરી. પરિણામ શું આવ્યું? કેટલાક બુદ્ધિશાળી અને વિચક્ષણ યહૂદીઓ જર્મનીથી ભાગી ગયા અને અમેરિકામાં જઈ વસ્યા. આમ, અમેરિકાના બુદ્ધિધનમાં ઉમેરો થયો અને જર્મનીને નુકસાન પહોંચ્યું.

માણસમાત્ર સમાન છે એ ખ્યાલ આમ તો તદ્દન સાદો લાગે છે પણ એને સમાજ સ્વીકારી શક્યો નથી. આપણે ત્યાં 'મારા ગામના ઢેડાઓ' કહીને ફૂંફાડો કરનારા બડેખાંઓ છે જ ને! આવા તો કેટલાય નાના નાના ઝાર–કૈસરો ગામડાઓમાં બેઠા છે. એમને ભાન નથી કે દુનિયા કેવી રીતે ચાલે છે. દુનિયાના અનેક દેશોમાં આવી જોહુકમી કરનારાઓનું બધું ઊંધું થઈ ગયું અને માર ખાઈને એમને પંપાળવા પડયા એમનો લમણો! આપણે ત્યાં પણ જેઓ નહિ સમજે તેમને સહેવાનું છે. તેમને તડી પડવાની છે. ત્યારે બીજી દિશામાં, વિચારની દિશામાં, આપણે પ્રજાને વાળવાની છે. જ્ઞાનના પ્રચારનું આ કામ ઘણી મોટી સાધના માગી લે છે. આપણા દેશમાં વેદો, શાસ્ત્રો, પુરાણો, ઉપનિષદો, વગેરેમાં રૂઢીગત જ્ઞાન ઘણું છે અને એનો પ્રચાર પણ આજે ઘણો ચાલી રહ્યો છે, પણ એટલાથી શું વળવાનું હતું? એનાથી કંઈ ત્રીજું લોચન ખૂલતું નથી.

આજના સમયમાં નવી દૃષ્ટિની આવશ્યકતા છે. વેદો ગીતા એ બધામાં નવું જ્ઞાન ક્યાં છે? આપણી જરુર નવી સમજ મેળ-વવાની છે, જે આપણને આજના અને આવતી કાલના સમય માટે અનુરુપ અને અનુકૂળ બનાવે. નવી રાજ્ય–રચના, નવી સમાજ–રચના નવી આર્થિક–રચના એ બધાંની જરુર છે અને એ બધાનો ઉપયોગ ખેતી તથા ઉદ્યોગ તથા અણું વિજ્ઞાન તથા અવકાશ–સંશોધન આદિ ક્ષેત્રોમાં કરવાનો છે. પશ્ચિમની દુનિયામાં અને પૂર્વમાં રશિ-યામાં આવું બધું નવું જ્ઞાન સંપાદન કરનારા લોકો બહુ પાવરધા બન્યા છે. એમની સિદ્ધિરિદ્ધિ ઘણી છે. એમની સરખામણીમાં તો આપણે ઘણાં પાછળ છીએ, અને બહુ જ પાછળ ને પાછળ જ રહેવા જાણે સર્જાયેલ છીએ છતાં, એ જ માર્ગે આગળ ને આગળ ગયા સિવાય બીજો રસ્તો નથી, છૂટકો નથી. ચીન, જાપાને અને આપણે પણ એજ કરવું પડશે. 'એશિયન ડ્રામા' ના લેખક મિરડાલ પણ એ જ કહે છે. એશિયાના દેશોએ આધુનિકરણ, રાસાયણિકરણ,ઓટોમેશન કરવું પડશે. તમે સોશ્યલિઝમ' કરો કે ન કરો પણ તમારે 'મોડર્નિઝમ' કરવું જ પડશે. આજનો જમાનો મોટામોટા 'કોમ્પ્યૂટર્સ'નો છે. કહે છે કે આ યંત્રો માણસના મૃત્યુનો દિન પણ બરાબર ગણતરી કરીને નક્કી કરી આપે છે અને છાપાંવાળા અને પછી એ છાપાં વાંચનારા સહુ જોતા રહે કે ફલાણો ફલાણો આ હવે ગયો હમજવો !

આમ આજનો જમાનો કૂદકે ને ભૂસકે આગળ વધતો રહ્યો છે. એમાં દરેક દેશનું આધુનિકરણ–થવું જોઇશે. વિનોબા ઘણી વાર જનશકિત અને જનજાગૃતિવાળી 'તીસરી શક્તિ' નો ઉલ્લેખ કરે છે. પૈસાવાળાઓ અને સત્તાવાળાઓ સામે જનતાની શક્તિ જાગૃત થવી જોઈએ, પણ કંઇ 'તીસરી શકિત ?' અને કઇ દિશામાં તથા કઇ પ્રેરણાઓ સાથે? વિનોબાની ચોપડીઓ હું ઠીક ઠીક વાંચું છું.

પણ એમાં તો મને ગોળ ગોળ ફરવાનું જ દેખાય છે. આજની આપણી જરુર છે અભ્યાસ, નિત્ય મનન અને નિદિધ્યાસનની. આ બધું વિનોબાનાં લખાણોમાં ઘણું છે અને આધ્યાત્મિક તત્ત્વો પણ છે પણ આપણા દેશને આજની દુનિયામાં આગળ વધવા માટે હવે નિશ્ચયાત્મક રીતે આપણે વિચાર અને આચાર ચાલુ કરી દેવા પડશે. આ અંગે મને તો મુખ્ય બે થાંભલા દેખાય છે: (૧) પદ્ધતિસર અને નિષ્ઠાપૂર્વક રચનાત્મક કાર્ય કરવું, અને (૨) જ્ઞાન-દીપનો પ્રકાશ સર્વત્ર પાથરતા રહેવાનો પુરુષાર્થ કરવો.

દેશદેશની અંદર જુદાં જુદાં પરિવર્તનો, કાયાપલટ, માનસિક પલટા કેવી રીતે થતા ગયા તેનું જ્ઞાન મેળવવું રહ્યું અને એના જ્ઞાનનો પ્રચાર કરવો રહ્યો. મનન નિદિધ્યાસનની ટેવ આપણા દેશમાં આજે ઓછી છે, એ વધવી જોઈએ. આજની મુસીબત એ છે કે વાસ્તવિક જ્ઞાનનો પ્રચાર જ જોવા મળતો નથી. નવલકથાઓ, જાસૂસી કથાઓ થોકબંધ વેચાય છે. બુકસેલરો કહે છે કે સમાજ-શાસ્ત્ર, વગેરે ચોપડીઓ ખપવાની નથી. અમને તો ચટપટાટ ચોપડી જોઈએ–ચટપટ કરનારી, અને 'મિસ્ટરી', ખૂનરેજી, લૂંટફાટની વાતો વાળી કથાઓ વંચાય અને વેચાય, ચોપડીના મુખપૃષ્ઠ પર કોઈ બેરી બંધૂક લઈને ઊભી હોય અને પછી એક શું માગો એટલા રૂપિયા લો ને, એમ કહીને ચોપડીઓ ખરીદાય છે! આ બધું આપણે દૃઢતાથી દૂર કરવાનો જબરજસ્ત પ્રયાસ કરવો પડશે. એ સિવાય બીજો કોઈ માર્ગ નથી.

આજે મારા જીવનના ૭૮ વર્ષ પૂરા કરી હું ૭૯ માં વર્ષમાં પ્રવેશું છું, ત્યારે મેં એક સંકલ્પ કર્યો છે. રાજકાજમાં મેં ઘણાં વરસો ને દસકાઓ ગાળ્યા. એના કરતાં વધારે પાયાનું કામ હવે કરવા માગું છું. મારા દિલમાં એવી અભિલાષા જાગી છે કે વ્યાપક

અર્થમાં રચનાત્મક કાર્ય અને જ્ઞાનપ્રચારનો દીપ લઈને હવે હરું-ફરું અલબત્ત, રાજકારણમાંથી મેં સદંતર સન્યાસ લીધો નથી, પણ એની રોજબરોજની માથાકૂટોથી હું હવે છુટી ગયો છું. સાહિત્યની સેવા ને પુસ્તક–પ્રકાશન મેં શરુ કર્યો છે. Light and Love-પ્રકાશ અને પ્રેમની સાધના માટે લોકોને તૈયાર કરવાને હું હવે યોજનાઓ ઘડી રહ્યો છું. આત્મકથાના ચાર ખંડ તો ક્યારના પ્રસિદ્ધ થયા છે અને પાંચમાં ખંડનું લેખન મેં શરુ કરી દીધું છે અને એનું પહેલું પ્રકરણ પૂરું પણ થયું છે.

રાજકારણના ઉપરછલ્લા પરપોટા અને ઉપરની સપાટી પરના પ્રવાહો બાજુએ મૂકીને અંદરના ઊંડાણમાં હવે હું જ્યારે જાઉં છું, ત્યારે સાહિત્યનો મારો પ્રેમ ઊભરી ઊઠે છે. માનસ અજવાળવું અને જ્ઞાનદીપ પ્રગટાવવો–આ દૃષ્ટિથી હું મારા જીવનનું નવું વર્ષ શરુ કરું છું. મારી તબિયતની મને કોઈ ચિંતા નથી. બે વર્ષ પર હતી પણ તે આજે દૂર થઈ છે. મારું શરીર સારું કામ આપે છે, મારી મર્યાદાઓ સમજીને હું હવે થાય એટલું કામ કરું છું. અતિ ઉત્સાહમાં આવીને જો શરીર પર વધારે કામ લેવા જાઉં તો હું જ વધારે હેરાન થાઉં અને ખત્તા ખાઉં. ૭૮ વર્ષે માણસે સાચવીને જીવવું જોઈએ. મર્યાદા ચૂકે તો વાવમાં પડે, એવી આપણે ત્યાં કહેવત છે એટલે હું હવે સંભાળીને ચાલું છું.

બહુ જ આશા અને ઉમંગથી આજે હું આગળ જાઉં છું. ગાંધીજીએ એમની જિંદગીમાં ઘણું બધું કર્યું અને જ્ઞાન–વિજ્ઞાનનું કાર્ય પણ કર્યું. એમણે કશુંય બાકી ન રાખ્યું. દિલની કે મગજની બારીઓ ગાંધીજીએ કદી બંધ રાખી નહોતી. મેં ગાંધીજી પાસેથી જે મેળવ્યું છે એના વડે પ્રેરણા મેળવીને હું મારે માર્ગે આગળ જવા તૈયાર થયો છું. ગાંધીજીએ જે કામ અધૂરું રાખ્યું

તેને આપણે સહુએ આપણી પોતપોતાની બુદ્ધિ અને શક્તિ મુજબ આગળ ધપાવવાનું છે. હું એવી આશા રાખું છું કે જે માર્ગે હું આજે ચાલી રહ્યો છું, તેમાં સહુ વિચારવંતોની મને મદદ મળશે. જે કોઈના દિલમાં લોકસેવાની પ્રેરણા હોય તે સહુ કામે લાગી જાય. રાજકાજમાં જેમને પડવું છે તેઓ તો જરુર તેમાં પડે, ન જ પડવું એવું કહી શકાય. પણ જેમને એમ લાગે છે કે રાજકારણના પાણી છીછરા છે તેઓ ઊંડા ઊતરીને રચનાત્મક, નૈતિક, આધ્યાત્મિક કાર્યો કરવામાં પ્રવૃત્ત બને. ગાંધીજીની પ્રેરણાથી તથા અન્ય જે બીજી પ્રેરણા વિષે આજે વાતો કરી તેના પ્રકાશમાં આપણે સહુ આગળ વધીએ એવી આશા હું રાખું છું.

[૪૪]

[ મહાગુજરાત સેવાટ્રસ્ટ તરફથી જ્ઞાન પ્રચારની પ્રકાશન યોજના તૈયાર કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. તેને માટે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક, શ્રી. ધનવન્ત ઓઝા, શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ, શ્રી. પુરષોત્તમ ગ. માવળંકર અને શ્રી. માણેકલાલ ઠાકરની સમિતિની રચના કરવામાં આવી હતી. સમિતિ સમક્ષ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે યોજના તૈયાર કરીને રજૂ કરી હતી. ચર્ચા વિચારણા પછી એ યોજના નીચેનું સ્વરુપ પામી હતી. ]

૧. સન ૧૯૪૮માં ગાંધીજીએ લખેલું કે રાજકીય સ્વરાજ્ય મળ્યું છે પણ આર્થિક, સામાજિક અને નૈતિક સ્વતંત્રતા મેળવવાનું કામ બાકી છે. આ માટે ગાંધીજીએ માત્ર રચનાત્મક કામ કરવાનો જ આદેશ આપેલો. સાથે કહેલું કે આમાં આવેશ કે ઉત્તેજના નથી, તેથી તે વધારે મુશ્કેલ છે અને છતાં પ્રજાના સર્વ અંગને પોષનારું હોવાથી આવશ્યક છે.

વળી જો આ ત્રણ પ્રકારની સ્વતંત્રતા મળે નહીં તો રાજકીય આઝાદી પણ જોખમમાં આવે અને તેથી તે મેળવવાનું કામ ઘણું મહત્વનું છે.

## ૨. સ્વરાજ્યના માર્ગ

(૧) જેમ પરરાજ્ય જતાં રાજકીય સ્વરાજ્ય મળ્યું તેમ આપણા અર્થતંત્ર, સમાજજિવન અને નૈતિક જીવન પરથી પરદેશના કે પરરાજ્યોના અનિષ્ટ સંસ્કાર દૂર થાય તો આ ત્રણે પ્રકારનું સ્વરાજ્ય મળે.

આ માટે સરકાર કાયદા ઘડે, વહીવટ સુધારે અને દેશને સ્વાશ્રયી બનાવે. તેમ બીજી બાજુ જનતા પોતે પણ પરાયું અનાજ, લોન, સંસ્કાર હઠાવવાને માટે લડત ચલાવે અને તે સંબંધી સરકારી કાર્યમાં સહકાર આપે.

(૨) આ પ્રક્રિયાની બીજી બાજુએ પ્રજા માનસમાં આંતરિક રીતે આર્થિક, સામાજિક અને નૈતિક ક્રાંતિની અથવા પરિવર્તનની જરૂર છે. આથી જ શ્રી. કિશોરલાલ મશરૂવાલાએ રાજકારણ, અર્થતંત્ર, સમાજજીવન અને કેળવણીમાં સમૂળી આંતરિક ક્રાંતિ કરવાને એક પુસ્તક લખ્યું છે.

જેમ દેશના જુદા જુદા રાજ્યોના કુસંપને લીધે, પરરાજ્ય સ્થપાયું તેમ સમાજના ભેદ, ઉપભેદ, અજ્ઞાન, વહેમ, નિરક્ષરતા, ગરીબાઈ અને નૈતિક પછાતપણાને લીધે પારકા સંસ્કાર જીવનના બધાય પાસામાં ઘૂસી ગયા. તેથી બાહ્ય સત્તા કે સંસ્કારમાંથી મુક્તિ મેળવવાને માટે સરકાર અને પ્રજા બંને પુરુષાર્થ કરે તે જરુરનું છે પણ આમાં ખરું કામ તો જનતાના નૈતિક, સાંસ્કારિક અને સામાજિક માનસમાં પરિવર્તન કરવાનું છે. કારણ કે તે વિના આજ સુધીનાં અનુભવથી કાયદાઓ પણ જૂનવાણી રૂઢીગ્રસ્ત સમાજમાં સફળ થતાં નથી. માત્ર લાગણી જાગૃત કરવાથી ઝાઝો વખત આ કામ સફળ ટકતું નથી. તેથી માનસિક પરિવર્તન કે ક્રાંતિ એ જ સમાજના કે દેશના નવનિર્માણ માટે સર્વોપરી મહત્વનું બની જાય છે.

## ૩. આંતરિક–માનસિક પરિવર્તન કે ક્રાંતિ

ખરું જોતા લોકશાહીમાં કાયદો અને લોકમત આ બે નિર્ણાયક તત્ત્વો ગણાય. પણ પહેલો પ્રજામત જાગૃત થાય તે પછી જ કાયદો થાય તો તે સાર્થક બને છે. વળી કોઈ વિષયમાં ઉગ્ર પ્રજા-

મત જાગૃત થાય ત્યારે સાચી લોકશાહીમાં કાયદાની રચના અનિવાર્ય બને છે. છેલ્લાં બાવીસ વર્ષનો સાર કાઢતા એવું સ્પષ્ટ લાગે છે કે એકંદરે સમાજનું તંત્ર શહેર અને ગામડાઓમાં થોડા ઉપર ચોટીયા સુધારા સાથે એવું ને એવું જ રહેલું હોવાથી આપણા રાષ્ટ્રિય જીવનમાં ઘણાં દોષ જાગ્યા છે અને અનેક રીતે આપણી મુસીબતો અને અનર્થ ઘણાં વધી ગયાં છે. તેથી આપણું સ્વરાજ્ય પણ ઘણું પાંગળું અને દોષીત બની ગયું છે. કારણ કે સ્વરાજ્ય મળ્યા પછી ગાંધીજીના આદેશ મુજબ રચનાત્મક કાર્ય કરનારા સરકાર ચલાવવામાં રોકાઈ ગયા અને તેમણે જે કાયદાઓ અને યોજનાઓ ઘડી તે સારીય સમાજ વ્યવસ્થા દોષીત હોવાને લીધે મોટે ભાગે નિષ્ફળ ગયા છે અને ઉલટાં નવા અનર્થ ઘણા થયાં છે.

હજી પણ માત્ર રાજસત્તા ચલાવીને જ ગમે તેવા સારા કાયદાઓ અને યોજના ઘડવામાં આવશે તો તે ધૂળ ઉપર લીંપણ જેવી જ રહેવાની છે. જનતાના માનસમાં અને તેના સામાજિક, નૈતિક અને સંસ્કાર જીવનમાં જ્યાં સુધી મૂળભૂત ફેરફાર થાય નહીં ત્યાં સુધી ગમે તેવા સારા કાયદાથી લાભ થવાનો નથી.

## ૪. રચનાત્મક કાર્ય

હવે નવનિર્માણ, સ્વતંત્રતા, આઝાદી કે ક્રાંતિને માટે પાયાના રચનાત્મક કામની જરુર સ્વીકારીએ તો પછી આજે ચાલતા આવા કાર્યની સમીક્ષા કરવી જોઈએ.

ગાંધીજીએ જે સંસ્થાઓ શરુ કરી હતી, તે આજે ઘણે ભાગે સરકારી તંત્રના ભાગરૂપ બની ગઇ છે. તેથી જડ સરકારી તંત્રની નોકરશાહી અને મૂડીવાદના અનિષ્ઠો તેમાં દાખલ થયા છે. ખાદી કમિશન, ગાંધી સ્મારક નીધિ, ગાંધી પ્રતિષ્ઠાન, ગાંધી શતાબ્દી મંડળ આ બધાય તંત્રને મૂડીવાદ, નોકરશાહી અને તેની સાથે સંક-

ળાયેલી જડતા થોડે કે ઘણે અંશે લાગુ પડયાં છે. તેથી તેની પાસેથી થોડું ઘણું ગરીબોને રાહત આપવાનું કંઇ કામ થાય છે પણ માનસિક કે સામાજિક પરિવર્તનની કોઇ આશા તેની પાસેથી રાખી શકાય તેમ નથી.

હિંદ સેવક સમાજ, લોકસેવક સમાજ, આદિમજાતિ સેવા મંડળ, હરિજન સેવક સંઘ વ. ને પણ થોડે ઘણે અંશે આવા દોષ લાગુ પડે છે. તેમાં અસલ જે ભાવના હતી તે આજે ઘસાઇ ગઇ છે, તેથી એની પાસેથી ઝાઝી આશા રાખી શકાય તેમ નથી.

## ૫. વિનોબાની પ્રવૃત્તિ

વિનોબાની પ્રવૃત્તિમાં સેંકડો સાચા કાર્યકરો જોડાયા છે અને તેમનામાં જ્ઞાન, બુદ્ધિ અને ભાવનાઓનો સુમેળ પણ છે. તેઓ સ્વાશ્રયમાં જ માને છે અને રાજ્યસત્તા પર આધાર રાખતા નથી. વિનોબા પોતે જૂના ગાંધીભકત છે અને ઘણાં જ ઊંચી કક્ષાના વિદ્વાન અને તપસ્વી છે. એમની હરોળમાં મૂકાય એવો બીજો કોઇ લોકનાયક નથી. તેમ છતાં તેમની કામગીરી કાર્યસાધક બની નથી. કારણ સ્પષ્ટ છે. તેમણે કાનુન, કતલ અને કરુણા–આ ત્રણમાંથી માત્ર કરુણાનો જ માર્ગ સ્વીકાર્યો છે. એક રીતે ગાંધીજીએ પણ હૃદયની લાગણીઓને જ જાગૃત કરીને ભારે આંદોલન ચલાવ્યું હતું. આજે વિનોબા વધારે ઠંડી રીતે માનવીની ભ્રાતૃભાવની–પ્રેમની લાગણીને જાગૃત કરીને ગામડામાં અને શહેરમાં લોકક્રાંતિ કરવા ચાહે છે, છતાં આટઆટલા વરસના એમના અનુભવ પરથી ચોખ્ખું દેખાય છે કે તે માર્ગ અધૂરો છે અને તેમાં બુદ્ધિ, વિચારશક્તિ અને જ્ઞાનનું તત્ત્વ મેળવવામાં આવ્યું નથી.

## ૬. જ્ઞાનમાર્ગનું મહત્ત્વ

આપણા શાસ્ત્રોમાં ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ એમ

ત્રણ માર્ગ રજૂ કરેલા છે. વિનોબાએ આજે ભક્તિ-પ્રેમમાર્ગના આધારે કર્મમાર્ગનો પ્રચાર શરુ કર્યો છે પણ સૌ જાણે છે કે પ્રેમ અને ભક્તિની લાગણી અસ્થિર રહે છે અને તેથી તેની જ માત્ર પ્રેરણાથી વ્યવસ્થિત કાયમનું કાર્ય થતું નથી અને કોઈ સાચો કર્મમાર્ગ ઘડાતો નથી.

બીજી બાજુ જ્ઞાનમાર્ગ એ બુદ્ધિનો માર્ગ છે. તે માર્ગે બુદ્ધિને સચેત કરીને અને વિચારોને જાગૃત કરીને જ્ઞાનનો પ્રકાશ ફેલાવવામાં આવે છે. એ પ્રકાશ કાયમ અને સ્થિર રહે છે અને તેના વડે જ વિજ્ઞાનની, ઉદ્યોગોની અને સમગ્ર જીવનની પ્રગતિ થઈ છે. વળી નવા વિચારોની શક્તિથી દુનિયામાં વખતોવખત ક્રાંતિ થઈ છે.

આપણા દેશમાં પહેલા દેશભક્તો થયાં તે ઈંગ્લાન્ડ અને બીજા અનેક દેશની આઝાદી અને ક્રાંતિની કથાઓ વાંચીને જાગૃત થયા. અમેરિકા અને ફ્રાન્સની ક્રાંતિના ઈતિહાસમાંથી તેમણે પ્રેરણા મેળવી. પરદેશના પ્રવાસથી સર્વ પ્રકારની ક્રાંતિ માટે આવેશ પ્રગટયો. એ જ્ઞાન ન મળ્યું હોત તો નવા જમાનાની કોંગ્રેસનો ઉદય થયો ન હોત પણ એ ભણેલાનું જ્ઞાન સામાન્ય જનતાને મળ્યું નથી. તેથી જ હજી તેમનામાં નવી જાગૃતિ આવી નથી.

## ૭. જગતભરમાં જ્ઞાનની જયોત

ઈંગ્લેન્ડની ક્રાંતિમાં નવા બુદ્ધિવાદી ધર્મના જ્ઞાનથી પ્રેરણા મળેલી.

અમેરિકામાં વોશિંગ્ટન સ્વતંત્રતાના નવા વિચારથી પ્રેરાયો.

ફ્રાન્સમાં રૂસો અને વોલ્ટર અને એનસાઈકલોપીડીસ્ટ લેખકોના સાહિત્યથી જ ક્રાંતિને પ્રેરણા મળેલી. નેપોલિયન બોનાપાર્ટે કહેલું કે જો રૂસોએ 'સોશિઅલ કોન્ટ્રેક્ટ' પ્રગટ ન કર્યું હોત તો ફ્રાંસમાં ક્રાંતિ ન થાત.

રશિયામાં માર્કસ અને એન્ગેલ્સના લખાણોથી અને લેનિનના વિચાર પ્રચારને લીધે જ ક્રાંતિ થઈ.

આ બધાયે ક્રાંતિઓ દેશના લોકોની અંદર અંદર ભ્રાતૃભાવની લાગણીથી જામેલી અને તેનો પ્રચાર પણ થયેલો પણ બૌદ્ધિક જાગૃતિ નવા આદેશ અને જ્ઞાનના પ્રચારથી જ લોકો જાગૃત થયા અને એક ભાવનાથી પ્રેરાઈને સાથે કામ કરતાં લોકો ભ્રાતૃભાવથી મંડાયા.

હજી સુધી આવા દુનિયાના નવા જ્ઞાનનો દીપ અહિંયા પ્રગટયો નથી અને તેથી એવી માનસિક કે આંતરિક ક્રાંતિ થઈ નથી.

## ૮. જ્ઞાન પ્રકાશનની જૂની પ્રણાલિકા

સને ૧૮૧૮માં ગુજરાતમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપવામાં આવી. તેના તરફથી ‘બુદ્ધિ-પ્રકાશ’ નામનું પત્ર કાઢવામાં આવ્યું. મુંબઈમાં ૧૮૫૦–૬૦ના ગાળામાં ‘બુદ્ધિવર્ધક’ સભા કાઢવામાં આવી.

મહારાષ્ટ્રમાં દૈનિકપત્ર ‘જ્ઞાન પ્રકાશન’ પ્રગટ થાય છે. મહારાષ્ટ્રમાં જ્ઞાનકોષ કેટલાય ભાગમાં પ્રગટ કરવામાં આવ્યો. ભારતીય વિદ્યાભવન તરફથી અણમોલ પુસ્તકોની હારમાળા પ્રગટ કરવામાં આવે છે. ભિક્ષુ અખંડાનંદ તરફથી સસ્તુ સાહિત્ય પ્રગટ કરવામાં આવ્યું અને હજી પણ તેમની સંસ્થાનું પ્રકાશનનું કામ ચાલુ જ છે.

આ સદીના આરંભમાં ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થાપવામાં આવી અને અનેક ઠેકાણે સાહિત્ય સભાઓ સ્થપાઈ છે. મુંબઈમાં ફાર્બસ સભા તરફથી વ્યાખ્યાનો થાય છે અને પુસ્તકો પ્રગટ થાય-છે. હાલમાં વલ્લભવિદ્યાનગર તરફથી જ્ઞાન ગંગોત્રીના નામથી પુસ્તકોની હારમાળા પ્રગટ કરવામાં આવે છે.

છતાંય એમ કહી શકાય કે આઝાદી પછીના કાળમાં જનતામાં આંતરિક ક્રાંતિ કે પરિવર્તન ઉપજાવે એવા નવા જ્ઞાનનો પ્રચાર કરવાને માટે પદ્ધતિસર ખાસ કામ થતું નથી.

## ૯. પુસ્તકોનું પ્રકાશન

નીચે સૂચવેલા વર્ગને માફક આવે એવું પ્રકાશન થવું જોઈએ.

(૧) પાંચ-સાત ચોપડી ભણેલાં વાંચકોને માટે પુસ્તક-પુસ્તિકાઓ.

(૨) ભણેલાં અને અભણ માટે જ્ઞાનશિબિર ચલાવનાર શિક્ષકો માટે.

(૩) આવા શિક્ષકોને અને કોલેજમાં ભણેલા માટે ઊંચી પ્રતિનું પુસ્તક સાહિત્ય.

(૪) સર્વે વાંચકો માટે નવલકથા, વાર્તા, ઈ. સાહિત્ય.

(૫) સર્વે માટે નાટક, સંગીત, કવિતાનું સાહિત્ય.

## ૧૦. દેશદેશની ઉત્ક્રાંતિની કથાઓ

(૧) મોટા સમૃદ્ધ મૂડીવાદ દેશો ઈંગ્લેંડ, અમેરિકા, જર્મની, જાપાન, વગેરે દેશની જનતાનો ઈતિહાસ.

(૨) સમાજવાદી દેશોની ક્રાંતિની કથાઓ. રશિયા, ચીન, જર્મની, બલ્ગેરિયા, રુમાનિયા, કોરિયા મંગોલિયા વિ.ની કથાઓ.

(૩) દક્ષિણ અમેરિકાના દેશોની કથાઓ, ક્યુબા, આર્જેન્ટિના, બ્રાઝિલ વિ.

(૪) પશ્ચિમ, એશિયાના આફ્રિકાના આઝાદ દેશોની કથાઓ.

(૫) મિસર, સીરીઆ, લેબેનોન, અલ્જીરિયા, સુદાન, ટાન્ઝાનિયા, કોંગો, લિંબિયા વિ. કથાઓ.

(૬) આઝાદીની ચાલુ લડતની, આંગોલા, દક્ષિણ આફ્રિકા, વિયેટનામ, કોરીઆ, વિ. કથાઓ

(૭) દક્ષિણ એશિયા અને અગ્નિ એશિયાના દેશોની કથાઓ. બ્રહ્મદેશ, સિલોન, મલયેશિયા, થાઇલેંડ, ફિલિપન વિ.ની.

(૮) સ્કેન્ડીનેવિયાના દેશોની કથાઓ. સ્વીડન, નોર્વે, ફિનલેંડ, ડેનમાર્ક, આઈસલેન્ડ, વિ.ની કથાઓ

## ૧૧. મહાપુરુષનાં જિવન ચરિત્રો

(૧) ક્રાંતિવીરોના ચરિત્ર–વોશિંગ્ટન, નેપોલિઅન, લેનિન, મેઝિની, માઓત્સેતુંગ.

(૨) દેશદેશાંતરની યંત્રતંત્રની અને વિજ્ઞાનની શોધ કરનારાઓના ચરિત્ર એન્જિન શોધનાર, સ્ટીવન્સન, ટેલિફોન શોધનાર, એડીસન, અમેરિકા શોધનાર કોલંબસ, વિ.ના ચરિત્રો.

મહાન શહીદી અને શહીદોની કથાઓ. ભગતસિંહ, આયર્લેન્ડ એમેટ, પિઅર્સ અને કોનોલી, ગેલેલિઓ વિ.

(૪) વીરો અને વીરાંગનાઓની કથાઓ.

## ૧૨. જ્ઞાનપ્રચારના સાધનો

**(૧) વાંચનાલયો**

(અ) નાના ગામડા માટે.

(બ) મધ્યમ ગામ માટે.

(ક) તાલુકા ગામ માટે.

(ડ) નાના શહેર માટે.

(ઈ) મોટા શહેર માટે.

**(૨) પુસ્તકાલયો**

ઉપર પ્રમાણે જુદી જુદી કક્ષાના પુસ્તકાલયો માટે.

આવી બંને સંસ્થાઓ ચાલુ હોય કે નવી સ્થપાય તેને માટે સહાયતાના નિયમો ઘડવા જોઈશે.

## (૩) નિરક્ષરતા નિવારણ

(૧) સ્ત્રીઓ માટે દિવસના વર્ગો.

(૨) વૃદ્ધો માટે બપોરના કે સાંજના વર્ગો.

(૩) જુવાનીઆ માટે રાત્રીવર્ગો.

(૪) રાત્રીશાળા કે રાત્રીની હાઈસ્કૂલ.

(૫) રજામાં-ઉનાળાની અને દિવાળીની રજાઓમાં કરબાના કે શહેરના વિદ્યાર્થીઓના શિક્ષણવર્ગો.

(૬) અનેકવિધ શિક્ષણની શાળાઓ (પોલિટેકનિક) માટે ટૂંક સમયના કાર્યક્રમ.

## (૪) બીજા કાર્યક્રમ

(૧) વ્યાખ્યાનમાળા.

(૨) ભણેલા કાર્યકર્તાઓની શિબિર.

(૩) સ્કૂલ-શાળા-કોલેજના વિદ્યાર્થીઓ માટે ગ્રીષ્મ શાળા કે દિવાળીની શાળા.

(૪) શારીરિક તાલીમની સાથે સાથે જ્ઞાનસત્ર.

(૫) ઔદ્યોગિક તાલીમની શિબિર સાથે જ્ઞાનસત્ર.

(૬) વિષયવાર હરીફાઈઓ

(૭) નિબંધ અને વકતૃત્વની હરીફાઈઓ.

## (૫) જ્ઞાનપ્રચાર-આઝાદ-મંડળ

દરેક મોટા ગામ કે તાલુકામાં આ બધાયે કાર્યક્રમ તેમજ બને તો પુસ્તકાલય અને વાંચનાલય ચલાવવાને માટે એક ખાસ જ્ઞાન-પ્રચાર મંડળ કે એવી કંઈ કાયમની સંસ્થા ચોક્કસ ધોરણસર સ્થાપવી અને તેને માટે યોગ્ય નિયમો ઘડવા.

## (૬) સંસ્કારિક પ્રવૃત્તિ

(૧) લોક શિક્ષણને માટે નાટક, સંગીતનાટિકા, નૃત્ય નાટિકા વિ. ભજવવાની વ્યવસ્થા કરવી.

(૨) બને તો સ્થાનિક રંગમંડળ કે નટમંડળ રચવું.

(૩) જુદા જુદા તહેવારો સર્વ કોમના અને નાતજાતના લોકો ભેગા થઈને ઉજવે તે માટે યોગ્ય પ્રોગ્રામ ઘડીને તે પાર પાડવો.

(૪) બને તો નાના-મોટા ગામ-શહેરમાં સભા અને સંસ્કારના કાર્યક્રમ માટે એક સભાભવન કે સંસ્કારભવન બાંધવાની યોજના કરવી.

**શ્રી. ચંદ્રભાઈ ભટ્ટે સૂચવેલાં કેટલાક મુદ્દાઓ નીચે આપેલાં છે.**

(૧) રાષ્ટ્ર વિમુક્તિ-ઈતિહાસમાળા

(અ) in chronolorgical order.

(બ) પ્રસંગા લેખન.

(ક) ચરિત્ર્યા લેખન.

(૨) ઈતિહાસો

(અ) વિજ્ઞાનનો ઇતિહાસ.

(બ) ઇતિહાસ as story of Liberation.

(ક) કળાનો ઈતિડાસ.

(૩) સામાજિક વિજ્ઞાનો

(અ) મનોવિજ્ઞાનના મૂળાક્ષર.

(બ) રાજકારણની અથ-ઇતિ.

(ક) અર્થકારણ પ્રવેશિકા.

(ડ) માનવીનું સમાજવિજ્ઞાન.

(ઇ) હું માનવીનું માનવરૂપ.

## [૪૫]

[૧૯૭૦ માં લેનિન શતાબ્દી ઉજવાઈ હતી. શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આ પ્રસંગે ગુજરાતમાં લેનિન શતાબ્દી સમિતિની રચના કરી હતી. એ સમિતિ તરફથી તા-૨૮ મે ૧૯૭૦ ના દિવસે નીચેનું કામદારોનું હક્કનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.]

તા. ૨૨મી એપ્રિલ ૧૯૭૦ને રોજ લેનિન શતાબ્દી હતી. ૧૯૭૦ના વરસમાં લેનિન જન્મ શતાબ્દી ઊજવાઈ છે. લેનિને મૂડીવાદમાંથી શ્રમજીવી જનતાને મુક્ત કરવાને માટે સમાજવાદી ક્રાંતિનો રસ્તો બતાવ્યો હતો. લેનિન જન્મ શતાબ્દી પ્રસંગે કેટલાક પક્ષો તથા વ્યકિતઓએ ભેગા મળી કામદારો માટે હક્કનામું પ્રસિદ્ધ કરવાનું વિચાર્યું. તે અંગે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક, માકર્સવાદી સામ્યવાદી પક્ષ, પ્રજાસમાજવાદી પક્ષ, ભારતીય સામ્વાદી પક્ષ, વગેરેના પ્રતિનિધિઓએ ભેગા મળીને તૈયાર કરેલું કામદારોનું આ હક્કનામું અહીં પ્રસિદ્ધ કર્યું છે

લેનિને કામદારોના પોતાના રાજકીય પક્ષનુ સંગઠન કરવાની તેમજ રાજકીય પક્ષોને કામદારોની સ્થતિ સુધારવાની સૂચના કરી હતી. કામદારોએ માત્ર આર્થિક માગણીઓના જ વર્તુળમાં મર્યાદિત નહીં થતાં સારાયે સમાજ અને રાજ્યમાં પોતાનુ યોગ્ય સ્થાન મેળવવા તૈયાર થવું જોઈએ. થોડાં વરસથી ફ્રાન્સ, જર્મની, ઇંગ્લાન્ડ, અમેરિકા વગેરેમાં નવજુવાનો અને વિદ્યાર્થીઓ પણ પોતાના શિક્ષણના તંત્રમાં ક્રાંતિ કરીને તેનું નવનિર્માણ કરવા લડત ચલાવે છે. તેમને પણ સમજાય છે કે તેમ કરવા માટે સારાયે સમાજ અને રાજ્યમાં ક્રાંતિ કરવી પડશે અને તે માટે વિશાળ સંખ્યાબળ ધરાવતા કામદારોનો સાથ લેવો પડશે.

આજ સુધી વિવિધ પ્રકારના યુનિયનોમાં જોડાયેલા કામદારોએ મોટે ભાગે પગાર, મોંઘવારીભથ્થું, બોનસ વગેરેના સુધારા માટે આંદોલનો ચલાવ્યાં છે. હવે લેનિન જન્મ શતાબ્દીથી નવો દાયકો શરૂ થાય છે. દેશની રાજકીય પરિસ્થિતિ અવનવો પલટો લઈ રહી છે. એકતરફ પ્રત્યાઘાતીબળો સંગઠિત થઈ રહ્યાં છે તો બીજી તરફ કામદારો, કિસાનો તથા બીજા પ્રગતિશીલ બળો અને પક્ષો સંગઠિત થઈ રહ્યા છે. ત્યારે કામદારોએ વધારે વિસ્તૃત ધોરણસર માગણીઓ રજૂ કરી નવુ સંગઠન કરવું જોઈએ અને આંદોલન જગાવવું જોઈએ

આ હક્કનામું જુદા જુદા મુદ્દાસર નીચે મુજબ વિભાગમાં રજૂ કર્યું છે.

## ૧. આર્થિક માગણીઓ

(૧) તમામ કામદારોને જીવવા માટે પુરતું વેતન (લિવિંગ વેજ) મળવું જોઈએ.

(૨) બધા ઉદ્યોગોમાં સો ટકા મોંઘવારીભથ્થું મળવું જોઈએ.

(૩) વધુમાં વધુ બોનસ મળે એ રીતે બોનસ કાયદામાં સુધારો કરવો જોઈએ.

(૪) દરેક કામદારને નિવૃત્તિ વેતન મળવું જ જોઈએ.

## ૨. મુંબઈ સરકારનો ઔદ્યોગિક કાયદો

(૧) મુંબઈનો હાલનો કાયદો રદ કરીને કામદારોના હિતની રક્ષા કરે તેવો નવો કામદારોનો કાયદો (લેબર કોડ) બનાવવો જોઈએ.

(૨) લેબર કમિશનની ભલામણને ધ્યાનમાં રાખીને બધાય ઉદ્યોગોમાં એક સર્વોપરી યુનિયનને મંજૂર કરવું; બેલેટ પદ્ધતિથી સર્વોપરી યુનિયન નક્કી કરવું જોઈએ.

(૩) દરેક યુનિયનની તાકાત પારખવાને ગુપ્ત મતદાનની યોજના કરવી જોઈએ.

(૪) સર્વોપરી યુનિયન સિવાયના બીજાં યુનિયનોને પણ કામદારોના હિત જાળવવાની છૂટ આપવી જોઈએ.

## ૩. શૈક્ષણિક અને સાંસ્કારિક સુધારા

(૧) મેટ્રિક સુધીનું મફત શિક્ષણ આપવું.

(૨) કારખાનાના કામદારો પોતાના ધંધામાં વિશેષ તાલીમ મેળવી શકે તે માટે માલિકો ને સરકારે ઉદ્યોગવર્ગ ખોલવા જોઈએ.

(૩) કામદારોનાં સંતાનોને ઔદ્યોગિક તાલીમ મળી શકે તે માટે શાળાઓ ખોલવી જોઈએ.

(૪) દરેક કારખાનાઓમાં કામદારો માટે વાંચનાલય અને પુસ્તકાલય ખોલવાં જોઈએ.

(૫) દરેક કારખાનામાં કે કારખાનાના જૂથવાર એક સંસ્કાર કેન્દ્ર ખોલવું જોઈએ અને તેમાં સંસ્કારિક અને મનોરંજન કાર્યક્રમ યોજવા જોઈએ.

(૬) દરેક કારખાનામાં સરસ ભોજનાલય યોજવાં જોઈએ અને તેમાં સસ્તે ભાવે તાજું ભોજન આપવાની વ્યવસ્થા કરવી જોઈએ.

(૭) કામદારોના શરીરને શારીરિક સ્વાસ્થ્ય માટે જરુરી ઠંડી કે ગરમ હવાની ને સાધનની વ્યવસ્થા કરવી જોઈએ.

## ૪. વસવાટની સગવડ

(૧) દરેક માલિકના ઉપર તેના કામદારોના યોગ્ય વસવાટની વ્યવસ્થા કરવાની પુરી જવાબદારી મૂકવી જોઈએ.

(૨) કામદારોના વસવાટમાં હવા, ઉજાસ, પાણી, ગટર, વીજળી વગેરેની યોગ્ય વ્યવસ્થા કરવાની જવાબદારી ઘર માલિકો, કારખાનેદારો મ્યુનિસિપાલિટી અને સરકાર વચ્ચે કાયદાથી વહેંચવી જોઈએ.

(૩) મ્યુનિ. અને સરકારે પણ માલિકો સાથે મળીને કે અલગ રીતે કામદારોના વસવાટનો પ્રબંધ કરવો જોઈએ.

(૪) આ માટે હાલના મ્યુનિ. ના બાંધકામના અને સહકારી મંડળીઓના કાયદા અને કાનુનમાં જરુરી સુધારા કરવા જોઈએ.

## ૫. પ્રોવિડન્ડ ફંડ–વીમા યોજના વગેરેમાં સુધારો

(૧) પ્રોવિડન્ડ ફંડમાં માલિકો તથા સરકારના ફાળામાં વધારો કરવો અને બીજા ઘટતા સુધારા કરવા.

(૨) હાલની રાજ્ય વીમા યોજના કરવી કે જેમાં કામદારોને તથા તેમના કુટુંબોને પુરતી અને યોગ્ય તબિબિ (દવાકીય) સારવાર મળી રહે.

(૩) બેકારી વળતર માટે જોગવાઈ તથા કામદારો બેકાર થાય રહે ત્યારે પણ વસવાટ માટે જોગવાઇ કરવી.

## ૬. ખેતમજૂરો તથા બીજા કામદારો માટે

(૧) તમામ ખેતમજૂરો તથા ઈજનેરી ને બીજા કામદારો માટે ઔદ્યોગિક કામદારોના ધોરણે યોગ્ય લઘુત્તમ વેતન, કામનો નિશ્ચીત સમય, હક્ક રજા, બેકારી રાહત, વીમા યોજના, પેનસન કે પ્રોવિડન્ડ ફંડ, વસવાટ વગેરેની જોગવાઈ, કોન્ટ્રેકટર પદ્ધતિની નાબૂદી વગેરે સવલતો મળવી જોઇએ.

(૨) સરકારી, મ્યુનિસિપલ પંચાયતો, શાળા–કોલેજો ખાનગી કાર્યાલય વગેરેના કર્મચારીઓ માટે પુરતા પગાર, સો ટકા મોંઘવારી-ભથ્થું, વીમા યોજના, વસવાટો વગેરેની જોગવાઈ કરવી જોઈએ.

## ૭. રાજકીય જાગૃતિ અને માંગો

(૧) તમામ ચાવીરૂપ ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ કરવું જોઈએ.

(૨) બધી બંધ મિલોનો કબજો લઈ સરકારે તે ચલાવવી.

(૩) ઉદ્યોગો અને કારખાનાઓના સંચાલનમાં કામદારો તથા કર્મચારીઓને હિસ્સો અને પ્રતિનિધિત્વ આપવું જોઇએ.

(૪) મોટી મિલકત ધરાવવાના હક્કને મૂળભૂત અધિકારોમાંથી બાકાત રાખવો.

(૫) ઇજારાશાહી નાબૂદ કરવી.

(૬) સામંતશાહી, જમીનદારી વગેરે પ્રથા નાબૂદ કરવી જોઇએ.

(૭) મજૂર મહાજન કે એવી માલિક તરફી સંસ્થા સામે લડત ચલાવવી.

(૮) કોમવાદી ઉશ્કેરણીના ભોગ નહીં બનતા કોમી એકતા, હિન્દુ મુસ્લિમ એકતા, શ્રમજીવીઓ વગેરેની એકતા સાધવી.

(૯) હરિજનો તથા આદિવાસીઓને સમાન અધિકાર આપવા.

(૧૦) કામદાર સંસ્થાઓની તથા સમાજવાદી બળોની એકતા માટે પ્રયાસ કરવા.

(૧૧) ગુજરાતમાં ઝડપી ઔદ્યોગીકરણ કરવું.

(૧૨) પ્રત્યાઘાતી કોંગ્રેસ સરકારને સ્થાને પ્રગતિશીલ લોકશાહી અને સમાજવાદી બળોની સરકાર રચવી.

(૧૩) સામ્રાજ્યવાદ સામે લડતી એશિયા, આફ્રિકા વગેરે દેશોની પ્રજાઓની લડતો પ્રત્યે હમદર્દી રાખવી અને સામ્રાજ્યવાદનો વિરોધ કરવો.

(૧૪) મૂડીવાદને નાબૂદ કરી સમાજવાદી સમાજ રચના કરવી તે કામદારવર્ગનું ધ્યેય છે. તે માટે આંદોલનો અને લડતો ચલાવવી જોઇએ. આપણા દેશમાં વખતોવખત થતી ચૂંટણીઓને પણ લડતના સ્વરૂપે જોવી જોઇએ. લેનિને કામદારોને હાકલ કરી હતી: 'તમારું ભાવિ તમારી જાતે જ ઘડવાનું છે. કામદારોની મુક્તિ કામદારોએ પોતે જ મેળવવાની છે.'

[૪૬]

[૧૯૭૨ ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે ૮૦ વર્ષ પૂરા કરવાના હતા, એ નિમિત્તે એમનો અમૃતમહોત્સવ ઉજવવાનો પ્રબંધ કરવા માટે એક સમિતિની રચના કરવામાં આવી હતી. એ સમિતિ તરફથી નીચેની અપીલ પ્રસિદ્ધ કરવામાં આવી હતી.]

લગભગ સાઠ વર્ષથી ગુજરાતના નવપ્રસ્થાનના આંદોલનમાં અગ્રસ્થાને રહેલા અને શ્રમજીવી જનતાના હૃદયભાવનું પ્રતિબિંબ ઝિલતા રહેલા શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક ૧૯૭૧ના ફેબ્રુઆરીની બાવીસમી તારીખે એંશીમાં વર્ષમાં પ્રવેશ કરે છે.

આ પ્રસંગે એમની બહુલક્ષી સેવાઓને સુયોગ્ય અંજલી આપવાની દૃષ્ટિએ એમનો અમૃતમહોત્સવ ઉજવવા અમે અપીલ કરીએ છીએ.

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે જીવનના આરંભથી જ લોકસેવાનું વ્રત ધારણ કર્યું છે. એમણે શરુઆત સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટીમાં આજીવન સભ્ય તરીકે જોડાઈને કરી. 'નવજીવન અને સત્ય' નામનું માસિક એમણે ચલાવ્યું. ગાંધીજી અમદાવાદમાં સ્થિર થયા ત્યારે એમના સાથી તરીકે સ્વરાજ્યના સંગ્રામમાં જોડાયા. ગુજરાત વિદ્યાપીઠ, ભીલ સેવા મંડળ, શ્રી. લાલશંકર ઉમીયાશંકર મહિલા પાઠશાળા જેવી સ્ત્રી કેળવણીની સંસ્થાઓ અને અન્ય શિક્ષણની સંસ્થાઓ વગેરેની સ્થાપનામાં એમણે મહત્ત્વનો ફાળો આપ્યો. પત્રકારિત્વના ક્ષેત્રે તેમજ સાહિત્ય ક્ષેત્રે પણ એમણે પ્રવૃત્તિ કરી. વર્ષો સુધી વિદેશમાં વસીને એમણે આપણાં સ્વાતંત્ર્ય સંગ્રામ માટે પ્રચાર કર્યો. સ્વદેશમાં પાછા ફર્યા પછી કિસાન, કામદાર અને શોષિત જનતાના

આંદોલનમાં એમણે મહત્ત્વનો ફાળો આપ્યો. અખિલ હિંદ કિસાન-સભાની સ્થાપનામાં સ્વામી સહજાનંદના એ સાથી હતા. મહાગુજરાતની રચના માટેના આંદોલન અને સિદ્ધિ દ્વારા એમનો કીર્તિ-કળશ સ્થપાયો. સંગ્રામસમિતિ દ્વારા ચાલેલું કામદાર આંદોલન તેમની ઉજ્જવળ કારકિર્દીનું બીજું ગૌરવવંતુ સોપાન છે.

૧૯૫૭થી એ અમદાવાદ નગરના પ્રતિનિધિ તરીકે લોકસભામાં બેસે છે.

સહેજ કહી શકાય કે છેલ્લા સાઠ વર્ષમાં ગુજરાતના સામાજિક, સાંસ્કૃતિક શૈક્ષણિક, આર્થિક અને રાજકીય નવપ્રસ્થાનનાં તમામ આંદોલનમાં એ મહત્ત્વના સ્થાને રહ્યા છે.

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકનું સમગ્ર જીવન શોષણવિરોધી આંદોલનમાં તથા સામાજિક ન્યાયની સ્થાપનાના પુરુષાર્થમાં વિત્યું છે.

એમના અમૃતમહોત્સવ નિમિત્તે કંઈક કાયમી સેવા—સંસ્થાની સ્થાપના થાય એ એમનું યોગ્ય સન્માન ગણાશે. આ સંસ્થા શ્રમજીવીઓની સર્વદેશીય સમસ્યાઓ વિશે સંશોધન અને અભ્યાસ કરે, તેના ઉકેલ માટે વિચારણા કરે, કિસાન, કામદાર અને મધ્યમવર્ગની જનતામાં સર્વદેશીય જાગૃતિ વિકાસ પામે એવી તાલીમ આપવા અભ્યાસવર્ગો, શ્રમજીવી વિદ્યાલયો, વ્યાખ્યાનો ચર્ચા સભાઓ, પ્રકાશનો અને એ સ્વરૂપની બધી શિક્ષણાત્મક પ્રવૃત્તિઓ કરે.

આ સંસ્થાને ગુજરાત જનતા વિદ્યાકેન્દ્ર કે એવા અર્થનું કંઈ નામ આપી શકાય.

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક અમૃતમહોત્સવ નિમિત્તે સ્થળે સ્થળે સમારંભો યોજીને એમનું સન્માન કરવા અને વિદ્યાકેન્દ્રની સ્થાપના માટે ભંડોળ એકત્ર કરવા અમે સૌને અપીલ કરીએ છીએ.

આ મહોત્સવ નિમિત્તે અંગ્રેજીમાં અને ગુજરાતીમાં અભિનંદન ગ્રંથ પણ પ્રસિદ્ધ કરવાનું ઉચિત છે. શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકનાં

જીવનના વિવિધ પાસાંઓ વિષે મૂલ્યાંકન કરતા લેખો એ ગ્રંથમાં આપવાની યોજના અમે વિચારી છે. શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક સાથે સંકળાયેલા કાર્યકરો, વિદ્વાનો વગેરેનો સંપર્ક સાધીને આ ગ્રંથને સમૃદ્ધ બનાવવાના પ્રયાસ થશે. આ ગ્રંથના આયોજન, સંપાદન, પ્રકાશ વગેરેમાં સર્વ પ્રકારે સહકાર આપવા અમે અપીલ કરીએ છીએ.

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનો અમૃતમહોત્સવ ગુજરાતના નવપ્રસ્થાનનો મહોત્સવ છે. ગુજરાતના શ્રમજીવીઓ અને શોષિતોને સંગઠિત બનીને ન્યાય અને સમાનતાના પાયા ઉપર રચાયેલ સમાજના સ્થાપના માર્ગે જવાનો સંદેશ આપે એ સ્વરુપે તેની પ્રવૃત્તિ ચલાવવામાં અમે સૌનો સહકાર માંગીએ છીએ.

| | |
|---|---|
| ડૉ. જીવરાજ મહેતા. | વાડીલાલ લલ્લુભાઈ શેઠ. |
| રતિલાલ ખુશાલદાસ પટેલ. | ડૉ. ગણુપતરામ પટેલ. |
| પુરુષોત્તમ ગણેશ માવળંકર. | ઈશ્વર પેટલીકર. |
| એસ. વી. દેસાઈ. | સાંકળચંદ કાળીદાસ પટેલ. |
| વામનરાવ રતનલાલ ધોળકીયા. | શંભુ મહારાજ. |
| નરેન્દ્ર આર. ઓઝા. | હરિપ્રસાદ કે. ઠાકોર. |
| કૃષ્ણુલાલ માંકડ. | રમણુલાલ શેઠ તંત્રી, જનસત્તા. |
| ગુણવંત કોઠારી, તંત્રી પ્રભાત. | રામુ પટેલ–તંત્રી વેસ્ટર્ન ટાઈમ્સ. |
| વાસુદેવ મહેતા–ગુજરાત સમાચાર. | પ્રબોધ ચોકસી. |
| હરિવલ્લભ પરીખ–રંગપુર. | હરિલાલ એમ. શાહ–દાહોદ. |
| પનાલાલ પટેલ. | જીવણુલાલ શાહ. |
| ચંદુભાઈ પટેલ. | ઠાકોરભાઈ શાહ. |
| ધનવંત ઓઝા. | શારદાબેન મહેતા. |
| ઝેડ. અહમદ. | સજ્જાદ ઝહીર. |
| ગુલામ હૈદર મોમીન. | આર. કે ખાડિલકર–પુરવઠા પ્રધાન ભારત સરકાર. |

અરુણા અસફઅલી.
જ્યોર્જ ફરનાન્ડીસ એમ. પી.
કાન્તીલાલ ઘીઆ.
દિનકર મહેતા.
બિહારીલાલ અંતાણી:એમ પી.
કરસનદાસ પરમાર.
સુબોધ મહેતા.
નરેન્દ્ર શેઠ.
વિનોદીનાં નિલકંઠ.
ઈન્દુમતીબેન મહેતા.
નલીનીબેન મહેતા.
હરૂભાઈ મહેતા.
ઘનશ્યામ પંડિત.
એસ એ. ડાંગે એમ. પી.
બલરાજ સહાની.
રસિકલાલ પરીખ—ગુજરાત વિદ્યાસભા.
ડો. સોમાભાઈ સી. દેસાઇ.
ડો. મહિપતરામ મહેતા—કચ્છ.
માણેકલાલ ઠાકર.
સૈયદ અસદ અલી, ભરૂચ.
ચિમન મહેતા.
નટવરલાલ શાહ.
અબ્દુલરઝાક શેખ.
નરસિંહ મકવાણા.
પી. ડી. ગાંધી.
હિંમતસિંહજી (માણસા).

ત્રિદીબ ચૌધરી એમ. પી.
હીરેન મુકરજી એમ. પી.
ડો. અમુલ દેસાઈ.
સનન મહેતા.
ડો. અશોક મહેતા.
ભૂપેન્દ્ર મોદી, ભરૂચ.
કાન્તીલાલ ચોકસી, ભરૂચ.
હંસાબેન મહેતા.
કપીલાબેન ખાંડવાલા.
કુમુદબેન દેસાઇ.
જશવંત ચૌહાણ, સુરત.
ડો. મુલ્કરાજ આનંદ.
એ. કે. ગોપાલન.
પ્રેમધવન.
જયમલ ઠાકોર.
ડો. વાસુદેવ ત્રિપાઠી.
ગંગારામ રાવળ.
ઈશ્વરલાલ ભાવસાર.
વજુભાઈ શુકલ.
મનુભાઈ પાલખીવાલા.
ગોરધનભાઈ પટેલ
સોમચંદ મકવાણા.
કામેન્દુ આચાર્ય.
વિદ્યુત ઠાકર.

[૪૭]

[૧૯૭૧ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક એમના જીવનના ૮૦માં વર્ષમાં પ્રવેશ્યા, એ પ્રસંગે માતૃભૂમિના પ્રતિનિધિ શ્રી. કમલ ઠાકરને એમણે આપેલી મુલાકાતમાં થએલી પ્રશ્નોત્તરી અહીં આપીએ છીએ.

ફેબ્રુઆરીની ૨૨મી તારીખે ૮૦માં વર્ષમાં પ્રવેશ કરનારા આ બુઝર્ગ 'જુવાનને' હું તેના જન્મદિનની પૂર્વ સંધ્યાએ મળ્યો. પત્રકારોમાં 'દાદા' તરીકે ઓળખાતા ઈન્દુચાચા-ઉપવાસી ઈન્દુચાચા ખાટલામાં સૂતેલા હતા. તેમની મુલાકાત લેવા મને સહેજ ક્ષોભ થયો કારણ સીન્ડિકેટ દ્વારા શાસક કોંગ્રેસની સભાઓ ઉપર કરાતા હિંસક હુમલાઓના વિરુદ્ધમાં દાદા ત્રીજા દિવસના ઉપવાસી હતા. ત્યાં તો બાજુના ઓરડામાં કોઈકનો ટેલિફોન આવ્યો અને ૮૦ વર્ષનો આ ડોસો સૈનિકની ઝડપે ઊભો થઈ ટટાર મુદ્રામાં ટેલિફોન પાસે પહોંચી ગયો, ત્યારે આ પત્રકારના જીવને નિરાંત વળી કે દાદા ઉપવાસી હોવા છતાં અસલ જોરમાં જ છે મુલાકાત લેવાની મજા આવશે.'

મેં પહેલો પ્રશ્ન એ પૂછયો કે 'દાદા, બાવીસમી તારીખે આપની વર્ષગાંઠ છે તો લગભગ એંશી વર્ષની ઉંમર અત્યારે તમારા મનમાં શું ભાવો જન્મે છે?

દાદાએ તેમનો કસાયેલો છતાં બરછટ હાથ તેમના માથા ઉપર ફેરવતાં અને આંખો બંધ રાખી વિચારતાં વિચારતાં શરુ કર્યું, 'ખરું જોતાં હું આજે ઉપવાસ કરું છું કે કાલે ચૂટંણી લડું છું કે પરમદિવસે ચોપડી લખું છું પણ આ બધી બાબતોમાં હું નિરંતર આમ જનતાના સાચા સ્વરાજ્યને માટે પ્રવૃત્તિ કરું છું.

જમાનાઓથી શ્રમજીવી અને મધ્યમવર્ગની મોટી આમજનતા ઉપર મુઠ્ઠીભર મૂડીપતિઓએ પોતાનું વર્ચસ જમાવ્યું છે તથા તે ચાલુ રાખવા મૂડીનો ઉપયોગ કરે છે. શ્રમજીવીઓમાં જુદા જુદાં કારણસર ભાગલા પડાવવાના પણ પ્રયત્ન કરે છે.

ઇન્દુચાચાએ ઘડીક થંભી પોતાના અસલ જુસ્સાવાળા અવાજે જણાવ્યું કે 'મને લાગે છે કે આજે ઐતિહાસિક ઘડી આવી છે, જ્યારે જનતા ઘણી જાગૃત થઈને પોતાનાં અરમાનો સિદ્ધ કરવા માટે તરવરાટ અનુભવી રહી છે. આગામી ચૂંટણીથી જો યોગ્ય શાસન મળશે તો જનતાની પ્રગતિ વધારે થશે અને મૂડીવાદીઓનાં બંધન તૂટતા જશે. આ મહાન પ્રક્રિયામાં મારી જિંદગીના આરંભથી હું મારો ફાળો આપતો આવ્યો છું. જનતાને સાચું રાજ્ય અર્થાત સમાજવાદી રાજ્ય અપાવવામાં બનતી સહાય કરવાની મારી ઉમીદ અને મહત્ત્વાકાંક્ષા છે.'

'અત્યાર સુધી આપ ચૂંટણીઓ લડયા તેમાં અને આ વખતની ચૂંટણીમાં કોઈ નોંધપાત્ર તફાવત આપને લાગે છે ?'

અમદાવાદમાં ઈન્દુચાચા સામે પણ કેટલાંક સ્થળોએ દર્શાવાતા કવચિત વિરોધને (દોઢ વર્ષ પહેલાં સ્વપ્નામાં પણ આવી વાત માની શકાય નહિ) લક્ષ્યમાં રાખી પૂછાયેલા આ પ્રશ્નના ઉત્તરમાં શ્રી. યાજ્ઞિકે હકારમાં ડોકું હલાવતા ગંભીર અવાજે કહ્યું : 'ત્રણ વખત ચૂંટણીઓ લડયો ત્યારે મારી સામે સીધી અથડામણમાં આવે તેવું તત્વ દેખાયું નહોતું પણ આ વખતે જે ચૂંટણી લડાઈ રહી છે, તે શ્રીમતી ઈન્દિરા ગાંધીએ કહ્યું છે તે મુજબ જરા નીચી કક્ષાએ લડાઈ રહી છે. મારા વિરોધીઓ મારામારી અને તોફાની હુમલા કરવાના રસ્તાઓ અપનાવી રહ્યા છે.'

શ્રી. યાજ્ઞિકે ઉમેર્યું હતું કે, 'મારા દિલને આ બધી બાબતોથી દુઃખ થાય છે, મને કંપારી છૂટે છે એમ કહું તો પણ ચાલે. સંભવ

છે કે મારી ઉંમર ઘણી પાકી થઈ ગઈ છે, તેથી નવા જમાનાનાં કેટલાંક તત્વો અને પક્ષો મને સમજી શકતાં નહિ હોય. સંસ્કાર અને ભાવનાની બાબતમાં મારી અને તેમની વચ્ચે બહુ અંતર પડી ગયું હશે.'

પળભર આવેલી ગ્લાનિની લાગણીને તુરત ખંખેરી નાખતાં, ખોંખારો ખાઈ ઈન્દુચાચાએ જણાવ્યું કે આ બધું છે છતાં હું સાથે સાથે એક સારું ચિહ્‌ન પણ જોઈ રહ્યો છું. કોંગ્રેસે મને અપક્ષ તરીકે અપનાવી લઈને ઘણો જ સંગીન ટેકો આપ્યો છે અને તેથી જ હજારો નવયુવાનો અને કાર્યકરો મારી ઉમેદવારીનો પ્રચાર કરતા શહેરમાં ચોમેર ઘૂમી રહ્યા છે. શહેરના દૂરના ભાગોમાં જ્યાં હું પહોંચી શકયો નથી ત્યાં પણ યુવાનો ચૂંટણી કચેરી ખોલીને રાત દિન–કામે લાગી ગયા છે. આ બધું જોઈ મારું દિલ ખુશખુશાલ થઈ જાય છે. જેમ જેમ વિચાર કરું છું, તેમ તેમ તેમાં સર્વ જીવોમાં સૂક્ષ્મ રીતે રહેલા પરમાત્માનું દર્શન કરું છું. દિવસે દિવસે આ શકિત જાગૃત થતી જાય છે તેથી હું ભાવિમાં માત્ર મારા જ નહિ સમગ્ર દેશની જનતાના વિજયની આશા નિહાળું છું.'

'દાદા' ઘણા વખતની જેમ આ વખતે પણ ડો. વાસુદેવ ત્રિપાઠીના ઘેર જ રહ્યા છે એટલે મુલાકાતની વચમાં સુંદર ચ્હાનો આસ્વાદ માણી મેં આગળ ચલાવ્યું. ખરું જોતાં ચ્હાનો ઉલ્લેખ કરવો જરુરી નથી પણ દાદાની ચ્હા ભાગ્યે જ માણવા મળે છે કારણ કે જનતા પરિષદની ઓફિસના તેમની રહેઠાણમાં સર્વત્ર ફકીરી જ નજરે પડે છે અને તેથી સાંજના સમયે ત્યાં ચ્હાનું ઠેકાણું મળે નહીં.

'દાદા, આપ જ્યારે યુવાન હતા તે સમયે જુવાનો સમક્ષ આઝાદી મેળવવાનું ધ્યેય હતું. પ્રતિભાશાળી નેતાગીરી હતી. આજે

તેવું ખાસ ધ્યેય જણાતું નથી, કેટલાક અપવાદ સિવાય નેતાગીરી પણ પ્રેરણાદાયી જોવા મળતી નથી. તે સંજોગોમાં તે સમયના જુવાનો અને અત્યારના જુવાનોને આપ કઈ રીતે મૂલવો છો ?'

દાદાએ કહ્યું કે 'તે વખતે તો ગાંધીજી હતા. પરદેશી રાજ નીચે દેશ કચડાતો હતો, બધા તે જોઈ શકતા હતા. જુવાનીયાઓ આઝાદીના જંગમાં મોખરે રહેતા હતા. આઝાદી પછી ગાંધીજીએ કહ્યું છે તેમ 'આપણે આર્થિક સ્વરાજ્ય મેળવવાનું છે'—આ કામમાં ધમધમાટી કે ઉશ્કેરાટ નથી. વધુ વિકટ કામ છે. આપણા જ દેશના મૂડીપતિઓનો મુકાબલો કરવો મુશ્કેલ છે. સંયુકત કોંગ્રેસે એકચક્રી રાજ્ય વર્ષો સુધી ચલાવ્યું તો પણ મુળભૂત આર્થિક સ્વરાજ્ય હજી જનતાને મળ્યું નથી.

મૂડીવાદ સામેની લડત માટે આખી જિંદગી ઝઝૂમેલા અને સત્તાને સ્પર્શ સુદ્ધાં થાય તેની કાળજી રાખનારા આ લડવૈયાએ અનુભવોને લક્ષ્યમાં લઈ આગળ ઉમેર્યું કે આ એવો વિષય છે, જેને સહેલાઈથી ગૂંચવી શકાય છે. જુદા જુદા પાસાંઓ અંગે જનતાને અને જુવાનોને ઉંલાવામાં નાંખી શકાય તેમ છે. આજ સુધી દેશની પ્રજાને ભ્રમ ભુલાવામા નાંખવામાં આવેલી છે. સદ્‌ભાગ્યે કોંગ્રેસના ભાગલા થયા બાદ શ્રીમતી ઈન્દિરા ગાંધી દેશના સમાજવાદી તત્ત્વોનું સંગઠન વિશાળ સ્તર પર કરી રહ્યાં છે. તેમણે જુવાનોમાં નવો જ જુવાળ પ્રગટાવ્યો છે. છતાં હજી જૂનવાણી અને રૂઢિચુસ્ત ભાવનાઓનું વર્ચસ ઘણાં વતુળો અને પક્ષોમાં જામેલું છે. તેમની અસર નીચે ઘણાય જુવાનો ભુલાવામાં પડે છે પણ મારી દઢ શ્રદ્ધા છે કે કાળના વ્હેણમાં જૂનવાણી ભાવનાઓ ધીરે ધીરે ઓસરી જશે અને દેશનો જુવાન તથા વિચારવંત વર્ગ અને કિસાનો તથા મજદૂરો સમાજવાદના રાહ પર પ્રગતિ કરવાને તૈયાર થશે.

મહાગુજરાતની લડતના આ સફળ લડવૈયાને એવો પ્રશ્ન કરવામાં આવશે કે 'તે લડત વખતે આપની જે પ્રબળ લોકપ્રિયતા હતી, તેમાં અને આજે લોકોના વલણમાં થોડો તફાવત કેમ દેખાય છે ?'

જરાપણ ઉશ્કેરાયા વિના દાદાએ કહ્યું : 'તે વખતે મહાગુજરાતનું ધ્યેય હતું. લડતનો અદૃશ્ય જુવાળ હતો, તેથી સ્વાભાવિક તેવો ઉમળકો હતો. આજે હવે મહાગુજરાતનું ધ્યેય રહ્યું નથી, સમાજવાદ માટેનું ધ્યેય વૈચારિક છે. સિદ્ધાંતની ભૂમિકા ઉપર છે અને છતાં મધ્યમવર્ગ તથા કિસાન અને કામદારવર્ગમાં આજે જે ઉત્સાહ છે, મને જે ઉમળકો સાંપડે છે, તે અદ્વિતીય છે, અર્થાત કોઈ લડતનું વાતાવરણ ન હોવા છતાં જનતાના કચડાયેલા વર્ગો તેમના કેળવાયેલા માનસને કારણે સમાજવાદ માટેની મારી આલબેલને અનુકૂળ પ્રત્યાઘાત આપી આવકારે છે, તે સમજવાની ખાસ જરુર છે. હું શ્રીમંતોની વાત નથી કરતો.

હું આગળ વધુ તે પહેલાં દાદાએ હાથનો ઈશારો કરી તેમની અસલ વાણીમાં મને કહ્યું : 'અલ્યા હવે બસ થયું; જન્મદિનના દિવસ માટે આટલું બહુ છે.'

'પણ દાદા, પ્રજા માટે કાંઈ સંદેશો તો આપો !'

'પણ ઈન્દુચાચાને બીજું ઘણું કામ હતું, બે દિવસના ઉપવાસી હતા. મને એટલો જ જવાબ મળ્યો કે 'મેં જે કહ્યું તેમાં બધું આવી જાય છે.'

[૪૮]

[ ૧૯૭૧ના જુલાઈમાં અંદાજપત્ર ઉપર થયેલી ચર્ચામાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આપેલું પ્રવચન આ નીચે આપીએ છીએ. ]

અંદાજપત્રથી જેમને અસર પહોંચી હોય તેવા ગરીબ માણસો પ્રત્યે કેટલાક સાધનસંપન્ન સભ્યોએ સહાનુભૂતિ દર્શાવી, તે જોતાં મને ઘણો આનંદ થયો હતો. મારે કબૂલ કરવું જોઈએ કે જ્યારે મેં આ ગૃહમાં અંદાજપત્ર ઉપરનું પ્રવચન સાંભળ્યું ત્યારે હું 'ગરીબી હટાવો' ના સૂત્રથી ચૂંટાયો હોવાથી મારું હૃદય જાણે ઊંડું ઊતરી જતું હોય તેમ લાગ્યું. કોણ જાણે કેમ પણ મને તો એમ હતું કે ગરીબીની ભિંસમાંથી છુટવા માટે નવું અંદાજપત્ર ગજબના ચમત્કારો સર્જશે. પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે મને એમ લાગ્યું કે નાણાપ્રધાન પાસે સીધા અને આડકતરા કરવેરાની રીતે આયાતજકાત નાખવા સિવાય બીજો કોઈ વિકલ્પ નથી.

આપણે સમાજવાદ તરફ આગેકૂચ કરી રહ્યા છીએ, એવા વિધાનને લીધે જ આ સમગ્ર ગુંચવણ ઊભી થાય છે. જવાહરલાલજી મહાન વિચક્ષણ અને વિશાળ હૃદયના માણસ હતા અને તેઓ આપણા દેશને ઉત્સાહપૂર્વક સમાજવાદ અને સમાજવાદી રચના તરફ દોરી ગયા અને તેમના નેતૃત્ત્વવાળી કોંગ્રેસે અર્થતંત્ર અને ખેતીવાડીને સમાજવાદી વળાંક આપવા માટે ઠરાવો ઉપર ઠરાવો પસાર કર્યા. સ્વાતંત્ર્ય હાંસલ કર્યા બાદ તરત જ ગાંધીજીએ પણ આર્થિક સ્વાતંત્ર્ય માટે જનતાને અનુરોધ કર્યો.

આજે આર્થિક સ્વાતંત્ર્ય શું છે? કોઈએ એવા ખોટા ખ્યાલમાં રહેવાની જરુર નથી કે આપણે સમાજવાદ તરફ આગેકૂચ કરી રહ્યા છીએ. નેહરુની સત્તા દરમિયાન શું બન્યું ? તેમણે કસ્ટમની

વાડને વધુ મજબૂત બનાવી અને દેશમાં વપરાશ માટેની ચીજોના ઉદ્યોગોના વિકાસને મદદ કરી. વળી દેશ આર્થિક રીતે સ્વાયત્ત બની શકે તે હેતુથી તેમણે પોલાદ અને બીજી મૂળભૂત જરુરિયાતોના ઉત્પાદન માટે જાહેરક્ષેત્રો ઊભા કરવાનો પણ વિચાર કર્યો પણ એ જાહેરક્ષેત્રોનો વહીવટ કેવી રીતે થઈ રહ્યો છે? દશકાઓથી એ જાહેરક્ષેત્રનો વહીવટ કોણ કરી રહ્યું છે? મૂલ્કી સેવાના સરકારી સભ્યો અને એ જાહેરક્ષેત્રનો વહીવટ દેશના મોટા મૂડીવાદીઓ અને મોટા ઉદ્યોગખાતાઓના સહકારથી કરી રહ્યા છે.

આને આપણે સમાજવાદ કહીશું? એ શું મિશ્ર અર્થ વ્યવસ્થા છે? આપણી પાસે વિપુલ પ્રમાણમાં જાહેરક્ષેત્રો હોય એટલે આપણે સમાજવાદના માર્ગે જઈ રહ્યા છીએ એમ કહી શકાય? સમાજવાદની આ વ્યાખ્યા હું સ્વીકારતો નથી. આ દેશમાં સમાજવાદ છે જ નહીં. આપણે ત્યાં ખાનગી મૂડીવાદ છે અને અથવા તો રાજ્યનો મૂડીવાદ છે અને રાજ્યનો મૂડીવાદ પણ જે લોકો ખાનગી ક્ષેત્રો ચલાવે છે, તેમના જેવા જ માણસોના નિયંત્રણમાં છે.

જવાહરલાલ નેહરુના નેતૃત્વ નીચે મોટી યોજનાઓ બનાવવામાં આવી હતી. મૂડીવાદી ઉદ્યોગપતિઓની પાંખોને કાબૂમાં રાખવાના હેતુથી કમ્પની લો ની સંપૂર્ણ રીતે ફેર તપાસણી કરવામાં આવી હતી. કંપની લો માં એને તો વારંવાર સુધારા લાવવામાં આવ્યા હતા, પરંતુ મેં જ્યારે કંપની લો ની કેટલીક બાબતોનો એમાં અભ્યાસ કર્યો ત્યારે મને ખ્યાલ આવ્યો કે તેના ઉદ્યોગપતિઓએ કેટલીક એવી મોટી નબળી કડીઓ રાખી જ હતી, જેના પરિણામે હોંશિયાર અને આંટીઘૂંટીવાળા મૂડીવાદીઓ અને તેમના સહાયકો એ કંપની એકટની ઉપલબ્ધિઓનો પુરેપુરો ગેરલાભ ઉઠાવે છે. કંપની એકટમાં જણાવ્યા પ્રમાણે મેનેજિંગ એજન્ટ કે મેનેજિંગ ડિરેકટરને નફામાંથી દસ ટકા મળે એ જાણીને મને તો ખુબ નવાઈ લાગી. એ દસ

ટકાનો અર્થ એ થાય કે તેમને લાખ્ખો રૂપિયા મળે. જ્યારે મેં અંદાજ-પત્ર પરના નાણાપ્રધાનના પ્રવચનમાં વાંચ્યું કે કંપનીના કર્મચારીને દર મહિને વધુમાં વધુ પાંચ હજાર રૂપિયાનો પગાર મેળવવાની અને તે ઉપરાંત વધુ એક હજાર રૂપિયા મેળવવાની જ છુટ આપવામાં આવી છે, ત્યારે મને ઘણો આનંદ થયો કે ચાલો આ મેનેજરોની આવક પર થોડીક મર્યાદા તો મુકવામાં આવી પરંતુ આ નિયમ મેનેજિંગ ડિરેક્ટર્સ પર લાગુ પડશે કે કેમ? એ નિયમ મેનેજિંગ ડીરેક્ટરને પણ લાગુ પડે તો મને ઘણો આનંદ થશે. પણ મૂડીવાદના વિકાસ ઉપર કોઈ પણ નિયંત્રણ લાદવામાં આવતા હોય એમ લાગે છે ખરું?

આ યોજનાઓના અનેક વર્ષો બાદ જ્યારે પંડિત નેહરુને લાગ્યુ કે આ યોજનાઓના બધા જ લાભ સામાન્ય જનતાને મળતાં નથી ત્યારે તેમણે પ્રો. મહલાનવીસના નેતૃત્વ નીચે એક પંચની નિમણૂક કરી. એ પંચે ભારતમાં ઈજારદારો મોટા પ્રમાણમાં વધી રહ્યાં હતા, તેનું સ્પષ્ટ ચિત્ર રજૂ કર્યું અને એ ઇજારદારો યોજનાઓના પરિણામે જે વધારાની સંપત્તિનું દેશમાં ઉત્પાદન થતું, તેમાંની ઘણા ટકા સંપત્તિ હડપ કરી જતા, ત્યારબાદ ઈજારાશાહી પંચની સ્થાપના થઈ છે અને ઈજારા માટેનો કાયદો પણ પસાર કરવામાં આવ્યો છે પણ તે કાર્ય કરનાર તંત્ર પાસે કોઈપણ માણસ નથી પરિણામે એ ઈજારા માટેનો કાયદો અમલમાં આવી શક્યો નથી. આનું પરિણામ આજે શું આવ્યું? પરિણામ એ આવ્યું કે સ્વાતંત્ર્યના ૨૪ વર્ષ પછી પણ આપણે આર્થિક સ્વાતંત્ર્યતા મેળવવા માટેના ગાંધીજીના આદર્શને સમજી શકયા નથી અને આપણે સમાજવાદ સ્થાપવાને શક્તિમાન બન્યા નથી.

સમાજવાદનો સાચો અર્થ સ્પષ્ટરીતે સમજવો જોઈએ. તેનો અર્થ કલ્યાણરાજ્ય કે રામરાજ્ય નથી. હૃદયની નિઃસ્વાર્થતા કે મનની

વિશાળતાથી સમાજવાદ નથી આવતો. સમાજવાદનો અર્થ એ છે કે રાજ્ય અને એ રાજ્ય પ્રતિનિધિત્વ વાળો સમાજ વેપારઉદ્યોગ અને વાણિજ્ય ખેતીવાડી પર પોતાનું સારું એવું પ્રભુત્વ જાળવે.

આપણી પાસે આપણા અર્થતંત્રનો કાબૂ છે? આજે ભારતનું અર્થતંત્ર કોના હાથમાં છે? ભાવવધારા માટે કોણ જવાબદાર છે? બેરોજગારી માટે કોણ જવાબદાર છે? કારખાનાઓ અને ઉદ્યોગોમાં લાખો કામદારોના થતા શોષણ માટે કોણ જવાબદાર છે? એ ઉદ્યોગોના અગ્રણીઓ જવાબદાર છે. એ હરિયાળી ક્રાંતિના અગ્રેસરો જવાબદાર છે. તે લોકો જ શોષણ માટે જવાબદાર છે. તે લોકોને આ બધા માટે જવાબદાર કેમ ગણવા દીધા? પંડીત જવાહરલાલ નેહરુની ઈચ્છા હોવા છતાં શા માટે આપણે હજી મૂડીવાદ અને ઈજારાશાહી મૂડીની પકડમાં સપડાયેલા છીએ.

પ્રો. રાવે કહ્યું છે તેમ આટલા બધા વર્ષ પછી આપણે ત્યાં ફુગાવો વધી ગયો છે. આપણે નાણાંકીય ખાધથી કામ ચલાવીએ છીએ. પરિણામે કાળું નાણું વધ્યું છે. પ્રો. શિનોયને તો કલ્પનામાં પણ સમાજવાદી કહી શકાય તેમ નથી. એ કહે છે કે આ ભયંકર ફુગાવાને લીધે કરોડો ગરીબ માણસો અમીર બની ગયા છે. આપણને ગમે કે ન ગમે પણ આ પરિસ્થિતિ છે. હું કહીશ કે મારા ગામમાં, ખેતરમાં કામ કરતા કામદારો અને કારખાનામાં કામ કરતા કામદારોનું યાંત્રીકરણને લીધે ઉદ્યોગપતિઓ અને ધનિકોએ અજમાવેલી નીતિને લીધે ઘણું જ શોષણ થઈ રહ્યું છે.

ભાવવધારો થયો તેને માટે કોણ જવાબદાર છે? શું એ ભાવવધારા માટે નાણાપ્રધાન જવાબદાર છે? આપણે જોઈએ છીએ કે ગોડાઉનોમાં વધુ ને વધુ ઘઉં ભરાતા જાય છે અને છતાં ઘઉંના ભાવ વધતા જાય છે. આ વર્ષે ગુજરાતમાં મગફળીનો મબલખ પાક ઊતર્યો છે અને ઘણું જ તેલ મળ્યું છે. છતાં પણ એ

મહારથીઓએ શું કર્યું ? તે લોકોએ તેલ દિલ્હી મોકલી દીધું. પરિણામે દિલ્હીમાં તેલનો ઘણો જથ્થો થઇ ગયો અને દિલ્હીના બજારમાં તેલના ભાવ ઘટયા, જ્યારે ગુજરાતમાં તેલના ભાવ વધી રહ્યા છે. આ જાતની રમત ઉદ્યોગ અને વાણીજ્યના અધિપતિઓ રમી રહ્યા છે, એ વાત જરાય ખોટી નથી.

નાણાપ્રધાન અને સરકારે સમજવું જોઈએ કે આપણે આજે શોષણની પકડમાં છીએ, આપણે એટલે કારખાનામાં અને ખેતરમાં કામ કરતા આપણા લાખો પ્રજાજનો એ લોકોનું ઉદ્યોગપતિઓ ભયંકર શોષણ કરી રહ્યા છે અને એ બિચારા તેમાંથી મુક્તિ મેળવવા માટે બૂમો પાડી રહ્યા છે.

હું ખરી રીતે કહું તો સમાજવાદ એટલે આર્થિક સ્વાતંત્ર્ય. સમાજવાદ એટલે સૌથી વધુ ગરીબ માણસને પણ મુક્તિ. આવો સમાજવાદ કયારે આવશે ? સરકાર આ માટે પગલા કયારે લેવાની છે. (અંદાજપત્ર દ્વારા તો આવા પગલા લેવાશે જ નહીં કારણ કે તેમનો અંદાજપત્રમાં તો સમાવેશ નહીં થાય) કે જેથી કરીને સૌથી મોટા મૂડીવાદીઓ અને ઉદ્યોગપતિઓની સત્તાઓ લઈ લેવામાં આવે. અમુક મર્યાદા ઉપરના ખેતરો અને કારખાનાઓ તેમજ અમુકથી દેશના મોટામાં મોટા જમીનદારો પાસેથી તેમની મોટી જમીનો લઈ લેવામાં આવે. વધારે સંપત્તિ સરકાર પોતાને હસ્તક લઈ લે. એવા પગલાં કયારે લેવાશે ?

મેં કહ્યું તેમ મોટા ઉદ્યોગો અને મોટા ખેતરો તેમજ વિનિમયના મોટાં સાધનો સરકારને હસ્તક લઈ લેવામાં આવે તો જ ભાવનિયમન જાળવી શકાય. સંપત્તિનો ઉપયોગ વ્યવસ્થિત કરી શકાય. દરેક માણસને કામ આપી શકાય અને દેશને બેરોજગારીમાંથી છુટકારો મળે. આજે આપણી પાસે કોઇ

આર્થિક સત્તા નથી, દેશની અર્થતંત્રની સત્તા ઉદ્યોગ અને વાણીજ્યના અગ્રણીઓ પાસે છે.

આપણા આ સભાગૃહ પાસે રાજકીય સત્તા છે. શ્રીમતી ઇન્દિરા ગાંધી પાસે રાજકીય સત્તા છે પણ આર્થિક સત્તા મોટામાં મોટાં ઉદ્યોગપતિઓ અને મૂડીવાદીઓના હાથમાં છે. તેઓ કાળાં નાણાંથી મજબૂત બની રહ્યા છે અને તેમને વિશ્વની બીજી રાજધાનીઓમાં વસતા તેમના જેવા જ ઉદ્યોગપતિઓ મદદ કરી રહ્યા છે. આપણે મોટી સત્તાઓનો સામનો કરવાનો છે. આપણે તેમની સામે લડીશું નહીં અને ઉદ્યોગો અને વાણીજ્ય પર વર્ચસ નહીં જમાવીએ તો ભારતનો કોઈ રીતે મોક્ષ થવાનો નથી. માટે જ સમાજવાદની દલીલ કરતી વખતે હું એમને ક્યારે મુક્તિ મળશે એવી બુમો પાડતા આ દેશના લાખો માનવીઓ માટે દલીલ કરું છું.

[૪૯]

[ શાસક કોંગ્રેસમાં જૂથબંધી અને આંતરકલહ ૧૯૭૧થી જ શરુ થઈ ગયા હતા, એ સંદર્ભમાં શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે તા. ૨૪ ઓગસ્ટ ૧૯૭૧ના દિવસે પત્રકાર પરિષદમાં નીચેનું મંતવ્ય રજૂ કર્યું હતું.]

શાસક કોંગ્રેસમાં જામેલી જૂથબંધી અને આંતરકલહ અંગે દર્દ વ્યકત કરતાં. બૂઝર્ગ નેતા શ્રી. ઈંદુલાલ યાજ્ઞિકે પત્રકાર પરિષદમાં આજે જણાવ્યું હતું કે હાલ શાસક કોંગ્રેસમાં જૂથબંધી અને પક્ષભેદન કલહભરી હવા પ્રસરી છે, તે ટાળી એકસૂત્રતા સાધી વડાપ્રધાન શ્રીમતી ઈંદિરા ગાંધીએ સંસદ અને જનતા સમક્ષ જે કાર્યક્રમ રજૂ કર્યા છે, તેમજ ઈંદિરાજીએ જે મહત્વના પગલાં ભર્યાં છે અને ભવિષ્યમાં ભરવામાં આવનાર છે, એ બાબતે જિલ્લે જિલ્લે બુલંદ અવાજથી જનમત જાગૃત કરી સમાજવાદી નીતિ તરફ પ્રયાણ કરી પરિવર્તન લાવવા કટિબધ્ધ બનવું જોઈએ.

શ્રી. યાજ્ઞિકે એવું જણાવ્યું હતું કે શાસક કોંગ્રેસના આગેવાનો ભારત રુસ મૈત્રિ, બંગલાદેશ પ્રશ્ને, બંધારણ સુધારા બિલ, સાલિયાણા બિલ વગેરે બાબતે લોકોને જાગૃત કરવાનું મૂકી તડાં પાડવાનું કામ કરશે તો સમાજવાદ નહીં, મૂડીવાદ ઘૂસી જશે.

શ્રી. યાજ્ઞિકે પત્રકાર પરિષદમાં જણાવ્યું હતું કે શ્રીમતી ઈન્દિરા ગાંધીનાં હાલના સિધ્ધાંતનો આડકતરી રીતે વિરોધ કરવા લોકશાહી ઢબનું સમાજવાદી તંત્ર ઊભું કરવાના પ્રયાસો ચાલી રહ્યાનું કહેવાય છે પણ જો આમ થશે તો સમાજવાદ લાવવાને બદલે મૂડીવાદી તત્વો ઘૂસી જશે. મૂડીવાદનુ ખંડન નહીં થાય ત્યાં સુધી ગરીબાઈ દૂર

થવાની નથી. મિલ્કતશાહી નાબૂદી થશે તો જ નવો યુગ આવશે. સમાજવાદી પરિવર્તનનું લક્ષ્યાંક સિધ્ધ થઈ શકશે. બે દાયકાથી મૂડીવાદી રાજ્ય ચાલી રહ્યું છે. મૂડીવાદ રાજ્યથી ગરીબાઈ નાબૂદ થવી અસંભવિત છે. એ માટે મૂડીવાદનું ખંડન કરી ગરીબાઈ, અસમાનતા અને બેકારી ટાળી શકાય તેમ છે. સરકાર પાસે આજે નોકરી ધંધા માટેની સવલતો અમર્યાદિત છે. જે છે તે મોટાભાગનું મૂડીવાદીઓના હાથમાં છે.

શ્રી. યાજ્ઞિકે વધુમાં જણાવ્યું હતું કે શાસક કોંગ્રેસના કાર્યકરો અને આગેવાનો મારા નાનાભાઈ સમા છે. મને કોઈની સામે રાગદ્વેષ નથી. વિનંતિ કરીને હું કહું છું કે શાસક કોંગ્રેસના નાના મોટા તમામ કાર્યકરોમાં જે શકિત પડેલી છે, તે શકિતનો શંકા–કુશંકાઓ દૂર કરી શ્રધ્ધાપૂર્વક બુલંદ અવાજે ૧૦ મુદ્દાના કાર્યક્રમ અંગે અને સરકારે લીધેલા પગલા અને નીતિ સંબંધે સ્પષ્ટ પ્રવચનો કરીને જનતાને સમજૂતિ આપી લોકોનો સહકાર મેળવવો જોઈએ. ઈન્દિરાજી રાત–દિન જે રીતે કામ કરી રહ્યા છે, એ રીતે શાસક કોંગ્રેસના સભ્યો અને આગેવાનોએ સિપાઈની જેમ કરવાનું છે નહીં કે ખુરશીઓ લેવાનું. હું કોંગ્રેસમાંના આંતરકલહ બાબતે કંઈ બોલવા ઈચ્છતો નથી પરંતુ જ્યારે કોંગ્રેસની અંદરો-અંદર ભંગાણ પડે. વિખવાદો ઊભા થાય અને ઈન્દિરાજીએ ઊભી કરેલી પ્રતિભા ઝાંખી પડે છે ત્યારે કહેવું પડે છે કે એ બધું બંધ કરી સમાજવાદ અને પરિવર્તનના માર્ગે પ્રયાણ કરવાના નકકર પ્રયાસો હાથ ધરો. કોઈપણ પક્ષનો સભ્ય હોય પણ જ્યારે એ મૂળ પક્ષનો ચિંધેલો માર્ગ સ્વીકારે તો એને સ્વીકારવો જોઈએ. ભલેને પછી સામ્યવાદી હોય પરંતુ હકીકતમાં ખરો સામ્યવાદી કદી પક્ષ છોડતો જ નથી. પરિવર્તન માગતા અને પક્ષના સિધ્ધાંતોને સ્વીકારનારને પક્ષમાં આવ્યા બાદ સામ્યવાદી, સમાજવાદી કે બળવાખોર

છે, એવી ટીકાઓ કરી અંદરોઅંદર એક બીજાને હલકા પાડવા એ બરોબર નથી. હું તો એટલે સુધી કહેવા માગું છું કે શ્રી. કસ્તુરભાઈ શેઠ પણ ગરીબી નાબૂદ કરવા માટે આગળ આવે તો એમને પણ સ્વીકારીને તેમનો ટેકો લેવો જોઈએ એની સાથે સાથે એ વાત પણ સ્પષ્ટ કરવી જોઈએ કે જેમણે ભૂતકાળમાં દેશને અને જનતાને દગો દીધો છે, તેવી વ્યકિતઓ જૂની વાતો કબૂલ કરી એકરાર કરી નવી વાતો સ્વીકારે તો જ દાખલ કરવા જોઈએ પણ જો પાપનું પોટલું બાંધીને આવે તો તેનો સખત વિરોધ કરવો જોઈએ.

તેમણે વધુમાં કહ્યું કે કેટલાક જિલ્લાઓમાં એકાદ બે જૂથના માણસોને આગળ ધપાવવાના જે પ્રયાસો થઈ રહ્યા છે, એથી ઇન્દિરાજીએ જે કહ્યું છે એનો ભંગ થઇ રહ્યો છે. ગુજરાત શાસક કોંગ્રેસના એક મોવડી બેવાર ઇન્દિરાજીને મળ્યા હતા અને તેમણે ગુજરાતમાં શાસક કોંગ્રેસનું વાતાવરણ સ્વચ્છ થાય તો સારું એવી અપેક્ષા વ્યકત કરી હતી. જ્યારે કોંગ્રેસ કમિટીનું તંત્ર ગોઠવાતું હતું ત્યારે મેં ઇન્દિરાજીને કહ્યું હતું કે કમિટી રચો તો તેમાં સમન્વય જળવાય તેમ કરજો. ત્યારે તેમણે મને પૂછ્યું હતું કે એક જ જૂથના માણસો પક્ષનું સુકાન સંભાળે અને શ્રી. ચિમનભાઈ જેવા શકિતશાળી માણસ બહાર રહે તે શું યોગ્ય છે?

ગુજરાતમાં જે થઈ રહયું છે, એ ઇન્દિરાજીના ધ્યાનમાં હશે જ. ઇન્દિરાજી કોંગ્રેસ સમિતિની પુનઃ રચના કરે એવી તજવીજ ચાલી રહ્યાના અહેવાલો પણ બહાર આવ્યા છે. પક્ષના કેટલાક જોશિલા અને ઉત્સાહી કાર્યકરોને જિલ્લા સ્તરેથી પણ દૂર રાખવા પ્રયાસો થઈ રહ્યા હોવાનું કહેવાય છે. જો આમ થયું હોય તો શાસકકોંગ્રેસ પક્ષ માટે એ અયોગ્ય છે.

શ્રી. યાજ્ઞિકે એવો પ્રશ્ન કર્યો હતો કે બંધારણના ૨૫મા સુધારા અંગે, સાલિયાણા નાબૂદી બિલ અંગે, બંગલાદેશ અને રુસ-ભારત

મૈત્રી કરાર અંગે કેમ કોઈ ખોંખારીને બોલતું નથી. લોકોને આ પ્રશ્નથી વાકેફ કરીને સમજ આપવી જોઈએ. આ અંગે ચિમનભાઈ કે જશવંત મહેતા જ બોલે તે કેમ ચાલે. બધાએ અવાજ ઉઠાવવો જોઈએ અને રુસ–ભારત મૈત્રી અંગે જ નહીં પરંતુ ઈન્દિરાજીએ લીધેલાં અને લેવાનારા તમામ પગલા સંબંધે પ્રવચનો કરી લોકોને ઘટનાની જાણુ કરવી જોઈએ.

ભારત–રૂસ મૈત્રિ કરાર અંગે શ્રી. યાજ્ઞિકે જણાવ્યું હતું કે આ કરાર થવાથી આંતરરાષ્ટ્રીય વ્યૂહરચના અને પ્રવાહોમાં પરિવર્તન આવી ગયું છે. પાક. ચીન અને અમેરિકા ભારતને પછાડવાની આશાઓ સેવી રહ્યા હતા એ ભોંય ભેગી થઈ ગઈ છે. આ કરાર એશિયામાં કાયમી શાંતિ રાખવા માટેનો છે. એ અંગેનો પ્રચાર શાસક કોંગ્રેસના નેતાઓએ કરવો જોઈએ. ટોચના નેતાઓએ પણ એ અંગે જાહેરમાં બોલવું જોઈએ અને જિલ્લાકક્ષાના કાર્યકરોએ તેમના વિસ્તારોમાં બોલવું જોઈએ. કેટલાક પક્ષોના આગેવાનો આ અંગે અવળો પ્રચાર કરી રહ્યા છે. આ કરારને રાજાજી, કામરાજ તેમજ મોટાભાગના પક્ષોએ સંસદમાં ટેકો આપ્યો છે. સંસ્થા કોંગ્રેસ સંસદમાં ટેકો આપે છે અને મોરારજીભાઈ અને બ્રહ્મકુમાર વગેરે બહાર કંઈક જુદું જ બોલે છે. છાપાની માલિકી વિકેન્દ્રીકરણ અંગે પણ મનુભાઈએ જે કહ્યું છે એ એક ગાંધીવાદી થઈ આવું બોલે છે એથી મને નવાઈ લાગે છે. ગુજરાતની ધરતી પર બહુ સાલિયાણાવાળા છે. એ અંગે કેમ કોઈ બોલતા નથી. અમર્યાદિત સતા પર અંકુશ રાખવા બાબતે વેગ આપવો જોઈએ અને ૧૦ મુદ્દાના કાર્યક્રમ અંગે સ્પષ્ટપણે મંતવ્ય રજૂ કરવું જોઈએ. ચૂંટણીમાં છાપ ઊભી કરવી હોય તો શકિતશાળી માણસોની શકિત ખોઈ નાખવા કાદવ ઉડાડવો એ રાજકીય ડહાપણ નહીં પણ બેવકૂફી છે.

શ્રી. યાજ્ઞિકે શ્રી. શ્યામપ્રસાદ વસાવડાને એવો પ્રશ્ન કર્યો હતો કે

મજૂર મહાજનના અગ્રણીઓ હોવા છતાં મહાજનના બંધારણમાં મિલોના રાષ્ટ્રીયકરણ અંગેના ૧૦ મા મુદ્દા અંગે કેમ કંઈ બોલતા નથી ?

શ્રી. યાજ્ઞિકે વધુમાં જણાવ્યું હતું કે કોંગ્રેસે વીસ વરસ સુધી ફક્ત સમાજવાદના ભાષણો અને બંસરી જ વગાડયે રાખી છે. જ્યારે બીજી બાજુ મૂડીવાદીઓએ તેમની મિલ્કત જમાવ્યે રાખી છે. સમાજવાદી ફોરમ ચૂસ્ત સમાજવાદીઓએ એટલા માટે ઘડેલી કે કોંગ્રેસ જડતાના પડળ તળે દબાઈ ના જાય અને કોંગ્રેસ સ્વચ્છ બને તથા તેનું ઘડતર થાય. આજે સમાજવાદી ફોરમમાં પણ જૂથો પડી ગયા છે, એ દુઃખદ છે.

તેમણે જણાવ્યું કે જાહેર સેકટરમાંથી જે માલ ઉત્પાદીત થયા છે, એમાં કાળાબજાર થવા જોઈએ નહીં. હિન્દુસ્તાન સ્ટીલ અને બીજી કેટલીક મોટી કંપનીઓમાં ખોટા નામે ક્વોટા આપી દેવાય છે અને પછી પોતે જ કાળાબજાર કરે છે. પોતાના ખાસ માણસોના નામે ક્વોટા ચઢાવી બેથી અઢી ગણો નફો કરવામાં આવે છે. આ અંગે મેં સ્ટીલ અને પોલાદ ઉદ્યોગપ્રધાન શ્રી. કુમાર મંગલમ્‌ને આવા દુષણો અટકાવવા માટે એડવાઈઝરી કમિટી રચવા સૂચન કર્યું હતું. આ બાબતે સરકાર નવેસરથી સ્ટીલનું વિતરણ કરવા માગે છે એમ એમણે જણાવ્યું હતું પણ મને એથી સંતોષ થતો નથી કારણ કે સરકારે ગુજરાતમાં તેમજ અન્ય રાજ્યોમાં માન્યતા આપેલ ડીલરને વાજબી ભાવે માલ મળશે, એવી ખાતરી આપી નથી.

[૫૦]

[૧૯૭૨ના આરંભે શ્રી. બાબુભાઈ જશભાઈ પટેલની ષષ્ઠી-પૂર્તિ ઉજવાઈ હતી, એ પ્રસંગે પ્રસિદ્ધ થયેલા અભિનંદન ગ્રંથમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે આ લેખ લખ્યો હતો]

ખડતલ જુવાન દેખાતા બાબુભાઈ સાઠ વર્ષ પુરા કરીને વન-પ્રવેશ કરે છે, તે પ્રસંગે તેમના દિર્ઘાયુષ અને સતત સેવાજીવન માટે શુભેચ્છા પાઠવતા મને ઘણો જ આનંદ થાય છે.

બાબુભાઈના પિતાશ્રી જશભાઈની સાથે હું નડિયાદની હાઈ-સ્કૂલમાં ભણ્યો હતો. તેઓ વડતાલના સ્વામિનારાયણ મંદિરના વ્યવસ્થાપક હતા. ત્યારે મહાગુજરાતના આંદોલન દરમ્યાન મને તેમનો પરિચય થયેલો પણ તે સિવાય અમારો સ્નેહ સંબંધ અંતપર્યન્ત રહ્યો હતો.

સન ૧૯૩૭માં મુંબઈની ધારાસભાની ચૂંટણીને માટે ખેડા જિલ્લામાંથી જે ઉમેદવાર પસંદ થયા, તેમાં બાબુભાઈનું નામ જાણીને મને જરા નવાઈ થઈ. તપાસ કરતા માલૂમ પડયું કે આ જુવાન ઉમેદવાર મારા જૂના મિત્રના પુત્ર હતા અને વળી ૩૦ની સાલથી આઝાદીની લડતમાં ઝુકાવનાર એક અગ્રગણ્ય ગાંધીવાદી સેવક હતા. તેમણે નડિયાદની વ્યાયામશાળામાં તાલીમ લઈને યુનિવર્સિટીમાં બી. એ. ની પદવી મેળવી હતી અને તેમના ગાંધીવાદી અને સેવા-ભાવી ખમીરને લઈને તેમને ધારાસભા માટે પસંદ કરવામાં આવ્યા હતા.

ધારાસભામાં ચૂંટાયા પહેલાં તેમ પછી ખેડા જિલ્લાની કોંગ્રેસ પ્રવૃત્તિમાં બાબુભાઈ અગ્રગણ્ય સ્થાને રહ્યા. તેમના નિખાલસ સ્વભા-

વથી, ખંતિલા સેવાકાર્યથી અને ગાંધીવાદી નિષ્ઠાથી તેમણે સારાયે જિલ્લાના અને ગુજરાતના કોંગ્રેસજનોમાં ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેથી જ સન ૧૯૪૦માં વિશ્વયુદ્ધને અંગે ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહનો કાર્યક્રમ અમલમાં મૂકયો ત્યારે ગુજરાતના કોંગ્રેસીઓમાં બાબુભાઈની પસંદગી થોડા જ વખતમાં કરવામાં આવી અને તે વખતે હું પણ એક કિસાન કાર્યકર્તા તરીકે સાબરમતી જેલમાં પહોંચી ગયો હતો, તેથી હું બીજા ઘણાં સત્યાગ્રહીઓ સાથે બાબુભાઈની સાથે પણ એક બેરેકમાં પુરાયો. પછી અમને બધાને યરવડા જેલમાં મુકવામાં આવ્યા, ત્યારે દરબાર ગોપાલદાસ વગેરે અનેક સત્યાગ્રહીઓની સાથે બાબુભાઈને પણ કલાકો સુધી રેંટિયા ઉપર સુતર કાંતતા જોતો. અમે બધા ભેગા થઈને એક પંગતમાં જમતા અને રાત્રે સમૂહ સભાઓમાં સામેલ થતા પણ અમારા રાજકીય મતભેદને લીધે અમારી વચ્ચે સામાન્ય પિછાન જ રહી પણ કંઈ પરીચય વધ્યો નહીં. માત્ર તેમને એક સન્નિષ્ઠ, શિસ્તબદ્ધ, ગાંધીવાદી કાર્યકર તરીકે હું પિછાનતો રહ્યો.

સન ૧૯૪૨માં ગાંધીજીએ 'હિન્દ છોડો' ની લડત આદરી ત્યારે તેને અંગે નડિયાદમાં સરદારશ્રી વલ્લભભાઈનો સંદેશો સાંભળવાને એક જાહેરસભા રાખવામાં આવી હતી. તે વખતે તાજો જ નડિયાદમાં રહેવા આવેલો, તેથી તે સભામાં હું હાજર રહ્યો હતો. ત્યાં કદાચ પહેલીવાર મેં બાબુભાઈને જોયા. સભાનો આરંભ કરતાં તેમણે ગાંધીજીના તાજા પૈગામનો ઉલ્લેખ કરીને થોડા શબ્દોમાં સભાનો હેતુ સંભળાવ્યો અને સરદારશ્રીને બોલવાની વિનંતિ કરી. તે વખતે મારે બાબુભાઈ સાથે પરિચય ન થયો. પરંતુ કોંગ્રેસના રાજકારણમાં તેમણે ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું, તેનો સ્પષ્ટ ખ્યાલ મને આવ્યો.

સન ૧૯૪૪ની આસપાસ બાબુભાઈ, રાવજીભાઈ વગેરે રાજકીય કેદીઓ છુટીને બહાર આવ્યા ત્યારે હું ખેડા જિલ્લા સહકારી ખરીદ વેચાણુ સંઘ સાથે સંકળાયેલો હતો, સ્વાભાવિક રીતે તેની પ્રવૃત્તિ વિષે તેમના દિલમાં વસવંસો હતો, તેથી તેમની સાથે મારે ઘણી ચર્ચા થઈ તેમાં મેં સાફ જણાવ્યું કે બંગાળમાં થયેલી તેવી અંધાધૂંધીનું નિવારણુ કરવાને અમે ઘણા તટસ્થ સેવાભાવિ મિત્રો સાથે મળીને જનતાને વાજબી ભાવે જરુરિયાતનું અનાજ વગેરે મળે તે માટે જ સહકારી તંત્ર રચીને સરકાર સાથે જરુરી સહકાર કર્યો હતો. મારી વાતચીતથી કદાચ તેમને પૂરો સંતોષ થયો નહિ હોય તેથી તેમણે સહકારી સંઘનું તંત્ર પોતાના કાબૂ–અંકુશમાં લેવાને પગલાં લેવા માંડયા. ત્યાં સુધીમાં સન ૧૯૪૩માં સ્થાપેલા નેનપુરના મારા વિદ્યાર્થી આશ્રમમાં રહેવા જવાનો મેં નિર્ણય કર્યો. તેથી નડિયાદમાં કોંગ્રેસી તંત્ર સાથે સીધા ઘર્ષણમાંથી હું બચી ગયો.

મારા વાત્રક વિદ્યાલય માટે સન ૧૯૪૪માં નેનપુર સ્ટેશન તરફ મેં વિશાળ જમીન ખરીદી. તે પછી રાવજીભાઈ સાથે બાબુભાઈ મારું સારુંયે તંત્ર જોવા આવી ગયેલા અને મારા કાર્ય તરફ સહાનુભૂતિ દાખવેલી. પછી સન ૧૯૪૭માં મેં અમદાવાદથી ગ્રામવિકાસ પત્ર પ્રગટ કરવા માંડયુ. ત્યારે તેમાં મુંબાઈના પ્રધાનોના સંદેશા પ્રગટ કરેલા તેમાં ગણોત કાયદા વિષે બાબુભાઈના કંઈ લેખ ને નોંધ પણુ પ્રગટ કરેલા. તેમણે એ કાયદા વિષે એક સારી પુસ્તિકા પ્રગટ કરી હતી અને કોંગ્રેસના આગેવાન તરીકે તેમજ મુંબાઈ રાજ્યના એક મંત્રી તરીકે તે કાયદાનો બને તેટલો લાભ ખેડૂતોને મળે તે માટે સંગીન પ્રયાસ કર્યો હતો, તેથી મને ઘણો સંતોષ થયો હતો.

સન ૧૯૪૭માં દેશ આઝાદ થયો. તે પછી સરદારશ્રીની સૂચનાથી મને ખેડા જિલ્લાની કોંગ્રેસ કમિટીમાં સામેલ કરવામાં આવ્યો.

સન ૧૯૪૮–૪૯ દરમ્યાન ખેડા જિલ્લા સમિતિએ બામણ ગામ ને ગંભીરામાં કંઈક ઝગડા થયેલાં, તેથી ચોકીને ખેડૂતોનુ તંત્ર રચવા વિષે એક કમિટીની નિમણૂક કરી, તેમાં રવિશંકર મહારાજ અને બાબુભાઈ સાથે મને પણ નિમવામાં આવ્યો. એ ખેડૂત કમિટીના કામ અંગે હું પહેલી જ વાર બાબુભાઈના નિકટના પરિચયમાં આવ્યો. અમે ખેડુતોને વિષે ચર્ચાઓ કરવા લાગ્યા ત્યારે તેમણે થોડી જ વારમાં એક કિસાની કાર્યકર તરીકે મારા અનુભવ અને સૂઝને પિછાનીને મને જ કમિટીનો અહેવાલ લખવાનું સોંપવામાં બાબુભાઈએ આગેવાની લીધી. પછી મેં જે અહેવાલ કમિટી તરફથી તૈયાર કર્યો તેમાં તે લગભગ જેવો ને તેવો તેમણે મંજૂર કરવાની કમિટીને સલાહ આપી અને તેમની જ આગેવાની નીચે જિલ્લા-સમિાતએ મારો લખેલો અહેવાલ મંજૂર કર્યો. આ ઉપરથી મને સમજાયું કે મારાથી દૂર હોવા છતાંય તેમણે મારી કિસાનપ્રવૃત્તિ-ઓનું મૂલ્યાંકન ઘણાં સદ્‌ભાવથી કર્યું, તેથી હું ઘણો ખુશી થયો. પણ પછી સન ૧૯૪૯થી બાબુભાઈ મુંબઈ સરકારમાં જોડાયા અને હું તે સાલમાં જ કોંગ્રેસના વિરોધી દળમાં સામેલ થયો એટલે તેમની સાથે મારો અંગત પરિચય લગભગ પુરો થયો.

સન ૧૯૪૯ થી હું સરકારપક્ષનો વિરોધી બન્યો અને આજ સુધી વિરોધપક્ષમાં જ રહ્યો છું, તેથી તેમની સરકારી કામગીરી વિષે કંઈ લખવાનું યોગ્ય ધારતો નથી પણ અમારા વતન નડિયાદમાં વરસોથી સ્થપાયેલા વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના અને ખાસ કરીને ત્યાં જામેલી અનેક કોલેજોના પાયામાં બાબુભાઈ રહ્યા છે.

અને તેના સંચાલનમાં તેમણે યશસ્વી ભાગ લીધો છે. વળી નડિયાદની સાદાઈ, નમ્રતા અને નિઃસ્વાર્થ સન્નિષ્ઠાની ઉચ્ચ પ્રણાલિકાઓ તેમણે જાળવી છે. વળી તેમણે સંસ્કૃત ભાષા પર અસાધારણ પ્રભુત્વ મેળવીને અને કવચિત તે ભાષામાં પ્રવચન કરીને સાક્ષરભૂમિ નડિયાદનું નામ રોશન કર્યું છે.

આવા તેમના અનેક ગુણ અને પ્રવૃત્તિઓનું સ્મરણ કરીને નડિયાદના એક નમણા રત્નસમા બાબુભાઈને મારી નમ્ર અંજલિ અર્પણ કરુ છું અને તેઓ દિર્ઘાયુષ પામીને ચિરકાળ સુધી જનતાની સેવા કરતા રહે એવી શુભેચ્છા પાઠવું છું.

[૫૧]

[૧૯૭૨માં ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. યશોધરભાઇ મહેતાની ષષ્ઠીપૂર્તિ ઉજવાઇ. એમને માટે પ્રસિદ્ધ થયેલા અભિનંદન ગ્રંથમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે નીચેનો લેખ લખ્યો હતો.]

યશોધરભાઇની ષષ્ઠીપૂર્તિ ઉજવાય છે, તે પ્રસંગે તેમને સ્નેહાંજલિ અર્પણ કરતા મને ઘણો આનંદ થાય છે.

તેમના પિતા નર્મદાશંકર દેવશંકર મહેતા પ્રખર સનાતની વિદ્વાન અને સાક્ષર તરીકે પંકાયેલા હતા. જૂના ખંભાત રાજ્યમાં વરસો સુધી તેમણે દિવાનગીરી કરેલી. તે દરમિયાન તેના બંદરના પુનરુત્થાનને માટે તેમણે પ્રવૃત્તિ આદરી હતી. નડિયાદના સાક્ષરો સાથે તેમના સંબંધને લીધે મારા ઉપર તેમની વિદ્વતાની ઊંડી છાપ પડેલી.

તેમના મોટાભાઈ ઇન્દ્રવદનનો પરિચય તો હું મુંબઈમાં સન ૧૯૨૮-૩૦ના ગાળામાં રહેતો ત્યારે માસ્તર કુટુંબમાં જતાં મને થયેલો. તેમના નાના ભાઈ યશોધર માસ્તરને ઘેર પણ કવચિત આવતા, પણ તેમને વ્યક્તિ તરીકે ઓળખેલા નહિ. તે સન ૧૯૩૩માં લંડન આવ્યા, ત્યારે હું ડબ્લીન હતો. ત્યાં શિયાળાની ઠંડીમાં એક દિવસ સવારે હું એક મોટા બગીચા પાસેથી જતો હતો, ત્યારે યશોધરે મને મોટો અવાજ કરીને બોલાવ્યો. હું તેમને બરાબર ઓળખી શકયો નહિ તેથી તેમનું નામ આપ્યું એટલે તરત તેમને ઓળખીને તેમનો દોસ્ત બની ગયો. તેમણે તેમના સાથી વિનુભાઈની ઓળખાણ કરાવી. તરત મેં તેમને આવતા શનિવારે મારા હિન્દી ભોજન સમારંભમાં સામેલ થવા વિનંતિ કરી, તે તેમણે સ્વીકારી.

તેમની પહેલી જ મુલાકાતમાં યશોધરભાઇના અલગારાં વ્યક્તિત્વની ઊંડી છાપ મારા પર પડી. તેમની તિક્ષ્ણ બુદ્ધિના દર્શન થયા. તેમના મુખ પર મલકતા મૃદુ હાસ્યથી તેમનો આનંદી સ્વભાવ વર્તાયો. તેમના રણકતા અવાજમાંથી ભારોભાર મીઠાશ નિતરતી. ત્યારથી એમના તરફ હું ખેંચાયો પણ બીજે જ દિવસે તેમની હોટલ પર પહોંચીને તેમનો અતિથિ બન્યો. જેમ તેમની હાસ્યરસથી પ્રચુર ગળની વાતો સાંભળતો ગયો તેમ તેમનું આકર્ષણ વધતું ગયું. તેથી નાસ્તો પતી ગયા પછી કલાકેક વાતો કરીને રજા લેતા શનિવારનું નોતરુ મેં પાકું કર્યું.

શનિવારે તેઓ જ્યારે મારી હોટલ પર પધાર્યા ત્યારે હું ભજિયા તળવાની પંચાતમાં પડયો. ચણાના વેસનમાં વધારે પડતું પાણી પડી ગયું હશે તેથી બટાટાનું પતીકું વેસનમાં ઝબોળીને તેલની પેણીમાં નાખવાને ઉપાડુ તે પહેલાં જ પતીકા પરથી વેસન બધું સરકી જતું. આ હાલતમાં યશોધરભાઈએ મને જોયો એટલે તેમના સાથીએ તરત જ ભજીયાનું કામ પોતાના હાથમાં લઈ લીધું અને તેમની નાગરી કળાથી તે કામ સપાટાબંધ પાર પાડયું. બન્ને બ્રાહ્મણો જમીને ઘણા ખુશ થયા ને તેમણે મારી આર્થિક સંકડામણને પારખીને ભોજન પેટે મને એક પાઉન્ડનો શિરપાવ આપ્યો. કમનસીબી એ થઈ કે પાઉન્ડ ખર્ચીને મેં મારા શનિવારના હિન્દી ભોજનની જાહેરખબર છાપામાં પ્રગટ કરી પણ બીજે શનિવારે સોગંદ ખાવાને કોઈ મહેમાન પધાર્યા નહિ, તેથી ભોજનનો બધો ખરચ મારે માથે પડયો.

ડબ્લીનથી હું પાછો આવીને મધ્ય લંડનમાં રહેતો હતો. ત્યારે પૂરા તાદત્મ્યથી તેઓ મારો દરવાજો ઠોકીને મને મળવા આવતા અને ઘણા સ્નેહથી મને બાજુની કોઈ હોટલમાં ત્યાં

નાસ્તો લેવાને ખેંચી જતા. અમે અલકમલકની વાતો કરતા. મુંબઈના મારા મિત્ર મનસુખલાલ માસ્તર અને તેમના પત્ની તારાબેન માસ્તર સાથે અમારો બંનેનો નિકટનો સંબંધ હતો, તેથી તેમને વિષે પણ ઘણી વાતો થતી. લંડનમાં કોઈ મોટા હિન્દીઓ આવતા કે હિન્દીઓની સભા થતી તે વિષે અમે કંઈક ચર્ચા કરતા પણ ખાસ તો હિન્દુસ્તાનમાં આઝાદીની જે લડત ચાલતી હતી, તે વિષે જ અમે ચર્ચા કરતા. તેમાં ગાંધીજી, જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, સમાજવાદ, સામ્યવાદ વગેરેની ધૂમ ચર્ચાઓ કરતા. માત્ર લંડનમાં કશું ખાસ કરવાનું નહોતું, તેથી અમારી ચર્ચાઓ વિચારની ઊંચી ભૂમિકા ઉપર જ રહેતી. અમારી વચ્ચે જે કાંઈ મતભેદો રહેતા તેની ચર્ચા પણ ઘણી મીઠાશ અને સલુકાઈથી કરતા અને છેવટે તેઓ મને ફરી ફરીને કહેતા કે આપણે દેશમાં જઈશું ત્યારે જે કામ તમે ઉપાડશો તેમાં સાથ આપવાને હું બધું જ કરી છુટીશ.

કોઈ કોઈવાર મેં વિવિધ ભાષામાં વાતચીત કરવાને માટે લંડનમાં એક કલબ સ્થાપી હતી. તેમાં યશોધરભાઈને ખેંચી જતો અને તેમને કોઈ નવી ભાષા શિખવાને ચાનક આપતો. કોઇ કોઈ વાર કોઇ પુસ્તકભંડારમાં તેમની સાથે જઈને તેમને લેનિનના અને સોવિયેત રૂસના પુસ્તકો બતાવતો. કોઈ કોઈવાર સોવિયેટ ફિલમ જોવા જતા. કોઈ વાર અમે સાથે ભુલાભાઈ દેસાઈ અને કૃષ્ણમેનનનાં ભાષણ સાંભળવા સાથે જતાં.

એક વાર શહેરથી જરા દૂર એક કુટુંબમાં તેઓ રહેતા ત્યાં ભોજન લેવાનો લાભ પણ મને મળેલો. શહેરમાં બહાર તેમ ઘરની અંદર પણ હાસ્ય વિનોદથી તેઓ સારુંયે વાતાવરણ સભર ભરી દેતા. તેમના ઘરના માતુશ્રી અને તેમની દીકરી પણ તેમને કુટુંબી

ગણીને તેમની મજા મશ્કરીમાં પૂરા દિલથી ભળી જતા. એકંદરે હળવા વાતાવરણમાં મજાનું ભોજન લઈ હું પાછો ફર્યો.

સન ૧૯૩૫ના આરંભમાં તારાબેન માસ્તરે યશોધરભાઈને પાંચ પાઉન્ડ આપીને કહ્યું કે આ પૈસા ઈન્દુલાલને રોકડા આપવાના નથી પણ તેમને ગરમ કપડાં લઈ આપવામાં ખર્ચવાના છે. આ વાતની મને ખબર પડી એટલે તરત જ હું યશોધરભાઈની સાથે મોટા વસ્તુભંડારમાં ગયો અને ત્યાંથી એક ગરમ કોટ વગેરે શિયાળા માટે જરુરી કપડાં લઇ આવ્યો. આ બધું કૃત્ય તેમણે કર્યું, તે માટે તેમનો આભારી થયો.

હિન્દુસ્તાનમાં આવ્યા પછી મારી અનેક પ્રવૃત્તિઓમાં હું તો ગુંથાઈ ગયો, તેથી તેમની સાથે ઝાઝો સંબંધ રહી શકયો નહિ. છતાં વરસો પછી એક દિવસ સાંજે તેમના શિવસદન બંગલામાં મહેમાન થયો. મીઠું મજાનું ભોજન કર્યા પછી જ્યારે અમે વાતો કરવા બેઠા ત્યારે તેમના ધંધા અને મારી પ્રવૃત્તિની વાત બાજુએ મૂકીને અમે સાહિત્યની ચર્ચાએ ચડયા. તે વખતે 'સરી જતી રેતી' વગેરે તેમના કંઈક પુસ્તકો પ્રગટ થયા હતા. બીજુ કેટલુંક નવું સાહિત્ય પણ તેઓ તૈયાર કરતા હતા. તેમનું કેટલુંક નવું સાહિત્ય ઇ.ને કંઈક હસ્તલિખિત સાહિત્ય રાતે વાંચવા બેઠો ત્યારે મને માલૂમ પડયું કે તેમણે એક નવી રસીલી–રંગીલી કટાક્ષમય શૈલી હસ્તગત કરી છે અને ગુજરાતી સાહિત્યના જગતમાં તેમણે નવી કીર્તિ સંપાદન કરી છે.

તેમણે શરુઆતમાં વકીલાત કરી અને પછી તેઓ વેપારધંધામાં પડયા. જાહેર જિવનમાં તેમણે થોડા પ્રયોગ કર્યા છે પણ છેવટે તેઓ ઘણાં વરસથી મોરારજીભાઈની કોંગ્રેસને વફાદાર રહ્યા છે. છતાં સામાન્ય રીતે રાજકાજમાં તેઓ વધારે પડતો આગ્રહ ધરા-

વતા નથી. તેથી વાતચીત કરતાં તેઓ વિચક્ષણ વિનિત રાજ-પુરુષની જ છાપ પાડે છે.

પણ માત્ર આવા હળવા સાહિત્યના પ્રયોગથી તેમના આત્માને સંતોષ થયો નથી. તેમના પિતા અને પૂર્વજો તરફથી જે આધ્યાત્મિક વૃત્તિ તેમને વારસામાં મળી છે, તે તેમણે સાચવી રાખી છે. તેમના અગમનિગમ મંડળની મારફત આધ્યાત્મ ઉપર તેમની અનેરી શ્રદ્ધા વર્તાય છે. એ મંડળને તેઓ પાળીપોષીને સફળ બનાવવામાં ભારે રસ લે છે અને મને પણ તેમાં ખેંચવાની કોશિષ કરે છે. હું દૂર રહીને તેમની આ પ્રવૃત્તિઓમાં તેમને પરંપરાગત મળેલી આધ્યાત્મ વૃત્તિનું અનેરું દર્શન જોઈને રાંચુ છું.

અગમનિગમની અને રાજકારણની ગમે તે પ્રવૃત્તિ યશોધર-ભાઈ કરે પણ છેવટે ગુજરાત તો તેમને એક નટખટ, રસિક સિદ્ધ-હસ્ત લેખક અને સાહિત્ય સર્જક તરીકે જ પિછાનશે. તેમનો અક્ષરદેહ ગુજરાતી ભાષામાં ચિરંજીવી રહેશે, એ નિશ્ચિત છે.

યશોધરભાઈ સાઠ વરસ પૂરા કરે છે, તે વખતે તેઓ લાંબુ આયુષ્ય ભોગવે અને એમના આત્માના ઊંડાણમાં ઊતરીને કંઈ રિદ્ધિસિદ્ધિ સમાજની સેવામાં અર્પણ કરે એમ હું ઈચ્છું છું.

[૫૨]

[૨૨મી જાન્યુઆરી ૧૯૭૨ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે નીચેનું વીલ અને વસિયતનામું કર્યું હતું]

હું નીચે સહી કરનાર ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, ઉંમર વર્ષ ૭૮, રહેવાસી નિર્મળકુંજ સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ. આથી મારું છેલ્લું વીલ યાને વસીયતનામું કરું છું.

મેં, આજીવન કિસાનોની, મજૂરોના અને જનતાની સેવા કરી છે અને જીવનના અંત સુધી કરવાનો છું અને મારી પ્રવૃત્તિઓ મારા મૃત્યુ પછી પણ ચાલુ રહે તે માટે 'મહાગુજરાત સેવાટ્રસ્ટ'ની પણ સ્થાપના કરી છે. મારી જિંદગીના એંશી વર્ષ પુરા થાય ત્યારે 'અમૃત મહોત્સવ' ઉજવવાનો ઉત્સાહી આગેવાન નાગરિકોએ નિર્ણય કર્યો છે અને તેને માટે એક ભંડોળ પણ ભેગું કરે છે. આ ભંડોળ ભેગું થાય અને 'મહોત્સવ' ઉજવાય તે વખતે એ ભંડોળનો કેવી રીતે ઉપયોગ કરવો તેનો નિર્ણય કરવાનો છે.

હાલમાં મારી પાસે નીચે મુજબની મિલકત છે. :–

૧... ચોપડીઓ, ઉપયોગી કાગળોની ફાઈલો જે વાત્રક વિદ્યાલયમાં તથા મારી અત્રેની તથા રામબલિ બિલ્ડીંગની ઓફિસમાં તેમજ નિર્મળકુંજના મારા ઓરડામાં છે તે.

૨...ફરનિચર, કબાટો તથા અન્ય રાચરચીલું જે વાત્રક વિદ્યાલયમાં તથા મારી અત્રેની રામબલિ બિલ્ડીંગની ઓફિસમાં અને નિર્મળકુંજના મારા ઓરડામાં છે તે.

૩...મારી અત્યાર સુધીમાં સાથેના લીસ્ટ મુજબ જે ચોપડીઓ લખાયેલી છે, તેમાંથી જે જે ચોપડીઓની કોપી રાઈટ્સ મારા નામમાં છે તે.

૪...રૂા. ૧૫૦૦૦-૦૦ની અમદાવાદ પિપલ્સ કો. ઓ બેંકમાં ફિકસ્ડ-ડિપોઝિટની રસીદ અને અમદાવાદ પિપલ્સ કો. ઓપરેટીવ બેંકના બે ખાતામાં અત્યારે રૂા. ૨૬૧૪-૦૦ છે તે.

ઉપરની મિલકત સિવાય મારી પાસે કોઇપણ સ્થાવર કે જંગમ મિલકત નથી.

ઉપર જણાવેલીમાંથી મારા મૃત્યુ વખતે જે બાકી રહે તેની હું નીચે પ્રમાણે વ્યવસ્થા કરું છું.

૧...ઉપર કલમ ૧. માં જણાવેલી ચોપડીઓ તથા ઉપયોગી કાગળોની ફાઈલો તથા કલમ ૨ માં જણાવેલું ફરનિચર તથા કબાટો અને રાચરચીલું 'મહાગુજરાત સેવા ટ્રસ્ટ'ને આપવું.

૨...ઉપર કલમ ૩ માં જણાવ્યા પ્રમાણે મારી લખેલી અને પ્રસિધ્ધ થયેલી જે ચોપડીઓ છે, તે પૈકી જેના કોપી રાઈટ્સ મારા અંગત છે, તે સર્વે ચોપડીઓના કોપી રાઈટ્સ 'મહાગુજરાત સેવા ટ્રસ્ટ' ને આપવાનું મેં ઠરાવ્યું છે અને મારા અપ્રગટ લખાણના તેમજ નવા પુસ્તકના હક્ક પણ તેને જ આપવાનું ઠરાવું છું.

૩...ઉપર કલમ ૪ માં જણાવ્યા પ્રમાણે અત્યારે રૂા. ૧૫૦૦૦-૦૦ની અમદાવાદ પિપલ્સ કો. ઓ. બેંક. લી. ભદ્રમાં જે ફિકસ્ડ ડિપોઝિટ છે તેમાં વ્યાજ સહીત જે વધારો થાય અને જરુર પડે તેમાંથી હું જે રકમ વાપરુ તેવી રીતે મારા મૃત્યુ વખતે રોકડ રકમ હોય તે સરખે હિસ્સે 'મહાગુજરાત સેવા ટ્રસ્ટ'ને અમૃત-મહોત્સવ પછી જો જુદુ ટ્રસ્ટ થાય તો તે ટ્રસ્ટને આપવાનું હું ઠરાવુ છું. જો અમૃત મહોત્સવ પછી જુદુ ટ્રસ્ટ ના થાય તો આખીયે રકમ-'મહાગુજરાત સેવા ટ્રસ્ટ' ને આપવાનું હું ઠરાવુ છું.

ઉપર જણાવેલી બાબતો અંગે મારા મૃત્યુ પછી વ્યવસ્થા કરવા હું નીચેના ત્રણ માણસોને સત્તા આપુ છું.

૧. ડૉ. વાસુદેવ ત્રિપાઠીઃ—ઠે. નિર્મળકુંજ, નવગુજરાત કૉલેજ પાછળ, અમદાવાદ.

૨. શ્રીમતી જયાબેન જયમલ ઠાકોર :—ઠે. શ્વેતાપાર્કસ સોસાયટી, આંબાવાડી, અમદાવાદ.

૩. શ્રી અશોક ચંદુલાલ ઠાકોર :—ઠે. અમૃતલાલની પોળ, ખાડીયા, અમદાવાદ.

આ ત્રણે જણાએ સાથે મળીને ઉપરની મિલકતની મારા આ વીલમાં જણાવ્યા મુજબ વ્યવસ્થા કરવી. આ પહેલા મેં કોઈ વીલ કરેલું નથી અને આ મારુ છેલ્લું વસીયતનામું છે.

આ વસીયતનામું હું અમદાવાદ પિપલ્સ કો.ઓ.બેંક ભદ્રમાં સીલ કવરમાં ડિપોઝિટ કરું છું અને મારા મૃત્યુ પછી બેંક તેને ખોલીને વીલમાં જણાવેલા ત્રણે જણને બોલાવીને સુપ્રત કરવાનું હું જણાવું છું.

આજ તારીખ ૨૨મી જાન્યુઆરી સને ૧૭૯૧.

સહી. :—

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
સહી. દા. પોતે.

સાક્ષી;—

૧. જયમલ ઠાકોર,
શ્વેતાપાર્ક સોસાયટી, નિયોજન-
નગર સામે, આંબાવાડી, અમદાવાદ.

૨. વિજય શાહ, ૧૧ માહીર-
સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ-૭.

## [૫૩]

[શ્રી. રવિશંકર મહારાજની ૮૮મી જન્મજયંતીના પ્રસંગે સર્વોદય મંડળ તરફથી પ્રસિધ્ધ થયેલા અભિનંદન ગ્રંથ માટે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે આ લેખ લખ્યો હતો.]

પૂજ્ય રવિશંકર મહારાજની ૮૮મી જન્મજયંતીના પ્રસંગે સર્વોદય મંડળ તરફથી અભિનંદન ગ્રંથ પ્રગટ કરવાના નિર્ણયને હું વધાવી લઉં છું અને તે પ્રસંગે તેમને મારી નમ્ર શ્રદ્ધાંજલિ અર્પણ કરીને હું કૃતકૃત્ય થાઉં છું.

આજે દેશભરમાં જે થોડા સન્નિષ્ઠ તપસ્વી ગાંધીવાદીઓ રહ્યા છે, તેમાં મહારાજનું સ્થાન ઘણું ઊંચું છે. ગુજરાતમાં તો તેઓ સર્વ ગાંધીવાદી અને સર્વોદય કાર્યકરોમાં સર્વોપરી સ્થાન ધરાવે છે અને અનેક મંદવાડ અને મુસીબતોને પાર કરીને તેઓ જનસેવા, દુકાળ રાહત, પૂરરાહત, પુનર્વસવાટ વગેરે કામગીરી અપાર ખંત ઉદ્યમ અને ચિવટથી ચાલુ રાખે છે, તેથી તેમનું તપ નિરંતર ઝળકતું જ રહે છે.

મેં પણ ગાંધીજી પાસેથી જ રાજકારણની અને રચનાત્મક કાર્યની પહેલી દિક્ષા લીધેલી પણ મહારાજ સીધા રાજકારણથી મોટેભાગે અલિપ્ત રહેલા, તેથી તેમનો પ્રત્યક્ષ સત્સંગ મને થયેલો નહિ. તેમના સત્યાગ્રહી અને રચનાત્મક કાર્યની નામના હું દૂરથી જ સાંભળીને રાચતો. તેઓએ ખેડા જિલ્લાના ક્ષત્રિયોની નિરંતર મૂક સેવા કરીને તેમના ગોરનું પદ પ્રાપ્ત કર્યું હતું. હું સન ૧૯૨૩–૨૪માં ગાંધીજી સાથે યરવડા જેલમાં હતો, ત્યારે સરદાર વલ્લભભાઈની આગેવાની નીચે બોરસદ તાલુકાના ખેડૂતોએ સત્યાગ્રહ કરેલો,

મહારાજની તપસ્વી મૂર્તિ ઝળકતી રહી હતી. સરદારના અને તેમનાં પરાક્રમની ગાથાના હેવાલો જેલમાં વાંચીને ગાંધીજી સાથે હું પણ બહુ ખુશી થયો હતો.

વિલાયતમાં પાંચ વરસ રહીને હું કિસાનસભા રચવાની એક નવી નીતિ ઘડીને દેશમાં આવ્યો. તેને અંગે મેં ખેડૂતોનાં જગજૂના દેવા અને ભારે ભાગ ગણોતની સામે ખેડા જિલ્લામાં પ્રચાર કરવા માંડયો ત્યારે મહારાજ મારા પર ગુસ્સે થયા હતા પણ થોડા જ વખતમાં મુંબઈ સરકારે ગણોત અને દેવામાં રાહત આપવાના કાયદા કર્યા ત્યારે મહારાજ તેનું હાર્દ સમજી ગયા અને પછી એક પાકા અનુભવી કિસાનની અદાથી તેઓ તે કાયદાના પ્રચારકાર્ય તરફ પૂરી સહાનભૂતિ દાખવી રહ્યા અને નવા કાયદાનો લાભ લેવાને ખેડૂતોને જુગતી સલાહ આપતા ગયા.

આ કાળમાં મહારાજની જંગી સભાઓમાં ભાગ લેવાની તક મને મળી. પંચમહાલ જિલ્લામાં લીંબડી ગામે મહારાજની સાથે મને પણ ઘણા બળદ જોડેલા ગાડામાં ફેરવીને મોટે ભાગે ભીલોની એક વિરાટસભામાં બે બોલ કહેવાની તક મળેલી. તે પ્રમાણે કલોલ તાલુકાના હાજીપુર ગામે એક જંગી સભામાં મહારાજની સાથે મેં ભાગ લીધો હતો. વળી પાંડુ મેવાસના એક ઠકરાતન વિલિનિકરણના પ્રસંગે તેની ખેડૂતોની પહેલી પરિષદમાં મહારાજની સંમતિથી ઠરાવો ઘડીને રજૂ કરેલા. આ બધી સભામાં મહારાજ હંમેશની તેમની શાણી, સૌમ્ય જબાનમાં જ ખેડૂતોને તેમજ તેમના ઠાકોરો, લહેણદારો વગેરેને ઉપદેશ આપતા ત્યારે હું ખેડૂતોને તેમના કાયદેસર હકક હાંસલ કરવાને હાકલ કરતો. આમ અમારો પરસ્પર સહકાર ખેડૂતો અને જનતાને લાભદાયી નિવડયો હતો.

સન ૧૯૩૯માં હું પહેલીવાર પારડી તાલુકાના આદિવાસી ઘોડીયા ખેડૂતોના સંપર્કમાં આવ્યો ત્યારથી શાહુકારોએ તેમની ખુંચવી લીધેલી જમીન પાછી આપવાને હું આંદોલન ચલાવતો. સન ૧૯૪૨–૪૩માં મેં એ વિસ્તારમાં આશ્રમપ્રવૃત્તિ શરુ કરી ત્યારે પણ આદિવાસીઓનાં જમીનના સવાલમાં હું રસ લેતો. પ્રજા સમાજવાદીપક્ષ તરફથી શ્રી. ઈશ્વરભાઈની આગેવાની નીચે આ ખેડૂતોએ જમીન સત્યાગ્રહ કર્યો ત્યારે સરકારે જમીનની ચકાસણી કરવા મહારાજના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી. મહારાજે બહુ ચોકસાઈથી આ વિસ્તારમાં ફરીને સ્પષ્ટ જાહેરાત કરી કે આ જમીન ખેતી માટે લાયક છે, તેથી છેવટે હજારો એકર જમીન પારડીના ગરીબ ખેડૂતોમાં વહેંચાઈ છે અને હજી વધારે વહેંચવાની યોજના ઘડાય છે. આવી રીતે શાહૂકારોના સિતમથી ઘાસીયા બનેલી જમીન જો આજે જમીનવિહોણા ખેડૂતોને મળી છે તો તે માટે આપણે પ્રજાસમાજવાદી કાર્યકરોનો તેમજ મહારાજનો પણ આભાર માનવો જોઈએ.

છેલ્લા થોડા દાયકાથી મહારાજ વિનોબાની પ્રવૃત્તિમાં ભાગ લઈ રહ્યા છે. સાથે સાથે ધરતીકંપ, દુષ્કાળરાહત કે પૂરરાહત માટે સખીજનો લાખો રૂપિયા ભેગા કરીને તેનો વહીવટ તેઓ મહારાજને સોંપે છે. તેમણે આ કામ ભારે જાતમહેનત કરીને પાર પાડતાં પોતાની જાતને પણ હોડમાં મૂકી છે અનેવળી જરા સાજા થઇને એવી જ પ્રવૃત્તિમાં રાતદિન ગુંથાયા છે. આવા વિરલ–તપસ્વી સેવાભાવી મહાપુરુષ જુગજુગ જીવો એવી મારી પ્રાર્થના છે.

[તા. ૨૯ મી માર્ચ ૧૯૭૨ના દિવસે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકે લોકસભામાં છેલ્લું પ્રવચન આપ્યું. વણસતી જતી પરિસ્થિતિ પરત્વે જે અસંતોષ અને રોષ એ અનુભવતા હતા, તેના પ્રતિબિંબ એ પ્રવચનમાં પડયા છે. પરિસ્થિતિમાં ધરમૂળના પરિવર્તનની હિમાયત કરતું એમના વિદાયસંદેશ જેવું આ પ્રવચન અહીં આપીએ છીએ.]

અમદાવાદના લોકસભાના સભ્ય શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે જીવન-જરુરી ચીજોના વધતા જતા ભાવ સામે તીવ્ર રોષ વ્યક્ત કરતાં લોકસભામાં જણાવ્યું હતું કે આજે દેશમાં ચીજોની અછત નથી છતાં પણ નફાખોર વેપારીઓ ભાવવધારો કરતા હોય છે. સામાન્ય માનવી ભાવવધારાને કારણે ભારે મુશ્કેલી અનુભવી રહ્યો છે, એની સામે આપણે આપણી આંખો બંધ કરી શકીએ નહિ.

રાષ્ટ્રપતિના પ્રવચન બદલ રજૂ થયેલ આભારપ્રસ્તાવ પર શ્રી. યાજ્ઞિકે કરેલ પ્રવચન અત્યારના સંબંધમાં ખાસ નોંધનીય છે. શ્રી યાજ્ઞિકે કહ્યું : 'તમે બજારમાં જાવ તો જોઈ શકશો કે અનાજ કે અન્ય ખાદ્ય ચીજો બજારમાં ભરપટે આવે છે, આમ છતાં પણ ભાવ સતત વધતા જ જાય છે. આપણે ખાંડનો દાખલો લઈએ. ખાંડના ભાવવધારા સામે આજે શોરબકોર મચી ગયો છે, એ શા માટે ? એમ કહેવામાં આવે છે કે સરકારે ખાંડના રાજાઓને ભાવ-વધારો કરવાની છૂટ આપી ભૂલ કરી છે. સસ્તા અનાજની દુકાને અપાતી ખાંડમાં પણ ઘટાડો કર્યો. પરિણામે સમગ્ર દેશમાં ઘેરી અસર થવા પામી છે. સરકાર સામે એવા ગંદા આક્ષેપો થઈ રહ્યા છે કે ચૂંટણીમાં નાણાં મેળવવા માટે સરકારે ખાંડના રાજાઓને ખાંડના ભાવમાં વધારો કરવાની છૂટ આપી છે.

## વિરોધાભાસી નીતિ

શ્રી. યાજ્ઞિકે કહ્યું કે સમયપત્રક મુજબ કાર્યક્રમ તૈયાર કરવો એ એકવાત છે અને કાર્યક્રમ અને નીતિનો સમયસર અમલ થાય એ જોવું જોઈએ એ બીજી વાત છે. ખરેખર કાર્યક્રમનો અમલ થઈ રહ્યો છે કે કેમ તે જોવું જ જોઈએ. મેં તાજેતરમાં ઔદ્યોગિક વિકાસખાતાના સચીવ શ્રી. બી. બી. લાલને ચાંદીની કાસ્કેટમાં જીવનજરુરી ચીજોનો પ્લાન્ટ નાખવાની પરવાનગી આપતો દસ્તાવેજ ચાંદીની કાસ્કેટમાં બ્રિટિશ મૂડીવાદી પેઢીને આપતાં જોયો. આ વસ્તુ આપવા ઔદ્યોગિક ઠરાવના અમલની પીછેહઠ કરવા બરાબર છે. સ્વ. શ્રી. જવાહરલાલ નેહરુના સમયથી આપણે સ્વદેશી અને સ્વાવલંબનની નીતિ અપનાવવાનું નક્કી કરેલ છે, પરંતુ અહીં તો રાજ્યના એક મોટા અધિકારી સરકારી નીતિની હાંસી ઉડાવતા જોવા મળ્યા છે.

શ્રી. યાજ્ઞિકે કહ્યું કે આપણે ઈજારાશાહી પંચનો દાખલો લઈએ. ઈજારાશાહી પર નિયંત્રણ મૂકતો કાયદો પસાર કર્યો પણ વાસ્તવમાં શું બને છે? મારી જાણ મુજબ તો કાયદો પસાર થયા પછી ઈજારાશાહી ઉદ્યોગપતિઓને અગાઉ કરતાં વધારે પરવાના આપવામાં આવ્યા છે. આ કેમ બની શકે? સરકારને આ બાબતમાં તપાસ કરવા મારી વિનંતિ છે. મને તો શંકા છે કે મોટા અધિકારીઓ સરકારની સમગ્ર પોલિસી સાથે રમત રમતા હોય છે.

## નિષ્ફળ સનંદી ચોકઠું

'પરવાના આપવામાં કેટલીક ભૂલો કરવામાં આવી છે. ઈજારાશાહી પેઢીઓને પરવાના અપાઈ ગયા છે. હવે એ ભૂલ સુધારવા માટે ઈજારાશાહીની વ્યાખ્યા બદલવા પ્રયાસ થઈ રહ્યા છે. સર-

કારને મારી વિનંતિ છે કે સમગ્ર સનંદી સર્વિસના માળખાની પુનર્રચના કરવા માટે એક પંચ નીમે અને એ કહેતાં દુઃખ થાય છે કે સનંદી ચોકઠું આ દેશમાં ગરીબ અને પીડિત જનતાનું મિત્ર પુરવાર થયું નથી. આ એ જ લોકો છે કે જેઓ રોજબરોજનો દેશનો વહીવટ કરે છે. આ એ જ લોકો છે જેમણે અનધિકૃત પેઢીઓને પરવાના આપ્યા છે. આથી મારો આગ્રહ છે કે સનંદી અફસરોની સેવાના ચોકઠાને નવેસરથી તૈયાર કરવું જોઈએ. હવે આ ચોકઠું સમાજવાદની નીતિ સાથે સુસંગત રહી કામ કરે તેવું કરવું જ જોઈએ. આવતી કાલનો સનંદી અધિકારી સમાજવાદ વિશે અને નવા આર્થિક પ્રવાહોનો જાણકાર હોવો જોઈએ અને સરકારને નૂતન માર્ગની કૂચમાં માર્ગદર્શક બની રહેવો જોઈએ.

## રાષ્ટ્રીયકરણ પણ નિષ્ફળ

શ્રી. યાજ્ઞિકે આગળ ચાલતા કહ્યું કે રાષ્ટ્રીયકરણની નીતિ અપનાવવાનું સરકારનું પગલું વાજબી છે, એમ હું માનું છું. આપણે બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યું છે અને રાષ્ટ્રપતિએ સામાન્ય વીમાનું રાષ્ટ્રીયકરણ કરવાની જાહેરાત કરી છે. પરંતુ મારે એક વાત દુઃખ સાથે કહેવી પડશે કે રાર્ષ્ટ્રીયકરણથી સરકારને કોઈ આવક થતી નથી. આપણને એમ કહેવામાં આવ્યું હતું કે 'ત્રીજી યોજના'ને અંતે રાષ્ટ્રીયકરણ પામેલા ઉદ્યોગો દ્વારા રૂા. ૪૦૦ કરોડની આવક થશે. પરંતુ હજી આ આવક થઈ નથી. દરમિયાન રાષ્ટ્રીયકરણ તો આગળ વધતું જ જાય છે. હું એને આવકારું છું. સમાજવાદમાં તમામ પાયાના ઉદ્યોગો અને વહેંચણીતંત્ર સરકારને હસ્તક હોવા જોઈએ. પરંતુ એ કહેતા મને દુઃખ થાય છે કે આપણા રાષ્ટ્રીયકરણ પામેલા ઉદ્યોગોમાં કંઈક ખોટુ ચાલી રહ્યું છે, જેથી કમાણી થતી નથી.

મારે એ વાત કબૂલવી જોઇએ કે રાષ્ટ્રીયકરણ પામેલા રાજ્યના ઉદ્યોગોના ઉપરના માળખામાં કંઈક ખોટું છે. કામદાર પ્રત્યે યોગ્ય વર્તાવ કરવામાં આવતો નથી. કામદારોનો સહકાર માગવામાં આવતો નથી અને તેથી કામદારો દિલથી સહકાર આપતા નથી. પરિણામે રાષ્ટ્રીયકરણ પામેલા ઉદ્યોગો પાસે જે સારી અપેક્ષા રાખવામાં આવી હતી તે ફળિભૂત થઈ નથી.

## ગામડાની દુર્દશા

શ્રી. યાજ્ઞિકે કહ્યું કે હવે હું ગામડાની વાત ઉપર આવું. રાષ્ટ્રપતિશ્રીને પણ ગામડામાં હરિજનોની સ્થિતિથી સંતોષ નથી. તેમણે જમીન સુધારણાના કાયદાના અમલ પર ભાર મૂકયો છે. રાષ્ટ્રપતિ શહેરી અને ગ્રામ્ય મિલકત ઉપર અને આવક ઉપર ટોચમર્યાદા મૂકવા માગે છે. આ એક શુભ નિશાની છે પરંતુ અહીં નિષ્ણાત અર્થશાસ્ત્રીઓનો અભિપ્રાય ટાંકવા માગુ છું. વિશ્વ-વિખ્યાત અર્થશાસ્ત્રીઓના એવા અભિપ્રાય છે કે ભારતના ગામડાનું આર્થિક, સામાજિક માળખું એવી રીતે ગોઠવાયેલું છે કે જેમાં ગરીબ અને કચડાયેલા વર્ગના હિતને નહિવત્ સ્થાન છે. હજારો-કરોડો રૂપિયા યોજનાઓ દ્વારા ખર્ચવા છતાં હજી ગામડાના ગરીબ લોકોની હાલત કેમ એની એમ રહી છે? આમાં સરકારનો દોષ નથી. સરકાર તો કાયદા પસાર કરે છે. સરકાર ગરીબ લોકોના ઉદ્ધાર માટે કરોડો રૂપિયા મંજૂર કરે છે. આમ છતાં પણ આર્થિક ઢાંચામાં પરિવર્તન આવતું નથી, એની એ જ સ્થિતિ જોવા મળે છે. આથી ગ્રામ્ય વિસ્તારના આર્થિક અને સામાજિક માળખામાં પરિવર્તન લાવવા ક્રાંતિકારી પગલા ભરવાની જરુર છે. પહેલાં મુખી પહેલો લાભ ઉઠાવી જતા હતા. હવે સરપંચો લાભ ઉઠાવી જાય છે. ગામડા માટે ખર્ચાતા નાણાંનો લાભ આ લોકોએ જ ઉઠાવ્યો છે. એ સ્થિતિમાં 'ગરીબી હટાવો'નો કાર્યક્રમ અમલમાં મૂકવા ધરમૂળથી પરિવર્તન કરવાની જરુર છે.



આશ્રમનું નવું મકાન : નેનપુર

## [૫૫]

[નવી દિલ્હીથી છેલ્લા અમદાવાદ આવ્યા તે પહેલાં ચાર દિવસે તા. ૧૮–૪–૭૨ના રોજ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકે તેમના અંગત કર્મચારી છગનભાઈ હડિયેલ ઉપર કેટલીક સૂચના આપતો જે પત્ર લખ્યો હતો, તેમાં એમના મનમાં જે વિચારો છેલ્લે છેલ્લે હતા, તેનો પડઘો પડે છે. એ પત્ર આ નીચે આપ્યો છે.]

ભાઈ છગન,

હું આવતા શનિવારને ૨૨મીએ સવારે ઓફિસે આવી પહોંચીશ. મેં દા. વાસુદેવ ત્રિપાઠીનો ગાંધીનગરનો ફોન નંબર શાંતિભાઈને આપ્યો છે. તેથી તેમને ઘેર કે ઓફિસે ફોન કરી માગી લેશો ને ઘનશ્યામભાઈ કઈ તારીખે આશ્રમમાં ખાતમુહૂર્ત કરવા આવે છે તેની ખબર કાઢી લેશો. વાસુદેવ જે નક્કી કરે કે જે ફોન કરે તેની ખબર આપશો.

હિંમતસિંહને મારા આવવાની અને વાસુદેવને ને શાંતિભાઈને ખબર આપજો.

ઈન્દુલાલના વંદન.

પ્રવીણ ચાલીસહજાર પાસેથી થોડી ફાઈલ 'નવગુજરાત'ની લાવી તેના પરથી નોંધ કરવાનું શરુ કરી દેજે. ખાસ તાકીદથી શરુ કરી દેજે. ખાસ તાકીદનું કામ છે, તેના વિના આગળ પ્રકરણ લખાશે નહિ.

[૫૬]

[૨૫ એપ્રીલ ૧૯૭૨ના દિવસે શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક ઉપર વ્યાધિનો હુમલો થયો. ૧૭મી જુલાઈએ એમનો દેહાંત થયો. આ ૮૨ દિવસનો અહેવાલ શ્રી. જગદીશ. ર. શાહે તૈયાર કરી આપ્યો છે.]

૧૯૭૨ના એપ્રિલનો ધોમ ધખતો અમદાવાદી ઉનાળો.

પચ્ચીસમી તારીખ મંગળવારનો બપોર. સાબરમતીના કાંઠાને અડીને આવેલા શહેનશાહી એલિસબ્રિજ વિસ્તારની બરોબર સામે આવેલા મૂળ તો શ્રમજીવી વિસ્તાર પણ હવે બાદશાહી ઠાઠમાઠથી વિકસતા જતા ખાનપુરના લત્તામાં આવેલી રજવાડી, આઠ મજલી 'ફિરદોસ' ઈમારતમાં માણુસાના શ્રી. હિંમતસિંહજીની મોટર રાખવાના ભંડારા (ગેરેજ)માં ભર રણે પાણી માટે ઝાંઝવા નાખતા મૃગને માત્ર મૃગજળનો જ ભેટો થાય અને પછી એને જેવી મૂર્ચ્છા વળે તેવો એક થાકેલો સાદ ફાટેલો......' 'છગન.'

અને...?

છગન સાબદો બની ફાટેલા સાદે બૂમ પાડનાર તરફ ધસે, પહોંચે તે પહેલાં ૮૦ વર્ષની જૈફ વયે પહોંચી ગયેલો, જુવાનીમાં એના ખડતલપણાની સાચ પૂરતો એક, પૂરા ૭ ફૂટ ઊંચા દેહનો માનવી ઢળી પડયો.

આંખો ફાટી ગઈ...શરીર નિશ્ચેતન બન્યું. (શ્વાસ ચાલતા-હતા તે સિવાય) અને છગન બૂમો પાડી...પાડીને, ઢંઢોળી...ઢંઢોળીને આવરો...બ્હાવરો બનીનેય જગાડવાનો પ્રયત્ન કરતો રહ્યો, છતાં એ બાજરમાન પણ જર્જર શરીર ન જ ઉઠયું.

અને વાત...વાયુવેગે અમદાવાદના ખૂણેખૂણામાં; સાંજની ગુજરાત ક્વીન, આણંદ શટલ અને વડોદરા પેસેન્જર ટ્રેનો મારફત નોકરીએથી પાછી ફરતી ઠેઠ સુરત, વલસાડ સુધીની જનતાની જીભે ચઢીને અને પછી રાત્રે આકાશવાણીના પ્રસારણોની ઝણઝણાટીએ ચડીને ગુજરાત...મુંબઈ...ભારતભરમાં પહોંચી ગઈ.

કે

સંસદસભ્ય શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક...

ઈન્દુલાલ...

ઈન્દુચાચા...

દાદા......

અચાનક જ બેભાન બની ગયા છે...ગંભીર માંદગીમાં પટકાયા છે...એમના પર સેરિબ્રલ થ્રોમ્બોસિસનું હેમરેજ થયું છે અને વાડીલાલ સારાભાઈ હૉસ્પિટાલમાં એમને ખસેડવામાં આવ્યા છે... હૉસ્પિટાલના તબીબો ડૉ. દામાણી, ડૉ. સૌદામિનીબહેન પંડ્યા તથા અન્યોએ એમની તત્કાળ સુશ્રૂષા કરી છે...શસ્ત્રક્રિયા કરવાની જરુર પડશે...હજુ સુધારો થયો નથી...પ્રાણવાયુના બાટલાની નળી સાથે એમનું શ્વાસોચ્છવાસ-તંત્ર જોડી દેવાયું છે...પરિસ્થિતિ ગંભીર છે...હૉસ્પિટાલમાંના વાતાનુકૂલિત ખંડમાં એમને સઘળી સારવાર અપાઈ રહી છે...

સવારે અમદાવાદ આવતી ટ્રેનોએ માનવમે'રામણ ઉમટયો, અમદાવાદની ગલીએ ગલીએથી લોક વા. સા. હૉસ્પિટાલ ભણી વળ્યું. 'દાદા'ના પ્રખર શિષ્યો રિક્ષાવાળાના મોંએથી વાવડ વિસ્તરતા ગયા.

પણ....'દાદા' પાર્થિવ રીતે જીવતા, તબીબી દૃષ્ટિએ કાળધર્મ પામેલા, વાતાનુકૂલિત ખંડમાં નિશ્ચેતન શરીરે પડયા હતા.

દિવસો વિતવા માંડે છે...એક, બે, ચાર, આઠ, દસ, વીસ, ચાલીસ, પચાસ...સાઠ...સીત્તેર...

દાદાનો પાર્થિવ દેહ કેવળ એમના અપાર્થિવ આત્માની હાજરીના કારણે જાણે કે જીવતો છે...દવા–સુશ્રૂષા ચાલુ છે...એમની સેવા કરવા ઉત્સુક મંડળ પણ હાજર જ છે...

## થોડું વિષયાંતર

એક...દિ'

'દાદા'ની નિશ્ચેતનતા સીત્તેરેક દિ' એનો કાળઘડિયો વટાવી ચૂકયા હતા ત્યારે ૧૯૭૨ના જુલાઈની શરૂઆતની તારીખોમાં...

એટલે...'દાદા' ...વા. સા. ઈસ્પિતાલના પલંગે નિશ્ચેતન દેહે પડેલા છતાં મને હસતા દેખાયા...

બોતેર...ચુમોતેર...છોતેર...અઠ્ઠોતેર...એંસી...

એકયાસી...

બ્યાસી . મો દિવસ ઉગ્યો...

અને...

## દેહાવસાન જાહેર કરાયું

અને...

'દાદા'ના દેહાવસાનની અખબારી–નોંધમાં જણાવાયા પ્રમાણે ઈન્દુલાલનું ૮૨ દિવસની બેભાનાવસ્થા બાદ મૃત્યુ થયેલું જાહેર કરાયું...કે—

મહાગુજરાતના પ્રખર લોકનેતા, મહાન કિસાન કાર્યકર, સમર્થ સાહિત્યકાર અને સંસદસભ્ય શ્રી. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનું આજે સવારે ૮–૩૫ કલાકે અત્રેની વાડીલાલ સારાભાઈ ઈસ્પિતાલમાં ૮૦ વર્ષની ઉંમરે ૮૨ દિવસ સુધી બેભાન રહી, મૃત્યુ સામે લડત આપી શોકજનક અવસાન થયું છે.



અંતીમ દર્શન

શ્રી યાજ્ઞિક પર ગઈ તા. ૨૫મી એપ્રિલે સેરીબ્રલ થ્રોમ્બોસિસનો હુમલો થયો હતો અને ત્યારથી આજ સુધી તેઓ સંપૂર્ણ બેભાનાવસ્થામાં રહ્યા હતા. આમ, ૮૨ દિવસ સુધી મૃત્યુ સામે જંગ ખેલ્યા પછી ૮૦ વર્ષનો આજીવન યોદ્ધો આજે ચિર શાંતિમાં પોઢી ગયો હતો. ગઈ રાતથી એમની તબિયત બગડી હતી અને તેમને શ્વાસોચ્છ્વાસની તકલીફ ઊભી થઈ હતી. આ જાતની તકલીફ તેમને આ ૮૨ દિવસમાં વારંવાર થઈ હતી પણ ગઈકાલની તકલીફ પ્રાણઘાતક નીવડી હતી.

તેમને તુરત જ ઇસ્પિતાલના ડૉ. દામાણી તથા અન્ય તબીબોએ સારવાર આપી હતી. રાત્રે સાડાબારના સુમારે શ્રી. યાજ્ઞિકની તબિયતમાં સહેજ સુધારો વર્તાયો હતો. પરંતુ આજે સવારે ફરીથી તેમને શ્વાસોચ્છ્વાસની તકલીફ થઈ હતી. તરત જ તબીબો અને અન્યોને જાણ કરવામાં આવી હતી. છતાં સવારે ૮–૩૫ કલાકે શ્રી. યાજ્ઞિકનું હૃદય બંધ પડી ગયું હતું. તેમણે છેલ્લો શ્વાસ લીધો ત્યારે તેમને મૃત્યુ પામેલા જાહેર કરવામાં આવ્યા હતા.

શ્રી. યાજ્ઞિકના અવસાનના સમાચાર ફેલાતાં જ વિવિધ રાજકીય આગેવાનો, કાર્યકરો તથા સામાન્ય જનતાનો પ્રવાહ ઇસ્પિતાલ તરફ વહેવા લાગ્યો હતો. મુખ્યમંત્રી શ્રી ઘનશ્યામભાઈ ઓઝાએ શ્રી. યાજ્ઞિકના અવસાનના સમાચાર રાષ્ટ્રપ્રમુખ શ્રી. વી. વી. ગિરિ, વડાપ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધી, લોકસભાના અધ્યક્ષ શ્રી. ધીલ્લોન, કોંગ્રેસ પ્રમુખ ડૉ. શંકર દયાળ શર્માને મોકલ્યા હતા. રાજ્યપાલ શ્રી. શ્રીમન્નારાયણ, મુખ્યમંત્રી શ્રી. ઘનશ્યામભાઈ ઓઝા, ભૂતપૂર્વ મુખ્ય મંત્રી શ્રી. હિતેન્દ્રભાઈ દેસાઈ, અન્ય આગેવાનો તથા કામદાર નેતાઓ ઇસ્પિતાલમાં આવી પહોંચ્યા હતા.

...સરદાર પાર્ક ખાતે મૂકવામાં આવેલા શ્રી. યાજ્ઞિકના મૃતદેહના અંતિમ દર્શન માટે લાખો આબાલવૃદ્ધો કતારબંધ ઊભા હતા.

મોડીરાત સુધી અંતિમ દર્શન માટે લોકોનો ધસારો ચાલુ રહ્યો હતો. ઘણાં લોકોએ પુષ્પો, પૈસા અને ગુલાલ તેમજ ઘણાએ પુષ્પહારો અને સુતરની આંટીઓ તેમના મૃતદેહ પર મૂકી શોકાંજલિ આપી હતી.

એક અંદાજ અનુસાર આશરે બે લાખ લોકો સરદાર પાર્ક ખાતે ઉમટયા હતા, જેમાં રાજ્યના પ્રધાનો, ધારાસભ્યો, અમદાવાદ મહાનગરપાલિકાના સભ્યો, વિવિધ પક્ષોના રાજકીય આગેવાનો અને કામદારોના પ્રતિનિધિઓ તથા વેપારીઓનો પણ સમાવેશ થાય છે.

...'ઇન્દુચાચા'ના હુલામણા નામે જાણીતા, મહાગુજરાત ચળવળના પ્રણેતા શ્રી. યાજ્ઞિકના સમાચાર વિદ્યુતવેગે શહેરમાં ફરી વળતાં શહેરની શાળા–કોલેજો બંધ થઈ ગઈ હતી. ઘણી મિલો અને દુકાનો પણ બંધ રહી હતી.

...મુખ્ય મંત્રીની વિનંતિથી, કોઈપણ જાતનું કામકાજ કર્યા વિના ગુજરાત વિધાનસભાની આજની બેઠક મુલત્વી રહી હતી. સભ્ય ન હોય તેવી વ્યકિતને અંજલિ આપવા રાજ્ય વિધાનસભાની બેઠક મુલત્વી રહી હોય તેવો આ પ્રથમ બનાવ છે.

...કર્મચારીઓના અભાવે અમદાવાદ મહાનગરપાલિકાની વહીવટી કચેરીઓ સૂની હતી. ગેરહાજર કર્મચારીઓએ મહાનગર-પાલિકાના પટાંગણમાં શોકસભા ભરી હતી અને તે બાદ સમૂહમાં વાડીલાલ ઇસ્પિતાલે ગયા હતા.

સેરિબ્રલ હેમરેજની સારવાર માટે શ્રી યાજ્ઞિકને ૯૧ દિવસ પૂર્વે ઇસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યા ત્યારે તેમના તમામ અંગોને લકવો થયો હતો અને શરીરની મહત્વની પ્રક્રિયાઓ સ્થગિત થઈ ગઈ હતી. ઇસ્પિતાલના સહાયક તબીબી વડા ડૉ. દામાણી અને અન્ય તબીબોએ શકય તેટલી તમામ તબીબી સારવાર આપતાં

થોડાક દિવસ સુધી શ્રી. યાજ્ઞિકની તબિયત એકધારી રહી હતી. ત્યારબાદ તેમને શ્વાસ લેવામાં તકલીફ ઊભી થતાં તેમના શ્વાસની પ્રક્રિયા સુધારી લેવામાં આવી હતી. તેમને નાક દ્વારા પ્રવાહી ખોરાક અપાતો હતો અને 'સકશન' ક્રિયાથી મળશુદ્ધિ કરાવાતી હતી.

મૂત્રપિન્ડોની કામગીરી શિથિલ પડતાં બીજો ઉથલો આવ્યો હતો, તેમજ લોહીનું દબાણ વધ્યું હતું. યોગ્ય સારવાર આપી આ ક્રિયાઓ યથાવત કરાયા બાદ શ્રી. યાજ્ઞિકને પેશાબની તકલીફ ઊભી થતાં તે અંગે પણ સારવાર અપાઈ હતી.

એક મહિના પૂર્વે, સારવારનું કંઈક ફળ પ્રાપ્ત થયું હોય તેમ જણાયું હતું. પરંતુ જીવનના અંત સુધી તેઓ ભાનમાં આવી શક્યા નહોતા.

સેરિબ્રલ હેમરેજના હુમલા બાદ લાંબો સમય સુધી બેભાન રહેવાનો વાડીલાલ સારાભાઈ હૉસ્પિતાલનો શ્રી. યાજ્ઞિકનો કિસ્સો બીજો હતો. અગાઉ હૉસ્પિતાલના જ એક તબીબ...પર આવો જ હુમલો થયો હતો અને તેઓ લાંબો સમય બેભાન રહ્યા હતા પણ તેઓ વયમાં શ્રી યાજ્ઞિક કરતાં ૨૫ વર્ષ નાના હતા.

તા. ૧૮ જુલાઈ, ૧૯૭૨ ! મંગળવાર !

ગુજરાતના લોકનેતા સ્વ. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનું ગઈકાલે અવસાન થયા બાદ બરાબર ચોવીસ કલાકે એમનો મૃતદેહ જ્યાં લોકોના અંતિમ દર્શન માટે રખાયો હતો, તે સરદારપાર્ક ખાતેથી સવારે સાડા આઠ વાગ્યે એમની સ્મશાનયાત્રા શરૂ થઈ હતી.

ઈન્દુભાઈના મૃતદેહની નનામીને ખાસ શણગારાયેલી મોટર-ટ્રકમાં ધીરે રહીને મૂકી હતી.

ત્યારે ગગનમાં જાણે 'શિવોઽહમ' નો મંત્રધ્વનિ ગુંજારવ

કરતો હોય તેવું પવિત્ર, ગમગીન વાતાવરણ છાયું હતું.

લગભગ બે એક લાખની, સમાજના તમામ સ્તરની જનમેદની એક મહામાનવને અંતિમ વિદાય આપવા ઉમટી હતી. દૂધેશ્વરના ઘાટ સુધીનો રસ્તો પણ જનમેદનીથી હકડેઠઠ ગીચોગીચ ભરાઈ ગયો હતો

સ્મશાનયાત્રા ધીમે ધીમે શહીદ સ્મારક પાસે આવી. ઈન્દુભાઈના જીવનની એક અજોડ લડતના પ્રતીકરૂપ એ સ્મારક પણ આજે જાણે ગમગીન બની ગયું હતું. ત્યાં થોડી પળો સહુ થોભ્યા. અનંત નિદ્રામાં પોઢેલા ઈન્દુભાઈએ એ સ્મારકને જાણે અનંત સ્મિત સાથે જોઈ લીધું અને મીઠા આશિષ આપ્યા. ત્યાં એમના મૃતદેહને પુષ્પમાળા પહેરાવાઈ .. સંસ્થા કોંગ્રેસની કચેરીએથી પુષ્પાંજલિ ચઢાવાઈ !

મિશન રોડ પર સ્મશાનયાત્રા આગળ વધી રામબલિ બિલ્ડીંગ પાસે વળી ઈન્દુભાઈ સહેજ થોભ્યા. 'ફિરદોસ'ની આલીશાન ઈમારતના ભંડારિયાને પોતાની કચેરી બનાવતાં પહેલાં મહાગુજરાતની ચળવળનો જ્યાંથી એમણે પ્રાણસંચાર કર્યો હતો અને થોડો સમય ત્યાં રહ્યા પણ હતા એ રામબલિ બિલ્ડીંગ પર પણ અનંત યાત્રાના એ ચરમ તબક્કે, પંચમહાભૂતોમાં પોતાના પાર્થિવ દેહને સર્વવિલીન કરી દેતાં પહેલાં અપાર્થિવ ઈન્દુલાલે છેલ્લી નજર માંડી લીધી.

શહેરના મુખ્ય રાજમાર્ગો પર ફરીને સ્મશાનયાત્રા બપોરે એક વાગ્યે સાબરમતીના કાંઠે આવેલા દૂધેશ્વર સ્મશાનઘાટે આવી પહોંચી.

ફરી જાણે કે વાતાવરણમાં 'શિવોઽહમ' નો મંત્રધ્વનિ ગૂંજ્યો!

શ્રી. મોરાર પંડ્યાએ આણી રાખેલા ચંદનના કાષ્ટની ચેહ પર ધીમે રહીને 'દાદા' ની 'શય્યા' રચાઈ! બાણશય્યા પર સૂતેલા ભીષ્મપિતામહ જેવું જાજ્વલ્યમાન વ્યકિતમત્વ એનું પાર્થિવ સ્વરૂપ

જાણે હમણાં જ પવિત્રતમ અગ્નિની પાંખોએ સવાર થઈને પંચ-મહાભૂતોમાં એકરૂપ બની જશે એવી શ્રદ્ધા સાથે સૂતેલા 'દાદા' ના જમણા પગના અંગૂઠે એમના ભત્રીજા શ્રી. અનિલ યાજ્ઞિકે અગ્નિ ચાંપ્યો...

નભમંડળમાં સવિતા નારાયણ મધ્યાહ્ન વટાવી ચૂકયા હતા બરાબર દોઢ વાગ્યો હતો.

અને... ચેહની અગનજવાળાઓએ 'દાદા' ને પોતાની પાંખે અનંત યાત્રાએ લઈ લીધા હતા...

# [૫૭]

[તા. ૧૭ જુલાઇ ૧૯૭૨ ના રોજ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકનો દેહાંત થયો. એ જ દિવસે રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિએ ગુજરાતના રાજપાલશ્રી મારફતે શોકસંદેશ મોકલાવ્યો હતો. તા. ૩૧ જુલાઇના રોજ લોકસભાનું અધિવેશન શરુ થયું ત્યારે અધ્યક્ષશ્રીએ અને વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધીએ એમને અંજલિઓ આપી હતી. આ ત્રણેય અંજલીઓ અહીં આપીએ છીએ.]

(૧)

પીઢ ગાંધીવાદી શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક મારા ઘનિષ્ટ અને સન્માન્ય મિત્ર હતા. સ્વાતંત્ર્ય આંદોલનમાં એ અગ્રીમ હરોળમાં હતા. એમના દેહાંતથી મને ઊંડો ખેદ થાય છે.

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક સમાજના શોષિતવર્ગોના આગ્રહી પક્ષકાર હતા. એમના આંદોલનોનું એ નેતૃત્વ કરતા હતા અને સફળતા મેળવતા.

કેટલાક સમયથી એ વ્યાધિગ્રસ્ત હતા અને આપણી નિરાશાઓ વચ્ચે એ સાજા થશે એવી આશા રાખતા હતા પણ એ થવાનું ન હતું.

એમના દેહાંતથી મેં અંગત મિત્ર ગુમાવ્યો છે અને દેશે એક અગ્રણી ગુમાવ્યો છે. એમના પરિવારને મારા વતી સાંત્વન આપશો.

—વી. વી. ગિરિ

(૨)

શ્રી. યાજ્ઞિક આ સભાગૃહમાં અમદાવાદનું પ્રતિનિધિત્વ કરતા સભ્ય હતા. ૧૯૫૭ થી ૭૦ સુધી એ બીજી, ત્રીજી અને ચોથી લોકસભાના પણ સભ્ય હતા. દીર્ઘ માંદગીને અંતે તા. ૧૭ જુલાઇ

૧૯૭૨ના રોજ ૮૧ વર્ષની પરિપક્વ વયે એમનો દેહાંત થયો. શોષિતોના એ પ્રસિદ્ધ પક્ષકાર હતા. નિર્ભય અને સીધા એવા એ રાષ્ટ્રીય હિતને વરેલા હતા. સભાગૃહની કાર્યવાહીમાં એ રસપૂર્વક લક્ષ આપતા. એ બોલતા ત્યારે સૌ ધ્યાનપૂર્વક સાંભળતા. સભાગૃહના બધા વિભાગોમાં એમને માટે માન હતું. એ તટસ્થ રીતે બોલતા અને જે પ્રશ્ન પરત્વે એમને ઉગ્ર લાગણી હોય તે પ્રશ્ન વિષે જ બોલતા. એમના સૌજન્યને લીધે અને એમના મળતાવડા સ્વભાવને લીધે એ ચીરસ્મરણીય રહેશે. જી. એસ. ધીલ્લોન

(૩)

શ્રી. યાજ્ઞિક કચડાયેલા વર્ગોના અણનમ પક્ષકાર હતા. સાદાઈ, ધ્યેય પરત્વેની એકાગ્રતા અને ચારિત્ર્યના બળને પરિણામે ગુજરાતના જિવન ઉપર એ ઘેરો પ્રભાવ મૂકતા ગયા છે. આપણા સ્વાતંત્ર્ય-સંગ્રામના એ પીઢ નેતા હતા. એ શિક્ષણશાસ્ત્રી, કામદાર નેતા અને સાહિત્યકાર પણ હતા. વિચાર અને વ્યવહારનો એ સમન્વય કરતા. પરિપક્વ વયે એ પહોંચ્યા હતા તો પણ અંત સુધી જાહેર જિવનમાં એ સક્રીય રહ્યા હતા. રાષ્ટ્રે એક અસામાન્ય આમજનતાનો નેતા ગુમાવ્યો છે.

–ઇન્દિરા ગાંધી

# ૠણસ્વીકાર

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની આત્મકથાનો છેલ્લો ભાગ પ્રસિદ્ધ થાય છે ત્યારે આત્મકથાના સંપાદનમાં જેમણે સહકાર આપ્યો છે, એ સૌનો આભાર માનવો જોઈએ પણ એટલો જ ૠણસ્વીકાર પૂરતો નથી. ઈન્દુભાઇના જિવનના છેલ્લા બ્યાસી દિવસ હોસ્પિટલમાં ગયા. જનતાએ એ દિવસોમાં અનન્ય પ્રેમ વરસાવ્યો. સૌથી વિશેષ તો એ જનતા જ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકનો વારસો લેવાની હકકદાર છે. શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની માંદગીના સમયમાં વાડીલાલ સારાભાઈ હોસ્પિટલના ડૉ. સૌદામિનીબહેન પંડયા અને ડૉ. એસ જે. દામાણીના નેતૃત્વ નીચે તબીબોએ, પરિચારીકાઓએ અને અન્ય કર્મચારીઓએ જે સેવા બજાવી તે માત્ર કર્તવ્ય લેખે બજાવી નથી. એ સૌએ હૃદયની ઊંડી લાગણીથી એ સેવા બજાવી હતી એમ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની સમીપમાં રહેલા બધાને લાગ્યું છે. મહાગુજરાત સેવા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ, શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અમૃતમહોત્સવ સમિતિના સભ્યો, ગ્રામવિકાસ સંઘના સભ્યો અને શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક સાથે વિવિધ રીતે સંકળાયેલા અનેકોએ આ દિવસોમાં સેવા આપી છે. આ બધા ઉપરાંત એવા થોડાક શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકના ચાહકો હતા કે જેમનો નામોલ્લેખ કરવો જ જોઈએ. એ સૌની સેવાનું મૂલ્યાંકન ન થઈ શકે. સતત ખડેપગે હાજર રહીને કુટુંબ વિનાના શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકના કુટુંબીઓ જેવા એ બની રહ્યા. સૌએ પોતપોતાની રીતે સાચું વડીલતર્પણ કર્યું. વયોવૃદ્ધ શ્રી. બાબુભાઈ માણેકલાલ બાવલાએ બ્યાસી દિવસની એકાગ્ર સેવા કરીને જાણે વડીલબંધુનું તર્પણ કર્યું. શ્રી વસંત ગુપ્તેએ શ્રી ઈન્દુલાલ

યાજ્ઞિકની માંદગી અંગે અખબારી યાદીઓ પ્રસિદ્ધ કરવાનું સંભાળ્યું. શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકના 'ભાભારાણા' શ્રી પ્રકાશ વાસુદેવ ત્રિપાઠીએ પિતામહની સેવાનો ભાવ અનુભવીને હોસ્પિટલમાં પથારી પાથરી. શ્રી છગનભાઈ હડિયેલ, શ્રી રમેશચંદ્ર મોહનલાલ સોલંકી, શ્રી બિપીનચંદ્ર શાંતિલાલ શાહ, શ્રી. સૌલેશ શાહ, વગેરેએ તો ઇન્દુલાલ યાજ્ઞિકની શારીરિક અને અન્ય સર્વ પ્રકારની ખડેપગે સેવા કરી. શ્રી. જગદીશ શાંતિલાલ શાહ, શ્રી શાંતિલાલ શાહ, શ્રી ગોપીનાથ રૂગનાથ, શ્રી ડાયસ ગીલબર્ટ ક્રિશ્ચિયન એ સૌ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકના સંગ્રામસમિતિના કાળના અનુયાયીઓએ સતત હાજર રહીને જે કંઈ કામ સોંપાય એ પૂરા ભક્તિભાવથી કર્યું. માંદગીના સમય દરમિયાન પરિચારીકાઓનું આંદોલન આવ્યું ત્યારે ડૉ. શૈલબાળાબહેન મોતીવાળાએ અને ડૉ. હરિભક્તિએ સેવા આપી. આ સૌની ગુજરાતની જનતા ઋણી છે.

× × × ×

આત્મકથાના આ ભાગ માટે સંપાદનકાર્યમાં જેમનો સહકાર ઉલ્લેખનીય છે તેમના નામો જ અહીં તો આપીશું—શ્રી. જગદીશભાઈ ર. શાહે શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકની માંદગીની સળંગ કથા સરસરીતે આલેખી આપી છે. તસવીરો વિષે અને અન્ય સહાય વિષે પ્રસ્તાવનામાં સંપાદકે ઉલ્લેખ કર્યો જ છે. આત્મકથાની સૂચિ શ્રી. હસમુખ એમ. ભટ્ટે તૈયાર કરી આપીને સંપાદક ઉપરનો એક મહત્ત્વનો બોજ હળવો કર્યો છે. આ સૌનો અમે આભાર માનીએ છીએ.

× × × ×

અંતે થોડુંક શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકના અપૂર્ણ રહેલાં સ્વપ્ન વિષે કહીને અમારું વકતવ્ય પૂરું કરીશું

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક જનતાના શિક્ષણનું અને સંગઠનનું જે કાર્ય કરવા માગતા હતા તે અપૂર્ણ રહ્યું છે. જનતા વિદ્યાકેન્દ્રની એમની ભાવનાને મૂર્ત કરવાનું કર્તવ્ય બજાવવામાં અમે સૌનો

સહકાર માનીએ છીએ. યાજ્ઞિકનગર (નેનપુર) માં એક ગ્રામ્ય હોસ્પિટલ રચવાનું એમનું સ્વપ્ન છેક ૧૯૪૬ના વર્ષથી હતું એ પણ અપૂર્ણ રહ્યું છે. આપણે એ પૂર્ણ કરવા પુરુષાર્થ કરીએ.

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકનું સાચું સ્મારક એમની ભાવનાને સાકાર કરવામાં છે. એમના સ્મારકની પ્રવૃત્તિનું એક ચરણ વાત્રક ખેડૂત વિદ્યાલય મારેના નવાં મકાનના ઉદ્‌ઘાટનમાં મંડાયુ છે. એ વિદ્યાલયની આસપાસ શાંત અને નિસર્ગરમ્ય ઉદ્યાનનગર રચવાના એમના મનોરથ હતા. એ મનોરથ મૂર્ત થવાનાં પ્રથમ ચરણ મંડાયા ત્યારે એટલે કે ત્યાં રચાયેલી અમુલ સોસાયટીના વાસ્તુપૂજનનો સમારંભ યોજાયો ત્યારે એમણે ઉમળકાભેર સંદેશો મોકલતા લખ્યું હતું: 'ખરેખર આ પહેલાં જ મકાનો ખડાં થતાં રેલવેની બારીમાંથી જોઈને મને ઘણો આનંદ થાય છે.' આ પ્રવૃત્તિ વેગ પકડે એ માટે સૌ પ્રયત્નશીલ બને એવી આપણે આશા રાખીએ.

મહાગુજરાત સેવા ટ્રસ્ટ જેમણે જેમણે સહકાર આપ્યો છે એમનો ઋણસ્વીકાર કરે છે ત્યારે શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકના ગુજરાતને ગૌરવ અપાવે એવા સ્મારકની રચનાના કાર્યમાં સામેલ થવા સૌને આમંત્રણ આપે છે.

ટ્રસ્ટીઓ,
મહાગુજરાત-સેવા ટ્રસ્ટ.

# સૂચિ

ઝ



ટ

## શ